

ઉમ્મર, ૨૭. નર્મદ આખરે જુદાઈજી.

જન્મ ઈ. સ. ૧૮૩૩ } આગષ્ટ તા૦ ૨૪.

{ મૃત્યુ ઈ. સ. ૧૮૮૬ ફેબ્રુઆરી તા૦ ૨૬.

# જૂનું નર્મગદ્ય

પુસ્તક ૧ લું

(સને ૧૮૫૦ થી તે ૧૮૬૫—આગસ્ટ ૩૧ મી સુધીનો સંગ્રહ)

નર્મદાશંકર લાલશંકર દવે

પ્રસિદ્ધ કર્ત્તા
"ગુજરાતી" પ્રેસના માલીક

"ગુજરાતી" પ્રિંટિંગ પ્રેસ, મુંબઈ.

ઈ. સ. ૧૯૧૨ સંવત ૧૯૬૮

કિમ્મત રૂ૰ અઢી

ડાક્ટર ભાઉ

દક્ષણી મંડળમાં જેટલા મને ઓળખે છે અને જેઓ મારૂં લખેલું સમજી મને વખાણે છે તેમાં તમે મુખ્ય છો અને પોતે મહાવિદ્વાન તથા સંસારસુખદુઃખના અનુભવી છો એટલે મારો શ્રમ ને મારી સ્થિતિ એ બેની દાઝ જાણોછો અને ટુંકામાં તમે સંબંધે વડિલ ભાઇ જેવા ને પરમસ્નેહી જેવા છો માટે આ ગ્રંથ તમનેજ પ્રેમભક્તિથી અર્પણ કરૂં છઉં

હું નર્મદાશંકર.

# પહેલી આવૃત્તિની સૂચના.



આ સંગ્રહ મેં મારેમાટેજ છપાવ્યો છે-પછી લોકો એનો લાભ લે તો લે. પંદર વરસમાં જુદા જુદા આકારમાં છપાઇને બાહાર વેરાતું પડેલું ને લખાઇને ઘરમાં રઝળતું અને કામ પડેથી મુસ્કેલે હાથ લાગતું એવાં લખાણનો સંગ્રહ મારી ટેબલપર હાજર હોવોજ જોઇયે. એ લખાણ, પ્રસંગના જોસ્સાઓની નીશાની છે, માટે એમાંના વિચારોને ચોમાસાનું ડોહોળાયલું પાણી સમજવું—અલબત થોડાં વરસપછી (ફેરફાર સાથે ફરીથી છપાય તો) એ વિચારો શરદૃઋતુનાં પાણી-જેવા થાય ખરા. મારા વિચારને માટે સમજુક ગમે તેમ બોલો, પણ આટલું તો હુંજ ખાતરીથી કહુંછું કે મારાં ગદ્યની ભાષા, સને ૧૮૨૧ થી તે આજદીન લગીમાં બહાર પડેલા જાણવાજોગ નમુનામાંની એક છે. બાળમિત્ર ભાગ ૧ લાનું લખાણ, કોલમ્બસનાં વૃત્તાંતનું લખાણ, કવિ દલપતરામનું લખાણ, ભાઈ મહિપતરામનું લખાણ અને મારૂં લખાણ એ, જુદી જુદી ઢબના નમુના છે. હું ઘણો દલગીર છઊં કે ઉતાવળને લીધે અને ઘણાજણના હાથથી પ્રુફશીટો તપાસાયાને લીધે વર્ણશુદ્ધિ એકસરખી રહી નથી. સંસ્કૃત શ્લોક પણ અશુદ્ધ રહ્યા હશે.

અહીંના ને જીલ્લાના ઘણાએક લોકોની ઇચ્છા અને કેટલાએક મિત્રોની વિનંતિ એ ઉપરથી મેં મારૂં ચાઠું (જરમનીથી કોતરાવી અણાવી) ગ્રંથને આરંભે મુકવાનો અવિવેક કર્યો છે.

મુંબઈ, તા૦ ૨૫ મી<br>સપટેમ્બર, ૧૮૬૫.

ન૦ લા૦

# પ્રગટકર્તાના બે બોલ.



ઓગણીસમી સદીના મધ્ય ને અંતમાં થઈ ગયેલા કવિઓમાં કવિ નર્મદાશંકર એ ગુર્જરગિરાના મ્હોરારૂપ છે. સામ્પ્રત સાક્ષરો કહે છે તેમ કવિ નર્મદ એ Morning star of modern Gujarati prose; અર્થાત્ ગુર્જરગિરાના સામ્પ્રત ગદ્ય લેખનનો શુક્રનો તારો છે. કવિની કવિત્વશક્તિ અને ગદ્યશક્તિ માટે કોઈપણ જાતના વિચારનો અત્ર ઉલ્લેખ કરવો, અને તેની પ્રશંસાને માટે બે શબ્દો પણ લખવા એ સોનાને રસવા જેવું અને સૂર્યને આલેખવા જેવું ગણાય. નૈસર્ગિક પ્રાસાદિક કવિ તે નર્મદ જ; ભાષા તે નર્મદની જ.

કવિ નર્મદના પુત્ર ભાઈ જયશંકરના મરણ પછી તેના ટ્રસ્ટીઓ મેસર્સ ઠાકોરદાસ ટી. તારકસ, અને ડા. મુલચંદ દામોદરદાસ મુકાતી પાસેથી કવિ નર્મદના છપાયલા સર્વે ગ્રન્થોનો, અને ન છપાયલા એવા સર્વ મેન્યુસ્ક્રીપ્ટ ( હસ્ત-લિખિત પ્રતો) નો સર્વ હક્ક (Copyright) "ગુજરાતી" પ્રેસના માલીકે વેચાતો લીધો છે. એ હક્ક વેચાતો લીધા પછી કેટલાક ગુર્જર સાક્ષરો તરફથી જણાવવામાં આવ્યું કે કવિ નર્મદનું "જૂનું નર્મગદ્ય" જેવું છે તેવું ને તેવુંજ ફરીથી છપાવવું, અને તે લોકોને સસ્તી કીંમતે મળે તેવી સવડ કરવી. કારણ કે નવા લેખકો અને વિદ્વાનોને, કવિ નર્મદ પ્રારંભમાં કેવી શૈલી અને જોડણીથી લખતા હતા તેનું યથાર્થ જ્ઞાન થઈ શકે. સાક્ષરોની એ ઇચ્છાનુસાર આ નવી આવૃત્તિ પ્રગટ કરવામાં આવી છે.

૧૮૬૫ માં છપાયલા નર્મગદ્યની આવૃત્તિ પ્રમાણેજ આ આવૃત્તિ કહાડવામાં આવી છે; તેમાં કોઈ પણ પ્રકારનો ફેરફાર કરવામાં આવ્યો નથી. માત્ર જ્યાં દૃષ્ટિદોષથી અક્ષરચૂક હતી, અને એક જ વિષયમાં એક લીટીમાં એક અને બીજીમાં બીજી જોડણી જોવામાં આવી, ત્યાં બહુને પ્રમાણ માની એકાદિને સૂધારવામાં આવી છે. ઉદાહરણ તરિકે એક લીટીમાં "ત્યાં" અને તેજ વિષયમાં અન્ય સ્થળે "તાંહાં," "દહાડો" ને "દાહાડો," "બિજું" ને "બીજું" ઇત્યાદિ. બીજી જોડણીમાં કોઈ પણ જાતનો ફેરફાર ન કરવાની સંભાળ લેવામાં આવી છે. પરિશિષ્ટમાં બે વિષય નવા ઉમેરવામાં આવ્યા છેઃ એક ૧૮૮૩ માં છપાઈ ગયેલો છે અને બીજો કવિના મેન્યુસ્ક્રીપ્ટમાંથી દાખલ કરવામાં આવ્યો છે.

કવિના પ્રથમના વિચારો જાણવા માટે "જૂનું નર્મગદ્ય" અતિ ઉપયોગી છે એ કહેવાની કંઈ ખાસ જરૂર નથી. પ્રકટકર્તાને આશા છે કે ગુર્જર પ્રજા, જે સસ્તી કીંમતે "જૂના નર્મગદ્ય" ની આ નવી આવૃત્તિ કહાડવામાં આવી છે તેનો સંપૂર્ણ લાભ લેશે.

કવિના પ્રસિદ્ધ થયેલા અને અપ્રસિદ્ધ સર્વ ગ્રન્થો હવે પછી એક સટના બહાર પાડવામાં આવશે, અને તેના ઘણું કરીને નવ ગ્રંથો થશે.

# અનુક્રમણિકા.



વિષય. પૃષ્ઠ.

૪ સ્ફુટવિષય—ડાંડિયામાંના.

# જૂનું
# નર્મગદ્ય

## નિબંધ

### ૧. મંડળી મળવાથી થતા લાભ*

સભાસદ ગૃહસ્થો, આપણા દેશમાં તથા લોકમાં આવી રીતે મંડળી મળવાનો ચાલ પ્રાચીનથી ચાલતો આવેલો સાંભળ્યામાં તથા જોવામાં આવ્યો નથી, અને વાસ્તવિક વિચાર કરતાં માલમ પડે છે કે, મંડળી મળવાનો ચાલ આપણામાં અસલથી નહીં જ, પણ દૈવયોગે કરીને થોડાએક દિવસ થયા આવી મંડળી મળવાનો સંપ્રદાય નિકળ્યો છે તેથી હું ઘણો આનંદ પામ્યો છઉં. તેમાં વિશેષે કરીને આ મંડળીનો સમારંભ ચાલતો જોઈ મને અત્યંત હર્ષ ઉપજ્યો છે, માટે આ પ્રસંગે તમારી આગળ એ વિષય ઉપર થોડુંએક ભાષણ કરું છઉં.

આ ભાષણથી મુખ્યત્વે કરીને ત્રણ વાત મારે તમને બતલાવવી અવશ્યક છે, તેમાં પેહેલી એ કે આ દેશમાં આવી મંડળી મળવાનો ચાલ નહીં, માટે શું શું નુકસાનો થયાં તથા અતઃપર આવી મંડળી મળવાનો ચાલ નહીં જેવો થાય તો શું શું અનર્થો થાય. બીજી વાત એ કે આવી મંડળી મળવાથી શા લાભ થાય છે તે બતાવવું; અને ત્રીજી વાત એ કે આપણા દેશી લોકોએ કિયે પ્રકારે મંડળી કાહાડવી તથા તદનુસાર ભાષણ તથા નિબંધો કેમ અને કિયે ઉદ્દેશે કરવા.

---

* એ વિષય ઉપર મેં સન ૧૮૫૦ ના વરસમાં જુવાન પુરુષોની અન્યોઅન્ય બુદ્ધિવર્ધક સભામાં મ્હોડેથી ભાષણ કર્યું હતું. એ ભાષણનો વિચાર થોડા ઘણા ફેરફાર સાથે નિબંધના આકારમાં લખી કહાડી એ નિબંધ સન ૧૮૫૧ ની ૪થી જુલાઈયે સુરતની સ્વદેશહિતેચ્છુ મંડળીમાં વાંચ્યો હતો અને પછી મુંબઇમાં મારા બાપ પાસે લખાવી શીલા છાપપર છપાવી સન ૧૮૫૧ ની આખરે લોકમાં પ્રગટ કીધો હતો. તા૦ ૧ લી અકટોબર ૧૮૫૫ એ પણ બુદ્ધિવર્ધક સભામાં મેં એ જ વિષે પાછું મ્હોડેથી ભાષણ કર્યું હતું. ઉપર જે નિબંધ છે તે સુરતમધ્યે નાણાવટમાં મંડળી મજકુરનાં મકાનમાં ૨૦૦ શ્રોતાઓની આગળ વાંચ્યો હતો.

એ નિબંધનો વિષય ઘણો સારો છે, પણ તે જેવી રીતે કસાયલી કલમે એટલે મોટા વિચારથી, ઘણા દાખલાથી અને સારી રચનાથી લખાવો જોઇયે તેવો લખાયો નથી; ને એમ છતે જુવાનીની હોંસમાં તેને મેં છપાવી પ્રગટ પણ કર્યો છે. આ પ્રસંગે જે છપાવું છું તે મોટી નાખુશીથી, કેમકે એ જોઇને મારી આજની કલમ શરમાય છે; પરંતુ ૧૮ વરસની ઉમરે હું કેવું લખતો ને પછી ધીમે ધીમે કેવો સુધરતો ગયો, તેનું સ્મરણ રાખવાને એ નિબંધ અહીં ફરીથી છપાવું છઉં.

ઉપર કહેલી ત્રણ વાત બતાવ્યા પેહેલાં મંડળી અથવા સભા શબ્દનો અર્થ કહું છું તે ઉપર લક્ષ આપો, કે જેથી મૂર્ખ લોકો અર્થનો અનર્થ કરે છે તે ન કરે.

ચાર અથવા વધારે માણસો લાવણી અથવા ઇશ્કના ખ્યાલ ટપ્પા ગાવા કે સાંભળવા બેશે, કેફ કરવા બેશે, અથવા કોઈ તરેહનું ટાહેલું કરવા બેશે, ઇત્યાદિ પ્રકારે ઘણાં માણસો એકઠાં મળી બેશે અને તેમાં કદાચ કોઈ અથવા સઘળા વિદ્વાન હોય, તોપણ તેને મંડળી અથવા સભા મળી છે એમ કેહેવાશે નહીં, કારણ એવા કર્મમાં કંઈ સભ્યતા નથી. પણ ચાર અથવા વધારે માણસો એકઠા મળી જ્ઞાનની અથવા શાસ્ત્રની, ઇતિહાસની અથવા કોઈ જાતની વિદ્યાની ઇત્યાદિ અનેક પ્રકારનાં સુકર્મની વારતા તથા ભાષણ કરે તો મંડળી અથવા સભા કેહેવાશે, કેમકે તેઓનામાં સભ્યતાનું કર્મ જોવામાં આવે છે, અગર એવા મળેલા લોકમાં કોઈ અથવા સઘળા વિદ્વાન તથા શાસ્ત્રીયો ન હોય તો પણ દાખલો, કે નકામી હરેક તરેહની વારતા અથવા મશ્કરી ઠઠ્ઠા વગેરે ચાલતાં હોય છે તે ઠેકાણે સારાં માણસો મળેલાં હોય છે, તો પણ તેને મંડળી કેહેવાતી નથી; અને બેચાર શાસ્ત્રીયો એકઠા થઈ શાસ્ત્રની તકરાર કરતા હોય છે તો તેને સભા કેહેવાય છે, એવો વહીવટ જારી છે. મંડળી શબ્દનો સાધારણ અર્થ મેં તમને કહ્યો, પણ એ કર્તાં બીજો અર્થ ઘણો અગત્યનો ને વજનદાર કે જેનું સમજવું તો આપણા દેશીઓને મોટો લાભ મેળવવાનો ખરો રસ્તો, તે બીજો અર્થ આ પ્રમાણે છેઃ–ચાર અથવા વધારે માણસોએ એક સ્થળે એકઠાં બેસી, એકાગ્રચિત્ત કરી, એકવૃત્યભિલાષી થાવું ને એક વાત સિદ્ધ કરવી ને એક્રો અથવા સંપ રાખી જગમાં તે પ્રમાણે વર્ત્તવું. સારાંશ, કે ઘણાં માણસોએ માંહોમાંહે સંપ રાખી એકદિલ થવું, એ પણ મંડળી અથવા સભા શબ્દનો બીજો અર્થ છે.

૧. આપણા દેશના તથા ઇતર દેશના ગ્રંથો જોવા તથા સાંભળવા થકી માલમ પડે છે કે, પૃથ્વીપરના બીજા સર્વ દેશ કર્તાં હિંદુસ્તાન ઘણું જુનું તથા સારું છે. હિંદુસ્તાન સર્વ ઇતર દેશ કર્તાં વધારે સારું છે એનાં પ્રમાણ ઘણાં ને પ્રત્યક્ષ છે. માટે આ ઠેકાણે તે ન કેહેતાં એટલી જ વિનંતિ કરુંછું કે, આખી પૃથ્વીમાં સહુ કર્તાં સારું અને જુનું એવું જે હિંદુસ્તાન, તે આ જમાનામાં ઘણા ખરા બીજા દેશ કર્તાં છેક નઠારું થઈ જઈ બેહાલ થઇ સર્વ વાતે તુટી ગયું છે. તેનું કારણ શું છે, તેનો તમે બુદ્ધિમાન વિચાર કરો. હવે આ વિચાર કરવાથી તમારામાંના કોઈના મનમાં આવશે કે એમ થવાને ઈશ્વરી ઇચ્છા છે તો એ વાતને હું કેવળ ઇનકાર નથી કરતો; પણ એટલું કહુંછું કે, મંડળી મેળવી દેશની આબાદાની રાખવી, એવી બુદ્ધિ આપણા દેશીયોમાં થવાને તેણે (ઇશ્વરે) પ્રથમ પ્રેરણા નહીં કરી હોય, તો પણ મંડળી મળી સારા સારા ઉદ્યોગ કરવાનો ચાલ આપણા દેશમાં હોવા છતાં (તકરારને માટે, હુતો તો નહીં જ) કંઇ પણ આપણા દેશની ખરાબી થઇ છે એવું નથી, માટે ઇશ્વરે કીધું છે તો પણ એવા નીમથી

કીધું છે. તારે, એ ઉપરથી સિદ્ધ થાય છે કે હરેક દેશને આબાદ થવાનાં કારણો ત્રણ છે. મંડળી મળવાનો સંપ્રદાય, વેપાર અને સ્વતંત્ર રાજ, પણ એ ત્રણનું મૂળ મંડળી અથવા સંપ છે. માટે ફરીથી કહું છું કે, પ્રાચીન તથા સારો છતાં આપણો દેશ સર્વ પ્રકારે તુટી ગયો છે. તેનું કારણ આ છે કે, આપણામાં મંડળી મળવાનો ચાલ ચાલતો આવ્યો નથી ને અતઃપર જો આપણા દેશી લોકો મંડળી મળવાનો ચાલ નહીં ચલાવે તો, થોડામાં ઘણું કહુંછું કે, આપણો દેશ જેટલો તુટી ગયો છે તેના કર્તાં અત્યંત વધારે તુટી બેહાલ થઇ, છેક ખરાબી ઉપર આવી જશે, એમાં કંઇજ શક નથી. તમારામાંનો જો કોઇ કેહેશે કે દેશની ખરાબી થઈ ને દેશ તુટી ગયો, તેમાં આપણી ખરાબી શું થઈ? તો જાણવું કે દેશની ખરાબી તે જ આપણી ખરાબી એ વાત સાફ ખુલી છે. દેશ તુટી જવાથી આપણા હિંદુરાજાઓનાં રાજ્ય ગયાં, રાજ્યની જોડે વિદ્યા ગઈ, હુન્નર ગયો, કળાકૌશલ્ય ગયાં, વેપાર રોજગાર ગયા, ધન ગયું, સત્તા ગઈ ઈત્યાદિ સર્વ જે ગયું તે દેશની ખરાબી થવાથી ગયું; અને અતઃપર જે જશે તે દેશની ખરાબી થવાથી જ જશે. અથવા એ સર્વ જવાથી દેશની ખરાબી થઈ અથવા થશે તો પણ એમાંથી કંઈ પણ થવાનું કારણ મંડળી ન મળવાનો ચાલ છે ને એ સંપ ન રાખવાનો ચાલ અતઃપર જારી રેહેશે તો નિશ્ચે જાણજો કે જે પ્રમાણે જંગલી ઢોર જેમ તેમ કરી પોતાનું ગુજરાન ચલાવે છે, જેમ આફ્રિકાના સિદી લોકો તથા ઊત્તર અમેરીકાના ઇંડીયન લોકો, પોતાનો નિર્વાહ કરે છે તેવા આપણે હિંદુ થઇશું. કેમકે આપણા લોકો એવા તો આળસુ થઈ જઈ વિચારશૂન્ય થઈ ગયા છે કે ભણવું ગણવું તથા વેપાર રોજગાર વગેરે અનેક પ્રકારના ઉદ્યોગો કરવા મુકી દઈ, બજારે બજાર, મોહોલ્લે મોહોલ્લે ને ચકલે ચકલે એકઠા મળી બેશી રહે છે. કેટલાએક મજાકઠ્ઠામાં મગન રહે છે; કેટલાએક ઢોલ છક્કડ વગેરે કરી અપશબ્દો બોલવામાં મોટાઈ માને છે; કેટલાએક હાથ પગ બાંધી નવરા બેઠા બેઠા લોકોની નિંદા કરેછે; કેટલાએક જમણવાર વગેરે ખાવાપિવાની જ વાતો કરેછે. એ રીતે સર્વ તરેહના લોકો નિરુદ્યોગી ઘણો કાળ કાહાડે છે. તેમાં ઘણું કરીને બ્રાહ્મણ લોક ને તેમાં પણ સઘળાને મુકી દઈ મારા સ્વન્યાતિલોકો હવાડીયે ચકલે બેશી તડાકા માર્યાં કરે છે. તેમાં સારાંશ, ભોજનવાર્તા તથા નિંદાવાર્તા હોય છે એ કેવું નઠારું છે? હવે તમે ખરા મનથી વિચાર કરો કે, તમારા સમજવામાં એમ આવશે જ કે કળાકૌશલ્ય, વેદશાસ્ત્ર વગેરે ભણવું ગણવું એ સર્વ છોડી દઈ, નિરુદ્યોગી થઈ બેઠાથી જ આપણો દેશ નિર્ધન અવસ્થાને પોંહોચ્યો છે અને એમાં અંગ્રેજ વગેરેનાં રાજ્યનોજ લોકો કેવળ વાંક કાહાડે છે તે ખોટું છે.

હવે સંપ નહીં રાખવાથી કેવું મોટું નુકસાન છે એ સહુના જાણ્યામાં આવ્યું હશે. તે છતાં કોઇના જાણ્યામાં કમી રહે માટે છેલ્લું કહું છું કે, અજ્ઞાન તથા નિર્ધન વગેરે એવી ખરાબ હાલતમાં રેહેવું, તેથી તો માણસને મરવું સારું. એક આપણામાં

કેહેવત છે કે "જીવ જાય તો સારું પણ જીવનગાળો જાય તે માઠો." માટે રે ઓ ભાઇઓ, સંપ રાખવાનો ચાલ સારી રીતે શરૂ કરો કે જેથી આપણો તથા આપણા પરિવારનો જીવ પણ જાય નહીં ને જીવનગાળો પણ જાય નહીં. રૂડા ગૃહસ્થો, મંડળી ન મેળવ્યાથી શું નુકસાન છે એ તમારા ધ્યાનમાં આવ્યું હશે, તો એ ઉપરથી તમારા લક્ષમાં ત્વરાથી એમ પણ આવશે જ કે, મંડળી મેળવ્યાથી અથવા મંડળી મેળવી સંપ રાખ્યાથી માહાભારત લાભ છે. માટે એ વિષે મારે તમને વિશેષ કેહેવાની જરૂર નથી, તોપણ થોડીએક વાત કહુંછું તે સાંભળો.

૨ મંડળી મેળવી સારાં ભાષણો કરવાથી તથા નિબંધો કરવા તથા વાંચવાથી, ચારમાં પ્રતિષ્ઠિતપણે સારું બોલતાં, લખતાં, વાંચતાં, તથા વાદ કરતાં ન આવડતું હોય તો આવડે અને જ્ઞાન તથા બુદ્ધિનો ફેલાવો થાય; જેથી દુરાચરણ ત્યાગ કરી સદાચરણ સંગ્રહ કરવાની ટેવ પડે ને વળી આ લોકમાં સુખ પામી પરલોકમાં પણ સુખની જ પ્રાપ્તિ થાય. આપણા દેશમાં મંડળી મળવાનો ચાલ નહીં, માટે આપણા લોકો એ વાત પૂર્ણ પ્રેમથી સંપૂર્ણ ખરી નહીં માને, પણ સમદૃષ્ટિથી ખરો વિચાર કરી જે લોકોમાં મંડળી મેળવવાનો ચાલ ચાલ્યો આવ્યો છે તથા ચાલ્યો જાય છે, તે લોકોના સામું જોઈ, તેઓના વિચાર તથા વૈભવ ઉપર નિધા કીધાથી સાફ માલમ પડશે, કે મંડળી મળવાના ચાલથી મોટો લાભ થાય છે.

ઉદાહરણાર્થે, પ્રાચીન કાળમાં ઈંગ્લાંડદેશના લોકો કેવળ જંગલી અવસ્થામાં હતા. એ લોકોમાંના કેટલાએક જનાવરોનો શિકાર કરી, કેટલાએક માછલાં મારી અને કેટલાએક, વૃક્ષોનાં ફળો ખાઈ જેમ તેમ ઉદરપોષણ કરતા હતા; એક બીજાથી બીહીને (જંગલી લોકોનો એવો સ્વભાવજ હોય છે) એકાંત ઝુપડી બાંધી રેહેતા હતા; વગેરે બીજી દુર્દશા ઘણી હતી, જેનું વર્ણન કરતાં કાળ અત્યંત રોકાય, માટે ટુંકામાં કહું છું કે, તે લોકો જન્મથી તે તેના અંત સુધી એવી હાલતમાં દિવસ કહાડતા હતા. પણ એવું છતાં તે લોકોની સંખ્યા વધી. તેઓ પુષ્કળ દ્રવ્યસંપત્તિને પામ્યા, મોટા વેપારી કેહેવાયા, તથા તેઓએ ઘણાખરા દેશોમાં પોતાનાં રાજ્ય સ્થાપન કીધાં. એ સર્વનાં મૂળકારણો શાં? તો આ જ કે તેઓએ એક બીજાની પાસે રેહેવાનું, ઉઠવા બેસવાનું, તથા વાત વિચાર કરવાનું રાખ્યું ને સાચી વસ્તુનો તથા સદાચરણનો શોધ કરી તેનો સ્વીકાર કરવા માંડ્યો ને સચ્ચાઈ તથા સદાચરણના શોધ તથા સ્વીકારથી દીનપરદીન તેઓ જુની વાત મુકતા ગયા ને ઉપયોગી વાત લેતા આવ્યા. સભાસદ ગૃહસ્થો, ઈંગ્લાંડ, ફ્રાન્સ અને અમેરિકા એ દેશના લોકો, આખી પૃથ્વીના સઘળા દેશોના લોકો કરતાં હાલ વધારે ડાહ્યા તથા વિદ્વાન, કળાકૌશલ્યવાન, દ્રવ્યવાન વગેરે સર્વ પ્રકારે વિશેષ થઈ બેઠા છે તેનું મૂળ કારણ એ છે કે ત્યાંહાં શેહેરે શેહેર, ગામો ગામ, મોહોલ્લે મોહોલ્લે અને ચકલે ચકલે મંડળી મળવાનો ચાલ છે. દુરાચરણનો, દુઃખનો અને અજ્ઞાનનો નાશ થઈ સર્વ પ્રકારનાં સુખ તથા લખવા વાંચવા વગેરે અનેક પ્રકારનાં સુજ્ઞાનની પ્રાપ્તિ જે

થાય છે, તે સર્વ મંડળી મેળવી સુભાષણ કરવાની ચાલ ચલાવ્યાથી થાય છે; ને એજ ચાલથી ગાંડાના ડાહ્યા, મૂર્ખના વિદ્વાન, દરિદ્રીના ધનવાન ને અરાજ્યના રાજ્યવાન વગેરે લોક થાય છે માટે હું ફરી ફરીને કહું છું કે આપણા લોકોમાં મંડળી મેળવી નવી નવી વાતો ઊપર સ્વઈચ્છા પ્રમાણે ભાષણ કરવું તથા સાંભળવું, એવો સંપ્રદાય ઘણી આતુરતાથી ચલાવવો જોઇયે કે જેથી ઊપર કહ્યા પ્રમાણે મોટા લાભની પ્રાપ્તિ આપણા દેશીયોને પણ થાય.

ભાઇયો, તમારામાંના કોઇના દિલમાં હજી કદાચ સંદેહ ઉપજશે કે, મંડળી કાહાડી ભાષણોથી આવો એટલે ઉપર લખેલો મોટો લાભ શી રીતે થાય છે? તો એ વિષે સંક્ષેપમાં ફરીથી, થોડું બોલવાની આજ્ઞા લઉં છું.

ભાષણો કરવાથી અને નિબંધો લખવા વાંચવાથી ભાષા સુધરે છે, મનમાં પેસી રહેલી વાત બાહાર આવે છે અને ભાષણ વંચાયા પછી નિબંધીનાં મત ખરાં કે ખોટાં એ વિષે સભામાં બેસનારાઓ, શાસ્ત્રીયોની પેઠે એક બીજાના દાખલા પુરાવા લાવી વાદ કરે છે. તેથી સુંદર અને શુદ્ધ બોલતાં આવડે છે ને વાદને પરિણામે આરંભેલી વાત ખરી કે ખોટી સાબીત થઈ તે પ્રમાણે તેઓ વર્તે છે. એટલે સારા ચાલને ગ્રહણ કરે છે ને નઠારો નિકળી આવ્યો તો તેનો ત્યાગ કરે છે. નિબંધ લખવા, જેવી તેવી વાત નથી, પોતાના મનની કલ્પના કાગળપર સંબંધ રાખી લખી જણાવવી, તથા કેટલીએક બાબતોમાં વિદ્વાનોનાં મતો શોધવાં પડે છે તથા તેઓ પોતાના ગ્રંથોમાં કેવી કેવી વાક્યયોજના કરી ગયા છે તે સર્વ જાણવું જોઇયે.—આ સભામાં હાલ જે નિબંધો વંચાશે તે કોઈ બીજી સુધરેલી મંડળીમાંના નિબંધો જેવા તો નહીં થાય, પણ પ્રયત્ન કરતાં કરતાં ઘણા સારા નિબંધો લખવાને આપણે યોગ્ય થઈશું.

જ્યારે કોઈ દેશમાં કોઈ ખોટો ચાલ ચાલતો હોય, પરમેશ્વરને અપ્રિય હોય તો તે ચાલ કેટલાએક બુદ્ધિમાન, ઈશ્વરપ્રસાદથી અનુકૂળ થયલા, ખરું ને ખોટું સમજતા પુરુષો, સહન કરી શકતા નથી. માટે તેઓ નિબંધ લખી મોટાં પુસ્તકો બનાવી જે લોકોમાં ખોટો વહીવટ અથવા ખોટી રૂઢી ચાલતી હોય છે તે લોકોમાં વાંચવાને આપે છે. તેથી પ્રથમ તો નિબંધીનું મત સર્વથી જુદું જોઈ લોકો આશ્ચર્ય પામે છે. પણ લખનાર જો શરુ કરેલું પૂરું કરવાને અટકતો નથી તો પછી એક બે દાહાડે પણ તે પોતાનું કામ (લોકોની પાસે સારો ચાલ ગ્રહણ કરાવવાનું) કાહાડી લેશે, એટલે તે લોકોનું હિત કરશે. નિબંધીયોએ ભાષણ લખી જગતમાં શા શા ફેરફાર કીધા છે, એનાં પ્રત્યક્ષ પ્રમાણો ઘણાં છે જેમાંથી થોડાં પ્રગટ કરું છું.

આપણાં શાસ્ત્રો શું છે એ જ જાણ્યાથી ઘણાખરાની તો ખાત્રી થશે. મોટા વિદ્વાન મહારથીઓએ લોકોનાં ભલાંને અર્થે પુસ્તકો લખી સારા સાર

માર્ગ બતલાવ્યા છે, એ માર્ગોનું નામ શાસ્ત્ર. જુઓ કે શાસ્ત્રો આપણને કેવાં કામનાં છે!

ઈંગ્લાંડમાં ટામસ કલાર્કસન નામના વિદ્વાનના વખતમાં, ગુલામો રાખવા એટલે ગુલામો ખરીદ કરી જીવતાં સુધી વગર પગારે રાખી, તેમની પાસે અતિશય કામ કરાવવાના ધંધા ચાલતા હતા. વળી તે ગુલામો ઉપર એટલી તો મારકુટની શકતી થતી હતી કે, તે વિષેનું વર્ણન વાંચતાં કંટાળો ને દયા આવે છે. એ સર્વ વાતની વિરુદ્ધ ઉપર કહેલા પંડીતે, માણસના કુદરતી હક બરાબર છે, ઇશ્વરની દૃષ્ટિમાં ગુલામો ને શેઠ, ગરીબ ને તવંગર સર્વ બરાબર છે, તારે ગુલામો ઉપર આટલી શકતી શા માટે કરવી જોઇયે, તથા માણસને શા માટે વેચવું, એ વાત મોખરે ધરી. એ ઉપર મોટા નિબંધો લખી લોકોને ઘણું સમજાવ્યા અને પોતે ઘણું જ દુઃખ પામ્યો; એટલું કે તેનું નવું મત જોઈ લોકો તેનો જીવ લેવાને તઇઆર થયા. તોપણ તે પંડિતે બધી અડચણોને લેખવ્યા વગર પોતાની મેહેનત જારી રાખી. તેથી ને સારું તેમાં ઇશ્વર રાજી, માટે તે વિદ્વાનનું કહ્યું ઘણી વારે પણ સર્વે માન્ય કીધું ને હજી સુધી તે કલાર્કસનને સહુ લોક સંભારે છે.

કે સને ૧૮૦૩ ના વરસમાં જે વેળાએ બોનાપાર્ટ યુરોપના સર્વ દેશોને પાયમાલ કરી, ઈંગ્લાંડ ઉપર ચઢાઈ કરવાની તૈયારીમાં હતો, તે વખત રાબર્ટ હાલ વગેરે ઘણાએક સ્વદેશ હિતેચ્છુ પુરુષોએ પોતાના દેશીઓને આસપાસ એકઠા કરી, રાત્ર દિવસ ભાષણ કરી, તેઓને હિમ્મત આપી હતી તથા સ્વતંત્રતા શી વસ્તુ છે એ સારી પેઠે સમજાવ્યું હતું કે જેથી તેઓ બોનાપાર્ટની તરફથી જે આફત ચડી આવવાની તેને વખેરી નાખવાને પાહાડની પેઠે ઉભા રેહેવાને તૈયાર થઈ રહ્યા હતા.

૩. હવે ત્રીજી વાત મારે કહેવાની એ જ રહી કે, આપણા લોકોએ મંડળી મેળવી ભાષણ તથા નિબંધ કરવા સંબંધી શી રીતે ઉદ્યોગ ચલાવવો. બની શકે તાંહાં સુધી સગાં વહાલાં, નાતજાત વગેરે જેમ જેનો સ્વભાવ મળે તેમ ઉત્તરોત્તર દેશી લોકોએ માંહોમાંહે એકથી વધારે, પછે ગમે તેટલા શખશોએ, એકવિચાર કરી એકદિલ થઈ, પ્રતિષ્ઠિતપણાથી એક સારાં ઘરમાં નિયમ પુરઃસર સ્વઇચ્છા પ્રમાણે મળી બેસવાનો નિશ્ચય કરવો; ને પછે તાંહાં તેમનાં હરેક માણસે મર્યાદાસર કામ પ્રમાણે તથા પોતપોતાના ઉદ્યોગને જે લાગુ પડે તે ભાષણ કરવું; કે જેમાં કાંઇ પણ સઘળાના ફાયદાની વાત હોય. એ રીતે સરવે જણાઓએ વારા ફરતી ભાષણ કરવું. બીજી સારી રીત નિબંધ લખવાની ચતુરાઈ લાવવા વિષેની એ છે કે નાહાનપણમાં, સમવયના પુરુષોએ મંડળી કાહાડવી; જેમાં શરમાયા વગર પોતાના વિચારો, ઉપર કહ્યાપ્રમાણે કહડાય ને પોતાના ખોટા વિચાર બીજાનાં ખરાં મત જોઈ તથા સાંભળી ખરા કરી લેવાય. ચારમાં પ્રતિષ્ઠિતપણે બોલવું ચાલવું, વાદ કરવો એ સર્વ પંચોપાખ્યાનમાં બે પોપટની વાત છે, તેની પેઠે

અભ્યાસથી આવડે. માટે અભ્યાસ રાખવાને મંડળી કાહાડવી. કારણ એ સદાચરણ, મંડળી વગર બીજે કોઇ ઠેકાણેથી પ્રાપ્ત થતાં નથી. વખતે તકરાર કરતાં વાદ કરનારાઓને એટલો તો ગુસ્સો ઉપજે છે કે એક બીજાને ચારલોક દેખતાં હાથ ઉગામવાને તથા અપશબ્દો બોલવાને ઉભા થાય છે અને તેથી તેઓની પ્રતિષ્ઠા જાય છે. એવું ન બને માટે મંડળીનો સંપ્રદાય જોવો. આપણા કેટલાએક શાસ્ત્રી એક બીજા જોડે વાદ કરતાં મારામારી કરવા ઉભા થાય છે, એ તમારી નજરમાં ધટારત લાગે છે? મંડળી શબ્દનો ખરો અર્થ જોતાં તો એવા શાસ્ત્રીયોનાં મળવાને ટોળી કેહેવી જોઇયે. કારણ, એઓનામાં સભ્યતાનું કર્મ જોવામાં આવતું નથી. માટે હું ફરીને કહું છું કે જે લોકો સભ્યતા શું છે એ સમજતા નથી, તેઓની મંડળીની પેઠેમ આપણા દેશીયોએ મંડળી ન કાહાડવી. એવી રીતે કાહાડવી કે જેથી સભાસદોને ચારમાં માન મળે ને મર્યાદશીલ કેહેવાય.

મંડળી મળવાનો સંપ્રદાય આપણા દેશમાં નિકળવા માંડ્યો છે તે સર્વ યુરોપીઅન, તેમાં વિશેષે કરીને ઈંગ્લિશ લોકો વડેજ ચાલવા માંડ્યો છે. વિચાર કરો કે આપણે એ લોકોનો કેટલો ઉપકાર માનવો જોઇએ. આપણા લોકમાં કોઇને કંઈ વિદ્યા આવડતી હોય છે તે બીજાને અદેખાઇને લીધે શિખવતો નથી. પણ એ લોકો એ વાત તો કંઈ જાણતા જ નથી ને પોતાને મનુષ્યમાં જન્મ લઈ શું કરવું એ સારી પેઠે સમજી, આપણે હમણાં જે સર્વ વાતે ઢંકાઈ ગયા છૈયે તેને ઉત્તેજન આપવાને પ્રયત્ન કરે છે. પણ તેઓ જે આપણને શિખામણ દે છે ને તે પ્રમાણે જો આપણે ચાલીશું નહીં, તો હાલ જે આપણી હાલત છે તેના કર્તાં વધારે નઠારી હાલતમાં આપણે આવી પડીશું. માટે રે ભાઇયો, તેઓની મેહેનતની જોડે આપણે પણ મેહેનત કરવા માંડો, કે જેથી આપણું નામ જેવું પ્રાચીનકાળમાં પ્રસિદ્ધ હતું, તેવું જ હાલના જમાનામાં પણ થાય. વેપાર, રોજગાર, ધન, વિદ્યા, જ્ઞાન એ સર્વ મંડળી કાહાડ્યાથી જ વધશે. કેમકે સુધારાનો મૂળ પાયો મંડળી જ છે.

છેલ્લું કેહેવાનું આ કે નિબંધો કરવા સંબંધી આ મારો પ્રથમ યત્ન છે, માટે અગર કોઈની નજરમાં લેખણી આડી અવળી ગઈ માલમ પડે તો તેણે સેવકને ક્ષમા કરી તાત્પર્ય સમજી સારને ગ્રહણ કરવો.



## ૨. વ્યભિચાર નિષેધક.*

### દોહરો.

શ્રી પ્રભુને શિર નામિને, વર માંગૂં કર જોડ;
રમ્ય નિબંધ કરી ઘણો, કર પૂરાં મુજ કોડ. ૧

* એ નિબંધ લખ્યાની અગાઉ ત્રણ નિબંધો લખી વાંચ્યા હતા, પણ તે ત્રણે ખોવાઇ ગયા છે. એક તો, સુરતની સ્વદેશહિતેચ્છુ મંડળીમાં 'હિંદુ સ્ત્રીઓના વેહેમ અને

### ચામર.

નર્મદા વિનંતિ વાણી, સુજ્ઞ સ્નેહિ સૂણરે;
ભાળિ દોષ હોય કાંઈ, રાખ શાંત ગૂણરે;
સાચ જૂઠ જોઇ ધારિ, વર્જજે જુઠાણરે;
ઝટ ઝટ સત્ય ગોઠ, દેહમાં તું આણરે. ૨

આ દુનિયામાં, તમામ પદાર્થો કર્તાં અને બીજા સહુ પ્રાણીઓ કર્તાં મનુષ્યજાતિ ઘણેજ ઉંચે દરજે છે. બીજા પ્રાણીઓ અને પદાર્થો ઇશ્વિરે કરી આપેલા નિયમ પ્રમાણેજ કામ કર્યાં જાય છે. પણ માણસને આ માયાવી સંસારમાં રસ્તો સુઝાડવાને ઇશ્વિરે તેને વિવેક બુદ્ધિ બક્ષી છે. એ અમૂલ્ય રત્ન પ્રથમ તો અજ્ઞાન રૂપી ઓરમાં ઢંકાઈ ગયેલું હોય છે. પરંતુ યોગ્ય સાધને તેને તેમાંથી કાહાડી નિર્મળ કરેથી તે બહુ પ્રકાશ આપે છે. એ બાળકી બુદ્ધિને વિદ્યારૂપી ખોરાક મળે છે, ત્યારે તે દ્દષ્ટ પુષ્ટ અને સમજુતીએ પ્રફુલ્લિત થાય છે. એ બુદ્ધિ પછી માણસને પોતાની શક્તિ પ્રમાણે રૂડે માર્ગે દોરી લઈ જાય છે, અને સારી સ્થિતિમાં આણી નાના પ્રકારના સંસારી વૈભવ ઘટતી રીતે ભોગવાવી, સારાં કર્મો કરાવી, સમજાવે છે, કે પ્રાણીયા, હવે ચેતજે; આ સંધી માયાને નિત્ય ન જાણીશ; નિત્ય તો એક જગકર્તા બ્રહ્મજ છે, માટે તેને સમરી મરણાંતે તેને મળ.

વિવેક બુદ્ધિથી, ખરું તથા ખોટું શું છે તે સમજવાને અને જગતને વશ કરી અજાયેબ જેવાં કામો કરવાને માણસ શક્તિમાન્ થાય છે. જેમ જેમ તે માણસ, તે બુદ્ધિબળે પદાર્થોનું અવલોકન કરતો જાય છે, તેમ તેમ ઈશ્વરના ગુણ અને જશ વધારે ગાવાને તે તત્પર થાય છે. એ બુદ્ધિ તથા એની કેળવણી જુદા જુદા માણસોમાં જુદી જુદી તરેહની હોય છે. ને એમ છે તેથી, કેટલાએક હરામી, કેટલાએક છેકજ ડાહી રીતે નરમ તબિયતના, કેટલાએક મીઠાબોલા, કેટલાએક સ્વાર્થી, કેટલાએક પરમાર્થી, કેટલાએક દોહોડડાહ્યા, કેટલાએક વિદ્વાન, કેટલાએક મૂર્ખ, કેટલાએક દ્રવ્યવાન, કેટલાએક ગરીબ, કેટલાએક સુખી અને

---

અજ્ઞાન વિષે'; બીજો, સુરત મધ્યે અંબાજીના દેહેરામાં સંવત ૧૯૦૮ ના માઘ વદ ૧૧ રવેઉએ—તા૦ ૧૫ મી ફેબરવારી ૧૮૫૨ એ બ્રાહ્મણોની આગળ 'સંસ્કૃત પાઠશાળા કાહાડવા વિષે;' અને ત્રીજો બુદ્ધિવર્ધક સભામાં તા૦ ૧૫ અપરેલ ૧૮૫૫એ 'હિંદુઓની સ્વાભાવિક પ્રકૃતિ વિષે.'

વ્યભિચાર નિષેધક લખવાનો પ્રસંગ આ કે એ સમે બે વાણિયા શેઠો રંડીબાજીમાં ગુલતાન હતા અને એટલી તો ઉઘાડેછોકે કરતા કે બીજા લોકોને નઠારો દાખલો મળતો. હું તો એ વાત જાણતો ન હતો, પણ ભાઇ ગંગાદાસ કિશોરદાસે એ વિષય ઉપર લખવાને મને કહ્યું. તે ઉપરથી મેં એ ગ્રંથ રચીને તા૦ ૧૫ મી અકટોબર ૧૮૫૫ એ બુદ્ધિવર્ધક સભામાં વાંચ્યો હતો, તે મારા પરમપ્રિય ભાઇ કરસનદાસ માધવદાસની સહાયતાથી પ્રથમ સંવત ૧૯૧૩–૧૮૫૭ માં બુદ્ધિવર્ધક ગ્રંથ ૫ મો એ નામે છાપી, ૫૦૦ નકલોમાં પ્રગટ કર્યો હતો. એમાંની કવિતા રચના ઘણી દોષવાળી છે—હાલ, કંઈ જુજ ફેરફાર કર્યો છે.

કેટલાએક દુઃખી, એ રીતે જોવામાં આવે છે. એ સહુની જેમ બને તેમ સુખ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય છે, પણ સહુ પોત પોતાની અંદરની બુદ્ધિના જોર પ્રમાણે, જુદી જુદી જાતનું સુખ જુદી જુદી રીતે હોરી લે છે.

એવી રીતની મનુષ્યની સ્થિતિ કરી પ્રભુએ એવા તો નિયમ બાંધી આપ્યા છે કે લગાર કોઇથી આમ તેમ ચસાતું નથી. તેણે શામાટે આ સૃષ્ટિ રચી, અને માણસ જન્મે છે કેમ ને મરે છે કેમ વગેરે વાતોનાં કારણો શોધી નક્કી કરવાને, મારો પામર જિવ સમર્થ નથી. પરંતુ ચારપાસ લાંબી નજરે જોઈ ગાંડું ઘેલું અનુમાન કરવાને હું હિંમત ધરું છું.

(ભુજંગી)

લિયો જન્મ મોને ઇહાં ગાવનેકૂં,
યશસ્વી હરી બ્રહ્મ સાચે પુરેકૂં;
યહી દેહ નાહી નિતી ભંગનેકૂં,
નહી સત્ય આચારહી ત્યાગનેકૂં.

માણસ ૭ પ્રકૃતિનું કેહેવાય છેઃ—કામી, ક્રોધી, લોભી, મોહી, મદી અને મત્સરી. સંસારી કામકાજમાં આ ૭ પ્રકૃતિ અથવા પ્રેરણા ઘણી ઉપયોગી અને જરૂરનાં હથિયારો છે. સાર વસ્તુની જે ઇચ્છા તે કામ;* હરામી ગરીબને મારી ન જાય તેને સારુ આંખ ફેરવી ડાહી રીતે ધમકી દેવાસંબંધી જે મનની પ્રકૃતિ તે ક્રોધ; સાર વસ્તુની અતિશય ઇચ્છા ધરવી તે લોભ; કોઇ પણ જીવ આડે રસ્તે ચાલતો હોય તેને ઠેકાણે લાવવા સારુ સિધો ઉપાય ન ચાલે ત્યારે, રૂપ, વાણી, ધન, સમય આદિ લઇને સાહિત્યોની જોગવાઈ મેળવી, સામાને વશ કરી લેવાની જે ઘટતી ચતુરાઈ ઉપયોગમાં લાવવી તેનું નામ મોહ; કાંઈ રુડું આપણને અનુકૂળ થયાથી તેનીજ ધુંદમાં રહી તેને વધારે અનુકૂળ કરી રાખવાના વિચારથી તેને જ તન મન ધન સોપવું ને તેના જ છંદમાં અને તેનીજ ઝુમમાં રેહેવું તે મદ; અને સાંમાનું સારું જોઈ તેવું અને તેટલું મેળવવાને કાજે ઘટતી રીતે વિચારપૂર્વક શ્રમ કરવાની ઇચ્છા કરવી તેનું નામ મત્સર અથવા ઇર્ષા.

એ ૭ ચંચળ પ્રેરણા સેહેજ ગફલતથી વંઠી જાય છે. ને વંઠી ગઈ કે તરત તેઓ જીવને અમાસે ચંદ્ર દેખડાવે છે તથા પાપ કરાવે છે. માટે એ માણસના શત્રુ ગણાય છે. એ ૭ શત્રુને ઓળખવા સારુ નીચે લખેલું ધ્યાનમાં લેવું.

વ્યવહારમાં ચાલતા અર્થોઃ—કોઈ પણ સ્ત્રીની પુરુષ સાથે અથવા પુરુષની સ્ત્રીસાથે વગર અધિકારે સંભોગ કરવાની જે અઘટિત ઇચ્છા તે કામ; વગર વિચારે

---

* ઘણી જાતની ઇચ્છા મધ્યે ચમકપથ્થર અને લોહોડું એ બેની પેઠે સ્ત્રી પુરુષે પરસ્પર મળવાની જે તેઓની ઇચ્છા તે પણ સમજવી. મનુષ્યમાં ત્રણ ભુખ મુખ્ય છે—ખાવાની; પીવાની અને સંભોગ કરવાની. ભોગના ફળથી સંસાર યોગ્ય રીતે ભોગ કરવાની જે ઇચ્છા, તે કામ.

સાહસ કરી વેરભાવ રાખી ગુન્હાનું સ્વરૂપ ન જોતાં ભયંકર શિક્ષા મનમાં ધારી, પોતાને તથા સામાને દુખ દેવાનો જે મનનો જૂસ્સો તે ક્રોધ; ન બને તેવું ઇછવું તથા કંજુસ થઈ શરીરે હેરાન થવું અને થોડી મેહેનતે અને બદ રસ્તે ઘણાં ફળની આશા રાખવી તે લોભ; કોઇને ભમાવવા તથા છેતરવાસારુ નઠારે સાધને જુગતીયો કરવી તે મોહ; અથવા થોડા લાભથી ફુલાઈ જઈ કોઇને પણ લેખવવો નહીં અને હું જ ડાહ્યો છું એમ સમજી સાંમાને તુચ્છ ગણી પોતે સ્વછંદે વર્તવું તે મદ; અને સાંમાનું નઠારુ થઇ મારું સારું થાય એમ ઇછવું તે મત્સર. સ્ત્રી પુરુષોની નીતિ તથા ભક્તિ કસવા સારુ આ રિપુઓ (રિપુ એટલા માટે કે એ છ પ્રથમ તો મિત્ર જેવા હોય છે પણ કેટલાંક કારણોથી એ બેહકી જઇને ગરદન મારે છે) મુકેલા છે. એ દુશમનો ઘણા જ કાફર છે. એઓની જોડે કામ જેટલી જ વાત રાખવી.

કલેમે જગતમાં હજારો ઉથલ પાથલ કરી છે. લખાણ, વાણી અને બુદ્ધિ એઓએ શા શા શિકાર મેળવ્યા છે તે લખતાં પારજ ન આવે તેમ અહો! લલિત-મૂર્ત્તિ કામ! તેં પણ કસર રાખી નથી. તારેવડે તો સંસાર છે. પ્રાણી માત્ર તારે વશ છે. ઇશ્વિરની તું મોટી ચતુરાઈ બતાવે છે. તારી ખુબી તથા પરાક્રમ ઘણાં છે. તું સુખીની ગમત અને દુઃખીનો દિલાસો છે. સઘળી તરેહના હેતમાં સ્ત્રી પુરુષનું પરસ્પરનું હેત બહુ ન્યારૂં અને અસરકરતું છે—તને કઈ રીતે ઉપજાવવો ને લડાવવો એ હાલના લોકની જાણમાં નથી. શા માટે પરણવું, પરણીને સ્ત્રી પુરુષે એકમેકને કેમ સુખ કરી રેહેવું એ વાત થોડા જણજ સમજે છે. આજ કાલ મારા ગુજરાતી સ્ત્રી પુરુષોની સમજમાં પરણવાનાં કારણો નીચે પ્રમાણે છેઃ—પુરુષને આટલા કારણથી વહુ ઉપર થોડુંએક હેત હોય છે.—કે ખરાં હેતને દુર કરી, કામને નહીં પણ તેની છાયાને માન આપી ભોગ કરવા સારુ તથા તે ભોગનાં ફળમાં છોકરો આવે તો તેથી મુકાશે એવા પિંડથી સ્વર્ગે જવા સારુ તથા છોકરી આવે તો તેના દાનથી પુણ્યસંગ્રહ કરવા સારુ અને દાસી પ્રમાણે ગણી ઘરનું કામકાજ કરાવવા સારુ. સ્ત્રીને પણ ધણી ઉપર ચાહ આટલા માટે હોય છે—કામ શાંત કરવાને, પોતાને સુખ પામવાને, ઘરેણાં ને લુગડાં પેહેરવાને, રંડાપાની વેદનાથી દૂર રેહેવા સારુ એટલે ચુડો ચાંલો સલામત રાખવા સારુ અને 'બેન, મીણનો પણ માટી તો છે' એવું કેહેવડાવવા સારુ. સ્વાદ, ગાયન, રસ, ખુબસુરતી આદિ લઈ પ્રકરણોમાં, લોકો જુદી જુદી હાલતમાં ઉછર્યાથકી તેઓનાં રસજ્ઞાન જુદાં જુદાં હોય છે, એટલે તેઓના જુદા જુદા વિચાર હોય છે. એકને એકાદિ બૈરીનું મ્હોડું સારું લાગે છે, બિજાને નાકની દાંડી, ત્રિજાને તેનો સાદ, ચોથાને સ્વભાવ, પાંચમાને તેનો બાંધો, છઠ્ઠાને ચાલ, સાતમાને રંગ, આઠમાને ગુણ, નવમાને ઉપલું સઘળું અને દશમાને એમાંનું કંઈ જ નહીં. છેલ્લાને સ્ત્રી ઉપર ભાવ બેસતો જ નથી. સ્ત્રીને પણ પુરુષની પેઠે જ. આવા સેહેજ ઉપજેલા કામને ડાહ્યાં કુંવારાં સ્ત્રી

પુરુષો શી રીતે વાપરે છે? તેઓ તેને ઘણીવાર સુધી તપાસી જોય છે કે તે જનમનો નુકસાન કરતા તથા છાલકો તો નથી? અને પછી તેઓ એકમેકનાં સુખ-દુઃખનાં ભાગીઆં થઈ પડે છે. મૂર્ખ લોકો તો પેલા તરતના છાલકા કામને વશ થઈ (કામને વશ ન કરી) મીઠું ઘસી કાકડીનું ઝેર ઉતારી નાખવા સરખું કરે છે. તેથી તેઓની પ્રીતિ ઘણીવાર ટકતી નથી. ભણેલાઓનો કામ તેઓની સ્થિતિ પ્રમાણે લાયકી પામતો જાય છે. સુઘડને ફુવડ જોડે બનવાનું નહીં; તેને તો, ફુવડને દીઠાથી કામ ઉપન્યાને બદલે કણકણો આવવાનો. રે કામ! તું યુરોપ-ખંડમાં નવ દશ અગિઆર અને બારમા શૈકામાં ઘણા જ માનને પામ્યો છે! વધારે કેળવાએલી રીતે હમણાં પણ તું તાંહાં સારું માન પામે છે. હિંદુઓએ પણ તુંને અસલ ઘણો જ લડાવ્યો છે અને અતીસે લડાવીને ખુબ બેકાવ્યો. તેથી હાલમાં હિંદુઓમાં તેમાં વિશેષે કરીને ગુજરાતીઓમાં તું તારે સ્વરૂપે તો કવચિત જ દેખાય છે—હમણાની સ્ત્રી અને પુરુષો હેતરૂપી કામને પડતો મુકી, ખાનપાનાદિકથી વિકારવાળી કામની ઉત્પત્તિ કરે છે—વિલાસ વૈભવ ખરેખરો કેઠે દેખાતો નથી. ઇંદ્રિયોને જ (મનને સમુળગું જ નહીં) સુખ પમાડી (સુખ થાય છે એમ માની લઈ) ગરમ પદાર્થ ખાઈ ખાઈ દુર્બળ ઇચ્છાથી ઘેરઘેર ભટકીયાં મારી, મૂરખજનો ચાંદી પરમિયા વગેરે રોગનાં કોડ હાથે કરી માગી લે છે. કામ! તું વેહેલો વંઠી જાય છે અને વંઠયો એટલે શરમ અને બીકને દૂર હાંકે છે! 'कामातुराणां न भयं न लज्जा।' કામ! તેં છાણાં વિણનારીયોને રાણી કરી છે. ન્હાની રાણીયોએ કામના આવેશમાં પરણવાની ઉમરસંબંધી કાયદા પણ ફેરવી નાખ્યા છે એવો તારો જોસ છે—કામ, તું કવિયોનો અખૂટ દિવ્ય વિષય છે! તેઓ તારા ઉપર મોટી મોટી ઇમારત ઉઠાવે છે. પરંતુ જ્યારે તું વહી જાય છે, ત્યારે તેઓ તારા નથી રેહેતા; તારી ઇમારતને પાયાસુધાં ધધડાવી દઈ, મેણાં મારી મારીને તને અધમ ગણે છે. કામ! તેં ગરીબ તથા ભોળાંને ઘણાં છેતરયાં છે! શ્રીમંતોની આબરુ લીધી છે! તું સન્માર્ગીઓને મુકિત આપે છે અને કુમાર્ગીઓને નર્કે નાખે છે! તું હરેક ઘરમાં વસે છે! તારું રાજ અપાર છે! તને અયોગ્ય રીતે અતિસે લડાવવો એ બહુ નુકસાન તથા પાપનું કારણ છે. થોડામાં જ તારી મજા છે. 'अतिसर्वत्रवर्जयेत्।' આ સ્ત્રી પુરુષ કામી છે એમ કેહેવાથી કેટલાએક એમ જાણે છે કે તેઓ પાપી છે. પણ નહીં; જો તેઓ પણીએત વર વહુ જ છે તો તેઓ વધતાં સુખને પામી મુકિતને પામશે. રે કામ! તું છેલછબીલો અને તારી વહુ અલબેલી રતિ, તમે પરણેલાં સ્ત્રી પુરુષોને અખંડ સુખ પમાડો. કામેચ્છા જણાવવાનું એક દ્વાર નેત્ર છે. નેનની અદાથી કામી સ્ત્રી પુરુષો ઓળખાઈ આવે છે. વરવહુ વચ્ચે વિલાસ વૈભવ જોઇને કેટલાએક બળીએલ લોકો અદેખા થાય છે અને નષ્ટ છે એમ બોલી, સ્ત્રી પુરુષને હસી નાખે છે. એ મોટી મૂરખાઈ છે. અગર કોઈ સ્ત્રી, પરપુરુષઉપર તેવી

કુનજરે જોય છે તો તે નઠારું છે એમ સમજીને નહીં, પણ અદેખાઇને લીધે, જાણે મોટો ચોર પકડી આપતા હોય તેવું શૌર્ય બતાવી, લોકમાં તે વાતની જાણ પાડી પોતે સતા થાય છે. બિજે દિવસે તેજ બઇરીને ફોસલાવી અથવા ધમકી દઇ તેની સાથે જુલમથી જાર કર્મ કરવાને તે અદેખા પાછા હઠતા નથી. કામને વશ થયાથી શરીર શોષાય છે; નિરંતર જિવ તેમાં જ રહે છે; સંસાર અને ધર્મ કાર્યો થતાં નથી. ગાથા વારતાઓથી જણાય છે કે ફલાણી સ્ત્રી ફલાણાને માટે વિલાપ કરતી બેઠી હતી; દમયંતીને નળ સાથે પરણવાનું ઘેલું લાગ્યું હતું. પુરુષને પણ તેમજ; હંસાહંસા કરી, (જુઠું આચરણ કરી) બરાસે કસતુરીને માટે નઠારી હાલત સ્વીકારી. માધવાનળ આત્મઘાત કરવાને તૈઆર થયો. એ સર્વનું કારણ તું કામ છે.

પણ જે વારે કામની ઇચ્છા બેહદ હોય અને ધારેલો અથવા ધારેલી મળવો અથવા મળવી મુશ્કેલ અથવા અયોગ્ય છે તો તેને નરમ પાડવા સારુ ટાહાડે પાણીએ નાહી જવું, થંડા પદાર્થો ખાવા, એકાંત ન બેસી ઘણાં કામમાં ગુથાઇ જવું અને ભગવતની લીલા ગાવા માંડવી એ સારી શકય શિક્ષા છે.

(દુહા)

ખુની હાથ તલવાર જ્યૂં, નહીં મ્યાનમેં કુચ્છ;
કામછલ તું યૂં બૂજિજે, પાપિ કહાવે તુચ્છ. ૧
ભટક ફિરે સંસારમેં, નહીં રેવે નિજઠામ;
સત્સુખ અંમૃત છાંડિકે, પિવે હલાહલ ચામ. ૨
બીજા કુત્તા અંધ લિન, કાટે અપની કાય;
ઔરનકી બૂરી કરે, કબૂ ન રાચે રાય. ૩
દાવાનલતેં દેહકૂં, જાલે જારી જવાન;
સુધ બુધ ધૃતકું હોમિકે, ફારે પાછી પ્રાન. ૪
કામાધિન સબ હોયકે, ખુયા સુગલને રાજ;
ઓમંતહિ પીછે ચલે, છોડિ રાજકે કાજ. ૫
ભ્રષ્ટ હુએ આચારસેં, દેવ દૈત ઋષિ ધ્યાનિ;
કામ વાસના દુષ્ટ હૈ, સમજ છોડદો જ્ઞાનિ. ૬
જોગ રીતસેં રતિ કરો, બિલાસીન નરનારિ;
પઢો નીતિ બિદ્યા બહુ, દે ઓછંગ મુરારિ. ૭

વ્યભિચાર એટલે કામના જોસમાં પુરુષે પોતાની પણીયત સ્ત્રી છતાં પરસ્ત્રી સાથે અથવા તેની સ્ત્રીએ પરપુરુષ સાથે સંભોગ કરવો તે. કુંવારાંએ પારકાંની વહુ અથવા વર ઉપર કનજરે જોવું એ પણ વ્યભિચાર. પણતી વેળા જે જે વચનોથી હસ્તમેળાપ થાય છે, તે તે વચનોનું તોડવું તેનું નામ વ્યભિચાર. જે

જે પદાર્થોને જે જે સારી સ્થિતિમાં આપણે જોઇયે છૈયે, તેમાંના કોઇને તે સ્થિતિથી ચળેલો જોયાથી આપણાં મનને દરદ થાય છે. આવી આપણી ખાસીયત જ છે: કોઈ વસ્તુ ચોરાઈ જાય, વિશ્વાસુ ચાકરથી નિમકહરામી થાય, કોઈ માણસ વટલી જાય વગેરે વાર્તા જોઈ તથા સાંભળી આપણાં હૈયાને કેવું લાગે છે! પાળેલો કુતરો બિજે ઠેકાણે જાય છે અથવા તેને કોઈ દગાથી લઈ જાય છે તો તેના ધણીને બહુ શોક થાય છે. જનાવર માટે આટલું દુઃખ થાય છે તો માણસને કોઇ લઈ જાય તો તેથી કેટલું વધારે લાગે! ઘણું જ લાગે. પોતાની નાતીલી સાથે, પોતાની જોડે હંમેશ બેસનારી એવી મળતા સ્વભાવની વાહાલી સ્ત્રી સાથે, કોઈ હરામખોર છળ કરીને જારું રમે અને તે સ્ત્રીનું હેત પોતાના ધણી ઉપરથી ઉઠાડી નખાવે તો તેથી પેલા પ્યારથી ચંપાઇ ગયલા અને વિશ્વાસુ ધણીને તલવારના ઘા વાગ્યા બરાબર દુઃખ ન થાય? થાય જ. તેમ વરને બિજી સાથે લાગેલો જોઇને સ્ત્રીને પણ ઘણું સહન કરવું ન પડે? જે ઘરમાં આ રીતે બગાડ પેસે તે ઘરમાં સ્ત્રીપુરુષ વચ્ચે પ્રીતિ રેહે જ નહીં. આવાંથી છોકરાં થવાં મુશકેલ અને કદાપિ થયાં તો તેઓનામાં માબાપના વિરુદ્ધ ગુણો, નિર્દયતા અને ચીહીડીઆપણું આવ્યાં જ હોય. મનનો ધર્મ અને શરીરનો ધર્મ એ દેખઇતા જુદા છે, પણ અંદરથી એક બિજાનો પરસ્પર ઘણો સંબંધ હોય છે; મનના રોગથી શરીર ઘસાય છે, અને શરીરના રોગથી મન બિગડે છે. વ્યભિચાર કરવાની હમેશની ઇચ્છાથી જ શરીર કમજોર થાય છે તેમ દેહે રોગ હોયાથી યોગ્ય રીતે કામનું દર્શન પણ થતું નથી. મદે ભરેલા લુચ્ચા લોકોમાં હેત તો કાંહાંથી હોય? વંઠેલ કામને વશ થઈ, તેઓએ એકઘડીના એકલપેટાં સુખને સારુ, એકમાર્ગી, ભોળી, સત્યે વર્ત્તનારી પરસ્ત્રીને તેની મરજી ઉપરાંત બગાડવી, અથવા તેને ફોસલાવી ખોટી રીતે મરજી કરાવી બગાડવી, તે અબળા ઉપરથી તેનાં સગાં સ્નેહીઓની પ્રીતિ ખસેડવી, લોકોમાં હાંસી કરાવવી, પોતે પાપી થઈ સામીને કરવી, એ સર્વ વાતોને કિયાં વિશેષણો જોડવાં તે મને સુઝતું નથી. તે અબ-ળાને તેનાં સગાંએ ન સ્વીકારી એટલે તે પાપીણી શરમ લાજ છોડીને વિચાર કરે છે: 'જેણે મુકી લાજ તેને ન્હાતું સરખું રાજ.' જાર કર્મ કીધા વિના પેટ તો ભરાતું નથી, શોખી જીવડાથી કંઈ દળણાં દળાય નહીં, રુડે નામ કે ભુંડે નામ, કઈ રાંડ સતી છે?' સહુના પાંચડા પાડી આપુંછું, નવા નવાના દમ તો જોઇશું, સેહેજે પૈસા મળશે; નામરદો તથા ઘરનું કામ કરાવવા સારુ રોજ ટોકતો એવા ધણીને શેનું સુખ પમાડું? રાંડીનાને નહીંજ પમાડું;—ફાંકડા, સીફા બાહાદુર, કામ-શાસ્ત્ર જાણીતાને વળગી રહું—એવી ઉલટી વાણી પેલી ઓચરે છે. તેમ વિચારી કોઇ પંચહથ્થા પોઠાને સંઘરે છે. તે ચંડાલણીની શી દશા આ!—એક ઘડી ઉપર તો સગાં કુટુંબમાં હેતનું પ્યાલું પીતી હતી ને આ ક્ષણે હળાહળ ઝેર પીતી દેખાય છે! એ ઝેહેર તેની સારી વૃતિને નિર્જીવ કરશે. તેની શાણી સાહેલીઓ તેને ફિટ ફિટ કરશે—તેનો સ્વીકાર દેવ નહીં કરે, પણ તેને જમના દૂતો મારતા

મારતા લઈ જઈ નર્કવાસ કરાવશે. જે વેળા તેના ઉપરથી તેના વર વગેરેની રુચી ઉઠી તેજ વખત જો બૈરડી ન થઈ, તેણે ખરું કારણ કહી પોતાની ભુલ કબુલ કરી ક્ષમા માગી હોત તો, તેને ચુંથાવાનો દાહાડો ન આવત. સમય ગયા પછી પસ્તાવો કરવો તે મિથ્યા છે.

જે સ્ત્રી પોતાનો અન્યાય કબૂલ કરે છે તેના વરે તેને પાછી પોતાના વાહાલમાં લેવી જોઇયે. એક વાત છેઃ—'એક અગ્નિહોત્રીની સ્ત્રી ઉપર કોઈ એક યવનની નજર બગડી, પણ ઘણીવાર સુધી તેને લાગ ફાવ્યો નહીં. એમ કરતાં કેટલે એક દિવસે પેલીનું પગલું ઘર બાહેર ગયું એટલે દુશમન જે ટાંપતો જ હતો તેણે તેને પકડીને જુલમથી જાર કીધું—હવે સ્વામી પેલીનો અંગિકાર કરે નહીં, ને તિરસ્કાર કર્યાં કરે. 'જા રાંડ, બે હાથ વના તાળી પડે નહીં, તારી પણ મરજી હશે,' એવું તે બોલતો હતો. પાપનો ઘડો ભરાય તે ફુટ્યાવના રેહે નહીં, તેથી પેલો યવન પકડાયો અને શ્રીમંતની પંડિત સભામાં ન્યાય થયો ને તે પ્રમાણે પેલા યવનને ફાંસી દીધામાં આવી. મનુએ છિનાળાંનો અટકાવ કરવાને ઘણા પ્રકારનાં શાસનો લખ્યાં છે તે મેં વાંચ્યાં છે, પરંતુ તે શિક્ષાનાં રૂપો યાદ લાવતાં મારી છાતી ધડકે છે ને આવાં શાસ્ત્રો ઉપરથી પેલી અબળાને પણ દેહાંત દંડ શિક્ષા પ્રાપ્ત થઈ. તે સમયે તે પતિવ્રતાએ પોતાના બચાવમાં મર્યાદાપૂર્વક પ્રશ્ન કર્યો કે અહો પંડિતો! તમારામાંનો કોઈ લઘુશંકા કરવા બેઠો હોય ને તે પ્રસંગે તેણે થુંક ગળવું નહીં એવી શાસ્ત્રાજ્ઞા છતાં કોઈ પછવાડેથી આવીને તેનાં મોહોડાંમાં બારીક વાટેલી સાકર ઘાલે તો તે સાકરનો રસ પેલાના પેટમાં ના ઉતરે?. ઉતરે જ. તે પ્રમાણે મારી મરજી ઉપરાંત જુલમને લીધે દેહનો ધર્મ તો થયા વગર રહ્યો નથી, માટે યથાન્યાય કરો.—આ ઉપર વિચાર કરીને પંડીતે સજા માફ કરી અને તેના ધણીએ તેને પ્રાયશ્ચિત્ત કરાવીને પાછી પોતાના પ્યારમાં રાખી'. એટલી વાતથી સમજવું કે જુલમને લીધે સ્ત્રી નાપાક થયેલી માલમ પડે તો તેના ઉપરથી પતિએ ભક્તિ ઉઠાવવી નહીં.

પુરુષને સ્ત્રી કરતાં ઘણું કામ કરવાનું હોય છે. તેના ઉપર ઘણીએક રીતનો બોજો પડેલો હોય છે, તેથી તેનું મન વ્યભિચાર કરવાને સ્ત્રીના કરતાં થોડું લલચાય છે—કદાપી તેવી બુદ્ધિ થાય તોપણ તે પુરુષો, પોતાના ઉદ્યોગમાંથી ન પરવાર્યાને લીધે કુબુદ્ધિને સિદ્ધિ પમાડી શકતા નથી. હિમત ધરીને કહું છું કે ઉદ્યોગી પુરુષોમાં એ વાત થોડી છે. શ્રીમંત અને નિરુદ્યોગી પુરુષોમાં ઘણી હોય છે.

બૈરી જાત નસીબદાર છે કે પોતાની નાજુકાઇને લીધે તેને પુરુષના જેટલો સંસારનો ભાર વેહેવો પડતો નથી. અને માણસના એ વર્ગમાં પણ જે બૈરાં પુરુષની સાથે કામે જાય છે, તેઓનામાં દુષ્ટ દુર્ગુણ ઘણો હોતો નથી. પણ બાકીના બીજાં બૈરાંઓમાં બહુજ હોય છે. કારણ ઉઘાડું છે કે તેઓ હમેશ ઘરમાં રહ્યાથી, એકલાં રહ્યાથી, અને નિરુદ્યોગી રહ્યાથી, કામની વાતમાં ઘણી ગીરફ્તાર હોય છે. અને

હજાર કારણ માટે હજાર રીતે પરપુરુષ ભોગવવાના નવા બુટ્ટા શોધી કાહાડે છે. પણ જે સ્ત્રીપુરુષોએ વિદ્યા સેવી છે અને પોતાના મનરૂપી મંદીરને સંસારી પ્રપંચના હુમલામાંથી બચાવવાને નીતિરૂપી ભીત બાંધી છે તેઓને લગાર પણ કોઈ વાતનો ભો છેજ નહીં. હમણાની બૈરીઓ, પુરુષનું રૂપ, તેની સોદાઇ, તેનું દેખાઇતું જોર અને તેનો પૈસો એટલા વાનાથી લોભાય છે–ગુણાદિક વર્તણુંકો જાણવાની તે કાંઈજ જરૂર જોતી નથી.

પુરુષને સઘળે ઠેકાણે ફરવાની છુટ છે, મરદને છિનાળાની એબ નથી, લાજ શરમ સહુ બૈરીજાતને જોઇયે એમ કેહેવાય છે. તે ખોટું છે. મરદે શું પુણ્ય કીધું ને ઓરતે શું નહીં! બન્યો માણસ જાત છે. ધરમ નીતિના કાયદાઓ જે એકને લાગુ પડે છે તે બીજાને લાગુ પડે છે. પુરુષ થયો માટે તેને બાધ નહીં એ કેહેવું લુચ્ચાઓનું છે. કેટલાક કહે છે કે બ્રાહ્મણ થઇને ખુન કરે તો તેને ફાંસી ન દેવી. પણ શું ત્યારે, બ્રાહ્મણનો જિવ તે બિજા જિવ કરતાં શ્રેષ્ઠ છે? જિવ તો ઉંચ નીચ નથી ને કદાપી કુળ, વિદ્યા સંબંધી તરફદારી કરી, દેહાંત દંડ ન કરવો એવું કોઈ કેહે તો તેને ટુંકામાં એટલું જ કહું છું કે જ્યારે તે બ્રાહ્મણ, ત્યારે તેણે અઘટિત કરવું જ કેમ? અઘટિત કીધું ત્યારે તે બ્રાહ્મણ જ સમજવો નહીં. અર્થાત્ એ કે પુરુષને છિનાળું કરવાની છુટી અને સ્ત્રીને નહીં એ બોલવું મરદની મતલબનું એકતરફી છે. છિનાળું કરવું એ મોટી અનીતિ અને નુકસાન તથા જોખમ ભરેલું કામ છે, પછી કરનાર સ્ત્રી હોય કે પુરુષ હોય, બ્રાહ્મણ હોય કે શૂદ્ર હોય.

એક રીતે એવું માલમ પડે છે કે છિનાળાનાં કર્મને અમલમાં લાવનાર તો પુરુષ જ છે–માટે સ્ત્રીના કરતાં પુરુષને વધારે અધમ ગણવો જોઇયે. વેશ્યા તથા બિજી છેક જ ફાટેલ સિવાયે થોડીક જ બૈરીઓ પુરુષને પોતાનાં મોહોડામાંથી સ્પષ્ટ ઊચ્ચાર કાહાડી કેહેતી હશે. સ્ત્રીઓ લાજાળુ છે, તેઓને મ્હોંએ સવા મણનું તાળું છે એમ કેહેવાય છે તે બરાબર છે–પણ હરામખોર પુરુષો સ્ત્રીઓની પાછળ ભટકિયાં મારે છે; ને લાજ છોડી સ્પષ્ટ ઉચ્ચાર કરે છે. સ્ત્રી પારકા પુરુષની ઇચ્છા કરતી હોય છે તો તે ઘણી વારે પોતાની બદ મુરાદ હાંસલ કરે છે, પણ પુરુષને વારજ નહીં. આ વાત જોતાં તો સ્ત્રી કરતાં પુરુષ વધારે નિર્લજ અને નફટ દેખાય છે. તેમ બન્યોનો મેલાપ થયા પછી પેલી, સ્ત્રી ચરિત્રના પ્રયોગો કરવાનાં કામથી મૂળગી પરવારતી જ નથી.

એક બિજાને નાપસંદ પડ્યાથી, જુલમથી અને સામદામથી ભોળવાઈ ગયાથી, જાર કર્મો થાય છે. મનમાં કુબુદ્ધિ ઉપજી અને આંખની કનજર થઈ કે જાર દોષ થયો એમ આપણે સમજવું. વ્યભિચાર કરવો એ મોટો ગુન્હો છે એવું સરવે લોકના ધર્મશાસ્ત્રમાંથી નિકળે છે. મિલટન નામનો અંગ્રેજી કવીશ્વર એ વાત વિષે વિગતે લખી ગયો છે. તેમાં એક ઠેકાણે એવું છે કે કોઇ

'પારકાં ઉપર વિષયી ધારણુ કરવી એટલે વ્યભિચાર થયો એમ જાણવું.' છિનાળ સ્ત્રી, માટી બાહેર ગયેલો જોઈ ખુશ થાય છે ને યારને સારુ તલપી અત્યંત કામના જોસને લીધે પોતાની દેહ સામું તથા તે ઉપરના શણગાર સામું જોઈ જોઈને, માંસને તથા હાડકાંને તાવી નાખે છે.

**શ્લોક.**

अनृतंसाहसंमायामूर्खत्वमतिलोभता ।
अशौचत्वंनिर्दयत्वंस्त्रीणांदोषाः स्वभावजाः ॥

જુઠું બોલવું, સાહસ (વગર વિચારે ઉતાવળું) કરવું, મૂર્ખપણું, અતિ લોભ, મલીનતા, નિર્દયપણું એ છ ગુણો સ્ત્રીને સ્વાભાવિક એટલે જનમથકી જ છે. આ સામાન્ય બોલનું સધળી સ્ત્રીઓ ઉપર લાગુ પડતું નથી એમ દેખડાવવાનાં ઘણાં કારણોમાં આ મ્હોટું છે કે સ્ત્રીઓ જો એ ગુણો સહિત જન્મે છે તો પછી તે વનાની કોઈ પણ ન હોવી. પણ એ ગુણો રહિત સેંકડો સ્ત્રીઓ જોવામાં આવી છે ને આવે છે. વ્યભિચારિણી અને વેશ્યા સ્ત્રીઓ એ છ ગુણોથી ભરેલી છે એ વાત તો ખરેખરી. તેમ કેટલાક પુરુષ પણ એવા દુર્ગુણી હોય છે. મારી નજરમાં એમ આવે છે કે એવી સ્ત્રીઓ એ વિકારોથી પુરુષ કર્તાં વધારે કાપ્રર અને ખુની હોય છે. કોઈ કબીર ભક્તે લખ્યું છે કે, 'કરમફૂટકી જોગણી, તીન લોકકું ખાય; જીતે જાલે હાડકાં, મુવે નરક લે જાય.' પણ સ્ત્રીજાતને માટે ન સમજવું. વ્યભિચારિણી અને વેશ્યાને તે વાત લાગુ પડે છે. કેટલાએક ભક્તો અને કવિઓએ નારી અને કામ એ બેને અધમ ગણ્યાં છે. હવે નારી શબ્દમાં દુર્ગુણી નારી અને કામ શબ્દમાં કામછળ એ રીતનું સમજીને જો તેઓએ લખ્યું હોય તો તે યથાર્થ છે, પણ નારી એટલે સ્ત્રીજાત અને કામ એટલે કામેચ્છા એમ જો તેઓનો અભિપ્રાય હોય તો તેઓએ મોટી ભૂલ કીધી છે એમ સમજવું. આ રીતે તો કૃષ્ણે કીધેલો સધળો શૃંગારરસ ખોટો થઈ જાય છે. સુરતમાંના એક સાધુ કવીશ્વર લાલદાસ બાવાએ કહ્યું છે કે—

**(લલિત)**

"બિષય વાસના નર્ક દાયિકા, ત્યજત તાહિહે બ્રહ્મગાયિકા."

માટે કુંવારાં રહી અથવા પરણ્યા છતાં તેથી સંતોષે ન રહી, પુરુષે પારકી સ્ત્રી અથવા સ્ત્રીએ પારકો પુરુષ ભોગવવી અથવા ભોગવવો એ ઘોર પાપ છે—અને હિણા જીવને વ્યભિચારના પાપથી અંધતામિસ્ર નામના મોટા ઘોર નરકમાં વાસ કરવો પડે છે.

**(સીર્પા)**

પાપી પ્રાણી જારી છે, આચારે તે છારી છે;
આંખે ના દેખે કોઈ, જાણે તે સૃષ્ટી મોઈ. ૧

કેટલાએક હરામખોરો જુવાની અને પૈસાના મદથી ઉમ્મરમાં ન આવેલી એવી બાળાઓનું કન્યાવ્રત ખોવડાવે છે. રે પેલાઓને ઘણું તો અડધી ઘડીની મોજ માણી લેવાનું થાય છે; બાકી શરીરની તમામ નસોનસમાંથી વિત્ત જઇને તેમાં તે વખત વિકાર પેસે છે. એ કનિષ્ટ પક્ષનું જાર કહેવાય છે. મૂરખ મંડળમાં મૂરખ પોતાના ગદ્ધાબળની તારીફ કરાવે છે. પેલી અબળાના દુઃખનો તો આરો જ નહીં. પેલી પૈસાની લાલચમાં પોતાની કાયા ખરાબ કરી લે છે. છ મહિના વરસ લગી તો તેને મંદવાડ ભોગવવો પડે છે.

રેવ પડી જાય નહીં ને કૌવ્વત તો જોઇયે. તારે તેને વાસ્તે મારેલું રસાયન ખાય છે, જે લોહી માંસની તંગાસથી જેરવાઈ શકાતું નથી, અને તેથી તે ફુટી નિકળે છે.

વ્યભિચારથી, શરીર અને મનની શક્તીઓ શિથિળ થાય છે. ઘરસંસાર અને દેશકામ થઈ શકતાં નથી. લોકમાં આબરુ જાય છે. અહીં લોકના માર પડે છે અને મુવા પછી ઇશ્વિરી કાયદા તોડવાના ગુન્હા બદલ સજા મળે છે.

છિનાળાનાં બિજા ઘણા પ્રકાર તથા ગેરફાયદા છે તે આગળ લખીશ.

વ્યભિચારની હારના રાંડબાજીના ઇશક વિશે.—રામજની અને બજારુ એ એક જ, પણ પંક્તિમાં જુદાં છે. જાત અને ધંધામાં ફેર નથી. પરંતુ સોદો વધતો ઓછો અને જુદી જુદી રીતે કરવામાં માત્ર તફાવત છે. ગાયન વિદ્યામાં કુશળ થઈ દ્રવ્યવાન ગૃહસ્થોને ઘેર તેઓને રિઝવવા તથા ગમ્મત કરાવવા સારુ, નાચ તથા મુજરા કરવાને જે સ્ત્રીઓ જાય છે, તેઓને રામજનીઓ, તાયફા, ગુણકા, વેશ્યા, કંચની, રાંડો કરીને કહે છે. તેઓ ચતુરાઇથી અને પ્રપંચથી પુરુષનાં મન હરણ કરી લે છે. પુરુષ સંગ ઘણો જ થોડો ઇચ્છે છે. તેઓએ ગાવું સારું શિખવું જોઇયે; અને તે વિદ્યામાં નિપુણતા પ્રાપ્ત થઈ એટલે તેને જાળવી રાખવાને કેટલીએક કરી પાળવી પડે છે; તેમાં સોબત ન કરવી એ પણ એક સકત કરી છે. જારે ગાયન વિદ્યા નૃત્ય કરનારીઓને પૈસો પેદા કરી આપે છે, તારે તેઓ કામને અતિશય ગેરરસ્તે લગાડતી નથી. પછી તેઓ વૈભવ શોધે છે, અને સજ્જન હોય તો કોઈ તેવા ગુણી પુરુષને રાખી ગૃહસ્થાશ્રમ માંડી રહે છે. રામજનિઓ કદાપિ ગૃહસ્થાશ્રમનો લાવો લઇયે છૈયે એમ માની લે, પણ તેઓનો પેશો વેશ્યાનો છે એટલે તેઓ સારી બુદ્ધિ ઘણીવાર રાખી શકતી નથી—વેશ્યા તે વેશ્યા.

જારે ખાવા ન મળે તારે તેજ સ્ત્રીઓ બબ્બે આના સારુ નિરલજ મ્હોડે લોકોને પોકારતી દેખાય છે. રંડીબાજી બીજી તરેહની એવી છે કે આપણા ઉંચ વર્ણમાં પુનર્વિવાહનો ચાલ નહીં, તેથી બાળરાંડો, તથા પ્રૌઢ રંડીરાંડો મોટાં કુકર્મો કરે છે. લોકલાજ, મોટાં પલ્લાની હિમાયત અને મુવા પછવાડે હાડકાં

રઝળશે, એની દેહેશતને લીધે તેઓ બજારમાં દુકાનો નથી માંડતી, તોપણ ઘરગથાઉ લાગેવગે ચાટણું ચાખ્યાં કરે છે.

રાંડો માત્ર, તેમાં વિશેષે કરીને બજારેણો રાક્ષસી માયા છે. એ કસબેણો સાંજને પોહોર વેણી ઘાલી, તેલ પાણી હિંગળો કે મ્હોડું ઘસી ઘસીને તથા લુગડાં જેવરથી ઠઠારી મઠારીને, અનાડી રીતે નેન વાપરે છે, અને વેળાએ મોહોંમાંથી ન બોલવાના શબ્દો પણ બોલે છે. તેઓ ભોળા અણસમજણા પરદેશીઓને તથા ઉગતા જુવાનોને ભુરકી નાખે છે. આવોજી, યા શેઠ, એમ કહી ઘરમાં લઈ જઈ, જાનારની પાસે નાણું હોય તો તે કહડાવી લઈ, ઢોલ મારી અથવા રાખેલા માણસ પાસે મરાવી, છેલાણી જીવડાને કહાડી મુકે છે. અગર કદાપિ કોઈ સારો માણસ હોય છે તો તેને ધુતવાની પેલી થોડા દિવસ વાટ જોય છે.

વ્યભિચારીણી સ્ત્રીઓ અને કંચનીઓ માણસને સઘળી પાસથી ચુસી લે છે.

શ્લોક.

दर्शनाद्धरते चित्तं स्पर्शनाद्धरते बलम् ।
संभोगाद्धरते वीर्यं नारी प्रत्यक्षराक्षसी ॥ १ ॥

મુખ દેખડાવીને તેઓ ચિત્ત હરી લે છે, સ્પર્શ કરીને બળ (સઘળી જાતનું) હરી લે છે, ભોગ કરાવી વીર્ય લઈ લે છે, એવી તેઓ પ્રત્યક્ષ રાક્ષસી છે.

હમણાની રાંડોમાં સોએ પાંચ સારું નાચતાં ગાતાં જાણતી હશે; બાકી પંચાણું તો ગર્ભપાત શી તરેહ કરવા ને કરાવવા તથા વિત્ત કેમ હરણ કરી લેવું એ વાતમાં કુશળ હશે.

રાંડોને ઘેર જનારા પુરુષોને ભણવા બેસવાનો અથવા કાંઈ વિદ્યા નીતિની વાત સાંભળવાનો આગ્રહ કીધો હોય તો તેઓ જવાબ દે છે કે હમને અવકાશ જ કાંહાં આવે છે? રાંડને ઘેર જવાને દિવસે (ને રોજ જતા હોય તો રોજ) જેટલી સામગ્રી તેઓ કરે છે તેટલી કોઈ નગરશેઠ, નવાબ સાહેબ અથવા ગવરનરને મળવા જવાને દિવસે નહી કરે. રાંડને ત્યાંહાં જવા સારુ તો તેઓ કેશ કહડાવે છે, ઇસતરીનાં લુગડાં કડકડિત પેહેરે છે, અને ઑલ ક્લીન થઈ, (ટુંકામાં કહું છું કે) તેઓ દુધમાં ઓરવા જેવા બની, (રે વેશ્યારૂપી તવેણુ ઉપરના તાતા તેલમાં ઝંપલાવવાને યોગ્ય થઈ), ઘરમાં સહુ જોડે વઢીને, મોટા ઠાઠથી વેશ્યા ધામે સિધાવે છે. રસ્તામાં ભાઈબંધ દોસ્તદારને બોલાવે છે અને પોતાની મોટાઈ દેખાડવા સારુ તેઓને પોતાની સાથે લઈ જાય છે—બજારમાંથી પાન, સોપારી, એલાયચી, વેણી, ગુલાબ, ચંપેલી, મોગરા, બાસુદી જેવાં દુધ, અને અફિણ પાકના પડીકાં બંધાવી તે છેલ લોકો, મોટે ઘેર જાય છે. સારું બોલતાં તો આવડે નહીં પણ જેવું તેવું હિંદુસ્તાની અથવા મરાઠી તેઓ બોલે છે; કેમકે કસબેણો ઘણું કરીને એ ન્યાતીની બહુ હોય છે. ઘરમાં (જાણે પોતાનું જ) લગાર અચકાયા વગર

દાખલ થઈ, બે ચાર નાગી વાતો અને ગોષ્ટીઓ કરી તથા સાંભળી, આજ તો કૃતારથ થયા એમ સમજી, પિશાચણીયોના હાથના પાનનાં બીડાં ખાય છે. તે રંડાઓ પ્રીત તો દેખાડે છે, પણ પૈસા સામું જોઇને;—એક હાથ તેની છાતી ઉપર ને એક હાથ તેના ખીસામાં રાખે છે. તે રંડો બારીએ બેસીને તેઓ જોડે વાતો કરે છે, એવી મતલબે કે કોઈ બિજાને તેડવાની ઈસારત કરાય અને ત્રિજા કોઇને કહી મુક્યું હોય તેના આવવાની વકીએ સાવધ રેહેવાય. જાનારને એટલો લાભ કે કોહોઈ ગયેલીઓના હાથથી બરફી અને પાનની પટ્ટીઓ ખવાય અને સોબત કરાય. શેની સોબત? ઉપર ઉપરથી તેઓને યુક્તીથી સમજાવિને કાહાડી મુકે છે; કેમકે બહાર પંદર એકઠા થયા જ હોય. આ હાલતમાં સાધારણ વર્ગના લોકો રાંડને ઘેર જવાની મોટાઈ માની લે છે અને ઘેર આવી પોતાના મિત્ર મંડળમાં થંડાપોરનાં ગપ્પાં ઉડાવે છે. ભાઈ આજ તો ફલાણિએ બેહદ કીધી, આજની વાત કંઈ કેહેવાની જ નથી, આજ તો નાચ કરાવ્યોતો, એમ લવારી કરી, સાંભળનારની મરજીને તેણી તરફ ખેંચે છે. નરઘાં અથવા ઢોલક અને ઠીકું સારંગી એના ન મળેલા સુરવાળા સાજથી તે રાંડો બેસુર આરડે છે—'માઈ મેરો બરજ્યો ન માનત,' 'રાત બગીઓમેં બાલમ મેં ન ગઈ છોટી નનદી, ગઈ રાત બગીઓમેં બાલમ,' 'ભલા મોસે ગંગા નહાને જાના.' રાગની સમજણમાં મૂઢ એવાની આગળ, સુરતાલતાનના ભેદ ન જાણતી એવીએ આરડ્યું હોય તોપણ તેઓ ઠાવકું મોહો રાખી, મિત્રને કેહે છે—દોસ્ત! આજ તો ખમાચી ગાયોતો! તારા વના મારો જિવ બળી ગયો; તને તો બાપની તથા લોકોની બિહીક લાગે છે, ત્યારે મોજ તે શેની થાય? ખ્યાલ, ટપ્પા, રેખતા, દાદરા, હોરી અને ઠુમરી (ધ્રુવપદ તો કાંહાંથી ગમે) એઓના બાહાર શા કહું?! તું જો આવ્યો હોત તો તારી અક્કલ ગુમ થઈ જાત લાલા; એ પ્રમાણે તેઓ ભોળા મિત્રને ફોસલાવે છે.

કેવા દુષ્ટ છે રાંડબાજો! કે પોતે ફસાય છે, તેની જોડે દોસ્તને પણ ફસાવે છે. આ રાજ્યમાં તેઓને થોડીજ શિક્ષા છે. પરંતુ તેઓએ નચિંત ન રેહેવું; સામટી સજા તેઓને જમને તાંહાં મળશે—રંડીબાજીના વ્યસનની જોડે ચોરી, કેફ, આળસુપણું, આચારભ્રષ્ટતા, સોદાઈ, ઉન્મત્તાઈ, દાંડગાઈ વગેરે દુર્ગણો રાંડબાજની દેહપર રાત્ર દિવસ ભમ્યાંજ કરે છે. તેઓ વિદ્યા શાસ્ત્રોના અગણિત લાભો અને સુખ ભોગવવાં મુકી દઈ, દેહનાં ધાસ્તીથી ભરેલાં ક્ષણભંગુર સુખને-સારુ તેઓ પોતાની જાતની ખરાબી કરી લે છે. જેનું સ્મરણ કરવાને અહિં સરજ્યા છે તેને વિસારી દઈ જારો અને રાંડબાજો, રાંડો અને છિનાળ બૈરીઓની જ સેવા કરવાની તદબીરમાં મચ્યા રેહે છે. કુટુંબનું રક્ષણ કરવામાં, ગરીબ ગુરબાને મેહેનતે લગાડવામાં, પોતાની સુખાકારી વધારવામાં, દાન ધર્મ કરવામાં અને દેશ સુધારામાં, તેઓ પોતાનો વધતો પૈસો નાખે તો પેલી દુનીઆમાં એકના

હજારગણા એ લેખે તેઓને ફળ મળ્યા વિના રેહે નહી. કસબેણને ઘેર જઈ સારું બી કોહેલી જમીનમાં નાખવું એ મૂરખ ખેડુતનું કામ છે. વ્યભિચારાદિ કર્મોથી ગર્ભ રેહે ને તે ગર્ભોના પાત કરાવવા અથવા છોકરાં જન્મ્યાં કે તરતજ તેઓના મોહોડામાં હુની રાખનો ફાકો મરાવવો અથવા તેઓને દુધમાં ઝંપલાવવાં અથવા તેઓની ડોક મરડી નખાવવી એ ઘણુંજ નીચ પાપી કર્મ છે. રાંડો તેઓની બરદાસ નથી લેવાની. તેઓ પૈસાનીજ બરદાસ લેછે—રંડીબાજીથી લોકમાં લાજ જાય છે, શરીરે લાય ઉઠે છે, કુળને લાંછન લાગે છે અને જમના માર ખાવા પડે છે. ઘરની બૈરીઓ નિશાસા મુકે છે ને તેઓનું જોઇ પોતે પણ જાર કરે છે.

(ચોપાઈ)

પણિયત તેની વેશ્યા થાય, જહારે તે વેશ્યાઘર જાય;<br>
પણિયતથી જે છોરુ બહુ, લાજે બાપ કહે તે સહુ. ૧

વિધવા બાળા અને ઔઢ રાંડીરાંડો જે વ્યભિચારના છંદમાં હોય છે તેઓના મનના બળાપા ઘણા જ છે. આ કુકર્મ ઉઘાડે છોક થતું નથી, છાનું છપનું થાય છે. પણ પક્કો શોધ કરતાં જણાય છે કે તેમ ઘણું ચાલે છે. એમાં પણ કેટલીએક ઇશકની જ ભુખી હોય છે અને કેટલીએક પૈસાને શોધે છે. લોકમાં ઉઘાડું પડવાની બીહીકથી, ઘણો અભ્યાસ નહી તેથી, સાધનોની કચ્ચાસથી, ગફલતથી, ને ભણેલી હોય તો નીતિ અને ઇશ્વરની બીહીકથી તેઓ શરીરને બાળી નાખે છે. ઇશક ઉપજાવતાં કોકશાસ્ત્ર, રસિકપ્રિયા, અને કવિયોની ગાથા વાંચી વાંચી તેઓ કાયાને તાવી નાખે છે. કેટલીએક આત્મઘાત કરે છે, કે જેનું પાપ ખુન કરવાના કરતાં વધારે છે. શૂરા લોકો—રજપુત તથા ગરાસીઆઓ—પોતાની બૈરી, બેહેન, છોકરીને કોઈ પરપુરુષ સાથે મર્યાદા બહાર બોલતાં જોય છે તો ઘણું વિપરિત તેઓ કરે છે. વાણીઆ બ્રાહ્મણો એવી વાતને કાને લેતા નથી; દીઠું અણદીઠું કરે છે. રજવાડામાં તથા મારવાડ મધ્યે ઘણેખરે ઠેકાણે સ્ત્રીઓમાં લાજ બાહારથી ઘણી જોવામાં આવે છે, તે છતાં પણ તેઓમાં વ્યભિચારનો ચરસ હોય છે ખરો, એવું સંભળાય છે. તેઓ ચાલતા મુસાફરોને કવિતો સંભળાવીને તેમને ઇશકનાં બાણ મારે છે—ને તેઓ શું, પેલીયોથીજશે ? નહી જાય; તેઓ જવાબમાં કવિત બોલી અગર આવડતાં ન હોય તો ગમેતાંથી પણ શિખી લાવી, કહી સંભળાવી કુકર્મ કરવે તૈયાર રહે છે. આવી છાક મારતી કવિતા કરવાના કરતાં ભજન કીરતન નીતિસંબંધી કાવ્ય નવરાસે બનાવ્યાં હોય તો કેટલું સારૂં વારૂ ?

વ્યભિચારીયો પરસ્ત્રી ભોગવે તથા તેઓથી તેઓને ગર્ભ રહે, ને તે પુત્રો તેઓના કહેવાતા બાપને પિંડ આપે અને પોતાની સ્ત્રીને પરગમન થકી જે છોકરાં થાય તે તેઓને પોતાને પિંડ આપે; આવી રીતે શું તેઓની મુકતી થાય છે ? નથી જ થાતી—ને એવા છોકરા સંકર કહેવાય છે. એ વિશે ગીતામાંનું

વાક્ય—"संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।" વ્યભિચારથીથયલો છોકરો સંકર, તે પોતાના કુળને નરકમાં નાખે છે.

જે પુરુષ, જે સ્ત્રી, એ છંદમાં છે તે પોતાના સગાં વડીલોની મર્યાદા પાળતાં નથી. છોકરો, માને, રાંડ, ગધેડી, કંઈ સમજતી નથી, બેસી રહે એવી વાણી સંભળાવે છે. શ્રવણ અને શિકંદરના નામો પુત્ર ભક્તિમાં પ્રખ્યાત છે. કદાપી કુછંદી જુવાનો અફીણ કસુંબાની ઝુમમાં હોય છે તો બાપા! તમે પણ ન્હાનપણે કીધું હશે, બોલો મા, એમ તેઓ ભસે છે. બાપ બોલે છે કે સુપાત્ર ઉઠયા બચ્ચા! અમ સાથે સાત પેહેડીને તેં આજ ઓધારી! એ જ બુઢાના હાથમાં એ જ છોકરા જો નાણું પરખાવે તો તેઓ પોતાની આગલી ચાલ ફેરવી દે છે ને કહે છે કે દિકરા હોશિઆર છે; કોઇથી ગાંજયા જનાર નહી. શરમ રે તે દિકરાઓને ને શરમ રે તે બાપોને!

રાંડબાજને મરણ સમે દિલાસો કોહોનો? કેફથી ફાટી આંખે, મદે વાંકડી મુછે, વાંકી પાઘડીયે, અને લાલ મ્હોડે (રે કાળે) જે કરતો હતો તે સઘળું રાંડને બતાવવાને કાજે—પણ તે આંધળો જોતો નથી ને બહેરો સાંભળતો નથી કે આપદાની વખતે તે રાંડો પોતાનો સોદો કરવો છોડી દઇ તેઓની શી રીતની અરદાસ અને ચાકરી કરશે?

(પદ—રાગ કાફી.)

જિવડા, મા કર તું વ્યભિચાર. ટેક.

લપટ ઝપટથી પકડે પિશાચા, નાખીદે નર્ક ખાડ. જિ૦ ૧
ધન ધાત ને ચિત ચતુરાઈ, ચુસી લે તે ગવાંર. જિ૦ ૨
શોક કરીશ જવ સંધુ જશે કો, થાય ન સંગી યાર. જિ૦ ૩
ઝટ ઝટ ગટ ગટ પી બ્રહ્મરસ તું, નર્મદ તજિને જાર. જિ૦ ૪

દોહરા.

નર્મદ ચિત ધર બ્રહ્મને, જાર આણસે માર;
ભેટ કામિની પાપિણી, ભેટ પ્રભૂની સાર. ૧
કાળું કામ કાલો કરી, નાખે નર્કે નામ;
સુકરિત સંધા સાચવી, રાખ હૃદેમાં રામ. ૨
ભજે જન જે કામને, જપે ન નામ અમૂલ્ય;
જાય જલદિ જખ મારવા, નર્કે અધમ અતૂલ્ય. ૩
નર્મદ શત્રૂં કામને, જાણ ન જિતવો સેલ;
નરસિંહ લ્હે જેને ધણી, તેનામાં નહિ ફેલ. ૪
'સત્ય બચન અરુ દીનતા, પરસ્ત્રી માત સમાન;
ઇતને કિય હરિ ના મિલે, તુલસીદાસ જમાન. ૫

(श्लोकार्ध)

" किं चित्रं यदि राजनीतिकुशलो राजा भवेद्धार्मिकः"
किं चित्रं यदि वेदशास्त्रनिपुणो विप्रो भवेत्पंडितः ।

અર્થ—રાજનીતિમાં કુશળ એવો રાજા ધર્મી થયો તેમાં શું આશ્ચર્ય? વેદશાસ્ત્રમાં નિપુણ એવો બ્રાહ્મણ પંડિત થયો તેમાં શું આશ્ચર્ય? કંઈ આશ્ચર્ય નહી; (પણ)

(श्लोकार्ध)

"तच्चित्रं यादि रूपयौवनवती साध्वी भवेत्कामिनी,"
तच्चित्रं यादि निर्धनोपि पुरुषः पापं न कुर्यात्क्वचित् ॥ १ ॥

અર્થ—સ્ત્રી રૂપાળી તથા તરુણ છતાં સાધ્વી હોય તેમાં આશ્ચર્ય અને અગર પુરુષ નિરધની છે તોપણ તે પાપ કરતો નથી તેમાં આશ્ચર્ય.

(श्लोक)

" मातृवत्परदारांश्च परद्रव्याणि लोष्ठवत्"
आत्मवत्सर्वभूतानि यः पश्यति स पश्यति

પારકી સ્ત્રીને મા પ્રમાણે, પરધનહરણ કરવાને લુચ્ચાઈ સરખું, અને સઘળાં પ્રાણીયોને પોતાના આત્મા પ્રમાણે જાણે છે તેજ જ્ઞેય છે ને જ્ઞાતા છે એમ જાણવું.

(श्लोक)

"परद्रव्येषु ये अंधाः परस्त्रीषु नपुंसकाः"
परापवादे ये मूकास्तेषां गंगा पदे पदे ॥ १ ॥

જે પારકા પૈસા વિશે અંધ છે, પારકી સ્ત્રી વિશે નપુંસક છે, પારકાની નિંદા બોલવે મુગા છે, તેઓને પગલે પગલે ગંગા છે.

(श्लोक)

" जीवंतोपि मृताः पंच व्यासेन परिकीर्तिताः
दरिद्री व्याधितो मूर्खः प्रवासी नित्यसेवकः" ॥ १ ॥

દરિદ્રી, રોગી, મૂર્ખ, નઠારી અવસ્થાએ પ્રદેશે ભટકનારો, અને હમેશનો ચાકર—એ પાંચ જણ જીવતા મુઆ જાણવા.

વ્યભિચારીયો અને રાંડબાજો પણ જીવતા મુઆ જ જાણવા; કેમકે તેઓ ઊપલી પાંચે અડચણોથી ગભરાયલા છે. પુંજી ખુટી કે દરિદ્રીના કર્તા તેઓના હાલ બુરા;—સુરતમાં એક પૈસાદાર વાણીયો છે, તેને બે દિકરા; તેમાંનો મોટો વ્યભિચાર અને રંડીબાજીના છંદમાં પડેલો. કેટલાએક દિવસ સુધી તો તેણે ઘરમાંથી ચોર્યું, પણ પછી મોટા શેઠને માલમ પડયું, એટલે તેણે ઘરમાં ઘણો બંદોબસ્ત કીધો. પેલા છોકરાએ કર્જ લેવાનો વિચાર કરી એકના બે એ રીતની ચિઠ્ઠી

લખી આપી અને લોકોએ બાપની સાખ જોઇને નાણાં ધીર્યાં. આખરે એવું બન્યું કે તેને શેંકડો રૂપીયાનું દેવું થઈ ગયું. તે બાપે હરગીસ અદા કીધું નહી; અને તે છોકરો કેદ ભોગવવાની બીહીકથી ગામોગામ અટણ કરે છે ને ખાવાને હેરાન થાય છે. દરિદ્રીને માત્ર પેટ ભરવાની ફિકર હોય, પણ તેને તો પેટ ભરવાની, કરજ વાળવાની, લાજમાં રેહેવાની વગેરે ઘણીએક રીતની પીડા થઈ પડી છે.

હવે વાંચનારાએ વિચારવું કે આ દુખ, દરિદ્રની પીડા કર્તાં વધારે છે કે નહી?

રોગ તો એ કુછંદીયોને છોડે જ નહી—અંધપીશાબ, ટાંકી, પરમીઆ વગેરે આજારે વરસમાં એકવાર પણ તેઓને સપડાવ્યા જ હોય. સૂજ્ઞ હોય તો છિનાળું ને રંડીબાજી કરે જ નહી; જાણી જોઇને હરકત હોરી લેનારાઓ ડાહ્યા ન કેહેવાય, મૂરખ જ કેહેવાય. ભટકિયાં તો તેઓ ઠામ ઠામ મારે છે. જેને એ વ્યસન લાગ્યું છે તેઓ એકને જ રાખી નથી બેસતા; નવા નવા માલને શોધતા ફરે છે, ને વિચારમાં તથા ફિકરમાં હમેશ બાવરા રેહે છે. રાંડને ઘેર જનારા સારા ઘરના કુલીન હોય છે તો તેઓએ લોકના ઠપકાથી બચવાને નાસવાનાં ઠેકાણાં હોય છે ત્યાંહાં નાસ્યાં કરવું અને પેલીની તજવીજમાં રહ્યાં કરવું, મનમાં તુરંગ ઊઠાવવા કે આ રીતે ફલાણે ઠેકાણે તાલસંચો કરવો છે, વગેરેના વિચારમાં શરીરને તથા મનને ભટકાવવું એ બધું પ્રવાસ દુઃખ કર્તાં વધારે છે—ઊઠીજા, ઊઠીજા, તારો સગલો આવશે એમ શેઠને અથવા કોઇએકને તેના નફિકરા દોસ્તો કેહે છે. ઘેર તથા વાડીયે નાચો કરાવવા, તે પણ પાધરા નહી, મીજલસ વચ્ચે પોતાની છિછલ્લી મરજી પરમાણે સંધું કરી મુકવું, પણીયેત બૈરીને ખુશી રાખવાસારુ તેઓને રાંડોનાં બ્હેહેનપણાં કરાવવાં, પોતે તથા પોતાની સ્ત્રીયે તથા દોસદાર અને ચાકર વગેરે ઘરના માણસોએ રાતદાહાડો રાંડોની તથા પારકી સ્ત્રીયોની મરજી સાચવવી, એ સહુ નિત્ય સેવક થવાનાં દુઃખ કર્તાં અતીશે વધારે દુઃખકારક છે.

રાંડબાજોના મરવાથકી તેઓનો કોઈ શોક કરતા નથી, તેની વાહાલી રાંડ કરતી નથી, તેનાં સગાં કરતાં નથી, માત્ર એક તેની સ્ત્રી લોક લાજને અરથે કરે છે. તેના છોકરાનામાં બાપના દુર્ગણો આવે છે—'વડ તેવા ટેટા ને બાપ તેવા બેટા.' છોકરાની જોડે રમનાર પડોસીના છોકરાજ પ્રથમ તો તેને પ્રસંગ લાવી બોલે છે કે બચ્ચા! તારા બાપે તો ઘણી મોજ મારી છે, તેમ માએ પણ હો! સુનાના કલ્લાં સાંકળાં પેરો છો એ વાત ખરી, પણ ખરું બોલાવે તો કહીયેછ કે તું ખરાં તુકમનો નથી; પતરાજ ઘેર રાખજે! એ રીતે સાથીયો બોલે છે.

એવા જુવાન છોકરા, કોઈ ઘરડા, વિદ્વાન અને સારી શીખામણ દે એવાનો આશ્રય કરવો છોડી દઈ, સારી સંગતમાં ન રહી, છિનાળુવા થઈ છિનાળો અને રાંડોના આશ્રિત થાય છે, તેથી તેઓ કુળનું નામ બોળે છે. માટે તેઓને શિખા-

મણ કે તેઓએ ઉંચ કુળના થઇને મોટો ભાર રાખવો તથા પોતે સુધે રસ્તે ચાલી, બિજા લોકોને સુધે રસ્તે લગાડવા. કહ્યું છે–

" नीचाश्रयो न कर्तव्यः कर्तव्यो महदाश्रयः ।
अजा सिंहप्रसादेन आरूढा गजमस्तके"॥१॥

અર્થઃ—નીચનો આશ્રય ન કરવો, મોટાનો આશ્રય કરવો; સિંહની બાંહેધરીથી બકરી હાથીના મસતકપર ચડી બેઠી.

સારા કુળમાં જનમ લઇને નીતિનો અંકુશ ખોઇને મનને નઠારે મારગે જવાંદેવાને છુટ્ટી આપવી, એ મહાપુરુષોને યોગ્ય નહી. કહ્યું છે કે,

(दुहा)

" सूरवीरके वंशमें, सूरवीर सुत होय;
ज्या सिंहनके गर्भनमें, कुरंग न निपजे कोय ॥१॥

અર્થ—શૂરવીરના વંશમાં છોકરો પણ શૂરવીર જ થાય, કાયર ન થાય. જેમ સિંહણના ગરભમાં હરણ ન પેદા થાય તેમ.

(दुहा)

" करे न कवहू उंच सो, दीनहीनके काज;
भूखमरे पे घासको, नहीं भखे मृगराज" ॥१॥

અર્થ–માન–ટેકવાળો ઉંચો પુરુષ, દીન હીનનું નીચું કામ કદી કરતો નથી, જેમ સિંહ ભુખે મરે તો પણ ઘાસ ખાય નહીં તેમ.

જે સુખ તેઓ રંડી પાસેથી માની લે છે, તે સુખ તેઓએ ઘરની સ્ત્રી પાસેથી લેવું. એવું છે કેઃ

"परयोनौ पतेद्विंदुः कोटिपूजां विनश्यति,
तीर्थहानिस्तपोहानिर्ब्रह्महत्या पदे पदे" ॥१॥

પરયોનિમાં બિંદુ પડવાથી કોટી પૂજાનું ફળ ભંગ થાય છે, તીર્થ જાતરાનાં તથા તપશ્ચર્યાનાં પુનની હાનિ થાય છે, અને ડગલે ડગલે બ્રહ્મહત્યા લાગે છે.

"अत्यंतकोपः कटुका च वाणी अश्लोकता वंधुजनैश्च वैरम्
खलस्य मैत्री परदारसेवा नरस्य चिह्नं नरकेऽधिकं किम्" ॥ १ ॥

અર્થ—(છિનાળવા અને રાંડબાજોનામાં), અત્યંત ક્રોધ, કડવી વાણી, અકીર્ત્તિપણું, ભાઈ ભાંડું સગાં વાહાલાં ઉપર વેરભાવ, ખળ લોકોની દોસ્તી અને પારકી સ્ત્રીની હાજરીમાં રેહેવું એ છ દુર્ગુણો હોય છે; એના દુઃખ કર્તાં નરકમાં શું વધારે દુઃખ છે?

પાછલી રાત્રે ઘેર આવી ઘરની જીવ લેતી હોય તેને રોજ તો નહી, પરંતુ કોઈ દિવસ પણ ચાલે? ન ચાલે માટે રાંડબાજો સ્વસ્ત્રી સાથે પ્રભાતે મૈથુન કરે છે.

(શ્લોક)

"पूतिमांसं स्त्रियो वृद्धा वालार्कस्तरुणं दधि।
प्रभाते मैथुनं निद्रा सद्यःप्राणहराणि षट्" ॥१॥

**અર્થ**–ઘણા દિવસનું વાસી માંસ, વૃદ્ધ સ્ત્રી સાથે ભોગ, પ્રાતઃકાળના તડકો, કાચું દહી, પ્રભાતે નિદ્રા અને પ્રભાતે મૈથુન એ ૭ પ્રાણનો વેહેલો અંત લાવનાર છે.

તેઓ રાંડને ઘેર સુએ ને પરણીએત બાયડી એકલી ઘેર સુએ અથવા બન્ને અણબનાવને લીધે જુદાં જુદાં સુએ તેથી 'પૃથકશૈયા' દોષ થાય છે ને તે દોષ વિશે એવું છે કે,

(શ્લોક)

"आज्ञाभंगो नरेंद्राणां विप्राणां मानखंडनम्।
पृथक् शय्याचनारीणामशस्त्रवध उच्यते" ॥ १ ॥

**અર્થ**—રાજાની આજ્ઞા તોડવી, વિપ્રનું માન ખંડન કરવું, અને યોગ્ય કારણ-વના સ્ત્રીથી જુદી પથારીમાં સુવું એ શસ્ત્ર વિના વધ થયો એમ જાણવો. એટલે હથિયાર માર્યાં હોય તો સારું કે તરત જિવ જાય, પણ આ તો મનના દરદે રીબાઇને મરે છે ને તેથી મોટાં ખુનનો દોષ ભોગવવો પડે છે.

ધર્મ શાસ્ત્રમાં વ્યભિચાર વિશે શિક્ષા આવી છે કે,

"सजातावुत्तमो दंड आनुलोम्ये तु मध्यमः।
प्रातिलोम्ये वधः पुंसां नार्योः कर्णादिकर्तनम्" ॥१॥

**અર્થ**—પોતાની જ જાતીમાં વ્યભિચાર કરે તો પુરુષને ઉત્તમ સાહસ દંડ અને સ્ત્રીને તેના અર્ધ; ઉંચ વર્ણ નીચ વર્ણની સાથે વ્યભિચાર કરે તો મધ્યમ સાહસ દંડ પુરુષને અને તેના અર્ધ સ્ત્રીને; અને નીચ કુળનો પુરુષ થઈ ઉંચ વર્ણી સ્ત્રીને બગાડે તો તેનો વધ કરવો તથા સ્ત્રીનું કાન વગેરે અંગ કાપવું. એવી સ્ત્રી જો કોઈ આચાર્ય વગેરે મોટા ધર્માધિકારીની હોય તો તેણે (તેના પછી પ્રજા થાય તે નીચ થાય માટે) બળી મરવું એવું છે.

(શ્લોક)

"परस्य योषितं हृत्वा ब्रह्मस्वमपहृत्यच।
अरण्ये निर्जले देशे भवति ब्रह्मराक्षसः" ॥१॥

**અર્થ**—જે પારકી સ્ત્રીનું હરણ કરે છે, જે સુવર્ણ વના બ્રાહ્મણની સમૃદ્ધિ હરણ કરે છે તે પાણી ન મળે એવા દેશને વિશે અરણ્યમાં ભૂતવિશેષ જે બ્રહ્મરાક્ષસ તે થાય છે. વળી,

"मायुःक्षतिर्विकलतात्युपहास्यता च।
निंदार्थहानिलघुता न गतिर्न लज्जा" ॥१॥

**અર્થ**—પારકી સ્ત્રી ભોગવેથી આવરદા ઓછું થાય છે, શરીર નિઃસત્વ થાય છે, લોકહાસ્ય ને નિંદા કરે છે, પૈસા જાય છે, મોટાપણું જઈ હલકાઈ આવે છે, લાજ રહેતી નથી અને પરલોકમાં ગતિ થતી નથી. એ સાત પ્રકારની વિટંબણા છે, માટે પારકી સ્ત્રીની ઇછા કરવી નહી એ જ નિશ્ચય.

(श्लोक)

"लंकेश्वरो जनकजाहरणेन वाली तारापहारकतयाप्यथ कीचकाल्यः ।

पांचलिकाग्रहणतो निधनं जगाम तच्चेतसापि परदाररतिं न कांक्षेत्" ॥ १ ॥

**અર્થ**—સીતાનાં હરણ થકી રાવણનું કુળ નાશ પામ્યું; તારાના અભિલાષથી વાલીએ જિવ ખોયો, અને દ્રૌપદીની ઇછા થકી કીચક પોતાના બંધુવર્ગ સુધ્ધાં નાશ પામ્યો, એ પ્રમાણે આજ સુધી જે પુરુષો, પારકી સ્ત્રીની ઇચ્છા કરતા ગયા તે તે નાશ પામ્યા છે માટે પરસ્ત્રીની ઇચ્છા કરવી નહી.

(કવિત.)

કાયાતેં સતવ જાત, દીલતેં બીરામ જાત,
નેતરોતેં તેજ જાત, લજા જાત અંગતેં;
પદ્રતેં ફ્લૂસ જાત, કામમેતેં યશ જાત,
નીતિ ધર્મ ડુબે જાત, યુવામદોમંગતે;
કૂલકી કીરત જાત, બેવારમેં ધીર જાત,
સંબંધીતેં સ્નેહ જાત, મતિમંદ છંદતેં;
પંચમેં બિશ્વાસ જાત, પ્રભુપેંહી ભાવ જાત,
પુણ્ય સબ બેહ જાત, પરનારી પ્રસંગતેં; ૧

હવે રુડા વાંચનારાઓએ આ નીતિનાં અને ધર્મશાસ્ત્રનાં વચનો ઉપરથી ખાતરીથી જાણ્યું હશે કે વ્યભિચારથી અને રંડીબાજીથી આવાં અને આટલાં નુકસાન થાય છે.

છિનાળું તથા રાંડબાજી કાંહાં રેહેછે એ સંબંધી—ભુખે મરતાં બૈરાંઓમાં, વિજોગી સ્ત્રી પુરુષમાં, જુવાન સ્ત્રી પુરુષોએ એકાંત એકલું રેહેવામાં, પૈસાદારના ઘરમાં, બળહીન અને છિનાળવા પુરુષોની બાયડીઓમાં, બાળરાંડોમાં, વિધવા જુવાન સ્ત્રીઓમાં, નઠારી સોબતમાં, અને અભણેલ અથવા નાસ્તિક અવસ્થામાં, ઊપર લખેલા નઠારા વિકારોનો વાસ હોય છે—હું શક રાખું છું કે આપણી આજની સ્થિતિમાં સો જુવાન માટીડામાં ૭૫ ભાગ્યેગે ચોખ્ખા હશે અને સો જુવાન બાયડીઓ મધ્યે ભાએગે ૪૦ પતિવ્રતા નિકળે—એ રીતે વ્યભિચારે અને ઉપર ચોટકા ઈશકે જોર માર્યું છે. ઉંચ કુળની સ્ત્રીઓ ઘણુંકરીને ઇશકનીજ ભુખી હોય છે; અને નીચ કૂળની પૈસાનીજ. તવંગરને ઘેર ગટોરગછ જેવા ચાકરો શેઠાણીઓના કામ પૂરા પાડે છે.

ઐરાંની છિનાળું કરવાની છાતી બલકે મરદના કર્તાં વધારે છે. હરેક પ્રસંગે મિષ કાહાડી તેઓ યારને મોહો દેખડાવવા જાય છે. ગરજુ વધારે પ્રેમ દેખડાવે છે.

તેઓ યારની સાથે લાડમાં લડે છે ને કેહે છે કે તમે તો પેલીની સાથે બોલો છો તારે હું નહી, બાવા વગેરે; અને કર્મ કરાવી પોતાને ઘેર ડાહી રીતે જાય છે. એવી કામીનીને કોઈ રીતની બીક હોતી જ નથી. તેઓ ખાય છે, પીએ છે, તેમાં તેઓને યાર સાંભરે છે ને યાર પોતાની રાંડને સંભારે છે. સ્ત્રી ચરિત્ર અપાર છે. મારા વાંચનારામાંના ઘણાએક જણ કેહેશે કે સલકડી જેવી ઐરીથી શું થવાનું છે? તો તેઓએ જાણવું કે ઐરીઓએ ન કરવાનાં કામો અને તે વળી મરદાની રીતે બજાવ્યાં છે; અને તે મરદો જોતા રહ્યા છે. રાંડબાજો વિશે સમાચાર પત્રો જારે પોકાર કરે છે તારે તેઓ તેથી બીહે છે તો ખરા જ, પણ એ છંદ તેઓ છોડી શકતા નથી. નાનો વર ને મોટી કન્યા એવે ઠેકાણે પણ છિનાળું વસે છે. ધણી પરદેશમાં અથવા ગામ છોડી પરગામે જાથુ રેહેતો હોય તો તેની સ્ત્રી બગડે છે. સ્ત્રી પુખ્ત ઊમરે પોંહોંચી એટલે તરત ધણીનું મળવું ન થયાથી જાર કરે છે. આ વાતના દાખલા પટેલીઆ અને મારવાડી લોકોમાં અને ગોલામાં વધારે મળી આવે છે. રાગમાં ખ્યાલ ટપ્પા સાંભળ્યાથી સ્ત્રીઓનાં મન ચળે છે. નીતિ સમજ્યા વના બાઇલા ધણીઓને મ્હોડેથી ચંચળ ઐરાં ગાથા સાંભળે છે તેથી તેઓનો જીવ ગભરાય છે. નાનપણમાં છિનાળું ઘણું કરાવ્યું જેણે તે ઘરડપણે કુટણીનું કામ કરે છે, ને કુટણી થઈ એટલે ચતુરાઈ વધી એમ જાણે છે. પછી તેઓ મેહેતાજી નામ ધરાવી ૧૦—૧૫ નિશાળીઆ પોતાના કરી મુકે છે. ને એક ઠેકાણે દુકાન રાખે છે તે કારખાનું એ શબ્દે ઓળખાય છે. આ ઠેકાણે સ્ત્રી પુરુષોનો મેલાપ થાય છે—સહુ થાય છે અને બારણે બેઠેલી કુટણી કોઈ બીજાને ધારે છે. સ્ત્રીને વ્યભિચાર કરવાનું એક કારણ આ છે કે તેને છોકરાના કોડ ઘણાં હોય છે. હું વળી મા કેહેવાઉં, છોકરાને લાડમાં ધમકાવું, ઘરમાં મારું માન વધારું ને સાસુના તસકા ન ખાઉં એવી ઇચ્છા રાખી, જેમ તેમ કરી પેટ ઉંચું લાવવાને તેઓ પ્રયત્ન કરે છે. કેટલીએક સ્ત્રીઓ ધર્મોપદેશકના અંશ છોકરાનામાં આણવાસારૂ અને પોતે મુક્ત થવાસારૂ તેઓનાં દર્શન ખુણામાં કરેછે. મૂર્ત્તિપૂજકોમાંના હરડતા સેવકોનો નિયમ છે કે વર્ષમાં નવી પાકેલી વસ્તુ પ્રથમ ઠાકોરને ધરી, નવું ઘરેણું કરાવ્યું હોય તેને પણ દેહેરાસર આગળ મુકી, પછી પોતાના કામમાં લેવું. એ પંથમાંના કેટલાએક લોકો પોતાની પરણેલી નવી સ્ત્રીને પણ હરિભકતોને (નામનાજ) પ્રથમ ધરાવે છે. શું ટીકા કરૂં તે સ્ત્રીઓની, તેઓના ધણીઓની અને તે હરિભકતોની! સ્ત્રીચરિત્ર વિશે વધારે બોલતો નથી; જાહાંદારશા, સુડાબોતેરી, સ્ત્રી ચરિત્ર વગેરે ગ્રંથોથી માલમ પડશે. એ વાત બંધ રાખી એની દશા ઉપર થોડું બોલું છું. એ જાર અથવા તેના વિચારના પાપથી

કોઈ છુટયું નથી. ઇંદ્રના શરીરમાં હજાર છિદ્ર પાડ્યાં; ચંદ્રને ક્ષઈ રોગ લાગ્યો; નારદનું વાંદરાં જેવું મોડું થયું; અને શિવની ઇંદ્રિના બાર કકડા થયા, એવું પુરાણોમાં કેહે છે.

આપણામાં ચાર મળી બેઠી હોય અને એક બીજીનું સારું બોલવા માંડ્યું એટલે તે કેટલીએકથી અદેખા સ્વભાવને લીધે સાંખી શકાતું નથી, તેથી પછી તેઓ એક બીજાના છાના દોષો બાહાર કાહાડે છે. મરદના કર્તાં બૈરી છાલકી એ અનુભવસિદ્ધ છે; બઇરીને કહેલી વાત બીજી બેહેનપણી પાસ ન જાય એ નવાઇ. પણ અસો! ગીત ગાવામાં, કુટણામાં, અને હરેક પ્રસંગે તેઓ સામ સામાંનાં છાનાં ઉઘાડાં કરે છે. એક કેહે છે જા જા છિનકી, તો બીજી બોલે છે રાંડ સસરો અને જમાઇ જ મળ્યા! ત્રીજી ડાહી કેહે છે કે આપણે ઉંચ કુળમાં જન્મી નીચની સોબત પૈસા સારુ કરવી એ નઠારું છે, ચોથી પોતાનું કાહાડે છે—ગધેડી છોકરાં ૧૦ થયાં તોપણ તારો ચરસ કેમ જતો નથી. એ રીતના મેણાં ઓઠે તેઓ એક બીજાનાં છિદ્ર કહાડે છે ને દ્વેષને ધુમાવે છે. તે ધુમાડાનું બળતું થયું એટલે તેઓના માટીને માલમ પડે છે. તેઓ પોતાની જાગૃતી અને મરદાઇને ધિઃકારે છે, રાને છેતર્‌યા એમ તેઓ ઘણીવારે સમજે છે. નજરે દીઠું ન હોય એટલે વધારે બોલાય નહી. તેથી તથા જ્ઞાતીમાં છેડો ફાડી આપી તલાકનામું કરવાની છુટ્ટી ન હોય તેથી અને બૈરીનું સુખ તો જોઇએ, તેથી તેઓ આંખ આડા કાન કરે છે. જે લોકમાં છેડો ફાડવાની છુટ્ટી હોય છે તેઓ પણ પોતાની વાત બાહાર ન પડે તેને સારુ વાતને ઢાંકી મુકે છે. 'તેરીબી ચુપ ઓર મેરીબી ચુપ.' તેઓનો જીવ હમેશ તે ઝગડામાં રેહે છે અને તેને લીધે સંસારનાં કામ-કાજ થતાં નથી. તેઓ પારખું જોવા રોજની વેળા વટાવી ઘેર આવ જાવ કરે છે. ૧૦૦ રાણીને એક રાજા કેમ પૂરો પડે? નજ પડે. તારે શું થાય? તેસ્તો; એ શબ્દ પણ વાપરતાં થાકયો છઉં. રાણીને વજીરની વહુ જોડે મેલાપ હોય જ, રાણીઓ અને તેઓની દાસીઓના દુર્ગુણનો ચેપ વજીર ઘેર અને વજીર દાસીઓમાં આવે. પછી તે ચેપ પડોસણોમાં, મોહોલ્લામાં, ગામમાં ને શેહેરમાં ને પછી છેલ્લીવારે દેશમાં આવે છે. કોઈ પુરુષ ખંતે લાગી જો વહુની પછવાડે ફરે છે તો, ખબરદાર જો પુઠે ફરતો દેખીશ તો છાતીમાં ધમ દઇને લાત મારીશ એમ ફાટેલ સ્ત્રી ધણીને કહે છે.

હિંદુ મુસલમાન રાજ્યોમાં ચબુતરા હોય છે. એ ઠેકાણે વ્યભિચારિણી અને છિનાળવા માલમ પડે તેને તરત પકડી સરકારમાં લઈ જવાને સારૂ સિપા-ઇઓ નિમ્યા હોય છે. રસ્તામાં કોઈ સ્ત્રી પુરુષે એકમેકને ભાષણ થાય નહી, પછી મા, બેહેન, સગી કે પરણેલી બૈરી હોય. વ્યભિચાર છાનો જ થાય છે અને કદાપી બીન ખબરદારીથી સ્ત્રી પુરુષ પકડાય છે તો પેલી નેનમાં જ સિપા-ઈને સમજાવે છે કે તારું કરીશ, આ વખત મને છોડ. તે સિપાઈ પુરુષને દંડ

કરે છે અને સ્ત્રી ઉપરથી તોહોમત ઉરાડી દે છે. અવિદ્યાએ દેશની આવક ઓછી થઈ ત્યારે જુલમી રાજાએ આ રીતે આવક કરી. રાજાઓનાં શાં વર્ણન એ જ પ્રકરણમાં કરીએ! છિનાળાંની કેવી અયોગ્ય શિક્ષા થાય છે ને કેટલા ગુન્હા શિક્ષા વના બચી જાય છે? વડોદરાની પ્રખ્યાત ઉંચ જ્ઞાતીની એક સ્ત્રી પોતાની બે છોકરીઓ પાસે પોતે ઉભી રહીને જાર કરાવે છે. અફ્સોસ! અફ્સોસ! તે માને, તે દીકરીઓને અને તે જમાઇઓને ધિક્કાર છે.

અજબ છે કે, બાળક છોકરાં, પાંચ વરસમાંથી ઘર ઘર રમવાનું મન કરે છે. તું વહુ થા, હું વર થાઉં, તું રાંધ, હું બાહાર જાઉં, એમ સંસારનો અભ્યાસ કરે છે. એ વર ચાર ડગલાં આઘો જઈ આવી, અલી રાત પડી, સુઇ જઇએ એમ કહે છે. મારા જોવામાં એક ૯ વરસની વગર પરણેલી છોકરી છે તે બલકે એક છોકરાંની મા કરતાં વધારે વરવહુની વાતમાં સમજે છે. ભગવાન શું આ દિવસ! જે કાળે છોકરાને વિદ્યાભ્યાસ કરવાનો, જે કાળના ઉપર આવતા સુખના દિવસ આધાર રાખે છે તે કાળે, જે કાળ મનને નીતિ તથા સદ્ગુણ રૂપી મેથી સાલમપાક ખાવાનો શિઆળો છે તે કાળે, ભાગ્યહીણ છોકરાં આવું આચરે છે અને અપશબ્દો હૈયે ઠાંસે છે. છોકરાંના માબાપોએ છોકરાંની વર્ત્તણુક ઉપર જેમ બને તેમ સારી પેઠે ચોકસી કરવી જોઇયે. છોકરાંનો વાંક નહીં. બાપ, મા, કુટુંબના માણસને તેઓ તેવી રીતે વર્ત્તતાં જોય છે; નાનપણથી તે મોટાં થાય તાંહાં સુધી નઠારાં માબાપના હાથતળે ઉછરે તે છોકરાં તેવું જ શિખે તેમાં શું આશ્ચર્ય? તે છોકરાં રાંડબાજ અને વ્યભિચારીઓ ન થાય? ને એથી તેઓની આગળ હાનિ ન થાય? પૈસા જવા, માણસના મરવાં, દુઃખનાં પડવાં વગેરેને સારાં માણસો હાનિ નથી સમજતા. "કા હાનિઃ-સમયચ્યુતિઃ" હાનિ કઇ? સમયે જે કરવાનું તે ન કરીએ તે હાનિ. કેટલાક પુરુષો રાંડને ઘેર જાય છે તો સાથે કોડમાં છોકરાને પણ લઈ જાય છે. રાંડ ઘેર નાચવા આવે છે તો શેઠના સોબતીઓ લજવાયા વના શેઠનાં છોકરાંપ્રતિ, આ તારી માનાતી મા થાય; આ તારા બાપની રાંડ એમ બોલે છે. એ છોકરો મોટો થઇ પહેલવેહેલો જણતી થઇ પડેલીને ઘેર જાય છે ને મારે હવે એક જોઇએ એવું કહે છે. તે તો વેશ્યાજ એટલે તે તેના બાપથી થયલી છોડીને જ દેખડાવે છે. આવું થોડું બનતું હશે, પણ તે જ છોકરી ખુબસુરત ઘણી હશે તો તેને પેલો છોડશે નહીં. શાસ્ત્રાર્થ કાહાડશે. પેલે જનમ મા તે આ જનમ બૈરી, પેલે જનમ બૈરી તે આ જનમ મા એમ ઈશ્વરેચ્છા છે ને પારસીઓમાં સગાંને પરણે જ છે કની? હિંદુ તો દોહોડ ડાહ્યા છે, એમ બાનાં કાહાડી તે જુવાન કુકર્મ કરે છે.

વગર ભણેલા એવા છોકરાને ભુખે મરતાં માબાપો પરણાવવાના કોડ રાખે છે. મા બાપ નથી સમજતાં કે આપણે ભુખે મરીશું ને છોકરા વહુને

હેરાન થવું પડશે. જેનો છોકરો ન પરણ્યો તેની આબરૂ નહી, એવું આપણા ગાંડા ગુજરાતીઓમાં કેહેવાય છે. તેમાં થોડી કન્યાઓ છે, એવી ન્યાતમાં કન્યા ઝડપવી એ દુર્લભ ગણાય છે. તે ઠેકાણે મા પોતાનું પલ્લું ઊતારી વહુનાં પલ્લાંના જાણામાં મુકે છે. ટુંકામાં લખું છું કે છોકરા પરણાવવા સારૂ તેઓની મા, બેનો, છિનાળાં ને બાપ ભાઇઓ દેવાં કરે છે. ગરીબ કે પૈસાદાર કોઈ પણ રાંડને ઘેર જઇ પોતાની આવડત પ્રમાણે મોજ કરે છે. પૈસાદાર વળી વાડી બંગલે રાંડો સાથે ભજીઆં પુરી ખાશે અને ગરીબ ટોળની વાતો કરી રીઝશે ને સામાને રીઝવશે. તેઓની ઘરની સ્ત્રી વહીતરુ કરે છે અને ઘભરાય છે તો તેઓને નામે પોક મુકીને વિલાપ કરે છે:

(સાખી.)

જોબન જાયે માહરું, કંથડો ખેલે બહાર;
મારું કહ્યું માને નહીં, હૈડું એરણ લૂહાર,
સખી શું માનો તમે. ૧
એના જેવું હું કરું, પાપ કરમ શિર જાર;
નથી સમાતો કામડો, પીઊ પીઊ કરું આંસુધાર.
સખી શું માનો તમે. ૨
તમે જાણો હું છઉં સુખી, દિલડે દુઃખ અપાર;
છાની વાતો કયમ કરું, વાંકમાં આવું યાર,
સખી શું માનો તમે. ૩

જેઓ ગરીબ હોય છે ને પેટ ભરવા સારુ મહેનત કરવે કાયર છે તેઓ ભડવાનું કામ કરે છે, પરંતુ તે ધંધામાં પણ રખડપટ્ટી અને રોજના તસકા ખાવાનું હોય છે તેથી તેઓ અકળાતા નથી. "નાક કટ્ટા તો કટ્ટા પણ ખીર તો ચટ્ટા" એમ તેઓ સમજે છે ને કહે છે કે ભડવા તો ભડવા, પણ રાંડો તો મફ્ત મળશે. જે મોજ તાલેવાન, પૈસા આપી કરે છે તે આપણે મફ્ત કરીશું. મોટા લોકો જોડે ઓળખાણ થશે, રાંડોને ઘેર હજાર આવે તેમાંથી કોઇને રોજી સારુ વળગીશું તો કોઈ ના કહેવાનું છે? એવા તે વિચાર કરે છે.

વાઃરે કુટણાઓનો રોજગાર શોધવાનો રસ્તો! મૂર્ખાત્મા, ઘરનું શાક પણ લાવે અને કસબણોની પણ સરભરા કરે. વ્યભિચાર કરનાર સ્ત્રી પુરુષોના મેલાપ કુટણાઓ કરાવે છે. કુટણાઓએ ખુબ સમજવું કે તેઓનાં કરમમાં તે ભાજી જ. જેમ અહિં તેઓ શેઠને સારુ દોડતા રેહે છે, તેમ પેલે જનમ એક નરક કુંડમાંથી બીજે "યાવચ્ચંદ્ર દિવાકરૌ" રઝળશે. શેઠના ભડવાને પણ વળી પગાર ખાતી રાંડો હોય છે.

પુનરવિવાહનો ચાલ નથી એવી નાતોમાં વિધવાઓ જાર કર્મ કરી તેથી થયલું જે ચોટકુક તેને વણસાડી જિવ હિંસા કરે છે ને સૃષ્ટિ વધારવાનો જે

ઇશ્વરી નિયમ તેને તોડે છે—ગાજરના બીના ઉકાળા, જુના ગોળ અને અસાળીઆની રાબડીથી ઘણી એક વિધવા ગર્ભપાત કરે છે, અને ગરભ નથી પડતો ત્યારે તેઓ જણ્યા પછી કુમળાં બચ્ચાંની ડોક મરડી નાખે છે અથવા હુની રાખ તેનાં મોહોમાં ઘાલે છે અથવા તેને દુધના તપેલામાં ઝબકોળે છે. એ કેવાં નિર્દયપણાનાં કામો જાર કર્મથી થાય છે! માટે ઊંચ અવતાર ધારણ કરી સદ્‌ગુણો છોડી દઈ ભુંડની પેઠે ગંદવાડમાં પડી કુટીલ અને કરૂર થવું, એ કંઈ નીતિ નહી. કેવે ઉપચારે અને કેવી રીતે ભોગ કરવો તેનું આપણા લોકોને કંઈ જ ભાન નથી—ફક્ત જોર કરી પાડા જેવાં શરીર કુમળાં હાડપર પછાડી અબળાને કંટાળો આપે છે. ને પછી તે પણ તેવીજ થઈ રેહે છે. બાળકના ઉપર આવો જૂલમ ગુજરે છે ત્યારે તેઓને સાસરે જવાનું ફરીથી મન થતું નથી—કેટલાક સ્ત્રી જણતાં સુધી ભોગ કરવો છોડતા નથી અને તેથી ગરભને ઘણી નુકસાની પોંહોંચે છે.

ગરીબ ઘરમાં છિનાળાંની અસર—જાંહાં ખાવા ન મળે તાંહાં છોકરાં ઝુમેઝમ. ભિખારીઓમાં બલકે એકને ઓછામાં ઓછાં ત્રણ છોકરાં હશે. વચલા લોકોમાં સાધારણ પક્ષે છે. પણ તવંગરમાં સર્વને છોકરાં હોય એ નવાઈ. સોબતે અસર. શેહેરની મોજ ગામડાંઓની બૈરીઓ જોય તો તેને તે ભોગવવાની ઇચ્છા થાય. શેહેર પાસેના પરામાં માટીડા કામ ઉપર જાય ને બૈરાંને શેહેરી બૈરાં પ્રમાણે ઘરતું કામ કરી નવરા બેસવાનું, તેથી તથા નવરાને વિચાર ઘણા સુઝે અને પૈસા સહુને ગમે માટે તેઓ વ્યભિચાર કરી પૈસા મેળવે છે. તેમ શેહેરના લુચ્ચા, થોડા પૈસા ખરચવાસારુ એવીઓને શોધે છે. કણબી કનસારાઓમાં નાતરાનો ચાલ છતાં ઘણું છિનાળું જોવામાં આવે છે. વાણીઆ બ્રાહ્મણોમાં માંહોમાંહે ઠાવકું ચાલે છે. નીચ બ્રાહ્મણીઓ ઘણી લોભી દેખાય છે. દિવસમાં પાંચ ઠેકાણે દોહોડીઆં દોહોડીઆંની દખણા લેવાસારુ વાણીઆને ઘેર જમવા જાય છે. ગરીબ લોકોના બૈરામાં પૈસાની તંગાસને લીધે તેઓનામાં પૈસાદારનાં બૈરાં કરતાં (સમ સંખ્યા સરખાવીએ તો) છિનાળું વધતું માલમ પડશે. તરૂણ દુર્ગુણી યજમાન વાણીઆઓ ધર્મનેમિષે ગોરાણીને જમવા તેડે છે અને તેને પછી અયોગ્ય રીતે વાપરે છે. જારના દોષો ઘણા છે અને એ વિશે ગૌતમ શંખાદિ ઋષિઓએ ધર્મશાસ્ત્રમાં બહુ કહ્યું છે. શેહેરથી આઘાં ગામડાંના બૈરાં અને પુરુષ સાદાં અને નિષ્કલંકી છે. બન્ને ખેતરમાં કામ કરે છે; ને કામમાં જ ગુંથાયલાં રેહે છે. મધ્યમ પંક્તીના સોદા જુવાનો સાંજને પોહોર પણઘટ ઉપર જોવામાં આવે છે. તેજ ઠેકાણે કારખાનાં હોય છે. તેજ ઠેકાણે કુકર્મ થાય છે. કેટલાએક મ્હો જોવાના જ શોખી તાંહાં બેસે છે. કેટલાએક નવી દોસ્તીસારૂ કવીત લાવણી વગેરે બોલી કેફના સુમારમાં મ્હોડેથી નઠારી વાણીની છાક ઉડાવે છે. ધિઃકાર છે અમદાબાદના "પાંચ કુવાનાં નાકાંને અને ભાવનગરના ગંગાજળિયા કુવાને." હે સુરતના

લાલદરવાજા! તારી રોજની કુજાત્રાના પાપથી, અને વેશ્યાની લુચ્ચાઈથી જ સુરતની પડતી દશા આવી છે અને તેથી લોકો હેરાન હેરાન છે.

એક વિધવા મા અને ઘણાં બાળક છોકરાં, એ કુટુંબનું ભરણ પોષણ થવું મુશકેલ, માટે મૂર્ખ બૈરાં વ્યભિચાર અને કુટણીનું કામ કરે છે. કુળ ઉંચ હોય તો ભીખ માગવા જવાય નહી, ઘણીને મહેનત થાય નહીં, ટેક તો રાખવી જોઇએ, છોકરાને ઠેકાણે લગાડવા જોઇએ, માંમ માંમ તો જોઇયે, તારે શું તેઓ દુરાચરણ કરવાને પ્રવૃત્ત ન થાય? થાય. ગરીબ પુરુષો તવંગર અધિકારીઓને પોતાની સ્ત્રીયો પરોક્ષે આપવી કબુલ કરી અથવા તેઓની પાસે જતી સહન કરી રોજગાર પેદા કરે છે. ગરીબ સાંજે પાવલું લઈ આવે તેમાંથી બે આના કેફમાં નાખે ને બે આના ખાવાનામાં. બૈરાને સારાં લુગડાંનું મન તો થાય તે કાંથી લાવે? દળી, રેંટીઆ કાંતી અને જાત બગાડી. કેટલાક, વ્યભિચાર તો નથી કરતા, પણ ઘરની સ્ત્રીની સોડ મુકતા નથી; તેનાજ ધ્યાનમાં, તેનીજ ખોડ જોવામાં, પોતાના કામને હલકો પાડી નાખે છે. 'અક્કરમી માટી બૈરી ઉપર શૂરો' કેહેવતને તેઓ અનુસરે છે. પેલીને જરા ગમતો નથી ને તે ચરસે ભરાઇને તેને છેતરવાને નઠારાં સાધનો શોધે છે.

તવંગર રાંડબાજના ઘરનું વર્ણનઃ—

(ચોપાઈ)

ધનીઘેર જો જન્મે પુત્ર, શોભે બહુ તેનું ઘરસૂત્ર;
દુંદભિ વાજાં વાગે ઘણાં, કામ સરે સોયાણીતણાં. ૧
છઠ્ઠિ પુજાવે ઠાઠે ગોર, ભવિષ્ય જોઈ વખાણે દોર;
નૃત્ય કરી માનીતી બહુ, ખબર પુછે શેઠાણી વહુ. ૨
જણી વહુ ઇછિ વરપ્રેમ, વળી શેઠ પણ કરવા તેમ;
રાખેલીના તેજનિ સાંમ, ઢંકઈ જાય સુબુદ્ધિ કામ. ૩
નાની વય સુત રમતે ખોય, બૈરાનું શીખે બહુ તોય;
ભણવું ગણવું થકવી દઈ, ખાય પિયે અતિહારી થઈ. ૪

(દોહરો)

અપશબ્દોના સિંધુમાં, તરવા પડે કુમાર;
માતેલો તે થઈ મગર, કર્મો કરે ગુમાર. ૫
તરૂણ વયે ફાટો ફરે, ઘરને દેખે કાળ;
મુનીમ મેતા ચાકરો, કરેજ ખોટા રાળ. ૬

(પાયાકુલક)

નવે ઊઠિને દાતણ ચાવે, દશે ચાહ તે પીએ ભાવે;
વહુ ધ્રુજી પૂછે ઘરકાજે, શેઠ વદે રાંડોની દાજે. ૭

સોદાઆણુ ઘણો મિજાજી, કરે કામ તણુ ઘરનું પાજી;
ત્રીજ, શેઠ રંડી કાર્ભારો, તે શ્રમનો કેમ આવે આરો. ૮

(દોહરા)

શેઠ લવે ગપ્પાં બહુ, વેઠે તેની નાર;
રસોડું અબળા સાચવે, રાખ લાજ કિર્તાર. ૯
સ્નાન કરી ભોજન સમે, જપે જ ગણિકા નામ;
પ્રસાદ લઈ ઘી ભાતનાં, કરે સેન આરામ. ૧૦
ત્રણ વાગે બેસે સહુ, વળી ઓટલે શેઠ;
ગપાં સપાં મારે ઘણી, કરે પાક છે વેઠ. ૧૧
પાંચ થયે ફરવા જશે, બદ સાથીની સાથ;
આઠે તે પાછા ફરે, વાલૂ કરવા નાથ. ૧૨
પછી જાય મુક્તી સ્થળે, સૂવા વેશ્યાવેર;
રાત્ર ગુમાવી તે જગે, વ્હાણે આવે ઘેર. ૧૩

એ રીતે શેઠ કાળ ગુમાવે છે. શેઠ રાંડને તાંહાં બોલે છે—

"કમલકું ભાનું એક હે, કમલ ભાનુંકું બોત; ૧૪
તુમ તો અમકું એક હો, અમ તો તુમકું બોત."

રાંડ હૈયે પાળી રાખી જવાબ વાળે છે;

"નહિં શેઠ નહિં સરકાર, મેં તો તુમેરીઈ હું;
જીતના તુમારા પ્યાર હે, ઉસ્સે જાદા ચહું."

રાંડ પુણેકરી હશે તો તે સરકાર શબ્દે અને ગોવેકરી હશે તો શેઠ શબ્દે કરીને બોલાવે છે.

'સરકાર! તુહ્મી અસે નકા હ્મણું, તુમચી પ્રીતિ જિતકી મજવર આહે તિજપેક્ષાં માઝી તુંહ્માવર ફારચ અધિક આહે.'

રાંડને ઘેર પાન ખાઇ વળગાવળગીમાં જ શેઠ તો ધરાઈ રહે છે. જેટલી ખોટી પ્રીત રામજની બતાવે છે તે શેઠ ખરી માને છે. તેમાં શેઠની મોટી ભુલ. તે રાંડ શેઠના આવવાને વખતે ગૃહસ્થાશ્રમ લઈ બતાવે છે કે મેં તેરી જોરૂ; તેરી ખાતર મેં પાક રહેતી હું; ખુબ બુજીઓ, મેરે જેસી દુસરી કબૂ નહીં મીલેગી. શેઠ કહે છે—સચ હે સરકાર! તુમને તુમજ. આહા! આ પ્રસંગે શેઠ, પોતાના છોકરાં વહુનું સુખ કેવું સંભારે છે? વેપારના ચોપડાની કેવી તજવીજ રાખે છે! પોતાનાં શરીરની, ન્યાતની, કુટુંબની ખબર કેવી લે છે!

થોડે દહાડે નાણા ખુટશે ત્યારે તેનો કોઈ ભાવ પૂછવાનું નથી. શેઠના ઘરનાં સહુ ત્રાહે ત્રાહે કરે છે. તેનું જોઈ તેનાં છોકરાં કરે છે. ઘરની વહુ કદાપિ

કુલીન હોય છે તો તે પોતાની આંતરડી ઘણી બાળે છે. લોકમાં સારી રૂપાળી બૈરી લાવ્યો, એમ કહેવડાવવાને તથા ફુટડી વહુનો માટી છે એવી મોટાઈ લેવાને, શેઠ કોઈ સુંદર છોકરી જોડે પરણે છે. પરણ્યા પછી તે તે વહુને દગો દે છે. તે તેની સંભાળ લેતો નથી. પેલી જીવતે ધણીએ તેનાં છાજીઆં લે છે. રૂપાળી બૈરી છે, એટલે ઘણીવાર સુધી લોકોના જાણ્યામાં આવતું નથી કે ઘરની રૂપાળી બૈરીને પેલો દુ:ખ દેતો હશે. પણ નક્કી; ફેર જ નહીં. પેલીની ઇશકની ભુખ પણ તે ટાળતો નથી. કોઈ દિવસ સ્ત્રી પુરુષો નિરાંતે બેઠાં છે, સુખ દુ:ખની વારતા કરી છે, છોકરાંને ભણાવવા સંબંધી વિચાર કર્યા છે; પ્રેમે નેનો વહી છે, એવું તો મોટાનાં ઘરમાં જોવામાં આવતું જ નથી. તે શેઠ મહીને બે ચાર વાર બપોરીયું કરે છે. અધમ તે પાપી! પણ શું કરે? બાર કલાક રામજનીના; દશ સુવાના—ફરવાના; બે કલાક ઘરમાંનું વેપાર દોસ્તોનું કામ કરવાના ને એમાંથી ૨૦ મીનીટ ભાગ્યેગે પેલીનાં સુખના. બાકી બીજી કઈ ફુરસદ? નઠારી શેઠાણીઓ મીઠિયાભટ વગેરેને શોધે છે. વેપારનું ઠેકાણું નહી—ન્યાલ કરે ને ભીખારી પણ કરે. નાહાલ થોડા થાય છે પણ સટ્ટા સરખા વેપારમાં અને રાંડબાજીના વેપારમાં ભિખારી ઘણાં થાય છે. સહુ જણ જાણે છે કે આજ મોટા મોટા પૈસે હેરાન છે. પૈસો હાલ વાઘના મ્હોમાં છે. પરસેવો ઉતરેથી રોટલો મળે છે. વાસ્તે પૈસાનો અનાદર ન કરી રંડીમાં ઊરાડી ન દઈ, પોતાનાં છોકરાની દુર્દશા થશે એમ મનમાં લાવી, પૈસાદારોએ પૈસાનો ઘટતો ઉપયોગ કરવો.

રાંડોનાં માન ઉપર વર્ણ્યાં છે. વધારામાં એ કે જારે શેઠ રાંડોને, ઘેર નાચવા બોલાવે છે; ત્યારે વળી ગાડી અને માણસો તેને તેડવાને મોકલે છે. અસલની ગુણકાઓ તો શંબર અને નમુચી એઓની માયા જાણતી હતી. પણ હમણાં રાંડોનાં માન તેઓનાં રૂપ જ હોય છે. મોટા વેદિઆ અથવા શાસ્ત્રી ઘેર આવ્યા હોય તો ભટા છોને આવ્યા, થાકીને જશે, એમ તેઓ કહે છે. પધરામણી કરી હોય તો સાધારણ રીતે મહારાજની પધરામણી છે, એમ કહી માણસો પાસે સામગ્રી કરાવે છે. પણ પેલી (રાંડ) આવી સાંભળી કે શેઠ કુદશે, ફલાણા ફલાણા જા જા, પેલી આવી, એમ કેહેશે; પોતે તેડવા જશે અને વખતે ઉલટથી પહેલી ભેટ પોતે જ કરશે ને તેની સોડ મુકશે નહીં. નાચતાં નાચતાં ફેલ કરી રાંડો રુસણાં ધરે છે તારે શેઠ મનાવવા જાય છે. જુઓ વાંચનારા, પૈસો ખરચી વગર હેતે આટલી તાબેદારી તે આનું નામ. શેઠ રાંડને જ દેખે છે. શેઠીઆઓ અને રાંડબાજો માંહોમાંહે પોતાની રાખેલીઓની બડાઇ હાંકે તે કેવી? શિવલરીના ધારા પ્રમાણે નહીં; હમણાના યુરોપના લોકોની પેઠે વિદ્યા વિશે નહીં, પરંતુ આટલા રૂપિયા મ્હેં ખર્ચ્યા છે, તેં તારી રાંડને શું નાહાલ કરી છે? એવી રીતે.

( श्लोक )

'जात्यंधाय च दुर्मुखाय च जराजीर्णाखिलांगाय च,
ग्रामीणाय च दुष्कुलाय च गलत्कुष्ठाभिभूताय च ।
यच्छंतीषु मनोहरं निजवपुर्लक्ष्मीलवश्रद्धया,
पण्यस्त्रीषु विवेककल्पलतिकाशस्त्रीषु रज्येत कः ॥ १ ॥

**અર્થ**—અલ્પ દ્રવ્ય મેળવવાને કાજે, જન્માંધ, બદસીકલ, ઘણો જ ઘરડો, સર્વ અંગ સુકાઈ ગયલું એવો, ચાતુર્ય હીન, નીચ કુળનો, અને ગલત કોડથી પિડીત થયેલો એવા પુરુષને વેશ્યા પોતાનું સુંદર શરીર અર્પણ કરે છે; એ જોઈને, વિચારરૂપી કલ્પલતાને કાપનાર શસ્ત્રરૂપી જે વેશ્યા, તેને વિશે કિયો જ્ઞાતા પુરુષ આસક્ત થશે? કોઈજ નહીં. પણ હમણાંના ઘણાજ મૂરખ જુવાન પૈસાદારો વેશ્યાથી ભુરકાઈ ગયા છે. એ મોહીણીની જાળમાંથી બચવાને જો તેઓ ધારે તો તેઓ પાસે ઘણા જ ઉપાયો છે. મનને સ્થિર રાખી પોતાના વેપારવણજમાં મન ઘાલે અને મોટે ઘેર જવાનું થોડું રાખે તો ધીમે ધીમે તેઓ ઠગારીઓથી છૂટા થાય—વ્યભિચારી અને રાંડબાજો! તમારે કામછળને છળી તેને છોડવો; નહીં તો, તે જે તમને છળે છે તે થોડે દાહાડે તમને છોડશે, એટલે તમને સઘળી સારી બુદ્ધિથી ભ્રષ્ટ કરી નર્કે નાખશે.

માણસ શબ્દમાં સ્ત્રી પુરુષ બન્યો આવ્યાં. સ્ત્રીથી પુરુષે સુખ ઈછવું ને પુરુષ પાસેથી સ્ત્રીએ, એવી રીત છે. પરસ્પર પૂર્ણ પ્રીતિ રાખી એક બીજા જોડે સંપથી રહી સંસાર કામો કરતાં, ચિત્ત પરમેશ્વર તરફ રાખી, જગતમાં વર્તવું એવું પ્રભુએ ઠેરવી મુકયું છે. લગ્ન થયા પછી જે દિવસથી ગૃહસ્થાશ્રમ માંડ્યો, તે દિવસથી બન્યોએ ઉપલી રીતે ચાલવું એ કેવું યોગ્ય અને રુડું છે! સ્ત્રી ઘરનો પ્રધાન છે, સ્ત્રી વનાનું ઘર નહી, 'ગેહં ન ભાર્યા વિના.' પણ કિયું જોડું ઘર દીપાવે છે? રુપાળાં વર વહુ! એજ ફક્ત નહીં; તો શું? વિદ્યા, મળતા સ્વભાવ જે ઠામે છે તાંહાં પ્રીતિ રેહે છે. ખરેખરો મિત્ર જેની આગળ સુખ દુઃખની વાર્ત્તા થયા પછી આપણને પોતાની કોમળ મધુર વાણીથી, હિંમત આપી પ્રસન્ન કરે એવી, પૂરી વિશ્વાસુ એવી, પોતાની સ્ત્રી સમાન બીજું કોઈ પ્રાણી છે જ નહીં. જે ઘરમાં પુરુષ પણ વિદ્યા તથા સાંસારિક વર્ત્તણુકોથી વિશેષે માહિત હોય છે, તેવા ઘરમાં ખરી મિત્રાઈ દર્શન દે છે. ખરા હેતના દાખલા અસલી ગ્રંથોમાં ઘણા છે. સર્વ ઠેકાણે અરસ્પરસ ભાવ કેમ જોવામાં આવે તો એના જવાબમાં એટલી હિંમત ધરાવું છું કે, ઊભય પ્રાણીઓમાં વિદ્યા તથા અનુભવરૂપી સૂર્ય ચંદ્ર ઉદય થાય તો તેથી નઠારા સ્વભાવ અને અણબનાવરૂપી જે અંધઃકાર તે નાહાશી જાય; એટલે કંઈપણ અરે ઘણુંકરીને જેવો સ્વભાવ જોઇએ તેવો જ થાય. ને હમણા જે કેટલીએક સ્ત્રીયો, ચાલને જ મોહી પડે છે, કેટલીએક, ફસાવવાના બોલ ઊપર તુટી પડે છે, કેટલીએક, રૂપ જુવાનીને જ ધાઈ

પડે છે, તે પછી તેમ નહી થાય. ને ગુણરૂપી જે મોટી જરૂરીઆત તે વિદ્યાથી પ્રાપ્ત થઈ એટલે સ્ત્રીપુરુષમાં સારો બનાવ રેહેશે––કોઈ કોઇનું મન ખસશે નહીં; અર્થાત્ છિનાળું ને રંડીબાજી થોડાં થશે. આપણા ગ્રંથોમાં સ્ત્રીને અધમ ગણી છે. ઉદાહરણ કે એને ગમે તેટલી ના કહ્યા છતાં, પ્રતિજ્ઞા કીધી છતાં એવી વાત બાહાર કાહાડ્યા વગર રેહેવાની નહીં. એ બોલવું દેખાઈતું ખરું ને હાલ જોવામાં આવે છે.

જેમ એક તોલા કંચન સુનામાં બે રતિભાર પિત્તળ મિશ્રિત થયેથી આગલાની કીંમત છેક ઓછી થઈ જાય છે ને તે જ હિણાને આગમાં સીસાની મદદથી તપાવે છે તારે પાછું કંચન થાય છે, તેમ પ્રાચીન જે સારા ગુણોનાં નીતિમાન વિદ્વાન બૈરાં હતાં તે ગુણો બદલાઇને જેવાં હાલ જાઇએ છૈયે તેવાં થઇ રહ્યાં છે. એવાંઓના વિકાર દુરાચરણ જે તેઓ હિણાંમાંનું પિત્તળ, એને, જ્ઞાનરૂપી સીસાં જોડે મુકી મનરૂપી ભઠ્ઠીમાં, જોડે તપાવીશું તો આપણી સ્ત્રીઓ પતિવ્રતા ધર્મ પાળીને ઘરને આગળની પેઠે સુશોભિત કર્યા વગર રેહેશે નહીં. તેઓ વરની આજ્ઞા લોપશે નહીં. તેમ પેલો પણ પોતાની સન્માર્ગી સ્ત્રીનું કહ્યું કરશે અને તેથી કરીને કજીઆ કલેશ દુર થઈ જશે તથા પરસ્પરે સુખની નિત્યની આમદાની જારી રેહેશે. એ ઠેકાણે જરા ટીકા કરવાની જરૂર છે. કેમ કે આપણામાં કેહે છે કે રાણીનું રાજ છે એટલે બૈરાનું જ કહ્યું થાય. તેમ સ્ત્રી ભણી હોશીઆર થઈ તો હસકે તસકે વરને ડબડાવ્યાં કરશે. રે કેહેવી વાત છે આ! ભણેલી સ્ત્રી સન્માર્ગ બતાવે ને તે પ્રમાણે પેલો વર્તે તો તેમાં શું દોષ? સ્ત્રી વિદ્વાન થઈ એટલે અન્યથા બોલનાર નહી. વળી સત્યને સારુ હરિશ્ચંદ્રે ઘેડાની ચાકરી કરી તો પછી વરે સ્ત્રીની ખરેખરી વાત કબુલ કરવી, તેમાં શું નીચું છે? આવા ઘરમાં શું વ્યભિચારરૂપી પાડો પોતાના બીહામણા લાંબા દાંત કાહાડી શકશે? નહીં, નહીં, નહીં.

છોકરાનામાં, વિદ્વાન માએ નાનપણથી જ નીતિ, ધર્મનૈષ્ઠિકતાસંબંધી જ્ઞાન ઠાંસી ઠાંસી ઘાલ્યું હોય તો તે છોકરો રંડીબાજીના દુર્હોલમાં જવાને મન નહીં કરે. છિનાળ માનાં છિનાળ છોકરાં, 'સોબતે અસર ને તુકમે તાસીર'; માટે જેના માબાપ સરળ રસ્તે ચાલનાર અને સાલસ છે તે પોતાના છોકરાનું ભુંડું નહીં વાંછે તથા આડે રસ્તે નહીં વંઠવા દે; અને આસપાસનાં નઠારાં માણસો તેને બદચાલ શિખવવાને હિમત નહી ધરે. નિષ્કલંકી ગુણી સ્ત્રીમાં આવા ગુણ હોય છે;

(શ્લોક)

"कार्येषु मंत्री करणेषु दासी, स्नेहेषु माता शयनेषु रंभा ।
धर्मे सहाया क्षमया धरित्री, षाड्गुण्यतायामिहधर्मपत्नी" ॥ १ ॥

**અર્થ**—કાર્યના વિચાર કરવામાં સ્ત્રી પ્રધાનનું કામ કરે છે; ફરમાવ્યું કામ દાસી થઈ કરે છે; સ્નેહ, જણતી માના જેવો રાખે છે; શયન વિશે તો રંભા-

છેજ; અને ધર્મ કરવામાં પતિ જોડે એક વિચારની થાય છે, અને સહનશીલ રેહે છે. એવી પત્ની ધણીના પરદેશ જવાને સમયે ખરા હેતથી ઘણા વિનયે આંસુ પાડશે. ને છિનાળ બૈરી લોક લાજનું રુદન કરી પાપ ગયું, મોકળી થઈ, એમ મનમાં જાણી તે જ દિવસથી યારને પોતાને ઘેર ધામા નખાવશે. આગલીનો ધણી પરદેશમાં જીવ જતો કબુલ કરશે. પણ વિશ્વાસઘાત નહી કરે. ને બીજીનો વર, રાંડ કોઈની થઈ છે કે આપણી થશે, તે તાંહાં મોજ મારતી હશે તારે આપણે શાને ન મારીએ, એમ બબડી ઝટ વચન તોડશે. વિશ્વાસઘાતનું પાપ ઘણું જ છે. 'સસેમિરા' એ ચાર અક્ષરો ઉપરથી જે ચાર શ્લોક કહ્યા છે તે ઉપરથી જાણવામાં આવશે; લખાણ લાંબું થાય વાસ્તે લખ્યા નથી.

કેટલાએક વાણીઆ, ઘરડપણે ભોગ કરતી વખત નાની વહુને જોર દેખાડવા સારુ શલોકા ભણી કામ ઉપજાવે છે. એ ભુંડા શલોકા અને વિવાહના ભુંડાં ગીત સભ્ય સ્ત્રી પુરુષને લગાર પણ શોભા આપતાં નથી, પણ તેઓનાં સર્વ સુકૃત ધોઈ નાખે છે. ઇશ્વિરની બિહીક રાખતી સ્ત્રીને જો વિદ્યારૂપી સખીના બેહેનપણાં હોય અને મૂર્ખ ધણીને પાલવે પડી હોય અને વગર કારણે પેલીને તે દુઃખ દેતો હોય તોપણ પેલીનું રૂપ દેખી પેલો ક્રોધ વધારવાને હિંમત ધરતો નથી. પેલીના ચાતુર્યથી તેનો ગુસ્સો સમે છે. પણ ફરેલ સ્ત્રી પોતાના નરમ ધણીને પાણીથી પાતળો કરે છે. સ્ત્રી ફરેલ, મરદ ફરેલ અને છોકરાં ફરેલ ન થાય તેને સારુ વિદ્યારૂપી માને ઓછંગે બેસી લાડ્યાં કરી જગતમાં રુડી રીતે સર્વ માણસે રહેવું. પતિવ્રતા સ્ત્રી મૂર્ખ હરામીઓના ફાંસામાં કદાપિ આવી પડે છે, ત્યારે ઇશ્વિર તેનું રક્ષણ કરી તેની આબરુ બચાવે છે અને સારા જન તેની તરફના થાય છે. જે પ્રમાણે ભરી સભામાં દ્રૌપદીની ઇશ્વિરે લજ્જા રાખી, તેમ પતિવ્રતાનું રક્ષણ તે દીનદયાળ કરશે જ. દશમસ્કંધ મધ્યે દેવકીજીને કંસે મારવા માંડી, તે વેળા પણ તેની સંભાળ થઈ હતી. તે ઉપર કવિ બોલે છે.—

"જો બેરી ખેંચે તલવાર, કરે સાધ તિસકી મનુહાર;"
સમજે મૂઢ સોઈ પછતાય, જૈસે પાની આગ બુઝાય.

વ્યભિચારાદિ છંદથી બાજીરાવજીએ રાજ્ય ગુમાવ્યું. અજબ છે, એનો નાદ ઉતારવાને કોઈ અરેબીઅન નાઇટમાંની ચતુર ડાહી મોટી બેહેન હિંદુઓમાં તે વેળા ન દેખાઈ! વિદ્વાન ધણી સમજુક હોય છે તે તો સ્વપ્ને પણ નહીં ધારે કે સ્ત્રી યારને ચિઠ્ઠી લખશે, પણ ઉલટી રેહેમ નજર રાખી વાહાલી ચોપડી લઈ બેઠી એટલે તેના ઉપર ડોળા ન ઘુરકતાં બે શીખામણ દેશે. તેમ કીધાથી વ્યભિચારાદિક દુર્ગુણો તાંહાં કોઈ દાહાડો જોવામાં આવતા નથી. ને પતિવ્રતા ધર્મ પોતાનું આસન મજબુત કરે છે. પેલી સ્વામીના મિત્રો સાથે નિર્ભયપણે ભાષણ કરે છે ને એની સાથે પેલીનામાં મર્યાદશીલતા અને સભ્યતા આવે છે.

અજ્ઞાન સાસુ અને અજ્ઞાન વહુએ ઘર ન ચાલે. શું જુલમ છે કે છોકરો યુક્ત થયો તોપણ તેને માબાપો સ્વતંત્રતા ન આપી કને રાખે છે. બાળક સ્ત્રી લોભી, સામાનું જોઇ તેવું ઇછિનારી, તેને પેહેલા મેલાપે જ સર્વ વસ્તુ અનુકુળ ન હોયાથી અટકાવ થયો, એટલે પેલી બાળાનું હેત વર ઉપરથી ઉઠી જાય છે. દિકરાથી માબાપની આજ્ઞા તોડાતી નથી. પેલીથી બોલાતું નથી. માત્ર એક છોકરું થાય છે ત્યારે માન વધે છે, તાંહાં સુધી સાસુ વહુ નણંદ વચ્ચે ઘર ધંધા સારુ સામ સામાં તડાકા ચાલે છે. છોકરો તે કોહોનું પસતું કરે! માતું જ કરવું પડે અથવા આંખ આડા કાન કરવાં પડે. વહુને ફરિયાદ કરવાનું ઠેકાણું હોતું નથી. સાસુ સસરામાં એકઠાં મળેલાં એટલે ધણી પાસે પણ દીસે જવાય નહીં, ફક્ત સુતી વેળા જ જવાય. ને તારે પણ પેલો બાહારથી થાકો પાકો આવી પેલીને છાવરીને સુઈ જાય છે. એ રીતે સ્ત્રીનો વર ઉપરથી પ્રેમ ખસે છે ને ખસ્યો કે વંઠે છે. ને વંઠ્યો કે ધુળધાણી અને વા પાણી તેઓનો સંસાર થાય છે.

નાન્હપણમાં પરણ્યાથી ઘણી ઘણી વાતો જોવી રહી જાય છે. તે સઘળી અહિં લખાતી નથી. એમ વેહેલું લગ્ન થયાથી છિનાળુ થાય છે. ને પછી ધરમ લાગે (લાગે જ નહી) ને કરમ સમઝાય, એવું જે અજ્ઞાનની આગલ ઓખાહરણ તે સાંભળવાનો અથવા વાંચવાનો જુવાન સ્ત્રીઓને શોખ થાય છે. ને એવી ચોપડીઓ વાંચી સ્ત્રીઓ જીવ બાળે છે. "મોહ્યો મોહ્યો ઘુઘરડાને ઘમકે" વગેરે મ્હોડે રાખે છે; રે આપણા કરમમાં તે અનિરુધ જેવો નહિ જ! આ આ તુટી કમરનો, બે મુઠ મારાથી નાનો, વગર આવડતનો, એવાની સાથે મારે કાં પાનું પડ્યું! બૈરાંનો અવતાર કંઈ સારો નહીં, માટીડાને સારું એવું તે બોલે છે. તેમ જ પુનરવિવાહ ન થયાથી છિનાળાના તથા ગરભપાતના દોષો થાય છે.

ઇતિહાસના દાખલાથી આ ગ્રંથ શોભાવતાં હાલ ફુરસદ નથી, પણ એ વિશે બીજા વ્યભિચારનિષેધક ગ્રંથો વાંચવા. આ નિબંધમાં ચરિત્ર વર્ણન કર્યાં છે તે આટલા સારુ કે તે વિષયના આવા રંગ હોય છે અને તે ખોટા રંગના આવાં માઠાં પરિણામ થાય છે. પુરુષ પ્રકૃતિ આવી અને સ્ત્રીની આવી હોય છે એ સાફ જણાય છે. એક નિબંધી એક શ્લોકને દાખલ કરી તે ઉપર પોતાનો વિચાર દેખાડે છે.

'कुरंगमातंगपतंगभृंगमीना हताः पंचभिरेव पंच।
एकः प्रमादी स कथं न हन्यते यः सेवते पंचभिरेव पंच' ॥

**અર્થ**—હરણ, હાથી, પતંગિયું, ભમરો અને માછલી એ પાંચ જણ એકેક વિષયનું સેવન કરી નાશ પામે છે; ઉદાહરણ, ગાયન સાંભળ્યાથી કસ્તુરિયો મૃગ જીવ આપે છે, સ્પર્શના લોભથી હાથી મરે છે, રૂપ જોઇને પતંગિયું દીવામાં ઝંપલાવે છે,

સુગંધ લેવાની ઇચ્છાથી ભમરો કમળમાં બિડાઈ જાય છે અને ખાવાની લાલચે માછલી મરે છે. પણ આ એકલો માણુસ એ પાંચે વિષયોનું અપરિમિત અને અયોગ્ય પ્રકારે સેવન કરવા લાગ્યા છતાં કેમ નાશ નહીં પામે વારુ! આ તર્ક ખરો છે. તેમ હું પણ કહું છું કે જનાવરોમાં ભોગનેસારુ ઋતુકાળ નિમીજ મુક્યા છે. નિમેલાજ દિવસોમાં સોબત કરે છે; પછી બાકીના વર્ષમાં જોડે રેહે છે, પણ તેઓને કામોત્પત્તિ થતી નથી. એ ઈશ્વરપ્રેરણા છે ને માણસનામાં અલબતાં કામ વધારે મુક્યો છે, એ ખુલ્લું છે પણ તે કામને જોઇએ તે કરતાં અતીસે બેકાવવો અને પારકી સ્ત્રીના ઉપર પણ કનજર કરવી, એ વિવેકબુદ્ધિવાળાં માણસને લાયક નથી. એ રીતે જોતાં તો હમણાના જારી અને રાંડબાજો જનાવરોથી પણ અધમ થઈ પડ્યા છે.

કેટલાક કંહે છે કે ઇંદરી આપી છે તે તેના ઉપભોગને માટે. 'હવે જ્યારે બાપે પરણાવ્યા નહીં અને પરસ્ત્રી ગમન કરવું એ તો નિષેધ છે, ત્યારે શું હમારે જોગી થવું?' જોગી થવું એ તો શેવટનો બોલ છે. ઈશ્વરી આજ્ઞાવાળાં અને પરોપકારનાં કામો સંસારમાં રહ્યાથી થાય છે; ગરીબોનું સારું થાય છેઃ વિદ્યાશાસ્ત્રોમાં નાના પ્રકારના અદ્ભુત ચમત્કારો જોવામાં આવે છે ને એ રીતે પછી ઘરમાં લૌકિક પૂજા કરો કે ન કરો તોપણ ભક્તિ થાય છે. જેનાથી આટલો કામ દહન નથી થતો તે જોગી થવાના મ્હોડાં શું? જોગી થવું સેહેલ નથી. સમાધિકરણ, પંચીકરણ, અને વેદાંતને જોવા પડે છે ને જોગી થયે દેહકષ્ટ ભોગવવાની અકળામણમાં કેટલાએક નિસાસા મુકીને પ્રાણ ખોયા છે. જોગી થવાથી ફક્ત સ્વાર્થ સધાય છે. પણ એથી જે ખરો ધર્મ મનુષ્યાવતારમાં જરૂરનો છે તે બનતો નથી. શાસ્ત્ર પ્રમાણે પણ પ્રથમ બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ અને વાનપ્રસ્થ એ ત્રણ આશ્રમોનો જેણે અનુભવ લીધો હોય છે તેને સન્યસ્ત લેવાનો અધિકાર છે. માટે કાથો પીવાની વાત છોડી દઈ સંસાર લ્હાવો યોગ્ય રીતે લેવાની ટેવ મારા તકરાર કરનારાએ પાડવી—દુઃખે જોગી થવું એ નામર્દાઇ છે. પુરુષાર્થ એ છે કે આપ કમાઇએ, આપ ગુણે, આપ સ્વતંત્રતાથી પરણવું. પણ કામને શાંત કરવાને બાપના કહેવાથી પરણવું અથવા વગર ગુણે પરણવું એ નામરદાઇ છે. વિદ્યાજ્ઞાનથી મોજ જીવતા લગીની અને મુવા પછી ચાલે તેવી છે ને રાંડબાજોની મોજ ક્ષણભંગુર છે. પેલી અચળ છે અને આ ચળ છે. બળો એ રાંડબાજીના પૈસા, જાઓ એ રાંડો, મરો તે વ્યભિચારો ને દાટો એ વાત. કેમ દટાય? એ લોહોડું ને હું લુહાર થયો છું.

બ્રાહ્મણો અને બીજા ઉંચવર્ણી જનોએ ધરમ પાળી સારો માર્ગ બતાવવો કે પોતે જ કુકર્મ કરતાં જવાં ને લોકોને કહેતાં જવું કે હમે કરીએ છયે, તમે કરજો.' ટીલાં ટપકાં કરવાં, શ્રોત્રી દેખાડવું, દેવ દર્શનો કરવાં અને તે સર્વે વ્યભિચારાદિ દોષોએ ભરીને, એ તો નરકે જવાનાં સાધન છે એમ તેઓએ જાણવું.

"જપ માલા છાપા તિલક સરે ન એકુ કામ;"
મન કાચે નાચે વૃથા, સાચે રાચે રામ. ૧

વ્યભિચાર કરવો ને પછી અનુષ્ઠાન કરાવવાં, તેથી કંઇ તે પાપ બળી જતું નથી. તે અનુષ્ઠાન પાપને છાવરવાને માટે કીધું તેથી તો પાપ વધારે લાગે છે. રંડીબાજી કરી જાણે છે તે લોકોએ સુધરી, નવા થતાઓને બુમ પાડી કહેવું. ભાઇઓ! હમે તો ખાડામાં પડ્યા હતા, પણ હવે તમે ન પડશો, હમે પસ્તાએ છૈયે. હમે સર્વસ ખોયું છે. હમે પાપી થયા છૈયે. ઘણું શું કહેવડાવો છો? હમે તે વાત સંભારીને બળી જઇયે છૈયે. માટે હો જુવાનીઆઓ! એ છંદમાં ન પડશો.' એમ જારે રાંડબાજો પોકારશે તારે જ દેશમાંથી જારકર્મ જતું રહેશે.

વિદ્યાઉદ્દેશ લાભ અને સંતોષમાં લખે છે કે, "ઇંદ્રિયભોગ' મર્યાદા છોડીને કીધો હોય તો તે શરીરનો નાશ કરે છે, બુદ્ધિને ક્ષીણ કરે છે અને મનને સ્થિરતા આપતો નથી." છિનાળું દેશમાંથી કાહાડવાને એ જ કરવું કે સવ કામે ધંધે તથા સદાચરણે વળગી રહેવું ને બાપ કરતા આવ્યા તે જ મળે તો કરવું એવું મિષ ન કહાડવું. ગામે ગામ જેસુટ લોકોની પેઠે ધર્મોપદેશકોએ રંડીબાજી અને વ્યભિચાર વિશે મંડળીએ ભાષણ કરવાં ને તેની જોડે સરકારે પણ મંડળીઓને મદદ કરવી. હમારે બ્રાહ્મણોને અને તમો વાણીઆઓને ધર્માધિકારી નામના જ છે. તેઓએ આપણને ધર્મ સમજવો સરળ પડે, માટે સંસ્કૃતમાંથી પ્રાકૃત ગ્રંથો કર્યા નથી; ધર્મ સમજવાને તેઓ કંઇ જ કરતા નથી, લોકો વટલાય છે તે ન વટલાય એને સારુ બચાવમાં તેઓએ કંઈ સાધન રાખ્યું નથી. તેઓ પધરામણી લેવાને ઉત્કંઠીત ઘણા રહે છે, પણ પોતાનો ધર્મ બજાવવામાં ઘણી સુસ્તી કરે છે. માટે તેઓને યોગ્ય છે કે નઠારી ચાલ ત્યાગ કરાવવા સારુ યોગ્ય પ્રકારે શિક્ષા કરવી. છાંડયું રાખે તેનો લોટો લેવા વગેરેની રુઢી વાણિયામાં છે, ત્યારે વ્યભિચારીઓને નાતબાહાર કાં ન કરવા? કાળ બારીક આવ્યો, દુરાચરણ વધતું જશે એવા ઘરડા બોલો ન કહાડી, રદ કરવાની વસ્તુને રદ કરવામાં ઢીલ ન પાડો.

રે ગૃહસ્થો! આપણામાં પણુતી વખત કન્યા જમાઈ અને સસરા વચ્ચે, ગુરુ ગોર અને કુટુંબ મેળાવડાની સાક્ષીયે કેટલાએક પ્રશ્નોત્તરો અને વચનો અપાય છે લેવાય છે તેનું ભાન થોડા લોકને જ છે. બાપ કન્યાને કેહે છે "त्वद्दानान्मोक्षमाप्नुयाम्।" હે છોકરી! તારે દાને કરીને મારો મોક્ષ થાઓ. એ દાન નઠારે માર્ગે ચાલે તારે તે દાન આપનારના સુકૃતને ધોકો પોંહોંચે કે નહી? પોંહોચેજ. માટે કન્યાએ મોટપણે સન્માર્ગેજ વર્ત્તવું. જમાઇને સસરો કેહે છે "धर्मे अर्थे कामे नातिचरितव्यात्वयेम।" હે જમાઈ! આ તારી સ્ત્રીને, ધર્મ, અર્થ અને કામ વિશે દુખવીશ નહીં. ને એજ દાન લેનારો જો એ દાનનો ઘટતો ઉપભોગ ન

કરી નઠારે માર્ગે વાપરે અને વપરાવે તો એ કુપાત્ર કેટલો પાપી થાય તેનો વિચાર કોઈ પણ કરતું નથી. નાહાનો બાળક પરણેલો એટલે શું જાણે? તે બાળક પરણવાની વાતમાં અને વળી ગોરના સંસ્કૃતમાં એટલે કંઈ જ સમજે નહીં. પોપટજી તો કે 'પોપટજી', 'મમ તો કે મમ', તે પ્રમાણે, 'નાતિચરતિ' તો કે 'નાતિચરામિ।' એટલે હે સસરા તમે કહ્યું તેટલી વાતે એને હું દુઃખ પાડનાર નહી. એ વચન, અગ્નિ, બ્રાહ્મણ, સગાં સાન્નિદ્ધે આપેલું તે ભુલી જાય છે ને વ્યભિચાર અને રાંડબાજીને વળગવા દોડે છે. આપેલું વચન ન પાળ્યાથી મોટું પાપ છે.

સઘળાં સમાચારપત્રોના પોકાર આજના વિષય ઉપર ઘણા થયા છે. તેમાંની વાત આમાં લખવી, એ રસવનાની થાય વાસ્તે લખી નથી. સમાચારના અધિપતિયો! તમે ભેદુઓ રાખી નામીચા ચોર, નામીચા જુગારી, નામીચા કેફી અને નામીચા રાંડબાજોને તમારાથી બની શકે તેટલી વાફબાણે શિક્ષા કરો. એમ થયેથી કુપંથ જતો રેહેશે. રુડા શ્રોતા! કાળ અતિ થઈ ગયો અને ગ્રંથ વિસ્તારની બિહીકને લીધે (લખવાનું તો ઘણું છે તો પણ) આ પ્રસંગે એટલુંજ બસ છે એમ ધારી આ નિબંધ પૂરો કરું છું. આટલું જે સમજશે તો થોડા દિવસમાં નિરુપયોગી ખર્ચમાં જે નાણું કાહાડે છે તે નહીં કાહાડે. રાંડબાજો અને વ્યભિચારીઓ જાંહાંસુધી તમે એ છંદ નહી છોડો તાંહાંસુધી તમને એજ ધિઃકાર-યુક્ત શબ્દે લોકો બોલાવશે. ને તમે એ વ્યસન ટાળ્યું કે તમને મોટી કીર્ત્તિ મળશે. માટે એ છંદને છોડી દો અને બિજાઓ નરકકુંડમાં ન પડે, વાસ્તે તેઓને તમે પોતાને વિતેલાં દુઃખોથી જાણીતા કરો ને એમ પરોપકારથી અને કિધેલાં પાપના પશ્ચાત્તાપરૂપી પ્રાયશ્ચિત્તથી તમારી મુક્તિ કરો.

## (ગરબી.)

ધીક ધીકરે પ્રીતડી જાર, વંડી દેહ ગવાંર;
હાય હાય રે વચની નાર, વંડી દેહ ગવાંર. ટેક.
કામિનિ અગની આગળ ટકવા, મેં ભીડી બહુ હામરે;
મધુરારસની ને મૃગનયની, જૂ ચોંટી મુજ ચામ. વંડી. ૧
પ્રીત પતંગ દીપકસું કરતો, ઝંપાવે તે અજાણરે;
સમ મેં નારી નેહ ન જાણ્યો, કરિ કાટે તનહાણ. વંડી. ૨
ભ્રમર મીન તે સ્વારથી અંધા, ગંધરસે ખોય આણરે;
શબ્દ સ્પર્શ મારે મૃગ ગજને, ત્રિય પાંચેથી જાણ. વંડી. ૩
મોહનિના મોહ કોલકરારે, ભરુંસે રહિ આઠ જામરે;
રતિ વિલાસના ભોગ કરતાં, ભૂલ્યો ભૂધર રામ. વંડી. ૪
તન મન ધન તે રૂપ ગુણ પૈસો, લોભાવે નરનારરે;
રમે પરસ્પર સરખાં ભાળી, તનમનધનથી જાર. વંડી. ૫

જાર આણુતો તનમનધનનો, વ્હેલ વળી અંતકાળ રે;
અંતનિ સાથે જમના દુતો, જીવ નાખે નર્કનાળ. વંઠી. ૬
ક્ષણભંગુર આ દેહ ધરીને, કર્યું વિષય વિષપાનરે;
ખોટાં થોડાં મોહિ સુખમાં, નીતિતણું નહિં ભાન. વંઠી. ૭
જારતણાં બહુ અધમ પાપથી, થાય સુકૃતનો નાશરે;
અહિં તહિં સુખ નહિં પામે પ્રાણી, કહે નર્મદ હરદાસ. વંઠી. ૮

(ગરબી.)

શ્રી પ્રભુજીને આરાધીને, કરું આત્માને બોધ રે;
સદગુણ શિક્ષા સુણતાં સારી, નીતિતણો થાય શોધ. સમજ આતમ વ્હાલા.
દેશાટન મૈત્રી પંડિતની, ગુણિકા રાજદ્વાર રે;
અનેક શાસ્ત્રે માથું મ્હાલે, ચતુરાઇ મુળ એક ચાર. સમજ આતમ૦
પ્રાચિન કાળે ચતૂર ગુણીકા, ગુણ સંપતમાં સારી રે;
ચોસટ કળા ને બત્રિસ લક્ષણ, સહુ સાહિતે દિપિ ભારી. સમજ આતમ૦
વધુ વિદ્યાએ ચારુ આચરણ, કરે તે ગુણિજન સંગરે;
હસકે તસકે ધનને સારુ, નહિં બેશરમી રંગ. સમજ આતમ૦
અસ્ત્રિ ચરીતર બહુ દરસાવી, રાજ્યનિ નીતિ પઢાવેરે;
રુડી શિખામણ સંભળાવીને, પણિયત પ્રીત બઢાવે. સમજ આતમ૦
હમણાંની તો વાતજ ન્યારી, મૂરખ ને બેશરમીરે;
સાપ રૂપ દોરી અંધારે, નામ નવસારી ભરમી. સમજ આતમ૦
ગૂણ કળે આચરણે તે છે, નહિં કંઇ પણ માહેરરે;
ગુણકા તાયફા રામજનીઓ, નામ જૂઠ કાએર. સમજ આતમ૦
તાલ તાન સુર ગાયન ભેદો, નાચન વિધિ અતિ ભારીરે;
નેનઅદા ને અવયવ ચાળા, ઘુઘારતણી ઠણકારી. સમજ આતમ૦
આજ વાત મુળ ગાનનિ તેમાં, દીસે તેઓ ઠોઠરે;
અવર હવે શૂં તેથી પુછવું, કોકતણી નહિં ગોઠ. સમજ આતમ૦
નીચું નામજ વેશ્યા પૂર્વે, સમજીને તે ભારીરે;
ગુણ કળાએ ચાતુર થઇને, થઇયો ગુણિકા પ્યારી. સમજ આતમ૦
હમણાંની સમજે છે ઉલટૂં, કપટ કર્મ નિચ હોરેરે;
અધમ પ્રકારે પૈસો હરવા, કાળજ મૂઠનું કોરે. સમજ આતમ૦
ધન આપો તો પાન ખવાડી, દેહ રૈંટિયો ઉઠાવેરે;
રંડી નિજ છાકેલ જબાંથી, તુજને મૂર્ખ રિઝાવે. સમજ આતમ૦
નીચા કુળની નિરધન નારી, વેશ્યાદાસી થાયરે;
થન થન આ આ કિંચિત શીખી, તાયફામાંજ ગણાય. સમજ આતમ૦

જયમ જળ છલકે અધુરે કુંભે, ત્યમ રંડી ફૂલાયરે;
માને મૂરખ તેવીને તો, મનથિ અપછરા થાય. સમજ આતમ૦
મૂર્ખ ફુલાઊ શોખી જિવડા, ગર્વ ધરે મન ભારીરે;
રંડિઘેર તો જાય પ્રાક્રમી, કૂડ લવે ઘણું જારી. સમજ આતમ૦
કેવળ છિછલ્લી રંડી લાગે, મુઢ આત્માને પ્યારીરે;
મોને ચાડે ભૂત તું ભૂલ્યો, જોઈ ન ચતુરાઈ સારી. સમજ આતમ૦
કુલીન લાયક લાયકિ પામી, નાલાયક ક્યમ થાયરે;
અવર સહુને વશ કરતાં જાણી, પોતે કાં અંજાય. સમજ આતમ૦
વેશ્યા ગવાંરી મુખડા ઉપર, કેમ ગયો તું વારીરે;
મમત બડાઈ કામજોસથી, તન મન ધન જઈ હારી. સમજ આતમ૦
પાતર પ્રીતે મમત ધરાવે, મૂરખનો સરદારરે;
અમિર ઉમરાવ પઠે કરવે શી, આપણને દરકાર. સમજ આતમ૦
ખરી મે'નતે ધંન કમાઈ, આડે રસ્તે વ્હેંચેરે;
મૂરખમાં મોટો થાવાને, જર તું ઝવેરમાં ખરચે. સમજ આતમ૦
જર ઝવેર કંઈ કામ ન આવે, જારે મૂંઢ રંધાશેરે;
નારી પ્યારી સુત જર એથી, મુક્ત નહીં તું થાશે. સમજ આતમ૦
જાણવિ વેશ્યા જરની જૂતી, તેજી લિલામે વેચાયરે;
કૃતજ્ઞતા શઠ કાંઈ ન રાખે, સહજ કૃતઘ્ની થાય. સમજ આતમ૦
જર જોરુ ને જમીન ત્રીજી, મુળ કજિયાનાં ભારીરે;
દ્વૈષ દંશ ને મમત કુબુદ્ધી, નાખે કાળજ સારી. સમજ આતમ૦
નીચી નારતણી જે પ્રીતી, જાણજ ખોટો સટ્ટોરે;
ખોટે કામે ફળ પણ ખોટૂં, નિશ્ચે લાગે બટ્ટો. સમજ આતમ૦
ધંન ગુમાવી ગંડિયાં બનવું, નહીં ચતુરનું ચેહનરે;
જોબન જાશે મુખડું મળશે, સહુને લાગિશ એન. સમજ આતમ૦
છતું ડહાપણ પણ થવું ડાંડિયા, નહિં નીતીનો જોગરે;
બાળક ને મૂરખજન જે તે, વર્ત્તે જોઈ અજોગ. સમજ આતમ૦
વેશ્યાકેરી નોકરિ કરવે, થયોછ તું કાએરરે;
આધિ વ્યાધિ ઉપાધી પીડિત, રાત્ર દિવશ ઘાએલ. સમજ આતમ૦
વેશ્યા નામ ને ગણિકા માળા, જપે તું આઠે પ્હોરરે;
હરિહર પારસને છોડી તૂં, હોરે કથિર ગવાંર. સમજ આતમ૦
મુક્તી કેરાં સુખ ના માની, આ દેહહેતુ વિસારેરે;
સર્ગાં સ્નેહિને લહે એળિયો, સાકર વેશ્યા ખ્યાલે. સમજ આતમ૦
જ્યાંલગિ જરના જતા ઝરાનું, પાણી પી પલટાયરે;
વાંકડિ મૂંછે ઠરે લિંબૂ ને, હં હં ને હૂં હૂં કરાય. સમજ આતમ૦

જોબન રંગ પતંગ ઉડે ને, ચાર દિવસની તેજીરે;
કાળ સિચાણુ રહ્યો છે તાકી, વ્હેલ ઝડપશે પાજી. સમજ આતમ૦
પાતર પ્રીતી માયા તમને, આત્મવિવેકે જોનીરે;
બુદ્ધિતણા પરકાશે ભાઈ, છાંડ તું વેશ્યા જોની. સમજ આતમ૦
જગમાં ફિટ ફિટ તેથી થાયે, નહિં કંઈ તુજને ઝંપરે;
મુઆ પછી તો જમનાં શાસન, આણે ચિસ ને કંપ. સમજ આતમ૦
તે વેળાનો બહુ પસ્તાવો, પણ તે સમજણુ મોડીરે;
માટે આત્મા વ્હેલો ચેતે, નાખ તે પ્રીત તું તોડી. સમજ આતમ૦
કપટી ક્રુર વેશ્યાની પ્રીતી, નહિં બોલીની બાંધીરે;
સોસૂં ગમન કરે પણ સાચી, કસમે અક્કેક સાંધી. સમજ આતમ૦
ભોગે જોગે માલમ પડતાં, માંગે યારો દાણરે;
ખુની માગણી ભારિ દુષ્ટ તે, જીવની કરતી હાણ. સમજ આતમ૦
વેશ્યાની પ્રિત વલેણુ સરખી, કાળી કાલિ ને કપટીરે;
ગુણિજનકેરી સંગતથી પણ, છળવે તે ન લટી. સમજ આતમ૦
કોએલાને દુધથી ધોવો, નહિં કદી ઉજળો થાયરે;
તદ્દવત જાણુ તું વેશ્યા નારી, ન્હેસજ તેની કાય. સમજ આતમ૦
ગાંઠથકી બહુ ગરથ ગમાવી, દેહને પરવશ કરવીરે;
સમજી પાવું દૂધ સાપને, ધુળ લઈ માથે ભરવી. સમજ આતમ૦
નીજ દેહને કુટુંબતણો તું, સ્વારથ નાહી બૂઝેરે;
આગળ જે રડવડશે તેની, લેશ ફિકર ના સૂઝે. સમજ આતમ૦
પગરણ ટાણે વાહવા ઊડે, જો જરની હોય હામરે;
તે જર રંડી છિનવી લેશે, મુખ થાશે તુજ શ્યામ. સમજ આતમ૦
નામ રાખવા તાતતણું તૂં, કરિશ કરજ ઠિહલે મોહેરે;
તે તૂંથી પાછું ન અપાએ, તે ટાણે થાય પોહે. સમજ આતમ૦
જુઠો જુગારી વેશ્યા લંપટ, અમરિયાદ બહુ હોયરે:
અહિં ને તહિં સઘળેથી હડહડ, કાયા ભીતર રોય. સમજ આતમ૦
રોગતણી તો વાત ન કરવી, બિજા ઘણા ગેરફાયદારે;
થોડું ભણાવે ઘણું સમજે તૂં, જાણે નીતી કાયદા. સમજ આતમ૦
અસુલિક દેહનું કલ્યાણુ ઇચ્છે, વેશ્યાઘેર ન જાયરે;
આડો મારગ વ્હેલો છોડી, વિવેકરાહી થાય. સમજ આતમ૦
આત્મા સમજી પાળે નીતી, નહિં કોદી નીરાશરે;
નર્મદશંકર સાચૂં કેહે, પ્રભુ કાપે ભવપાશ. સમજ આતમ૦

# ૩. સ્વદેશાભિમાન.*

પોતાનાં છોકરાંનું, કુટુંબનું કલ્યાણ ઇચ્છવું ને કરવું એ જેમ ઘરડાં વડીલોને સ્વાભાવિક છે, તેમ હમારા દેશમાં રુડું કરનાર બહુ હોજો, હમને સારો રાજા મળજો, હમારા દેશનો વ્યાપાર વધજો, હમારા દેશમાં ભણેલા ઘણા થજો, હમારા દેશનો સુધારો થજો, હમારો દેશ પૃથ્વીમાં એક જ કેહેવાજો, હમારા દેશમાં પુણ્યાત્મા અવતરજો વગેરે પોકારો દેશદેશના માણસોને સ્વાભાવિક છે. પણ જે પ્રમાણે કુટુંબ અને ન્યાતની વાતમાં એ અભિમાન જણાઇ પડે છે, તે રીતે દેશની બાબતમાં દેખાતું નથી; માણસના દિલમાં તો છે, પણ બાહાર પડતું નથી. જારે સભામધ્યે ચાલતા પ્રકરણમાં કોઇની વિદ્યા, કોઇનું ઔદાર્ય, કોઇનું આચરણ, કોઇના પૈસા, કોઇનાં ભુંડાં કર્મો આદિકનું વર્ણન થતું હોય, તે વેળા, જે કુળના ને જે ન્યાતના પુરુષવિશે બોલાયું હશે, તે કુળના અને તે ન્યાતના સભામાં બેઠેલા માણસોના દિલમાં ખુશીનો અથવા દલગીરીનો જોસ્સો એકાએક પેદા થઈ આવે છે. હાસ! આપણામાં પણ મોટ મોટા થઇ ગયા છે; ધન્ય છે તેઓને; અથવા હાયરે! આપણી ન્યાતનું નામ ફલાણાએ બોળ્યું જ જો, મુઓ એ; એમ અભિમાન અથવા ધિક્કાર થાય છે. કોઇ અજાણ્યો પુરુષ, પારસી, બ્રાહ્મણ, સણવી, વાણીઆ, એઓની સભામાં આવી પુછે, ભાઊદાજી શી ન્યાતના છે? તો સહુથી પેહેલાં સણવી બોલી ઉઠશે, કે હમારી. નાના ફડનવીસ કોણ હતા? તો બ્રાહ્મણના મનમાં જોસ્સો ઉત્પન્ન થઇ તે પોકારશે—કે નાનાફડનવીસ તો બ્રાહ્મણ હતા. કેટલાએક, કુટુંબ અને ન્યાત્યાભિમાની એવા મમતી હોય છે કે અગર કોઇ ભુંડું બોલે તો પોતાનાથી જેમ બને તેમ કુટુંબી અને નાતીલાની આબરુ બચાવવાને યત્ન કરે છે. આ રીતે કરવું એ સ્વાભાવિક છે. હિંદુસ્તાનદેશમાં નાના પ્રકારના લોકો છે. જાતો ઘણી છે—ન્યાતો અગણિત છે—બ્રાહ્મણો પોતાની મેળે વગર કારણે નીચકર્મ કરતા જઈઉંચા એમ જણાવે છે—પોતપોતાની ન્યાત શ્રેષ્ઠ એમ સર્વ ન્યાતના લોકો જાણે છે—ન્યાતના દોર ઘણા છે—જેમ માર ખાધાથી ચામડું બેહેર મારી જાય, તેમ મુસલમાનના વારંવારના આવ્યાથી લોકો બેહેર ખાઈ ગયલા છે—ઇર્ષાએ નહીં પણ અદેખાઇએ સજજડ મૂળ ઘાલ્યું છે—અને અદેખાઈથી કલહ, કંકાસ, નીચ ઉંચ, વગેરે કુસંપો થવાં માંડ્યાં છે. હવે સંપ નહીં, તેણે કરીને દેશનું સાધારણ

---

* એ નિબંધ તા૦ ૧૨ મી ફેબરવારી ૧૮૫૬ ને વાર મંગળે ૧૯૧૨ ના માહાસુદ સાતમે બુદ્ધિવર્ધક સભામાં વાંચ્યો હતો. એ વિષેની થોડી ઘણી હકીક્ત બુ૦ વ૦ ગ્રં૦ પુ૦ ૧ લાના અંક ૭ મામાં અને સવિસ્તર હકીક્ત સન ૧૮૫૬ ના ફેબરવારીની ૧૭ મી તારીખના સત્યપ્રકાશમાં છે. એ નિબંધ, પ્રથમ, બુ૦ વ૦ ગ્રંથના પેહેલા પુસ્તકના પેહેલા અંકમાં—૧૮૫૬ના માર્ચના પેહેલાજ વિષય રૂપે બુ૦ વ૦ સભાના કારભારીઓએ છપાવ્યો છે.

શુભ કાંહાંથી જોવામાં આવે ! એક એક કામ આરંભ્યું તો બીજો તોડી પાડે છે, એટલે શરૂ કીધેલું પાર પડતું નથી ને તે વસ્તુ ન બની, એટલે તેની દેશમાં ખામી એમ થયું અને એ રીતે સર્વની અછત થાય તારે દેશાભિમાન કેમ જણાઈ આવે ?

ઈર્ષા અને ચાનક રાખી સર્વ ન્યાતના ગૃહસ્થોએ પોત પોતાનાં કુળનું, ન્યાતનું તથા શેહેરનું ભલું કરવું અને તેની સાથે સર્વ શેહેરોના માણસોને સમાન ને સાધારણ સુખપ્રાપ્તિ થાય અને શેવટે દેશમાં તવંગરને સુખ યશ મળે, ગરીબ સુખે રોટલો પેદા કરે, દેશમાં મોટમોટાં કારખાનાં નિકળે, પૈસેટકે દેશ તાજો થાય, ઉપજ ઘણી અને સુંદર થાય, એવી ઉત્તમ જનસો પરદેશમાં અને જાંહાં અછત હોય તાંહાં વેચાય; વિદ્યા, હુન્નરો બોહોળા લોકોમાં પાણીમાં નાખેલા કાંકરાથી જેમ કુંડાળાં મોટાં થયાં જાય તેમ ફેલાય; એવી એવી વાતોનાં સાધન કરવાની ઉલટ લાવવી અને તેમ કરવા મંડી પડવું, એનું નામ દેશાભિમાન. સ્વદેશહિતેચ્છુ કેહેવડાવનારા તો ઘણા જ છે, પરંતુ કરવાની વેળા તેઓ ખુણા શોધે છે. માત્ર એ નામ મેળવવાને ઘણાઓ કોશેશ કરે છે, પણ એઓ કંઈ દેશહિત-કર્તા ન કહેવાય. માણસ પોતાને નામ મળે તેને સારુ વિદ્યાભ્યાસ, ધંધા, ધર્મજ્ઞાન વગેરે સાધ્ય કરે છે. તે, તેના કુટુંબમાં, ન્યાતમાં, શેહેરમાં અને દેશમાં સારો કેહેવાશે, પણ દેશનું સારું કરનાર એમ લગારપણ કેહેવાશે નહીં; જાંહાંસુધી તે કુટુંબ ન્યાતિ વગેરેનું ભરણપોષણ અને શેહેરી અને પછી દેશી લોકોને હંમેશનાં હિતના ઉપદેશો વગેરે કર્મો કરતો નથી, તેમ દેશને પરદેશીઓના હુમલામાંથી સંરક્ષવાને રાજા અને લશ્કરી શૂરા માણસો રણસંગ્રામમાં પડે છે, તેઓ જ ખરા અને માત્ર દેશાભિમાની છે એમ ન સમજવું. રે! જે ગરીબ વિદ્વાન અરણ્ય-મધ્યે ઝુપડાંમાંના ખુણામાં બેશી લોકોનું સારું થાય, એવી વાતો અને તેનાં સાધનો ઝાડના પાનડાં ઉપર લખી લોકોમાં આપી જાય છે તે પણ, ખરેખરો અને મોટો સ્વદેશાભિમાની છે એમ જાણો. માણસ સ્વાર્થવના કંઈજ કરતું નથી, ખરું, પણ તેણે સ્વાર્થી છતાં લોકહિતાર્થી થવું એ દેશાભિમાનીનાં કામ અને ધર્મ છે, એ નકી મનમાં ઠાંસી રાખજો. માખીઓ સાધારણ એટલે સર્વને કામ લાગે એવો મધપુડો કરે છે; તેમ માણસ માણસની બુદ્ધિ અને શ્રમે કરીને જુદા જુદા પરિણામો નિપજે છે તે દેશની મિલકત થાય છે. એ મિલકત બચાવવાને તથા એ પુંજીની મદદથી સુધારાને યોગે સહસ્રગણી અચળ, ઉપયોગી અને શોભાયમાન એવી થાપણ કરવાને, લોકો પોતાની પાંતીનું દેણ યથાશકિત ઉમંગથી આપી દેશીઓનું રુડું આચરે છે, તે સર્વ દેશાભિમાની માનવા. હિંદુસ્તાનમાં સર્વ વિદ્યાનાં બીજ તથા અંકુરો હતાં, જે ઉપર અંગરેજ વગેરે યુરોપીઅને ઘણો સુધારો કીધો છે. આ પ્રાચીનપણાનો ગર્વ સર્વ હિંદુઓને છે, પણ તે ગર્વ રાખી ઉદ્યોગ કરતા નથી. તે હર્ષયુકત ગર્વ ઉપજે છે કે તરત જ સમાઈ જાય છે; તેઓ ઉંચકેલાને જાથુ રાખી શકતા નથી. પરદેશીઓ આગળ પોતાનામાં પરાક્રમી થઈ ગયલાંઓની

વાત ગર્વથી હિંદુ કાહાડે છે, પણ તેઓની પોતાની વાત, બીજા લોકો ગર્વથી કરે, એવું તેઓનું કર્મ લેશ જોવામાં આવતું નથી. એ સ્વદેશાભિમાન, કામ વિકારની પેઠે સર્વ મનુષ્યમાં છે; પણ કોઈ ઘણાં ને કોઇ મંદ કામનાં હોય છે, તેમ એ અભિમાન પણ ઓછું વધતું હોય છે. અંગરેજ, ફ્રેંચ, જર્મન અને યુનાઇટેડસ્ટેટસમનોમાં આજકાલ સ્વદેશાભિમાનની વાત થઇ શકે તેવી નથી. ખરેખર તે ઘણું છે; અને વળી ઘટતી રીતનું છે. પરદેશીઓમાં ધોકારે વધ્યું જાય છે. પણ પારકી વાત આ પ્રસંગે આઘી મુકી આપણામાં પ્રાચીને કેવું ને કેટલું હતું ને આજ તેના લક્ષવસાએ ઓછું છે, તે નીચે લખેલી લીટીઓથી જાણવામાં આવશે. હમણાંનું જાણવાથી હું દલગીર છઉં ને તમે દલગીર થશો.

અસલ કોણ રાજા હતા ? હિંદુરાજાઓજ. તે વેળા દેશની સ્થિતિ કેવી હતી ? દેશ તાજો હતો,–લોકો સુખી હતા,–ક્ષત્રી શૂરા હતા–બ્રાહ્મણો ધર્મોપદેશ અને ગ્રંથો કરતા,–વૈશ્યો વ્યાપાર મોટા ચલાવતા,–અને શૂદ્રો મન દઈ સેવા કરતા. પ્રથમ નવું કામ કરવાને સર્વ ઉમંગ દેખડાવે, તેમ જારે બ્રાહ્મણ વગેરે લોકોએ પશ્ચિમથી આવી હિંદુસ્તાનમાં રાજ્ય આરંભ્યું, ત્યારે એકેકું કામ પોતાને માથે લઇ હોંસથી દેશનો ઉત્કર્ષ કરવા લાગ્યા. તેઓ દેશાટન કરતા. નવા દેશની નવી વસ્તુઓ, નવી રીવાજ, વિલક્ષણ વિચારો લઈ આવી એઓથી સ્વદેશને સણગારતા. રાજા, રાજ્યનીતીમાં કુશળ થઈ રૈઅતના હકમાં સુખ કરતા. ટુંકમાં લખુંછું કે રાજા રૈઅત, પરસ્પર એક બીજાનો ધર્મ જાણી, વર્તતા. વિદ્વાનો પોસાતા લોકમાં સદાચાર હતા. છોકરાંઓની મા ભણેલી હતીઓ. ન્યાતપ્રતિબંધ થોડા હતા. વિદ્વાનો, હુન્નરીઓ, રાજાઓ, પુરુષ, સ્ત્રી અને બાળકો, તવંગર અને ગરીબો, પોતાનાં કામમાં યશ મેળવવાને ઉપરાઉપરી ટળવળતા. એ સર્વ હમણા કાંહાં બળી ગયું છે ? રાજા મનુને હજુ સંભારો, મહાઋષીઓના ચિરંજીવ ગ્રંથોનાં અવલોકન કરો. રે ! તમારો મોટો જ્યોતિષી ભાસ્કરાચાર્ય, હિંદુનું નામ રાખી આખી પૃથ્વીમાં દીવા જેવો પ્રકાશે છે. વેદાંતશાસ્ત્ર અને કર્મમાર્ગમાં વ્યાસ અને જૈમીની એઓએ ખુબ બુદ્ધિ પોહોંચાડી છે. પતંજલી, કાશ્યપ, અને ન્યાયશાસ્ત્રીઓ, તેમ પાણીની વગેરે વૈયાકરણોએ ઘણા શ્રમ લઇ ગ્રંથો રચ્યા છે. શ્રુતિ અને તે ઉપર સાયનાચાર્યાદિઓનાં ભાષ્યો અને સ્મૃતિઓ તથા પુરાણો, હિંદુધર્મ, હિંદુભાષા, હિંદુજ્ઞાન એઓને દીપાવે છે. કલિયુગને આરંભે સૂર્યવંશી અને ચંદ્રવંશી રાજાઓ થઈ ગયા તે વખત પણ દેશની સ્થિતિ વખાણવા યોગ્ય હતી. વાલમીક અને વ્યાસના કરેલાં રામાયણ અને મહાભારત પશ્ચિમના લોકો આતુરતાથી ભણે છે. એ ગ્રંથો અને બૃહતકથાની કવિતાની સર વીલીઅમ જોન્સ મોટી તારીફ કરે છે. ઉજ્જન નગરીના વિક્રમ, ધારાનગરના ભોજ અને પ્રતિસ્થાનના શાલીવાહન એઓનાં પરદુઃખભંજન રાજ્યો કહેવાયાં. એઓની વખતમાં વિદ્યા અને હુન્નરોએ સારાં રૂપો લીધાં. ભવ્ય દેવળો વગેરે ઇમારતોની ઉમદા બાંધણીમાં અને

તેમાં નકશી કરવામાં સલાટોએ થોડો કિસબ જણાવ્યો નથી; જે કિસબ જોવાને યુરોપના માણસો તડકા સહન કરી ગુફાઓમાં ભમે છે ને તહીંના શીલાલેખો, જરમનો શ્રમે ઉકેલે છે. કાવ્ય, અલંકાર, શબ્દશાસ્ત્રમાં, કાલિદાસ, ધન્વંતરિ, ક્ષપણક, અમર, શંકુ, વેતાલભટ્ટ, ઘટકર્પર, વરાહમિહિર, અને વરરુચિ એઓએ, નવરત્ન એ ઉપનામે, રાજા ભોજની કચેરી શોભાવી છે. શંકર, વલ્લભ, ગૌતમ આદિ પુરુષો, ધર્મબોધ કરવાની કીર્તી મેળવી ગયા છે. રામ, અરજુન, પરશુરામ, ચંદ્રગુપ્ત, પોરસ, પૃથુરાજ અને શિવાજી વગેરે લડાઇમાં શૂરા કેહેવડાવી ગયા છે. નાના ફડનવીસ, સીંધીઆ, હોલકર એઓએ રાજખટપટમાં હોશીઆરી બતાવી છે. આ વિષય બંધ કરવાને મારું મન થતું નથી, પણ આટલી સૂચનાથી આપણી હમણાંની અવસ્થામાં કેટલી ન્યુનતા છે, તે સેહજ માલમ પડશે.

શૂરપણું તો બીલકુલ નથી. લાહોરના જયપાળનું અપ્રમાણિકપણું અને દૌલતાબાદના રાજાનું બીહીકણપણું એઓથી, ઉત્તર અને દક્ષિણ હિંદુસ્તાન, સમર્થ વિકરાળ સુલતાન મહમૂદ અને ગીલચીવંશજ અલાઉદીન એઓને નજરે પડ્યાં ત્યારથી આપણા રાજા ધાસ્તી ખાઇ ગયા છે. એચાર સિવાએ કીયા રાજા મુસલમાનોની સામે રણક્ષેત્રે મજબુત પગલે ઉભા રહ્યા છે ? રાજાઓએ, ક્ષત્રીનામ ધરાવી જનાનાનાજ ખુણાઓ ધરી અફિણ કસુંબાના તારમાં નામરદાઇ કરી એ શરમની વાત થઈ છે. એક કુળ લડવા જાય તો તેનું સગુંકુળ તેનીજ વિરુદ્ધમાં મુસલમાનને મળીને લડે, પણ એમ ન વિચારે કે આખરે યવન છે; માટે તેનાથી બીહીવું હતું ને સગાનેજ મદદ કરવી યોગ્ય હતી. એકેકા પ્રાંતનો એકેકો રાજા એ રીતે ઘણાં રાજ્યો કરી, માંહોમાંહે સંપ ન રાખી દેશને તોડી નાખ્યો.

અરે ઓ ભાટ ચારણો, તમારી કળા કાંહાં ગુમાવી નાખી છે? રાજાઓને અયોગ્ય રીતે શા વાસ્તે યશના તાડઉપર ચડાવી દોછો? નેકીદારો, તમે રાજાઓના દુર્વિકારો, એ નેકી જાણી પોકારો છો? નીતીમાન લોકોના પ્રતિનિધિ થઈ, રાજાઓને ચેતવો કે, રાજા! હમે તમારા નેકીદાર કેહેવાયા ને તમારી નેકીતો કંઇ જ નથી, માટે બદી છોડી દો ને હમને તમારી નેકીને જ પોકારવા દો, નહીં તો થોડે દાહાડે તમારે કંગાલ થવું પડશે. કવિઓ અને કારભારીઓ, તમારા ગજવાને ન જુઓ; દેશનો ખજાનો જાયછ એમ વિચારો. રાજાઓની સુસ્તી, તેઓની નામરદાઈ, તેઓની અવિદ્વત્તા એ ઉપર ફરદુસીની પેઠે નિંદાયુક્ત કવિતા રચો, જેથી તેઓ દુખાઇને ચાનક રાખી કુળનામ બોળ્યાં છે તેને તારી લાવે. રાજાઓજ પોતાનાં દ્રવ્યથી શ્રમ લઈ ભણી, રાજ્યનીતિ કુશળ થઇ દીર્ઘદષ્ટિ દોડાવશે, તારે જ હિંદુનું નામ ઉંચું આવશે. મેહેનત કરતાં મરવાથી કેમ બીહોછ? ઓ રજપુતો! 'शूरस्य मरणं तृणं.' કમ્મર બાંધી દેશાટન કરો ને તાંહાંથી નવી યુક્તિઓ લાવી તમારા રાજને સુધારો. તમને મુસલમાનોએ, તમને પીંડારાઓએ, તમને દેશની ચાર સીમાઓ તરફથી બળવાન લોકોએ, હેરાન હેરાન કર્યા છે.

ચોરી, છીનાળી, લબાડી, સોદાઇ વગેરે દુર્ગુણોએ તમારા દેશની હાલત બુરી કરી નાંખી છે. ઓ હિંદુઓ, તમે કોઇ દિવસ મંડળીમાં મળી, એકમત થવાનો વિચાર નથી કીધો. તમે સુધારાના કામમાં આગળ નથી પડ્યા. તમે દેશને, રોજગારે કારખાનાઓએ પ્રખ્યાત કરવાને સપનામાં પણ ધાર્યું નથી. તમે અટકે કેમ અટકી રહ્યા છો? દેશમાં ભાજીરોટલા મળે તે સારું, પણ પરદેશમાં લાખ મળે તે ખોટા, એમ બોલી સંતોષે કાં રોહો છો? પણ તમારો દેશ એ તો તમારું ઝુપડું ને તમારું કુળ; એ છોડવાની હીંમત ધરી પરદેશ જઇ સન્માર્ગે વિદ્યા, ધન, યશ મેળવીને પછી દેશમાં ઉતરતી વયે ચેહેનમાં દિવસ ગુજારો. થવાનું તે થશે, કલિયુગનું મહાત્મ જ છેકની, અલ્યા ભુંડા! દેશમાં ખાઇપીઇને મોજ કરીએ છ, એમ બાઇલા બોલ કાહાડીને જ દુશમનોને લગાર હટાવ્યા વના પાછાં પગલાં તમે કર્યાં છે. તમારો માણસરૂપે શો હક છે? એક બીજા સાથે, સ્ત્રી બાળક જોડે, સગાંન્યાતી જોડે ચાલવાની પરસ્પરે શી રીત છે? સ્વતંત્રતા શી વસ્તુ છે? રાજ્યકારભાર શું છે? વિદ્યા તે શું? સુધારો તે શું? તમારા ઉપર હાલની સરકારનો શો હક છે ને શી રેહેમ છે? અગાઉની સરકારનો શો હતો ને શી હતી? ને શું જોઇએ? એ વાતોમાં કેવળ વિચારશૂન્ય છો. દેશનું ભલું તે શું? ને સ્વદેશપ્રીતિ તે આ છે, એવું ઇતિહાસ ગ્રંથોમાં કવચિત માલમ પડશે. જાથુ લશ્કર પગાર આપી રાખવાનો સંપ્રદાય રાજાઓમાં ન હતો. શિરબંદી ઘોડા, સરદારોને સોંપેલા હતા. તે સરદારો પોતાના હાથમાં લશ્કર એટલે નિમકહરામી કરવાને ઢીલ નોતા રાખતા. તમારા રાજાઓને હું પુછું છ,—રૈઅત ભાઈઓ! શા હકથી તેઓએ સો સો રાણીઓ કરી? અને એમ થવાથી જ દેશ પાયમાલ થશે, એ પણ અંધાધુંદીમાં તમને માલમ ન પડ્યું. હવે રાજાઓની વાત છોડી દો; તેઓ આજકાલ નહીં સુધરે તેવા છે. પરંતુ સર્વ મહાજનો વિદ્યાજ્ઞાનમાં સારા માહિત થાઓ. છોકરા અને છોકરીઓને નિશાળે મુકી ભણાવો. તેઓને સદા જ્ઞાનનું જ ખાજું આપો. મંડળી અને કંપનીએ વેપાર કરો. તમારે રેહેવાની સ્થિતિમાં ફેરફાર કરો. રસ્તા ચોખ્ખા કરાવો. વ્યસનોથી દૂર રોહો. ખેડુતો હાલ ઘણા અજ્ઞાન છે. તેઓએ વિદ્યા શિખી ભુમિસંબંધી રસાયનશાસ્ત્ર જાણી ખેતીનાં કામમાં સુધારો કરવો જોઇએ. યાંત્રિકબળ હસ્તબળ કરતાં ઘણું જ વધારે છે. અસલ થોડા જ લોકો પુસ્તકો વાંચતા અને હમણાં ગરીબ પૈસાદાર સર્વે થોડી કીંમતે ચોપડીઓ ખરીદ કરી વાંચે છે. છાપયંત્ર ઠામઠામ દાખલ કરો. જોતા જાઓ, વિદ્યાનાં ફળો વિલાતમાં કેવાં થાય છે! અહિં, નામાઠામાં ને તોલબારદાન અને ચીનવિલાતની હુંડીઓના હિસાબ જાણ્યા અને રૂ० ૧૫૦) નું વર્ષાણુ લાવતા થયા કે પાર પડ્યા, એમ આપણે સમજીએ છૈયે. પુરું ગુજરાતી પણ જાણતા નથી. યુરોપ અને અમેરીકામાં આપણી દેવભાષા જે સંસ્કૃત તેમાં વેદભાષ્યો તથા કાવ્યો વગેરે ગ્રંથો, હુલાસ

લાવી અવલોકન કરવાને તથા શબ્દશાસ્ત્રમાં શોધ કરવાને મોટા મોટા ત્યાંહાંના પંડિતો અહોનીશ મેહેનત લે છે. સંસ્કૃત શિખવાને મોટી મોટી પાઠશાળાઓ છે. પણ હિંદુસ્તાન, જાંહાં સંસ્કૃતનું બાલ્યાવસ્થાનું ઉછરવું અને તરુણાવસ્થાનો મદ થયાં, તાંહાં એકો પણ દિવ્ય પાઠશાળા દેખાડશો? આપણી સર્વ વિદ્યા તો મૂળ સંસ્કૃતમાં, તેને પ્રાકૃતમાં કરવાને થોડા જ બહાદુર નિકળ્યા છે. હમણાં જ વાત સાંભળી છે કે મેકાલે નામના ગ્રંથકારના ઈંગ્લાંડ દેશના ઈતિહાસના બે ગ્રંથની ૨૫૦૦૦ પ્રતો છપાઈ, વીસવીસ રૂપૈએ વેચાઈ ગઈ છે ને થોડા દિવસમાં બીજી વીસ હજાર છપાવી છે તે ખપી જશે. એક બીજી ચોપડીની કોઈએ પુષ્કળ પ્રત કહાડી હતી ને બિજે અઠવાડીએ તેની પ્રત શોધી જડે નહીં, એ રીતે વેચાઈ ગઈ. એ પ્રમાણે વિદ્યા અને વાંચવાનો શોખ છે. અહિં ત્યારે, ચોપડી શું કામ આવવાની છે? એ પૈસા નાખી દેવાના! એમ ધારીએ છૈએ. સોનું, રૂપું અને જવાહીર ખરીદ કરી પેટીમાં રાખી મુકવું આપણને ગમે છે. વિલાતના કારખાનાં વગેરેનો કિંચિત છાયો માત્ર મુંબઈમાં દેખીએ છૈયે. જુઓ આગબોટ તમારી આગળ, જુઓ આગની ગાડી નજરે, તમે જોઈ કાઈટસાહેબની પવનપાવડી, જોઈ તમે અંગરેજી લશકરની કવાયત, જોયો છે તમે શૂરપણાનો દાખલો કે જોધપોરનો કિલ્લો લેતી વખત સત્તર વખત પાછું હઠવું પડ્યું, પણ અઢારમી વેળા તેઓ જય પામ્યા. તેવું જ કાબુલકંદાહાર લેતી વખત અને તેવું જ સિબાસ્ટેપોલની લડાઈમાં. ધન્ય છે હાલની સરકારને, જે રૈઅતને સ્વતંત્રતા વધારે આપતી જાય છે; ને ત્યારે તમે ઉંઘમાંથી કેમરે નથી ઉઠતા? મુસલમાની રાજ્યમાં તો ચૂં કે ચાં પણ બોલાતું નહીં અને હમણાં મુંબઈ આસોસીએશન સરકારને લખે છે કે આવો અણઘટતો ઈનસાફ ફલાણે ઠેકાણે થાય છે તે ન થવો જોઈયે. આ, સરકારનો જુલમ છે; પેલો, રૈયતનો હક ડુબે છે; પ્હેરે, ઘણી સુસ્તી ચાલે છે; અહિં, સાહેબ લોકો બેપરવા ઘણા છે; વગેરે બુમો પાડી લોકની તરફથી મોટી સરકારને વિનવે છે. જીલ્લાઓના ખુણાની વાત એ સભા કાંથી જાણે? માટે એવી હીંમતના દાખલા જોઈ, ઓ રૈઅત લોકો! આસોશીએશન વગેરે સભાઓને તમારા દુઃખથી જાણીતી કરો કે જુલમ ખસી, રેહેમ ને મેહેર તમારી હાલતમાં થાય. અંગરેજ લોકો ફાનસમાંના દીવા છે. એ દીવા તમને રોશની આપે છે, પણ તે અજવાળાંનો યોગ્ય ઉપયોગ કરવો તમારે હાથ છે. એક છોકરાના ઉપર માખી બેઠી, ત્યારે તેને હાથ ઉંચો કરી ઉરાડી મુકવાને બદલે માખીને કેહેછ, “માખી ઉડતી હે કે માકું બોલાઉં?” તેમ તમે શરીરે નબળા નથી, બુદ્ધિએ બળવત્તર છો, તમે અસલ પ્રખ્યાત દેશના જન છો, છેક નઠારી અવસ્થામાં નથી, પૈસે, ખાવે પીવે છેક કંગાલ નથી ને તમે કેમ પોકારો છો કે “નશીબમાં હશે તે થશે.” જ્યારે એકેક માણસ છાતી તોડી કામ કરી, આ સંસાર લડાઈનું ઠેકાણું છે, એમ સમજી દેશને સારુ પોતપોતાની

ફરજો બજાવશે, ત્યારે જ દેશનો જયજયકાર થશે. શું તમારી તબીએત છે રૈઅત! કે ફલાણી રસમ નઠારી છે એમ જાણો છો, તે છોડ્યાથી ધર્મબાધ નથી આવતો એવું સમજો છો, તોપણ સંપ કરી તે કહાડી નાખવાને મેહેનત નથી લેતા. મંડળીઓ મધ્યેના નિબંધીઓને હસી કહાડો છો, ને જારે સરકાર કાયદા કરી તે ચાલ કહડાવે છે, તારે જખ મારીને કબુલ કરો છો. એમાં આબરુ આપણી ભાઇઓ? વિચારો બાવા. પુનર્વિવાહ સંબંધી કલકત્તે કાએદો પસાર થયો તે સહુનું જણીતું હશે જ, માટે પરદેશીઓ ન જાણે અને સમાચારપત્રો નિંદા ન કરે એને સારુ સંપ બાંધી નઠારી ચાલો તોડી નાખો. આ કાળમાં કંઈ છાનું રેહેવાનું નથી, એ પણ નક્કી સમજજો. પોતાના ઘર પોતાની આબરુ વાસ્તે સહુ કરે, પણ દેશના લાભમાં કંઈ ધ્યાન દોડાવવું એવી ઇચ્છા કરવી તો થોડાની જ: પણ એ સહુની થાઓ—અસ્તુ. બાળક છોકરાઓનો વિવાહ કરી તેઓને બંધનમાં રાખો છો—૧૫ વર્ષના થશે કે ગૃહસ્થાશ્રમ લઈ દોડશે. હવે એ છોકરા શું વિદ્યાભ્યાસ કરે ને પૈસા કમાય? શું સ્ત્રીને સુખ કરી પોતે પામે? વિદ્યારહસ્ય તે શું જાણે? શું શોધ કરે ને શું નામ કરે? ૨૦ વર્ષની અંદર તો ઓછામાં ઓછાં બે છોકરાંથી વિંટલાયલો જ હોય. શું દેશનું અભિમાન રાખી કયા અનુભવ ઉપરથી તે અર્થે કંઈ પણ કામ કરે? ઘરની જંજાળમાંથી પતે ત્યારે કની? નાખુશ છઉં કે જુવાન સમજેલા તેઓ પણ જાણી જોઇને ખાડામાં પડ્યા છે, પડે છે ને પડશે. રે ન પડે! ન્યાત જમાડી, વરા ફુલેકાં, વરઘોડા, બહુવા, સાબેલા, સરકસ, નાચરંગમાં ફુલાઈ ફુલાઈ પૈસો ઊરાડી દો છો તે તમને ઘડપણે ઘણો સાલશે. એ નાણાઓનું અર્ધ, ધર્મશાળાઓ, મુસાફરીનાં મકાનો, તરસ્યાને માટે કુવા વાવ તલાવ, થાક્યાને માટે ચોતરાઓ, એ સર્વ બાંધવામાં, આંધળા લુલા વગેરે ગરીબ નિરાશ્રિતને ધર્મ કરવામાં તથા તેઓને કામે લગાડવામાં, બાળકોને સારુ મકતબો તથા લોકોને વાસ્તે કિતાબખાનાઓ અને દવાખાનાઓ વગેરે કારખાનાઓ કાહાડવામાં, નાખ્યાં હોય, તો દેશમાં કેટલું પુણ્ય અને સુખ અને કેવી કીર્તિ સ્થિર રેહે! કહ્યું છે:—

"अस्थिरं जीवितं लोके अस्थिरे धनयौवने ।
अस्थिराः पुत्रदाराश्च धर्मकीर्तिद्वयं स्थिरम् ॥"

પ્રાણી માત્રના જીવતરનો, પૈસાનો, જુવાનીનો, છોકરાંનો, બૈરીનો કોઇનો ભરુંસો નથી. આજ છે ને કાલે નહીં; પણ ધર્મ અને કીર્તિ એ તો સ્થિર રહેવાનાં. માણસ મરી જાય છે, પણ તેનાં સુકૃત્યો વિસરાતાં નથી. ન્યાતના કરો છાંડો, મારા ભાઇઓ! ધર્મ કંઈ પરાણે નથી, ત્યારે જે ગરીબનું સગું મરી ગયું ને તેની ઉત્તરક્રિયા કરવાને તથા બારમું તેરમું છમાસી વર્ષી વગેરે અવસરે ન્યાત જમાડવાને દ્રવ્ય ન છતાં તે ગરીબ પાસે કર્જે કહડાવી, તેથી ખર્ચ્ચ કરાવી તેને ઘેર જંબા જવું, એ દુરસ્ત લાગે છે? એ બાપડો કેમ કર્જ

વાળશે? તમે તો ખાવાના ધણી છો. તેવા ખાઊકડ ન થઇ, દશા તરફ નિક્ષ. કરતા જાઓ.

વરા, ઘરબારી, ન્યાતો અને વરઘોડા તો જે દિવસ હોય, તે જ દિવસોમાં યાદ રહે છે, પણ દેશને અર્થે પરોપકાર બુદ્ધિથી કરેલાં કામો નિરંતર અમર રહે છે. જમશેદજી જીજીભાઇને અગાઉ એની ન્યાતીના જ ઓળખતા ને હવે જગ ઓળખે છે. જુઓ અમદાવાદી શેઠીઆઓના દ્રવ્યના સાર્થક! શાબાસ છે કે રુડે મારગે વાપરે છે. ઓરડા સામું જોઈ મરવાથી કલ્યાણ નથી; દેશી લોકોના વૃંદમાં યશરૂપી ધાણી ઉછાળવી, એથી શું અધિક શોભીતું છે? આવું છતાં લોકોનું રુડું થાય એવા કારજની ટીપ સામું થોડા જ જોશે. બીજું મારે કેહેવું અવશ્ય છે કે, મોટમોટા કેટલાએક દ્રવ્યવાન્ શરમાશરમી અને મોટાઇમાં પારકાને સારુ મોટી ટીપો ભરે છે ને પ્રત્યક્ષ જે દેશી ગરીબો તેઓને આપઃ વાનું અને દેશ સુધારવાનું કામ ટોલ્લે મુકી છાંડે છે. દક્ષિણી બ્રાહ્મણો તો ગરીબ છતાં વિદ્યા પ્રસારવાને ભાષામાં ગ્રંથો કર્યા જાય છે ને ગુજરાતી બ્રાહ્મણો વિદ્યાભ્યાસ અને ધર્મજ્ઞાન પ્રાપ્ત કરવાને બદલે યજમાનોને ધુતી બગાસાં ખાઈ કુએડ અવસ્થામાં પડી રહે છે. ઓ ભગવાન્! આળસ, અજ્ઞાન, દુરાચાર અને કુએડાઈ દેશમાંથી ગએલી કિયે દિવસે દેખાડીશ? ગુજરાત વરનાક્યુલર સોસૈટી. પોતાનું કામ બજાવવામાં એની બેહેન દક્ષિણ વરનાક્યુલર સોસૈટીથી નીચે દરજે પડી જાય છે. ગુજરાતીઓ પૈસે અનુકૂળ છતાં દક્ષિણી અને પારસીઓથી સુધારાના કામમાં કેમ પછવાડે રેહે છે? રાજ્યકારભારની વાતોમાં તો મ્હોં ઘાલતા નથી. ગુજરાતમાં શુદ્ધ લખતાં વાંચતાં થોડાને જ આવડે છે. રે લખવા વાંચવાના વાંધા, તો પછી વિદ્યાપ્રકરણમાં એઓ પાસેથી શી આશા રાખીએ? કંઈ નહીં. જ્ઞાનનો જુંઆળ ચડવા માંડ્યો છેઃ હવે શ્રમરૂપી વાહાણને વેહેતું મુકો કે ધારેલે મુકામે ચડી બેસીએ. અત્રે પારસી અને ગુજરાતી હિંદુઓની સમસંખ્યા સરખાવીએ તો આગલા, વિદ્યાજ્ઞાનની વાતમાં પચ્ચીસ ગણા સરસ છે, એમ નક્કી જાણો. દેશ આપણો છે ને પારસીઓથી જઇએ એ તમને દુરસ્ત લાગે છે? રે તમે સુધારાનું નામ સાંભળી આઘા જાઓ છો; સ્વધર્મ પાળીએ છૈએ એમ કોહો છો; પણ વાસ્તવિક જોતાં ધર્માભિમાન પણ કોઈનામાં હું જોતો નથી. પ્રથમ માણસે પોતાનું રૂપ ઓળખી પરસ્પર કેમ વર્તવું, એ વગેરે બીજી નીતિઓ ભણવી. એકપાસથી જોતાં નીતિ મુખ્ય છે; નીતિવાન્ થયા વિના ભક્તિમાન્ થવાય જ નહીં. માટે કરોતો (કરવી તો ન જોઇએ) સદ્‌ગુણોની જ બડાઈ કરો; પણ રામજનીને આટલા આપ્યા ને ઉજાણીમાં આટલા ભર્યા, આટલાને વેપારમાં છેતર્યા, એઓની સંગે જરા પણ ઊભા ન રહો. પરોપકારને મોટો ધર્મ જાણો. કહ્યું છેઃ—

राद्धांतः सर्वशास्त्राणामयं न कलुषं परम् ।
विश्वासघातात्पुण्यं च न परोपकृतेः परम् ॥ १ ॥

સરવે શાસ્ત્રનો સિદ્ધાંત એવો છે કે, વિશ્વાસઘાત સરખું મોટું પાપ નથી અને પરોપકાર જેવું બીજું મોટું પુણ્ય નથી. ગુજરાત અને એની પેલી પાસ વર્તમાન પત્રો અને વિદ્યાજ્ઞાનપ્રસારકર્તા ગ્રંથો થોડા જ છે અને મંડળીઓમાં મળી ભાષણ વગેરેના વિચારો થોડા થાય છે. એ ઉપર સર્વે ધ્યાન પોંહોંચાડવું. શું સુરતનાં દર્પણ અને જ્ઞાનદીપિકા અને અમદાવાદના વર્તમાન અને બુદ્ધિપ્રકાશ આખા ગુજરાત અને કાઠીઆવાડને સુધારવાને બસ જાણો છો? ઘણાં જ થોડાં છે. માટે એ પુસ્તકોમાં વધારો કરવો. વેહેમો, કવિઓના અલંકારો, પુરાણોની પરસ્પર વિરુદ્ધતા અને સર્વ પંથવાળામાંહેના મતીઆઓની જીદ, એ સર્વને ધર્મ ગણો છો ને ખરો ધર્મ જે છે તે શું છે, તે ઉપર કોઈ ધ્યાન આપતું નથી. માટે એ સર્વને તાવી કહાડી શુદ્ધ ઘૃત જે ધર્મતત્વ તેની શોધમાં રહો. વેહેમી અને દુઃખ દેતા ભૂત પિશાચ પિતૃ વગેરેના વિચારોવિશે સાવધ રેહેતા જાઓ. ન્યાતના દોર ઓછા કરો. કવિઓના અલંકારને ખરા ન માનો. કવિઓનું લક્ષણ જ છે કે, નાની વાતને વિસ્તાર કરી બતાવવી કે તરત મનમાં પેસે. निरंकुशाः कवयः. ધીમે ધીમે નઠારી ચાલ કહાડી નાખતા જાઓ ને તેને બદલે તમારાં વિદ્યા, જ્ઞાન, અનુભવ અને બુદ્ધિ જેની સૂચના કરે, તે તે વાતો દેશમાં ઉભી કરો. હિંમત! હિંમત! હિંમત! ધરો. જેની પાસ સાધન ન હોય, તેને સઘળી વાતની વાર લાગે, પણ તમારી પાસે રસાળ જમીન છે, અમુલ્ય ખાણો છે, જે જોઈએ તે તમારી પાસે જ છે, લોકો તમને આપી જાય છે. વિદ્યા અને શ્રમ એ પણ તમારા જ હાથમાં છે. તારે કહો ભાઈ, હવે શા માટે ન મંડી પડીએ? દેખતી આંખે, કુમળી ચામડીએ અને નાજુક દિલે, દુઃખના બળાપા કેમ સહન કરીએ? આવો, આપણે રણમાં શ્રમ અને બુદ્ધિની તલવાર ઊછાળીએ. ગરમ લોહી વેહેતે મરવું બેહેતર છે.—શરીરને ઈજા ન ખમવી પડે ને મુક્તિપદ પામીએ. હે પ્રભુ! અમે હિંદુઓ નાચાર થઈ ગયા છે તેની તરફ જો, સન્માર્ગે ચાલવાની બુદ્ધિ આપ, તારે વિશે અમારું ચિત્ત રેહે એમ કર, ને હિંદુસ્તાન દેશમાં દશો-દિશાએથી હું મારા દેશને માટે જાન ખોઈશ, હું મારા સ્વદેશીનું સારું કરીશ એવાં રુડાં અને શુભ વેણો નિકળે એવો સમય જલદીથી આણ.

**(ગીતિ).**

વર્ત્તે જે કો સત્યે, પામે તે સુખ યશાદિ ઈહલોકે;
સદ્વાણી સત્કર્મો, છે સાધન પરમ મુક્તિ પરલોકે. ૧



## ૪. નિરાશ્રિતપ્રત્યે શ્રીમંતના ધર્મ.*

### (સવૈયો.)

તું સત કારણ સૃષ્ટિનું પાલણ, ભક્તિનું વારણ ભૂવનરાયા;
આરણકારણ વજ ન ઝાલણ, જાણવિ ધારણ દિવ્યજકાયા;
વર્જક ધારણ દુઃખનું ટાલણ, મારણ જારણ તારકમાયા;
જે જય નારણ કર્મનિહાલણ, જગ્ત ઉધારણ નામી સુછાયા. ૧

### ગીતિ.

જય જય જય જગ જીવન, ગ્રંથારંભે કરું નમન તુજને;
જુજ જિવ જાણી જાચું, સુમતિ સુભાખા રસ જમવા વજને. ૧

આપણે આપણું પાણી ખોયુંછ! આપણ પરરાજની બીહીકણ રૈયત છૈયે! આપણા ઉપરથી પરદેશીઓના અસલના મોહ ઉતરી ગયા છે! આપણી આલોક તથા પરલોક સંબંધી મનની સ્થિરતાએ પોતાનો ઠામ છોડી દીધો છે અને તેને ઠેકાણે ઘણી તરેહની અડચણોરૂપી ચિંતા તથા હાલ દુશ્મન જેવા લાગતા એવા ઘણા દિવસના ઠાંસેલ નઠારા વિચારો, એઓને લીધે, આપણા કોઠા ચિતા સરખા થયા છે. આપણા ઘરડાઓએ સુધારા નામના પહાડની ઉંચી ટોંચ ઉપર કીર્તિનો મોટો કિલ્લો બાંધ્યો હતો! પણ મુસલમાનોના હુમલામાંથી તેની સંભાળ કરવાને પેહેલાથી જ આપણા વડીલોએ આળસ કીધું તથા તેઓ સારા મારગને છોડતા ગયા, તેથી બળીઆ મ્લેચ્છોના ધસારાએ પહાડ ઉપરથી તેઓ નીચે ઢળી પડ્યા! વચમાં વચમાં તેઓ ઉપર ચઢતા, પરંતુ ઉપરના વારેવારેના અને જોરાવર મારને લીધે અફ-ળાતા કુટાતા છેક પહાડ તળીએ ભોંય ઉપર બેશુદ્ધ અને મરવા જેવી દશામાં આવી રહી, તેઓએ આપણને જનમ આપ્યા છે! ઉપલી ટોંચ ઉપર મુસલ-માન તથા દેશી રાજાઓને મારી આજને સમે અંગરેજ લોકે રાજ શિરુ કીધું છે! તેઓને આપણી દયા આવે છે કે કુળવાન્, રાજના ધણીઆતા, બચારા હિંદુઓ પોતાના દેશને પારકાના હાથમાં ઓશીઆળે મોહોડે જોતા પોતાના દુખમાં ગરક થઈ ગયલા પડેલા છે; તેઓને વિદ્યા, જ્ઞાનના ખોરાક પોષાક અને દિલાસા આપી જાગતા હોશીઆર કરવા જોઈયે. રાજાનો ધરમ છે કે, પ્રજાને

---

* એ નિબંધ, તા૦ ૨૧ મી જુલાઈ ૧૮૫૬ સોમવારે—૧૯૧૨ ના આષાડ વદ ૪ થે બુ૦ વ૦ સભામાં વાંચ્યો હતો. એ વિષેની થોડી હકીકત બુ૦ વ૦ ગ્રં૦ પુ૦ ૧ લાના ૧૦ મા અંકમાં અને બુ૦ વ૦ ગ્રં૦ પુ૦ ૨ જાના ૩ જા અંકમાં, જેમાં બુ૦ વ૦ સભાનો ૧૮૫૬ નો રિપોર્ટ છે તેમાં, સભાના કારભારીયોએ છપાવી છે. સવિસ્તર હકિકત ૧૮૫૬ ના જુલાઈની ૨૭ મીનાં સત્યપ્રકાશમાં છપાયલી છે. એ નિબંધ, જુદો, બુદ્ધિવર્ધક ગ્રંથ અંક થો એ નામે ત્રણ પરોપકારી પુરુષોની સહાયતાથી ૨૦૦૦ નકલમાં છાપી, સભાના કાર-રીયોએ સંવત ૧૯૧૨—સને ૧૮૫૬ માં પ્રગટ કર્યો હતો.

પાળવી. અંગ્રેજ પરદેશીઓ પરોપકાર બુદ્ધિથી જેટલું આપણું સારું કરે તે સંધુ આપણી બહારની દશા સંબંધી. નિશાળો કહાડવી, દેશીઓને મોટા અધિકારો આપવા, જગાત, દાણ ઓછાં કરવાં, દેશમાં સલાહસંપનો વધારો કરવો, આપણને સઘળી વાતની પણ ઘટતી સ્વતંત્રતા આપવી, વગેરે બાબતોમાં તેઓ આપણું કલ્યાણ ઇચ્છે છે. તેઓ આપણી અંદરની દશા શું જાણે? એક માણસના સ્વભાવથી બીજો પુરો વાકેફ હોય જ નહીં. સંબંધ પરમાણે માંહોમાંહે જાણ વધારે ઓછી હોય છે. આપણે કુટુંબથી, પોતાની ન્યાતથી અને દેશીઓથી ઉતરતા અનુક્રમે જાણીતા છૈયે. ઇંગ્લીશ લોક આપણી દુખીઆરી અંદરની હાલતથી થોડા જ વાકફ છે. આવી કેટલીએક વાતમાં તેઓનાથી આપણું સારું થતું નથી. વાસતે વેળાએ તેઓનું આપણે ભુર્કુ બોલીએ છૈયે એ મોટી ચૂક છે. આપણી હાલની માંહેની દશા સુધારવી ફકત તેઓના હાથમાં નથી. વહાલા દેશીઓ! આપણા જ હાથમાં છે. આપણામાં જ જ્યારે જુરીએત નહીં, આપણે જ તેઓને કહીએ નહી, આપણે જ મેહેનત કરીએ નહીં, આપણે જ ખુણે ભરાઇ રહીએ તો પછી તેઓ શું વેલણ ઘાલીને ઓસડ પાય? "માગ્યા વિના તો મા પણ ન પીરસે" તેમ આપણે જે બેશુદ્ધ થઈ ગયા છૈયે ને પુરું જાણતા નથી કે આપણી હાલત શી હતી ને શી છે, તો પછી આગળ પાછો કીર્તિનો કિલ્લો ક્યારે બાંધીશે? મંડળી સિંહ નામના વિદ્વાન ગોરા વૈદની પરીક્ષામાં આવે છે કે આપણાંમાંથી સ્વદેશપ્રીતિરૂપી આંબોઈ ખસી ગઈ છે. અસલના સ્વદેશાભિમાનનો કંઈ પણ ભાગ નાડી પરીક્ષાથી જણાતો નથી. સ્વદેશાભિમાનને શીત આવ્યાં છે? જલદીથી ગરમી પોહોંચાડવાની તજવીજ નહીં કરીએ તો તે જવા બેઠુંછ તે મરી જશે એટલે રોઈ રહીશું અને છે તેના કર્તાં વધારે આપણા બે હાલ થશે. વૈદરાજ! સ્વદેશાભિમાન તે શું? આ અભિમાનની થોડી સુચના હું (તે વૈદનો સાગરીત) કરૂં છું, તે ઉપરથી સરવે મહાજનોએ ઘણું સમજવું. ઘરડાંઓની વિદ્યા, રાજનીતિ, રીતભાત, વેહેવાર વગેરે કેવાં હતાં, તે તો પેટને સાંસા ફાંફાં ને વાંધા એટલે નિરાંતે અસલના થોડાંએક રહેલાં પુસ્તકો વાંચી જોયા વગર કેમ જાણ્યામાં આવે? તારે શું સ્વદેશાભિમાનની યાદ દેવડાવવાને કશુંએ નથી? હા હા, છે છે. જુઓને આ આબુ ગીરનાર ઉપરનાં અને હસ્તિનાપુર તથા ઇંદ્રપ્રસ્થના પુરાતન પણ ચમતકારીક કામો! સોમનાથ, પાલીટાણા, ચિતોડ, ઉજ્જન, ગોકુળ, મથુરા, પ્રયાગ, કાશી, જગન્નાથ, રામેશ્વર, સતારા, પુના, નાશીક અને અનેરી કનેરી તથા ધારીપુરી વગેરે જગાઓ આપણને પાછલા દહાડા સંભારી આપે છે! એ ઠેકાણાની શોભા બધી કોની કીધેલી છે? આપણા વડીલોની. આ જવાબ જ સ્વદેશાભિમાનનું ચોખ્ખું ભાન આણે છે. એ રીતે દિવસે દિવસે મરવા જેવાં સ્વદેશાભિમાનને ઊંફ વળવા માંડી છે. દેશના સઘળા જનો ઉપર હેત રહે, સુખી થાય, તેઓની વિખ્યાતિ જગતમાં ચાલે એવાં કામો કરવાં એનું નામ

દેશાભિમાન. આ સ્વાભાવિક છે. પણ આવી આપણી દશા તેથી તે ઠરી ગયું છે. વૈદરાજ! કિઆં ઓસડથી, કિએ અનુપાને દેશાભિમાનને ગરમી પોહોંચશે? માણસ સર્વ વાતે એક દરજ્જે નથી. આપણે સઘળા જણા જુદી જુદી પ્રકૃતિનાં, જુદી જુદી હાલતમાં છૈયે. માટે સહુએ પોતપોતાને રુચી પડતા અને ફાવતા પણ ભારે ઉદ્યોગ કરવા—ઉદ્યોગ કરી ધન મેળવવું—ધન મેળવી સારી સ્થિતિમાં રહેવું—સારી સ્થિતિમાં રહી પોતાથી નીચેના દરજ્જાવાળાઓની ખબર લેવી—એ ખબર લેવાની જોડે પોતાનાં શરીરનાં અને મનનાં સુખ વધારવાની કોશેશ કરવી. એ અનુપાન સાથે, કુટુંબ ન્યાતના કજીઆકલેશના મૂળ બાળવાં—અદેખાઈને દુર કરવી, અને તેને બદલે માંહોમાંહે ચાનક રાખવી—કુસંપ છાંડી સંપે કામ કરવું—આળસ તથા વેહેમો વર્જવા, વગેરેની ફરી પાળી, વિદ્યા જ્ઞાન બુદ્ધિ ક્ષમા સત્ય, ચોખ્ખો વેહેવાર, કળા કૌશલ્ય અને હાલના સુધરેલા વિચાર વગેરેની માતરા ઘોળી, એ ઓસડ, ગળામાં ગટગટ ઠાંસી ગયાથી દેશાભિમાનને ઘણી જ ગરમી પોંહોંચશે—એ ઉચ-કાયલું ને તોળાયલું જ પોતાને યોગ્ય ઠેકાણે રહેશે. આમ કરીને વખત આવ્યો કે પોતાનું જોર બતાવવાને મેદાન પડીઉં જ છેની! ચાલો આપણે વૈદરાજની આ શિખામણ પ્રમાણે ચાલીએ. ફલાણાએ ફલાણું કામ કરી પરદેશીઓમાં પોતાના દેશનું નામ વધાર્યું, તેમ એક કેહે હું વધારું, બીજો કેહે ના; હું વધારીશ. એ રીતે આપણે હમણાં કાએર છૈયે, તે ટળી, શૂરપણે પોકારીશ કે હાં હાં, હમેં સ્વદેશને તારી આણવાને હદથી જ્યાદે મેહેનત લઈશું ત્યારે અને જ્યારે એ અહંકારને રુડા અંગ્રેજ લડાવશે ત્યારે જ, રે ત્યારે જ કીર્તિનો કિલ્લો પાછો બાંધવાને આપણે શા માટે લાયક નહીં થઈયે? એ અભિમાન માણસનું નૂર છે—એવડે તે ઓળખાય છે—એવડે તે અમર છે—એવડે તે સુખી છે—એવડે તેને માન છે—અને એવડે તેની મુક્તિ છે. અહો કીરતાર! આ સારી બુદ્ધિની બિચારા લાચાર હિંદુઓમાં જલદીથી પ્રેરણા કર!

જગતનો વેહેવાર કામની વેંહેચણ ઉપર ચાલ્યો જાય છે. કોઈ બુદ્ધિબળથી, કોઈ અંગબળથી, કોઈ વિદ્યાબળથી, એ પ્રમાણે લોક કામ કરતા દેખાય છે. સઘળા સરખી જ હાલતમાં નથી,—કોઈ ગરીબ છે, કોઈ પૈસાદાર છે. આવું છે માટે અભાગિઆ ભાગ્યવાનની આશા રાખે છે. મૂરખ ને વિદ્વાન, નબળા ને સબળા, દરિદ્ર ને ધનવાન, કુબુદ્ધિ ને સુબુદ્ધિ, રોગી ને નિરોગી, દુ:ખી ને સુખી કામ લાગે છે. આ ઉપરથી જોતાં ખુલ્લું છે કે, દેશની હાલત સુધારવામાં દરએક માણસને બે પ્રકારનાં દેવાં ચુકવવાનાં હોય છે, એક તો પોતે જ મેહે-નત કરવી અને બીજું એ કે બીજાઓને એ કામ સારુ બની શકે તેટલી મદદ કરવી. આ બે દેણ અદા થયેથી સ્વદેશાભિમાન દઢ થાય છે.

(ભુજંગપ્રયાત.)

વળી કોણ છે વિશ્વમાં મૂઢ એવો, બળી હાંસનો કાયરો પાવિ જેવો;
નહીં વેણુ કોદી ભણ્યાં શૂર હાં હાં, ભુમિ મ્હારિ છે આ લિધો જન્મ જાંહાં. ૧
પ્રદેશી ભુમીમાં અટેણોથિ થાકી, જવૂં જન્મવાસે રુડી સંધિ તાકી;
સુમૂહુર્ત્ત સાંચી પળ્યો બ્હાર જયારે, ઉમંગો ન હૈયે કુને ઉંચ ત્યારે? ૨
વસે જીવ એવો બહુ ધાર ધાઈ, ન ચારાણ ભાટે સ્તુતી તેનિ ગાઈ;
ખિતાબો ઘણા ને બડો નામજાદો, સ્વઇચ્છીત નાખૂટ દોલત્તદાદો. ૩
બળ્યાં ઉપનામો અને ધિઃક સત્તા, કરો હાય ને તુચ્છ તે સર્વ મત્તા;
દરિદ્રી ભુઝે સર્વ આ આપ અર્થે, ન તે જીવતાં આચરે કીર્તિ અર્થે. ૪
મુઓ જીવતે ખોય સન્માન મોટું, ન જાણે મુઓ પ્રીતિનાં સ્વાંગ ખોટું;
દુર્જું મોતબાળે ચિતા અગ્નિ લાહે, હતો ખાખનો તે હિણી ખાખમાંહે. ૫
ન તેને રડે કોઈ નાહી જ ગાયે, વિના માન તેહેનિ હાંસિ જ થાયે;
કવી સ્કાટ વાલ્ટેર ગાયે સુરીતે, શિશૂ એક તે પ્રાકૃતે લેહ પ્રીતે. ૬
નહીં કોઇ હિંદૂ વિચારે જ આંહીં, સ્વદેશી રુડું તે વળી હોય ક્યાંહીં;
શુભેચ્છીત મર્દો પ્રતિષ્ઠા જ પામે, મુએ જાય સ્વર્ગે સુભક્તીની હામે. ૭
નથી જન્મ આલસ્યમાં ગાળવાને, નથી કાયરોના ખુણા શોધવાને;
નથી દાંડગી દુર્ગુણો ખેલવાને, નથી ટાપટીપોથિ શોભાવવાને. ૮
તુને મોકલ્યો સત્ય આચાર કાજે, શ્રમેથી જ પેદા કરી રોજ ખાજે;
સગાં ઇષ્ટ પાડોશિ દેશી જનોને, યથાશક્તિ દેજે ઋણો સૂમનોને. ૯
અભીમાન તું દેશિઓનું ધરાવે, ધને બુદ્ધિ વિદ્યા શરીરે હલાવે;
કરે દેશ તાજો સુખો યોગ્ય આણે, બહુ રેઢિઆળો તણી ઉંઘ હાણે. ૧૦
જગાએ જગા ઉદ્યમોની સવારી, ફળો નીપજે જેમ દાણા જુવારી;
સુચૈતન માંગે હકો રાજ્ય કામે, પછી રાજ્યનીતી હવી યોગ્ય નામે. ૧૧
વધે જ્ઞાન વિદ્યાતણું ખેડુતોને, ભુમી સૂધરે લાવી દે પૂછી મોંને;
રળે દેશ જો હોય યંત્રોનિ સાહે, થવું તે વળી શૌર્ય વેપારિ માંહે. ૧૨
જઈ મંડળીએ સુણી ભાષણોને, અસારો તજી સાર કાહાડવો ને;
સુવીચારની કાકિ લેવી જ હોંસે, કુસંપી કુવીચારિ તે રોગ ઘાસે ૧૩
ભણે લોક સંધા ગરીબો ધનાઢ્યો, દિસે નાસતા દુર્ગુણો પાડિ રાઢ્યો;
પછી ધર્મનું જ્ઞાન લેઓછ સાચે, ખરે નિજ આત્મા અને દેવ રાચે. ૧૪
ફરી વીનવું દેશિ વ્હાલા તને જો, હિતો આદરે દેશિનાં ઉલટે જો;
મળે આબરુ દેશિ સુધારવે જો, તને મુક્તિ છે દેશિ આશીષ દેજો. ૧૫

દેશના લોકોની સ્થિતિના વર્ગ પ્રમાણે એકમેકને સાહ્ય થવું જોઇયે. બીજા સઘળા વર્ગોને આ ટાણે આઘા મુકી ફક્ત ધનવાનના નિરાશ્રિતપ્રતિ કિયા કિયા ધર્મ છે તથા કેવી રીતે આગલાએ બીજા જોડે ચાલવું જોઇયે અને એમ કીધાથી

તેઓને અહિ તથા તહિં શા લાભ થાય છે, એ બાબતનું શકિત પ્રમાણે વર્ણન કરું છું, તે મહાજનોએ ધ્યાન દઈ સાંભળવું.

આપણા ગુજરાત દેશમાં નહીં નહીં તોપણ કેટલેક ઠેકાણે પુષ્કળ દ્રવ્ય છે. અલબત્તાં, મોટા ભાગના લોક ઘણા જ હેરાન છે, તોપણ દક્ષિણી દેશ જોડે મુકાબલો કરતાં ગુજરાતીઓ સારી હાલતમાં માલમ પડે છે. ગુજરાત મધ્યેના મોટા શેહેરોના શ્રીમંતોને ઓરડે અજવાળાં છે. પણ તેઓ પોતાના પૈસાનો ખરેખરો ઉપયોગ કરી જાણતા નથી. હરેક ઉદ્યોગ કરવામાં, બુદ્ધિને ચાલાક કરવામાં, મોટાં ભારે કામ માથે લેવામાં, સંપત વધારવામાં પૈસો મુખ્ય છે. પૈસો પૈસાને વધારે છે એનો દેખાઇતો અનુભવ છતાં નઠારી હાલતમાં રેહેવું, ધનને દાટી મુકવું, મુઆ પછવાડે આટલી દોલત નીકળી એમ કેહેવડાવવું અને કુસંપથી શેવટે સરકાર તીજોરીમાં ભરણું કરવું એ વાતની ખોટી ચાલ પૈસાદાર લોક મધ્યે જોવામાં આવે છે. આપણા પ્રાંતનું કેટલુંએક ધન ભોંયરુંમાં, ઘરના મોભ મધ્યેના તથા બીજા સંચોમાં નકામું પડી રહેલું છે. જુવાન ધનવંતો પોતાના મદમાં પડેછ તેથી કેટલુંક ધન કુપાત્રને તાંહાં અને ગબ્બર કુપાત્રના હાથમાં જાય છે. કેટલાક પૈસાદાર, જીવતર મોજ શોખને માટે જ છે એમ સમજી ખાવા પીવામાં, નાતના કર આપવામાં, વરઘોડા નાચ વગેરેથી બ્હારથી સારું દેખાડવામાં, વગર યોગ્યતાએ ફૂલાસથી ખોટું મોહું માન મેળવવાને ધનને ઉરાડી દે છે. જે ગરીબ પોતાને પીડતી ભુખથી ખાવાની વાત કરે તે તો ધાનમુઆ ને મૌડા કહેવાય. પણ ખાવા પીવાના ઈંદ્રિયસુખમાં દિવસ ગુજારવા એ જે આપણે સઘળાને સારુ લાગે છે, તે કંઈ ઉપલા ઠપકાથી દુર નથી. પરદેશીઓ આપણુને ઉપલાં નામો કરતાં હલકાં નામોએ બોલે છે. સમો ન પીછાનનારા એવા આપણે સઘળા જ, બાપદાદા કરતા આવ્યા માટે, ખોટા મારગને ખરા જ માનતા આવેલા તેથી, આજના નાલાએકને ભોજનદક્ષિણાદિક દાન આપી, અશક્ય રીતે પુણ્ય સમજી, પૈસો ખરાબ કરી નાખીએ છૈયે. ગુજરાતીઓનો હાલનો જમે ખરચ તપાસતાં ખુલ્લું દેખાય છે કે, પેદાશ કરતાં ખરચ અતિ ઘણો છે. બાપદાદાના રળતરોથી એઘી ખરચ નીભ્યા જાય છે. બાપનું પરસેવાથી રળેલું નઠારે રસ્તે ઠલવાય છે. નાતને લીધે તથા કેટલાક ધનવંત છે તેથી છેક ઉઘાડું પડતું નથી. બાકી ખરેખર જોતાં તો, સઘળું પોલેપાને ચાલ્યું જાય છે. આવે અવસરે કેટલીએક ચાલ, વિચારીને બંધ ન કરી, કમાણીવાળા ગૃહસ્થો ઉલટા નવી કહાડતા જાય છે. લગનના કામમાં રીત ભાત વધતી જાય છે, ને મરણ કારજમાં પણ ગળ્યું ગળ્યું અને ઘણું જમાડવાની ચાલ વધતી જાય છે. લોક ભુખડુ છતાં એકમેકનું કરજ કહાડી પગરણે જશ લેવાને ગરીબથી તે શ્રીમંત સુધી ઉમેદ રાખે છે. પણ કેવી થશે અવસ્થા આપણી તે જોતા નથી! ઘડપણે ગરીબો તો બહુ જ માઠી

દશા પામે છે. 'લાંબા સાથે ટુંકો જાય, ને મરે નહીં પણ માંદો થાય' આ કેહેવત આ ઠેકાણે સારી લાગુ પડે છે. સુરત શહેરના ગરીબ લોકની ગરીબાઇનો પુરણ અને અસર કરતો દેખાવ સંવત ૧૮૯૩ ની મોટી આગમાં અને પછી જોવામાં આવેલો હતો—તે સમે અને રેલથી નુકસાન થયાં તે વેળા અત્રેના પ્રતાપી પારસીએ કેવી કેવી મદદ કરી હતી, તે સહુના જાણ્યામાં હશે જ.

પૈસો પેદા કરવો ઘણો મુશ્કેલ છે અને ધનસંપત્તિની પ્રાપ્તિ કરવી પછી ગુજરાન જેટલી પણ-એ માણસને કરમે ચોટેલું જ છે. તોપણ શ્રીમંતો અઘટિત રીતે પાણીદાર હથીઆરને છાણમાં મારે છે, ને ગરીબની દશા સામે લગાર પણ જોતા નથી. હું એમ નથી કેહેતો કે શ્રીમંતે પોતાની પાસે જેટલું હોય તેટલું ગરીબને આપી દઇ પોતાને વેલા પાડવી. હરગીસ મારા સપનામાં પણ એવું કદી આવ્યું નથી ને આવનાર નથી. તેઓએ પ્રથમ પોતાને સુખ કરી પછી વધતા પૈસાનો નઠારો આડો તેડો ખરચ ન કરી, તેને પરમારથમાં નાખવો, જેથી આ લોકમાં તથા પરલોકમાં કલ્યાણ થાય.

દયા એ ઇશ્વરી અંશ છે. એ ગુણ માણસને સ્વાભાવિક છે—કોઈ બઈરીને રસતામાં માર ખાતી જોયાથી આપણામાં કણકણો છુટી જોસ્સો પેદા થઈ પ્રથમ સ્ત્રી ઉપર દયા અને પછી પણ તરત જ, મારનાર ઉપર ગુસ્સો આવે છે. કારણની તલાસ તો પછવાડેથી કરી આપણો આગલો વિચાર ફેરવવો ઘટતો હોય છે તો બદલીએછ, પરંતુ પહેલવહેલાં સ્ત્રી વિશે દયા ઉપજે છે. આ એકજણ સારુ આટલું થાય છે તો લાખો આદમીને ઉઘાડે પગે, ઘસતે ટાંટીએ, નાગે શરીરે, ચોહોંટી ગએલે પેટે, ખોડે માથે, કેફી આંખે, ચિંતાની લાહે, રોગની ધાસ્તીએ અને છોકરાં રૂપી રાંડ ધાડને લીધે, ભીખ માગતા જોઈ કોને દયા નથી ઉપજતી? થોડાક જ શ્રીમંતોને ઉપજે છે. ટાંટીઆમાં કસ છતાં, કાંડામાં જોર છતાં, શરીરમાં ઝુમ છતાં, વગર મેહેનતે અપાત્ર હોઇને પારકાનું ધુતે છે અને એ ધુતવું હકરૂપે ગણે છે. એવા ઉપર લેશ ધ્યાન ન આપવું જોઇયે. તે તો પુજાયા જાય છે ને બચારા ખરેખરા ગરીબ—આંધળા, લુલા, મુંગા, માબાપ વનાના રઝળતા, બેહેરા, અને રોગીઓ આપણી પાસેથી પોકાર કરતા જતા હોય છે, તોપણ આપણે તેઓ તરફ નજર કરતા નથી. રે ગૃહસ્થો! રીત એવી છે કે પાસેના સગાંવહાલાંની નઠારી દશા તરફ જોયાથી દીલને ઘણું જ લાગે છે. પડોશી, નાતીલા અને દેશીઓ વિશે તો અનુક્રમમાં હેત ભાવ પરમાણે લાગે તોપણ કોઇના પણ દુઃખો અને તે વળી ઉપર કહ્યાં તેવાં જોયાથી (આપણો માણસનો જીવ છે માટે) હૈયામાં અસર થાય ખરી. દેશ એક કુટુંબ છે. દેશીઓ તે આપણા ભાંડુ છે. શ્રીમંતનો જીવ તેવો અનાથનો જીવ. જીવ કંઇ ઉંચ નીચ નથી. ઇશ્વરને ઘેર તે સમ ગણાય છે. નાચાર ભુખે મરતા શુદ્રને પાળવો એમાં, ભ્રષ્ટ બ્રાહ્મણને જમાડ્યાના પુણ્ય કરતાં વધારે પુણ્ય

છોકરાં તે તેઓ જ. લોકના કલ્યાણમાં બે વાત મોટી;—એક તો વિદ્યાનું દાન અને બીજું ઓસડનું દાન. એ બંધેના પુણ્ય તેઓએ સંચ્યા છે. બ્રાહ્મણ વાણીઆ વગેરે કેટલીએક નાતોમાં (ब्रह्मभोजन) બ્રાહ્મણને જમાડવા એ મુખ્ય છે. ભગતી, અનુષ્ઠાન, પુજા વગેરે હરકોઈ ક્રિયાને અંતે अमुकसंख्याब्राह्मणभोजनेन अमुकदेवः प्रसन्नोऽस्तु । એટલે આટલા બ્રાહ્મણ જમવાથી ફલાણો દેવ પ્રસન્ન થાઓ, એવો સંકલ્પ એટલે નીમ કરીને પાણી મુકાય છે. એ વાતથી સાફ જણાય છે કે ચોર્‌યાસી, નવનાત વગેરે કરી બ્રાહ્મણ જમાડવા, એ મોટો ધર્મ કહેવાય છે. પણ તેની સાથે એમ નથી કે દયારૂપી ધર્મ કરવો એ દોષ છે. જે કારણથી જે રૂપે જે માણસને જોવાં જોઈએ તે કારણથી તે રૂપે તેને જોઈએ નહીં, ત્યારે તેઓને આપણી તરફથી પૂર્વની ભકિત અને ભાવ દેખાડવાં એ મોટું પાપ છે. માટે અઘટિત ખરચને ધરમ ન જાણો ને કદાપી આ મારું કહેલું માનવાને વિચાર ઉપર રાખવાને ઇચ્છતા હો તો તેમ કરજો. પણ સહુ આ તો કબુલ કરશો જ કે ઉપલો ધર્મ દયાધર્મ કર્તાં ઉતરતે દરજ્જે છે. દયા ધર્મ પ્રત્યક્ષ ખાતર જમેનું સુખ અહીં આપે છે ને તહીં આપશે. ગુજરાતીઓમાંના કેટલાએક હુનાળે પરવ મંડાવે છે. એ બહુ રુડું કામ તેઓ આચરે છે. આપણા લોકોએ જમાડવામાં આપણા લોકમાં જ જશ લીધા છે, પણ આંધળા વગેરે અપંગોની હાલત સુધારવામાં ને આપણા દેશના લોકોમાં પારકાં દુનિયામાં કોણે જશ લીધા છે? હજી સુધી કોઈએ નહી.

અસલના વખતમાં આપણા રાજાઓ ગરીબની કંગાલ હાલત અને લાંઠીઆઓની દાંડગાઇથી સારી પેઠે વાકફ થવા સારુ નગરચરચા કરતા અને દુઃખીઓને સુખી કરતા. યવનોનાં અસ્થિર રાજની ધાસ્તીને લીધે, આપણા તે વેળાના શ્રીમંતો ગરીબના દુખડાં કાપવાને માટે ધર્મશાળાઓ, વિદ્યાશાળાઓ, વૈદકશાળાઓ પુષ્કળ સ્થાપવાને આંચકો ખાતા. પણ હાલનું રાજ થોડા દિવસમાં જશે એવું કોઈની કલ્પનામાં આવે તેવું નથી. માટે બેહેતર છે કે લોકોની—દેશીઓની હાલત સુધારવાને શકિતવાળા પુરુષોએ સારી મદદ કરવી. લાડ વાણીઆની મોટી નાતમાં અધરણીની ચાર, વરસીની ચાર, અને લગનની છ મોટી જમણવાર થતી; અને પગરણે છોકરીથી માંડીને તે સહુ બૈરાને ત્રણ ત્રણ આના પરમાણે પૈસા વેંહેચવામાં આવતા. આ ચાલથી બહુ જ નાણું જતું ને ગરીબો માર્‌યા જતા. એ દુઃખનો ટાળનાર રામદાસ શેઠ પહેલવેલો કેવો નઠારો કેહેવાતો? પણ હવે કેવો તે સારો કેહેવાય છે? ખોટા ખરચો કમી કરી, સર જમસેદજીની પરોપકાર બુદ્ધી સામું જોઇ, ગરીબ માણસોના, તેમાં ઘણું કરીને પોતાની નાતના, લાચાર ખાવા નથી મળતું એવા રાંડ્યા માંડ્યાઓના તથા રોતી રાંડેલીઓના પોષણને માટે ફંડ ઉભાં કરો. આવું આચરણ મોટો ધર્મ છે, એમ નક્કી જાણો. બિજા પ્રકારના ધર્મથી તો સ્વરગ મળે પણ જીવપાળ ધર્મથી તો

વૈકુંઠ અને કૈલાસ પુરીઓ મળે. શ્રીકૃષ્ણે પણ હરામખોરને મારવા અને રાંકને ઓધારવા દશ અવતાર લઈ લીલા કીધી તે શા માટે? માણસને દેખાડવાને કે ગરીબ રાંક જાતનું પાલણ કરજો, અને દુષ્ટને મારજો. આહા! સુદામાની કેવી ગરીબી! તે પોતાની બૈરીનાં મેણાં ખાઈ પોતાના મિત્રની પાસે ગયો, તે વેળા તેની શ્રીકૃષ્ણે કેવી ઉલટભેર અને પડતાં પડતાં ભેટ લીધી! ગરીબ થયો માટે નાખી દેવાનો? આપણા શ્રીમંતો તો જેમ ગલતકોહોડને અને ઉડતા તથા ગેપી આજારને સોડે જતાં બીહે છે, તેમ ગરીબને પાસે તેડવો એ તેઓ નીચું જાણે છે. શ્રીકૃષ્ણ સરખાએ કંગાલના દુખ હર્યાં ત્યારે આપણેથી બને એ તો શું. પણ થોડા ઘણા અનુકૂળ છતાં શા માટે વિપતમાં પડેલાને સાહ્ય ન કરવું? જેમ પૈસાદારે ધને કરીને દુઃખીઓને દિલાસો દેવો તેમ વિદ્યારૂપી ધન-વાળાઓએ મૂરખના નઠારા વિચારો અને અજ્ઞાન ખસેડવાને મેહેનત લેવી. એકલપેટા થવું એ નીચી રીત છે, એથી આપણામાં અને જનાવરમાં કંઈ ફેર રેહેતો નથી. પોતાનાં પેટ તો કાગડા કુતરા પણ ભરે છે, ને સૃષ્ટિમાં માણસ-નો જ જીવ છે કે જેને પોતાના વરગીના દુઃખનું ભાન હોય છે, અને એકમેકનાં દુઃખ સુખનો ભાગીઓ થાય છે. પણ મારા પૈસાદારની રીત ન્યારી જ છે. પજા ઉપર પાટુ ઉગામતા જોઉંછું. ગરીબ એટલે ફેંકી દેવાનો, પછી ગુણી હોય તો પણ. અસતરીના કોકાવાળો ગમે તેવો નઠારા છંદનો હોય તોપણ તેઓને કબુલ પડે છે. ગરીબ શબ્દના અર્થમાં જે મારા મનમાં વિચાર છે અને જેમાંના કેટલાક, ઓ તવંગરો! તમારા કરવાને આજે મથું છું. તે પુરા તમારા ધ્યાનમાં નથી આવવાના. પોતાના અનુભવ વિના તે સારું ભાન ન જ હોય: પણ અરે. વિચારો. વિચારો લગાર લાંબી નજરે કે તેઓ પોતાનાં ગુજરાન કેવી ભુંડી રીતે ચલાવે છે! તેઓ રાજને અને તમારે માથે ભાર છે, એમ તમે ન જાણો. તેઓ નઠારી હાલતમાં સરજ્યા માટે તેઓને ત્યાંહાં રેહેવા દેવા? શું આપણાં ખોડવાળાં માઠાં છોકરાંને વઈદ પાસે લઈ જઈ- નથી કરાવતા? પરદેશીઓમાં હમેશ વાત ચરચાય છે કે, હિંદ દેશમાં ગ- ભૂખે મરતા વધારે છે! ને વખત કદાપી એવો આવ્યો કે આપણને જ પુછે, ત્યારે શું વીલીલે મોઢે જબાપ દેવો કે હમારા! દેશના નાચાર તે પણ આ દેશના. એટલે, આપણા મોટા કુટુંબમાંના. તેઓને સુખીઆ કરવાને આ સારી સ્થિતિના લોકોએ સારો શ્રમ લેવો જોઈએ.

વિક્રમ અને ભોજ પોતાના રાજનું અભિમાન ધરાવતા. એટલે તેઓના રાજમાં કોઈ દુઃખી નોહોતા એ વાત તમે સામળની કીધેલી સિંહાસન બત્રી-શીની વાર્તા ઉપરથી જાણો જ છો. રાજા પોતે જ પરદુઃખભંજનને માટે ઘણું જ દુખ સોસતા તો સમરથ ધનવાન લોકોએ. ધન, બુદ્ધિ અને વિદ્યાથી તો જાણે નહીં પણ માત્ર સરગ રસ્તો જે ધનથી ખરચાશ લેવાનો, તે ઘણો જ હાલ

હજારો ભુખે તરસે ને ઓઢવે હેરાન છે, તેઓની સંભાળ લેવામાં શા સારુ પાછાં પગલાં ભરવાં?

હું એમ નથી કેહેતો કે ગરીબને ભીખ આપી તેઓને આળસુ કરો. તે તો તમે ઘણાંને સુસ્ત કરો છો જ. શકિતવાન્ પાસે કામ લઈ તેઓની બરદાસ લો અને અશક્તને સારાં કરવા સારુ મફ્ત ઓસડો પોંહોચાડો. આપણા દેશનાં છિદ્ર પારકાને શા વાસ્તે જોવા દેવાં? કેડે છોકરાં, પીઠે છોકરાં, ઝોળીમાં છોકરાં એવી અને ઝોળીઓ તથા તંબુરીઓ સાથે ફાંટા ચીથરાં પેહેરેલાં એવી ભીખારેણોને મોહેલ્લે મોહોલ્લે ફરતી દેખીએ, તેમાં આપણી શોભા કે! એઓના બંદોબસ્ત કરવાને કંઈ ઇલાજો નથી? જોઇયે તેટલા. તમે ઇચ્છા દેખાડો એટલે રસ્તા પોતાની મેળે જ સૂજ પડશે. એ ફરેલ અને પરેસાન બૈરીઓ આપણાં બૈરાંની નજરે શા માટે પડવી જોઇયે?

વિદ્યાની બાબતમાં હજી સુધી ગરીબ તરફ પરોપકારી પુરુષોનું મન થોડું જ ગયું છે. આ દેશમાં ગરીબ રંક જાતને ઉત્તમ કેળવણી આપવાનાં ઠેકાણાં ઘણાં જ થોડાં છે. ગુજરાત તરફના હજારો ગરીબોને શિખવાને પુરતી નિશાળો નથી. ગોકળદાસ તેજપાલ વિદ્યાલય જેવાં બીજાં વિદ્યાલયો ઉદાર પુરુષોની પરોપકાર બુદ્ધિથી નીકળશે ને ગરીબો શીખશે, ત્યારે જ આપણાથી દેશનું અભિમાન ધરાશે.

પૈસો કારમી માયા છે. પૈસાથી નઠારાં કામ કરવાની લાલચ ઘણી વધે છે. એ લાલચરૂપી મહાજાળમાં પડ્યાથી માનવી અને દયાવે ગુણ ભુલી જવાય છે. નઠારાં આચરણ કરવાની ખાએશ રાખી તેમાં ઝંપલાવવાને વાસ્તે ટંકોટંક આવી રહીએછ. શૂર અને ગંભીર પુરુષો, એ દુષ્ટ લાલચને સુસંગત અને નીતિના જોરથી પગ તળે ચાંપી, કટાઈ ગયેલી પરોપકાર બુદ્ધિને ઉસકેરણી આપે છે; ને ઇશ્વિરનો પાડ માને છે કે રે દીન દયાળ! જેવી મને દયા કીધી છે, તેવી જ દયા મારાથી ગરીબડાં ઉપર થાય, એવી મારામાં પ્રેરણા કરજે.

સર સીડની મોટો લશ્કરી સરદાર, એક સંગ્રામની વેળાએ બહાદુરીથી લડતાં, અચાનક ગોળી વાગેથી મૂર્ચ્છા ખાઇને પડ્યો. તે તરસથી ઘણો જ પીડીત થયાથી તેને માટે એવી વખત ન જ મળે એવું જે પાણી, તે તેના માણસોએ મુસીબતથી આણ્યું. સીડની પ્યાલું મોહે માંડેછ, એટલામાં કોઈ ઘાયેલ સિપાઇએ તે ઉપર નજર નાખી. તે જ ક્ષણે સીડનીએ મોહે માંડેલું પાછું કાહાડી પેલા સીપાઇને તે પાણી પાયું ને પોતે બોલ્યો કે, "મારા કરતાં તારી વધારે ગરજ છે." પ્રાચીન રોમ શેહેરનો બાદશાહ ટાઇટસ, પોતાની રૈયતનું રુડું કરવું, એ થકી સંસારમાં બીજું કંઇ ભલું કર્મ છે જ નહી એમ જાણતો. એક દીવસે તેને યાદ આવ્યું કે, આજ મેં રૈયતના હકમાં કંઇ સારું કીધું નથી, તે ઉપરથી

તેણે પોતાના મિત્રોને કહ્યું કે, વહાલાઓ! "મારો આજનો દહાડો ફોગટ ગયો છે." જુદ્ધ પ્રસંગે અર્જુનના બાણથી કર્ણ મુર્ચ્છાગત થયો, તે સમે કર્ણની પાસે એક ઘરડો બ્રાહ્મણ ભીખને અર્થે આવ્યો. પાસે બીજું કંઈ જ ન હોતું, તેથી તે સવારના પોહોરનાં નામે, પથરાથી દાંતમાંની સુનાની રેખ કહાડી બ્રાહ્મણને તેના દાને સંતોખ્યો. તેવું જ બળીએ કીધું. હરિશ્ચંદ્રાદિકોએ એવાં કીધાં છે. આવા આવા દાખલા પરોપકારથી પુણ્ય થાય છે એ બતાવવાને ઘણા છે—તેમ દાન ધર્મ કેવાં ને કીયે પ્રકારે ને કોને કરવાં એ સર્વ, દાનમયુખ અને દાન ચંદ્રિકા એ ગ્રંથોમાં લખેલું છે.

(શ્લોક)

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे।
देशे काले च पात्रे च तद्दानं सात्विकं विदुः ॥

જેનાથી આપણો કીધેલો ઉપકાર પાછો વળવાનો નહીં એવા ગરીબને દાન કરવું; દાન લેનારો ધુર્ત ન જોઈયે, પાત્ર જોઈયે; દેશ અને સમય જોઇને દાન કરવું. આવા દાનને પંડિતો સાત્વિક દાન કહે છે. દેશ જોઇને એટલે ગામ, શેહેર વગેરે ઠેકાણાના લોકની હાલત સામું જોઇને અને કાળ એટલે શીઆળા, હુનાળા, ચોમાસું, અવસ્થાકાળ, દશાકાળ અને દેશમાં પડેલો દુકાળ એ સંધાથી હેરાન થતા માણસને જોઇને. જાત્રાનાં ઠેકાણાં અને વાર પરવણી એ દેશ અને કાળના હાલ ચાલતા અર્થ છે, પણ અસલ અર્થ નહીં હોય. લોક કાંહાં કાંહાં ને કહારે કહારે અને શાંશાં નિમિત્તે અનાથોની હાલત જોવા જાય! માટે, જુદા જુદા ઋતુએ જુદે જુદે ઠેકાણે દેવોના મહિમા વધાર્યા છે કે તે તે ઠેકાણે સઘળી અવસ્થાના ગામ ગામના ગરીબો દાન લેવાને આવે. આપનાર અને લેનાર બન્યોને સુતર.

રાજા સિંહાસનેથી વિચારે કે ગરીબને શું દુઃખ પડેછ તે તેને વિક્રમની પેઠે રખડ્યા વના કાંથી માલમ પડે? રાણી વીકટોરીઆને પણ ગરીબની અવસ્થા જાણવાને, સમાચારપત્રો, ચોપાનીઆં, પુસ્તકો અને પાર્લામેંટ સભા વગેરે સાધન ન હોય તો, મુસ્કેલ પડે. આપણા શ્રીમંતોને આપણા ગરીબના દુઃખોની તસવીર દેખાડવાને ઘણાં જ થોડાં સાધનો છે.

આપણા ન્યાયાધીશોને ઘણી ખરી જાણ આથી પડી છે કે, "પેટ બળ્યો ગામ બાળે" એ કેહવત પ્રમાણે ચાલી, ગરીબના જુવાન છોકરાઓ, ચોરી, ખુન, લબાડી, ઉન્મત્તાઈ, જુગાર વગેરે ગુન્હા કરે છે. પેટ તો મુકે કંઈ નહીં, ને અનાજ તો ઘરમાં હોય નહીં, કંઈ ભણતર પણ આવડતું હોય નહીં, કોઇના બદ્યામાં પણ ન હોય એવા, સદરહુ ગુન્હા કરે જ તેમાં શી નવાઈ? તેઓ સાફ કોરટની હજુર કબુલ કરે છે કે, હમારા પેટને કાજે હમે ગુન્હા કરીએછ.

કેફનાં ભાષણમાં લખેલો દોહરો આ ઠેકાણે બોલું છું: 'ભૂખ્યો તે શું નવ કરે, કરે પાપ બહુ ભાત; વ્યાઈ મીનીવત આચરે, પદરે નીચી વાત.' આવા ગુન્હા થતા બંધ કરવાને જુવાન ગરીબને કામે લગાડવા માટે કંઈ કારખાના નવાં કરવાં જ જોઇયે. ગરીબની અવસ્થા વિશે કવિએ અસર કરતી રીતે વર્ણન કરવું જોઇયે. નીચે કરેલાં બ્યાનનો જુવાન પૈસાદાર, પોતાના નઠારા છંદમાંથી ફુરસદ લાવી ઉન્હાળે દાઝતા, વરસાદે ભીજાતા અને શીઆળે ઠુઠવાતા એવા અને ભોંય જેનું બિછાનું, આકાશ જેનું ઓઢણ, આપણું એઠું અને એ પણ એવું જ જેનું ખાનપાન છે એવા નિરાશ્રિત સંબંધી વિચાર દોડાવે તો બહુ પરોપકારનું કામ થાય. આ બુદ્ધિ આણવી, એ ઇશ્વરી શિક્ષા છે. આપણો ધર્મ છે અને આપણો વિશ્રામ છે.

### શ્રીમંત તરૂણચરિત્ર—નારાચવૃત્તમાં.

હરામ કર્મ આદરી, રમેં ઘણા કુછંદમાં,
ન લક્ષિ સાર ગ્રંથમાં, લવેછ આપ ઝૂમમાં;
પિતાતણું ન માન રાખિ, ઓળવે બહુ મતાં,
સદાય હોય આળસૂ, પ્રભુતણી ભિતિ છતાં. ૧
ભણે ન લોક બુદ્ધિ લાવિ, શાસ્ત્ર બોલી પારકી,
ચ્છિે ન સૂખવર્ધ શાથિ, રૂઢિ પાળી લાડકી;
પઢે ન આપ શાસ્ત્ર હેત, લાવિ ઉદ્યમોથકી,
ન સાંખિ દોષ હોય તો, લવારિએ જશે છકી. ૨

અંગ્રેજ ગરીબ કારીગરોને ટેક હોય છે કે, દાન દાખલ કંઈ લેતા નથી; પણ આપણા એવી પંક્તિના લોકમાં સદરહુ સમજ છે જ નહીં. દાનવત્ વગર મેહેનતે આવે, ત્યાં સુધી કામ હાથમાં ઝાલતા નથી. ઉંચકુળના કંગાલ દશાને પોંહોંચ્યા હોય છે, તે પણ રાતરે ભિખ માગવાને નીકળે છે. જાચના સરખું હલકું કામ બીજું એકે નથી. ઉંચથી નીચનો ધંધો થાય નહીં વગેરે એવા એવા નાતના દોરને લીધે ગરીબો પેટ જેટલું પણ પેદા કરી શકતા નથી. એવાની અને ઉઠાતું બેસાતું નથી તથા કામ કરવાને અશક્ત છે તેઓની વિશેષે કરીને શ્રીમંતોએ સંભાળ લેવી જ.

તેઓએ ગરીબને સારુ ફંડ એકઠું કરી, ઘરો બંધાવી આપવાં અને કારખાનાઓમાં ગરીબ કારીગરોને નીચ જાતને બહાને ન દાખલ કરવા. અફસોસ છે કે, આપણા પરચુરણીઆ શેઠ સોદા વેચનારાઓ જુઠાણુ ચલાવવામાં કંઈ જ સુમાર રાખતા નથી. પ્રથમ તો પાંચગણી કિંમત બતાવે છે. ખરીદ કરનાર પરદેશી તો સારા જ છેતરાય છે. વચલા વર્ગના લોક ભાંજગડ કરી બમણી અથવા દોઢી કિંમતે ખરીદી કરે છે અને ગરીબ બાપડાને ધસકીમાં જ આંજી નાખી બેપરવાઈ બતાવી સાચાના શિરોમણિ થઈ વેચનારા અસલ કરતાં

ત્રણગણી કીંમતે વેચે છે. ગરીબ શું પેદા કરે ને સુખે રોટલા ખાય? આવા દગા છળ થાય તે અભણેલ અને રાંક લોક શું જાણે? માટે આવી વાતના પૈસાદારે બંદોબસ્ત કરવા જરુર છે. આંધળા લંગડા વગેરે આસરા વનાનાને કાજે ધર્મશાળા બાંધવી કે જાંહાં તેઓ રોટલા ખાઈ પડી રેહે. અજબ જેવું છે કે મુંબઈમાં આવા નામાંકિત શેઠીઆઓ છતાં ધર્મશાળા નથી કરતા. વાલકેશ્વર, મહાલક્ષ્મી આદિ લઈ કેટલેક ઠેકાણે રેહેઠાણ પોતાને મોજ કરવા, હવા ફેર-બદલ કરવા બંધાવેલાં, તેઓને સારા ગૃહસ્થો ધર્મશાળા નામ આપે છે. એ ઘરો બીજાઓને માંગેથી મળે છે, પણ ઉંચ વરણને જ. જાતરાના દહાડામાં તે ઘરોમાં ઉજાણીઓ થાય ને લોકો મેજબાની તથા જીઆફ્તે જઈ નાચ રંગ કરાવે, એવાં ઠેકાણાને, ઘણો નાખુશ છઉં કે ધર્મશાળા કહે છે. લોકમાં પૈસા-દારોને અમસ્તું માન મળે છે. ભાઈ ફલાણા શેઠે ફલાણે ઠેકાણે ધર્મશાળા બંધાવી છે. લોક અંજાય છે પણ પેલો કેમ અંજાશે?

મુંબઇમાં દેશ દેશના લોકનો પગરવ છે. બચારા પરદેશીઓ મુકામને માટે ઘણા જ હેરાન થાય છે. ખરેખર કોટ અથવા બાહારકોટમાં ધર્મશાળા ન મળે. પાંજરાપોળ નામ આપણા લોકના સમજ્યામાં ઘણું જ નીચું છે, તેથી ત્યાંહાં જવાને આચકો ખાય છે. સાધુસંત બાવા વેરાગીઓ, મામાદેવી, ભુલેશ્વર, માહાલખમીને રસતે શેઠ જગન્નાથ શંકરશેઠની વાડીમાં, અને ભાયખળે શેઠ કરમસી રણમલે બાંધેલાં સ્થાનકમાં આશરમ પામે છે. આંધળા અપંગોને કાંહાં સારો આશરમ છે તે તો જાણો જ છો. મસાણમાં. ચઢતી પંકિતના ગૃહસ્થો બહારથી આવેલા અહિં તહીં પડવાને મુકામ શોધેછ, એ દુ:ખ કંઈ ન્હાનું સુનું નથી જ. ગુજરાત તરફના કેટલાએક અજાણ્યા ગરીબ રાંચાઓ અતરે આવે છે, તેઓને બે ત્રણ દીવસ લગી મુકામ ન મળ્યાથી ચણા ફાકી, કોઇને ઘેરથી પાણી પીઈ, કોઈ ઠેકાણે પડી રેહેવું પડે છે. મુંબઈ શેહેરમાં ગરીબ લોકોને ઘર નીભાવવું બહુ અઘરું પડે છે તેથી કરીને જીલ્લાઓના દુબળા અને બાપડા અત્રે આવવાને બીહે છે. થોડેએક ઠેકાણે સદાવરતો જેવામાં આવેછ એ ઠિક છે. પણ એઓની સંખ્યામાં વધારો કરવો અને એના બંદો-બસ્તમાં સુધરાવટ કરવી એ જરૂરનું છે. મુંબઈ મધ્યે લોકના ઉપયોગમાં આવે એવી કોઈ ધર્મશાળા નથી કે જાંહાં મુસાફરો હક રાખી આરામ લે. થાક્યા કીધા પરદેશથી આવેલા કાંહાં વીસામો લે? એઓના દુ:ખનો આરો જ નથી. વાસ્તે સર્વ શ્રીમંતોએ આ બાબત ઉપર વિચાર દોડાવી ધર્મશાળા કરવી. સુરત થઇને ગુજરાતના લોક ઘણું કરીને મુંબઈ આવે છે. તે લોકને સુરતમાં થોડા વરસ ઉપર ધર્મશાળા નોહોતી, તેથી જેમ અહિં લોક ઈજા પામે છે તેમ તાંહાં પામતા; પણ નામીચા અને ધરમાત્મા સાહુકાર નાગર પરી૦ હીંમતરામ મયારામે વરીઆવી ભાગળે મોટી ધર્મશાળા બંધાવી છે. તાંહાં સરવ કોમના

લોકને માટે તજવીજો કરી છે. હમણાં જે સાંભળ્યું છે, તેથી મારો આત્મા ઘણો જ ખુશ થયો છે; કે મોદી રતનજી રૂપજીએ ધર્મકાજસારુ નિરાશ્રીતને માટે ધર્મશાળા બાંધવાને પંચમુખી હનમાનની પછવાડે ફક્ત ત્રણ હજાર રૂપીઆની તો જગા લીધી છે. મારા લક્ષ્મીવંતો! પરોપકારી પુરુષોના દાખલા જોઈ તમારા હાથ લંબાવો.

મારા જાણ્યામાં આવ્યું છે કે, આંધળા, પાંગળા વગેરે નિરાશ્રિતની ખોરાકી પોશાકી વગેરેથી બરદાસ લેવાનું શુભ કામ સજ્જન વાણીઆ ગૃહસ્થોએ શિરુ કીધું છે. પણ અત્રેના બે ત્રણ ચાર મોટાં ઘર, રકમ ભરવાની આનાકાની કરે છે. તેઓના વિલંબથી મોટું ધર્મનું કામ હાલ અટકી પડે તેવું છે. માટે, તેઓએ હવે તરત સારી મદદ કરવી. 'તરત દાન ને મહાપુણ્ય' એ કહેણી પ્રમાણે વર્તવું લાયક છે. જેમ જેમ કારખાનાંઓ દેશમાં વધતાં જાય છે, તેમ તેમ દેશી ગરીબોને રોજી મળે છે. જીલ્લાઓમાં રેલવે ખાતામાં લાખો ગરીબ કારીગર મજુરોને રોજી મળે છે, એ ખુશીની વાત છે. ચોખ્ખાઈ, સુઘડતા અને નીતિના ફેલાવ ગરીબોમાં થવા જરૂરના છે; કેમકે તેઓ નઠારા વ્યસનને તાબે હોય છે અને ઘણુંખરું, વ્યસનોથી કેટલાકના પ્રાણ જાય છે. માટે, એવી નઠારી ટેવોની બેડીથી તેઓને છુટા કરવા સારુ શ્રીમંતોએ મંડળીઓને તથા છાપખાનાઓના આગેવાનને અને સમાચાર પત્રોના અધિપતિને મદદ આપી, તેઓની પાસે જુજ કીંમતનાં નહાનાં પુસ્તકો તૈયાર કરાવી, છપાવી ગરીબ ગરબામાં વેહેંચવાં.

આ ઉપર કહ્યા તે બધા કરતાં ઘણો જ રૂડો અને ધોરી રસ્તો પરોપકારના રસાળાને પધરાવવાને સારુ હાલમાં દવાખાના કહાડવાનો છે. દેશી વૈદોવિશે ઘણું ઘણું બોલવાનું છે, તે આ ઠેકાણે ન બોલતાં ટુંકામાં જણાવું છું કે, તેઓ વૈદકમાં છેક જ અધુરા છે. બલકે થોડી નાડી પરીક્ષા અને થોડાંક ઓસડીઆંથી તેઓ પતરાજથી પોતાનો ધંધો ચલાવે છે. તેઓ ગરીબ, એટલે પૈસાના ભુખ્યા, તેથી જેમ તેમ થોડુંએક વૈદક જોઈ, રાંક જાત ઉપર પોતાની વિદ્યા અજમાવવા માંડે છે. પ્રથમ તો ઘણાઓને ધુતી, તેઓને પુષ્કળ હેરાન કરી પોતે વિદ્યા શીખે છે. રોગીના દરદ સામું ન જોઈ આદીતવાર, મંગળવાર, અમાસ વગેરે દીવસોએ આપણા પોપટ પંડીતવૈદો નાડી હાથમાં ઝાલતા નથી, તેથી ઘણાખરા અભાગીઆ આવી રીતે પરવશ પડ્યાથી પોતાના પ્રાણ ખોય છે. આવા વેહેમી અને મુરખ વૈદોના હાથ તળે ગરીબ જનો શું સારા થાય? પૈસાદારો તો પોતાની કોથળીના જોરથી વૈદોને ઘેર બોલાવી નાડ દેખાડે છે—આહાહા, કેટલાં બધાં ગરીબો રોગે કષ્ટિત થાય છે! વિસ્ફોટક, જલંદર, ગોળાના રોગ, પથરી, ટાંકી, પરમીઆ, કમળા, નરજળા, તાવ, લોહીવિકાર, પિત વિકાર વગેરે તરેહ તરેહના રોગથી, લોહીપરૂથી પાકાં ફુટની પડે પચપચતા થઈ રહ્યા હોય

છે—એવાને જોયાથી સુગ ચડે, માટે તેઓને વેહેતા મુકવા કે જેટલી બને તેટલી બરદાસ લેવી? ઘણાએક સુથાર, કડીઆ, મજુર વગેરે મેહેનતુ આદમીઓ ઉંચે ઠેકાણેથી હેઠળ પડી ગયાથી, તેઓનું લોહી એકદમ મગજે ચડી જાય છે તેણે કરીને તેઓને મુરછા આવે છે. એ જ વેળા તેઓને દવાખાનામાં લૈ જઇને ઉપાય કીધા હોય તો ઈશ્વર કૃપાથી તેઓ છોકરાંની સંભાળ લેવાને સારા થઈ ઉઠે. આવા અનાથોની દાઝ તેઓના સમર્થ બેલી વના બીજા કોહોને આવે? હું આશ્ચર્ય પામું છું કે, મુંબઇની આસરે સાત લાખની વસતીમાં સર જમસેદજી ઇસપીતાલ, નેટીવ ડીસપેન્સરી, કોટનું ધરમનું દવાખાનું, નાગદેવી આગળનું એક અને બેત્રણ નહાનાં બીજાં, તમામ રૈયતને બસ છે? નથી જ. આવાં ઠેકાણાં—જીવ ઉગારવાનાં, ઘણાં જ થવાં જોઇયે. મેં ઉપર કહ્યાં તેમાં ગુજરાતી અને દખણી લોકો થોડા જ સંચાર કરેછે. કેટલાક આંધળા લુલા વગેરે જાય છે, તેઓને ગરીબ એટલે સારી દવાનો પણ લાભ થતો નથી. ઘણા અપંગો તરફડી તરફડી જીવ કહાડે છે. કેટલાએક ન ખમે એવા આતમઘાત કરે છે. ઓ ભગવાન! ગરીબની શી દશા આ! દેશી સોયાણી, એક કળ હાથ લાગ્યાથી અને રોજના સહવાસથી જણાવવામાં લગાર વાકપ હોય છે. પણ વિદ્યા વના છોકરું કાંહાં છે એની બરાબર પરીક્ષા ન થયેથી, પ્રસવ સમે પોતે ગભરાઇને જણનારીને ગભરાવે છે અને તેનો કોઠો બગાડે છે. પાછી શકિત આણવાને શાં ખાન. પાનાદિક કરવાં, તેની સમજણ ન હોયેથી પેલી પરવશ અબળાને સુવારોગ રેહે છે ને એથી શરીર ઘસાતાં ઘસાતાં થોડે વરસે પેલી સુઆરોગી મેહાન થાય છે. ગરીબ સ્ત્રી તો હરતાં ફરતાં જણે, તેઓને ખાવા કરવાની કરી પાળવાની ચિંતા નહીં. એમ કયો નિર્દય જીવ બોલશે? ગરીબ છોકરાંઓને સહીએડ વગેરે ઘણી ઘણી તરેહના આજારો થાય છે, તેથી અને પાછાં છોકરાં (કેમકે છોકરાંમાં જુવાનોનાં કરતાં મરણ વધતાં હોય છે) એટલે તેઓ ઉલટી રીતે બાપની ખાંધે જાય છે. આનાં આવાં દુઃખો નિવારણ કરવાને શ્રીમંતોએ દેશમાં પોતાની દયા અને દેણ ન દેવાં જોઇયે? હાલમાં વૈદ તો મેડીકલ કાલેજને લીધે સારા સારા થવા માંડ્યા છે, પણ શેઠીઆઓની આંખ કાંહાં ઉઘડે છે? મફત અને રામબાણ ઓસડથી ગરીબને રોગથી છુટા કરવાને શેઠીઆઓ દવાખાનાં કહાડવાની રુચી કરે તો પછી કેટલા બધા આતમાના આશીરવાદથી તેઓ પેલે જનમ ખાતરજમાના સુખનો આશા રાખે!!!

પેલા જગતનામાંકિત ઈંગ્લીશ હાવર્ડના નામનું સ્મરણ આ વેળા મોટામાન પૂર્વક કરું છું. એ હાવર્ડે યુરોપખંડના તમામ કેદખાનાની શોકકારક દશા ફેરવી નાંખી. એ હાવર્ડ તમારા જેવો ધનવંત ગૃહસ્થ હતો; તેણે પોતે સઘળી પાસનું નુકસાન ખમી ગરીબ અને દુઃખી અને દરદીની હાલત સુધારવામાં અને તેઓના સુખ વધારવાની તજવીજો કરવામાં જ પોતાની ઉમર

ખોઈ. તેણે મફત કેળવણી આપવાને નિશાળો બંધાવી. પોતે થોડાક ઉપર ગુજરાન ચલાવી પોતાની આવકનો ઘણો ભાગ તે ધર્મકામમાં નાંખતો. તેણે, દેશદેશના કેદીઓ અને રોગીઓની ઘણી જ સારી બરદાસ લીધી. ટુંકામાં પતાવવાને એટલું જ કહું છું કે, દુઃખીઆરાના પોકારને સારી પઠે કાન માંડવાને તે હમેશ તત્પર રેહેતો. એનું નામ ઇંગ્લંડ દેશના પરોપકારી પુરુષોમાં પેહેલે નંબરે જોવામાં આવે છે. આપણા જ દેશમાં પારસી મધ્યે સર જમશેદજીની સખાવત તે વિરલી જ. શ્રાવકમાં પણ ઉદાર જનો દેખાય છે. હવે વાણીઆ શેઠમાંથી બ્હાર કીઓ પડે છે તે જોવાની ઉત્કંઠા રાખિયેછ. રે રે! શેઠીઆઓ! તમારા પ્રૌઢ પરાક્રમનું હમે અભિમાન નહીં ધરાવીએ? દેશીઓ નહીં ધરાવે?

આ ક્ષણભંગુર જગતમાં કામ ક્રોધ લોભ મોહ મદ અને મત્સર નામના છ જુલમી દુશ્મન આપણી સારી બુદ્ધિને ચળાવે છે. એઓથી ઇંદ્રિયો સ્વાધીન રાખી, ન ચળી, મનને સ્થિર રાખી પરદુઃખભંજન તરફ નીધા કરીશું તો, તેમાંથી જગતનો કર્ત્તા તે શું?, આપણને શા માટે તેણે જનમ આપ્યો છે, આપણે શું કરવું જોઇયે વગેરે સારા વિચારો આપણામાં આવશે, હૈયાં કુમળાં થશે અને નઠારાં દુઃખ દેતાં સાણા કદી પણ નહીં આવે. પારસી, મુસલમાન, ક્રીસ્તી, વગેરે સઘળાનાં ધરમ પુસ્તકમાં પરોપકારની સ્તુતિ કરેલી છે. તુળસીદાસ કહે છે કે, "તુલસી દયા ન છાંડિએ, જબલગ ઘટમેં પ્રાન." દુનીઆના સઘળા માણસો ઇશ્વરને મોટો દાતા જાણી તેના ઉપર આધાર રાખે છે. કુટુંબના માણસો રળતા પુરુષોના ઉપર આધાર રાખે છે. દેશરૂપી કુટુંબમાં રળતા શ્રીમંત લોક હોય છે; માટે, નિરાશ્રિત ભાંડુઓ વિશેષે કરીને લક્ષ્મીવાનોની આશા રાખે છે.

### (મલ્લીકા.)

જાણ જાણ જાણ આજ, દીન લોકની જ દાઝ;
આપ આપ આપ હામ, મામ કામ ઠામ ચામ: ૧

### (રાગ ગોપી ગીતનો.)

વિનતિ હું કરું દેશીઓ રૂડા, ગરિબ જાતને લક્ષ દો વડા;
જરણ આંધળા પાંગળા બહુ, ખબર લેવિ રોગી તણી સહુ. ૧
નિકટ સ્નેહિનાં કારજો સરો, પરજનો તણાં દુઃખડાં હરો;
દરદ મનનાં દોહ્યલાં કતી, શ્રમ લઈ તમે રુઝવો અતી. ૨
લુ વરસે ઘણી ચૈત્ર માસમાં, નથિ અનાથને સૂખ ધૂપમાં;
તરફડી બહુ આંગ તો ત્રુટે, મન શરીરની લાહ્ય ના ખુટે. ૩
દિવસ મોટ વૈશાખ માસના, પવન વાદળાં વીજ નાદના;
ગરિબ પાડતા ચીસ આકરી, કયમ થશે હવે રક્ષણો હરી. ૪

રજનિ જેઠની બાફતી ઘણી, સ્ત્રિ પતિને વઢે લાજને હણી;
વરસતો રુતુ આવશે હવે, ઘર રુએ બધું ભૂખને દવે. ૫
દુઃખ ઘણું જ આષાડ આવવે, ઘર ચુએ થકી છોકરાં રુવે;
શરદિ વ્યાપિને રોગિઆં બને, કણ જુવારના ભોજને કને. ૬
પવન શ્રાવણે દુઃખવે બહુ, થરથરે ઘણા ટાઢથી સહુ;
અવનિ ખેડવા ભીંજવે તનો, પછિ ખમેછ તે જોશ તાવનો. ૭
ભાદરવે દિસે હાલ તો બુરા, ઘર કલેશ ને કેફથી પુરા;
રઝળિ આવીને માતને દમે, બળતિ બાપડી તે સહુ ખમે. ૮
પરવ આશ્વિને દીપવાળીનું, નિરધની લહે પેટ બાળિનું;
ઘરનિ સ્ત્રી કહે લાવની મુવા, વગર અન્નથી પેટમાં કુવા. ૯
ભરણ પેટનું હોરિ કાર્તકે, મજુરિ ખેતમાં શોધતા ટકે;
ગરિબ એ રીતે દીસતા હિણા, વગર વસ્ત્રથી રોય ઠીંગણા. ૧૦
સુરુતુ માર્ગશિર્ષે પિડા સહે, દિવસ નેવું તાહાડ તો રહે;
નથિ રજાઈ ને ગોદડાં વળી, હરઘડી ધ્રુજે અન્નને દળી. ૧૧
ઉલટ પોષમાં આણિને હશે, મકર રાશિનો સૂર્ય તો થશે;
વિવિધ દાન શ્રીમંત આપશે, ભવતણાં દુખો આપણાં જશે. ૧૨
લગન ઘેર શ્રીમંત માઘમાં, મરણ કહાંણુ દીસે અપંગમાં;
અધમ ચોરિથી જાચકો ખુશી, ન પ્રિછશે રુડું ભુંડુ એ ખુસી. ૧૩
ગરમિ રોગ તો માસ ફાગણે, શરુ થઇ કરી છોકરાં હણે;
સઘળિ પાસની આફતો સહી, રડવડે બહુ દીનતા લહી. ૧૪
રુદન માસ બારે અપંગના, સુણી થશો દુખી આપ મનના;
ઘણિ જ દુર્દશા તેમની દિસે, વલણ બુદ્ધિનું આપજો ખિસે. ૧૫
ધ્રુજત હાડ ને નાડિ મંદના, ક્યમ સહે મુગા રોગ વેદના;
સ્ત્રિ જણતી ઘણાં છોકરાં ઢળ્યાં, ટળવળે બહુ ટાઢથી કળ્યાં. ૧૬
વગર મા અને બાપ ભાંડુઓ, જણુતરો ક્યમે ઉછરે જુઓ;
અસર લાગશે વજ્ર છાતીમાં, રુડિ દયા ધશે ધર્મ કાજમાં. ૧૭
પિડિત લોકને રેહવા કરો, ધન જમે બહુ બાંધવા ધરો;
પિડિત લોકની મીટવો ભુખો, ઇસપિતાલથી ટાળીને દુખો. ૧૮
હુનર કામના શીખવો વળી, દિન અનાથને ભીખ દો ગળી;
કુપ તળાવ ને વાવ્ય ચોતરા, તજવિજો કરી બાંધજો ખરા. ૧૯
સમજણો દિસે આટલી જ કે, દુખિ નિરાશ્રિતો પાળવા હકે;
સુઅભિમાન દેશી તણૂ જ એ, કમર બાંધીને કષ્ટ કાપિએ. ૨૦
ઉકરડો વધી ગંધ મારશે, અતિસ કૃત્યથી નર્કમાં જશે;
સમજ હોરવાની જ છે ઘણી, જમતણી સજા ખાય તે ઘણી. ૨૧

ધન ન આવશે સાથ આપણી, ધિરવું ધર્મને પાપને હણી;
જગત આ વિશે માન સંચિએ, જીવ ગયા પછી મુક્તિ પામિએ. ૨૨
જમણવારના છાંડજો કરો, વરવધૂ તણાં ઠાઠને હરો;
ગરવ હોય જો કીર્તિ આણવા, ન દઈ ધુર્તને દીન પાળવા. ૨૩
જડથડે થકી વેહમ બાળજો, સુધરવે ઘણી ચોંપ રાખજો;
દળદળીતણાં દુઃખડાં તજો, ધરમરૂપિ વર્ણાંગિને સજો. ૨૪
ગરિબ યોગ્યને ધર્મ દાન જો, નથિ બિજી મતી તુલ્ય તેનિ જો;
નરમદા કહે વીનવી તમો, મદદ દીનને દેશને રમો. ૨૫



## ૫. મુઆં પછવાડે રોવા કુટવાની ઘેલાઈ.*

### મંગલાચરણ.

ઓ પરમેશ્વર! હમો ગુજરાતી ભાઇયોને કેટલીએક ચાલતી આવેલી જંગલી અને વેહેમી ચાલ બહુ દમે છે. ને એની વેદનામાં હોઈશું તાંહાંલગી, કલંક વગરનું પૂરું સુખ પામવાને લાએક થવાની પણ જોગવાઈ હમને મળનાર નથી. માટે, હમો આંધળાને સંસારમાં દોરવાને તેં જે વિવેકબુદ્ધિ બક્ષિ છે, તેનો રે તું દીનદયાળ વેહેલો ઉદય કર; અને કુવિચારના અંધારાઘોર કોઠામાં તારી પ્રેરણાનાં અજવાળાંથી સાર વસ્તુની જ સુઝ પાડ.

### ગ્રંથ લખવાની મતલબ.

સમજતા પુરુષોની આંખે ધિક્કારવા લાએક દિસે એવો પણ છંદ જેઓને જે વાતનો હોય છે, તેઓ તેનાજ યારી રહી તેને જ વાજબી વસ્તુ ગણે છે. જુગારી તથા રાંડબાજ પોતાના પાસા તથા રાંડને પુજે છે. ચોર પોતાના ધંધામાં મગન છે. એ પ્રમાણે બીજા પણ પોતાના નઠારા છંદોના ભગત હોય છે. જેવી જેને બચપણથી ટેવ પડી હોય છે, તેવો તે (પંચોપાખ્યાન મધ્યેની એ પોપટની વાતમાં છે તે પ્રમાણે) આગળ સંસારમાં નિકળી આવે છે.

જેવું થોડાં માણસોને માટે ઉપર પ્રમાણે કહ્યું તેવું કુટુંબો, ન્યાતો, ગામો, શેહેરો, પ્રાંતો અને દેશો મધ્યે જોવામાં આવે છે. એક લોકની રીતભાતથી બીજાની ઘણી જ જુદી પડે છે. પોત પોતાની રીતીઓના (પછી યોગ્ય કે

* એ પોણોસોના ઈનામનો નિબંધ બુદ્ધિવર્ધક સભાની તરફથી નિકળેલી તા૦ ૧૭ મી મે ૧૮૫૬ ની જાહેરખબર ઉપરથી બનાવવામાં આવ્યો છે. એ પુરો કીધાની તારીખ ૩૦ મી સપટેમબર ૧૮૫૬–સંવત ૧૯૧૨ ના આસો સુદ પડવો છે. એની સાથે જીલ્લેથી આવેલા બીજા બે ત્રણ નિબંધો પણ હતા. એ નિબંધ સને ૧૮૫૭ માં બુ૦ વ૦ સભામાં વાંચ્યો હતો. એ જુદા આકારમાં છપાયો નથી; પણ બુ૦ વ૦ ચોપાનિયાનાં બીજા પુસ્તકમાં–સન ૧૮૫૭ ના સપટેમબર અકટોબરમાં પ્રથમ છપાયો છે.

અયોગ્ય) સહુ પક્ષ કરે છે. હવે સારી નરસી કોહોની, એ જાણવાની ઇચ્છા હોય છે તો, અક્કેક તરફેન સામાંની ખોડ અને પોતાનું રૂપ બતાવે છે, તારે ઘણી વારે બન્યો બાજુના સમજુક પુરુષોને માલમ પડે છે કે આ સારી ને તે નઠારી. તેઓ આવી તકરારનો સાર ખેંચી લઈ ધીમે ધીમે પોતાની મંડળીમાંથી નઠારી ચાલ કહાડી નાખવાને મેહેનત લે છે; અને તેઓની જાથુ મેહેનતને લીધે નઠારી ચાલ થોડે ઘણે દહાડે પણ ગેબ થઈ જાય છે.

મુઆં પછવાડેની રોવા કુટવાની ચાલ આપણા ગુજરાતીઓમાં છે તે કેવળ ગંધાતી છે. જેમ નરકની ગંધ ન્હારવાસીઆઓને નહીં; કાંદા માછલાં તાડી દારુ વગેરેની તેના ખાનારાઓને નહીં, તેમ રોવાકુટવાના ચાલની ગંધ આપણને આવતી નથી. પણ આસપાસના બીજી કોમના લોકનાં નાક તો ફાટી જાય છે—કેમકે એક તો તેઓને સહવાસ નહીં ને બીજું એ કે એ ગંધથી જે જે મહા-ભારત નુકસાન તથા દુઃખ થાય છે, તેનું તેઓને જ્ઞાન છે.

આપણામાંના થોડા સમજુક લોકથી પણ તે ગંધ સંખાતી નથી; ને જેઓને પોતાની ખોડ દેખડાવવાને સારી સોબત રૂપી તથા ચાનક આપતી એવી આરસી નથી, અને જેઓ ભણેલા નથી તેઓને તો તે ગંધનું ભાન છેક જ ન હોય, તેમાં કંઈ આશ્ચર્ય સરખું નહી.

આવા અજ્ઞાની ભાંડુઓમાં સુઘડતા તથા નીતિ લાવી તેઓની હાલત સુધારવી, એના જેવાં બીજાં પુણ્ય થોડાંક જ છે. આ સારા કામમાં જેઓથી જેમ બને તેમ તેઓએ સારો આસરો આપવો જોઇયે. લોકના મોટા સમુદા-યમાંથી તેઓના મનની વૃત્તિ ફેરવીને નઠારી ચાલ કહાડી નખાવવી, એ કામ મુશ્કેલ છે; ઘણું મુશ્કેલ એટલા માટે છે કે તે ચાલ બહુ કાળની છે. "કુમળું ઝાડ જેમ નમાવિયે તેમ નમે, તે જ મોટું થયા પછી વાળ્યું વળતું નથી." પણ આવાં મોટાં ઝાડને પાડનાર વંટોળિઓ હોય છે ખરો. તેમ વિદ્યાજ્ઞાનના પ્રસા-રતણા જોરાવર પવનથી કલંઠ ચાલ ઘસડાઈ ગયા વિના રેહેશે જ નહી.

આ રોવાકુટવાની દુઃખદાયક ચાલથી ઘણાં ઘણાં નુકસાનો થાય છે—તે આપણે લાએક નથી; તે નીતિ અને ધર્મથકી ઊલટી છે—શરીર તથા મનને બગાડનારી છે; વગેરે. એ સઘળાની આપણા ભાઇયોને ઘટતી જાણ થાય તેને સારુ બુદ્ધિવર્ધક હિંદુસભાએ નિબંધો તૈયાર કરાવવા જાહેરખબર છપાવી છે. તે ઉપરથી શકિતમાન પરોપકારી પુરુષોના જોસ્સા બહાર પડ્યા વના રહ્યા નહીં હોય એમ ધાર્યામાં આવે છે. તેમ હું અલ્પમતિ પણ નીચે મુજબ થોડા વિચાર જાહેર કરવાની ખાએશ રાખું છું તે ઉપર સજ્જનોએ ધ્યાન પોંહોંચાડવું.

મારા ભોળા દેશીઓની મરણ સમેની અને તારપછીની રોવા કુટવા સંબંધી ચાલ કંટાળો આવે અને ચીતળી ચડે તેવી છે.

ગુજરાત તથા કચ્છના મુખ્ય શેહેરોમાં (શેહેર તાંહાં સુધારો હોય તેથી) હાલ એ ચાલનું ઘણું બાકળું રૂપ વારે વારે જોવામાં આવતું નથી; બાકી છેતો ખરું જ. ગાંમડાંમાં એ છાકી ગયેલી ચાલ હસકેતસકે અને ડગલે ડગલે દીઠામાં આવે છે.

મરણસમેની પુરુષની ધાંધલ. પુરુષોમાં રોવાની જ ચાલ છે, છાતી કુટવાની નથી. પુરુષોની શોક કરવાની વર્તણુક જોવાથી ઘણું દલગીર થવાનું કારણ નથી, પરંતુ તેઓની માણસના મરણ સમેની ધાંધલ જોઇને સમજતા પુરુષોને હસવું આવે છે. મરનાર જોડે અને મરણ સમયે માણસે કેવી પ્રકૃતિ ધરવી જોઇયે, તેનું તેઓને ભાન હોતું નથી તેથી; જાણીતા પુરુષો ઘણા મુઝાય છે

માણસ મરી ગયું કે તેને કયારે ઘરમાંથી બહાર કહાડી બાળી આવીયે, એ કાળજીમાં સંધા હોય છે. મરતાં પહેલાં પણ શાસ્ત્રયુક્ત નહીં એવી કેટલીએક કલ્પિત જંગલી રીતિઓથી નિર્દય સગાં મરનારને ઘણું દુઃખ દે છે—મુએલું માણસ કોટી ઉપાયે જીવતું થનાર નથી, તેને કહેલા સંસ્કાર લાયકી પકડીને કરવા જરૂરના છે—તે ઘટતી રીતે ન કરી, ચાલો, ચાલો, મુડદું ભારે થઈ જશે અને ઉંચકાશે નહીં, અને ડાહ્યુઓને ઘણીવાર ખોટી રેહેવું પડશે માટે વેહેલા થાઓ, વેહેલા થાઓ, આવા શબ્દો કહાડે છે. ચૈતન્ય હોય છે તારે સ્વાસના જોરે હવા શરીરમાં લેવાય છે અને પાછી કઢાય છે, પણ બંધ પડ્યા પછી હવા પાછી બહાર નીકળી શકતી નથી. હવે જારે હવા ભરાયાં કરે તારે શબ ભારે થાય જ—શબ ભારે થવાનું કારણ આ પરમાણે છતાં ભૂત પિશાચ સંબંધીનું છે, એમ કેટલાએક વેહેમી લોકો માને છે. સઘળી હો હો મરણ ભાંય આગળ થાય છે. તે જ ઠેકાણે નજદીકના સંબંધીયો પોક મુકે છે—અને તે જ ઠેકાણે બઇરાં ખુંધે શરીરે શબની તરફ જઈ જઈ છાતી સાથે હાથ અફાળે છે ને પાછે પગે ચાલીને પડી જાય છે.

શરીર હાલતું બંધ થાય છે એટલે જીવ ગયો એમ મનાય છે. થોડેક ઉંચે ઠેકાણેથી પડ્યા થકી કેટલાએકને મૂર્છા આવે છે; તો રીબાયલાં માંદાને હજામત કરાવી ટાંગા ટોળી કરી ખાળમાં પછાડી ટાઢે પાણીયે નવડાવી તરત લીપેલી ભીની ભોંય ઉપર વગર લુગડે સુવાડ્યાથી તેનાં ગાત્ર શીથળ અને નાડી બંધ થાય, એમાં કંઈ તાજુબ જેવું નથી. ને તેમ થાય છે એટલે તેણે દેહ છોડી એમ ગણાય છે—ઉપર પ્રમાણે અવસ્થામાં રોવા કુટવાના ગોંગાટથી તે જીવની મુંઝવણમાં ઘણો ઉમેરો થાય છે અને પોતાથી બોલાતું નથી તારે તે અંદરથી મોટો નીસાસો મુકે છે. આપણે સાજા છતાં મોટી ધુમથી અકળાઇયે છૈયે તો માંદાને શું ગભરામણ ન થાય? થાય જ. પણ મૂરખ ગુજરાતી લોકો તે જ ઠેકાણે રોવા કુટવાથી શોહોર કરી મુકે છે. એટલામાં કેટલાએક લોકો વાંસ દોરડી લઇ આવી ચકલા આગળથી ઓ ઓ કરતા આવે છે—તેઓ તરત જલદી જલદી જુલમી રાજાના સીપાઇઓની પેઠે પેલા શબને તાણીને શીકડી

બાંધે છે–ને રામ બોલો! રામ બોલો! રામ બોલો! ભાઇ રામ—એમ બુમ પાડતા રાગો કાઢતા દોડતા દોડતા શબને ઉછાળતા અને તેનું માથું આમ તેમ ગબડાવતા વિચિત્રરૂપે મસાણમાં જઈ ઠાઠડીને અકળામણથી ભોંય સાથે અફાળે છે—મરનાર ઉપર ગુજરાતીઓની કેવી અભ્રછના છેરે! તેઓ કેવા દુશ્મન! અને કેવા જંગલી છે! ચિતા ઉપર શબને ઝોંકી, ઓ ઓ કરી આગ મુકી તે બળી રેહે તાંહાં સુધી નીરાંતે ગપ્પાં મારે છે–ને તાંહાં જ, કેટલીએક કાયેચ વગેરેની ન્યાતોમાં વખતે વિવાહ લગનની વાતો થાય છે, ને વેળાયે તો ખરેખર સાટાં પણ મરાય છે. બીડી હુક્કા પીવાય છે. બાળી આવીને ઘેર આવે છે તે વખત ચકલા આગળથી ઓ ઓ એ એ એ થવું શિરુ થાય છે. ઘેર આવ્યા પછી પાસેનાં સગાં એકદમ સારી પેઠે રોઈ લે છે.

મરણ કાળ કંઈ ધાંધલનો નથી. તે વખત આવી મસ્તી શાને જોઇયે? મુઉં તેને બાળી આવવાના તો છો જ, તારે ઘડી બે ઘડીની વધારે ધીરજ કાં ધરતા નથી? મરનાર ઉપર વેર કેમ આણો છો? સગાંને શીકડી બાંધતાં કેમ જીવ ચલાવો છો? તમે મોહે, શોક છે એમ કાહો છો ને ટાંટીઆમાં તો જોર બતાવો છો—શોક હોય તાંહાં ટાંટીઆમાં જોર ન હોય. તાબુતના દહાડામાં મુસલમાનોનું ઝુડ દુલો દુલો કરે છે તેવા જંગલી તમે દેખાઓ છો—રામ નામ શું મનમાં લેવાતું નથી? રામ નામ લો છો તે ઠીક છે, પણ તે લેવાની આવી રીત નથી—ભાર ન જણાય તેને સારુ તમે વાહાણના ખારવાઓની પેઠે મોહેથી લવો છો. રામ! તાહારી ગત અકળ છે એમ જાણી કોઈ રામ નામ લેતા નથી, પણ બોલવું તે બોલવું એમ સમજી ઊછાંછળી રીતે તે શબ્દ કહાડી પ્રભુને તમે તરછોડો છો. ખારવા ગીત બોલે છે તે પણ ઠાવકી રીતે, પણ તમે તો તેના કરતાં પણ ભુંડા થાઓ છો—ધિંગામસ્તી કાંઈ શોકની નીશાણી નથી, માટે તેને છોડી દઈ ગંભિરાઈ પકડો. પારસી, અંગરેજ, મોગલ, વગેરેની મુડદાં લઈ જવાની રીતી ઘણી જ તારીફ કરવા લાયક છે. દક્ષણીયોની પણ સારી છે.

શબને બાળી આવ્યા પછીની પુરુષની વર્તણુક ડાહી છે, તે હું કબુલ કરું છું. તેઓ એક બીજાને મળવા આવે છે, તારે વિવેકની રીતીયે એક બીજાના દુઃખનાં સમાધાન કરે છે. નવ દહાડા સાદડી નાખી બેસવાનું રાખે છે તે પણ ઘણું ઠાવકું છે. એ ડાહી ચાલ આપણાં બઇરાંઓમાં જેમ બને તેમ જલદી આવવી જોઇયે. મરણ દિવસ ગયા પછી પુરુષો રોવાનું રાખતા નથી, પણ મરનારની ક્રિયા કરવાની તથા ન્યાતના કરો આપવાની ફીકરમાં રહે છે.

## સ્ત્રીઓની રોવા કુટવાની રીતિ.

મરણ પ્રસંગની ગુજરાતી બઇરાંઓની વર્તણુકથી તો તોબા! શબ ઘરમાંથી નીકળ્યું કે જાણે ધુંધવાતો જવાળામુખી ફાટ્યો હોયની, તેમ તેઓ છાતી અને

માથાં કુટે છે, ને રોઇને બરકા પાડવા મંડી પડે છે–શબને ચકલા લગી વળાવી આવી તાહાં ધબડ ધબડ છાજીઆં લઈ છેડો વાળતાં અને કલ્પાંત કરતા ઘર આંગણે આવે છે. આ ઠેકાણે પછી ન્યાત તથા ગામના રીવાજ પરમાણે રડવું કુટવું થાય છે.

ગોઘા ભાવનગરમાંના બૈરાંઓ આ વેળા જોવા લાયક રમુજ કરી મુકે છે—રાજવણ તે એ જ દેશની. એણી પાસનાં ગામો મધ્યે સંઘળી ન્યાતમાં રાજવણો ગાવાની ચાલ છે—બીજા ગુજરાત તરફના દેશોમાં બ્રાહ્મણ વાણીઆમાં એ ચાલ અસલ ન હતી: પણ હાલ દેખાદેખીથી ચાલવા માંડી છે. સુનારેણો, સુથારેણો, કપોળેણો, ભોઈયેણો, અને કેટલીએક બ્રાહ્મણીઓ રાજવી ગાવે નામજાદીઓ કહેવાય છે.

જે ન્યાતમાં રાજવણ ગાવાની ચાલ નથી, તાંહાં તો સારી પેઠે કુટવું કુટાવવું અને છેડા વાળવા એ હોય છે—અને રાજવણનાં જેવાં પણ ધીમા સૂરનું "હાય હાયરે વજ્જર બાણ માર્યાં, હાય હાયરે તાકી તીર માર્યાં" એવી રીતનું જબ્બર કુટણું ચાલે છે. તે ન્હાઈ આવ્યા પછી ચાલે છે. તે છેક ડાઘુ આવતા સુધી; ને વળી પછી થોડીએકવાર. ખતરીઓમાં, હાયને ઠેકાણે વાય બોલે છે–"વાયરે ઉલટી ગંગા, વાયરે અવળાં ચક્કર, વાયરે નેવના પાણી, વાયરે ઉલટાં વહ્યાં. વાયરે રમતાં, વાયરે જમતાં, વાયરે ઘોડીઆ, વાય વાય વાય."

રાજવી રાજવણ ગવાય છે, તેમાં આવી રીત છે કે મરનાર જુવાન હોય તો લાડડા અથવા રાજવીને ટેકે બૈરાં વિલાપ કરે છે. જુવાન બઈરીને રાજવણને ટેકે; ઘરડા પુરુષને બાપજી અને ઘરડી બઈરીને માવડી અથવા માબાઇને ટેકે ગાય છે. એ કુટણામાં શો વિષય છે, તે આપણા પુરુષોને જાણ્યામાં નથી, સબબ થોડીએક જાણ કરું છું.

"રાજવીરે ઉંચો તે બંગલો બજારમાં,
રાજવીરે નીચાં તે સોનીડાના હાટરે.
રાજવીરે આએવો સોનીડો તારે પરગયો,
રાજવીરે સાંકળી લઈ આવ્યો મોઘા મૂલની.
રાજવીરે સાંકળી તે હોરી હોરી શું કરે."
ઈત્યાદિ, ઈત્યાદિ, ઈત્યાદિ.

"આએ લાડારે, આજનો દીન ઉજાંજરો;
ઓય, ઓય ઓરે લાડા."
ઇ૦ ઈ૦ ઈ૦

"આએ માલીડા હાટ ઉઘાડરે, રણકદેવડી રુએરે વેરાગમાં;
આએ રુડાં છોગલાં લાવેરે, રણકદેવડી રુએરે વેરાગમાં.

ઓએ છોગલાં કોને કાજેરે, રણકદેવડી રુએરે વેરાગમાં;
ઓએ પરોણાને કાજેરે, રણકદેવડી રુએરે વેરાગમાં."
ઈ૦ ઈ૦ ઈ૦

એ પ્રમાણે સોની અને સાંકળી, તંબોળી ને બીલડાં, રંગારો ને છાંટણાં વગેરેને ઉપર પ્રમાણે લ્હેકાવે છે.

"ઓઅરે પીતળ લોટા જળે ભર્યારે, જાવું જરુર છે.
" દાતણ વેળા વહી ગઇરે, મર્વું હક છે.
" ચીનાઇ પ્યાલા જળે ભર્યારે, જાવું જરુર છે.
" મરદન વેળા વહી ગઇરે, મરવું હક છે."
ઈ૦ ઈ૦ ઈ૦

"હાયરે, ઉંચી મેડી તે અસમાનમાંરે ઓય ઓય લાડા હાય હાયરે."
ઈ૦ ઈ૦ ઈ૦

"આ શી રુડી લીંબડીઆંની છાંયરે, મરધો બોલ્યોરે કરોધનો;
મરધે એના દીકરા જગાડ્યારે, ઓએ જનેતા એકવાર બોલોરે.
આજના ચાલ્યા તે ક્યારે આવશો, દીકરાને છેલડો જુહારરે;
હવે નહી આવું બીજી વારરે, આ શી૦"
ઈ૦ ઈ૦ ઈ૦

"ઓએ અભિમન રાવણ સીતા હરી ગયો, ઓએ શીખામણ દીધી સારી રાત.
મમતા મોહના ભર્યા વહી ગયા, ઓએ અભિમન મનોત્તરી મનશું બોલાવીયાં;
ઓઅરે રામની સાથે માંડ્યાં જુધ, મમતા૦"
ઈ૦ ઈ૦ ઈ૦

"સોનીડાને હાટેરે, શુંરે વારુંધ્યા કાલજીઆ લાડડા ડોસીડાને હાટેરે.
શુંરે વારુંધ્યા માણીગર લાડડા, શરબંદો હોર્યા પણ;
હોરીએ ન જાણ્યું આશાભર લાડડા."
ઈ૦ ઈ૦ ઈ૦

"અરે અભિમન ચડ્યોરે શકાર, ઓતરા રાણી આણા મોકલ્યાં;
અરે અભિમન ડોસીડાને હાટ, શરબધો વસાવે મોઘા મૂલમાં.
અરે વસાયવાં વાર કવાર, જેવાં પેહર્યાં તેવાં ઊતર્યાં;
અરે રાણી રુવે રંગ મોહોલ, દાસી રુએ દરબારમાં.
અરે ઘરમાં રોશે ઘરની નાર, પોપટ રોસે પાંજરે;
અરે ઘોડા રુએ ઘોડારમાં, હાથી રુએ હલકારમાં.
અરે વનમાં રોસે લીલાં ઝાડ, છોરુ રુએ ઘર આગણે;
અરે ચોરે રુએ ચારણ ભાટ, હાટે રોશે હાટ વાણીઆ.
ઈ૦ ઈ૦ ઈ૦

"બાપજી છાંડલો મુકીને, ધુપમાં કેમ ઢળ્યારે બાપજી;
ગુલાબોના કૂપા ઢળી પડ્યા, એલાએચીની ખુશબો ઊડી ગઈરે,
ગોકુલ મેલીને મથુરાં ગયા."

ઈ૦ ઈ૦ ઈ૦

"પાછલી રાતના પરોડીઆંરે રુડાંમાબાઈ,
સૂરજ ઉગ્યો ને રથ જોડીઆરે, ,,
દીકરાએ આવી રથ રોકીઆરે, ,,
અમને ભલામણ દેતા જાઓરે, ,,
રામજીના રથ પાછા નહિ વળે, ,,

હવે એ ગીતોમાં ભલીવાર શી છે તે સહુના જાણ્યામાં આવી હશે. મરણ અને મરનાર જોડે આવાં ગીતનો કંઈ ખરેખરો જરુરનો સંબંધ દેખાતો નથી. પરાક્રમી અને સુખવાસી પુરુષોનું તથા ભોગની વસ્તુઓનું દાખલા દાખલ ફોકટ સંભારણું થાય છે. સમરથ લાએક રાજા મરી જાય છે, તે વેળા સહુને શોક થાય છે ને તે શોક કોઈ કવિએ અભિમનના રાજીઆમાં બરાબર ચીતર્યો છે. જે દીવસોમાં પ્રથમ રાજીઆ ગાવાનો ચાલ નીકળેલો, તે દીવસોમાં એ ગાવાનું કારણ દીલાસો પામવાને માટે હશે. આવી રીતે કે મોટા મોટા પુરુષો મરી ગયા છે તો આપણે શા હીસાબમાં. પણ એ કારણ તો કોઈ હમણાં સમજતું નથી. રાજવણ ગવાઈ કે બૈરાંના મનમાં એમ જ આવે છે કે, આવું આવું સૂખ મરનારે અને આપણે ન ભોગવ્યું જો ને એ ઓછું આવવું એટલે એ દલગીરી, એ ગીતોની ધાટી સૂર અને ઢાળ, અસર કરતી રીતે બૈરાંને શોકમાં નાખે છે.

એ રાજવી ગાતાં ગાતાં અને કુટતાં કુટતાં બૈરાંઓ ઊપરા ઊપરી પછાડી ખાય છે--છાએલનો ઉપલો છેડો કહાડી નાખી કંમરે લપેટી, હાથના હસવા જેવા ચાળા કરે છે ને છુટી લટ રાખી આરડે છે તેથી ડાકેણ અને ભીખારણોના જેવી તેઓ દેખાય છે.

ઘર આંગણે બૈરીઓ બરાબર ગોળાકૃતિમાં ઊભી રેહે છે. તે ગોળના મધ્યમાં ૪ બૈરીઓ આવે છે; તેમાં બબ્બે સામ સામી થાય છે અને એઓ સાલ્લાના છેડા સૂરમાં સટ દઇને માથેથી કહાડી કંમરે બાંધે છે. તેઓ પોતાના હાથ અજબ રીતે ઊંચા કરી રાજવણ ગીતના તાલસર છાતીમાં અફાળે છે; બીજી બાયડીઓ ઘણાં ઊંચા હાથ નથી કરતીઓ, પણ ગીતના ટેકો પૂર્યાં કરે છે. થોડીવાર પછી પેલી વચમાંની ચાર જાય છે ને બીજી આવે છે. એવામાં થાકી ગયાથી, અથવા શૂર ચઢયાથી, અથવા મૂર્છા આવેથી, અથવા ઘણો શોક છે એમ દેખડાવવાના વિચારથી કોઈ એકાએક ઝટ લઇને પછાડી ખાય છે. તેને ઉંચકી લેવાને સઘળી બૈરીઓ દોડી આવે છે. તેમ પેલી વધારે બકોરા પાડે

છે. આ રીતે સડકના રસ્તામાં નાગાં ઊભાં રેહેવું, હાથના ને શરીરના ચાળા કરવા, આવી રીતે ગાવું, એ મર્યાદાથી ઘણું બહાર છે. વેશ્યા નાચે છે, ગાયે છે તે પણ મંગળકારજે ઘરમાં, અને મરજાદા તથા માનસર; પણ આપણી બાએડીઓ તો વેશ્યા કર્તાં પણ જ્યાદે નફટ જાણવી. હજારો લોક દેખે તાંહાં ઉઘાડે શરીરે જંગલી ચાળા કરવા, એ તેઓને કેવું હલકું અને આપણે કેટલું શરમાવવાનું છે તેનો રે સાંભળનારાઓ વિચાર કરો. એ ડાકેણમુખીઓ થાકે છે, તારે બેસે છે અને એવામાં કોઈ નવાં બૈરાં અભડવા આવ્યાં તો તેઓને માન આપવાસારુ ને દુખીઆરાં છૈયે એમ જણાવવાસારુ સરવે પાછાં ઊભાં થાયે છે. તે નવી આવેલી બૈરીઓ ઊછળી ઊછળીને બોલે છે. તે વખત તો યુરોપખંડના દેશોમાં પોલકા રીતનો નાચ થાય છે, તેના સરખું જણાય છે. વહારે તેઓનાં કુદવાં અને કુટણાં! ધિઃક છે તેઓને. આપણી બાએડીઓ દેખાએ છે તો નાજુક, પણ કુટતી વેળા એટલું જોર કોણ જાણે કયાંથી આણે છે?!

મુંબઇ સરખા મોટા શેહેરમાં સડકના રસ્તા ઊપર જ્યારે રાજવી ગવાય છે, ત્યારે તે વેળાનો ફોટોગરાફ લઈ વીલાત મોકલ્યો હોય તો ત્યાંહાના લોકોને તે જોઇને કણકણા આવ્યા વના રેહે જ નહી. જ્યારે જાણે, કે એ તો ગુજરાતી વાણીઆ બ્રાહ્મણના બૈરાંના ચિતાર છે, ત્યારે તેઓને આપણા વિશે કેવો વિચાર આવે તે સહુની જાણમાં જ છે. બૈરાંના ટોળાની આસપાસ પારકા લોકોની મેદની ભરાય છે. તેઓ નીરાંતે બૈરાના ઉઘાડાં શરીર તથા ચાળા જોય છે. અજબ જેવું છે કે જે બૈરીઓ લુગડાને માથાથકી સવા હાથ બહાર તાણી લાજ કહાડે છે, તેઓ આ પ્રસંગે ઘણી જ નિર્લજ થાય છે.

કચ્છ તરફના બૈરાંઓમાં ઊભાં રહીને કુટવાની ચાલ નથી. તેઓ ઘરમાં એક જુદા ઓરડામાં બેસી છાએલનો ઉપલો છેડો કંમરે બાંધી છાતી ને ઝાંઘ કુટે છે. એ બૈરાંનું રોવું જુદી જ તરેહનું છે. ઘરમાં સંકડાસ હોય તો ઘરને આંગણે ભાતના છાલાં પથરાવી તે ઉપર બેસી લાજ કહાડીને રોય છે. અગર કદાપી કોરીનું મરણ થયું હોય છે તો કોઈ લેંગી મુસલમાનીને પૈસા આપવા કબૂલ કરી તેડાવે છે ને તે કુટે છે અને રોય છે. તેમ સઘળી ભાટીએણો અને છાપરીએણો કરે છે.

ઘરડું મરણ હોય છે તો ખડખડાટ હસવું અને લોકલાજનું કુટણું ચાલે છે. વેળાએ, છોકરાનું મરણ થયું હોય ને તેનાથી અથવા તેનાં મા બાપ બેહેનથી તેની વહુને સુખ ન મળ્યું હોય, તો તે વહુની તરફના બૈરાં અભડવા આવ્યાં હોય છે, તે વેહેવણનાં ભુડાં બોલે છે. પછી સામસામાં મેણાં ચાલે છે; ઘરની લડાઈ લોકને જણાય છે; કુટવામાં સામસામાં વેરી બોલો કહડાય છે; અને કંકાસ થઈ પડે છે. દેશીઓ! જોતા જાઓ આ શોક કરવાની રીતને! બળ્યાં તે બૈરાંના શોક કરવા જવાં. લોકો શત્રુ સગાંને તેના મંદવાડમાં જોવા જતાં

લાજે છે. પણ તેને મરણે જલદીથી તેને ઘેર આભડવા જાય છે—આ વાત કેટલી ઉલટી! દુશ્મનને મરવો ઇચ્છિવો, તે મુઓ કે તેને ઘેર કુટવા જઈ લોકને શોક બતાવવો ને વળી પાછું તાંહાં તેનું ભુંડું બોલવું, ને પીટયો મુઓ તો સારૂ એમ અંદરખાને જણાવવું! આ તે શૂ? ઝેરી જનાવર સારાં, પણ વેરી સગાં ખોટાં. બૈરીઓ વિવેક પકડવાને કેમ લગાર પણ મન નથી કરતીઓ!

જ્યારે મધરાતે અથવા પાછલી રાતે કોઈ મરણ પામે છે, ત્યારે તે વખત જે આક્રંદ થાય છે તે આડોસીપાડોસી વગેરે મોહોલ્લાના લોકને તીરના જેવું હેયામાં ભોકાય છે. સૂતેલા માણસો ઝબકી ઉઠે છે, બાળક ચીસ પાડી ઉઠે છે, અને અધોકનો આજાર ચાલતો હોય છે તો પેલી રોવા કુટવાની ચીસથી કેટલાક લોકને ભયંકર આજારની બીહીક સાંભરી આવે છે ને એ એભકમાં કેટલાંએક મરી જાય છે.

કેટલાંએક રોતાં બૈરાંઓની પછવાડે છોકરાં રોતાં ટળવળે છે. કેટલીએક બૈરીઓએ જીવતાં ધણીને સૂખ નહીં આપ્યું હોય, પણ તેના મોત પછી તેઓ લોકમાં શોક જણાવવો ને "ઓ મારાં ભાએગરે" એવો પોક મુકે છે.

સૂવાવડી મરી જાય તો તેને પીઅળ કરી, ચોટલો છુટો રાખી તેનું રૂપ વધારે ભયંકર કરે છે. સૂવાવડીની તો અસદ્ગતિ થાય છે, તે તો વનવાગોળ અવતરે છે, તે તો ચુડેલ થાય છે. એવા એવા ખોટા ખોટા વેહેમી વિચાર બૈરાંઓના મનમાં રમી રહેલા જ છે.

આ વાતના વેહેમ અને ધાસ્તીથી કેટલીએક સુવાવડીઓએ પોતાના પ્રાણ ખોયા છે અને કેટલીએક ગાંડી બની ગએલી છે. બાળક સ્ત્રીઓના મરવાથી અને છોકરાં ન થયેલાં એવીઓના મરવાથી પણ તેઓ ભૂતયોનિમાં અવતરે છે એવું કેહેવાય છે. આ ખોટા વેહેમે ઘણા નુકસાન કર્યાં છે, તે આપણે જાણીએ જ છૈયે.

હોળી, દીવાળી વગેરે તેહેવારને ટાંણે બૈરાં મુવેલાંને વિશેષે કરીને રોય છે. એ પણ કલ્પના જુદી જ છે. આડે દહાડે સારું સારું ખવાય, સારાં લુગડાં પેહેરાય અને ટાણે ન પહેરાય—પુરુષો વેપાર વણજ કરે, પૈસો અને સૂખ મેળવવાની કાળજીમાં રેહે, નાચ રંગ કરાવે, ગાડી ઘોડે બેસે, ઉજાણી જાય અને વળી શોકમાં છૈયે એવું તે મ્હો રાખે છે. શોક ને શોખ એકબીજાથી કેવા ઉલટા છે? શોકને ઠેકાણે શોખ કરવો એ માઠું, શોખ કરી શોક બતાવવો એ જુઠાણું, અને શોક શોખ ભેગાં રાખવાં એ પણ મુરખાઈ.

સુરતના નાગરની તથા બીજી કેટલીએક ન્યાતમાં (ડાહી રીતે) રોવા કુટવાને નવ દહાડામાં જ સમાપ્ત કરે છે. કચ્છમાં તેરમે દિવસે સમાપ્ત થાય છે, પણ ગુજરાતમાં બાર દિવસ સુધી તો સાંજ સવાર સધાય છે. પછી કેટલીએક

ન્યાતમાં વરસ દહાડા સુધી સાંજે જ મ્હોં વળાય છે. ને કેટલીએક ન્યાતમાં રોજ સાંજે પરભાતીઆં ચાલે છે. કેટલીએક ન્યાતમાં માસીસા વરસીએ પણ, બ્રાહ્મણ જમી ઉઠ્યા કે બૈરાંઓમાં, ધી, ધી,ધીપ, ધીપ, ધબડ ધબડ સારી પેઠે થાય છે.

ચીતા છંટાયા પછી તો લગાર રોવું નહીં; રોએથી ઘણું જ પાપ લાગે છે. તો રોજ અને જે દહાડાની જે ક્રિયાથી મરનારની સારી ગતિ થવાની, તે દહાડે એક પાસથી તેનું શ્રાદ્ધ કરવું ને બીજી પાસથી તેને આંસુલીંટથી અપવિત્ર કરવું અને એ ઝેર ભોજન તેને કરાવવું એ દુષ્ટ મા, દુષ્ટ બેહેન, દુષ્ટ છોકરી અને દુષ્ટ સગાંનો જૂલુમ છે.

મરનારના વિજોગે રહેલાં સગાં કાંણો માંડે છે ને કાંણે જાય છે. પુરુષને માત્ર ઓ ઓ એ એ કરવું, પણ બૈરાંને કુટવા પીટવાથી મરવા જેવું થાય છે. વરસમાં મરનારને ઘેર ચાર પાંચ કાંણ આવે છે, તેથી તે મરનારના વાલીઓ શરીરે અને પૈસે હેરાન થાય છે. મરનારનાં સગાં પૈસાદાર હોય છે તો ત્રણ ચાર ઠેકાણે કાંણ મંડાય છે—સારું સારું ભાથુ કરીને રસ્તે ખાતા ને ગમતના તડાકા મારતા કાણીઆઓ મરનારને ઘેર જાય છે; ને દેખડાવવાનું તાંહાં જઇને કુટે છે. તેઓ પાછા પણ તેમ જ મોજ મારતા આવે છે. જેમ જાત્રાના સંઘમાં મુખ્ય સંઘવી કેટલીએક રીતે બિજાઓની બરદાસ લે છે તેમ મૂખ્ય કાણીઆ, પોતાના સાથને તેઓનો ગાડી ભાડાંનો ખરચ પોતે આપી ફાએદો કરે છે. હવે જુઓ કે તે સાથીઓને ખરું દુઃખ લાગતું હોય તો બિજાનો ખરચ શા સારુ લે? પણ કાંણે જવું તે તેઓને મનને વિશે વિવાહમાં જવા સરખું છે—કાંણે જવાનું કારણ કંઈ સમજાતું નથી. દિલાસો દેવો તે તો કાગળની મારફતે થઈ શકે છે. એવું કંઈ જરુરનું નથી કે કાંણે જવું જ જોઇયે.

નાગર બ્રાહ્મણમાં પુરુષો ઘણો શોક પાળતા નથી; ચૌદમે દહાડેથી બહાર જંબા નીકળે છે. ઘણી ખરી ન્યાતમાં બે ત્રણ મહીના સુધી જંબા નીકળતા નથી, પણ કેટલીએક નાતના પુરુષોએ બબ્બે વરસ સુધી શોક પાળવાની ચાલ પાડી છે. વડોદરું, અમદાબાદ, ખંભાત વગેરે જગાના બૈરાંઓ વરસ દહાડામાં છ મહીના સુધી તો રાતે એકવાર સાતુ અથવા કાચું કોરૂ ખાઇને પડી રેહે છે, છ મહીના પછી એકવાર જંબાનું રાખે છે. ત્રણ મહિના, છ મહિના, વરસ, બે વરસ, જન્મારો, એ પરમાણે બૈરાંઓને ખાણાં (શોક) હોય છે—કેટલાંક બૈરાં ખાણાં પાળીએ છૈયે, એમ કેહેતાં જઈ છાનું છાનું મિષ્ટાન્ન ચપાટે છે.

બાળપણમાં રાંડે તેને વરસ બે વરસ સુધી ખુણો પાળવો પડે છે. તે બચારી ખુણામાં જીવતી ગુઇરે એમ રોઈ રોઈ નીશાસા મુકે છે.

રજવાડામાં કોઈ મોટો પુરુષ મુઓ હોય છે તો ગામના સઘળા પુરુષો મુછો મુંડાવે છે તથા સપેત પાઘડી બાંધે છે. કેટલાક (છિછલ્લા) કપોળીઆ

બીજાને સેવ મમરા ગાંઠીઆ ખવડાવી સૂતકી કરે છે. કેટલાએક બ્રાહ્મણ વાણીઆ ચોથીઆં, દશા, અગીયારમાં જમવા જાય છે; કેટલાએક કરજ કરી તે દીવસે ન્યાતને નોતરે છે અને ગોરના દિવસમાં છોકરીઓને કુટતાં શિખવે છે.

જગાની સંકોચને લીધે સધળી વાત સવિસ્તર લખાઈ નથી, પણ ભાત બફાયાની પરીક્ષા એક ચોખો ચાંપી જોયે થાય છે, તેમ આટલા વર્ણનથી સાંભળનારાઓની ખાતરી થઈ હશે કે ગુજરાત તે ખરેખરી ગાંડી જ છે. ઉપર કહ્યા પ્રમાણે ગુજરાતીઓમાં ધિક્કારવા જોગ રડવા કુટવાની અને અતિ શોક કરવાની ચાલ છે. વિદ્યા જ્ઞાન મેળવવા ઉપરથી મન ઊઠીને આ જંગલી વાત ઉપર બેઠું છે. જેટલું ઐરાંઓનું ધ્યાન રોવા કુટવા ઉપર છે તેનો સોમો ભાગ ભણવા ગણવા ઉપર હોય તોપણ તેઓ ડાહ્યાં, જ્ઞાની, અને સુખી થાય. હમણા તેઓ દુઃખી છે, તેથી આપણે પુરુષ દુઃખી છૈયે અને તેથી આપણો દેશ સુધારામાં બહુ જ પછાત છે—હું દલગીર છઉં કે, મ્હારે આટલી આપણી અંદરની વાત બાહારના લોકોની આગળ કેહેવી પડી છે, પણ એમ કીધા વના ગાંડુ ભાઇયો ઠેકાણે આવે તેવા નથી, એમ સમજીને મેં આટલું લખ્યું છે.

## એ ચાલની ઉત્પત્તિ.

"આવ્યું સમાય પણ ગયું ન સમાય" એ કેહેવત ખરેખરી છે. મરણ થવાથી મરનારનો અને પછવાડે રેહેનારનો મોટો વિજોગ થાય છે. મરનારનું અને મરનાર ઉપરનું ભેળું હેત તે વેળા તેના સગાંને સાંભરી આવે છે. તેઓને પોતાના સ્વારથમાં ખલેલ પડ્યાથી મરનાર ઘણું યાદ આવે છે. તેઓને તેના તથા પોતાના સંબંધી નાના પ્રકારના ચિંતાતુર વિચારો ઉપજે છે, તેથી કરીને સ્વાભાવિક શોક પેદા થઇ તેઓ રુદનથી કલ્પાંત કરે છે. ઘણી અકળામણને લીધે તેઓ પોતાના શરીરને વશ રાખી શકતા નથી. વેળાએ આપોઆપ હાથ ઊછળે છે.

મુંઆંનો ઘણો શોક કરવો મિથ્યા છે, એમ સમજી પુરુષોએ તો ઘણું રોવું બંધ રાખી જે પ્રકારે મરનારનું અને પોતાનું ભલું થાય તેવી રીતે વરતવા માંડ્યું. પુરુષને ઇશ્વરે બહારનાં અને અઘરાં કામ કરવાસારુ નિર્માણ કીધો છે, માટે તેને ઘણી ઘણી તરેહનાં ભય તથા શોકના પ્રસંગે દુઃખ ખમવાં પડે છે; તેથી તેની છાતી વધારે કઠણ હોય છે. પણ ઐરાં ઘરનાં અને નાજુક કામ કરવાને અર્થે સરજ્યાં છે—જે દુઃખનો ભાર પુરુષને ઘણો થોડો લાગે છે, તે ભાર વેહેવો અબળા જાતીને બહુ સકત પડે છે.

પુરાણો તથા ગાથાઓથી સાફ માલમ પડે છે કે, પ્રાચીનકાળમાં હમણાના જેવી હસવા જેવી ચાલ નોહોતી. બઇરાંઓ પોતાનાં વાહાલાંના મરણ સમયે ઘરમાં જ રુદન કરતાં; ને વધારે અકળામણ થતી તો કોઈક વખત માથું છાતી કુટતાં; પણ થોડીવારમાં આડોશીપાડોશી ન્યાત વગેરેનાં ઐરાં તેની પાસે એકઠાં

થઈ તેને દીલાસા આપતાં—તેઓ થએલા દાખલાઓથી એક બીજાના દુઃખની વાતો કરીને આક્રંદ કરતી સ્ત્રીઓને ધીરજ આપતાં. હમણુાંની પઠે તેઓમાં ભારે કુટણાથી શોકને મહલાવવાની ચાલ નોહોતી.

સગાં નાતીલાં ભાઇડા બાઈડીઓનું એકઠું થવાનું કારણ એ જ કે દુઃખીઆરાંઓને રોતાં રાખી તેઓને દીલાસા અને હિંમત આપવાં તથા મુએલાંને અવલમજલે પોહોંચાડવું. આ કારણ તથા અસલની ડાહી રીત એ બેને ભુલી જઈ, હાલનાં બૈરાં નિર્દયપણે જેમ દાઝયા ઊપર ડામ તેમ બળતા પેટમાં દલગીરીના જોસ્સારૂપી ઘી હોમ્યાં કરે છે.

સઘળી વરણના હિંદુઓમાં આવી રીતે શોક કરવાની રીત નથી. દક્ષણ તથા મારવાડ, ગુજરાતની પડોસમાં છતાં તાંહાં આવી ચાલ નથી. સબબ એમ જણાય છે કે એ ચાલ ગુજરાતીઓમાં જ છે; અને વળી હમણાના વખતની છે.

આપણાં બૈરાંઓએ એકઠાં થઈ સહુએ રોવું અને કુટવું એ ચાલ કયારથી અને કયાંહાંથી આવી એ કંઈ ખાતરજમાથી કહી શકાતું નથી. પણ એવું અનુમાન થાય છે કે મુસલમાનનો ચેપ લાગ્યો હશે. હિંદુસ્તાનના જે ભાગમાં મુસલમાનોએ જાથુ પડાવ રાખ્યો ને જ્યાંના લોક મૂરખ હતા તે ઠેકાણે એ ચાલ પ્રથમ નીકળી. જે કોમનું રાજ તે કોમની રીતભાત ઘણું કરીને રૈયતમાં આવે જ. હજી પણ ઘણા ખરા આપણા સરકારી દરબારી ગુજરાતીઓ ફારસી જબાં અને મોગલાઈ રીવાજ પસંદ કરે છે. મુસલમાનનાં રાજ્યમાં કોઈ હિંદુ પ્રધાનને ત્યાં કોઈનાં મરણ સમે તેના ઘરનાં બૈરાંઓએ તથા બીજા ઘણાઓએ (પ્રધાનનું ઘર માટે) મોટા ઠાઠથી કોઈ મુસલમાનીની પાસે શોકનાં ગીતો ગવડાવીને કુટ્યું હશે અથવા પોતે સહુએ એકઠાં મળીને તેમ કીધું હશે. મોટા આદમીને ઘેર સ્વાભાવિક શોક મોટા ડોળથી દેખાડવો પડે છે. આ હું કહું છું તેને કચ્છમાં ચાલતી રીત પુષ્ટિ આપે છે. એ પશ્ચિમના લોકે ઘણા સુધરેલા પુરુષોનાં મોહો દીઠાં નથી ને તેઓ સઘળી વાતે પછાત છે અને જ્યારે કોઈની સંગતથી તેઓને પોતાનો રીવાજ બદલવાને બન્યું નથી ત્યારે તે રીવાજ પેહેલવેહેલો ચાલેલો જાણવો.

રફતે રફતે આ ચાલ પછી ઠામ ઠામ પસરી વળી અને ગામની તથા લોકની રીતભાત પ્રમાણે તેમાં ફેરફાર થતો ગયો. આપણા સોબતીની સારી ચાલ આપણામાં આવતાં વાર લાગે છે, પણ નઠારી સહજ આવે છે.

ગમે ત્યાંથી એ ચાલ આવી હોય, પણ આટલું તો ખરું જ છે કે, જ્યારે આપણામાં એ ચાલ પૂરવે નહીં, ત્યારે બીજાની દેખાદેખીથી આવી છે. એ ચાલ નુકસાન કરતી છે. તે ઊપરથી માલમ પડે છે કે, એ અણસમજુ લોકની પાસથી આવેલી છે.

હમણાં કુટણું અને કુટણાંની રીત એ તો જરૂરનાં થઈ પડ્યાં છે. પરાણે પણ કુટવું રોવું, પછી પણ કુટવું પેહેલું. હાલની બાયડીઓ, સ્વાભાવિક આક્રંદ

થાય તે શોક થયાની નીશાની નહી, પણ જેમ કુટણું ઉંચા હાથનું ગાજે તેમ શોક વધારે એમ સમજે છે. કુટતી વેળા હાલની બાયડીઓને આ વિચાર આવે છે જે આપણાથી બરાબર કુટાતું હશે કે નહી, આપણને કોઈ મૂરખ તો નહી કહે, આપણે દુઃખીઆરી છૈયે એમ લોક જાણશે ખરા? વગેરે—એ ઉપરથી જોતાં ખુલ્લું જણાય છે કે હાલનું કુટણું લોકને દેખડાવવાનું માત્ર છે.

બીજાં જે અભડવા આવે છે તે સઘળાંઓને કંઈ રોવું આવતું નથી માટે તે ઠેકાણે પોતાનાં મરી ગયેલાંને સંભારે છે ને એ રીતે ન લાવવાની એવી નેહેશ દલગીરીના આવેશમાં મરનારનાં સગાંને બતાવે છે કે તમારે માટે અમે દલગીર છઇએ. કેટલી લબાડી આ! અરે ભાઈ સાહેબ, કેટલીએક બાએડીઓ તો એવી ઉસતાદ હોય છે કે, એક આંખમાંથી આંસુની ધાર ચલાવે છે ને બીજી આંખમાં ઇશક રસ ઝરાવે છે. એ પ્રમાણે ઘણીઓ ઢોંગ કરે છે.

એ ચાલ જરૂરની નથી; માઠી અને ખોટી છે.

જે વાત જરૂરની હોય તે સઘળે જોવામાં આવવી જોઇયે. એ ચાલ ઉપર લખ્યા પ્રમાણે આ દેશમાં સઘળે જોવામાં આવતી નથી. બીજા દેશમાં શોક કરવાની રીતી આપણા જેવી ગાંડી નથી. હીંમત ધરીને કહું છું કે, આપણા જેવી રીતી આખી પૃથ્વીમાં ઘણું કરીને કોઈ ઠેકાણે નથી. માટે આવી રીતે રડવા કુટવાનો આપણાં બૈરાંઓમાંથી શોક દુર થનાર નહી એમ કહેનારાઓને વિચારશૂન્ય જાણવા—શોક કરવાની બીજી ડાહી રીતો ઘણી છે; સબબ સદરહુ ચાલ જરૂરની ન જાણવી—એ ચાલ માઠી એટલા માટે છે કે, એથી ઘણાં ઘણાં નુકસાન થાય છે ને ખોટી એટલા માટે કે મનુષ્ય માત્રની વિવેકબુદ્ધિને તથા શાસ્ત્રોને તથા ઇશ્વરના નિયમોને અનુસરતી નથી.

## બાયડીના શરીરને નુકસાન.

ઇશ્વરે આપણી તનદુરસ્તીને સારૂ અદ્દભુત નિયમો કરી મુકયા છે. પ્રકૃતિ પ્રમાણે ખોરાક માફક આવે છે. સીમ બહાર ગયા કે રોગ ઘર ઘાલે છે. ખોરાકના સત્વાંશ માત્ર શરીરની પુષ્ટિ કરે છે. બાકીના અપકાર કરતા અંશો શરીરનાં ઇંદ્રિયોરૂપી દ્વારે બહાર નીકળી જાય છે. આવી રીતે ક્રિયા બંધ પડે તો આપણે જીવીયે નહીં. જેટલો વિકાર પોતાની મેળે બહાર નીકળી શકે છે, તેના કર્તાં વધારે તેને તાણી કહાડવાથી શરીરમાં ક્ષીણતા આવ્યા વના રહેતી નથી.

ધાતને ઠીજ્યા ઘીનો ગઠ્ઠો સમજવો; એને દલગીરીરૂપી અગ્નિનું બળતું કરીયે તો તે વિધરી જાય છે, બહાર નીકળે છે, ને શરીરની નીકો જે બંધારણસર રહી હોય છે તે ઢીલી પડે છે, એટલે પાછી ધાત જામવી મુશકેલ.

વૈદકશાસ્ત્ર નીચે મુજબ્બ હકીકત બતાવે છે તથા શિક્ષા આપે છે.

કાન અને આંખની વચમાંના ભાગની અંદર (લમણામાં) બે પુક્કા હોય છે. તેમાં લોહીમાંનો પાણીનો ભાગ તથા કેટલાક ખાર જુદા પડે છે. એ ખારું

પાણી આંખ વાટે નીકળે છે તેને આંસુ કહીએ છઇયે. ભય, ગુસ્સો, પ્યાર, શૂર અને શોક વગેરેથી આપણા શરીરમાં લોહીને ફરવાની ગતિમાં ઘણો ફેરફાર થાય છે. એ લોહી જ્યારે એકાએક ઊકળી જાય છે ને વધારે દોડ કરે છે, ત્યારે પેલા ફુક્કાઓમાં ઘણું પાણી જુદું પડે છે ને તેથી ઘણાં આંસુ આવે છે. જે લોહીની ધાત થાત તે ફોકટ પાણી થઇને આંસુરૂપે નીકળી જાય છે. વારુ; આંખને ધોવા તથા સાફ રાખવાને જેટલું પાણી જરૂરનું છે તેના કરતાં વધારે પાણીમાં ડોળાને વધારે ડુબાવી નાંખ્યાથી, આંખને ઘણું નુકસાન થાય છે.– આંખની તેજી ઘટે છે; તે આંધળી, કાંણી, બાડી કે ફુલાંવાળી થાય છે.

કુટવાથી ગેરફાયદા બહુ જ છે. બહારથી તો છાતીએ તથા ઝાંઘે રાતાંચોળ પછી લીલાં છમ અને પછી કાળાં બલ્લક ચાંમઠાં અને હાથમાં આંટણો પડેલાં દેખાય છે–પછાડીઓની ધીંગામસતીથી બાયડીઓ અફળાય છે, કુટાય છે અને સોરાય છે—તેઓને લોહી નીકળે છે, એટલું જ નહીં પણ અંદર તેઓનાં કમળ ઉંધાં થઈ જાય છે. મૂત્રાશયમાં બગાડ થઈ પીશાબ બંધ થાય છે ને તેથી જીવ પણ જાય છે.

છાતીને કુટવાથી તે ઠેકાણે તથા તેની પાસેની જગાએ લોહીના વેહેવાની ગતિ બંધ થાય છે; નશો ચકદાઈ જાય છે. માત્ર છેક ઝીણી નશોમાંથી લોહી મારગ કરે છે ને તે ઠેકાણાનું અસલનું તમામ લોહી ખરાબ થઇ જઈ પાછું શરીરમાં પસરે છે તેથી ગોડ ગુમડાં, સોજા, રસવિકાર વગેરે થાય છે. તે ઠેકાણે લોહીનું આવવું બંધ થયું કે થાનમાં તરત રોગ પેશે છે. ઘણાં ખરાં જનાવરોમાં થાનનાં હવાડાં ભરયાંને ભરયાં રેહે છે, પણ મનુષ્ય બૈરીઓનાં થાનમાં તેમ નથી હોતું.

છોકરું થાને વળગ્યું હોય છે ને જેમ જેમ ધાવવે હોંસ બતાવે છે, તેમ તેમ થાનમાં લોહીનું દુધ થતું જાય છે. બૈરીઓને ઊમળકાના વિચાર પેદા થાય છે, તેની જ સાથે થાનમાં દુધ પેદા થાય છે. એ દુધ બગડવાથી છોકરાં તરત મરી જાય છે.

ગરભવાળી સ્ત્રીયો ઊપર બહારથી ઘણી જાતની અસર થાય છે. ગરભ રેહેતી વખત અને પછી સ્ત્રી, જે સંબંધી ઘણો વિચાર કરે, તે સરખું તે ઘણું કરીને છોકરું જણે. આ બાબતના દાખલા ડાકતરી ગ્રંથોમાં જોવામાં આવે છે. તેઓ જો બાડાને નીહાળે તો બાડો છોકરો જણે; લંગડાને લક્ષ દઇને જોય તો લંગડો જણે—એ સ્ત્રીયોને અને ધાવતાં છોકરાંવાળી સ્ત્રીયોને, એભક તથા રોવા કુટવા વીગેરે શોકની ફાળ ખાધાથી અને બીજા જોસ્સાઓથી ઘણી હાની થાય છે—ગરભવંતીને અધુરે જાય છે ને ધાવતાં છોકરાંવાળી બૈરીઓ છોકરાંને થાને વળગાડે છે કે તેઓને કંપારીના આજાર થાય છે ને તેઓ મરી જાય છે. આવા દાખલા ઘણા બનેલા છે, તેમાંનો એક મને એક દોસ્ત ડાકટરની

કીરપાથી મળેલો છે તે જાહેર કરૂં છું. એક સુથાર અને એક સીપાઈ માંહોમાંહે મારામારી કરતા હતા. એવામાં સુથારની વહુએ જોસ્સામાં આવીને બંનેને મુકાવ્યા, પણ તે જોસ્સાથી તેનું લોહી બગડી ગયું ને તેથી થાનનું દુધ તો ઝેર થઈ ગયું. આમ કરીને છોકરું થાને વળગાડલું કે બેજ ઘુટડા ભરતામાં તે બચ્ચું મરી ગયું. ફક્ત ધાસતીથી આટલું અને આવું થાય છે તો આપણાં આટલાં કુટણાં અને રોવાંથી અને એભકમાં પડી રહ્યાથી છોકરાંની ઘાત ન થાય? ને કદાપી આપણાં એવાં થઈ રહેલાં બૈરાંઓને તથા છોકરાંઓને તરત નુકસાન થયું ન માલમ પડ્યુ તોપણ તે થોડા દહાડાનાં જ સમજવાં—રોગ પેઠો કે પછી કોઈ વેહેલો અને કોઈ મોડો ચિતાશ્રમી થાય છે. આપણાં બૈરાંઓ જે પોતાને તથા છોકરાંઓને હેરાન કરે છે તે કેવાં નિર્દય જાણવાં? કેટલીએક વાયુની પ્રકૃતિવાળી સ્ત્રીયો ફેફરાંના આજારથી મુરછા ખાઈ પડે છે, તે સહુના જોવામાં આવે છે.

પછાડી ખાધેથી પેટમાં અને પેડુમાં ગાંઠ થયેલી એવી મેં ઘણી બાયડીઓ દીઠી છે—જુવાન બાયડીઓ આવું કીધાથી પોતાનાં કુમળાં હાડને ભાગી નાંખે છે. રોતાં કુટતાં નથી આવડતું, એવી છોકરીઓની પાસે પણ જોર જુલમથી પીટાવે છે ને તેની મશકરી કરે છે. ટુંકામાં એ જ કહું છું કે, આંસુથી આંખને નુકસાન કરવું, કુટી પીટીને શરીરમાં રોગ ઘાલવા અને છોકરાંની હત્યા કરવી, એ કેવું નઠારું બાયડીઓ કરે છે! શોક પાળવાની રીતી ફક્ત માણુસને શુષ્ક કરી નાંખી તેનો અંત વેહેલો આણે છે—બાયડીઓ છોકરાં જણે છે, તે રોગી અને ખોડવાળાં હોય છે અથવા થાય છે.

## શોકથી મન ઉપર થતી અસર.

શરીરને અને મનને ઘણો સંબંધ છે. શરીરના રોગથી મન બગડે છે, અને મનનાં દરદથી શરીર ક્ષીણ થાય છે. ને એ બેના બગડવાથી મરણ થાય છે. ભુખ્યા હોઈએછ તો કંઈ કામ કરવું સુજતું નથી—વિચાર કરી શકાતો નથી—મંદવાડમાં બુદ્ધી ઘટે છે—સ્મરણ શક્તિ કમજોર થાય છે. દલગીરી ફીકર અદેખાઈ વગેરે મનના જોસ્સાથી તેની વૃત્તિ ફરી જાય છે ને તેથી શરીરમાં વ્યાધી ઉત્પન્ન થાય છે. શરીરના રોગના ઊપાય સેહેલથી મળી આવે, પણ મનના રોગના ઊપાય મળવા મુશકેલ છે—વિજોગને લીધે ઘણાં સ્ત્રી પુરુષો, માબાપ અને છોકરાં હેરાન થાયછે.—અશક્ય વાતની ઇચ્છા કીધાથી કેટલાએકનો નાશ થાય છે.

સેહેજ શોકના આવેશમાં કણકણા છુટે છે, રુવાં ઊભાં અને પેટમાં હુંતું હુનું થાય છે, તો અતીસે શોકથી શરીર બગડે ને મન ચળી જાય, એમાં શક શો લાવવો?

રોજના શોકને લીધે મુંઆંને જ સંભારવાં કર્યાથી અને મોત અને મરનાર વીશે મનમાં તુરંગો ઊઠાવવાથી, કેટલીએક બાયડીઓ સંસારકામમાં ઘણી

ગાફેલ રેહે છે. તેઓનું ચિત્ત કોઈ કામમાં વળગતું નથી. શોક તેઓનું વ્યસન થઈ પડે છે. તેઓને કોઇનું મ્હો ગમતું નથી ને કોઇને તેઓનું મ્હો ગમતું નથી. છોકરાં છૈયાંની ખબર પણ તેઓ લેતી નથી. તેઓ પોતાની ફરજ સમજતી નથી અને અંતે તેઓ બુદ્ધીક્ષીણ તથા દેહક્ષીણ થઇને મરી પણ જાય છે.

કેટલીએક રોજના સહવાસને લીધે નઠોર અને નફ્ટ બની જાય છે. તેઓ વિવાહમાં જવું અને કાણે જવું સરખું સમજે છે. કેટલીએક કુભારજા ઘરેણું ઘાલીને અભડવા જાય છે, ને કેટલીએક પાછળ ઉભી રહીને મજાક ઠઠ્ઠા કરે છે.

શોકાતુર રહ્યાથી સગાંવહાલાં ઉપરથી પ્રીતી ઉઠી જાય છે. ચીહીડીઆં થવાય છે. દયા અને પરોપકારબુદ્ધિ મંદ થઈ જાય છે. એ દુષ્ટ રોવાકુટવાની ચાલને લીધે નીતિથી ઘણું ઉલટું વરતાય છે. આ લોકમાં જે ધરમો પરમાણે ચાલવું જોઇએ તે પરમાણે ચલાતુ નથી અને પરલોક સંબંધી પણ કંઈ સાધન થતું નથી.

## આસપાસના લોકના ઉપર થતી અસર.

ગુજરાતી નહી એવા બીજા આ દેશના તથા પરદેશના મનુષ્યો આવું રોવું કુટવું જોય છે, ત્યારે પ્રથમ તો તેઓને ધિક્કારના જોસ્સાથી ધ્રુજારી છુટે છે. પાસે જઇને રાજવણ સાંભળે છે તારે શોકાતુર થાય છે. આવી વેળા જો બૈરાં કુટતાં થાકયાં હોય છે ને કોઈ બૈરી શુરભેર બોલી ઉઠે છે, કે 'કુટોરે બાવા, એમ શું કુટોછ.' એ સાંભળીને તો જોનાર ગભરાઈ જાય છે ને વાઇના પીંડવાળાઓને તરત ફેફરાં થઈ આવે છે. જોનાર બૈરાં હોય છે તો તેઓને ઉપર કહેલા આજારો થાય છે. જોનાર બાળક છોકરાં હોય છે તો તેઓનામાં ભય અને શોકના જોસ્સા પેશી જાય છે, જે તેઓને મોટપણે બહુ દમે છે. આસપાસના ડાહ્યા લોકોને આ ચાલનો તો નહી, પણ એ ચાલની સાથે વળગેલા દુર્વિકારના ચેપ અણજાણે વળગે છે. આ રોવાકુટવાના આરડવાં જોઇને અકળામણથી દક્ષિણી લોક બોલે છે કે—ह्या बायकांस वेड लागले कीं काय? પારસી કહે છે કે કેહેવાં જંગલી બૈરાં છે આ? અને અંગ્રેજ લોક 'ઊવાટ પ્સ્ટુપીડ જીપસીસ આર ધેર.' એમ બોલીને તે ઠેકાણેથી સીધારે છે. આ ચાલથી બીજા લોકમાં આપણું પાણી જાય છે અને તેઓનામાં આપણા વીશે નીચે લખેલા વીચારો આવે છે ને તે વીચારો તેમના ઉપર એટલો તો અમલ ચલાવે છે કે આપણા સારા ગુણો વીશે તેઓ પછી લેશ ધ્યાન આપવાના નહી. તેઓ કહે છે કે ગુજરાતી બાયડીઓ ફુએડ, નિરલજ્જ, નિર્દય, અભિમાની, જુઠી, ઢોંગી, વેરવાળી (કેટલાંક કુટણામાં વેર વાળે છે), સ્વારથે અને પરકાજ વિશે આંધળી, અભણેલ, અણસમજુક, અનીતિવાળી અને પાપી છે. ઘરનું માન બૈરાંના ગુણ ઉપર આધાર રાખે છે. બૈરાંથી સુધારો થાય છે. યુરોપ ખંડના લોકો પોતાની વિદ્વાન બૈરીઓની મગરુબી રાખે છે. આપણે આપણા પ્રાચીન બૈરાંનું વખાણ કરવાનું કારણ છે, પણ હાલનાં બૈરાંની આ રીતી વીશે કોઈ

આપણને સવાલ કરે છે, ત્યારે મ્હોં ફીકું કરી આ સવાલના જવાબને આડો અવળો ઉડાવીએ છઇએ. જેઓ આપણી હાલત સુધારવાને બાહેર પડ્યા છે, તેઓ આવું આવું જોઇને પોતાનો ઉદ્યોગ નરમ પાડે છે. જ્યાં બૈરાં જ ઠાવકાં નહી, ને આવી રીતે અનઘડ, ત્યાં સુધારો તે કાંહાંથી આવે. બૈરાંઓનું મન સદૈવ રોવા કુટવામાં જ નિમગ્ન છે. તે તેમાંથી બહાર નીકળ્યા વના સારી શીખામણ તેઓના દીલમાં વસવાની જ નહી. કોઈ પુરુષને સમાચાર કહ્યો હોય કે ફલાણો જુવાન જોધ છોકરો મરી ગયો ને તેની પછવાડે કુટણું જબર ચાલે છે, તો તેના મનમાં મરનાર સંબંધી વિચાર આવે છે, પણ તે સમાચાર તેની બૈરીને કહ્યા હોય તો તે ઉપર લખેલો નહી, પણ જબર કુટણા સંબંધી વિચાર આણે છે અને એભક ખાઈ ગાભરી પડી જાય છે. આપણામાંના જેઓને પરદેશીઓની સારી સોબત છે, તેઓનાં બૈરાં આરડતાં ને પીટતાં દેખાય, ત્યારે તે પરદેશી સ્નેહીઓ, તેઓને તુચ્છ કશ્યા વના કેમ રેહે. તેઓ—પરદેશીઓ—આ રીતથી ત્રાસ પામે છે અને આપણી હાલત ઉપર ઘણો અફસોસ કરે છે.

## આપણી વિવેકબુદ્ધિથી ઉલટું છે.

વિવેકબુદ્ધિ વિચારે છે કે જે જન્મ્યું તે મરવાનું છે. મરણ આપણા હાથમાં નથી—"દોરી સઘળી એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે, જેવો જંત્ર વજાડે જંત્રી તેવો સ્વર નીસરે." ઘણા દિવસના સ્નેહને લીધે તથા આપણા ભવિષ્યના સ્વારથને માટે દરદ તો લાગે, પણ નિરૂપાય વસ્તુનો આવો ઘેલો શોક કરવો, એ કેવળ ફળ વનાનો છે; એટલું જ નહી પણ આવી રીતે શોક કીધાથી તનમનની ખરાબી માત્ર થાય છે. જે વિવેકી મારગે વર્તવાને આપણને ઇશ્વરના સરજાવ્યા છે, તેમાંનું કંઈ બનતું નથી. જન્મ મરણ સહુને જ છે ને એ ઇશ્વરે ઠેરવેલા નિયમ ઉપર નાખુશ થવું, એ પાપનું કારણ છે. સ્મૃતિ અને પુરાણો, એ આપણા મોટા આધાર છે કે જેમાં સાફ લખેલું છે કે રોવા કુટવાથી કલ્પાંત કરવું નહી.

## શાસ્ત્ર તથા પુરાણનાં પ્રમાણો.

આ બાબત ઉપર મનુસ્મૃતિમાં ભીને લુગડે રેહેવાની તથા શોક કરવાની મના કીધી છે અને આંસુ ને વિલાપ એ બેથી મોકળાં રેહેવા સારુ કેટલાએક શ્લોક શોકની વેળાએ ભણવાની સલાહ આપી છે. તેમ, ભગવદ્ગીતામાં પણ શોક ન કરવા વિશે ભગવાન્ આમ કહે છે.

(શ્લોક)

अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।
गतासूनगतासूंश्च नानुशोचंति पंडिताः ॥ १ ॥

અર્થ—અરે અર્જુન! તું જેનો શોક કરવો યોગ્ય નથી તેનો શોક કરે છે અને વળી હું પંડિત છઉં એમ વાદ કરે છે. પણ પંડિત કંઈ મુઆંનો કિંવા, જીવતાનો શોક કરતા નથી.

સંસ્કૃત પંચોપાખ્યાનમાં પણ લખ્યું છે—

(श्लोक)

नष्टं मृतमतिक्रांतं नानुशोचंति पंडिताः ।
पंडितानां च मूर्खाणां विशेषोऽयं यतः स्मृतः ॥ १ ॥

અર્થ—જે વસ્તુનો નાશ થયો, જે માણસ મરી ગયું, જે વાત થઈ ગઈ, તેનો શોક પંડિતજન કરતા નથી. પંડિતમાં અને મૂરખમાં એટલો જ ભેદ.

(श्लोक)

अशोच्यानीह भूतानि यो मूढस्तानि शोचति ।
अदुःखे लभते दुःखं द्वावर्थौ यो निषेवते ॥ १ ॥

અર્થ—સંધા વનાં કોઈ સમયે નાશ પામવાનાં, માટે તેનું દુઃખ કરવું નહી, ને જે મનુષ્ય દુઃખ કરે છે તેને તે વિના બીજો કંઈ લાભ થતો નથી—દુઃખનો જ લાભ થાય છે.

(श्लोक)

श्लेष्माश्रु बांधवैर्मुक्तं प्रेतो भुङ्क्ते यतोऽवशः ।
अतो न रोदितव्यं हि क्रियाः कार्याः स्वशक्तितः ॥

અર્થ—મુઆંની પછવાડે તેનાં સગાં વહાલાં રડી કુટીને આંસુ અને લીટ પાડે છે તે મરનાર પ્રેત ખાય છે; કાંકે તે પોતાને વશ નથી; એ માટે મુઆંની પછવાડે રોવું કુટવું નહી, પણ તે મરનારની ક્રિયા, શકિત પ્રમાણે કરવી.

ગરુડપુરાણમાં પ્રેતકલ્પના અધ્યાય ૬ ઠ્ઠાનો શ્લોક ચોથોઃ—

(श्लोक)

अश्रुपातं न कुर्वीत दत्वा दाघजलांजलिम् ।
श्लेष्माश्रु बांधवैर्मुक्तं तदा प्रेतोऽश्नुते ॥ १ ॥

અર્થ—ચિતા છાંટયા પછી તો આસું ન જ પાડવાં, કેમકે જો મરનારનાં સગાં આંસુ તથા લીટ નાંખે છે તો તે ગંદુ મરનાર ખાય છે—એ જ અધ્યાયમાં આ મતલબના બીજા શ્લોક પાઠા ફેરે બહુ લખ્યા છે. સબબ તે આ ઠેકાણે લખવા હું દુરસ્ત ધારતો નથી.

વળી ત્રિશતના શ્લોક પંદરમામાં કહ્યુ છે—

रोदने एकरात्रं–असपिंडोऽसपिण्डमरणनिमित्ते रोदनाश्रुपाते कृते तन्निमित्तमेकरात्रमाशौचं

तथाच पारस्करवचनम् ।

(श्लोक)

मृतस्य बांधवैः सार्द्धं कृत्वा तु परिदेवनम् ।
(वर्जयेत्तदहोरात्रं दानं श्राद्धादिकर्म च ॥)

**અર્થ**—રુદન કીધાથી સુતક લાગે છે ને સુતક લાગ્યું એટલે નિત્ય કર્મનો લોપ થાય છે ને એ થવાથી ઘણા પાપમાં પડાય છે ને તેમાંથી મુક્ત થવાને ઘણાં પ્રાયશ્ચિત્તો કરવાં પડે છે.

આ ઉપરથી માલમ પડે છે કે, વગર કારણે સુતક લાવવું એ મોટું પાપ છે. માટે વગર સબબે પાપમાં પડવાને અશ્રુપાતથી કલ્પાંત ન કરવું.

વળી હિતોપદેશમાં પણ નીતિ કહી છે કે—

(શ્લોક)

शोकस्थानसहस्राणि भयस्थानशतानि च ।
दिवसे दिवसे मूढमाविशंति न पंडितम् ॥ १ ॥

**અર્થ**—શોકનાં ઠેકાણાં હજારો છે ને ભયનાં સ્થાન સેંકડો છે માટે એવા જો શોક કર્યાં કરીએ તો દહાડે દહાડે મુઢપણું આવે ને ડહાપણ જતું રેહે. મુંઢને શોક નડે છે; પંડિતને નહીં.

ઉપરના પ્રમાણો જોતાં સાફ જણાય છે કે, મુઆ પછવાડે રોવા કુટવાની મના છે.

ગુજરાતીઓ, શાસ્ત્રના અભિમાની છૈયે એમ કેહે છે; પણ જે વાતની શાસ્ત્રમાં મના છે તે તો તેઓ કરે છે ને તે વળી ન કરવાની રીતે કરી ઘણા પાપી થાય છે એ તાજુબ જેવું છે. માટે સમજુક ગૃહસ્થોએ, શાસ્ત્રને માન આપી તેના ખરા અભિમાની થઈ રડવા કુટવાથી શોક ન કરવા વિશે જે શાસ્ત્રો શિખામણ આપે છે, તે સહુએ માનવી.

## સુબોધ.

કોઈ કહેશે કે અસલથી ચાલતી આવેલી નઠારી ચાલ શા માટે કહાડી નાંખવી જોઈએ? આ સવાલનો જવાબ સહુને અનુભવિક છે. જગતનો કોઈ પણ પ્રાણી દુઃખમાં રેહેવાને ઇચ્છતો નથી; સુખ મેળવવાને ફાંફાં મારે છે. કોટયાવધી પુરુષનો સુખ ભોગવવાનો લોભ ઓછો હોતો નથી. ઋષિઓએ દેહ કષ્ટ કરી તપ કીધાં, તે પણ મુક્તિપદ પામવાને અથવા સ્વર્ગમાં નિરંતરનું સુખ ભોગવવાને માટે; અર્થાત્ સહુને સારી વસ્તુ ગમે અને સારું તથા સુખની પ્રાપ્તિ કરવી, એ જ સહુનો ઉદ્દેશ છે.

આપણા ગુજરાતીઓમાં જેટલી ચાલ છે તે સઘળી લાયક છે એવું કેહેવાને કોઈ હિંમત નહી કરે. અસલી રીતને મડાની ગાંઠ જેવો વળગેલો એવો ઘરડો પણ કેહેશે કે કેટલીએક ચાલ નઠારી છે ખરી. તેને કહીએ કે જાણ્યા છતાં તમે નઠારી હાલતમાં કેમ રોહોછો અને બીજાઓને શીખામણ દઈને તે દુઃખદાયક ચાલ કેમ કહાડી નથી નાખતા! તો તે બુઢો કેહેશે, ના—પીછેસે ચલી આઇ, તેમ ચલાવ્યાં કરવું. એમાં કંઇ વધઘટ કરવી નહી. ઘરડાએ જે કીધું

હશે તે ઠીક જ કીધું હશે. આ રીતે તે બુઢ્ઢા સંતોષ રાખીને બેસી રેહેશે, પણ નહિ વિચારે કે ગફલતથી આવેલી કટેવ દમ્યા કરેછે તેને વરજીએ–નીમાળામાં જુ થઈ હોય તેને જાણ્યા છતાં માથામાં રાખી મુકે, એવા કાયર મુરખા દુનિઆમાં થોડા જ મળી આવે છે, પણ ઘરડાઓ તો દુષ્ટ ચાલ રૂપી ચામ જુ કરડ્યાં કરે છે–તેને નીરાંતે કરડવા દેછે.

બીજા વધારે જાણીતા એમ જવાબ દેછે કે, ઘણા દીવસને લીધે તે કટેવ, વડની પડે મૂળ ઘાલી પસરી છે, તેને નિકંદન કરવાની ભારે ખટપટમાં કોણ પડે ને કદાપી એમ કરતાં પડીએ તો અપજસ મેળવી જાન ન ખોઇએ? વાહવા! આપણે જાણીએ કે આ રસ્તે ભો નડે છે, તે છતાં તેણી પાસ જયા કરીએ ને લુટાઇએ, ત્યારે કૃષ્ણાર્પણ કીધું એમ કહીએ એ. કંઇ શાહાણા આદમીનું કામ નહી. રોવા કુટવાની ચાલથી આટલાં નુકસાન ખમીએછ તે જાણ્યામાં છતાં, પડ્યા તો કે નમસ્કાર વળ્યા, એમ બોલવું એ છોકરવાદી છે–સારો મારગ મ્હો આગળ છતાં તે રસ્તે વરતવાની હોંસ ન કરવી અને નઠારામાં જ જીદ કરી પડી રેહેવું, એ ઈશ્વરના નિયમ તોડ્યા બરોબર સમજવું—જે રસ્તે સિંહ, વાઘનો ભો હોય છે, તેણી તરફ નબળાં પશુઓ પણ જતાં નથી; એ જોતાં આપણે જનાવરથી પણ ભુંડાં બનીએ છઇએ. મનુષ્યનું લક્ષણ એ છે કે, કદાપી ગફ્લતથી અને વખતને લીધે કોઈ નઠારી રૂઢી આપણામાં પેઠી હોય તો સારા વખતમાં માલમ પડ્યાથી જેમ બને તેમ તેણે હડસેલી મુકવાનો પ્રયત્ન કરવો. રુડા પ્રયત્નથી માઠા પરિણામ થનાર જ નહી–માબાપ પોતાનાં કલંક છોકરાંને સમારવાને તેઓના નિસાસા લે છે, વખતે બેઅદબી શોસે છે અને દુઃખ પામે છે, તોપણ પોતાની ફરજો બજાવવામાં પાછાં પગલાં કરતાં નથી, તેથી તે જ છોકરાં માબાપ કેહેતાં તે ખરું એમ કહી તેઓને સંભારે છે—તેમ ઓ ઘરડાઓ અને ન્યાતના પટેલો! હમણાં તો લગાર નઠારા કેહેવાશો, પણ જેમ જેમ લોકોને વીતતી જશે તેમ તેમ તેઓ તમારાં વખાણ કરશે—આસપાસના લોકો તો પ્રથમથી સ્તુતિ કરશે અને તમારો અંતરજામી આત્મા પણ ઘણો આનંદ પામશે. વળી પુણ્યનું કામ તેથી મુઆ પછી પ્રભુ તમને ઠેકાણે રાખશે. માટે રોવા કુટવાની આવી નિર્લજ અને નુકસાન કરતી ચાલ તાબડતોબ બંધ પાડો.

અરે ભાઇઓ! આખા જગતમાં એવી એકુ વસ્તુ નથી કે જેના રૂપનું બદલાવું કદી પણ થતું નથી. સંસારની રેંટમાળમાં આપણે પણ એક ઢોંચકા જેવા છઇએ. સહુની વલે તે આપણી વલે—સહુને જ થતું આવ્યું છે ને થયાં કરશે, માટે જે પ્રભુનો કીધેલો નિયમ ચાલ્યો જાય છે, તે ઉપર શોક કરવો નહી. સગાંનાં મરણ થયાથી પ્રભુના ઉપર વેર લાવવું એ ગેરઇનસાફ છે. તે નિષ્પક્ષપાતીએ મરણરૂપી દંડ સહુને જ માટે કીધો છે. તેણે માણસજાતના પ્રાણી ઉપર વિશેષ કૃપા આણી તેને પોતાના સંબંધી કંઇએક ઓળખ આપી

છે. તે ઉપરથી તથા આ જગતની રચના સામું જોયાથી સમજતા પુરુષોને શિખામણ લેવાની છે કે મરણ તો મુકવાતું નથી અને આપણે આ દેહે કંઇ ઉત્તમ કામ બજાવવાને જન્મ્યા છઇએ, માટે તે શું છે તે શોધી કહાડીને તે બજાવવાના ઉપાયો જલદીથી કરવા જોઇએ. કલપાંત કીધાથી તપ ભંગ થાય છે—રાજવણોમાં મરનારથી આ સંસારનાં સુખ પૂરાં ભોગવાયાં નહી એમ ગવાય છે, પણ શાના ભોગવાય? જીવતર ઘણું જ ટુંકું છે.—ભર્તૃહરીના વૈરાગ્ય-શતકમાં શ્લોક છે.

आयुर्वर्षशतं नृणां परिमितं रात्रौ तदर्धं गतं
तस्यार्धस्य परस्य चार्धमपरं बालत्ववृद्धत्वयोः ।
शेषं व्याधिवियोगदुःखसहितं सेवादिभिर्नीयते
जीवे वारितरंगचंचलतरं सौख्यं कुतः प्राणिनाम् ॥ १ ॥

**અર્થ**—માણુસના આયુષ્યની મર્યાદા સો વરસ સુધીની છે, તેમાંથી પચાસ તો રાત્રમાં ગયા, બાકી રહેલા અરધાનું અરધ બાળપણામાં તથા વૃદ્ધાવસ્થામાં ગયું, હવે બાકી જે શેષ રહ્યાં તે રોગ, વિરહ, સંકટ અને બીજાની સેવા વગેરેમાં જાય છે.—માટે, પાણીની લેહેરો પ્રમાણે પરમ ચંચળ એવું જે જીવતર, તેમાં પ્રાણીઓને સુખ ક્યાંહાંથી મળે?!

મુઉં તે તો છુટયું. તેણે આ પ્રપંચી દુનીઆ છોડી અને તે બીજી દુનીઆમાં અખંડ સુખ પામવા ગયું. હવે તેને માટે આપણે શા માટે શોક કરવો? આપણે આપણા દેહનું સાર્થક કરવું, બાકી રહ્યું તે કરવું. વૈરાગ્યના અગણિત દાખલાઓથી જણાય છે કે મુઆં પછવાડે શોક કરવો એ મુરખાઇ છે—અને આપણો અમૂલ્ય વખત મિથ્યા જાય છે. મનુસ્મૃતિમાં લખે છે કે મરણ થાય તે વેળા રોવા કુટવાથી કલપાંત ન કરી પ્રભુની અકળ ગત અને શક્તિને સંભારવાં. આ વાતના શ્લોકોમાંના બે શ્લોકની મતલબ નીચે પ્રમાણે દાખલ કરી છે.

"મનુષ્ય દેહ કેળાંનાં ડીચકાં જેવી, તરત ભાંગી જાય તેવી અને સમુદ્રના ક્ષણભંગુર ફીણ સરખી છે. માટે એવી દેહને જે નિત્ય છે એમ સમજે છે તે મૂરખ જાણવો."

"જે સર્વ નીચાં છે તેઓનો નાશ થાય છે જ, ને જે સઘળાં ઉંચાં છે તે પડે જ છે." વળી,

( શ્લોક )

अहन्यहनि भूतानि गच्छंति च यमालयम् ।
शेषाः स्थावरमिच्छंति किमाश्चर्यमतः परम् ॥ १ ॥

**અર્થ**—રોજ રોજ લોકો જમને મંદીરે જાય છે એ સહુ જોય છે, તોપણ લોકો ન મરવાની ઇચ્છા રાખે છે. હવે એથી તે બીજું શું અજબ જેવું છે?

કવિ સામળ કેહે છે કે—

(છપય.)

કોઇ આજ કોઇ કાલ, કોઇ માસે છ માસે,
કોઇ વરસે દશ બાર, કોઇ પચીસ પચાસે;
કોઇને થાયે સાઠ, કોઇને થાયે હેશી,
જે જાયૂં તે જાય, કોઇ રહે નહી બેશી;
નામ તેટલાનો નાશ છે, ધરમ એવો મન ધારવો,
સામળ કેહે મૂરખ કરે, ગંદી દેહનો ગારવો;

આપણા પ્રખ્યાત ધીરા કવિને વીશે એવું કેહેવાય છે કે જ્યારે તેનો જુવાન છોકરો મરી ગયો ત્યારે શિરસ્તા પ્રમાણે બૈરાંઓએ રાજવીથી ભારે કુટણું ચલાવ્યું. તે તેનાથી ન ખમાયું, માટે જોસ્સો કરી બોલ્યો કે, એમ કલપાંત કીધાથી છોકરો પાછો આવવાનો નથી, માટે કુટતાં બંધ પડો ને છોકરાની અસદ્દગતિ ન કરો. એવું કહીને પોતાની જોડેલી કવિતા ગાઈ બતાવી તથા સઘળી બાયડીઓ પાસે ગવડાવ્યું તે નીચે પ્રમાણે—

(રાજીઓ.)

"કઠણ છુટીરે કળી કાળનીરે, મરણ મોટેરો માર,
એમાંથી કોઈ નવ ઉગરે, કોઇ નરપતિ ને રંકરે,
હેતે હરી રસ પીજીયે, ગુણ ગાઇયે ગોવિંદરે,
શિવજીના તાપને તારવા, ઉરમાં રાખીએ આનંદરે,
જીવો માણીગર બંધવા. ટેક.
જાયા તે જાવાના સહુ, જાસે જણનારરે,
મુઆં તેને તમે શું રુઓ, રોનાર નથી રેહેનારરે;
હેતે હરી રસ પીજીએ. ગુણ૦ ૧
માળી આવ્યોરે ફુલો વેડવા, કળીઓ કરેછે વચારરે;
આજનો દીન રળીઆમણો, કાલે આવશે આપણો કાળરે,
હેતે હરી રસ પીજીએ. ગુણ૦ ૨
કોનાં છોરુ ને કોનાં વાછોરુ, કોનાં મા ને બાપરે,
અંતકાળે જવું પ્રાણી એકલું, સાથે પુણ્ય ને પાપરે;
હેતે હરી રસ પીજીએ. ગુણ૦ ૩
દાસ ધીરો રમે રંગમાં, રમે દિવસ ને રાતરે;
સતગુરુએ મારગ દેખાડીઓ, લીધો સાધુઓનો સાથરે,
હેતે હરી રસ પીજીએ. ગુણ૦ ૪

દેહ દુરલભ છે આપણી, જાતાં લાગે નહી વારરે;
આકડાની તુરની ગોડે ઊડસે, કોઈ મારગડો દેખાડસે,
હેતે હરી રસ પીજીએ. ગુણુ૦ ૫
મારું મારુંરે તમે શું કરો, જાતાં લાગે નહી વારરે;
આશા મેલીને જાતા રહ્યા, મોટા દેવ દૈત રાયરે,
હેતે હરી રસ પીજીએ. ગુણુ૦ ૬"

આપણે દીલાસો દે છે માટે તેને સંઘરીને અતી શોક કરવાનું કહાડી નાખવું. રોવા કુટવાથી મનનું સમાધાન તો કોઈ કાળે થવાનું નહી.

એક પ્રખ્યાત કવિ નીચે પ્રમાણે શીખામણુ દે છે. "જ્યારે હું મરી જાઉં ત્યારે કોઈ શોક કરશો નહી. દુનીઆમાં સહુને જાણુ કરજો કે, હવે હું આ દુષ્ટ જગજાળમાંથી છુટયો. રખે તમને મારે માટે શોક થાય. વાસતે એવું ઇછું છું કે, મને સંભારશો જ નહી. મારા મરવાની સાથે જ તમારી પ્રીતિ મારા ઊપરથી એકદમ ઊતારી નાખજો. કેમકે નહિ તો ડાહ્યા માણુસો તમારો શોક જોઇને તમને હસી કહાડશે."

ગ્રીસ દેશના મોટા વિદ્વાન સોલનને એક દોસ્તદાર હતો. તે હમેશાં દલગીરી ને ઉદાસીમાં જ રેહેતો. બીજા ઘણાએએ બતાવેલા ઊપાયો તેણે કીધા, પણ તેનો શોક જાય નહી. એક દહાડો સોલન પેલાને એક ઉંચી ટેકરી ઊપર લઈ ગયો. ત્યાંથી આસપાસનાં તમામ ઘરોનાં છાપરાં નીચાં દેખાતાં હતાં. સોલન બોલ્યો, "ભાઈ! આ ઘરો જે દહાડાથી બંધાયાં ત્યારથી તે આજસુધીમાં તેમાંના જેટલા બધા લોક મરી ગયેલા છે, મરી જાય છે અને મરી જશે, એ સઘળાનો શોક કેટલો આખો વારુ? આ સઘળાંનો શોક કરવો મુકી દઇને તારા જ શોકને તું રજ્યાં કર. હવે પોતાનાને માટે શોક કરવો અને પારકાંને માટે ન કરવો એ તો ગેરઇનસાફી અને નિર્દયપણું જાણવું. સઘળાં પારકાંનો શોક કરવો તેમાં કદી આરો આવવાનો નહીં. આવું છે વાસતે ચડેલું કપાળ ઊતારી નાખવું અને મુળગો શોક કરવો જ નહીં, એ ઊત્તમ પક્ષ છે, ને આપણાં દુઃખનો આપણે શોક ન કર્યો અને એને સારુ દુનીઆં નઠારું કહીને બબડે તો તેને લેખવવું નહીં એ જ સારી રીત છે. એમ પેલા ઊદાસી પુરુષે વિચારી શોક કરવો છોડી દીધો. એ સોલન મુંગી શિક્ષા ઘણી આપતોઃ—તેને કોઇએ પુછ્યું કે માણસની જીંદગી વીશે તમારો શો વિચાર છે? સોલન કંઈ જ બોલ્યો નહીં, અને ચુપચુપ તેને પ્રદક્ષણા કરીને જતો રહ્યો. આ સોલનનો દાખલો ઘણો અમૂલ્ય છે. માટે સજ્જન પુરુષો અને બૈરાંઓએ શોક કરવો નહીં.

લીંગાયતી તથા બીજી કેટલીએક ન્યાતીના લોક પોતાનાં મુએલાંને વાજતે ગાજતે સ્મશાનમાં લઈ જાય છે તે આવી સમજણ ઊપરથી કે જેવા જનમ વેળા ઓછવ કરીએ છૈયે તેવા મરણુ સમે પણ કરવા જોઇએ. માણસ જ્યાંથી આવ્યું

ત્યાં પાછું ગયું તેમાં વળી રોઈ કુટીને શોક શામાટે કરવો? આ ચાલ આપણી અધમ ચાલથી કેટલે ઉંચે દરજે છે તેનો સજ્જનોએ વિચાર કરવો. હવે ઓછ્વ કરવા વીગેરેની રીતભાત આપણા સ્વભાવથી ઊલટી છે માટે તેમ તો ન કરવું, પણ ઊપલો વિચાર આપણને દિલાસો દે છે, માટે અતિ શોક કરવો માંડી વાળવો.

કબીરજી કેહે છે કે;

(પદ.)

કાલકા અજબ્બ તડાકા બે, તું કયા જાને લડકા બે. ટેક.
નવખી મર ગએ દશખી મર ગએ, મર ગએ સહસ્ર અઠ્યાસી;
તેતીસ કોટી દેવ મર ગએ, પડે કાલકી ફાંસી. કાલ૦ ૧
પીર મર ગએ પેગાંબર મર ગએ, મર ગએ જંદા જોગી;
જતી સતી સંન્યાસી મર ગએ, મર ગએ બૈદન રોગી. કાલ૦ ૨
તીન લોકપર છત્ર બીરાજે, સો લુટા કુંજબીહારી;
કેહત કબીરા સોબી મર ગએ, રઇઅત કોન બીચારી. કાલ૦ ૩

માણસે કોઇના મુઆ પછવાડે શોક કરવો નહી; પણ જીવતર થોડું છે માટે પુણ્યનાં કામો કરીને મોતને સામે થવાને તઈઆર રેહેવું કે પછી તેને કોઈ વાતનું ભય રેહે નહી. એ પ્રકરણ સંબંધી વિદ્વાનોએ જે દાખલા આપેલા છે તેઓની સંખ્યાનો સુમાર કહડાતો જ નથી. આ ગ્રંથ ઘણો લાંબો થઈ જાય, વાસ્તે જેટલી બાબતો, ઉપર લખેલી છે તેટલી જ બસ છે. મરણ વખતે ઘણું ગંભીર રેહેવું જોઇએ—એથી આપણને સારાં કામો કરવાની ચાનક રેહે છે; એ વેળા દોડાદોડ અને ઉતાવળ કરવાની નથી. મરનારને હુસ હુસ કરી બાળી આવવું એ કંઈ સુઘરાઈ કેહેવાતી નથી. તેને ટાઢે પાણીએ નવડાવી ભોંય સાથરી ઉપર નાંખી મુકવું એ નિર્દયતાનું કામ છે. રોવા કુટવા વીશે તો હું ઘણું બોલ્યો છું, માટે એ સંબંધી વારે વારે કેહેતાં શરમાઉં છું; પણ છેલ્લી વારે કહું છું કે એ દુષ્ટ ચાલ, ઓ દેશીઓ! કહાડી નાંખો, શબને ઠાવકી રીતે અવલ મજલે પોહોંચાડો અને મુઆ પછવાડે શોક કરી જીવ બાળી બાળી સંસાર કામ કરવાની બેપરવાઈ ન કરો.

ફરી ફરીને સ્ત્રી પુરુષોને વિનંતી કરું છું કે તમે તમારી મેળે સમજીને આ ચાલ કહાડી નાખો. નહીં તો સરકાર કાયદા કરી કહડાવશે. ઘરમેળે સમજવું એ રુડું કામ છે. જેમ દયાળુ સરકારે રજપુતસ્તાનમાંથી બાળહત્યા કરવાની, સતી થવાની અને સઘળે ઠેકાણેથી હોળીનું તોફાન કરવાની—વગેરેની ચાલ બંધ થવા સંબંધી સકત બંદોબસ્ત કર્યા છે, તેમ આ વાતના પણ કરશે. વાસ્તે ગુજરાતી માહાજને જલદીથી સમજી જઈ ડાહી વાતને કબુલ કરી તેને અમલમાં આણવી. રોવું કુટવું બંધ કરવામાં કંઈ નાણાનું કામ નથી કે તમને પાછાં

પગલાં ભરવાનું મન થાય. આમાં તો ફક્ત જીભ હલાવવાનું કામ છે માટે એ વિશે સહુએ તાકીદ જાણવી.

સરકારને અરજ એટલી કે, જેમ હોળીની ઉજાણીમાં ભુંડું ન બોલવા વિશે તમે સૂચના લખી મોકલી તે પરમાણે આ બાબત પણ રસ્તામાં ઉભા રહીને રાજીઆ ન ગાવા વિશે ગુજરાતી મહાજનને લખી મોકલવું. તમારું કહ્યું તરત તેઓ કબુલ રાખશે. ને પછી જો તેઓ ન માને તો તાબડતોબ તે બાબતસર કાએદા કરી દુઃખ દેતી ચાલને તમે દુર કરાવો.

પુરુષોએ અજ્ઞાન સ્ત્રીયોની બુદ્ધિને હવે વધારે લડાવવી, એ તેમને ઘટતું નથી. કેટલાએક બોલે છે કે અંગ્રેજ લોક બૈરાંના ડબેલ છે, પણ એ વાત પોતાના ઢોઆપણા આગળ લેશ દોષવાળી દેખાતી નથી. બૈરાં વાજબી વાત કેહે અને તે પરમાણે તેઓના સ્વામી ચાલે તે કંઈ તાબેદારી ન કેહેવાય; પણ જેઓ મોટાં અભિમાન રાખી લવે છે કે શું હમે બૈરીના દબેલ રહીશું? તેઓ જ ખરેખર, મુરખ બૈરીઓની તુચ્છ, વેહેમી, કાંટા ભોંકતી અને જીદ્દી કટેવને મુકાવી શકતા નથી;—તેઓનું બૈરાંની આગળ કંઈ જ ચાલતું નથી. પુરુષોએ આ નઠારી ચાલના પરિણામો પોતાના મનમાં સારી પેઠે સમજી પોતાની સ્ત્રીયોને રુડી રીતે સમજાવી, જેમ બને તેમ આ દુષ્ટ ચાલ કાહાડી નાંખવાનો પ્રયત્ન કરવો.

(અર્ધનારાચ.)

સુધારવી પ્રિતે કરી, ઘણી ચળેલ નારી જે;
સદા સુબોધ આપિયે, પ્રસન્ન થાય તેમ જે. ૧

બૈરાંઓએ સારી પેઠે સમજવું કે આપણી બાયડીની જાત છે; સ્ત્રીના ધરમ શા છે, તેઓએ ઘરમાં અને બાહેર કેહેવા વિવેક બતાવવા જોઇએ એ બધું તેઓને જાણવું જરૂરનું છે. બાયડીઓ! તમારી રાજવણો અને પછાડીની રીતથી સુઘડ મંડળમાં તમારી તુલના ઘણી જ હલકી થાય છે. તમે તમારું, તમારાં છોકરાંનું, સંસારનું, દેશનું હિત કંઈ જોતાં નથી. છોકરાંઓનું આચરણ તમારા ઉપર ઘણો આધાર રાખે છે, કઈ કઈ નીતિઓ તમે તમારાં બાળકના મનમાં ઠાંસો છો? કંઈ જ નહીં. પોતે વિદ્વાન હો તો સામાંને ભણાવો કેની? વારુ, કદાપી નીતિ નથી શિખવતાં તો રહ્યું, પણ વળી નઠારા વેહેમોની ધાસ્તી આપી છોકરાંનાં કુમળાં હઈઆં કુવિચારથી ભરી નાખો છો, એ ડાહ્યા ગુર્જરોની સ્ત્રીઓને યોગ્ય નહી માટે સમજીને શોક કરવાની આ નઠારી ચાલ કહાડી નાંખો.

આપણે આ સંસારમાં નાના પ્રકારના નિરપરાધી અને નિર્વિકારી કામો કરી સુખ ભોગવવાને જનમ્યા છૈયે અને વગર સબબે હાથે કરી ખરાબી કરી લઈ દુઃખ પામવાને સરજ્યા નથી. માટે આપણી ફરજોને ન વણસાડી પેલી દુનીઆનાં સુખ પામવાને લાએક થવાની આપણે સઘળાઓએ તજવીજ રાખવી.

(પદ અથવા લાવણી.)

સાને સોચ સળગાવે જીવંડા, ભેદ પામર નવ પાવેરે;
જાણે તારું નરસું થાયે, દાંજ હરીની હિત કરવેરે. ટેક. ૧
મૃતક માટે કલપાંત કરે તું, સ્વાર્થી સમજ સહુ દીસેરે;
ઈશ્વરી ધારણ સમજુક કારણ, ભરાય તેપર કાં રીસેરે. સા૦ ૨
ચડતી પડતીને જગ આધિન છે, મદ રીસ કેમ તું આણેરે;
દેવ દાનવ રાય રંક કરે છે, હાય કલોલ હર ટાણેરે. સા૦ ૩
સાંજ પડે નેવાહાણું વાએ, ફુલ કો ખીલે બીડાએરે;
ઋત ઋતના ફેરફાર હોએ, સુખદુખના તેમ જોએરે. સા૦ ૪
દરએક ઘટ ઘટ નાશને જોએ, જગ આ ઘટમાળ જાણેરે;
એક ભરાએ બીજો ઠલવાએ, શિખામણ ડાહી માનેરે. સા૦ ૫
આવો દેખે નીમ તું ભાઈ, શોક શો કરવો સારોરે;
કો દિન દેવો જરુર જરુર છે, વિચાર એવો મન ધરવોરે. સા૦ ૬
સદાય માયામઝામાં માહાલે, ધર્મ નીતિ ન હીણો માનેરે;
દુઃખનો માર પ્રસંગે મારી, પાધરો કરે કસી તુંનેરે. સા૦ ૭
થએલી વાતે દિલાસો માને, પ્રભુ બ્રહ્મ ગુણ જાણેરે;
આ ભવબંધન લેશ ન પીડે, નર્મદને સુખ આણેરે. સા૦ ૮

(રાજીઓ.)

ઘેલો તજી શોક વિવેક સાજરે, જીવડા ગાનીરે તું બ્રહ્મને. ટેક.
જીવડે ભારી કૂટણાં ગજાવ્યાંરે, હાય લાડા રાજવી મલાવ્યાંરે;
છોડી મરજાદ તે સંસારની, પાછું મુએલું નહી દેખાયરે,
(તું) સહી અતી પીડ મરી જાયરે. ઘેલો૦ ૧
જીવડે એનું પ્રીતમું ઢંઢેળ્યુંરે, આ અચેતું જોઈ શીશ કૂટયુંરે;
ફુંટયું તે કરમ બોલ્યો પોકથી, શોકે આંસુ લાળ લીંટ જાઝરે,
મળો થશે પ્રેતતણાં ખાજરે. ઘેલો૦ ૨
મુકે નીસાસા બહુ મુએલરે, રે તે જમના મારથી પીડાએરે;
કાં તું સગા થાય તેનો વેરીરે, ગાંડું નવ આરડી કૂટાવરે,
ધાને દિલાસો દઈ રુઆવરે. ઘેલો૦ ૩
શોક થકી રોગ ઘરો ઘાલતા, (રે) તનમન રેહ નહીં હાય રે;
ફરે હિણો બાવરો સંસારમાં, નહી પરીવારનો વીચાર રે,
પરદેશી હસેછે બહુ વારરે. ઘેલો૦ ૪
શાસ્ત્ર ને પૂરાણ ના કેહ રે, બુદ્ધી અને મનથી તું ધારરે;
જાય જરુર જવા જાણવા, બ્રહ્મકેરી આજ્ઞા નહી તોડરે,
શોક ઘેલઈ પાપ નહી જોડરે. ઘેલો૦ ૫

વાયુ જેવા છુટતો તે ઝટરે, ભારી ઉતપાત નાશકારીરે;
કાળ તાણે સાંધી તીર જીવરે, બાળ તરણ વૃદ્ધને કવેળરે,
તમા નહી ઝાલશે તે વેહેલરે. ઘેલો૦ ૬
ફુટે સડાસડ તડીત વાંસરે, ઓય વને ભારી ભયો લાગેરે;
રખે દેહે વાંસ ઘુસી મારતો, ઝટોઝટે છુટે કાળ વાંસ ગાંઠરે,
ધટ ધટે પેસે છે સટ્ટ સાંઠરે. ઘેલો૦ ૭
નામ તે તો નાશને આધીનરે, મુઆં તેને રોઈ હવે શું કરે;
કો દી તારે જાવું છે જરૂરરે, મરવું તેને જાણ નીજ હક્કરે,
સુખ દુઃખ સમાન માન તક્કરે. ઘેલો૦ ૮
જાણ નદી નાવના સંજોગરે, ઓય ભેગાં આપણે દિન ચારરે;
માયાકેરી પ્રીત નહી નિત્યરે, સ્વારથે સરી રડે સહુ સંગેરે,
કારજ કરી તાર મણીગર બંધરે. ઘેલો૦ ૯
સમરથ સારા દેવ ને દાનવ્યરે, ઓએ ગયા ઋષી રાવણ રાયરે;
શી ગણતી પામર આપણ પ્રાણીઆ, દેહ આ દુરલભ દીસે રુડીરે,
સંત શોધી વાત છોડ કુડીરે. ઘેલો૦ ૧૦
ન કહે ભવ ભોગ ન ભોગવાયરે, રોઈ કુટી ઘેલડો નવ થાયરે;
મિથ્યા માન શોક ને વીલાપરે, કરે કામ જામ આઠ પુણ્યરે,
ભજન થકી જાય ત્રિવિધ તાપરે. ઘેલો૦ ૧૧

તા૦ ૩૦ મી સપટેંબર સન ૧૮૫૬.

"विवेक, मनुष्यनुं भूषण छे."



## ૬. ગુરુ અને સ્ત્રી.*

### ચામરબંધ દુહો.

તનમન ધનસું સેવિજુ, બ્રહ્મ નામ શ્રી કાંત;
ન ધન ધન ગુન જાનહી, નર નયેન મન કાંન. ૧

**અર્થ**—માણસનાં મન કાન અને આંખ જેના મતલબથી ભરેલા ઘણા ઘણા ગુણો સમજી શકતાં નથી એવો જે શ્રી કાહાન, તેને તન મન ધને કરીને સેવવો.

* એ નિબંધ લખ્યાની અગાઉ તા૦ ૨૭ મી અપરેલ તથા ૧૫ મી આગષ્ટ ૧૮૫૬ ના રાસ્ત ગોફતારમાં આપેલી જાહેર ખબર ઉપરથી "વલ્લભમત;—ગોસાંઇજીઓ;—આગળના ને હમણાના સેવકો" એવિષે મેં નિબંધ લખવા માંડ્યો હતો. પણ તે મુદતસર પૂરો ન થયેથી મેં મારીપાસે રાખી મુકયો હતો. એ જ મતલબનો પણ જુદા નામનો નિબંધ એક શાસ્ત્રી (જેને હું સારીપેઠે ઓળખુંછું) તેણે લખ્યો છે ને તેને ઇનામ મળ્યું છે. એ શાસ્ત્રીના નિબંધને છપાવતાં પેહેલાં કેટલોક ફેરફાર કરવો જરૂરનો માલમ પડ્યો હતો અને શુદ્ધ

## પ્રવેશક.

ધર્મ નીતિનું જ્ઞાન તથા વિદ્યાનું જ્ઞાન એ બે ઉપર હરેક દેશની સુધરાઈ આધાર રાખે છે. તે બે વાતથકી માણસો પોતાની કદર જાણે છે; પોતાના પેદા કરનારને ઓળખે છે; જગતમાં સઘળી ચીજો સંપ સંપીને રહેલી છે એમ જોઇને, પોતે પણ કલેશ ટંટા દૂર કરી સલાહ થકી રેહે છે; દુરાચરણ તથા પાપ કરતાં નથી; વિવેક, પરોપકાર અને ઘણી ઘણી વસ્તુના ભેદો તથા ઉપયોગો જાણી, તેઓને પોતાનાં સુખસંપતની સામગ્રી કરે છે.

અસલના વખતમાં આપણા હિંદુઓ આ બે વાત સારીપઠે સમજતા હતા. તેથકી તેઓની હાલત નામીચી કેહેવાઇ છે. આજ કાલ, એ વાતની આપણામાં ઘણી અછત દેખાય છે; અને તે થોડી ઘણી છે એમ કદાપિ કહિયે તો તેમાં પણ ઘણી જ ખોડ છે એમ કહ્યા વગર પણ ચાલે નહીં. એવું છે વાસતે આપણી હાલત બહુ માઠી થઈ ગઈ છે.

એ દશા પાછી સુધારવાને આપણા લોકોએ સદરહુ બાબતો ઉપર ધ્યાન પોંહોંચાડવું જોઇયે. પણ એ વાત બનવી ઘણું કરીને સ્ત્રીઓ તથા ધર્મના ઉપદેશ કરનાઓને હાથ છે. વારુ; પણ જ્યારે મુરખ સ્ત્રીઓ તથા મુરખ ગુરુઓ પોતાના ધર્મ પોતે જ જાણતાં નથી, ત્યારે તેઓ બોહોળા લોકોમાં શી રીતનો સુધારો કરી શકે? માટે સઘળી વાત આ ઉપર આવી રહી છે કે સ્ત્રીઓએ અને ગુરુઓએ સારો વિદ્યાભ્યાસ કરવો અને પ્રથમ પોતાના ધર્મ પોતે સમજવા.

## નિબંધ લખવાનું કારણ.

આ અગતની બાબત ઉપર લોકોએ નજર દોડાવવી જોઇએ એવું કોઇ રુડા વિચારના પુરુષના હૈયામાં આવેલું, તેથી પરોપકારબુદ્ધિએ તેણે સત્યપ્રકાશની

---

કરવો સ્હેલ પડે માટે આખા નિબંધની પચ્ચીસેક પ્રુફ ગ્યાલીઓ અમેરિકન મિશનમાં છપાવી કહાડી હતી. પણ પછી છપાવવાનું બંધ રહ્યું હતું. એ ગ્યાલીઓમાંથી પણ મેં કેટલુંક લઇને મારા નિબંધમાં પછવાડેથી દાખલ કર્યું હતું ને એ મારો લખેલો નિબંધ મેં મરેઠી કવિચરિત્રના બનાવનારને જોવા આપ્યો હતો, જેને વિશે મહારાજ લાઇબલ કેસમાં બોલાયું છે. એ નિબંધ હાલ ખોવાયો લાગે છે—જડતો નથી, માટે ઘણો દલગીર છું. હોત તો છપાવી કાહાડત. શાસ્ત્રીવાળા નિબંધનો સાર તો 'હિંદુધર્મ કેમ ગુંથાયો' એ નામે છપાઈ સન ૧૮૯૧ માં બહાર પડ્યો છે.

આ ગુરુ અને સ્ત્રી વિશેનો પચાસ રૂપિયા ઇનામનો નિબંધ, મેં ૧૮૫૭ ની ૨૫ મી જાનેવારીના સત્યપ્રકાશની જાહેર ખબર ઉપરથી લખવા માંડયો હતો, તે ૩૧ મી મારચ ૧૮૫૭–સંવત ૧૯૧૩ ના ચૈતર સુદ છઠ્ઠે પૂરો કરી મોકલ્યો હતો. બીજા નિબંધો પણ ગયા હતા, પણ તેમાં ઉપલો ઇનામને લાયકનો ઠરચો તેથી મને રૂપિયા મળ્યા ને નિબંધ સન ૧૮૫૮ સંવત ૧૯૧૪ માં ૮૦૦ નકલમાં છપાઈ પ્રસિદ્ધ થયો હતો. એ નિબંધ નિકળતાં પેહેલાં ને પછી ચાબુકના અધિપતિએ એ વિષે ઘણી ચરચા ચલાવી હતી, જે ઉપરથી ચાબુક ઉપર લાઇબલકેસ પણ ચાલ્યો હતો.

મારફતે નિબંધો તૈયાર કરાવવાને તા૦ ૨૫ મી જાનેવારી સન ૧૮૫૭ એ જાહેરખબર છપાવી છે. તે મુજબ, તે બાબતને લગતા કેટલાએક વિચારો મને સુઝ્યા છે, તે નીચે પ્રમાણે વગર તરફદારીએ જણાવવાની રજા લઉંછું. મારા મનમાં વેરભાવ નથી જ; તેમ સાચી વાત ઢાંકી રાખી મુકવાને મારું મન કહ્યું કરતું નથી. માટે જે હેઠળ લખુંછું તે વાંચતાં સજ્જનોએ ગંભીર સ્વભાવ ધરવો.

## ગુરુના સાધારણ ધર્મ.

વેહેવારમાં હરકોઇ બાબતના શિખવનારને ગુરુ કેહે છે. પણ આ ગ્રંથમાં ગુરુ શબ્દથી, ધર્મ નીતિનું જ્ઞાન આપનારા સમજવા. બીજી સઘળી દેહ કતાં મનુષ્ય દેહ ઉત્તમ છે. એ દેહમાં સરજ્યા વિના સારું નરસું, પુન્ય પાપ, કંઈ સમજાતું નથી અને તેથી મુકિત થતી નથી. વાસ્તે મુકિતરૂપી એવું માણસનું જે કલ્યાણ, તે કરવાનો માર્ગ દેખડાવનારા જે મહંત તેઓનું નામ ગુરુ. ધર્મના ગુરુ એટલે પુરા સંસ્કારી, તમામ સારા આચરણથી ભરેલા અને ઘણું કરીને ઇશ્વરની પાસે બેસનારા સમજવા. ગુરુનાં લક્ષણો શાસ્ત્રમાં બતાવ્યાં છે તેવા પુરા ગુરુઓ તો હાલને સમે જોવા કઠણ. સાપ તથા નાવ જાય છે, તેની પછવાડે સેરડો પડી રેહે છે, તેમ અસલના ગુરુઓનાં લક્ષણોનો લીસોટો હાલના ગુરુઓમાં દેખાવવો જોઇએ! પણ અફસોસ તેપણ કંઈ દેખાતો નથી.

આટલું તો ગુરુઓએ જરૂર જરૂર કરવું જોઇયે જ—કે, તેઓએ વેદશાસ્ત્રનો રુડો અભ્યાસ કરવો; તેમાં લખેલી વાતોની સાચવટથી પોતાની ખાતરનીશાં કરી લેવી; અને તે ઉપર પછી પોતાનો વિશ્વાસ તથા ભાવ બેસાડી ખરા ધર્મના અભિમાનના જોસમાં સાચો ધર્મ, નીતિ, અને આચાર એઓને લોકોમાં ફેલાવવાની રાત દહાડો કાળજી રાખવી. તેઓએ ઈશ્વર જ્ઞાન, અનેક વિદ્યા, સારા વિચાર, ઉંડી પોંહોંચ, ક્ષમા, વૈરાગ, સંતોષ, વિવેક, ઉદારતા અને ગંભીરતાનાં શોભીતાં કવચ (બખતર) પેહેરવાં જોઇએ. કાયાથકી અહંકારને આઘે ખસેડી તેઓએ ઇંદ્રિયોને જીતવી; કુડ કપટ, આશા તૃષ્ણાના ત્યાગ કરવા; પરધન અને પરસ્ત્રી જોઇને બુદ્ધિ બગાડવી નહીં અને કોઈ વાત મરજી પરમાણે ન બનેથી ક્રોધને ઘેર હરગીસ ઉતરવું નહીં. ગુરુઓએ શંકા પુછનારાઓને ખરો રસ્તો બતાવવો, શત્રુ મિત્ર સરખા ગણવા અને કાયા (શરીર), વાચા (બોલવું) અને મનથકી જીવ જતે પણ કોઈ વખત નઠારી કલ્પના ન કરવી; તેઓએ કોઈ પણ રીતનાં મરણને તાબે થવામાં મનમાં આચકો ખાવો નહીં. તેઓએ પ્રભુના યશ ને ગુણ ગાવામાં નિરંતર લત લગાડી તેની આજ્ઞા અને સદ્ગુણો લોકોને ઉપદેશ કરીને સમજાવવાની ધુંદમાં રેહેવું. તેઓએ બીજાને આપવાની શીખામણ પોતે પણ પાળવી.

(દોહરો) મનથી માને મોટપણ, કરી અવરને બોધ;
પોતે ત્યમ વરતે નહીં, ધિક બોધક નહિ શોધ. ૧

## ગુરુના સ્ત્રી પુરુષ સેવકો પ્રતિ ધર્મ.

ઉપર પ્રમાણે લક્ષણના જે સાધુ સંત તેઓને ગુરુ કેહેવા. જે સમે મંત્ર ઉપદેશ લીધો તે વખતથી તો અગત્ય કરીને ગુરુએ પોતાના પુરુષ સ્ત્રી શિષ્યોને પુત્ર પુત્રી પ્રમાણે ગણવાં જોઇએ. જેટલી મર્યાદાથી બાપે છોકરાં જોડે, અને રાજાએ રૈઅત જોડે, તેનાથી વધારે મર્યાદાથી અને વધારે ભારમાં તથા માનમાં ગુરુએ પોતાના સેવકો સાથે વરતવું ઘટે છે. બાપના કર્તાં ગુરુ ઘણીએક રીતે શ્રેષ્ઠ (ઉંચી પદવીનો) છે. તેનાં આપેલાં જ્ઞાનથી સંસારમાં સાવધાનીથી સત્ મારગે ચલાય છે અને ઇશ્વરને ઓછંગે બેસવાની હિંમત ધરાય છે. માટે તેણે પોતાના સેવકો તરફ પવિત્ર નજરથી જોવું જોઇએ. બ્રહ્મવૈવર્ત પુરાણ મધ્યેના કૃષ્ણ જન્મખંડમાંના ૮૩ માં અધ્યાયમાં નંદજીને શ્રીકૃષ્ણ ભગવાન્ કેહે છેઃ

(શ્લોક)—गुरुः पुत्रसमस्नेहं शिष्येषु न करिष्यति ।
लभते ब्रह्महत्यां च भुंक्ते कृत्वा च नाशिषम् ।

**અર્થ**—જે ગુરુ પોતાના સ્ત્રી પુરુષ સેવકોને દીકરી દીકરા પરમાણે ગણતો નથી અને આશીરવાદ દીધાવના તેઓનું આપેલું ધન ભોગવે છે, તો તેવા ગુરુને બ્રહ્મહત્યાનો જે મોટો દોષ કેહેવાય છે તે લાગે છે.

આ જગતમાં કંચન અને કામિની એ બે ભલભલાને ભુરકી નાખે તેવી માયા છે. એઓને જોઇ કોઇ માણસે બુદ્ધિ ફેરવવી નહિ. એવું છે તો પછી ગુરુએ હરગીસ તે બેનામાં લંપટ ન જ થવું જોઇએ, એ વાતમાં શું પુછવું? જે પૂરણ જ્ઞાન પામેલા છે તેને આ ખોટાં દ્રવ્ય અને ખોટી દારા (બૈરી), વગર આધકારે શાસારુ અંગીકાર કરવાં જોઇએ? સાધુને પૈસાનું શું કામ? માટે, ગુરુએ સેવકો પાસેથી પૈસાની ઘણી જ થોડી આશા રાખવી. સેજ વાતમાં કોઇના ઉપર જુલમ કરી (એટલે તેની મરજી ઉપરાંત અથવા ધર્મનું બહાનું બતાવી) ગુરુએ નાણું ન માંગવું. તેણે સેવકને ઘેર કહાવી ન મોકલવું કે આજ હમો તમારે ઘેર પધારવાના છૈયે. જ્યારે ગુરુઓ આમ કરે છે ત્યારે પછી સેવકોને ઘેર હાંલાં અથડાતાં હોય તોપણ તેઓ મોટા ગુરુના સત્કારને માટે દેવું કરે છે તથા આડોશી પાડોશીને શરમમાં નાખે છે. લોભના આવેશમાં પૈસો એકઠો કરવા સારુ ગુરુઓએ અનીતિનાં અને પાપી આચરણોને છુપાવવાં તથા છુપાવવાં દેવાં ન જોઇએ. તેઓએ, પોતે પ્રાયશ્ચિત (કીધેલા પાપથી છુટવાની ક્રિયા) ન કર્યા છતાં કીધાં એમ ન દેખાડવું જોઇએ. તેઓએ ખોટાં પ્રાયશ્ચિત્ત ન કરવાં તથા ન કરાવવા દેવાં જોઇએ. અર્થાત્ એ કે, તેઓએ પોતાનાં નકામા અને અઘટિત ખરચને વાસતે લોભ થકી નાણું ભેગું કરવા માટે તાણીતુસીને અપ્રસિદ્ધ (ખુણામાંના—અઘટિત) શાસ્ત્રાર્થ ન બતાવવા. શાસ્ત્ર દ્રવ્ય મેળવવાને કાજે છે એમ તેઓએ ન જાણવું. તેઓને પોતાનાં ગુજરાન જેટલું તથા મંદિર હોય તો તેના ખરચ સારુ

અને ઉપદેશને અર્થે દ્રવ્ય જોઇએ; બાકી, ફાંકડા લાલજી બનવાને અને અણઘટતા ખરચ ઉડાવવાને ન જોઇએ. નરહર કવિ કહે છે કે;

(કુંડળિઓ.) નરહર બિનતી કહા કરે, જનુનિ સુતા બિખ દેત;
બાડ ખેતકું જો ચુગે, સાધૂ પરધન લેત;
સાધૂ પરધન લેત, નાવ ઘર ત્રિયા જો બોરે;
જો પેરા સો ચોર, પ્રીત પ્રીતમ કર તોરે;
નૃપતિ પ્રજાકું દુખ દેત, કહા સમશેર કર ધર;
સુનહો અકબરશાહ, કહા બિનતિ કરે નરહર. ૧

**અર્થ**—મા થઇને છોકરીને ઝેર આપે; વાડ (સંભાળનાર) ખેતરને (શરણાગતને) નુકસાન કરે; સાધુ થઇને પારકાનું ધન હરણ કરે; નારી થઇને નાવરૂપી જે ઘર તેને ડુબાવે; પેરેદાર થઇને ચોરી કરેઃ પ્રીતમ કહેવડાવીને પ્રીત તોડે; રાજા થઈ રેંકરક્ષક તલવાર હાથમાં ધરી રૈયતને દુઃખ દે તો એથકી વધારે હિણું કરમ બીજું કીયું જાણવું! બીજું કંઇજ નહી. ધર્મના ગુરુ એટલે સેવકોની મા, તેઓની વાડ, તેઓનો સાધુ, તેઓના અંતઃકરણનો સ્નેહી, તેઓની બૈરી, તેઓનો રાજા અને તેઓનો સહુ. આવો ગુરુ, જેને ખોળે સેવકોનાં શિર છે, જેને તાબે સેવકોનાં શરીર અને મન છે, જેના ઊપર સેવકોની આ દુનિયાની અને આવતી દુનિયાંની આબાદાની આધાર રાખે છે તે ગુરુ જ્યારે ગરીબ, ભોળા અને અજ્ઞાન સેવકોને વિશ્વાસઘાત કરી છળે, તો તેના સમાન પાપી કામ બીજું કોઈ પણ નથી.

(શ્લોક)—मित्रद्रोही कृतघ्नश्च तथा विश्वासघातकः ।
त्रयस्ते नरकं यांति यावच्चन्द्रदिवाकरौ ॥ १ ॥

**અર્થ**—મિત્રનો છળ કરનારો, ઊપકાર નહી જાણનારો અને વિશ્વાસઘાત કરનારો એ ત્રણે જણા જાંહાંસુધી સૂર્ય ચંદ્ર છે, તાંહાંસુધી નરકમાં રેહે છે.

સાધુ ઇશ્વિરી જન કેહેવાઇને તેણે સંસારી વિલાસ વૈભવમાં મચ્યાં રેહેવું અને તે વળી અઘટિત રીતે, એ તેઓને મોટી શરમની વાત છે. તેઓએ તો આવી રીતે સમજવું જોઇએ કે,

(શ્લોક)—दानेन पाणिर्न तु कंकणेन श्रोत्रं श्रुतेनैव न कुंडलेन ।
विभाति कायः करुणापराणां परोपकारेण न चंदनेन ॥ १ ॥

**અર્થ**—હાથ, દાન ધર્મ કરવાને આપ્યા છે, કલ્લાં સાંકળાં તથા ફુલનાં ગજરાં ઘાલવાને નહી; કાન આપેલા છે તે હરિગુણ સાંભળવાને, કડકીઆં ને કુંડળો લટકાવવાને નહીં; પારકાના ઊપર દયા અને પરોપકાર કીધાથી કાયા શોભે છે, મળીઆગરા તથા ચંદન કેસરના લેપોથી અને તીલકો કરવાથી નહી.

ગુરુ થઇને તેઓએ ઘરેણાં, લુગડાં, રથ, પાલખી, ઘોડા, હાથી, સિપાઇઓ વગેરે દમામ રાખવા, બાંકા થઈ કુછંદે ભમવાં, ન જવાને ઠેકાણે જવાં, દયાને

ઠેકાણે જુલુમ ગુજારવા એ કંઈ તેઓને ઘટિત નહી. કેશવદાસ નામનો સમર્થ કવિ પંડિત પોતાની રામચંદ્રચંદ્રિકામાં એટલે રામાયણમાં લખે છે કે,

(ભુજંગી.) કૃતઘ્ની કુવાતી પરસ્ત્રીવિહારી, કરો વિપ્ર લોભી ન ધર્માધિકારી.

**અર્થ**—કીધેલા ઉપકારના બદલામાં અપકાર કરનાર, નઠારા છંદમાં પડેલો, પારકાની સ્ત્રી ભોગવનારો, લોભી એવા બ્રાહ્મણને ધર્મનો અધિકારી એટલે ગુરુ ન કરો.

સહુ કોઈએ પારકી સ્ત્રીને મા બેહેન પ્રમાણે જાણવી, તો ગુરુએ પોતે, સહુ સ્ત્રીઓને, રે શિષ્યાણીઓને દીકરી પરમાણે ન ગણવી? જે ગુરુ, સ્ત્રીસેવક ઉપર કનજરે જોય છે, તે ઘણો પાપી ચંડાળ જાણવો. ગુરુ એવાં નીચાં જારકર્મ (છીનાળાં)થી કેટલો પાપી થાય છે તે વાત, એવા કીધેલાં કર્મના પ્રાયશ્ચિત્ત લખેલાં છે તે ઉપરથી માલમ પડે છે. ગુરુ નામ ને પદવી ધરાવતાં પેહેલાં તેઓએ દુષ્ટ કામને ઘણો જ ડાહામવો ઘટારત છે. હાલના ગુરુઓ છીનાળું કરવામાં ઘણા બેહેકી ગયા છે, માટે એ વાત વિશે મેં ઘણા શોધથી ઘણાએક શાસ્ત્રાર્થ એકઠા કીધેલા છે. તે સવિસ્તારથી હેઠલ લખું છું.—

प्रायश्चित्तमयूखे नारदः—

माता मातृ स्वसा श्वश्रूर्मातुलानी पितृस्वसा ॥
पितृव्यसखिशिष्यस्त्री भगिनी तत्सखी स्नुषा ॥ १ ॥
दुहिताचार्यभार्या च सगोत्रा शरणागता ॥
राज्ञी प्रव्रजिता साध्वी धात्री वर्णोत्तमा च या ॥ २ ॥
आसामन्यतमां गच्छन् गुरुतल्पग उच्यते ॥ ३ ॥ इति ॥

माधवीये व्याघ्रः—

आश्रितस्यापि विदुष आहिताग्नेश्च योषितः ॥
आचार्यस्य च राज्ञश्च भार्यां प्रव्राजितां तथा ॥
धात्रीं पुत्रीं च पौत्रीं च सखीं मातुस्तथैव च ॥
पितुः सखीं तथा गत्वा गुरुतल्पव्रतं चरेत् ॥

यत्तु वृद्धयमः—

चांडालीं पुक्कसीं म्लेच्छीं स्नुषां च भगिनीं सखीम् ॥
मातापित्रोः स्वसारं च निक्षिप्तां शरणागताम् ॥ १ ॥
मातुलानीं प्रव्रजितां सगोत्रां नृपयोषितम् ॥
शिष्यभार्यां गुरोर्भार्यां गत्वा चांद्रायणं चरेत् ॥

प्रायश्चित्तम्। हारीतः—

गुरुतल्पगो मृन्मयीं स्त्रीप्रतिकृतिमग्निवर्णां कृत्वा तामालिंग्य मृत्युना पूतो भवति ॥

याज्ञवल्क्यः—

तप्तेऽयःशयने सार्धमायस्या योषिता स्वपेत् ॥

मनुरपि—

स्वयं वा शिश्नवृषणावुत्कृत्याधाय चांजलौ ॥
निर्ऋतिं दिशमातिष्ठेदानिपातादजिह्मगः ॥ इति ॥
आसामन्यतमां गच्छन् गुरुतल्पग उच्यते ॥
शिश्नस्योत्कर्तनात्तत्र नान्यो दंडो विधीयते ॥ इतिदेवलोक्तेः ॥

वसिष्ठः—

चतस्रस्तु परित्याज्याः शिष्यगा गुरुगा च या ॥
पतिघ्नी च विशेषेण जुंगितोपगता च या ॥ इति ॥ जुंगितः प्रतिलोमजः ॥

धर्मप्रवृत्तौ—

छित्त्वा लिंगं वधस्तस्य नासिकायाः स्त्रियस्तथा ॥ इति ॥
शूद्रीं शयनमारोप्य ब्राह्मणो यात्यधोगतिम् ॥
अथ तस्यां प्रसूतस्य निष्कृतिर्न विधीयते ॥

याज्ञवल्क्यः—

तप्तेऽयःशयने सार्धमायस्या योषिता स्वपेत् ॥
गृहीत्वोत्कृष्य वृषणौ निर्ऋत्यां वा त्यजेत्तनुम् ॥ इति ॥

मिताक्षरायाम् । यत्तुबृहद्यमेनोक्तं—

चांडालीं पुल्कसीं म्लेच्छीं स्नुषां च भगिनीं सखीम् ॥
मातापित्रोः स्वसारं च निक्षिप्तां शरणागताम् ॥
मातुलानीं प्रव्राजितां सगोत्रां नृपयोषितम् ॥
शिष्यभार्यां गुरोर्भार्यां गत्वा चांद्रायणं चरेत् ॥ इति ॥

यच्चांगिरोवचनं—

पतितान्यस्त्रियो गत्वा भुक्त्वा वै प्रतिगृह्य च ॥
मासोपवासं कुर्याद्वा चांद्रायणमथापि वा ॥

तदुभयमपि गुरुतल्पादातिदेशविषयेषु कामतः प्रवृत्तस्य रेतःसेकादर्वाङ्निवृत्तौ द्रष्टव्यम् ॥

प्रायश्चित्तमयूखे शंखः—

वैश्यायामवकीर्णो ब्राह्मणः संवत्सरं क्षत्रियायां द्वे वर्षे ब्राह्मण्यां त्रीणि व्रतमनुतिष्ठेत् ॥ इति ॥

अभुक्तागमने आपस्तंबः—

अनन्यपूर्वायां सकृत्सन्निपाते त्रैवार्षिकम् ॥ इत्यादि ॥
मातृगमनं दुहितृगमनं स्नुषागमनमिति पातकानीति विष्णुस्मृतेः ॥

गुरुतल्पगः सवृषणशिश्नमुत्कृत्यांजलावाधाय दक्षिणाभिमुखो गच्छेत यत्रैव प्रतिहतस्तत्रैव तिष्ठेदाप्रलयात् ॥ इति ॥

वासिष्ठस्मृतिः—

जनन्यां च भगिन्यां च स्वसुतायां तथैव च ॥
स्नुषायां गमनं चैव विज्ञेयमतिपातकम् ॥ १ ॥
अतिपातांकिनस्त्वेते प्रविशेयुर्हुताशनम् ॥
नह्यन्या निष्कृतिस्तेषां विद्यते हि कथंचन ॥

इतिकात्यायनस्मृतिः—

एवं हि पारदार्यस्य महान्दोषोऽवगम्यते ॥
किं पुनः शिष्यपत्नीनां निःशंकगमने त्वघम् ॥
न शिष्यपुत्रयोर्भेदो न शिष्याकन्ययोस्तथा॥
न स्नुषाशिष्यपत्न्योश्च धर्मशास्त्रेषु सर्वथा ॥
पदापि युवतीं भिक्षुर्न स्पृशेद्दारवीमपि ॥
स्पृशेत् करीव बध्येत करिण्या अंगसंगतः ॥
तत्सृष्टसृष्टसृष्टेषु कोखंडयति धिःपुमान्? ॥ १ ॥
ऋषिं नारायणमृते योषिन्मय्येव मायया ॥ २ ॥
द्यूतं च मांसं च सुरा च वेश्या प्रपंचचौर्यं परदारसेवा ॥
एतानि सप्त व्यसनानि लोके घोराणि घोरे नरकावहानि ॥

અર્થ—પ્રાયશ્ચિત્તમયૂખમાં નારદ કેહેછે—મા, માસી, સાસુ, મામી, ફોઈ, કાકી, શિષ્યની સ્ત્રી, બેહેન, બેહેનની બેહેનપણી, છોકરાની વહુ, છોકરી, આચાર્યની સ્ત્રી, પોતાના ગોત્રવાળી સ્ત્રી, શરણે આવેલી સ્ત્રી, રાજાની સ્ત્રી, સંન્યાસીની આગલી સ્ત્રી, સતી, જેણે ધવડાવ્યું હોય તે સ્ત્રી, અને ઉત્તમવર્ણની સ્ત્રી અને એવી બીજી સ્ત્રીયોની સાથે સોબત કરનારને ગુરુતલ્પગ કહે છે.

માધવી એ ગ્રંથમાં વ્યાઘ્રપાદ કહે છે કે,—આશ્રિત, પંડિત, અગ્નિહોત્રી, આચાર્ય, રાજા, સંન્યાસી, એટલાની સ્ત્રીઓ, ધવડાવનારી, છોકરી, છોકરાની અથવા છોકરીની છોકરી, માની બેહેનપણી, બાપે જેને બેહેન કહીને બોલાવી હોય તે,—એ સ્ત્રીઓમાંથી કોઈ એકાદિ પ્રતિ ગમન કરનારાને ગુરુતલ્પગ કહે છે.

બૃહદ્યમ કહે છે—ચંડાળણી, અતિ નીચ જાતની સ્ત્રી, મ્લેચ્છની સ્ત્રી, છોકરાની વહુ, બેહેન તથા તેની સખી, માસી, ફોઈ, રક્ષણ કરવા સારુ સોંપેલી સ્ત્રી, શરણાગત સ્ત્રી, મામી, સંન્યાસીની સ્ત્રી, પોતાના ગોત્રની સ્ત્રી, રાજાની સ્ત્રી, શિષ્યની સ્ત્રી, ગુરુની સ્ત્રી, એટલામાંથી કોઇએકની સાથે કોઈ સંગ કરે તો તેને ચાંદ્રાયણવ્રત જે પાંચ પ્રકારનું છે તેમાંનું જે મોટું દોહેલું—અંગીરા ઋષિના કહ્યા પ્રમાણે ગાયનું મુતર પીને ૧ મહિના લગી અપવાસ કરવાનું વ્રત તે કરવું.

આ વ્રત કહેલું છે તે આમ હોય તો ...કે અજાણે પોતાની સ્ત્રીની ભ્રાંતિમાં બીજી સ્ત્રીની જોડે સંગત કરતાં રેત પડવાની ...પહેલાં જો જાણ્યામાં આવ્યું હોય ને તેનો પસ્તાવો થયો હોય તો જ તે વ્રતથી ... શુદ્ધ થાય. બાકી તો ગુરુતલ્પગનું મોટું પાપ છે જ. ...ં.

હરીત ઋષિ કહે છે—ગુરુતલ્પગના પા...પથી મુક્ત (છુટો) થવા સારુ દેહાં-તદંડ પ્રાયશ્ચિત્ત કરવું. મટોડીની પુતળી ...નાવીને તેને અગ્નિમાં લાલચુમ તપાવીને પછી પુરુષે તેને ભેટીને બળી મરવું. એ... જ્ઞાતરીતે બળી મરવાથી તે પાપી શુદ્ધ થાય છે.

યાજ્ઞવલ્કય કહે છે—લોહોડાંનો ખાટલો કરાવી લો... તે બંનેને અગ્નિમાં તપાવીને તે ઉપર તેની સાથે ભેટીને તે ગુરુતલ્પગના પાપથી મુકાય.

મનુ કહે છે—ઉપર લખેલી સ્ત્રીઓમાંથી એકનો પણ... સહિત લિંગ કપાવી તેને પોતાના બે હાથમાં સાહીને પોત... નૈર્ઋત દીશાભણી જાય ત્યારે તે કીધેલાં પાપથી મુકાય. મનુનાં મતને મળતું છે. વસિષ્ઠનું વાક્ય એવું છે કે, શિષ્ય સ... પોતાને મંત્ર ઉપદેશ કરનારા ગુરુની સાથે વ્યભિચાર કરનારી, અને નીચ જાતના પુરુષ અને ઉત્તમ ઉત્તમ જાતની સ્ત્રી... ઉત્પન્ન થયેગ્યો જે પુરુષ, જેને જુંગિત કહે છે, તે જુંગિતની સ્ત્રી, એ ચાર સ્ત્રીઓનો ત્યાગ કરવો.

ધર્મપ્રવૃત્તિ ગ્રંથમાં લખે છે કે—ઉપર લખેલી સ્ત્રીઓનાં... જે રીતે પુરુષના લિંગવૃષણ તે રીતે.

કાત્યાયન સ્મૃતિમાં લખે છે કે—જેટલા અતિ પાપ કરના... અગ્નિમાં પ્રવેશ કીધા વિના બીજે કોઈ પણ પ્રકારે થતી નથી... અતિ પાપ છે માટે તેનું ... એ જ પ્રાયશ્ચિત્ત.

...હોડાંની પુતળી કરાવી
...ગિત પુરુષ બળી મરે તારે

... સંગ કરનારો, વૃષણ
...ના પ્રાણ જતાંસુધી
દેવલ ઋષિનું પણ મત
...થે વ્યભિચાર કરનારી,
...ણીને મારી નાખનારી
...જે એના વ્યભિચારથી
...થે છીનાળું કરનારી

...નાક કાન કાપવાં,

... છે તેની શુદ્ધિ
... ગુરુતલ્પગ એ

...ત્ત થાય છે (...

**શ્લોક**—त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ॥
काम:क्रोधस्तयालोभस्तस्मादेतत्रयं त्यजेत् ॥ १ ॥

**અર્થ**—કામ, ક્રોધ અને લોભ એ ત્રણનો ત્યાગ કરવો. કેમકે એ ત્રણ નાશનાં કારણ છે અને નરકે જવાનાં બારણાં છે.

કેહેવાય છે કે महाजनोयेनगतःसपंथाः । જાંહાંથી મોટા પુરુષો ગયા હોય તેનું નામ મારગ અને ભગવદ્ગીતામાં પણ લખ્યું છે કે,

**શ્લોક**—यद्यदाचरतिश्रेष्ठस्तत्तदेवतरो जनः ॥
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्त्तते ॥ १ ॥

**અર્થ**—જે રીતે મોટા પુરુષો વરતે તે રીતે બીજા ચાલે; ને વાત પણ ખરી છે કે જેવાં આચરણ ગુરુનાં હોય તેવાં આચરણ સેવકોનાં થાય. માટે ગુરુએ પોતાના આચરણ શુદ્ધ છે, એમ બહારથી લોકલાજે દેખાડવું નહી, પણ ખરેખરાં અંતઃકરણથી મન શુદ્ધ કરી તે પ્રમાણે બહાર અને ઘરમાં, શરીર ઉપર ને મનમાં વરતવું જોઇએ. પોથીમાંનાં રીંગણાં એવી રીતની વર્તણુક ગુરુએ હરગીસ રાખવી નહી.

પોતાનાં નિત્ય કર્મથી પરવાર્યા, એટલે ગુરુઓએ તથા તેના આશ્રિત શાસ્ત્રી પુરાણી આદિ લઈ વિદ્વાનોએ ઇશ્વરને ઓળખવાનો મારગ, નીતિના કાયદા, ઇશ્વરના ગુણની કથાઓ, અને બીજી વિદ્યા સંબંધી વાતો આદિ લઈ એવી બાબતોના સેવકોને બોધ આપવા. એમ નહી કે જેટલું પુસ્તકમાં લખ્યું હોય તેટલું જ, પણ જે લખ્યું હોય તેને વિસ્તારીને સેવકોના મનમાં પેસે એવી રીતે સમજાવવું. કબીરપંથી, દાદુપંથી, નાનકપંથી વગેરે કેટલાએક જોગી સાધુઓએ પોતાના સેવકોને માટે તેઓને સમજ પડે તેવી ભાષામાં બ્રહ્મમાર્ગના ગ્રંથો બનાવેલા છે; પણ શંકરાચાર્ય અને વલ્લભાચાર્યની ગાદીએ બેસનારા ગુરુઓએ તેવું કંઇ જ કીધું નથી, ને તેઓ કરતા પણ નથી. ગુરુઓએ દેખાઇતી વિપરીત (ઉલટી) લાગે એવી બાબતો છાલકા અને કાચા મનના શ્રોતાઓને (સાંભળનારાને) સમજાવતી વખતે મોટી સંભાળ રાખવી. મઠ મંદિરમાં ભાષણો જારી રાખવાં; કેટલાએક વિદ્વાનોને લોકની શંકા તોડવાનું કામ સોંપવું અને કેટલાએકને પારકા ધર્મના લોકના ખોટા વાદ રદ કરી આપવાનું સોંપવું. સંસ્કૃત લેખોને ભાષામાં આણવા કે સહુના જાણ્યામાં તરત આવે. ઇશ્વરની આજ્ઞા, આચાર, આચરણ, શાસ્ત્ર પુરાણની વાત, સ્ત્રીપુરુષના ધર્મ, સાંસારિક વર્તણુક અને ઉપયોગી વિદ્યા એ ઉપર ગ્રંથો રચી રચીને લોકના વૃંદમાં ફેંકવા અને તેઓને સમારવા, એ સેવકો તરફ ગુરુઓનું મોટું દેણ છે. એક જ પંથના ગુરુઓએ એકબીજાની અદેખાઈ ન કરવી; પોત પોતા જ ફાએદાને ન જોઈ ધર્મના સધારણ પ્રસારમાં ખરા અંતઃકરણથી સહુ સાધુઓએ અરસપરસ મદદ કરવી. તેઓએ તથા તેઓના

આ વ્રત કહેલું છે તે આમ હોય તો કે અજાણે પોતાની સ્ત્રીની ભ્રાંતિમાં બીજી સ્ત્રીની જોડે સંગત કરતાં રેત પડવાની પહેલાં જો જાણ્યામાં આવ્યું હોય ને તેનો પસ્તાવો થયો હોય તો જ તે વ્રતથી શુદ્ધ થાય. બાકી તો ગુરુતલ્પગનું મોટું પાપ છે જ.

હરીત ઋષિ કહે છે—ગુરુતલ્પગના પા...પથી મુક્ત (છુટો) થવા સારુ દેહાં... તદંડ પ્રાયશ્ચિત્ત કરવું. મટોડીની પુતળી બ...નાવીને તેને અગ્નિમાં લાલઘુમ તપાવીને પછી પુરુષે તેને ભેટીને બળી મરવું. એ...જ્ઞાતરીતે બળી મરવાથી તે પાપી શુદ્ધ થાય છે.

યાજ્ઞવલ્કય કહે છે—લોહોડાંનો ખાટલો કરાવી ...હોડાંની પુતળી કરાવી તે બંનેને અગ્નિમાં તપાવીને તે ઉપર તેની સાથે ભેટીને ...ગિત. પુરુષ બળી મરે તારે તે ગુરુતલ્પગના પાપથી મુકાય.

મનુ કહે છે—ઉપર લખેલી સ્ત્રીઓમાંથી એકનો પણ ...સંગ કરનારો, વૃષણ સહિત લિંગ કપાવી તેને પોતાના બે હાથમાં સાહીને પોત...ના પ્રાણ જતાંસુધી નૈર્‌ઋત દીશાભણી જાય ત્યારે તે કીધેલાં પાપથી મુકાય. દેવલ ઋષિનું પણ મત મનુનાં મતને મળતું છે. વસિષ્ઠનું વાકય એવું છે કે, શિષ્ય સ...ાથે વ્યભિચાર કરનારી, પોતાને મંત્ર ઊપદેશ કરનારા ગુરુની સાથે વ્યભિચાર કરનારી, ...ધણીને મારી નાખનારી અને નીચ જાતના પુરુષ અને ઉત્તમ ઉત્તમ જાતની સ્ત્રી ...એ એના વ્યભિચારથી ઉત્પન્ન થયેલા જે પુરુષ, જેને જુંગિત કેહે છે, તે જુંગિતની ...થે છીનાળું કરનારી સ્ત્રી, એ ચાર સ્ત્રીઓનો ત્યાગ કરવો.

ધર્મપ્રવૃત્તિ ગ્રંથમાં લખે છે કે—ઉપર લખેલી સ્ત્રીઓનાં ...નાક કાન કાપવાં, જે રીતે પુરુષના લિંગવૃષણ તે રીતે.

કાત્યાયન સ્મૃતિમાં લખે છે કે—જેટલા અતિ પાપ કરના...ા છે તેની શુદ્ધિ અગ્નિમાં પ્રવેશ કીધા વ... બીજે કોઈ પણ પ્રકારે થતી નથી ...ર ગુરુતલ્પગ એ અતિ પાપ છે માટે તેનું ... એ જ પ્રાયશ્ચિત્ત.

એ પ્રકારે પારકી સ્ત્રીનો ભ... કીધેથી આવેલા ... ...દ્ધ થાય છે ( ...જેની શુદ્ધિ બીહામણી મોતની સજા વના થત...થી ) તો ...પછી સેવકની સ્ત્રીનો નૈર્‌ઋત્ય નિઃશંક એટલે બેધડક જાણી જોઇને સંગ કરે છે, ...લું પાપ!!!! તે પાપ...ની શુદ્ધિ વિશે કંઈ બોલવાનું છે જ નહીં; અને તે પાપનું વર્ણન પણ થઈ શકતું ન...થી.

શિષ્ય અને પુત્રમાં ભેદ નથી; પુત્રની સ્ત્રી અને શિષ્યની સ્ત્રીમાં ભેદ ...ત-નથી. એ રીતે સર્વશાસ્ત્રનું મત છે. આલોકમાં સાત વ્યસન ઘણાં જ ભુંડાં અને પા...પી છે—જુગાર રમવો, માંસ ખાવું, દારુ પીવો, વેશ્યાને તાંહાં જવું, પ્રપંચ ખેલવે..., ચોરી કરવી અને છીનાળું કરવું. એ વ્યસનો અઘોર અને દુઃખદાયક નરકમાં લ...ઈ જાય છે. વળી ભગવદ્દ ગીતામાં લખે છે:—

**અર્થ**—કામ વિકાર, દામ વિકાર, અને માહારું તાહારું એ તજીને ભગવાનને ભજવા તરફ લક્ષ રાખે છે, ને જાણે છે કે સહનશીલતાના માર્ગમાં જ અથવા સામવેદના ગાનમાં જ સુખ છે અને જેના મનનો મરમ હંમેશ પ્રભુનું નામ જ છે તો તેવા સાધુને સદ્‌ગુરુ કેહેવા. બાકી, એવા ન હોય તો પાપનો ભાર વેહેવાને પોઠી, ઊંટ, ખચ્ચર સરજ્યા હોય તેવા જાણવા.

## વલ્લભકુળનાં આચરણ વિષે.

જે મહાપરુષો થઈ ગયા છે તેમાં વલ્લભાચાર્ય પોતે, વિઠ્ઠલનાથજી અથવા ગોંસાઇજી મહારાજ અને તેના સાત છોકરાઓ એઓનાં કેટલાંએક આચરણો ઘણાં જ વખાણ કરવા જોગ છે. એઓ પછી જે થતા ગયા તે ઉતરતા ગુણના હતા. જેમ જેમ વંશની વૃદ્ધિ થતી ગઈ તેમ તેમ વંશજોમાં હિણા ગુણો આવતા ગયા છે એમ માલમ પડે છે. આજના તો નવગજના નમસ્કાર કરવાને, (દુર કરવાને) લાએક છે. પ્રથમના મહારાજોની વર્તણુકમાં અને હમણાનાઓની વર્તણુકમાં આસમાન જમીનનું અંતર દેખાય છે. આહાહા! પૂર્વના ગુરુઓની વિદ્યા શી! તેઓની સાદાઇ કેટલી!! અને તેઓના ઉદ્યોગ શા!!!

વલ્લભાચાર્ય મોટા વિચિક્ષણ, વિદ્યાસંપન્ન, ઉદ્યોગી અને યુકિતવાળા હતા. નાહાનપણમાં તેઓએ પરાક્રમ બતાવ્યું હતું. થોડાં જ વરસમાં વેદશાસ્ત્રસંપન્ન થઇને પૃથ્વી પ્રદક્ષિણા (?) કરવા નિકળ્યા. આચારજીએ, વિદ્યાનગરમાં સભા જીતી તારે તાંહાંના રાજા કૃષ્ણદેવે સરપાવ આપવા માંડ્યો, તે વખત જે એતમાંથી તેઓએ નજરાણું લેવાની નાપાડી, તે વાત પણ આપણા ખ્યાલમાં સારી લેવી જોઇએ. સાધુ પુરુષને ધનનું શું કામ છે, એ તેઓનો જવાબ હતો. પણ તે રાજાનો ઘણો આગ્રહ જોઇને તેમને થાડુંક દ્રવ્ય લેવું પડયું હતું. એ આચારજીને બીજા પંથવાળાઓએ પોતાના મત તરફ ખેંચી લેવાનું ઘણુંએ કીધું, પણ તેના દૃઢ નિશ્ચયથી કોઇ તેના મનને ચળાવી શકયું નહી. કાંહાં દક્ષણદેશ ને કાંહાં ગ્વાલિયર, ગોકુળ, મથુરાં, કાશી, બદ્રીકેદાર અને જગન્નાથ? આ દેશમાં જાતરાનાં જે મુખ્ય ઠેકાણાં તાંહાં પોતે થોડાએક સેવકો સાથે પ્રવાસ કીધો અને શિવમારગી આદી લઇ બીજા ઘણાએક પંથવાળાઓના સમરથ વાદ કરનારાઓની સાંમે પોતાના મતને ખરું છે એવું સિદ્ધ કરી આપ્યું. તેઓએ ઘણીએક રીતનાં દુ:ખો સહન કરી પોતાનાં મતના ઘણેએક ઠેકાણે ફેલાવો કર્યો. આટલા ઉદ્યોગમાં ગ્રંથો રચવાનું જે અઘરું કામ તે પણ તેઓ કરયા વગર રહ્યા નહીં. જગાએ જગાએ એ આચારજી ભાષણો કરતા, સભામાં વાદ કરતા અને વૈષ્ણવ મારગ ખરો છે એવું લોકોને જ્ઞાન આપતા. વાંચનારાઓએ વિચારવું કે, એક પાસથી સામાની તકરારને રદ કરવી, એક પાસથી નવી જુકતીઓથી પોતાની વાતને લોકો તરત માને એવી રીતે તૈયાર કરી મુકવી અને એક પાસથી પોતાના કહાડેલા નવા પંથની રીતભાત સંપ્રદાયના ધાટો ઘડ્યા કરવા, એ કામો કંઇ

રેહેવું નહીં. દેશાટન કરીને, ટાહાડ તડકા સહન
તાં રેહેવું. સ્ત્રીસેવકોને દેવદર્શન કરાવવાસારુ તથા
સારુ સારી તજવીજ રાખવી કે કોઈ વાતે
ણ બેમર્યાદ થવાય નહી. ગુરુઓએ સ્ત્રી જાતી
મના ઉપર ઉગતી પ્રજા આધાર રાખે છે. તેઓને
ાવવી કે તેઓ પોતાનાં છોકરાંઓમાં તેવાં બીજ
ઓ પોતાના સેવકોને કોઈ પણ રીતનો સુબોધ
અંદરથી બોધ કરે છે; અને પોતે મોજ
છે. બોધ કરવા સંબંધી કેટલીએક
માં જોવામાં આવે છે; વાસતે,
પદેશ કરવાની ટેવ તો જરુર
સ્થ સેવકોની સાહેતાથી
ી આપવી. ગુરુ જો
રે મારગે વળે એતું પોતે
રુનાં પોતાના પાપમાં ભેગાં
સુસ્મૃતિમાં લખે છે.

૨૫૦

નાહાનાં સુનાં સમજવાં નહીં.
મૂર્ખ મહારાજોના મનમાં કદી

વિઠ્ઠલનાથજી જે વલ્લભાચાર્યના
હતા. તેઓ નાહાની ઉમરમાં વેદ શા
કરવાને બહાર પડ્યા હતા. તે વખત કાશી
આસ્થા હતી, માટે તેમાંથી કેટલાએકને ખસેડવાને
તે જગાએ નાના પ્રકારના વાદવિવાદમાં કેટલાએ
લોકોમાંના કેટલાએકને પોતાના મતમાં લઇને, તીર્થ જાતે
ઉપદેશ કરવાનું તેમણે જારી રાખ્યું. તેઓએ પણ આ
વિચારની સારી સમજ આપી અને કેટલીએક વાત
નાથજીએ કેટલાએક નવા નવા ગ્રંથો બનાવેલા છે
કરેલાં છે.

એ ગોંસાઇને સાત છોકરા થયા. તે સાતે જ ॥
તેમાં ચોથા છોકરા ગોકળનાથજી ઘણા પરાક્રમી નિકળ ॥ ૧ ॥
બાકીના છમાં ઘણો જ સંપ હતો. તેઓ એકમેક રાજાએ કીધેલું પાપ તેના
પણ હળીમળીને કામ કરતા હતા. એ સાત જ છે અને શિષ્ય પાપ કરે
હતો. તેઓએ એક વખત વિચાર કીધો કે, આપણ
છે તે તપાસી કહાડવી. આવા વિચાર ઉપરથી તેઓએ ી; રાજા પાપ ન કરે માટે
ને ખાતરી કરી લીધી તેમાં કેટલીએક વાત સુધારી. કરે માટે તેના વરે તેને
આપવાનું જારી રાખ્યું હતું. ઓએ સુબોધ આપવો.

એઓ પછીના જે થતા ગયા ને થતા જાય છે, તે રું કીધું તો તેનું સવાયું
થોડા) વિદ્યાનું વ્યસન હતું ને હોય છે, પણ તેઓ કોઈ ક પક્ષ ને થોડું સારું
તથા પડતા જોયામાં તથા જોવામાં આવ્યા તથા આવતા તો ખમી જવું એ
સંબંધી કંઇ લખવાનું છે જ નહીં. પણ હમણાના મહારાજોને ઉઠવું એ કનિષ્ઠ
પોતાની નઠારી વર્તણુકથી એવો તો જણાઇ પડ્યો છે કે કંઇ સારમાં વર્તવું.
ઠેકાણે ઠેકાણે એઓની ચરચા ચાલે છે—એક તો આચારજીનો બીક ટુંકામાં
ઉપર રચાયલો છે તે પાયો ઘણો નબળો છે તેમ તેને નિભાવવાને હાલનો
રૂપી સારું ટેકણ પણ નથી. વળી સુધરાઇ તો તે નબળા પાયાને ખોદવે
માટે મને બીહીક લાગે છે કે, હાલના મહારાજો પોતાનો ધંધો સાચવવાની
નહીં કરે તો થોડા દિવસમાં વલ્લભમતનો અસ્ત થશે ને મહારાજોને પેટ
રઝળવું પડશે. (કેટલાએક ખરેખર રઝળે જ છે.)

કંઇ જ શક નહીં કે અસલના મહારાજો ઘણા કાબેલ, મરદાની જુવાન
ઊંચેલી બુદ્ધી હતા. તેઓ પોતાના મનનું જોર વિદ્વાન અને લોકને દેખાડતા
મણાના મહારાજો મૂર્ખ ને જનાની છે, જેઓ પોતાના શરીરનાં ગધાબળ
બૈરાંને બતાવે છે.

અર્થ—કામ વિકાર, દામ વિકાર, અને માચરણ.

વાનને ભજવા તરફ લક્ષ રાખે છે, ને જાણે સતે ચાલતા હશે. તેઓની મોટી
અથવા સામવેદના ગાનમાં જ સુખ છે એવાનીઆ લાલો તો બહુ બાંકેલાલ
નામ જ છે તો તેવા સાધુને સદ્દગુરુ કે બાપદાદાનાં નામને બટો લગાડે છે.
ભાર વેહેવાને પોઠી, ઊંટ, ખચ્ચરના જે મોટાં અંગ તેને કાપી નાખ્યાથી પાએ-
વલ્લભ? પોતાનો કાળ ધિક્કારવા જેવી રીતે કહાડે છે.

જે મહાપરુષો થ ... કરે છે ને તે બોજો તેઓને માથે નથી તે છતાં
ગોસાઇજી મહારાજ ર તા નથી. તેઓ સારી પઠે સુગંધવાળા મોગરેલ અત્તર
ઘણાં જ વખાણ કરવા જો ી, સ્નાન કરી, પીતાંબર પેહેરી, લાંબી ચોટલી છુટી
હતા. જેમ જેમ વંશની ૃ છતાં કે દરશનની વખતે ગોખમાં અથવા ચોકમાં
ગયા છે એમ માલમ પડુ સેવકોને નીહાળે છે. જેઓને નાણાંની ભીડ હોય છે
(દુર કરવાને) લાએક છે. એકને પસંદ કરીને બોલાવે છે. બાકી, ઘણું કરીને
વર્તણુકમાં આસમાન જમી સ્ત્રીઓને જ તાકે છે તથા તેઓને માટે તલપે છે.
વિદ્યા શી! તેઓની સાદાઇ નાં દરશન શ્રદ્ધાથી કરે છે, પણ પેલા ગુરુઓ તો
વલ્લભાચાર્ય મોટા દિ રી બુદ્ધિથી કરે છે. સેવકો પણ આંધળાના ટોળાની
નાહાનપણમાં તેઓએ પ ઓનાં આચરણ નઠારાં છતાં, પુરણ પુરુષોત્તમ માની
થઇને પૃથ્વી પ્રદક્ષિણા કહે છે, કે આ વખતમાં વસુદેવના પુત્ર વાસુદેવ એટલે
જીતી તારે તાંહાંના રાજ ી ભકિત કરનારા વૈષ્ણવ થોડા છે; પણ વાસુદેવનો
તેઓએ નજરાણું લેવ લે કામ તેની ભકિત કરનારા વૈષ્ણવો ઘણા જ નજરે
જોઇએ. સાધુ પુરુષ
રાજાનો ઘણો આગ્ર વા विरलाः संति वसुदेवसुते रताः ।
બીજા પંથવાળાએ ष्णवा बहवः संति वासुदेवसुते रताः ॥ १ ॥
૬૯ નિશ્ચયથી ક
ગ્વાલિયર, ગો હારાજો, દરશન ખુલ્યાં ને લોકનો જમાવડો થયો એટલે વેહેલા
જે મુખ્ય ઠે ની બહાર પડતી પથારીમાં બેસે છે અને નેનની અદાથી અથવા
આદી લઇ કામને સારુ રાખેલા માણસો હસ્તક ધારેલીને બોલાવી લે છે તથા
પોતાના બદકામ કરે છે. સુરતમાં એક વખત કોઈ ઉમરે ન આવેલી એવી
દુઃખો કોઈ મહારાજે ગધાબળ વાપરીને તોડી નાખી હતી, તેથી તે મરણતુલ
ઉદ્યો હતી. એવી જ ત્રાસદાયક વાત માંડવીમાં બનેલી છે, તેથી તે દેશનો રાજા
જગ તેની અજા (ભાંટીઆ માત્ર) કોઈ અજાણ્યું નથી. એવું ઘણે ઠેકાણે બન્યું
મા એ જુલમ તે કેવો! એ છીનાળું તે કેવું! એ ગુરુ તે કેવા! રે એ પાપ તે
પ ! એવું એવું વધારે લખવાને મને શરમ લાગે છે. એવા સ્ત્રીનાં છંદમાં હમ-
ના ઘણાખરા મહારાજો ઘણા આંધળા થઈ ગયા છે. તેઓ વ્યસને અંધ,
કામે અંધ અને નાદે અંધ થયા છે.

તેઓનો શાસ્ત્ર નીતિ વિરુદ્ધ મોટો અને પેહેલો ઉદ્યોગ તે તે જ; બીજો, લોકને ધુતવાનો; ત્રીજો, ગાયન પ્રકરણ, શૃંગારની કવિતા, નાટક, અલંકાર, કામશાસ્ત્રના ગ્રંથો શિખવાનો, એવી મતલબથી કે પાછો તેનો ઉપયોગ પારકાની સ્ત્રી ભોગવવાનાં કામમાં આવે; ચોથો ઉદ્યમ એ કે, તરેહ તરેહવાર કેફી વસ્તુઓ ખાઇને, આળસુ થઈ પડી રેહેવું ને સ્ત્રી દીઠી કે તે શીકાર પકડવાને શુરાં થવું; પાંચમો ઉદ્યોગ એ કે ગાડી ઘોડે બેસવાં, નાચરંગ જોવા, નાટકો અને રાંડોને ઘેર જવાં અને મોજ શોખ કરવી; છઠ્ઠો એ કે, એક મંદિરના અધિકારીએ બીજાનું તદ્દન સત્યાનાશ ઇચ્છવું, ને માંહોમાંહે કુસંપ વધારવો; સાતમો એ કે, સેવકોના ખાનગી કજીઆ પોતે પંચ થઈ ચુકવવા, ન હોય તો કરાવવા અને તેમાંથી દાદસલીની વાતમાં છે તે પરમાણે વાંદરાની પઠે ઇનસાફ ચુકવી પોતાનાં ગજવાં ભરવાં; અને તેઓનો આઠમો ઉદ્યોગ એ કે, ઓછવ, અણકુટ, વારપરવણીના લાભ લઇ નાનાં પ્રકારનાં ભોજન કરવાં ને સેવકો પાસે કરાવવાં, નાના પ્રકારની લીલાઓ કરવી, રસમંડળીના સંપ્રદાય કહાડવા અને શ્રીકૃષ્ણ અને અમારામાં કંઇ જ ભેદ નથી, એમ સેવકો પાસે મનાવવું.

આવાં આચરણ જોઇને કિયા સમજુકના મનમાં આવશે કે તેઓ ધર્મ ઉપદેશકની ગાદીએ બેસવાને લાયક છે? તેઓ શાસ્ત્રથી બીહીતા નથી અને તેઓ લોકથી પણ બીહીતા નથી. સાધારણ પુરુષો બનેછ તેટલી નીતિ પાળે છે, અને લોકથી બીહે છે; પણ આ નફ્ફરાં સાંડો તો તદ્દન તેને ઓાળે પણ ઉભા રેહેતા નથી. ગુરુઓએ અસંખ્ય પાપ કર્યાં કરવાં અને અજ્ઞાન લોકોએ વિકારવાળા ગુરુઓ ઉપર ભાવ રાખવો, એવી વાત વૈષ્ણવોમાં ચાલે છે તે જોઇને સમજુક માણસના હૈયામાં તીર વાગે છે.

જેમ ચાતક પંખી પાણીને માટે બાવરો હોય છે, તેમ હમણાના ભુખડું મહારાજો પૈસાને માટે ચોતરફ ફાંફાં મારે છે. રે કેટલાક એવા તો ભુખડું છે કે, રસોઈની સામગરીને સારુ દરરોજ પોતાના સેવકો પાસે ભીખ મંગાવે છે. જે સેવકો ખીસાંના તર છે તેઓને મહારાજો બોલાવે છે, પાનના બીડાં અને પરસાદી મોકલે છે, અને પોતાની સોડમાં બેસાડે છે. જાંહાંસુધી સેવક તાજો હોય છે, તાંહાં સુધી તેને માન આપે છે ને તેજ પછી કંગાલ થયો કે તેના મોંડાં સામું પણ ગોંસાઇજી જોતા નથી, ઉલટો ધક્કો મરાવીને કહડાવી મુકે છે. ગોંસાઇના માથાનો એક અખો નીકળ્યો કે તેણે લોકમાં સાખી પ્રવરતાવી.

ગુરુ કીધો મેં ગોકુળનાથ, ઘરડા બળદને ઘાલી નાથ;
ધન હરે ધોકો નવ હરે, એવો ગુરુ કલ્યાણ શું કરે. ૧

વળી કીસનબાવની નામના ગ્રંથમાં લખ્યું છે કે,

(કવિત)

યહ પ્રભુ તાકો જો, કિસન પ્રભુ તાકો ત્યાગે;
છાંડી ના ખિભુતી તો, બિભુતી કહા ધારીહે;

જોં લોં ભગ તજી નાહીં, તોંલોં ભગતજી નાહીં;
કાહેકો ગુંસાઈ જો, સાંઇસો ન યારી હે;
કાહે કો બીરાહમન, જાકો હે બીરાહ મન;
કહા પીર જોપેં પર, પીર ન બીચારી હે;
કેસો વહ જોગી જન, જાકો ન બીજોગી મન;
આસનહી મારી જાન્યો, આસ નહીં મારી હે. ૧

**અર્થ:**—કીસન કવિ કેહે છે કે જે સંસારની મોટાઈ છોડે તેનો ભગવાન છે, એટલે જે સંસારમાં હું હું (રભું ભું) કરતો ફરે છે, તે ઈશ્વરને ગમતો નથી; જેણે સંસારની સુખ સદ્બુદ્ધી છોડી નહી ને લોકને દેખડાવવાને રાખ્ય ચોળી તો તે શા કામનું; જાંહાંસુધી જેણે ભગ એટલે પારકી સ્ત્રી છોડી નથી, તાંહાં સુધી કંઇ તે ભગતજી થતો નથી; જેણે ઈશ્વર સાથે પ્રીતિ ન કીધી તે ગોંસાઇ સેનો; જેનું મન કામની પીડાથી દુઃખી તે બ્રાહ્મણ શેનો; જેણે પારકાનું દુઃખ ન વિચાર્યું તો તે પીર શેનો; જેનું મન સંસારથી છુટેલું નથી તે જોગી શેનો; જેણે આશાને તો મારી નથી ને જે જોગના આસન તો વાળી જાણે છે.

અસલના ગુરુઓ જાતરા અને ઉપદેશને માટે પરદેશ કરતા, પણ હમણાના જાતરાનું નામ ને સેવકોને ધુતવાનું કામ અને ગામ ગામનાં ઐરાં જોવાનું કામ એને અર્થે બહાર ભમે છે—જાંહાં જાય તાંહાં તેઓના સેવકો મોટા ઠાઠથી ગામમાં પધરાવી લાવી, હજારો રૂપીઆની ભેટ કરે છે. કદાપી સેવકો પાસે પુરતું નાણું નથી હોતું તો સીફારસ કરાવીને શરમમાં નાખીને પૂરણ ધુતારાની વિદ્યા (ખરેખરા તૈલંગા જ છે કેની) અમલમાં આણીને તેઓ પોતાનું કામ કહાડી લે છે. ગુરુઓ શિષ્યને તારવાને માટે છતાં, તેમ ન કરી તેઓને ગરદન મારે છે. તેઓના મનમાં દયા તો છે જ નહી. આવી રીતે નાણું ભેગુ કરી તેનો ઘટતો ઉપયોગ કરતા હોય તો કંઈ સારું; પણ તેઓ ખાનપાનાદિકમાં, દમામ ને ભભકા રાખવામાં, અને ઐરીઓ બગાડવામાં ખરચે છે. તેઓ નાણાને ઉપદેશના કામમાં લગાર નાખતા નથી. સેવાનું નામ ને વિલાસનું કામ. આ પ્રપંચ, આ આચરણ, આ મીજાઝ, આ પાપથકી તેઓ કીએ દીવસે છુટશે? ઓ બાળકીસનજી! મારી વિનતી સાંભળીને વલ્લભકુળના બાળકોની મતિ સુધારી રાહે વેહેલી આણ. હમણાના મહારાજોને પોતાનો સારો ધંધો ગમતો નથી; તેઓ શાસ્ત્રની આજ્ઞા તોડીને નઠારે મારગે જુલુમથી હજારોની આંતરડી કળકળાવી દ્રવ્ય સંગ્રહ કરે છે અને તે દ્રવ્યથી વેપાર કરે છે ને વ્યાજ ખાવાની સકત મના છતાં વ્યાજ ખાય છે. તેઓ લોકો જોડે લેણદેણ રાખે છે ને તે થકી વેળાએ કજીઆના ચુકાદાને માટે સરકાર દરબાર જોડે પ્રસંગ પાડે છે. ત્યાં તેઓ લગાર કંઈ ટેં ટેં કરવા જાય છે કે, સરકાર અને સુધા લોકો, જેઓ અનીતિના શત્રુ છે તેઓ તે ઉપાધિઓની ફજેતી ફજેતી ઉડાવી નાખે છે.

સમજવાર સેવકોને આ ચાલ જોઇને ત્રાસ ઉપજે છે. તેઓથી ગુરુના દોષ, જાત ન્યાતના દોરને લીધે એકદમ ખુલ્લા પડાતા નથી. પણ તેઓ ખાનગી રીતે તેઓના આચરણને સુધારવાને માટે કોશેસ કરે છે. તેઓ સમજે છે કે, ગુરુ થઇને આવાં કરમ કરે છે એ ઘણું હીણું છે. તેઓ સાફ કહે છે કે, ગુરુ છોને ખાડામાં પડતા, હમે લગાર પણ નહીં પડીએ. બ્રાહ્મણ થઇને ખુન કરે પછી તેનામાં બ્રાહ્મણપણું શેનું રહ્યું? તેમ ગુરુ થઇને નીચ કર્મો કરે, ત્યારે તે ગુરુ જ શેનો? સારાં માણસોની નીતિને નઠારા ગુરુથી ઘણું નુકસાન નથી; તોપણ અલબત્તે કેટલુંએક છે—તેઓને લોકલાજનું બહારથી, પોતાની વિવેકબુદ્ધિની રીત ઉપરાંત થઇને માન આપવું પડે છે. તેઓને પ્રસંગે નાણાની ભેટ કરવી પડે છે; ને એ રીતે ધુતારાને, છીનાળવાને અને હરામીને ઉત્તેજન આપ્યા બરાબર થાય છે.

જેમ પતિવ્રતા સ્ત્રી પોતાના કુછંદી ધણીને જોઇને, સુપાત્ર છોકરો કુછંદી બાપને જોઇને મનમાં બળી જાય છે તેમ સજ્જન સેવકો ગુરુનાં ડોળ વિસ્મય પામી પામીને જોય છે; ને માથે હાથ મુકે છે—ઓ પ્રભુ! આ પાપી ચંડાળો! પોતાનું કંઇજ નથી વિચારતા તો હમારો શો ઓદ્ધાર કરશે! રે જેનું કામ, ઠામ ઠામ ગંભીરતા અને નીતિ બતાવે છે તે પ્રભુએ શું આપણા મહારાજોને આવી નીલાજરી છુટ આપી હોય! રે એવા વિચાર કીધાથી, આપણે પાપી થઇએ છૈયે. પરમેશ્વર કદી એવી વાતને પસંદ કરતો નથી. તે, મહારાજોને માયામાં ભમાવીને કસેછે; ને એ વાત તેઓ મુરખ જાણતા નથી. તેઓની શી ગત થશે! રે પ્રભુ અમારી તો તું લાજ રાખજે; અમારાથી આ અમારા ગુરુઓને જલદીથી જુદા કર; અમે કીઆં પાપ કીધાં છે કે રે પ્રભુ, આવા દુરગુણી ગુરુને વશ પાડ્યા!; એવું એવું બોલીને સેવકો પોતાના ખરા દીલથી ઉભરો કહાડે છે. પણ મર્યાદાને લીધે તેઓથી કંઈ લોકમાં તેઓનું વચન ઓળંગાતું નથી—ને પાછા બાપ દાદા તેઓને માન આપતા આવ્યા છે, એટલે કુદકો મારીને બાપે માનેલા ને કેહેવાતા સાધુ એવાનો એકાએક તિરસ્કાર થતો નથી—તેઓ કેહે છે કે હે નાથ! આવા દુષ્ટ ગુરુથી હમારો હેતુ સરતો નથી; માટે કંઈ રસતો સુઝાડજે ને અમારાથી જે પાપ થાય છે તેની ક્ષમા કરજે. આવા સેવકોને મારી એટલી ભલામણ છે કે, એવા ગુરુઓનાં દરશનને કાજે તેઓએ તથા તેઓના પરીવારે થોડો લોભ રાખવો. જેમ બને તેમ જુલમી ગુરુના હાથ તળેથી ખસી જવાની હિમત પકડી તેમ કરવું ને તેઓને ઘટતી સજા અંદરખાનેથી આપવી. સમજતા લોક જ્યારે સુધારો નહી કરે, ત્યારે શું મુરખ કરવાના છે? માટે તેઓએ વાણી, પુસ્તકો વગેરેના સાધનથી ગુરુઓના દુરાચરણોની લોકોમાં જાણ કરવી. કરતા આવ્યા તે કરવું એ જેનો પક્ષ છે તેઓ બીજી વાત ઉપર વિચાર કરતા જ નથી. પુરુષ સેવકોમાં ભાટીઆઓ તો તેઓને પરમેશ્વર દેખે છે. આ વાત

કણકણા આણે તેવી છે કે માણસને દેવ ગણવો, તેમાં વળી પાપીને, એ તો પરમેશ્વરને અપમાન આપ્યા જેવું થાય છે. શાસ્ત્રમાં કહેલું છે કે, વરસમાં ધાન્યાદિક જે કંઈ નવું ઉત્પન્ન થયું હોય તેનું પ્રથમ દેવ બ્રાહ્મણને નૈવેદ ધરાવીને પછી પોતે ખાવું. આ વાતને કેટલાએક વૈષ્ણવો છેક જ છેડે લઈ જાય છે—તેઓ પોતાની નવી સ્ત્રીઓના પરસાદ પણ મહારાજોને ધરાવે છે. આ પ્રત્યક્ષ દેવો ધરાઇને જમે છે, ત્યારે પેલા સેવકો એઠું જમવામાં બડાઈ અને કીર્તિ માને છે. સંગત તેવી બુદ્ધિ થાય છે. મુરખ સેવકો પોતાના અતિભાવમાં ગુરુનાં નઠારાં આચરણને સારાં જ માને છે અને તેથી તેઓ પણ તેવું જ કરે છે—સેવકો ધર્મ જાણવાને બદલે અધર્મ કરે છે; ને નીતિ જાણવાને બદલે અનીતિ પદરે ઘાલે છે–તેઓ પાપ કરે છે; ને કહે છે કે, મહારાજને સારી ભેટ મુકવાથી પાપ બળીને ભસમ થઈ જાય છે. આ રીતે તેઓના વિચાર કઠોર થઈ જાય છે ને તેઓના મનમાં દુરગુણો પોતાના મૂળ વડની પેઠે બહુ ફેલાવે છે. તેમાં વળી નઠારા ગુરુની આજ્ઞા તે પણ પરમેશ્વરની આજ્ઞા, એ મતરૂપી પાણીના સીંચવાથી તે દુરગુણો ઘણા વધી જાય છે ને તેથી તેઓને પાછા સુધરે તેવા કરવાને ઘણી વાર લાગે છે. ચેપ વધતાં વાર લાગતી નથી, તેમ તેઓનું જોઇને બીજા પંથના શોખી લોકો વૈષ્ણવ મારગના વૈભવથી લોભાઈ તેને આચરે છે અને એ પરમાણે લોકમાં નઠારી મતિ ઘણી વધી જાય છે. ઈશ્વર પણ ક્રોધે ભરાઇને પાપી લોકોને વધારે કસવાને તેઓની પાસે વધારે દળદર અવસ્થા અને દુઃખો ભોગવાવે છે.

શ્લોક—"अदत्तदोषेण भवेद्दरिद्री दारिद्यभावाच्च करोति पापम्
पापप्रभावान्नरकं प्रयान्ति पुनर्दरिद्री पुनरेवपापी ॥"

અર્થ:—અદત્ત દોષે કરીને દળદર આવે છે, તે આવેથી પાપ થાય છે, પાપ થયેથી નરકવાસ થાય છે ને પાછું દળદર ને પાછું પાપ એમ ચાલ્યાં કરે છે. અદત્ત દોષ એટલે આપ્યું નહી તેનો દોષ, એટલે આત્માને ધર્મ નીતિનું જ્ઞાન ન આપ્યાથી જે દોષ થાય છે તે, એવો પણ અર્થ લેવો.

હમણાના લાલજીઓનાં આચરણ જોતાં કોઈ વાતની શિક્ષા સેવકોના મનમાં આવે એવું છે જ નહી, ઉલટી નઠારી અસર થાય છે—જે મતમાં ખાવું પીવું અને વૈભવ કરવો એ જ મુખ્ય છે અને જે મતના હાલના પ્રવર્તનારાઓ નિરલજ રીતે વર્તે છે, તે મતના લોકના મનમાં શી અસર થઈ આપણે ધારવી? કંઈ જ નહી. મોટાનું જોઇને ન્હાના કરે. ગુરુની રીતભાત જોઇને સેવકો પણ તેમ કરે છે. તેઓ કુછંદના ભગત થાય છે. વિદ્યાનીતિ તે શું, તેઓનું તેઓને લગાર પણ ભાન હોતું નથી.

વિદ્યા વનાની સ્ત્રી નઠારે મારગે હીંડે છે. તેમાં વળી ભાવતું હતું ને વૈદે કહ્યું, તેમ ગુરુજી પણ પોતાના જેવા મળ્યા, એટલે પછી તેઓનાં કલેજાં ફટકી

જાય, તેમાં કંઈ નવાઈ નહી. આવા લાલજીઓના નિરંકુશથી સ્ત્રીઓના મનમાં નિરંતર વિષયવિલાસની વાતો રમ્યા કરે છે. છીનાળું કરવામાં કંઈ જ દોષ નથી, એમ સ્ત્રીઓ જાણે છે.

(**લલિત.**) "ગુરુ ઘણા દિસે હીણ ધર્મના,
અતિસ થાય છે બંધિ કર્મના."

આવા ગુરુને છેલ્લું એ જ કહુંછું કે, તમે કંઈ મારા દુશ્મન નથી; તમે હિંદુ છો, હું હિંદુ છું. આટલું જે મારે બોલવું પડ્યુંછ તે કંઈ વેર ભાવે નહી, તમે કંઈ મારું બગાડ્યું નથી, પણ તમે ધર્મોપદેશકની ગાદીએ બેસી હજારો આદમીને નીતિ શીખવવાને બદલે (રે તે ન શીખવો તો રહ્યું પણ) તમે જ ઉલટા અનીતિથી ચાલો છો એ સારું નથી કરતા. એ વાતનું (તમારા સર્વ સેવકોનો પ્રતિનિધિ થઇને) હું તમને તમારી ભુલનું સ્મરણ કરાવું છું. તમારે ગુસ્સે થવાનું કારણ નથી ને તમારે થવું પણ નહી. હું જાણું છું કે, કાણાને કાણો કહ્યાથી દુઃખ લાગે એવી રીત છે, પણ તમે સમજતા ગુણીજન છો, એટલે તમને હું બાળક જે સભ્યતા છોડી (પણ વાજબી રાહે) કડવાં વચન, મારા લખવાના જોસમાં બોલી ગયોછું, તેને મનમાં ન આણતાં મારી લખવાની મતલબ તમારું હિત છે એમ સમજી મારા સકત લખવા સામું ન જોઈ સારને અમલમાં આણજો. એથી તમે તમારું અને હજારો પ્રાણીઓનું અહીં અને તહીં કલ્યાણ કરશો. છેલ્લે એક શ્લોક બોલીને મારી ક્રોધમાં આવેલી કલમના ઉપર ટાઢું પાણી રેડું છું. તમારી નજરમાં આવે તો કરો છો તેના કરતાં વધારે કરજો કે થોડાં વરસમાં તમારી ગાદીનો (રે વલ્લભમતનો) રિષ્ટયોગ વેહેલો વેહેલો આવે.

(**માલિની.**) ભગભગત ભગોને સેવવી છોડી દે રે,
નથિ નથિ જગ તેમાં હાનિ ના હોરિ લે રે;
થઇ ગરક અનિત્યે નિત્ય દે છે વિસારી,
સમજ સમજ ગંડૂ જન્મનો હેતુ ભારી. ૧

### સ્ત્રીના ધર્મો.

નિર્મળપણું અથવા પતિવ્રતાપણું પાળવું, એ સ્ત્રીનો મુખ્ય ધર્મ છે. જેની સાથે લગને સંબંધ થયો, જેની જોડે પાનું પડ્યું એવા વરના ઉપર તેની સ્ત્રીએ પ્રીતિ રાખી તેની મરજી પરમાણે વર્તવું જોઇએ. કોઈ પારકા પુરુષનાં રૂપ ગુણ જોઇને, અને તેનો પૈસો જોઇને કામના આવેશમાં તેણીએ પોતાની બુદ્ધિ બગાડવી નહી. લગ્ન થતાં સુધી જેટલી તજવીજ ને ચોકસાઇ કરવી હોય તેટલી કરવી, પણ લગ્ન થયું કે પછી જેવો નીકળી આવે તેવો ધણી સ્ત્રીએ માન્ય રાખવો. તેના ઉપરથી પ્રીતિ ખસેડવી નહી અને પારકા પુરુષ ઉપર કનજરે જોવું નહી. પરપુરુષને ધણી પરમાણે ગણ્યાથી બહુ રીતનાં નુકશાન થાય છે. તેમાંનું મોહોટું એ છે કે ઘર વંઠે છે. સત્યવડે પ્રીતિ રેહે છે અને જ્યાં સુધી

પ્રીતિની ગાંઠ હોય છે, ત્યાંસુધી સંસાર ચાલે છે ને તે તુટી એટલે કલેશ, કંકાસ, વેરભાવ, ચીઢીઆપણું, ક્રોધ, સાહસ, જુઠાપણું વગેરે ભીલોની ધાડ પડે છે. કુસંપ જે ભીલનો સરદાર તે ઘરમાં થાનક કરે છે અને નવો ઉગતો સંસાર બાળપણમાં જ ઘરડો થઇને મરી જાય છે. ઘરનો ધણી તો રોજનો છે, બહાર મોજ કીધી તે ખરી, એમ વિચારી તેના ઉપરથી હરગીસ હેત ઉતારવું નહી. કદાપી ધણી દોષવાળો નજરે આવે તો તેના દોષ ઉપર તેણીએ કંટાળો ન ખાવો. તેણીએ સમજવું કે, માણસ માત્ર સંપૂર્ણ ગુણરૂપવાળું હોતું નથી. ચાર દીવસના જીવતરસારુ મિથ્યા કંકાસ કરી શરીરમનને બગાડી ઈશ્વરની આજ્ઞા તથા નીતિના ધારા તેણીએ ઓળંગવા નહી. તેણીએ નીતિના તથા વિદ્યાના દીલાસાથી અને બને તેટલા ઉપાયોથકી ન ગમતી વાત વિશે મનનું સમાધાન રાખવું અને તેને સુધારવાની કોશેશ કરવી. તેણીએ ખાતરનીશાંથી સમજી મુકવું કે, પતિ ઉપરથી પ્રીત ઉઠાવી નાખ્યાથી જે લાભ નુકસાન થાય છે, તે બેનું તોલ કરતાં નુકસાનનું ત્રાજવું ધમ દઇને હેઠળ અફળાય છે. પાપનું સુખ માત્ર એક ઘડીનું છે અને પ્રભુનો હુકમ તોડવાથી, ઘરમાં કુસંપ વધાર્યાથી લોકમાં ફીટ ફીટ થયાથી, અને બીજી ઘણીએક વાતોની હરકતોથી ઘણાં ઘણાં નુકસાન થાય છે. સ્ત્રીએ ધણીના સુખના જ ભાગીઆં ન થવું, તેના દુઃખમાં પણ ભાગીઆ થવું જોઇએ. જે સ્ત્રી પોતાના ધણીની આપતવેળા નથી સંભાળતી, તેને વેશ્યા સમજવી. આપણામાં ચાલ છે કે બૈરાંઓ બહાર જાએ છે ત્યારે સુઘડતા તથા ગુણોએ ડાહી છે એમ બતાવે છે અને ઘરમાં ફુઅડ તથા કુભારજા હોય છે. એ તે શું? જે સ્ત્રીઓ ધણીને ભડવા પ્રમાણે ગણે છે ને બહારના લોકને યાર ગણે છે, તેને ધિક્કાર છે.

પીએરનાં સગાંની સંગત કરતાં, મુરખ બાયડીઓનાં સહીપણાં કરતાં, સ્ત્રીઓએ પોતપોતાના ધણીઓની સંગતને તનમનથી વધારે ઇછવી. ધણીની ગેરહાજરી જે સ્ત્રીથી (દેખડાવવાને નહી પણ દીલથી) સ્વાભાવીક રીતે લગાર પણ સંખાતી નથી, તેને ખરી સ્ત્રી કહેવી. સ્ત્રીને પુરુષ જાતીમાં ધણી જેવો બીજો મિત્ર કોણ છે? ભાઈબાપ આગળ કેટલીક વાત કેહેવા જેવી નથી હોતી; પણ ધણી આગળ સઘળી જ કેહેવાય તેવી છે. માટે રુડી સ્ત્રીએ પોતાના ધણીને હૈયાનો હાર અને આંખની કીકી, એ પ્રમાણે જાણવો જોઇએ. લગ્ન સમે આપેલાં વચન પાળવા ઉપર તેણે સદા નજર અને અંતઃકરણથી ધણીના ઉપર ચાહેના રાખવી.

સ્ત્રી ધણીની ગુલામ નથી, તે પણ માણસ જાત છે. જેવો પુરુષ તેવી સ્ત્રી. એકને બીજા વના ચાલતું નથી. તેઓ એક બીજાને સુખ કેરવાને તથા સૃષ્ટિ વધારવાને જન્મ્યાં છે. આટલાં કારણથી સ્ત્રી, પુરુષનો મિત્ર છે. આવું છે ત્યારે કોઇ કેહેશે કે ધણીઆણીએ ધણીની આજ્ઞા શા માટે માનવી? આ સવાલ મુરખાઈ ભરેલો છે. હું પુછું છું જે એક મીત્રનું કહ્યું બીજાએ ન કરવું?

એકમેકની સારી શીખામણ એકમેક માનવી ઘટારત છે. વિશેષે કરીને ધણીને પોતાનો વડીલ મીત્ર જાણી, કુટુંબ ઘરનો ઉપરી જાણી, તેના ઉદ્યમ ઉપર, તેની બુદ્ધિ ઉપર, તેની વર્ત્તણુક ઉપર સંસાર આધાર રાખે છે એમ જાણી, અને ધણીવડે સહુ છે એમ સમજી સ્ત્રીએ વિવેકથી તેની આજ્ઞામાં રેહેવું જોઇએ. અગર ધણી નઠારી વાત કેહે તોપણ તે તે વખત તેણીએ કબુલ કરવી અને પછી તેનો મીજાસ જોઇને તેને સુધારવો, પણ તેનો હુકમ માન્ય રાખવો; તેને યોગ્ય માન આપવું, અને તેની અદબમાં રેહેવું. પ્રજા રાજાને ઘટતું માન ન આપે તો તે અનીતિ કેહેવાએ, તેમ કુટુંબના ઉપરીનું તેનાં છોકરાંઓએ માન ન રાખવું એ ખોટું છે. સઘળાઓનો અમલ હોય તો રાજ ચાલે નહી; તેમ કુટુંબનાં સઘળાં જણ હુકુમ ફરમાવે તો સંસાર નીભવો કઠણ પડે, માટે હુકમ તો ધણીનો સ્ત્રીએ અમલમાં આણવો, પણ તેને મુખ્ય વજીરની પેઠે ઘટતી સલાહ આપવાનો અધિકાર છે.

'બેસો બેસો કંઈ સમજતા નથી, મારે કરમે આ તે કાંહાં સરજ્યો' 'ના હું તે નથી કરવાની' એવાં વેણ સ્ત્રીએ ધણી પ્રતી કેહેવાં એ નીતિથી ઉલટું છે. સ્ત્રીએ ધણી સાથે કપટ ન રાખવું, નીખાલસ મનથકી કામકાજ કરવું, દુષ્ટ માણસોના પ્રપંચથી સાવધ રેહેવું અને નમ્રતા, વિવેક તથા મળતાવડો સ્વભાવ રાખવો. સારાંશ એ કે સ્ત્રીએ ધણીને હેતમાં રાખી પોતે તેના હેતમાં રહી તેની સાથે હળીમળી સંપથી ચાલી પોતાનું ઘર નીભાવવું.

## શાસ્ત્ર તથા પુરાણનાં વચન.

याज्ञवल्क्यस्मृतिः—

स्त्रीभिर्भर्तृवचः कार्यमेषधर्मः परः स्त्रियः ॥
आशुद्धेः संप्रतीक्ष्यो हि महापातकदूषितः ॥ १ ॥

टीका—स्त्रीभिः सदा भर्तृवचनं कार्यम् । यस्मादयमेव पर उत्कृष्टो धर्मः स्त्रीणां स्वर्गादिहेतुत्वात् । यदा तु महापातकदूषितस्तदा आशुद्धेः संप्रतीक्ष्यो न तत्पारतन्त्र्यम् । उत्तरकालं तु पूर्ववदेव तत्पारतन्त्र्यम् ॥ १ ॥

અર્થઃ—સ્ત્રીઓએ પોતપોતાના સ્વામીનું વચન માનવું, એ તેઓનો મોહોટો ધર્મ છે. કેમકે એ ધર્મ પાળવાથી સ્વર્ગ નિવાસ ફળની પ્રાપ્તિ થાય છે. કદાપી સ્વામીને કાંઈ મહા પાતક લાગ્યું હોય તો જાંહાંસુધી તે સ્વામી શુદ્ધ થાય તાંહાંસુધી તેની પ્રતીક્ષા કરવી, એટલે તે શુદ્ધ કયારે થાય કે હું તેની સેવા કરું, એવી સ્ત્રીએ ઇચ્છા રાખવી.

विवादभंगार्णवे बृहस्पतिवाक्यं—

पूर्वोत्थानं गुरुष्वर्चा भोजनव्यंजनक्रिया ।
जघन्यासनशायित्वं कर्म स्त्रीणामुदाहृतम् ॥ १ ॥

देवल—

अस्वातन्त्र्यं पतिशुश्रूषा सहधर्मचर्या
तत्पूज्यपूजनं तद्द्वेष्यमाणद्वेषणं अदुष्टभावना
नित्यानुकूल्यं तत्कार्यपरत्वमिति स्त्रीधर्मः ।

અર્થઃ—સ્ત્રીનો ધર્મ એવો છે કે ધણીનાં પેહેલાં ઉઠવું, પોતાના સ્વામીની પુજા કરવી, તેને ભોજન કરાવવું, વીજણેવતી વા નાખવો, ખોળામાં સુવાડવો વગેરે કરવું. વળી તેણે ફક્ત પોતાની મરજી પ્રમાણે ચાલવું નહી. પોતાના સ્વામીની સેવા કરવી. તેની સાથે ધર્મયુક્ત ચાલવું, સ્વામીના જે પુજ્ય માતાપિતાદિ તેઓની પુજા કરવી, ધણીના જે શત્રુ તેને પોતાના શત્રુ સમજવા, નઠારી ભાવના મનમાં ન આણી, ધણીને અનુકુળ રેહેવું અને તેના કાર્યમાં તત્પર રેહેવું. એ પ્રમાણે વર્ત્યાથી સ્ત્રીને સ્વર્ગ પ્રાપ્ત થાય છે.

ब्रह्मवैवर्तपुराणे कृष्णजन्मखण्डे—

पतिव्रतानां यं धर्मतान्निबोध व्रजेश्वर ॥
नित्यं तु भर्त्तर्यौत्सुक्यात्तत्पादोदकमीप्सितम् ॥ १ ॥
भक्तिभावेन सततं भोक्तव्यं तदनुज्ञया ॥
व्रतं तपस्यां देवार्चां परित्यज्य प्रयत्नतः ॥ २ ॥
कुर्याच्चरणसेवां च स्तवनं परितोषणम् ॥
तदाज्ञारहितं कर्म न कुर्याद्विरतः सती ॥ ३ ॥
नारायणात्परं कान्तं ध्यायेच्च सततं सती ॥
परं पुंसो परे चैव सुवेषपुरुषं परम् ॥ ४ ॥
यात्रामहोत्सवं नृत्यं नर्त्तकं गायनं व्रज ॥
परक्रीडां च सततं न हि पश्यति सुव्रता ॥ ५ ॥
यद्भक्ष्यं स्वामिना नित्यं तदेव मांपि योषिताम् ॥
नहि त्यजेत्तु तत्सङ्गं क्षणमेव च सुव्रता ॥ ६ ॥
उत्तरे नोत्तरं दद्यात्स्वामिनश्च्च पतिवता ॥
न कोपं कुरुते शुद्धा ताडिता चापि कोपतः ॥ ७ ॥
क्षुधितं भोजयेत् कान्तं दद्यात्पानं च भोजने ॥
न नादयत्तं निद्रालुं प्रेरयेन्नैव कर्मसु ॥ ८ ॥
पुत्राणां च शतगुणं स्नेहं कुर्यात्पतिं सती ॥
पतिर्बन्धुर्गतिर्भत्ता दैवतं कुलयोषितः ॥ ९ ॥
पुरुषाणां सहस्रं च सती स्त्री च समुद्धरेत् ॥
पतिः पतिव्रतानां च मुच्यते सर्वपातकात् ॥ १० ॥

અર્થઃ—હે નંદજી, તમે પતિવ્રતા સ્ત્રીના ધર્મ સાંભળો;—નીત સ્વામીને વીશે ઉત્સાહથી તેનું ચરણામૃત લેવું; ભક્તિ ભાવે કરીને સ્વામીએ ભોજન કર્યા

પછી તેની આજ્ઞાએ સ્ત્રીએ જમવું. વ્રત, તપ, દેવપુજા એ કરતાં સ્વામીની સેવામાં અંતરાય પડે તો તે વ્રતાદિક ન કરવાં. સ્વામીની આજ્ઞા પ્રમાણે વર્તવું. જેણે કરીને સ્વામી પ્રસન્ન થાય તે કરવું. નારાયણના ધ્યાન સરીખું પોતાના સ્વામીનું ધ્યાન ધરવું. ઘણા રૂપવાળા અથવા ઘણા સારા વેષવાળા એવા પુરુષ સામું પ્રીતિથી જોવું નહી. જાતરા, મહોત્સવ, નૃત્ય, ગાયન, ક્રીડા, એટલાની તરફ પ્રેમયુક્ત દૃષ્ટિએ જોવું નહી. સ્વામી જે ભોજન કરે તે જ પોતે ભક્ષણ કરવું. સ્વામીનો સંગ ક્ષણ માત્ર પણ મુકવો નહી. ક્રોધથી સ્વામી ખીજાઇને કદાપી તાડન કરે, તો પણ સ્ત્રીએ પોતે ક્રોધ કરવો નહી. સ્વામીને ભુખ લાગે ત્યારે ભોજન કરાવવું ને જળ માગે ત્યારે જળ આપવું. નિદ્રામાંથી ઉઠાડવો નહી ને સ્વામીને કાઈ કામમાં આજ્ઞા કરવી નહી. પુત્રનાથકી સોગણો સ્નેહ સ્વામી ઉપર રાખવો. પોતાના બંધુ, સ્વર્ગની ગતિ આપનાર અને દૈવત તે પોતાનો સ્વામી જાણવો. એ રીતે ધર્મ પાળનારી સ્ત્રી પોતાના ઉભયકુલના હજાર પુરુષોના ઉદ્ધાર કરે છે, ને એ રીતે ધર્મ પાળનારી સ્ત્રીના સ્વામી, પાતકી હોય તો તે સર્વ પાપથી મુકત થાએ છે.

કુટુંબ ન્યાતનાં માણસો સાથે તેઓનાં રૂપ ઓળખીને તેઓની જોડે પ્રસંગ પાડવો; ઘરની ગુહ્ય વાત બહાર કાઢવી નહી; છેક એકલપેટી અથવા કોઇને મોં ન ગમે એવી તબીયત પકડવી નહી; કુટુંબના સ્ત્રી પુરુષ સાથે નિષ્કલંકી મીલનસારી રાખવી; કામકાજ કરવામાં કોઈ ચાર વાત કેહે તે સાંભળવી અને સાંખી રેહેવી. કોઇએ વખાણ કીધાં તો તેથી ફુલાઈ ન જવું અને નઠારું કહ્યું તો તેથી રીસ ન ચઢાવવી. ગંભીરાઈ અને વજન રાખવું. અજાણ્યા માણસ જોડે કાર્ય જેટલું જ કામ પાડવું. 'તમ ભલે અમ ભલા' એવી રીત રાખવી. ચાકરો જોડે માયાળુપણે પણ મરીયાદાસર કામ લેવું જોઇએ. એ રીતે વર, સગાં, આડોસી પાડોશી વગેરે સંબંધી જોડે ચાલવાનો સ્ત્રીનો ધર્મ છે. નઠારા છંદોના હુમલામાંથી પોતાને બચવું તથા પોતે જખમો ખાઇને પોતાની પાસેનાઓને બચાવવાં. માના ઉપર છોકરાં થવાનું સ્વરૂપ આધાર રાખે છે, માટે તેણીએ હસ્કેતસ્કે ધવડાવતાં, નવડાવતાં, જમાડતાં, રમાડતાં, અને હરેક વખતે આંખમાં પ્રેમ આણીને સારી શિખામણનો બોધ કરવો જોઇએ; માત્ર છોકરાંઓને જ નહી, પણ પોતાની બેહેનપણી સખી વગેરેને પણ.

"ઘર ઉઠાવી લીધું" એમ નવી સ્ત્રીએ જલદીથી કેહેવડાવવું જોઇએ. સ્ત્રીને ઘરધંધો તથા ઘર ખરચ એ બે વીશે ઘણું ધ્યાન આપવું લાજમ છે. જેમ પુરુષ બહારનું કામ કરે છે, તેમ સ્ત્રીએ ઘરનાં કામકાજમાં ચપળતા, હોશીઆરી અને જસ બતાવવા અને ધણીની આવક તપાસીને તે પરમાણે ઘરનો ખરચ રાખવો. ઘરની વસ્તુઓની ગોઠવણ તથા રીતભાત સ્વચ્છ અને વખાણવા લાયક થવી જોઇએ.

તેણીએ પોતાની ફુરસદનો વખત, નકામાં ટાયલાં કરવામાં, નિંદા કરવામાં, મશ્કરી ઠઠા કરવામાં અથવા લોકોને ઘેર ભટકીઆ મારવામાં ન કહાડવો

પણ નાના પ્રકારનાં અનેક વિદ્યા તથા નીતિનાં પુસ્તકો વાંચવામાં, ચાર સખીઓમાં વિવેકથી ડાહાપણની વાત કરવામાં અને પોતાના ધંધામાંથી કેટલીએક નવી જુગતી શોધવામાં, સીવવા ભરવામાં અને ભજન ગીત ગાવામાં સ્ત્રીએ પોતાનો વખત કાઢવો. તેઓએ કાવ્ય નાટકાદિ પુસ્તકો થોડાં વાંચવાં. ફલાણો બહુ પુટડો છે, તે બહુ પૈસાદાર છે એવી વાત કરનાર બૈરીઓ જોડે રુડી સ્ત્રીએ લગાર પણ પ્રસંગ ન રાખવો.

પોતાના કામથી ફારક થયા પછી ધણીના કોઈ કામમાં મદદ થઈ શકાય તેવું હોય તો મદદ કરવી. સ્ત્રીએ લાડવું તે પોતાના વર સાથેજ; તેની જ સાથે પોતાના સંસારની, પોતાના છોકરાંની, પોતાના સુખ વધારવાની વાતો કરવી જોઇએ. પછવાડેના એક શ્લોકમાં કહેલું છે કે, સ્ત્રીનું પાપ પુરુષને લાગે છે, માટે રુડી સ્ત્રી પોતાના ધણીને પાપમાં નાખવાને બીહે છે. સ્ત્રી જાત પુરુષ કરતાં વધારે ચંચળ છે. તેની લાગણી પુરુષ કરતાં વધારે જાગતી છે તેથી તે સાહસ કરવાને વધારે મન દોડાવે છે. પણ સદ્‌ગુણી સ્ત્રીઓએ જુઠાપણું, મુરખપણું, લોભીપણું, હઠીલાઈ, ક્રોધ, ગર્વ અને વગર સમજના ઉતાવળા વિચાર, એઓથકી દુર રેહેવું ઘટારત છે.

कार्येषु मन्त्री करणेषु दासी स्नेहेषु माता शयनेषु रंभा ।
धर्मेषु सहाया क्षमया धरित्री षाट्गुण्यतायामिह धर्मपत्नी ॥ १ ॥

અર્થઃ—વિચાર કરવામાં પ્રધાનનું કામ કરે છે, એટલે પ્રધાનની પેઠે સલાહ આપે છે; કામ કરતી વેળા દાસીની પેઠે મેહેનત લઇને કામ કરેછે; માના જેવો સ્નેહ રાખે છે. શયનને વિશે તો રંભા છે જ. ધર્મ નીતિના કામ કરવા વીશે ઘણી હિમ્મત રેહે છે, અને સહનશીલતા રાખે છે, આવી છ ગુણ ધરાવનારી સ્ત્રીને વિદ્વાનોએ ધર્મપત્ની કહી છે.

## (કમળબંધ સવૈયો.)

જેમ અરણ્ય અઘોર વિષે નિર, રમ્ય સરોવરનાં મન રંજન,
ફૂલ કમૂદિનિ ખીલિ નિરંતર રત્ત, રહે નિરખી પતિ અંજન,
પાપ અરણ્ય વિષે સુનિતી નિર, રત્ન વિવેક સરે ભિડ ભંજન,
નારિ પતિવ્રત શીલ ભજે ઉર, રક્ષક જે પતિ દેવ નિરંજન. ૧

અર્થઃ—જેમ અઘોર વનમાં કોઈ ખુશનુમા સરોવરનું પાણી શરીર મનને સુખ કરે છે, તેમ તરેહ તરેહવાર પાપના જંગલમાં રતનનાં જેવાં શોભતાં વિવકના સરોવરને વિષે ગુણકારી જે નીતિનાં નીર, તે સઘળી વાતની ભીડને મટાડે છે; અને જેમ કુમુદનું ફુલ ચંદ્રથી ખીલીને તેના જ ઉપર આસક્ત રેહે છે, તે પ્રમાણે સારા સ્વભાવની અને પતિવ્રતા સ્ત્રી, તેનું રક્ષણ કરનાર જે તેનો ધણી અને પરમેશ્વર, તે બેને, હૈયાનાં હેતથી ભજે છે.

## હાલના વૈષ્ણવોની સ્ત્રીની હાલત વગેરે.

પાણીઆ, ભાટીઆ, કાએચ વગેરે વૈષ્ણવોની સ્ત્રીઓની હાલત શોક કારણ છે. પ્રથમ મરજાદેણ વિશે બોલું છું. વલ્લભમતના ગુણોમાંનો આ એક ગુણ છે કે તેમાં આચાર વિચાર સારો છે—નાહાવું, ધોવું, સ્વચ્છ રેહેવું, સુઘડતા રાખવી એ વાત ઘણી સારી છે; તોપણ જે મરજાદ પાળે છે તે સ્ત્રીઓ તે વાતને અતિ ઉપર લાવી મુકે છે, તેથી તેઓ નિંદાના ઘરમાં પેસે છે અને તેણે કરીને પાપી થઇ વૈકુંઠ જવાને બદલે નરકે જાય છે.

श्लोक—ज्ञाने म्लेच्छाव्रते जैना आचारे वैष्णवाः स्मृताः ।
एकैकमप्यनर्थाय हिंसामलिनानिन्दया ॥ १ ॥

અર્થઃ—મ્લેચ્છ જવનો જ્ઞાનને માટે, શ્રાવક જૈન વ્રત અપવાસ કરવાથકી અને વૈષ્ણવો આચાર પાળવા થકી વખણાયલા છે. પણ તે એકેકથી એકેક અનર્થ થાય છે. મ્લેચ્છો જનાવરની હિંસા કરે છે, શ્રાવકો મેલા રેહે છે અને વૈષ્ણવો નિંદા ઘણી કરે છે.

તે મરજાદણોને પોતાના ઠાકોરજી, ગુરુ અને પોતાના હાથ પગ ધોવા ઉપર પ્રીતિ હોય છે. તેઓને ધણી ઉપર, છોકરાં ઉપર, ભાઈ ભાંડુ પડોશી વગેરે કોઈ પણ બીજાં માણસ જાત ઉપર, હેત હોતું નથી. દેવ ઉપર નહી, પણ દેવની સામગરી કરવામાં લત લગાડે છે ને એ વાતને કદાપી આપણે પુણ્ય છે એમ માનિયે તો તે પણ તે સ્ત્રીઓ હડહડ કરીને સહુને નિંદે છે, તેથી સમુળગું ધોવાઈ જાય છે. અર્થ સમજવાનો એ કે જે પ્રમાણે તેની કાયા ધોવાઈ જાય છે, તેમ પુણ્ય પણ ધોવાઇ જાય છે. તેઓ એમ સમજે છે કે, હમેજ પુરણ પુરુષોત્તમને ધામ જઇશું. એકને એક જોયાં કરેથી તેઓના વેહેમ વધી પડે છે. આ છાંટો આવ્યો, આ ઘેડાને અડકાયું, આ અડકાયલીનો ઓળો પડ્યો, આ પેલાનું થુંક ઉડ્યું, હાયરે મુડદું દીઠામાં આવ્યું, એ રીતના વેહેમ ખાઈ ખાઇને ટાહાડે પાણીએ રાત દહાડો નાહ્યાં કરે છે. તેઓને મન, સંસાર છે જ નહી. તેઓના ઘરની કંગાલ દશા થાય છે. જ્યારે સેવાની સામગરી પુરી મળતી નથી ત્યારે ઠાકોરને મંદિરમાં સોંપે છે. તાંહાં બચારા દોહોડપગા લાલજી અને ચિતરેલા ઠાકોર કોઈ ખુણામાં રોજ અપૂજ રેહે છે.

મનુષ્યદેહ ધરીને સંસારલહાવો ન લેવો ને એક જ વાતની અને તે પણ નઠારી વાતની નઠારી રીતે પ્રીતિ કરવી ને બીજું કંઇ જ જોવું નહી, એ જંગલી ઢોરના જેવું આચરણ સમજવું.

વાણીએણો અને ભાટીએણો પોતાનો કાળ ઘણો ગેરવાજબી રીતે નકામો કહાડે છે. તેઓને મોટા ઉદ્યોગમાં બેએક ઘરધંધો કરવાનો ને બીજો મંદિરે દેવદર્શન કરવાનો. આ બેથી વધતો કાળ તેઓ લોકના ઘર ગણવામાં અને

લોકની નિંદા કરવામાં કહાડે છે. તેઓ ચાર મળીને બેઠી કે ઘણું કરીને તેઓની વાતના વિષયો નીચે પ્રમાણે હોય છે. કોઇનું છીનાળું; કોઇનું ધણી પાસ નવું સુવું, કોઇનું નવું અળગું આવવું, કોઇનું અધરણી આવવું, અને ન્હાની છોડીઓની મસ્કરી કરવી. આ વાત સ્ત્રીઓને સાધારણ છતાં, તેઓને આવી વાત કરવાની ઉલટ કેમ રેહે છે! ઉલટ રેહેવી તો ન જોઇએ, પણ તેઓ અભણેલ છે અને પાછી સઘળી સરખીજ હોય છે. એટલે પછી તાંહાં બીજી નવી વાત તે શી કરે! કોઇને ઘેર કુટવા જવાં, કોઇને તાંહાં ફટાણાં ગાવાં, ધણીઓ સાથે હઠ અને કજીઆ કર્યાં કરવાં, છોકરાંને રઝળતાં રાખવાં, આવી વાતે તેઓ, ઉદ્યોગી છૈયે એમ માને છે. કોઈ ઘરનું માણસ મરી ગયું હોય તો ઓછામાં ઓછું એક આખું વરશ રોવા કુટવા અને શોક કરવામાં કહાડે છે. તેઓને દેરાણી જેઠાણી સાસુ નણંદ જોડે બનાવ હોતો નથી. ઘરડાં બૈરાં જુવાન થવાનાં કોડ રાખે છે ને જુવાન બૈરાં ઘરડાં થવાનાં કોડ માગે છે—એવી રીતના ઘરડાં કે ધણીની પાસ રેહેતાં થયાં, એટલે કયારે છોકરાંની મા કેહેવાઇએ ને કયારે સાસુ મરી જાય કે ઘરમાં કારભાર કરીએ ને ઘરની ઘરડી અનુભવવાળી કેહેવાઇએ; એવી જુવાન સ્ત્રીઓ આશા રાખે છે. એક બીજા સાથે લડવામાં અને તેમાં એક બીજાનું છાતું ઉઘાડવામાં અને નફટ બોલવામાં બાયડીઓ ઓછ મુકતી નથી. ઘરડી પણ સરખી ને બાળક પણ સરખી. ભાટીએણો કેટલીએક વાતમાં અદબથી રેહે છે, પણ વાણીએણો ને તેમાં ઘણું કરીને લાડવાણીએણો તો કેટલીએક વાતમાં વેશ્યાને પણ કોરે બેસાડે છે. આટલી વાત ન કરવી એમ ચોથી કલમમાં લખ્યું છે, તે સઘળી કરવામાં હમણાની સ્ત્રીઓ કાબેલ છે, માટે ફરીથી લખવાનું દુરસ્ત ધારતો નથી.

કેટલીએક ઉઠે છે તેવીજ નાહ્યા વના દોડતી દોડતી જઇને મંદીરે મંગળાનાં દર્શન કરે છે. દેવનાં દર્શન થાય ને વળી મહારાજનાં સ્વરૂપો સ્નાન સંધ્યા કરવાને બેઠા હોય તેનાં પણ થાય. કેટલીએક નાહી ધોઇ સણગાર સજી સણગારનું ટાંકણું સાધે છે કે તે વેળા દેવને સણગાર સજાવ્યા હોય છે ને પેલા ગુરુઓ નિત્યકરમથી પરવારીને તમાસો જોવા બેઠા હોય છે. સ્ત્રીઓ, દર્શનથી પરવાર્યા બાદ રાંધવા ખાવા વગેરેનો ઘરધંધો કરે છે. બપોરે સુએ છે. પછી પાછલે પોહોરે કેટલીએક ઉથાપન વેળા દર્શનને કાજે જાય છે કે મંદિરમાં થોડા જ જણ હોય; કેટલીએક પનઘટ ઉપર પાણી ભરવા જાય છે; કેટલીએક ન્યાતમાં જમ્બા જાય છે અને કેટલીએક બેનપણીઓમાં બેસીને ટાહેલાં કરે છે. રાતે પણ તેઓ આટલે બેસી ચાર પાંચ ભેગીઓ થઇને ન કરવાની વાતો કરે છે—પછી વાળું કરવું હોય તો તે કરી સુઈ જાય છે. મુંબઈ સરખા ઉદ્યોગી શેહેરમાં જીલ્લાઓના કરતાં બૈરાંઓ લગાર વધારે સારો કાળ ગુજારે છે; કેમકે ઘણાખરા લોક પરદેશી પડ્યા, તેથી તેઓને કુટુંબ તરફનો ઘણો ખટલો હોતો નથી. શ્રીમંતોના બૈરાં રસોડાના ઉપરીપણાં કરવામાં અને ચોળી ચોળીને નાહવામાં તથા આરસીમાં

જોઈ સણગાર કરવામાં પોતાનો વખત કહાડે છે. આ રીતે ગુજરાતી સ્ત્રીઓ પોતાનો અમૂલિક વખત છેકજ સસ્તો કરી નાખે છે. તેઓએ શી રીતે વખત ગુજારવો, એ પછવાડેના ભાગમાં જણાવેલું છે.

આપણે વિદ્યા, નીતિએ, પૈસે અને સુખે ઘણા ગરીબ છૈયે, તેનું કારણ પ્રવેશકમાં લખ્યા મુજબ છે—આપણી સ્ત્રીઓની હાલત નઠારી છે, તેઓ ભણેલી નથી કે તેઓની પ્રજા તેઓના હાથ તળે વિદ્યા નીતિનાં ખાજાં ખાય. સ્ત્રીઓ ઘણીએક અનીતિથી એટલે વિષયાદિક કામોથકી, અતીસે શોક કરવા થકી, ઘરમાં કુસંપ વધાર્યા થકી, અને ખાન પાનાદિકથી શરીર અને મનને ઘણાં ઘણાં નુકસાન પોંહોંચાડે છે. તવાઈ ગયલી ધાતોથી છોકરાં થાય તે માંધકાંકલા જ રેહ, તેમાં શું અજબ જેવું છે!

વીલાતમાં સ્ત્રીઓની હાલત વખાણવા જોગ છે. આપણા દેશમાં જ્યારે પાર્વતી, સીતા, રુકમણી, બીજા દેવ ઋષિઓની સઘળી અને બીજી ન્યાતોની કેટલીએક સ્ત્રીઓ ભણેલી અને નીતિવાન હતી, ત્યારે દેશમાં પરાક્રમ અજાયબ જેવાં થયાં છે. હમણાંની બાયડીઓના વિચાર ઘણા મુરખ છે. તેઓ ઘરેણાં લુગડાનીજ ભુખી હોય છે, પણ ધણીની પ્રીતિની ભુખ નથી રાખતી. તેઓ કોઇ પણ રીતના સારા ઉદ્યોગમાં વખત ગુજારતી નથી. વીલાતમાં સ્ત્રીઓ, રોજના ઘરધંધાથી પરવારીને પોતાને કાજે, ધણીને કાજે, અને છોકરાંને કાજે, કપડાં સીવે છે અને તેઓના કામમાં મદદ લાગે છે. આપણી સ્ત્રીઓ તો કેહે છે કે લાવ તો ખાઉં ને ખવડાવું. દુઃખ પડ્યા વના માણસ ઘડાતું નથી એ વાત ખરી છે. જે ન્યાતોમાં મોટાં પલ્લાં ભરવાની ચાલ છે, તાંહાં બૈરાંઓ નઠારાં કામ કરવાનો ઘણો ફાયદો મેળવે છે. ધણી છે તાંહાંસુધી તે ખવડાવશે ને મરી જસે ત્યારે પીઅર તથા પલ્લું છે. એમ કહીને પેટની ફીકર રાખતી નથી, અને તેથી કંઈ પણ ઉદ્યોગ કરતી નથી. દક્ષણી જેવી ન્યાતમાં (જાંહાં બીલકુલ પલ્લાની ચાલ નથી તાંહાં) ઘણાં નુકસાન થાય છે. તેમ જાંહાં ઘણાં પલ્લાંનો ચાલ છે, તાંહાં પણ ઘણાં નુકસાન થાય છે. ઘણાં પલ્લાંથી બૈરાંઓ આળસુ થઈ જાય છે, ને ખાવું પીવું ને ચેન મારવી, એ જ વાત સારી પેઠે જાણે છે. એ કારણ અને બીજાં ઘણાંઓને માટે પલ્લાં ઓછાં કરવાં જરૂરનાં છે. ને એમ થશે તેથી ખાનદાનનાં બૈરાંઓ પૈસો જતો રહેશે તેની બીહીકે કોઈ પણ ઉદ્યોગમાં વખત કહાડશે અને દુરાચરણ નહી હોરે. ઘણો દલગીર છઉં કે કેટલીએક આપણી રંડાએલી સ્ત્રીઓ પોતાનો ગુજારો છાનું છીનાળું અથવા કુટણીપણું કરીને કરે છે. ઉદ્યમ વિના વિદ્યા નીતિ નહીં, તે વના રુડો પૈસો નહીં અને તે વિના રુડી સુખસંપત નહીં, માટે સ્ત્રી જાતે પોતાનો વખત ઉદ્યોગમાં કહાડવો. મહારાજોનાં ચરણારવિંદ ઉપર જે હાલની બૈરીઓ ગાંડી

ભાવ રાખે છે તેથી કંઈ તેઓનું સારું થવાનું નથી. ઉપર લખ્યા પ્રમાણે ગુજરાત કછની સ્ત્રીઓનું શોક કરવા લાએક વર્ણન છે.

## સ્ત્રીઓની હાલત સુધારવા સંબંધી કેટલાએક ઉપાયો.

૧ મા બાપે પોતાની છોકરીઓને પાંચ વરસ થકી માંડીને તે બાર વરસ સુધી સારી પેઠે વિદ્યાભ્યાસ કરાવવો ને બારથી તે તેર વરસ સુધી ઘરધંધો તથા સંસાર ચલાવવાની રીતિઓ સમજાવવી.

૨ આ રીતે તૈયાર થયેલી છોકરીને તેનાં માબાપે ઘટતી રીતે સલાહ આપીને તેને પસંદ પડતો ગુણી વર જોઈ પરણાવવી કે આગળ તેઓનો સંસાર કુસંપથી વહે નહી.

૩ સ્ત્રીઓમાં લાજ કાહાડવાની રીત છે તે કાડી નખાવવી. તેઓને સદ્‌ગુણી વિદ્વાન પુરુષ જોડે ભાષણ કરવાની વધારે છુટ આપવી.

૪ તેઓને સંગ્રહસ્થાન, આગગાડી, વીજળીનાં યંત્ર, ગોદી, ટંકસાળ, વાડી, બંગલા વગેરે કારખાનાંઓમાંના ચમત્કાર દેખાડવા કે તેઓની જિજ્ઞાસા વધીને નઠારી હાલત છોડી દઈ સારી હાલતમાં આવવાનું તેઓ મન કરે.

૫ તેઓની પાસે દેશાટન કરાવવું—કે નવા દેશોની વાતો જાણ્યામાં આવે. આપણામાં જાત્રા કરવાની ચાલ છે તે ઠીક છે, પણ તેનો સારો ઉપયોગ થોડા જ જણ કરે છે. તેઓ દેવસ્થાન જ જોય છે ને તે પણ ઉપર ઉપરથી જ. બીજી વસ્તુઓ, લોકોના રીવાજો એ ઉપર તેઓ થોડું જ ધ્યાન આપે છે. એક ઠેકાણે રહ્યાથી નઠારા વિચારો વધારે નઠારા થાય છે. હું જોઉં છું કે કેટલાંક બૈરાં પોતાના કુટુંબ છોડી બીજે દેશ જાય છે, તાંહાં તેઓ ઘણી વાતે પોતાના વેહેમને છોડી દઈ સુખી અને સુધરેલાં થાય છે. તેઓ જુદા જુદા માણસોની સંગતથી વિચાર સુધારે છે, કેળવે છે, અને ઘણી વાતના જ્ઞાનનો સંગ્રહ કરે છે. મુંબઈ સરખા શેહેરમાં કેટલીએક ભણવા ઉપર પણ રુચિ કરે છે.

૬ પરણ્યા પછી દીકરાઓએ માબાપથી જુદાં રેહેવું. હેત ઉતારવું એમ નહી,—હેત તો વધારવું. પણ ઘરમાં જેમ વધારે માણસ તેમ વિચાર પણ જુદા હોય છે, તેથી સવાર પડી કે સાસુ વહુ, નણંદ ભોજાઇને લડાઇ ચાલે છે, તે નહી થાય. બીજું, સ્ત્રીથી સાસુ સસરા જેઠ દેખતાં વર જોડે બોલાતું નથી, તે અડચણ પણ જુદાં રેહેવાથી જતી રેહે.

૭ ધણીએ બૈરીને ચોપડી વાંચતી બેઠેલી જોઇને આંખમાં ખુન ન આણવું. તેણે તેને કેહેવું કે બેલાશક તારી ફરસુદની વખત નીતિ જ્ઞાન વિદ્યા હુન્નરને લગતી બાબતોની ચોપડીઓ વાંચજે અને છોકરાંઓને નઠારી સોબતમાં ફરવા ન દઈ તેમને ભણાવજે અને વિવેક સમજાવજે.

૮ સ્ત્રીઓએ પોતપોતાનાં મંડળમાં વિદ્યા નીતિની તથા છોકરાં ભણાવવા વિશેની, અને તરેહ તરેહવાર ઘરકામો સેહેલથી તથા સારાં કરવા વિશેની વાતો કરવી જોઇએ.

૯ રડવા કુટવાની અને ફટાણાં બોલવાની નફટ ચાલ કહાડી નાખવી જોઇયે.

૧૦ ન્યાતવરા ઓછા કરીને સ્ત્રીઓને ભણાવી છોકરીઓને ભણાવવી જોઇયે.

૧૧ મહારાજો જાંહાંસુધી નીતિવાન થાય ને પોતાના ધર્મ પોતે સમજતા થાય, તાંહાંસુધી સ્ત્રીઓને તેઓ જોડે થોડો જ પ્રસંગ પાડવા દેવો.

૧૨ છોકરીઓને ફક્ત લખતાં વાંચતાં શિખવીને ઉઠાડી ન લેવી. એટલાથી બગાડ થાય. હાલમાં છોકરીઓની નિશાળે નીતિ સમજાવવાનું થોડું જ કામ ચાલે છે, માટે તે ઉપર વધારે ધ્યાન આપવું જોઇએ. નીતિવાતો જુદી જુદી રીતે છોકરીઓનાં મનમાં ઠસે તેમ ભાષણથી અથવા લખાણથી સમજાવવી. માબાપ, અડોસીપડોસીઓએ પણ છોકરાંઓને નઠારી રીતે (મમ્માચચ્ચાથી વગેરેથી) લડાવવાં નહીં, પણ તેઓને નીતિનો બોધ કરતાં રેહેવું.

૧૩ સ્ત્રીઓ વૈતરી છે એમ નહી, પણ મદદનીસ પ્રધાન છે એમ તેઓના ધણીઓએ જાણવું. પુરુષોને પારકાં બૈરાં પાસે બેસવાનું ભારી મંન હોય છે, પણ પોતાનાં બૈરાં પાસે બેસતા નથી એ ખોટું છે. પોતાની સ્ત્રી સાથે બેસવું, વાતચીત કરવી, નીતિનો બોધ કરવો, અને માંહેમાંહે પ્રીતિ વધે એમ કરવું. એ તો પોતાની ફરજ છે એમ પુરુષે જાણવું. પોપટ મેના વગેરે જનાવરને પણ શિખવીએ છૈયે ત્યારે સારાં થાય છે તો નવી વહુઓને (હાલના લોકના વિચારમાં જનાવર જેવી છે તેઓને) પણ ધીમે રહીને તજવીજથી કેળવવી જોઇયે કે પછી તેઓ સુખ આપવાને લાયક થાય.

૧૪ સ્ત્રીઓને બ્હાર ફરવા હરવાની છુટ આપવી. કેમકે રાત્ર દિવસ ઘરમાં ને ઘરમાં રહ્યાથી તેઓની પ્રકૃતિમાં બગાડ થાય છે.

૧૫ વિદ્વાન લોકોએ સ્ત્રીસુધારા સંબંધી અને તેઓના ઉદ્યોગ સંબંધી ઘણાંએક પુસ્તકો રચવાં જોઇએ.

૧૬ સ્ત્રીઓએ પણ ઘરકામમાં કુશળ થઇને તેમાં નવી જુક્તીઓ શોધી કહાડવાનો અભ્યાસ પાડવો. તેઓએ પોતાના સંદેહનાં વિદ્વાન પાસેથી સમાધાન કરી લેવાં. તેઓએ પૃચ્છક થવું એટલે હરેક વાતની પુછપાછ કરવાની (કારણ સમજવાની) ટેવ રાખવી.

૧૭ છીનાળ અને સોયાણી સ્ત્રીઓની સોબતમાં રુડી બૈરીઓએ ન રેહેવું. આપણી હજામડીઓ ઘણી ખુની જાત છે, ઘણી જ વિકારવાળી છે, માટે જેમ બને તેમ તેઓની સંખ્યા ઓછી કરવી.

૧૮ બાળરાંડ સ્ત્રીઓને ફરીથી લગ્ન કરાવવાં.

૧૯ સ્ત્રીઓના સુધારાને માટે ફંડ થવાં જોઇયે. ન્યાતની બૈરીઓ દળદરે હેરાન હોય તેમની સંભાળ લેવાને તથા તેઓને કામે વળગાડવાને ન્યાતમાં ફંડ કરવાં.

૨૦ સ્ત્રીઓનો સ્વભાવ ચંચળ છે એ વાત મેં ઉપર કહેલી છે. તેઓને પુરુષનાં જેવાં કર્મો કરવાનાં કોડ હોય છે, માટે કેટલાંએકને તેવાં મરદાની કામો હોય તેપણ, તેઓની મરજી હોયતો તેઓની પાસે કરાવવાં. તેઓને ખુશી રાખી તેઓની પાસે તેઓને ભાવતા પણ નીતિવાળા ઉદ્યમો કરાવવા. આમ કીધાથી પણ કેટલીએક રીતે તેઓ દેશના લાભમાં ઉપયોગી થઈ પડશે.

૨૧ અસલથી જે ધર્મસંબંધી ને રીતભાત સંબંધી દુઃખ દેતા કલંક વિચારોએ સજડ મૂળ ઘાલ્યાં છે તેઓને, સ્ત્રીઓએ વિદ્યા ભણીને સારા વિચારના થઈને કહાડી નાખવા.

આ શિક્ષા અમલમાં આવેથી થોડા વરસમાં વૈષ્ણવ સ્ત્રીઓની દશા સુધરેલી માલમ પડી આવશે. જેમ શીઆળાના સુરજના કીરણો ફુટવાથી પ્રાતઃકાળની શોભા ખીલી રેહે છે, તે પ્રમાણે સ્ત્રીઓના ઉપર સુધારાનો ગંભીર પ્રકાશ પડશે. ઉપર કહ્યા પરમાણે હાલના ગુરુઓની અને હાલની સ્ત્રીઓની દશા સુધરે અને આપણે પાછા વિદ્યા કળા નીતિ ધન વિવેક સુખ ધર્મ વગેરેને જલદીથી અનુકુળ થઇયે, એ વરદાન પામવાને, ઓ બ્રહ્મનારાયણ! તારી હું રાત દહાડો પ્રાર્થના કરું છું, તે તું મનમાં લઇને મારા મનોરથ વેહેલા પુરા પાડ.

**નાગબંધનારાચ.**

નઠારિ રીતિ છાંડિને, સુનીતિ મંન આદરો,<br>
વિચારિલોનિ બ્રહ્મપંથ, સૂખકંદ પાધરો;<br>
બની વિવેકિ સંત તે, સુધા પિને સુધા ફરો,<br>
બહૂ તજી વિકારિ મોહ, નાથ ધામ સાંચરો

તા૦ ૩૧ મી માર્ચ ૧૮૫૭.

સુધારાનો મૂળ પાયો વિદ્યા છે.



## ૭. કવિ અને કવિતા.*

છોકરું જેવું જનમે છે,—આ દુનિયાનો વા ખાય છે તેવું તરત તો તે ગભરાયલી હાલતમાં હોય છે, પણ થોડીવાર પછી જનનવેદનાથી છુટૂં થઈ, અહીંનાં વાને અનુકુળ થાય છે. પ્રથમ તેને ધાવવાનું તથા ધાવવાનાં ઠેકાણાંનું અને જે જે તેની આંખે કાને પડે છે, શરીરને અડકે છે, જીભ ઉપર ને નાક આગળ આવે છે તેનું કંઈ ભાન હોતું નથી. પણ એટલું તો જોવામાં આવે છે કે બહારની તથા અંદરની સુખદુઃખ દેતી વસ્તુઓથી તેને સુખદુઃખ થાય છે અને એ સુખ દુઃખના અનુભાવ જે હસવું ને રડવું તે આપોઆપ બહાર નિકળે છે. તરત-જનમેલાંને ભાન હોતું નથી ને સુએલાને શબરૂપે ભાન હોતું નથી; તરત જનમેલાંને સુખ દુઃખ થાય છે ને શબને થતું નથી. આ વાત ઉપરથી જણાય છે કે શરીરની અંદર કંઈ છે કે જે જનમે છે ત્યારથી તે મરતાં લગી સુખદુઃખાભિમાની છે. કેટલેક દહાડે છોકરું પોતાના અભ્યાસથી હાથ ફેરવતાં ફેરવતાં મા અથવા ધાવની ધાઇને બરાબર શોધી કહાડે છે ને તે મળેથી મ્હોઢું મોકળું કરી ઉછળી ઉછળીને હરખાઈ હરખાઇને ધાવે છે અથવા ન મળેથી તરફડી નિરાસ થઇને રડે છે. આ વખતથી માણસ—સ્ત્રી અથવા પુરુષ (પેલું છોકરું) કવિ બનવાની તૈયારી કરે છે, એમ જાણવું.

જેમ જેમ બાળક મ્હોટું થતું જાય છે, તેમ તેમ બહારની વસ્તુઓની છાપ તેની કર્મેન્દ્રીની મારફતે જ્ઞાનેંદ્રી ઉપર પડે છે. ત્યાંહાં તે છાપો જ્ઞાનેંદ્રીઓની તર્કરૂપ રંગની ચીકાસથી ચીકટાય છે ને પછી મનના ઉપર અસર કરે છે, ને એ અસર થવા ઉપર અથવા એ રસજ્ઞાનના ગુણ તથા માપ વજન ઉપરથી માણસનું ભાવી કવિસ્વરૂપ જણાઈ આવે છે.

રસજ્ઞાન તો સહુ માણસને હોય છે, ત્યારે શું સહુને જ કવિ કેહેવા! પણ રસજ્ઞાન સઘળા માણસનું સરખું હોતું નથી. જુદા જુદા પ્રસંગો ઉપરથી જુદી જુદી મન શરીરની પ્રકૃતિ ઉપરથી, જુદી જુદી વસ્તુઓ ઉપરથી, જુદાં જુદાં અવલોકન ઉપરથી, જુદા જુદા કાળ ઉપરથી અને જુદા જુદા દેશ ઉપરથી

---

* ગુજરાતીઓ ભણેલા નહી તેથી તેઓના કવિતા સંબંધી વિચાર. જાણીતી અને પુરાણોની વાત રાગડામાં મુકેલી એટલોજ છે. એમ જોઇ અને કવિ દલપતરામ સરખાના વિચાર પણ સાધારણ જાણીતી વાતને સમજ પડે તેવી રીતે સારી રચનામાં મુકવી, અને કંઇ કંઈ તર્ક અલંકારથી ઘણું કરીને હસવું આવે તેવી સણગારવી, અને ગદ્યમાં કવિતા હોયજ નહી—પ્રાસ મળે તેજ કવિતા એટલોજ છે એ જોઇ—એ ખોટા ને અધુરા વિચારો જોઇ ઉપલો વિષય ૧૮૫૮ ના સપટેમ્બરના બુદ્ધિવર્ધક ગ્રંથમાં છાપી પ્રગટ કર્યો હતો.—૧૯૧૪ ના ભાદરવામાં. એમાં કેટલાએક મ્હારા પોતાના, કેટલાએક અંગ્રેજ વિદ્વાનના, અને કેટલાએક સંસ્કૃત વિદ્વાનોના વિચાર છે. અર્થાત્, એવા જુદા જુદા વિચારોને નિબંધમાં એકઠા કીધેલા છે, માટે, મેં મારા નિબંધને મિશ્ર એવી સંજ્ઞા રાખી છે.

માણસનું રસજ્ઞાન થોડું-ઘણું, પોલું-નક્કર અને ઉંઘતું જાગતું હોય છે, જેનું રસજ્ઞાન થન થન કરી રહેલું હોય છે, જે લાગણીઓને વશ છે, જે કામક્રોધાદિકને સારી પેઠે ઓળખે છે, જેવું દીઠું સાંભળ્યું તેવું બોલવાની, કરી દેખાડવાની અથવા કોઈ પણ રીતે સમજ્યો એમ જુકતીથી રંગીને બતાવવાની જેની શક્તિ છે, તેઓને "કવિ" કહેવા. સઘળાનામાં ઉપર કહ્યું તેમ કરવાની શક્તિ હોતી નથી; થોડા-એકને જ હોય છે. માટે થોડાએકને જ કવિ કહેવા. આ બધી વાત ઉપરથી હમારા વાંચનારાઓના જાણ્યામાં આવ્યું હશે કે, કવિ થવામાં કંઈપણ સ્વાભાવિક બુદ્ધી જોઇયે ખરી. કેટલાકને સ્વાભાવિક બુદ્ધી હોય છે, પણ પ્રસંગ ન આવેથી તેઓની બુદ્ધી મનમાંની મનમાં ખઈના રોગે મરી જાય છે.

"ઉગે પુષ્પ સોહામણાં, નજરે ના દેખાય;
વન સઘળું વાસિત કરે, મિથ્યા ખિલિ ખરિ જાય. ૧

કેટલાકને સ્વાભાવિક બુદ્ધી થોડી હોય છે, પણ પછી સારા ને અનુકૂળ પ્રસંગ આવેથી કવિતાકળિ બીજા પાસેના સુવાસિત પુષ્પોના સુગંધરૂપ ઉંફથી ખીલીને પ્રસિદ્ધિ પામે છે.

એક વિચારને બીજા વિચાર સાથે કેટલો સંબંધ છે અને તેમાં ખરો ખોટો કિયો છે, એ વાતની તપાસ કરનાર જે આપણી મનશક્તિ, તેને વિવેકબુદ્ધી કહેવી અને એક બે અથવા વધારે વિચારોને પોતાની તરફનો પ્રકાશ આપી રંગનાર અને તેજ આપનાર અને તેમ કરી નવો વિચાર ઉત્પન્ન કરનાર એવી જે મનની શક્તિ તે તર્કબુદ્ધી ને "તર્કબુદ્ધીનું નિસારણ" એટલે તેનું શરીર ઉપર અથવા બહાર નિકળી આવવું તે 'કવિતા' એમ એક વિદ્વાન્ કહે છે. કવિતામાં વિવેક બુદ્ધીનું થોડું ઘણું કામ પડે છે એ વાત ખરી, તોપણ હમે એમ કહેવાને વાજબી ધારીયેછ કે, કવિતાની જણતી તર્કબુદ્ધી છે. પછી એ જણતરને થોડી-વાર વિવેકબુદ્ધીરૂપી ધાવ મળી હોય તો તે સારું કેળવાય, એમાં કંઈ શક નહીં. તે વિદ્વાન્ કહે છે કે જેમ કોઈ ગોખમાં મુકેલી સતાર, જુદી જુદી ગતિના પવનવડે હાલે છે અને મધુર સોરાવટ કહાડે છે, તે પ્રમાણે માણસના ઉપર બહારની તથા અંદરની વસ્તુઓની છાપ પડેથી મધુરી અસર થાય છે. રે એટલું જ નહીં, પણ તે અસર પેલી અસલ છાપના જેવી જ આબેહુબ થાય છેઃ બિંબ પ્રતિબિંબ જ. આ વાત માણસનામાં સતારના કરતાં વિશેષ છે. સતારના સુરને અને પવનની ગતિને લય અથવા સામ્ય નથી. પણ માણસના મનને અને બાહ્યાં-તર છાપને લય છે. જેમ ગવૈયાના બોલવાને અને તંબુરાના સુરને હોય છે, તેમ માણસનામાં એવું કંઈ છે કે, જેથી જોયલી અથવા સાંભળેલી વસ્તુની છાંપ તેના મનમાં ખુશ કરતી રીતે બરાબર પડે છે.

છોકરું રમતું રમતું પોતાના અવાજથી અને ગતિથી પોતાની ખુશી બતાવે છે. જંગલી માણસ પણ આસપાસ વસ્તુઓ જોઇને નાચે છે, કુદે છે. સુધરેલી

સ્થિતિના મંડળમાં તો તરેહતરેહવાર રીતનાં માણસનાં રસજ્ઞાન હોય છે. સીધીભાઈ નાળીયરના ડોઈયામાં કાંકરા ઘાલી તે વગાડી મન રંજન કરે છે. ગોકુળનો ગોવાળીઓ કાનુડો વાંસળી વગાડી પોતે ખુશ થઈ ગોવાલેણોને રીઝવતો હતો. નારદમુનિ વીણા લઇને ભમ્યા કરે છે. ગંધર્વ અને અપ્સરા, નાટ્ય,* નૃત્ય અને નૃતથી ઇંદ્રપુરીમાં આનંદના મેઘ વરસાવે છે. ઇશ્વરે અહિં ને તહીં, નાના પ્રકારની વસ્તુઓ ઉત્પન્ન કરેલી છે, જે જોઇને, જેને વિષે સાંભળીને, જેના ઉપર વિચાર કરીને, માણસના દીલમાં કંઈ થઈ આવે છે ને જેથી જોયલી, સાંભળેલી અને વિચારેલી વસ્તુની છાપ તેના ઉપર આબાદ પડે છે ને તેને તે વસ્તુઓનો રસ સમજાય છે. રસ એટલે અંદરની મજા—દુઃખથી પણ રસ ઉપજે છે. કોઇને દુઃખ જોતાં આપણામાં સાત્વિક ભાવ પેદા થાય છે તેપણ એક રસ છે. એમાં વળી મીઠાસ ઓર છે. સણગારથી ભરેલી બૈરી જોવાથી જે ખુશી ઉપજેછ તેના કર્તાં તેવી બૈરી લગાર દલગીરીમાં દેખાયાથી આપણને જુદી જાતની પણ વધારે લ્હેજત મળે છે.

બોલવામાં, ગાવામાં, ઇશ્વિરી અને કૃત્રિમી પદાર્થોની નકલ કરવામાં થોડો ઘણો સઘળા લોકો રસ જોય છે. પણ એકનો એક જ તેનો તે જ નથી જોતાં. માટે જેવો ઉપર લખ્યા પ્રમાણે ઘણા આગળ પડતા છે તેઓને "કવિ" કહેવા.

ઉપરના લખાણથી કવિનો સાધારણ અર્થ સમજ્યા પછી તે અર્થમાં પણ ઘણા લોકો આપણે આણી શકીયે છૈયે. કવિઓ અથવા જેઓ, ન જતો રહે એવો ઉપર લખેલો "રસ" વિચારે છે અથવા બતાવે છે તેઓ ભાષા કવિ, ગાનારા, નાચનારા, ઇમારત બાંધનારા, સલાટો, ચિતારાઓ માત્ર નથી, પણ કાએદા કરનારા, કળા શોધનારા, અને રાજ્ય સ્થાપનારા હોય છે—એટલે, આ સઘળા કવિઓ જ છે. એમ નહી કે ભાષામાં કવિતા કરે તેનેજ કવિ કહેવા. હરકોઇને—ઉપર લખેલી વાતોથી અનુકુળ થયા તેને કવિ કહેવા, પછી તેઓ કોઈ પણ રીતે અને કોઈ પણ બાબત ઉપર પોતાનું રસજ્ઞાન કહાડો. ભાષા, રંગ, આકાર, એ સર્વ કવિતાની બાબતો અને કવિતા લખવાનાં સાધન છે.

---

* બોલવું, ચાળા કરવા, અને નાચવું, જે વિષયમાં છે તે નાટ્ય અથવા નાટક; બોલ્યા વગર (મુગાં) હાવભાવ વગેરે ચાળા કરવા તે નૃત્ય અને નૃત્ય એટલે માત્ર નાચવું. એ નાટકાદિકની રીત પ્રથમ ભરત નામના ઋષિએ ઈશ્વરની આજ્ઞા ઉપરથી કહાડી; પણ કેટલાક કહે છે કે એ રીતિઓ વેદમાંથી બ્રહ્માએ જુદી પાડી અને તેણે પછી ભરત નામના મુનિને કહી. તાંડવ અને લાસ્ય એ બે બીજી નાચવાની રીતિ છે. શિવે પોતાના સેવક તાંડુને શિખવી, તે ઉપરથી તાંડવ નામ પડયું ને લાસ્ય જાતનું નાચવું પાર્વતીએ ઉષા (ઓખા) રાણીને શિખવ્યું, જે ઓખાએ પછી દ્વારકાની સ્ત્રીઓને શિખવ્યું, જ્યાંહાં ઓખાનો ધણી રહેતો હતો. તે સ્ત્રીઓએ તે બધી (રીતિ) સોરાષ્ટ્ર દેશની સ્ત્રીઓને શિખવ્યું ને તાંહાંથી તે બીજા પ્રાંતોની સ્ત્રીઓમાં ચાલ્યું.

સલાટો અને ચિતારા પોતાનાં કામ કરવાને "લખવું" કહે છે. લખવું અક્ષર કહાડવાનેજ કહેવું એમ કંઈ નથી. અક્ષર પણ ચિન્હ છે ને પુતળાં ચિતાર પણ ચિન્હ છે. આ ઉપરથી જોતાં સાફ માલુમ પડે છે કે કવિતા તે માણસની અંદર છે, પણ તે પછી ઉપર પ્રમાણેનાં રૂપમાં બહાર નિકળે છે. અમને ખૂબ યાદ છે કે સને ૧૮૫૬ ના નોવેમ્બરની ૨૧ મી તારીખ ને શુકરવારને પાછલે પોહોરે, જે વેળા હાજી નામના સુરત ભરુચમાં પ્રખ્યાત થયેલા કડીઆએ અમારી તસવીર પેનસીલે ચિતરી હતી. તે વેળા તેણે પ્રકાશ ને છાયા એના ઉપર આહા! કેટલું ધ્યાન આપ્યું હતું! અમારાથી એક યાર્ડ દુર બેસીને અમારા મોહોની નિરખ કરી ઝટઝટ પેનસીલ ચલાવા માંડી. એ શું કવિતા નો'તી! અમારા મોની છાપ તેના મનની આંખો ઉપર કેવી બરાબર પડી હશે! કેટલાક ચિતારા એવા તો હોય છે કે એકજ વખત મ્હોં જોઈ જાય ને પછી ઘર આગલ જઇને પેનસીલ કાગળ લઇને કામ કરે ને બરાબર તસવીર લખી દેખડાવે. સલાટોમાં પણ તેમજ છે. લોકની સારી નરસી રીતભાતે જ્યારે કેટલાકને દીલમાં અસર કરેલી, ત્યારે તેણે જ કાયદા કહાડેલ કેની! કવિતાને સઘળી વાત જોડે સંબંધ છે, તેમાં ભાષાકવિઓનો ઘણો સંબંધ ધર્મ જોડે માલૂમ પડે છે.

કવિતામાં બે ગુણ છેઃ વર્તમાન કાળનીજ વાત સૂક્ષ્મ નજરથી જોય છે એટલુંજ નહીં, અને તેના ખોડ બતાવી નવી સૂચના બતાવે છે; એટલુંજ નહીં પણ વર્તમાનને જોઇને ભવિષ્ય કહે છે.

ઉપર પ્રમાણે કવિનો સાધારણ વિસ્તીર્ણ અર્થ છે. પણ વ્યવહારમાં ગાનારા, નાચનારા, સલાટ અને ચિતારા કવિ શબ્દે નથી ઓળખાતો. જે પુરુષો પોતાનું રસજ્ઞાન ભાષાની મારફતે કહાડે છે, તેઓ જ લોકમાં કવિશબ્દે ઓળખાય છે; ને એ વિષય ઉપર હમારે વિશેષ લખવાનું છે. પણ વાસ્તવિક વિચારતાં તો કોઈ પણ સાહિત્યવિદ્યાને કવિતા કહિયે તો ખોટો અર્થ કીધો એમ ન કહેવાય. પણ હવે ભાષા કવિતા વિષે નીચે પ્રમાણે બોલિયે છૈયે.

ભાષાનો ગુણ જ એવો છે કે, આપણા જીવનાં જે કર્મ અને જોસ્સા, તેના તે બરાબર ચિતાર આપે છે. શું સલાટોનાં પુતળાથી અને ચિત્રથી અસલ વસ્તુનું ચોખ્ખું સ્વરૂપજ્ઞાન થતું નથી? થાય છે. પણ ભાષામાં કંઈ વિશેષ ગુણ છે. ભાષા તરેહ તરેહવાર રીતે સે'લથી વપરાઇ શકાય છે—રંગ, આકાર અને ગતિ ફેરવાતાં નથી. ભાષાનો કવિતા શકિત જોડે પાસેનો ને સીધો સંબંધ છે તેથી ભાષા તેનું કહ્યું તરત ને ઘણું કરે છે. સલાટ અને ચિતારાનાં કામમાં ધારેલી વસ્તુઓ અને પોતાનાં રસજ્ઞાન એની વચમાં બીજી કેટલીક વસ્તુઓ—હથિયારો, હુન્નરની રીતિઓ, કેટલા વિચાર આવી નડે છે, તેથી તેઓનું કામ વધારે મુશ્કેલ થાય છે. ભાષા પોતાનું રસજ્ઞાન ટપ દઇને ભાષામાં બોલી બતાવશે, પણ સલાટને પથરા ને હથિયાર જોઇશે. ચિતારાને પણ કાગળ ને લેખણ જોઇશે ને દેખાડવું

છે કે એ લોકોનો કિસબ ભાષા કવિના કિસબને પાણી ભરાવે છે; ને તેઓ મોટા માનને યોગ્ય છે. તોપણ કેટલાક ભાષા કવિઓએ બેહદ તર્કશક્તિ બતાવી છે કે, જેની આગળ મોટા મોટા સલાટો અને ચિતારા પોઇસ છે. પણ ઉભા રહો. આપણે આડા જૈયેછ. આ રીતનો મુકાબલો કરવો એ ખોટો ન્યાય છે. જુદી જુદી બાબતોનાં માણસોનો મુકાબલો કરવો નહીં, માટે એવા મુકાબલાથી પાછા હઠિયે છૈયે.

અવાજ અને વિચાર એ બેનો પરસ્પરે અને જે વસ્તુઓ વિષે કહેવાનું છે તેની સાથે ઘણો સારો સંબંધ છે, અને એવું છે વાસ્તે કવિઓ પોતાનાં રસજ્ઞાનના તાનમાં મધુરી રસિક કવિતા કરે છે. બ્રીજ ભાષાનો કેશવ કવિ રસિકપ્રિયામાં કહે છે.

**દોહોરો**—જ્યોં બિન દીઠ ન સોહિયે, લોચન લોલ બિશાલ;
ત્યોંહિં કેશવ સકળ કબિ, બિન બાની હી રસાળ. ૧

**અર્થ**:—જેમ આંખના ડોળા મોટા ને સારા હોય, પણ કીકી (દ્રષ્ટી) વગર શોભતા નથી; તેમ કવિઓ બાની વગર શોભતા નથી. બાની એટલે બોલવાની તથા લખવાની છટા.

'બાની' કેટલીક રીતે જરૂરની છે, પણ શું તેને જ કવિતા કહેવી? હમે છંદને આ રીતે બોલીયે તો શું તે કવિતા કહેવાય?

ર ર ર રા ર રા, રા ર રા ર રા
લ લ લ લા લ લા, લા લ લા લ લા
વ વ વ વા વ વા, વા વ વા વ વા
સ સ સ સા સ સા, સા સ સા સ સા

ના; ના. રાગ કંઈ કવિતા નથી; કવિતા તે એક જુદી જ મનની વિચારશક્તિ છે, જે રાગનાં રૂપમાં અવતરીને બહાર આવે છે. તો પણ, મન માંહેલાં રસજ્ઞાનને (મનની ખુશીને) રાગના અલાપ રૂપેજ બહાર કાહાડિયે તો તે અલાપને કદાપિ સાધારણ અર્થમાં કવિતા કહિયે તો ચાલે, પણ વિશેષ અર્થમાં નહી. અલાપને અથવા સુંદર મધુર અવાજને જ માત્ર ભાષાકવિતા પ્રકરણમાં કવિતા નથી કહેતા. ત્યારે ભાષા કવિતા તે શું? પિંગળ પ્રવેશમાં લખ્યા મુજબ શું અક્ષર માત્રાના નિયમવાળી જ ભાષાને કવિતા કહેવી?

**દોહોરો**.—અક્ષર માત્રા નિમ ગણી, રચવો શબ્દસમાસ.
તે કવિતા નર્મદ કહે, છંદ વૃત્ત સુખ આસ. ૧

ના; કવિતા ગદ્યને વિષે પણ હોય છે. ગદ્યમાં લખનારા મોટા કવિ હતા, છે ને થશે. માટે હવે ભાષા કવિતા (પછી ગદ્યમાં હોય કે પદ્યમાં હોય) કોને કહેવી?

ઘણા ખરા સંસ્કૃત ભણેલાના સમજ્યા પ્રમાણે અને તેવા જ અર્થમાં પ્રતાપરુદ્ર નામના અલંકારના ગ્રંથમાં લખ્યા પ્રમાણે, એમ છે કે,

**શ્લોક**—गुणालंकारसहितौ शब्दार्थौ दोषवर्जितौ ।
गद्यपद्योभयमयं काव्यं काव्यविदो विदुः ॥ १ ॥

**અર્થઃ**—શબ્દ ને અર્થ જેમાં દોષવનાના છે અને જેમાં શબ્દાલંકાર ને અર્થાલંકાર સારા છે તેને કાવ્ય કહેવું, પછી તે ગદ્ય હોય કે પદ્ય હોય. આ વ્યાખ્યામાં કવિતા શું છે એ સમજાવ્યું નથી, પણ કવિતાનાં સાધનો કહ્યાં છે. કેટલાંએક લખાણ ઉપર પ્રમાણેનાં હોય છે, ને તેમાં કવિતા નથી હોતી, ત્યારે કવિતા તે શું? જે વાક્યમાંથી લખનાર, વાંચનાર, બોલનાર અને સાંભળનારને રસ ઉત્પન્ન થાય છે તે વાક્યને કવિતા કહેવી. વિશ્વનાથ કવિરાજકૃત સાહિત્યદર્પણ નામનો ગ્રંથ, જે સને ૧૮૫૦–૫૩ માં બંગાલામાં છપાયલો છે, તેમાં કવિતાની વ્યાખ્યા નીચે પ્રમાણે આપે છે.

'वाक्यरसात्मकं काव्यम्'

વાક્યરૂપી શરીરમાં જે રસરૂપી જીવ છે તે કવિતા. આ રીતે તો કવિતાની પરીક્ષા એટલીજ કે, તે ખુશ કરતી અને અસર કરતી જોઇયે.

ત્યારે હવે કવિતામાં શું છે કે જે આપણું મન હરણ કરે છે? શું તેનો રાગ? એમ જો હોય તો સઘળા જ કવિતા કરે ને સરખા દરજ્જાના કવિ થઈ શકે. પણ ટાઇપ ગોઠવીને ગ્યાલી ભરે છે તે ગ્રંથકર્ત્તા કહેવાતા નથી.

કવિતા તેજ છે કે જે ગુપ્ત રીતે અસર કરતી રીતે આપણાં મનની સાથે વાતો કરે છે, જે આપણી પરોપકાર બુદ્ધી અને દયાને જાગતી કરે છે, જે પ્રીતિના જોસ્સાને બહાર કહાડે છે, જે આપણી લાગણીઓને કેળવીને લાયક કરે છે, જે પડતી દશામાં દલાસો, ચડતીમાં ક્ષમા અને જીંદગાનીમાં નાના પ્રકારનાં નિર્મળ સુખ આપે છે.

વસ્તુઓને અને બનાવોને જેવા હોય તેવા જ રંગમાં ચિતરી બતાવવામાં કે પછી ગમે તે રીતે તેને કવિ પોતાના તર્કના પ્રદેશમાં લઇ જઇને જેવો રંગ આપો તેવા રંગથી ચિતરી બતાવવામાં—(એમાંથી કેઈ રીતની કવિતા કીધાથી) કવિને માન છે? સારા સારા વિદ્વાન એમ કહે છે કે કવિતાનું મુખ્ય તાકવું આનંદ તરફ છે, માટે જે જે અલૌકિક વર્ણન અને વાર્તાથી આશ્ચર્ય અને ખુશી ઉપજે, તે તે વર્ણન અને વાર્તા ઉપયોગમાં આવવી જોઇયે. એવું કંઈ જરૂરનું નથી કે, વસ્તુઓ આશ્ચર્ય ઉપજાવે તેવી જોઇયે, તે ગમે તેવી હોય પણ તેને જે તર્કથી વણાયલું ને રંગાયલું વસ્ત્ર પેરાવવું, તે તર્ક અલૌકિક જોઇયે ખરો.

એક વિદ્વાન કહે છે કે જેવું કુદરતમાં હોય તેવું ચિતરી બતાવવું; એટલું જ નહીં પણ તેની સાથે કર્મ અને બિનાઓને આશ્ચર્યકારક અને ફેરફારવાળી અને

નવાઈ જેવી રીતથી બતાવવાં જોઇયે. બન્યું તે જ ન બતાવવું, પણ જે ભવિષ્યમાં બની શકે તે બતાવવું, એ કવિનું કામ છે. સંસ્કૃત વિદ્વાનો કહે છે કે, તે કવિતા સારી જાણવી જે નવા તર્કને ઉત્પન્ન કરે છે, ને એ રીતે મનને નવા નવા તુરંગોથી પ્રફુલ્લિત કરે છે.

ઇતિહાસ કરતાં કવિતા ઘણી ગંભીર અને તત્વવેત્તા છે. ઇતિહાસમાં તુટક તુટક બીનાઓ ( જેમાં કાળ, જગા, હકીકત, કારણ ને કાર્ય હોય છે તે) સીવાય બીજો કંઇ સંબંધ નથી. ઇતિહાસ થોડાને લગતી વાતની જાણ કરે છે, પણ કવિતા માણસમાત્રને લગતી વાતની જાણ કરે છે. ઇતિહાસ અપૂર્ણ છે, થોડા વખતનેજ અને કેટલીએક બાબતો જે ફરી ભાએગે થવાની બનવાની હોય તે વિષે બોલે છે; પણ કવિતા પૂર્ણ ને સઘળા કાળને સારુ છે; અને જે જે કારણ અને કાર્ય માણસ જાતના સ્વભાવમાં ને સ્વભાવથી નિપજવાનાં છે, તે સર્વના અંકુર કવિતામાં લખાયલો હોય છે.

હાઝીલીટ નામનો વિદ્વાન કહે છે કે, કોઇ પણ પદાર્થની અને બનાવની તેનાં તેજીપણાએ કરીને આપણાં મનમાં જે સ્વાભાવિક છાપ પડે છે અને જેથી (વગર વિચારે આપોઆપ અથવા ઇચ્છાએ ) તર્ક અને જોસ્સા ઝપ જાગી ઉઠી કામે વળગે છે અને પછી સાત્વિક ભાવે સામાનાં સુખ દુઃખ આપણને લાગે છે, અને એથી પછી અવાજ, અથવા શબ્દનું જે નીમસર નિકળવું થાય છે, તે છાપનું નામ કવિતા.

કવિતામાં બે વાનાં જોઇયેઃ વિષય અને રચના. વિષયસંબંધી તો સારીપેઠે બોલાયું છે, ને રચનાને માટે એવું કંઈ જરૂરનું નથી કે આવી રીતે તે કરવી જોઇયે. બેકન કરીને એક વિદ્વાન થઈ ગયો છે તેણે ગદ્યમાં લખ્યું છે તો પણ તેની ભાષા ઘણી મધુરી છે, અને કેટલીક નીમવાળી કવિતાને પણ કોરણે બેસાડે છે. બીજા ઘણાએ તેમ કીધું છે. કવિતાની રચના કરવામાં છેલ્લો દસકત સરખો લાવવાની કંઈ જરુર નથી. સંસ્કૃતમાં અનુપ્રાસ આણવાની ચાલ અસલ થોડીજ હતી. તેમ પ્રાસ ને અલંકારથી કવિતાને ગુંચવી નાખવાનું પ્રથમ થોડું હતું, પણ નવીન ગ્રંથકારોએ વધારી દીધું છે. તેઓનું જોઇને હિંદુસ્તાની કવિ શિખ્યા. તેઓએ તો પ્રાસ ને અનુપ્રાસ ને અલંકારપર ઘણુંજ ધ્યાન દેવા માંડ્યું. એટલું કે જેની કવિતા થોડા લોક મુશ્કેલીથી વાંચે તે મોટો પંડિત કેહેવાય. ગુજરાતીમાં પણ જેમ રચના ઉપર લક્ષ વધારે હોય છે તે કવિતા રસવાળી કહેવાય છે. ફકત સારી રચના ઉપરથી કવન સારું ને જે કોઈ પારકાની કીધેલી કવિતા ઝટ લેઇને સમજાવે (પછી ખરી કે ખોટી રીતે) ને રાગડો કહાડે તે ખબરદાર કવિ. એ પ્રમાણે કવિ કવિતાની ગુજરાતીઓમાં પરીક્ષા થાય છે. એ જોઇને હમને આશ્ચર્ય લાગે છે.

હવે ઉત્તમ કવિ તે કોણ, તે વિષે હાઝીલીટનું મત નીચે ટાંકિયે છેયે.—'જે કવી કુદરત સંબંધી આપણા વિચારને બેહદ પ્રૌઢત્વ આપે છે અથવા દીલના

જોસ્સાને બેહદ જોર આપે છે તે. જેનો તર્ક જબરો, જેનો પ્રીતિનો આવેશ શ્રેષ્ઠ, જેનું ઇશ્વરી સૌંદર્યવિષે રસજ્ઞાન ઉત્કંઠિત, અને માણસજાતનાં દીલમાં જે જે વિકારો ઉત્પન્ન થાય છે તેનો જે અંતરજામી, તે ઉત્તમ કવિ જાણવો. ખુબસુરતી, શક્તિ અને જોસ્સાનાં તત્ત્વો જે પોતાની છાતીમાં રમે છે, તેણે કરીને દુનિયામાં જે જે સુંદર, મહત તથા ગંભીર છે અને પોતપોતાના સાદા ભારમાં છે તેઓને પોતાના જાણે છે—( સર્વનું જેને રસજ્ઞાન છે ) તે ઉત્તમ કવિ સમજવો. તેની કવિતા એવી હોય છે કે તે સર્વ માણસોની ઇંદ્રિયોને, વિચારોને અને તેઓના દીલને અસર કરતી રીતે ખરેખરી માલૂમ પડ્યા વગર રહેતી નથી. જાણે કે તે પોતાનાં મનના ઉંડા સાચા અને કુદરતને સામ્ય એવા વિચારથી કુદરતના જીવ જોડે જ વ્યવહાર રાખતો હોયની, તે પ્રમાણે સઘળાં ઠેકાણાંઓનાં અને સઘળા વખતનાં સઘળા માણસોની લાગણીઓને પોતાની લાગણી સાથે મેળવી દેવી ( એક કરવી ), તેઓને ( ભવિષ્યને ) આગળથી જાણવી અને લખી રાખવી, પોતાના વાંચનારા સાંભળનારાઓનામાં પણ તેવી જ અસર કરવી, અને ટુંકામાં કુદરતનું સંપૂર્ણ રસજ્ઞાન મેળવી તે પ્રમાણે કહાડી બતાવવું, એ ઉત્તમ કવિનું કામ છે. સાચા અને મોટા કવિનાં મનમાં ઇશ્વરી લીલાનો અનુરાગ એ મુખ્ય વસ્તુ છે ને પોતાની સ્તુતિ સંબંધી વાત છેલ્લી છે અથવા નથી. જે કવિ અનેરી પોતાને વિષે વિચારે છે તે ઠગાય છે.'

કવિતા, એક વાત ઉપરથી બીજીને સુઝાડે છે અને ખુશીની સાથે સાર વસ્તુની દીલમાં સારીપેઠે અસર કરે છે. વળી એક શ્લોક નીચે પ્રમાણે કહે છે.

શ્લોક—किंकवेस्तस्य काव्येन किंकांडेन धनुष्मतः ।
परस्यहृदये लग्नं न र्निहं तिचयच्छिरः ॥

અર્થ:—જે કવિતાથી પારકાનું હૈયું ભેદાયું નહીં—જે કવિતાથી સામાને અસર ન થઈ, અને જે તીરે સામાનું ડોકું ન ઉરાડયું, તો તેવી કવિતા કવિએ કીધી તો તે શા કામની તથા તેથી શું? અને તેવું તીર ધનુષ ધરનારે માર્યું તો તે શા કામનું તથા તેથી શું? તેવી કવિતા ન કરવી અને તેવું તીર ન મારવું એ વધારે સારું છે.

પ્રસંગવના કવિતાકળી ખીલતી નથી એમ ઉપર જણાવ્યું છે, ત્યારે હિંદુસ્તાનમાં અને હિંદુઓમાં શા પ્રસંગ હતા, જેથી હિંદુઓને કવિતા કરવાનું મન થયું તે વિષે:—

હરેક દેશનો ભાષા વિદ્યાસંબંધી પહેલો યત્ન કવિતારૂપે હોય છે. સારું નરસું સમજવું એ મોટું કામ છે, પણ શરીરના ઉપર બહાર અંદરની વસ્તુઓની છાપ વહેલી પડે છે. મનની બીજી શક્તિ કામ કરવાને પાથણામાંથી ઉઠે છે, તે સહુની અગાઉ તર્કશક્તિએ પોણું કામ પાર કર્યું હોય છે. સૃષ્ટિનું સૌંદર્ય અને અદ્ભુતતા માણસની નજરે પ્રથમ પડે છે. કાયદા કરવા ને શાસ્ત્રો બનાવવાં એ

પછવાડેનાં કામો છે. કવિ અસલ છે એમ કહ્યા વગર ચાલતું નથી. બીજી સઘળી બાબતો પછી છે, પણ કવિતા પ્રથમ છે. નવા જન્મેલાની નજરે પહેલવહેલાં, આકાશ ને તે માંહેના સૂર્ય, ચંદ્ર, તારા પડે છે, ત્યારે આહાહા! તેઓને કેટલી ખુશી થતી હશે??? શું ભય અને આશ્ચર્ય નહીં લાગતાં હોય! ડુંગર, નદી, ઝાડ, વગેરે સૃષ્ટિની વસ્તુઓ કોઇપણ સ્થિતિનાં માણસનાં દીલને અસર કરવાને શું શકિતવાન્ નથી? બ્રહ્મનાં ભુવનોની રચનાથી આપણાં હૈયામાં પ્રીતિ, આનંદ, અને માન આપવાની બુદ્ધિ નથી ઉત્પન્ન થતી? જ્યારે એ સર્વ ઉપર આપણી તર્કશકિત અમલ ચલાવે છે, ત્યારે તેનો પરિણામ, ઉશ્કેરાયલાં રસજ્ઞાનનું નિઃસારણ થાય છે. અને તેથી પરમેશ્વરની સ્તુતીનાં ગીત આપોઆપ દીલના ઉભરામાં નિકળી જાય છે. તર્કશકિત એટલી તો તપી ગયેલી હોય છે કે તે વ્યાકરણ અને કોશની કંઈ પરવા રાખતી નથી. પ્રથમની કવિતામાં છંદભેદ થોડા જ દિસે છે, ને ઘણી સ્વતંત્ર (કોઈ નીમથી બંધાયલી નહીં) હોઇને સરસ છે, ને જેની મધુરતા ટાપટીપથી કીધેલી કવિતામાં થોડી જ આવે છે. ગાયન પહેલું કે કવિતા પહેલી? આ સવાલનો જવાબ દેવો કઠણ છે. પણ એટલું કે તે બંનેનો પરસ્પરે ઘણો સંબંધ છે. તેઓને એક માની બે બે'ન કહિયે તો ચાલે ખરું. જે ગાયન* છે, તે ઘણું કરીને કવન હોયા વગર રહેનાર નહીં, અને જે કવન છે તે તો ગાયન થવું જ જોઇયે. હવે હિંદુસ્તાન જેવા દેશમાં જાંહાં હિમાલય, વિંધ્યાચળ ને સહ્યાદ્રિ સરખા પર્વત; ગંગા, જમના ને સિંધુ સરખી નદીઓના પ્રદેશ, પ્રીતિપાત્ર ક્ષેત્રો, મોટાં મોટાં અરણ્યો, મોર આદિ ગાતાં પક્ષીઓ, કમળ મોગરા જેવાં ફુલો, એ સહુ હિંદુઓનાં દીલમાં અસર કીધાવગર કેમ રહ્યાં હશે? અને ટુંકામાં—

**નર્મછંદ.**—સુરંગ જંબુદ્વીપમાં, સુરંગ ભર્તખંડમાં,
સુરંગ ઉષ્ણ થંડમાં, સુરંગ આઠ જામ છે.
તરુ ફુલો ફળો લતા, સુધાન્યથી ઘણી મતા,
વનસ્પતી તણી છતા, રસાળ ભૂમિ ધામ છે.
ગિરી નદી સરોવરાં, સુ ધાતુ ખાણ દેહરાં,
ગુફા ઘણી મઠો ઘરાં, રસીક રમ્ય કામ છે.
મનૂ સહુ સુસંગના, સુ પંખિ પંચ રંગનાં,
પશૂ બહુજ બંગનાં, સુરંગ બ્રહ્મનામ છે.

આવાં સુરંગી હિંદુસ્તાને માણસનાં દીલમાં અસર ન કરી હોય? અલબતાં પ્રથમના લોક ઉપર ઘણીજ કરેલી અને તેઓએ જોસમાં ને જોસમાં વાણી કહાડી અને લખી. અને તેઓના વિચારના છાંટા એવી તો મધુરી ને જોસવાળી છટામાં લખાયલા છે કે બેહદ ને જેથી પછી પિંગળ, અલંકાર ને રસ એ

* જે અલાપવાળું એટલે ખાલી ગાયન છે તે સાધારણ અર્થવાળી કવિતા કહેવાય ને વિચારવાળું (ભરેલું) ગાયન છે તે તો કવિતા છેજ.

સઘળાના નિયમ નિકળ્યા. ભાષા હોય તો પછી વ્યાકરણ થાય. તેમ પ્રથમ જ્યારે બ્રાહ્મણોનાં મનમાં એ સઘળી વાત હતી ને તે બહાર નીકળી, ત્યારે પછી કેટલાક જણે તેમાંથી નીમ જોઇને શાસ્ત્રો બનાવ્યાં.

સન ૧૮૫૬ નાં બુદ્ધિવર્ધકમાં ઉખાહરણ વિષયમાં હમે લખ્યું છે કે, પ્રથમના કવિઓના વિષય મન, માયા અને મહેશ્વર હતા. તેઓએ ઈશ્વરકૃત પદાર્થોની અને તેના કર્ત્તાની તરફ મન દોડાવ્યું હતું. વેદમાં અગ્નિ, વાયુ, રુદ્ર અને સોમવલ્લીપાલો એને જ ગજાવ્યા છે. વેદની કવિતાના નીમ તેની કવિતા જેમ સાદી ને શુદ્ધ છે, તેમ સાદા ને શુદ્ધ છે. વેદમાં, ઘણું કરીને ગાયત્રી, અનુષ્ટુપ અને બીજા એવા સરળ છંદો જોવામાં આવે છે. વેદમાં, ઉદાત્ત, અનુદાત્ત ને સ્વરિત વગેરે સ્વર છે, તે અક્ષરને નીમી આપેલું જ જોર આપવા સારુ છે. ચાર વેદમાં સામવેદ છે તેમાં ઉદ્‌ગાન છે. ગાયનથીજ ઈશ્વરને રીઝવવો એમ છે. તેમ વેદની ઋચામાં ઋષિ, છંદ ને દેવતા લખેલા હોયછે, તે ઉપરથી સમજાય છે કે ફલાણો ઋષિ ફલાણા છંદે ફલાણા દેવતાની સ્તુતિ કરે છે.

સંસ્કૃત કવિતાનો પહેલો યુગ તે તે જ. સ્મૃતિ, પુરાણ, ઇતિહાસ, તંત્ર, (શિવ પાર્વતીનો સંવાદ) વગેરે ગ્રંથો સંસ્કૃત કવિતાના બીજા યુગમાં નીકળ્યા સમજવા. આ કવિતાની ભાષા વેદકવિતાની ભાષાને થોડી ઘણી મળે છે, ને સેહેલી છે. પણ પછી જે કવિઓ થયા (જેને ત્રીજો અથવા છેલ્લો યુગ કહીએ તો ચાલે) તેઓએ બાહ્યાંતરલાપિકા, હદ વગરના ઉત્પ્રેક્ષાદિ અલંકાર, લાટાનુપ્રાસ અને યમકાનુપ્રાસ વગેરે ડંફાણ કહાડીને કવિતાભાષાની રચનાને અઘરી કરી મુકી. રામાયણ ને મહાભારત એ બીજા યુગની કવિતા છે. રઘુ, કુમાર, માઘ, નૈષધ અને કિરાતાર્જુની, જગન્નાથકૃત રસગંગાધર, ભાનુદત્તની રસમંજરી ને રસતરંગીણી, રુદ્રભટ્ટનું શૃંગારતિલક, દંડીનો કાવ્યાદર્શ, વામન આચાર્યની કાવ્યાલંકારવૃત્તિ, જયદેવનો ચંદ્રાલોક વગેરે સાહિત્યશાસ્ત્ર નીકળ્યાં, તે સહુ ત્રીજા યુગમાં. એ ત્રીજા યુગમાં વખાણવા લાએક વિક્રમ ભોજની વખતમાં કેટલાએક કવિઓ સારા થઈ ગયા છે. તેમાં કાળીદાસ, ભવભૂતી ને દંડી એ મુખ્ય છે. કાળીદાસના કીધેલા ગ્રંથ સરસ, સેહેલા અને ઉપમા અલંકારથી ભરેલા છે. એના કીધેલા મુખ્ય ગ્રંથો નીચે પ્રમાણે—રઘુકાવ્ય, કુમારકાવ્ય, ઋતુવર્ણન, શંકુતલા, વિક્રમોર્વશી અને નલોદય. ત્રીજા યુગમાં જે વિષયો લખાયા છે, તે સઘળા બીજા યુગનાજ છે, પણ ભાષા જુદી તરેહના છે. રસ ઉપરથી સારી નરસી કવિતા કહેવાય છે. માત્ર અવાજ અથવા સામ્ય હોય તે નકામું; તોપણ કવિતામાં રસ આણવાને તે સામ્ય જોઇએ ખરું.

હિંદુસ્તાનની કવિતાના મુખ્ય ગ્રંથો કિયા છે, તેની ટીપ અમદાવાદમાં છપાતાં બુદ્ધિપ્રકાશમાં આવેલી છે. તેમાં ઘણો ખરો વિષય સંસ્કૃત ઉપરથી જ લીધેલો છે. પ્રાકૃત ભાષામાં માત્ર બોજ ને હિંદુસ્તાની જ કવિતા પ્રકરણમાં ખેડાયલી છે.

જે ભાષા રાજા બોલતા હોય, તે ભાષા વધારે ખેડાય. રજપુત અને મોગલ રાજાઓના આશ્રયતળે હિંદુસ્તાની કવિતભાષા સારી ખેડાયલી છે. પેશવાના વખતમાં મરેઠી ભાષામાં મોરોપંત, વામન, મુકુંદરાજ, તુકારામ વગેરે સારા સારા કવિઓ થઈ ગયા છે.

રાજાઓ કવિઓને કેવું ઉત્તેજન આપતા, તે વિષે એક દાખલો લખીએ છૈએ. એવું કહેવાય છે કે ભોજરાજા જે કોઈ નવી કવિતા લાવતું તેને લાખ રૂપિયા આપતો. પણ કોઈ છેતરી ન જાય, તેને માટે તેણે કેટલાક વિદ્વાનોને દરબારમાં રાખ્યા હતા, જેઓ નવા કવિની કવિતા જુની છે કે નવી તે તપાસતા. થોડે દહાડે તેઓ એવા તો ચતુર થઈ ગયા ને શિઘ્રપાઠશક્તિથી અનુકૂળ થયા કે, પછી જે કોઈ નવું કવન કરી લાવતું ને ભણી બતાવતું તો તેજ વેળા પેલા વિદ્વાનો તેનું તેજ એકજ વખત સાંભળીને ફરીથી ભણી બતાવતા ને કહેતા કે જો નવું કવન હોય તો હમને આવડે કેમ? એ રીતે તેઓ બીજા લોકને છેતરતા. કોઇને વિસ્મય લાગશે કે એવી યાદ દાસ્ત હોયજ નહિ. પણ હજી આ કાળે કેટલાક દક્ષણીઓમાં પુરુષો છે કે, જેઓ એક વખત વાંચી જઇને પછી તે જોયા વગર બોલેબોલ બોલી જાય છે. સ્મરણશક્તિના અદ્ભુત દાખલા ઘણા જોવામાં આવે છે. ભોજની કચેરીના પંડીતો એવા કાબેલ હશે એમાં કંઈ શક લાવવા જેવું નથી. આવા કાબેલ પંડિતોનાં માથાનો પણ એક કવિ નીકળ્યો. તેણે નવું કવન કીધું તેમાં લખ્યું કે, હે રાજા! તમારા બાપ પાસે મારા લાખ રુપિયા લેહેણા છે. હવે આ વાત જો સભાના પંડિતો બોલત તો લેહેણું સાબીત થાત, માટે તેઓ બોલ્યા નહીં, ને તેથી રાજાની કબુલાત પ્રમાણે તેને લાખ રૂપિયા મળ્યા.

પણ હવે બસ; સંસ્કૃત કવિતા વિષે બોલવાની શી જરૂર છે! સંસ્કૃતમાં કાંઈ બાકી રહ્યું નથી. જેટલું ને જેવું જોઇયે તેટલું ને તેવું લખાયું છે, ને હવે હિંદુઓમાંથી કોઈ નવો પેદા થઈ વ્યાસ, વાલ્મિક અને કાળીદાસનું માન મેળવે એવી તો આશા રાખવી એ મૂર્ખાઈ છે. કદાપી કોઈ જર્મન તેવા નીકળે ને પોતાના દેશના રીવાજ સંબંધી સંસ્કૃતમાં સારા ગ્રંથ કરે. ઈશ્વરની ઇચ્છા હોય તો કોઈ અહિંયા પણ નીકળે ને ખુણાખુણામાં સંતાઇ રહેલી બાબતને પાછી જાગતી કરે, પણ હાલના વખતનુ સ્વરૂપ જોતાં દેખાય છે કે, કોઈ હિંદુ સંસ્કૃતમાં કરીને ખરાં કરશે નહીં.

તોપણ જે આપણા બાપદાદાએ લખેલું છે, તે સમજવાનું અને તેનું પ્રાકૃત કરવાનું ઘણું બાકી છે, માટે જેઓની બુદ્ધિનું કવિતા તરફ વલણ હોય તેઓએ પ્રાકૃતમાં કવિતા કરવી.

બીજી પ્રાકૃત ભાષા મુકી દઇને હમે હમારા ગુજરાતી ભાઇઓને ભલામણ કરીયેછ કે, ગુજરાતીમાં હજી ઉત્તમ જાતની કવિતા થોડી બનેલી છે, માટે તેવી

કવિતા કરવા તરફ શોખિલાએ મન લગાડવું. પણ આજકાલ ગુજરાતી ભાઈઓ પોતાની ભાષાને ઘણી નજીવી અને તુચ્છ ગણે છે. ગુજરાતી તો સેહેલી છે, એ તો આવડે જ છે, એમ તેઓ કહેછે. પણ રાતદહાડા ગુજરાતી લખતાં વાચતાં રહેછે. તેઓને અને ઇંગ્રેજી ભણેલાને પણ લાગેછે કે, હજી ગુજરાતીમાં હમારે શિખવાનું ઘણું બાકી છે. પારકી ભાષામાં કવન કરવું ઘણું અઘરું છે, ને તેમ કરવા જતાં પણ તે ભાષાની જે વિશેષ રૂઢી છે તે કંઈ ઉપર ઉપરની ભાષા જાણેથી માલમ પડતી નથી. માટે સહુ જણાઓએ પોતાની સ્વભાષામાં કવિતા કરવી, એજ સારી વાત છે. ઘણા એમ સમજે છે કે સંસ્કૃત, ઇંગ્રેજી, અને હિંદુસ્તાનીમાં કવિતા કરે તેને મોટું માન છે ને ગુજરાતીમાં કરે તેનું થોડું છે. પણ એમ સમજનારાઓ મોટી ભુલમાં પડેછે. જેમાં જેને ઘણો અભ્યાસ તેમાં તે સારી કવિતા કરે. સંસ્કૃત ભણેલાથી ગુજરાતીમાં કવિતા ઘણી સારી થવાની નહીં. માટે જે ભાષાનો જેને ઘણો અભ્યાસ છે, તે ભાષામાં તેણે કવિતા કરવી, ને ગુજરાતી ભાઈઓ પોતાની ભાષા સમજતા નથી, તેઓ હિંદુસ્તાની ભાષા સમજવાનું ડોળ બતાવી તેમાં કવિતા કરે છે તેથી તે હસવા જેવું થાય છે; માટે ઘણી વાતમાં હાથ ને ઘાલી આપણા ગુજરાતી ભાઇઓએ પોતાની સ્વભાષામાં ઉમદા કવિતા બનાવવી. કોઇએ હમને સવાલ પુછ્યો કે ઘેરઘેર અંગ્રેજી ભણવાની ઇન્તેઝારી થઇ રહી છે ને ગુજરાતી તરફ થોડા લોકનુંજ વલણ છે, ને કેટલાએક (ઘણાજ થોડા) અંગ્રેજી ભણી રહ્યા પછી ગુજરાતીમાં લખવાને મન કરે છે, ત્યારે હવે ગુજરાતીમાં સારા કવિઓ કેમ નીકળશે? હમે જવાબ દીધો કે વાત બનવી મુશ્કેલ છે ખરી ને અંગ્રેજી ભણેલા કેટલાએક શખસો ગુજરાતી ભાષા સુધારવાને યત્ન કરશે પણ તેઓથી ઉમર ગયા પછી સારી કવિતા થવી મુશ્કેલ. કેટલીક વિદ્યા છે તે ખરેખર અભ્યાસ કરેથીજ આવડે છે; માત્ર સમજણ લીધે નથી આવડતી. ને તેમ કવિતા રાગની પણ ન્હાનપણથી થોડી ઘણી ઓળખ રાખી મુકવી જોઇયે, ને પ્રસંગ આવ્યો કે તરત ઝડપી લેવો. પ્રસંગ ગયેથી કવિતા સારી થનાર નથી. કોઈ કહે કે આટલી કવિતા કરી આપ, ને બીજો કહે કે લાવ હું કરી આપુંછું. તો આવી રીતની કવિતા કરનારે કવિનું નામ મેળવવાને મ્હોંડું ધોઈ આવવું જોઇયે. કવિતા જેને વશ છે તે કવિ નથી, જે કવિતાને વશ છે તે કવિ હોય ખરો. ત્યારે હવે ગુજરાતીમાં સારી કવિતા કોનાથી બની શકે તેમ છે? જેઓ ગુજરાતી ભાષામાં જ રાત દિવસ રમણ કરવાને ઇચ્છે છે અને તેમાં પ્રસંગે પ્રસંગે સંસ્કૃત અંગ્રેજીને જોય છે અને વ્યવહાર કુશળ ઘણા છે ને સતસંગતમાં ફરે છે તેઓ ગુજરાતીમાં સારી કવિતા કરી શકશે. બાકી બીજાઓથી થવી હમને અસંભવિત લાગે છે. તેમાં આ સમયમાં પેટને માટે સહુ ફાંફાં મારે છે, માટે જે સ્વૈચ્છિક લાગણીવાળા ગરીબ હશે, તે અથવા શ્રીમંત હશે, તે (ઘણા જ થોડા) સારી કવિતા કરી શકશે. હમણાના

ગુજરાતીઓ કવિતાની ખુબી તો કંઇજ સમજતા નથી; ફકત રાગડાથી જ મોહીત થઈ જાય છે. ગુજરાતી કવિતા વિષે વધારે કોઈ બીજે પ્રસંગે બોલીશું.

કેટલાક ગરબડીઆ બહુ શ્રુત કવિ એવા હોય છે કે, સભામાં વાણીની છટાથી જેવું તેવું ગટરપટર બોલી દિગ્વિજયી છું એમ દેખડાવે છે. એવા લોકોને સભાના મૂર્ખ લોકો માન આપે છે. પણ તે માન ઘણી વાર ટકતું નથી. માટે એવી શિઘ્ર કવિતા કરવાને ઉગતા કવિઓએ થોડો લોભ રાખવો. ઉતાવળું સારું બનાવવું એ મોટી વાત છે, પણ ધીમે ધીમે કરતાં જે પછી ઉતાવલું કરવા જાણીયે છૈયે તે ઘણીવારનું અને સારું હોય છે. ઉગતા અને બલ્કે સઘળા કવિઓએ આગળથી પોતાના વિચાર સાદી ઇબારતમાં વાદયુક્ત ને રસયુક્ત લખવા. ને પછી તેમાંની મતલબ થોડે થોડે જુક્તિથી અલંકારાદિ શૃંગારસહિત કવિતામાં ઉતારવી. આમ હમારે ભલામણ કરવાનું કારણ એ કે, કવિતા કરતાં કરતાં ઘણી વખત ધારેલા વિચાર ભુલી જવાય છે, ને પછી તે શોધવા તરફ, નવા વિચાર તરફ અને રચના તરફ જોઇએ તેવું મન દેવાતું નથી. બીજું, રચનાને મરડી મચેડીને પ્રાસથી સારી કરવાની ખટપટમાં ન પડવું. જેટલું સ્વાભાવિક નીકળે તેટલું કહાડવું ને તેમાં જે મજા છે તે તાણીતુસીને આણ્યામાં નથી. શબ્દને માટે ગુજરાતી ભાષાના જુના કવિઓનાં પુસ્તકો વાંચવાં. કેટલાક કવિઓની કવિતા મધુરી અને શબ્દ રૂપે વ્હેતી હોય છે, પણ તે કવિની સ્વાભાવિક વાણી નઠારી હોય છે, ને કેટલીક કવિતા થડકતી હોય છે પણ કવિની વાણીથી તે ખોડ બોલવા વેળા ઢંકાઇ જાય છે. પણ જેણે ગાયનનો થોડો ઘણો અભ્યાસ કીધો હોય છે, તેની બાની (પછી રચના કે બોલી) સારી જ હોય છે. અસલની કવિતામાં વ્યાકરણદોષ અને અધ્યાહાર ઘણો હોય છે, માટે તે વાતમાં સંભાળ લેવી. જેમ બને તેમ અક્ષરછંદ કવિતા કરવાની ઉગતી પ્રજાની વૃત્તિ થાય તો સારું. કેટલાક જુવાન છોકરાઓને કવિતાનો શોખ થાય છે ને તેઓ પોતાનો વખત જોડવામાં કહાડે છે, પણ ભણેલા નથી એટલે તેઓના વિચારમાં કવિતા હોતી નથી; માટે એવા જુવાનોએ પ્રથમ પોતાનું વિદ્યાજ્ઞાન, વ્યવહારજ્ઞાન અને રસજ્ઞાન વધારવું ને પછી એ કામ માથે લેવું, બાકી અધવચ રહ્યાથી સઘળાં કામમાં તેઓ ગફલત કરશે; માટે બેહેતર છે કે આગળથી હરેક વાતનો પુખ્ત વિચાર કરીને કામ આરંભવું. હમે હમારી આ ગ્રંથમાં લખવાની હદની બહાર બહુ ગયા છૈયે, ને કવિતા વિષે લખવાનું તો બહુ છે, માટે હવે આ પ્રસંગે તો કવિતાથી લાભાલાભ શા થાય છે, તે વિષે થોડામાં બોલીને આ બાબત બંધ રાખીશું.

પ્રથમ ગેરફાયદાવિષે—બિહારી સતસૈમાં લખે છે કે:

**દુહો.**—તંત્રીનાદ કબિત્તરસ, સરસ રાગ રતિ રંગ.
અનબૂડે બૂડે તરે, જો બુડે સબ અંગ. ૧

જે અધુરા હોય છે તે બુડે છે ને પૂરા હોય છે તે તરે છે. કવિત રાગ શિખ્યા ને પછી શૃંગારરસને સોબતી કીધો અને પછી નીતિને વિસારી દીધી તો પછી મૂર્ખાઇ અને હાનિમાં કંઇ બાકીજ નહીં. અધુરા આદમી, નાણાં કહડાવવાને કવિતા ઘેર ઘેર ભસે છે, કેટલાક સ્ત્રીઓને જ સારુ ભમે છે તથા તેમાં રમે છે ને લાલાજીને નામે ઓળખાય છે અને નરીકરા સાંડની પેઠે પોતાનું એક મંડળ કરીને તેનીજ સાથે ક્રીડામાં દિવસ પૂરા કરે છે. ટુંકામાં તેની દશા ઘણી શોકપાત્ર થાય છે. અંતે તે રંડીબાજીમાં ગરક થઈ રઝળીરઝળીને પણ (તેનાં રસજ્ઞાન પ્રમાણે) આનંદમાં દીવસ ગુજારી મરણને તાબે થાય છે. કવિતા શિખવાનું ફળ મૂરખ થવાનું નથી, પણ ડાહ્યાં થવાનું છે. માટે સદ્‌વસ્તુને છોડી અસદ્ વસ્તુ તરફ ઉગતા કવિઓએ મન લગાડવુંજ નહીં. આહા હા! કવિતાથી કેટલા લાભો અને મનરંજન થયાં છે, તેનું દુરાચરણીઓને કંઈ ભાન નથી. કવિતાના લાભ અમૂલ્ય છે. કવિતા કંઇ નઠારી વસ્તુ નથી. કવિતા ઇશ્વરપ્રણિત છે, તે નઠારી હોયજ નહીં. એકની એક વસ્તુ લોકો પોતપોતાની શક્તિ પ્રમાણે જુદી જુદી રીતે જોય છે ને તેથી કોઇનામાં સારી અસર થાય છે ને કોઈનામાં નઠારી.

**દોહરો.**—કવિતાના ભણવા થકી, મન રંજન બહુ થાય;
નીતિવાત મનમાં ઠસે, દુર્ગુણ નાસી જાય. ૧

કવિતા કહેવી છે તો કેઃ—

**गीतिवृत्त.**—"गुणगणपूर्णा तरुणी सरसा सालंकृतिः सुधासूक्तिः ।
मनोभिरामा रामा चित्तं नो नो जहाति कवितेव ॥ १ ॥

આ ગીતિમાં સ્ત્રીને કવિતાની ઉપમા આપી છે. જે પ્રમાણે ગુણ, અલંકાર અને રસયુક્ત મધુરી તરુણી (અસર કરે તેવી) અને મનને રંજન કરે તેવી કવિતા આપણા ચિત્તને હરણ કરે છે, તે પ્રમાણે જુવાની વગેરે ગુણોથી ભરેલી સ્ત્રી ચિત્તને હરણ કરે છે.

કવિતા ન હોત તો સદ્દગુણ, પ્રીતિ, સ્વદેશાભિમાન, મિત્રાઈ એની શી દશા થાત? આ સુંદર રમણીય જગતનો દેખાવ કેવો થાત? આ દુનિયાનાં દુઃખ અને મોતનાં ભયની વખત આપણે દેલાસો કાંથી મળત? અને મુઆ પછી આપણે શી ઉમેદ રાખત? કવિતાથી સઘળી વસ્તુ પ્રીતિમય થઇ રહે છે. જે ખોડવાળું છે તેને તે શોભીતું કરે છે, ને જે સુંદર છે તેને વધારે સુંદર કરે છે. જે ગુણો એક બીજાના શત્રુ છે તેને મીલનસારી કરાવે છે. કવિ જેમ બીજાઓને સુખ દીલસા, સદ્દગુણ અને કીર્તિ આપનાર છે, તેમ તે પણ જાતે સુખી ને સંતોષી હોવો જોઇયે. કવિએ પોતાની કીર્તિની તરફ નજર ને લોકના કહેવા તરફ કાન ન ધરવા. તેણે તો પોતાનાં મનના ઉભરા કહાડ્યા કરવા ને જોવું કે કુદરતને મળતા આવે છે કે નહીં. વિલાતમાં લોકનાં સાંભળવાથી ઘણા કવિ હૈયા શોકે મરી ગયા છે. તેમ મોટા કવિઓએ, ઉગતાઓને હિંમત આપી સારો રસ્તો બતાવવો.

કવિઓ આટલાસારુ કવિતા કરે છે એમ કહેવામાં તેઓને હદમાં રાખ્યા જેવું થાય છે. પણ સંસ્કૃત કવિઓને જુદાં જુદાં ફળ મળ્યાં, તે ઉપરથી તે ફળને કારણ કહી દંડી કવિ નીચે પ્રમાણે બોલે છે.

**અર્થઃ**—કેટલાક યશનેસારુ, કેટલાક દ્રવ્યનેસારુ, કેટલાક વ્યવહાર જાણવાસારુ, કેટલાક કલ્યાણનેસારુ, કેટલાક મનનાં સમાધાન અને મુક્તિમાટે અને કેટલાક કાવ્ય નાટકનો મનોરંજક ઉપદેશ લેવાનેસારુ કવિતા કરે છે.

એક વિદ્વાન કહે છે કે કવિતા એ એવો હુન્નર છે કે, જે પોતાની મધુરી પ્રેરણાથી અણઘડ, નિર્દય અને પથ્થર જેવી છાતીનાં માણસમાં પણ ધર્મ નીતિનું રસજ્ઞાન કરાવે છે. **મીલટન** પણ કહે છે કે, આહાહા ! ઈશ્વરી અને મનુષ્યકૃત વસ્તુઓમાં આપણે કવિતાનો કેવો ધર્મી, યશસ્વી અને ઉત્સાહી ઉપયોગ કરી શકીએ છૈયે. કવિતાનો કેટલાએક જણ નઠારો ઉપયોગ કરે, તેમાં કવિતાનો શો દોષ? કવિનો રસ કવિને જ માલમ છે એમ નથી. મોટા મોટા રાજદરબારે બેસનારા અમીર વજીરોને અને શૂરા લડનારાઓને પણ કવિતાએ પોતાને વશ કર્યા છે. શિકંદર બાદશાહને વિષે એમ કહેવાય છે કે તે હોમર નામના ઉત્તમ કવિની ચોપડી રૂપાની પેટીમાં લઈ લઈને સઘળે ફરતો હતો, અને રાત્રે તેને પોતાના ઓસીકા તળે મુકતો હતો. આપણા રજપુત ભાટોમાં ચંદકવિની બરાબરી કોણ કરી શકનાર છે? કેટલાક હારેલા રાજાઓ વીરરસનાં કવિતો સાંભળી ઘોડા ઉપર ચ'ડીને ફતેહ કરી આવેલા છે. જગતનો ફેરફાર સઘળો કવિતા ઉપર આધાર રાખે છે. જે વેળા બ્રહ્મભજન કવિતામાં રાગરૂપે થાય છે, તે વખત રુવે રુવે આનંદ આનંદ વ્યાપી રેહે છે. ત્રિવિક્રમાનંદ કરીને બ્રહ્મમાર્ગી એક બાવો થઇ ગયો છે, તેનાં બનાવેલાં પદે અને તે પદના ગાનાર સુરતના **વીજી**આનંદ નામના ગળીઆરાએ (ત્રિવિક્રમાનંદના ચેલાએ) સુરતના ઘણા ખરા લોકને બ્રહ્મની લેહ લગાડી હતી. વલ્લભમાર્ગની બઢતી થઈ તેનું કારણ એ કે તેમાં સરસ કવિતા છે. સાહિત્યશાસ્ત્રનો ભંડાર એ પંથમાં છે. પણ બાળકને હાથ તરવાર આવ્યા જેવું થયું છે. સુરદાસાદિ અષ્ટસખા, બિહારીલાલ, એ સઘળા કોણ હતા? કવિઓ. કવિના કીધેલા જસ રાજ્ય કચેરીમાં છે, રણક્ષેત્રમાં છે, શ્રીમંતમાં છે, ગરીબમાં છે, ઘરબહાર છે ને ઘરમાંહે છે. કવિતા ઠામઠામ વ્યાપી રહી છે. કવિતાથી દીલાસા મળે છે ને કવિતાથી નઠારા મારગ છોડાય છે તથા સતસંગ થાય છે. કવિતા જેવો મિત્ર કોણ છે? એનાથી જેવો ઘા રુઝાય છે તેવો કોઈ ઓસડથી રુઝાતો નથી. કહોતો હસાવે, કહોતો રોવાડે, કહોતો ગુસ્સો આણે, કોહોતો બ્હીવડાવે. સઘળા ગુણસંપન્ન કવિતા જેવી વસ્તુ મળવી મુસ્કેલ. અહિં નાના પ્રકારનાં નિર્મળાં સુખ ભોગવાવી પરલોકને વિષે સમજ આપનાર પણ તેજ છે. કવિતા વિષે જેટલું બોલીયે તેટલું થોડું છે. વિત્યાવના સઘળું ખોટું. જેને વિત્યું હોય તેને ખબર પડે કે આટલું ને આવું સુખ થાય છે. કવિતાનું સુખ અલૌકિક છે. સંસારની

ઉષ્ણુતામાં કવિતાચંદ્ર મનને શાંત કરે છે. કવિતાની મઝા ને લ્હેજત જુદી જ છે. કવિતા જગતનો પ્રાણ છે.

સર્વ લોકોએ કવિતાની અવગણના ન કરી, તેની મધુરી પ્રસાદી લેવાસારુ તેની ખરા ભાવે ભક્તિ કરવી.

——:o:——

## ૮. વિષયી ગુરુ વિષે.*

**શ્લોક**—उत्पत्तिसंरक्षणनाशकर्त्रीं जगन्मयीं तां भवतापहर्त्रीम् ॥
नमामि देवीं परमात्मशक्तिं ग्रन्थे मदीये कुरु मंगलोक्तिम् ॥ १ ॥

**અર્થઃ**—પેદા કરનારી, પાળનારી, અને નાશ કરનારી એવી–જગતમાં વ્યાપી રહી છે એવી–ભવતાપને હરણ કરનારી એવી–પરમાત્મ શક્તિને હું મનમાં નમન કરીને વિનંતી કરું છઉં કે, હે દેવી! મારા ગ્રંથને વિષે લોકનું કલ્યાણ થાય એવી મારી વાણી કર.

આ પ્રકરણ ઘણું નાજુક છે—લખાવનાર તથા લખનાર અને ગ્રંથ એ ત્રણની સભ્યાતાવિષે વાંચનાર તથા સાંભળનારાઓને પ્રથમ તો નિબંધ જોઇને કદાપિ શંકા ઉત્પન્ન થશે, પણ જે કારણથી અને જે કાર્યને માટે પ્રકરણ લખાવવામાં

* એ રૂ. ૪૦ નાં ઇનામનો નિબંધ આપખ્તિયાર પ્રેસમાંથી નિકળેલાં હાન્ડબીલ ઉપરથી (જે મને મારા પિતાયે મોકલ્યું હતું) ૧૯૧૫ ના મહા વદ ૮, ૨૫ મી ફેબરવારી ૧૮૫૯એ પુરો કરીને પુનેથી મોકલ્યો હતો. તેમ બીજો રૂ. ૬૦ ના ઈનામનો નિબંધ ગુરૂની સત્તા વિષેનો પણ પુનામાંજ ફાગણ સુદ ૧૪, ૧૭ મી મારચે પુરો કરી ડાકમાં મોકલ્યો હતો. એ બે નિબંધોની પોંહોંચ કબુલ કરવામાં આવી નોહોતી, તો પછી ઇનામ તો ક્યાંથી મળે? એ વાતવિશે અને એ બે નિબંધ છપાવવા સંબંધી ગુજરેલી હકીકતવિશે કોઇ બીજે પ્રસંગે લખીશ. એ નિબંધોની મેં નકલો રાખેલી. તે ઉપરથી મેં અકેકની હજાર હજાર નકલ પ્રગટ કરી હતી. કેટલાંક કારણો ઉપરથી મેં એ નિબંધો મંદિરો આગળ અને બજારમાં લુટાવી દીધા હતા. એમાંના ઘણાએક હિન્દુસ્તાનના જે જે ભાગોમાં વલ્લભી વૈષ્ણવો છે, જહાં જહાં મોટી મોટી ગાદી મંદીરો ને મહારાજો છે, ત્યાંહાં ત્યાંહાં પોસ્ટનો ખર્ચ કરી મોકલી દીધા હતા. ગુજરાત, કાઠિયાવાડ, હલાર, કચ્છ, મેવાડ વગેરે ઠેકાણે એ નિબંધોવિશે અત્રેના મોટા મંદિરની સામે ગોપકેશજી રહે છે, તેણે કોઇને મ્હોડે એવું કહ્યું હતું કે 'લખનાર ઘણોજ હોશિયાર છે, પણ હમારી નિંદા કરે છે, એટલું ઘણું ખોટું કરે છે.' એ નિબંધો, ગુરુ અને સ્રીનો નિબંધ અને, ચાબકા, ચતુર્ભુજ વાલજી જે મારો ગો૦ તે૦ વિ૦ નો મારી વખતમાં મારો નિશાળિયો હતો તેણે અને કાળાભાઇ લલ્લુભાઇએ જદુનાથજી મહારાજને આપ્યા હતા. જે વિશે એ બે જણે અને જદુનાથજીએ પોતાની શાહેદીમાં કહ્યું છે. એ વિષયી ગુરુનો લીલા પુઠાનો નિબંધ લાઇબલ કેસ ચાલતી વખત કોરટનાં મકાનમાં પડતાં ઝાંખા અજવાળામાં ઘણાકના હાથમાં ચળક ચળક કરી રહ્યો હતો. એ નિબંધ વિશે લખાવનારે પ્રથમ હલકું મત દેખાડયું હતું. પણ એ જ નિબંધોએ ઘણું કામ કર્યું છે, તે દેખડાવવા અહિં આટલું લંબાણ કર્યું છે.

અને લખવામાં આવ્યું છે, તે કારણ અને તે કાર્ય સમજ્યામાં આવ્યા પછી (કદાપિ હું લખવાના જોસમાં વિવેક બહાર ગયો હોઇશ તોપણ) તેઓનાં મનમાં મારે વિષે અને મારા ગ્રંથને વિષે સારો જ વિચાર આવશે.

આ વાતની આગળથી જાણ કરવાનું એટલા સારુ કે લોકો આ ગ્રંથને ઉપર ઉપરથી જોઈ વાંચી સાંભળી તે ઉપરથી આસ્થા ન ઉઠાડે. વાંચનારને મારી વિનંતી છે કે તેઓએ સાત્વિકભાવે, નિષ્પક્ષપાતથી ગ્રંથને અથથી તે ઇતિસુધી સમજી સમજીને વાંચવો.

ભાગા તુટા રથ સાથે જે ઘોડાઓ જોતરાયલા છે તે જેવા જોઇએ તેવા છે—રૂપે સારા અને રાહપર દોડથી ચાલનારા એવા છે—ને તેઓ સારથીની આજ્ઞા-ઇસારતમાં સમજે છે, અને ટુંકામાં કહીયેછ કે તેઓ ધણીને, સારથીને, પોતાને અને લોકને પોતાની વર્તણુકથી આનંદ પમાડે છે.

હવે આવા ઘોડા છતાં જે મૂરખ સારથીઓ હમે કંઈ સારથી છૈયે એવું બહારથી ડોળ બતાવી, (ખરેખર સારથીપણું તો કંઇજ નથી) વગર કારણે કેફની અને ઇશકની ધુંધમાં નિરપરાધી ઘોડાઓને ચાબકે ઝુંડી નાંખે તે તે કંઈ સારું કહેવાય? તેઓ પોતાની હાંકવાની છટા, બાંકી પાઘડીએ અને હાથને લેહેકે ચાબકો ઉંચકી વગાડીને બૈરાંઓને બતાવવામાં મોટાઈ માને છે તે તે કંઈ માણુસાઈ કહેવાય? આવા છંદથી તેઓ ગરીબ રંકને મારી નાખે કેની? પોતે પણ વેળાએ પડી જાય કેની? ઘોડાઓ એવા તો સહનશીલ છે કે, સારથીને મારે મરવું કબુલ કરે છે, ને મનમાં સહુ સમજે છે, તોપણ સારથીને અને રથને દેખાઈતી આંચ અને આચકો આવવા દેતા નથી.

તેઓ તો સાંખે; કેમકે તેઓનું ચામડું ચાબકા ખાઈ ખાઇને બેહેર ખાઈ ગયું છે. પણ દુનીઆં કેમ સાંખે? દુનીઆં તો આગળથી કસાઇને ભાઇ બાપા કરીને સમજાવે ને પછી પણ ન માને તો તેને ઠેર કરે જ. રાજા જુલુમગાર હોય તો તે રાજ થોડા દહાડાનું જાણવું. ડાહી રૈયત ઘણીવાર તો સાંખે, પણ કોઈ દહાડો એવી ઉઠે કે પોતાનું અને રાજાનું બન્યોનું અકલ્યાણ કરી લે.

હમારાથી વલ્લભી વૈષ્ણવ ઉપાધ્યાયોના જુલૂમ સહન થઈ શકતા નથી. તેઓના જુલૂમ એટલા છે કે હિંદુનું રાજ હતે તો તે રાજા તેઓને સાટમાર પાસે રગડાવત, હાથીને પગે બંધાવત, અથવા કપાળે અને ગુહ્યે લીલાછંમ ડામ દેવડાવત, પીપળામાં બાળી મુકાવત અથવા કોઇપણ રીતે તેઓનો અંત વહેલો અણાવત. પરંતુ હમણા તેઓને નસીબે અંગરેજનું રાજ છે, ને એમ જાણીનેજ તેઓ બેહેકી ગયા હોય એમ હમને લાગે છે. આ રાજમાં તેમ થઈ શકતું નથી, તેમ દેખતી આંખમાં હમારાથી ધૂળ ઘલાતી નથી. માટે મનનો સઘળો કીનો કલમરૂપી તરવારને સોંપી તેનો ઘટતી રીતે (પણ હદની અંદર) સામાને ચેતવવાને અને ધાસ્તી આપવાને પટો ખેલીએ, તેમાં અધર્મ કરીયેછ, એમ કોઇથી

કેહેવાય નહી એમ ન કરીયે તો પાપમ પડીયે ખરા. મહારાજોના દબેલ એના સેવક વાણીઆ ભાટીઆ અને આશ્રિત બ્રાહ્મણ હમારે ન લેવા કે દેવા. પણ માણસ જાતના હક ડૂબતા હોય તો તે ઠેકાણે વગર તેડે હમારે વચમાં પડીને રંકનો પક્ષ કરીને મદોન્મત્તને તોડવો, એવો પ્રયત્ન (બને તેટલો) કરવો, તે હમારો સ્વાભાવિક માનવીધર્મ છે, એમ હમે સમજીયે છૈયે.

સઘળા અવગુણ કરતાં વ્યભિચાર, ને તે વળી જેઓએ ધર્મનીતિથી ચાલવું જોઇએ, તેઓનામાં અને મોક્ષમાર્ગ દેખડાવનારાઓમાં—એના જેવો બીજો દોષ એકો નથી. આ વ્યસન ઉપર નિબંધ લખવાના ઉદ્દેશમાંનો આ એક છે કે, ભોળા ભાટીઆ વાણીઆઓ મહારાજનાં કર્મ જોઇને આંખમાં વેર આણે અને જે તે વાતે તે વંઠેલ ગુરુઓ સમરે અને પોતાનું ભલું થાય તેમ કરે. પોતાની અક્કલથી ન સમજે ત્યારે તેને સમજાવવાને સામ, દામ, ભેદ અને દંડ એ નામના ચાર ઉપાય કરવા જોઇયે. સામ ઉપાય તો ઘણા ચાલ્યા છે, પણ તેને તો મામાઓ ગણકારતા નથી. કેટલાએક દુઃખી થયલા ભાટીઆ વાણીઆઓ દામ આપીને પરોક્ષ સમજાવે છે કે, હે મહારાજ! તમે જુલૂમ ના કરો. શું સેવકો મોહે ફાડીને કહે કે, ઓ મહારાજો! હમારાં મા બહેન બેરી છોકરી ઉપર કનજરે ન જુઓ? દુઃખી થયલા સેવકોની મહારાજો ઉપર દાઢ ઘણી છે ને જેને તેઓ સારી પઠે ઓળખે છે, તે છતાં પણ માન આપ્યાં કરે છે તેનું કારણ એ જ કે હજી પણ સમરે. મહારાજો મતલબીઆ છે, તેઓ સેવકોની પરોક્ષ સુચનાને આંખ આડા કાન ધરે છે. જાગતાને શું જગાડવો? સાંભળતાને શું સંભળાવવું? દેખતાને શું દેખાડવું? અને સમજતાને શું સમજાવવું? તે મહારાજો ભોળા અને બીહીકણ સેવકોને છેતરે છે. લોભીઓ વસે ત્યાં ધુતારો ભુખે ના મરે. સેવક જાણે કે ગુરુ સેવ્યાથી આપણું સારું થાય—વેપારમાં બરકત થાય, પૈસો મળે, ઘરમાં સુખ સંતતિ વધે અને મુએ સ્વર્ગ મળે. આ વાતના તેઓ અતિ લોભી છે ને એ લોભથી તેઓ ધુતારાને મઝેથી મોજ કરાવે છે. ભેદ ઉપાય અને દંડ ઉપાય વિષે હવે પછી બોલીશું. જેવા વાણીઆ ભાટીઆઓ સેવકરૂપે પોતાના ભાવ ગુરુપ્રતિ બેવકુફીથી દેખડાવે છે, તેવા ભાવ કોઈ બીજા ધર્મના લોકો પોતાના ઉપાધ્યાયોના ઉપર દેખાડતા નથી. સેવકો તો પોતાની તરફનું દેણ આવા ગુરુઓને ન આપવું જોઇયે, તે છતાં પણ આપ્યા જાય છે. પેલા લુચ્ચા ગુરુઓ કહેતા જ નથી કે, હવે બસ કરો. હોજરુ ભર્યા જ જાય છે ને ઇંદ્રિયોને જમાડ્યા જ જાય છે. ગુરુઓ સારી નિષ્ઠાથી આવેલો પૈસો અધર્મમાં નાખે છે. તેઓ ભક્તના લાભમાં શું કરેછ? તેઓ પોતાનાં ગુરુપણાનાં કામમાં શું કરેછ? ગુરુના દરજ્જામાં "श्रीकृष्णः शरणं मम" એટલો જ સુસુ કરતો અવાજ તેઓ બેતમાંથી સેવકોના કાનમાં મુકે છે, અને કંઠી ફેંકે છે. આવા ગુરુઓનાં છીનાળાં અને રંડીબાજીવિષે જેટલું બોલીએ તેટલું થોડું છે.

લોકો કેવી કેવી જાતનાં અને કેવી કેવી રીતે છીનાળાં કરે છે, તે સઘળું આ ન્હાના પુસ્તકમાં દેખડાવવામાં આવતું નથી. કેમકે એ સાધારણ બાબત લખતાં લંબાણ થાય અને પુછ્યું છે તેટલો જવાબ ન દેતાં આડરસ્તે ગયાનો દોષ આવે. માટે તે ઉપર કલમ ન ચલાવતાં જે ઉત્તમ પંક્તિના ગૃહસ્થો છે—માત્ર પૈસે નહીં, માત્ર વિદ્યાયે નહીં, માત્ર દરજજે નહીં, પણ એ ત્રણ વાતે, રે સર્વ વાતે, ઉત્તમ છે—જેઓનાં રાજ, સેવકોનાં તન મન ધન ઉપર એક સરખાં ચાલે છે તેવા ગૃહસ્થોના, અરરર! વૈષ્ણવ ગુરુઓનાં (ધિકધિક તે ચાંડાલોનાં) અને તે સંબંધી કેટલાએક સેવકોનાં છીનાળાંવિષે નીચે પ્રમાણે થોડું પણ સત બોલીયે છૈયે, તેનો વાંચનારાએ સ્વીકાર કરવો. સેવકોએ ખૂબ સમજવું કે, હમે હમારે પોતાને માટે નથી બોલતા, પણ તેઓના ઉપર જે જુલુમાત ગુજરે છે, તેનું તેઓને ભાન કરાવવાને બોલીયે છૈયે.

પ્રશ્ન. ૧—"હિંદુઓના કેટલાક મહારાજો જેઓ વ્યભિચારપણામાં ગરક રહે છે, તેઓ પોતાની દુષ્ટ ધારણામાં ફલદ્રૂપ થવાને શાશા ઉપાયો કામે લગાડે છે? ઉત્તર ૧—ઉપલા પ્રશ્નનો સીધો અને મનમાનતો જવાબ દેવાને શક્તિમાન થઇયે તેની અગાઉ મહારાજો કોણ છે? અને તેઓ કેવી સ્થિતિમાં છે? એ જાણવું જોઇયે. રે એટલુંજ જાણવામાં આવશે, એટલે પ્રશ્નનો પોણો જવાબ દેવાઈ ચુકયો એમ સમજવું. જુદી જુદી પ્રતિનાં અને જુદી જુદી સ્થિતિનાં માણસો એક જ કામ પણ જુદી જુદી રીતે કરે છે.

મહારાજો કોણ છે? ન્યાત બહાર મુકેલા તૈલંગા બ્રાહ્મણ છે. તેઓમાંનો પહેલો અને મુખ્ય વલ્લભાચાર્ય, તેને એક વૈષ્ણવમત સંપ્રદાયની નસંતાની આઇતી (વગર મેહેનતે) ગાદી મળી હતી. પોતાના ભણેલ દેશમાં અને સામાવાળા વિદ્વાન આચાર્યો (રામાનુજ અને મધ્વ) એઓની આગળ ટકાવવાનું નથી એમ સમજી, ત્યાં ન ફાવ્યું ત્યારે ત્યાંથી નાસી જઈ ગોકુલ મથુરા તરફની મૂર્ખ વસ્તીમાં* જઇને કંઈ જુનું ને ઘણું નવું એમ મત એકઠું કરી તેણે એક નવો માર્ગ ચલાવ્યો. તે પોતે તથા તેની પછીના બેત્રણ પેઢી લગીના પુરુષો થોડું ઘણું ભણેલા, મોટી જુકતીવાળા, ઘણા તર્કબાજ અને યોગ્ય જેહેવા હતા. તેઓ બહાર રોપ બતાવીને ગાદીની કાળજી રાખતા હતા. હમણાના તો ગાદીની કંઈ જ

---

* હિન્દુસ્થાન દેશમાં શંકરાચાર્ય અને થોડા બીજા એશિવાય જે ધર્મ માર્ગ સ્થાપનારા થઇ ગયા છે, તેઓએ પ્રથમ તો પોતાના ધર્મ પરદેશમાં જઇને અજાણ્યા અને અવિદ્વાન લોકોમાં તેઓની રુચિ જોઇને ચલાવ્યા છે. બંગાલ દેશના સ્વામીનારાયણે પશ્ચિમ હિન્દુસ્થાનમાં આવી પ્રથમ જંગલી કાઠી લોકોમાં, અને તૈલંગી વલ્લભભટે ગુજરાત, મારવાડ, કચ્છ, ભુજ, વ્રજ એ ઠેકાણે પોતાના માર્ગ ચલાવ્યા. તૈલંગ દેશમાં હાલ વલ્લભી વૈષ્ણવ થોડાક જ મળી આવશે. ત્યાં માધવી અને રામાનુજ એ વૈષ્ણવો ઘણા છે.

કાળજી રાખતા નથી. તેઓ પોતાનો* ધર્મ કંઇ જ જાણતા નથી. જે ગાદી ઉપર બેશીને મોહના વાયુવડે, નીતિ ધર્મની સુબોધવાણી બોલીને તેની પવિત્રતા કાએમ રાખવી જોઇયે, તે ગાદીઉપર હમણાના મહારાજો બેશીને તેને વિષયઅજીર્ણાંશથી, ગુદે અપાનવાયુનો શબ્દ ભણીને અપવિત્ર કરી નાંખે છે. રે અપવિત્ર થઈ ચુકી છે. શું બાકી છે?

વલ્લભે વિચાર કીધો હશે કે, માણુસને લલચાવવાને અને મન હરણ કરવાને—ભુરકી નાંખવાને શૃંગારરસ યોગ્ય હથીઆર છે ને તેમ સમજી કૃષ્ણાવતારલીલાનું મહાત્મ્ય વધાર્યું, ને સાક્ષાત પૂરણ પુરુષોત્તમનો હું અવતાર છું—પાપીને મારવા અને ભક્તને ઉદ્ધારવા આવ્યો છઉં, એમ તેણે અજ્ઞાની લોકો પાસે મનાવવા માંડયું. એ આચારજી કહેવડાવે છે, પણ એ નામને તે બીલકુલ યોગ્ય નથી. જેટલા હિંદુસ્થાનમાં આચાર્ય થયા છે ને છે તેઓ સંન્યાસી હતા ને છે, પણ વલ્લભે તો સંસારી થઈ લગ્ન કીધું અને વળી છાનાં છીનાલાં કીધાં. જે પુસ્તકો વલ્લભકૃત કહેવાય છે તેવિષે પણ શક જેવું છે. તેના આશ્રિતોએ ગ્રંથ રચેલા ને નામ પોતાનું લખાવેલું. અલબત થોડું ઘણું પોતે ભણેલા ખરા. ધર્મ પ્રવરતાવવાની રાત દહાડો કાળજીમાં વેદાંતવિષય ઉપર સંસારી વલ્લભથી ઘણા જ સારા ગ્રંથ થયા હોય એમ હમને બીલકુલ ખરું લાગતું નથી. એ વલ્લભભટને એના સેવકો આચારજી મહાપ્રભુને નામે ઓળખે છે. વલ્લભવિષે અને તેના માર્ગવિષે વધારે બોલવાનો આ પ્રસંગ નથી. લોકોની ઇંદરીઓને લડાવવું અને બેંકાવવાનું અને અનીતિ ફેલાવવાનું આ માર્ગમાં છે. મૂળ જોઇએ તો તેજ કોહેલું છે, પછી તેનું વૃક્ષ કેમ થાય? પણ કલમો લગાવીને અને નાનાપ્રકારની તજવીજો કરીને તથા પોતાની લુચાઇને પડદેપોસ રાખીને, બહારથી સુકા રોપમાં અને દ્રવ્યના માર મારવાથી જેમ તેમ માર્ગવૃક્ષ વધાર્યુ. હવે એ માર્ગનાં ખરાખોટાપણા વિષે ન બોલતાં હાલ જોવામાં આવે છે તે લખીયે છૈયે.

મહારાજો ધાનવેચુ છે. તેઓ વાર પરવણીએ કૃષ્ણના ઓચ્છવને દહાડે અને ખુશાલીને દહાડે, નાંનાપ્રકારની ઉમદા ભોજન સામગ્રી કરાવે છે ને તે પછી વૈષ્ણવોને ત્યાં મોકલે છે, ત્યારે તેઓ તેને માન આપવાને પોતપોતાની યોગ્યતા પ્રમાણે નાણાંની ભેટ કરે છે.

---

* તેઓનાં ધર્મનાં પુસ્તકોમાંનાં કેટલાંએક સંસ્કૃત પુસ્તકોમાં ઘણો સારો રસ્તો દેખાડયો છે. પણ બીજાં કેટલાંએકમાં અને બ્રીજ ભાષાનાં તમામ પુસ્તકોમાં પુષ્કળ અનીતિ ભરેલી છે. ને તે માટે જ તેઓ પોતાનાં પુસ્તકોને છુપાવી રાખે છે, કોઇને હાથ જવા દેતા નથી. જેનો માર્ગ સાચો છે તેને પુસ્તકો બહાર કહાડવાનું કંઇજ ભય નથી. શંકરાચાર્યનાં કીધેલાં પુસ્તકો આખા હિન્દુસ્થાનના દરએક ભાગમાં પ્રસિદ્ધ છે. વલ્લભી મહારાજોનું ભોપાળું નીકળી જાય, તેને માટે તેઓ પોતાનાં પુસ્તકો મંદિર બહાર કહાડતા નથી.

જેઓ ગરીબ છે તેઓને થોડી અથવા નરસી અસાદી આપે છે, અથવા બીલકુલ નથી આપતા. ઘરનાં ચાકર માણસોને પણ તે સામગ્રી કાંઈ કોઈ વેળા મળે છે. વળી કેટલાક છડા વાણીયાઓ મંદિરમાં જઇને નાણું આપીને જમી આવે છે. આ રીતે મહારાજો દેવને નામે પોતાનાં પેટનાં કહુલ્લાં ભરે છે અને કુલાં વધારે છે. અને તે ધાન વેચીને પોતાના પૈસાથી જમાડતા હોય તો લેખાસર અથવા આગળથી સેવકો પાસે લેતા હોય તો સારું: પણ રોપમાં આગળથી ખરચ કરી ભોજન તૈયાર કરી ઘેર ઘેર માણસ સાથે મોકલે છે અને ત્યાં વેચે છે. બજારના ભઠીઆરા પણ સારા કે તેઓ ટેકમાં દુકાને બેશી રેહે છે. પણ આ ધરમઠગ તો ઘેરઘેર ધાન વેચવાને માણસો મોકલે છે. આ રીતે જમવાના રસથી લોકને માછલાં જેવા વશ કરી ગરદન મારે છે.

**श्लोक**—लोके के न वशं याता मुखे पिंडेन पूरिताः ।
मृदंगः कण लेपेन करोति मधुर ध्वनिं ॥ १ ॥

**અર્થ**—મુદંગ (તબલું) છે તે કણેક ખાઇને મધુર અવાજ કરે છે, તો દુનીઆમાં મોહોડાંને પુરતું આપ્યા પછી કોણ વશ ન થાય? મંદિરની રસોઈ એટલે બાકી નહીં ને એ રસથી ઘણા લોકો લોભાય છે—એવીજ રીતે પ્રસાદને નામે રાંધેલું અન્ન મોકલી, મહારાજો સ્ત્રીઓ સાથે પ્રીતિ બાંધે છે તથા પોતાના દુષ્ટ વિચારના સંદેશા અન્ન લઈ જનારાં માણસો સાથે કહેવડાવે છે ને તે ઉપરથી સ્ત્રીઓ લોભાય છે અને કુછંદમાં પડે છે.

શબ્દથકી મહારાજોએ કેટલી અસર કરી છે તે જુઓ. નાના પ્રકારનાં કૃષ્ણચરિત્ર, શૃંગાર કાવ્યો, નાના પ્રકારના રાગમાં બુદ્ધિમાન કવિઓ અને ગાનારાપાસે જોડાવ્યાં છે અને ગવડાવ્યાં છે. "કન્હૈયા બિન ગાનો નહી" એમ કહેવાય છે. મહારાજના કીરતનીઆ પણ શૃંગારવર્ણન મોટા રાગમાં અને અસર કરતી રીતે કરે છે. બૈરાંઓ નીલાજરાં ધોળ અને ગરબી હરખથી ગાય છે. ગાયનથી વશ કોણ નહીં? તેથી પ્રાણી માત્ર વશ થાય છે ને એ સાધન તેઓએ રોજ મંદીરમાં રાખ્યું છે. જેટલી વાર દરશન, તેટલી વાર રાગ તાન અવશ્ય જોઇએજ. મહારાજની ખુશીમાં આવે તારે તો હોયસ્તો.

હવે રૂપથકી થતી અસર—મહારાજો દેવને નાના પ્રકારનાં વસ્ત્ર (વાગા) ઘરેણાં પહેરાવે છે. તેને કાચના, કટોરીના, મીનાના, કેવડાના, ગુલાબના હીંડોળામાં રમાડે છે. ને પોતે પણ તરેહ તરેહવાર લુગડાં ઘરેણાં પહેરી, બાંકી પાઘડી મુકી અથવા ચોટલી છુટી રાખી વરણાગીઆ વર થઈ મંદિરમાં મહાલે છે, તે વાત સહુ કોઇને અજાણી નથી. પોતે પણ હીંડોળામાં પાડા જેવા બેસે છે અને વૈષ્ણવો પાસે રૂપીઆ લઈ લઇને હીંચકા નખાવે છે. તેઓ દાહાડો રાત મળીને દશએકવાર દર્શન કરાવે છે. દેવની સઘળી સેવા પોતે કરતા નથી, પણ બૈરાં જોવાની મઝા વખત પોતે દેવઆગળ આવે છે ને આરતી કરે છે અથવા હીંડોળાની દોરી

ફુલાવે છે. એવી મતલબથી કે બૈરાં તેઓનું રૂપ જોઇને મોહી પડે. વસ્ત્રાભૂષણ વગેરેથી સણગાર કરવાની કળા તે વૈષ્ણવોની જ. રૂપથકી બૈરાં ન ભોળવાય ?

ગંધથી અસર પણ તેવીજ ભુંડી છે. ગુરુઓનાં શરીર ઉપર તેલ, મોગરેલ, ગુલાબજળ અને કસ્તુરીની સુગંધી હોય છે. મંદિરમાં સુગા અને બોલતા ઠાકોરજી આગળ મઘમઘાટ હોય છે. મહારાજો પોતાના ચાવેલાં પાનનાં બીડાંના રસની ગંધ અને શરીરના પરસેવાની ગંધ, સ્ત્રી પુરુષોને તેથી કલ્યાણ છે એમ જુઠું સમજાવી, આપે છે. સેવકો, ગુરુનાં આપેલાં પાન પોતે ખુશી થઇને ખાય છે. તેઓનું ગુ કાં નથી ખાતા ? ને મુતર કાં નથી પીતા ? વસંતઋતુમાં મંદિરમાં જે ભવાંઈ થાય છે તેથી તો તોબા. એ સઘળું મહારાજનામાં મનાયલાં દૈવતરૂપી જે સુગંધ (રે દુર્ગંધ) તેનાં ફળ. માઘસુદ ૫ (એટલે વસંતપંચમીથી), મહારાજો વસંત ખેલે છે અને પોતાનાં સ્ત્રી સેવકો ઉપર ગુલાલ ફેંકે છે અને રંગની ચરરર કરતી પીચકારીઓ સ્ત્રીઓની છાતી ઉપર અને એવેજ બીજે ઠેકાણે તાકીને મારે છે અને રંગ રંગ વરસાવે છે. રે બળ્યો એ રંગ! એ રંગ તો નીતિનો ભંગ કરે છે.

અને સ્પર્શથકી જે પરિણામો થયાં છે તે ખરેખર ત્રાસદાયક છે. એ માર્ગમાં મહારાજ એ કૃષ્ણ અને સેવકો (સ્ત્રી પુરુષ સહુ) ગોપીઓ, એવું છે. જેટલી ક્રીડા કૃષ્ણે ગોપીઓ સાથે કીધી, તેના કરતાં સોગણી ક્રીડા મહારાજો સેવકણીઓ સાથે કરે છે. ગોપીએ (शुल्कदासिका) કૃષ્ણને પૈસો આપ્યો નથી ને કૃષ્ણે ગોપીઓને આપ્યો નથી. પણ આ સેવકણીઓ તો પૈસા આપીને મહારાજો સાથે રમે છે અને મહારાજો રાંડોને પૈસા ખવડાવે છે. ગોપીકૃષ્ણ શૃંગારનો અર્થ જેવો મહારાજો કરે છે તેવો નથી. એવો જો હોત તો પરીક્ષિત રાજા નરકે પડત. પણ એમ નથી. શુકદેવે જ્ઞાનબોધને માટે શૃંગારરસ રાજાને કહ્યો હતો. રાજા જુવાન હતો, માટે શૃંગાર રસના ચમત્કાર દેખડાવી, પછી તે અનિત્ય છે એમ સમજાવ્યું અને રાજાનામાં વૈરાગ્ય ઉપજાવ્યું. એવું છતાં મહારાજો પોતાનાં ઈંદ્રિયસુખને માટે જુદો અર્થ કરે છે. મહારાજનું વીર્ય આપણા ઉદરમાં કાંહાંથી ? એ તો મળવું દુર્લભ, એમ મહારાજોથી ભણેલી સ્ત્રીઓ મહારાજોનો સ્પર્શ ઇચ્છે છે. ચરણસ્પર્શ તો હસકે તસકે અને પળે પળે કરે છે. સ્ત્રીપુરુષ સહુ મહારાજને પગે હાથ અરકાડીને આંખે અરકાડે છે. શરીર સંબંધ કરવામાં વૈષ્ણવોની સ્ત્રીઓ પાપ છે એમ તો સ્વપ્નમાં પણ ધારતી નથી. બહાર લોકલાજથી લગાર બીહે છે. બાકી અંદરથી તો કૃતાર્થ થયાં અને પુરણપુરૂષોત્તમને ધામ પહોચ્યાં એમ સમજે છે.

આ રીતે બૈરાંને અનુકુલ કરી લીધાથી અને પછી તેમનું જોર પોતાના ધણીઓ ઉપર વપરાવવાથી, મહારાજોએ દ્રવ્યની ભરતી પુષ્કળ કરી લીધી અને પછી જેટલી જાતનાં ઈંદ્રિયસુખની શૃંગારસામગ્રી દુનીઆમાં મળી આવે છે, તેટલીના મહારાજો અનુભવ કરીને શૃંગારૈકરસાઃ થાય છે. પંચોપાખ્યાનમાં એક

જેઓ ગરીબ છે તેઓને થોડી અથવા નરસી પ્રસાદી આપે છે, અથવા બીલકુલ નથી આપતા. ઘરનાં ચાકર માણસોને પણ તે સામગ્રી કાંઈકોઈ વેળા મળે છે. વળી કેટલાક છડા વાણીયાઓ મંદિરમાં જઇને નાણું આપીને જમી આવે છે. આ રીતે મહારાજો દેવને નામે પોતાનાં પેટનાં કહુલ્લાં ભરે છે અને કુલાં વધારે છે. અને તે ધાન વેચીને પોતાના પૈસાથી જમાડતા હોય તો લેખાસર અથવા આગળથી સેવકો પાસે લેતા હોય તો સારુંઃ પણ રોપમાં આગળથી ખરચ કરી ભોજન તૈયાર કરી ઘેર ઘેર માણસ સાથે મોકલે છે અને ત્યાં વેચે છે. બજારના ભઠીઆરા પણ સારા કે તેઓ ટેકમાં દુકાને બેશી રેહે છે. પણ આ ધરમઠગ તો ઘેરઘેર ધાન વેચવાને માણસો મોકલે છે. આ રીતે જમવાના રસથી લોકને માછલાં જેવા વશ કરી ગરદન મારે છે.

**શ્લોક**—लोके के न वशं याता मुखे पिंडेन पूरिताः ।
मृदंगः कण लोभेन करोति मधुर ध्वनिं ॥ १ ॥

**અર્થ**—મુદંગ ( તબલું ) છે તે કણેક ખાઇને મધુર અવાજ કરે છે, તો દુનીઆમાં મોહોડાને પુરતું આપ્યા પછી કોણ વશ ન થાય? મંદિરની રસોઈ એટલે બાકી નહીં ને એ રસથી ઘણા લોકો લોભાય છે—એવીજ રીતે પ્રસાદને નામે રાંધેલું અન્ન મોકલી, મહારાજો સ્ત્રીઓ સાથે પ્રીતિ બાંધે છે તથા પોતાના દુષ્ટ વિચારના સંદેશા અન્ન લઈ જનારાં માણસો સાથે કહેવડાવે છે ને તે ઉપરથી સ્ત્રીઓ લોભાય છે અને કુછંદમાં પડે છે.

શબ્દથકી મહારાજોએ કેટલી અસર કરી છે તે જુઓ. નાના પ્રકારનાં કૃષ્ણચરિત્ર, શૃંગાર કાવ્યો, નાના પ્રકારના રાગમાં બુદ્ધિમાન કવિઓ અને ગાનારાપાસે જોડાવ્યાં છે અને ગવડાવ્યાં છે. "કન્હૈયા બિન ગાનો નહી" એમ કહેવાય છે. મહારાજના કીરતનીઆ પણ શૃંગારવર્ણન મોટા રાગમાં અને અસર કરતી રીતે કરે છે. બૈરાંઓ નીલાજરાં ધોળ અને ગરબી હરખથી ગાય છે. ગાયનથી વશ કોણ નહીં? તેથી પ્રાણી માત્ર વશ થાય છે ને એ સાધન તેઓએ રોજ મંદીરમાં રાખ્યું છે. જેટલી વાર દરશન, તેટલી વાર રાગ તાન અવશ્ય જોઇએજ. મહારાજની ખુશીમાં આવે તારે તો હોયસ્તો.

હવે રૂપથકી થતી અસર—મહારાજો દેવને નાના પ્રકારનાં વસ્ત્ર (વાગા) ઘરેણાં પહેરાવે છે. તેને કાચના, કટોરીના, મીનાના, કેવડાના, ગુલાબના હીંડોળામાં રમાડે છે. ને પોતે પણ તરેહ તરેહવાર લુગડાં ઘરેણાં પહેરી, બાંકી પાઘડી મુકી અથવા ચોટલી છુટી રાખી વરણાગીઆ વર થઈ મંદિરમાં મહાલે છે, તે વાત સહુ કોઇને અજાણી નથી. પોતે પણ હીંડોળામાં પાડા જેવા બેસે છે અને વૈષ્ણવો પાસે રૂપીઆ લઈ લઇને હીંચકા નખાવે છે. તેઓ દાહાડો રાત મળીને દશએકવાર દર્શન કરાવે છે. દેવની સઘળી સેવા પોતે કરતા નથી, પણ બૈરાં જોવાની મઝા વખત પોતે દેવઆગળ આવે છે ને આરતી કરે છે અથવા હીંડોળાની દોરી

લાવે છે. એવી મતલબથી કે બૈરાં તેઓનું રૂપ જોઇને મોહી પડે. વસ્ત્રાભૂષણ વગેરેથી સણગાર કરવાની કળા તે વૈષ્ણવોની જ. રૂપથકી બૈરાં ન ભોળવાય ?

ગંધથી અસર પણ તેવીજ ભુંડી છે. ગુરુઓનાં શરીર ઉપર તેલ, મોગરેલ, ગુલાબજળ અને કસ્તુરીની સુગંધી હોય છે. મંદિરમાં મુગા અને બોલતા ઠાકોરજી આગળ મઘમઘાટ હોય છે. મહારાજો પોતાના ચાવેલાં પાનનાં બીડાંના રસની ગંધ અને શરીરના પરસેવાની ગંધ, સ્ત્રી પુરુષોને તેથી કલ્યાણ છે એમ જુઠું સમજાવી, આપે છે. સેવકો, ગુરુનાં આપેલાં પાન પોતે ખુશી થઇને ખાય છે. તેઓનું ગુ કાં નથી ખાતા? ને મુતર કાં નથી પીતા? વસંતઋતુમાં મંદિરમાં જે ભવાંઈ થાય છે તેથી તો તોબા. એ સઘળું મહારાજનામાં મનાયલાં દૈવતરૂપી જે સુગંધ (રે દુર્ગંધ) તેનાં ફળ. માઘસુદ ૫ (એટલે વસંતપંચમીથી), મહારાજો વસંત ખેલે છે અને પોતાનાં સ્ત્રી સેવકો ઉપર ગુલાલ ફેંકે છે અને રંગની ચરરર કરતી પીચકારીઓ સ્ત્રીઓની છાતી ઉપર અને એવેજ બીજે ઠેકાણે તાકીને મારે છે અને રંગ રંગ વરસાવે છે. રે બળ્યો એ રંગ! એ રંગ તો નીતિનો ભંગ કરે છે.

અને સ્પર્શથકી જે પરિણામો થયાં છે તે ખરેખર ત્રાસદાયક છે. એ માર્ગમાં મહારાજ એ કૃષ્ણ અને સેવકો (સ્ત્રી પુરુષ સહુ) ગોપીઓ, એવું છે. જેટલી ક્રીડા કૃષ્ણે ગોપીઓ સાથે કીધી, તેના કરતાં સોગણી ક્રીડા મહારાજો સેવકણીઓ સાથે કરે છે. ગોપીએ (शुल्कदासिका) કૃષ્ણને પૈસો આપ્યો નથી ને કૃષ્ણે ગોપીઓને આપ્યો નથી. પણ આ સેવકણીઓ તો પૈસા આપીને મહારાજો સાથે રમે છે અને મહારાજો રાંડોને પૈસા ખવડાવે છે. ગોપીકૃષ્ણ શૃંગારનો અર્થ જેવો મહારાજો કરે છે તેવો નથી. એવો જો હોત તો પરીક્ષિત રાજા નરકે પડત. પણ એમ નથી. શુકદેવે જ્ઞાનબોધને માટે શૃંગારરસ રાજાને કહ્યો હતો. રાજા જુવાન હતો, માટે શૃંગાર રસના ચમત્કાર દેખડાવી, પછી તે અનિત્ય છે એમ સમજાવ્યું અને રાજાનામાં વૈરાગ્ય ઉપજાવ્યું. એવું છતાં મહારાજો પોતાનાં ઇંદ્રિયસુખને માટે જુદો અર્થ કરે છે. મહારાજનું વીર્ય આપણા ઉદરમાં કાંહાંથી? એ તો મળવું દુર્લભ, એમ મહારાજોથી ભણેલી સ્ત્રીઓ મહારાજોનો સ્પર્શ ઇચ્છે છે. ચરણસ્પર્શ તો હસકે તસકે અને પળે પળે કરે છે. સ્ત્રીપુરુષ સહુ મહારાજને પગે હાથ અરકાડીને આંખે અરકાડે છે. શરીર સંબંધ કરવામાં વૈષ્ણવોની સ્ત્રીઓ પાપ છે એમ તો સ્વપ્નમાં પણ ધારતી નથી. બહાર લોકલાજથી લગાર બીહે છે. બાકી અંદરથી તો કૃતાર્થ થયાં અને પુરણપુરૂષોત્તમને ધામ પહોચ્યાં એમ સમજે છે.

આ રીતે બૈરાંને અનુકુલ કરી લીધાથી અને પછી તેમનું જોર પોતાના ધણીઓ ઉપર વપરાવવાથી, મહારાજોએ દ્રવ્યની ભરતી પુષ્કળ કરી લીધી અને પછી જેટલી જાતનાં ઇંદ્રિયસુખની શૃંગારસામગ્રી દુનીઆમાં મળી આવે છે, તેટલીના મહારાજો અનુભવ કરીને શૃંગારૈકરસાઃ થાય છે. પંચોપાખ્યાનમાં એક

વાત છે કે એક શીયાલ રંગનાં કુંડામાં રંગાઇને પછી વનનાં તમામ જાનવરોનો રાજા કહેવાડતો અને તેમને બીહીવડાવતો. તેમ મહારાજો અયોગ્ય રીતના શૃંગારમાં એટલે નરકકુંડમાં બોળાઇને ભાટીઆઓનાં તન મન અને ધન ઉપર રાજ કરે છે અને વારે વારે બીહીવડાવે છે. જેમ કાગડાનું બેસવું ને તાડનું પડવું એક કાળે થયું, તો એમ ન સમજવું કે કાગડાના ભારથી તાડ પડી ગયો. તેમ ભાટીઆઓએ એમ ન સમજવું કે વેપારવણજમાં લાભ થાય છે તે, અતિહલકા ચંડાળ ગુરુઓના ઉપર શ્રદ્ધા રાખ્યાથી. કેટલાએક વૈષ્ણવોનાં મનમાં એવો જ ભાવ બેસી ગયો છે ને તેથી હજારો રૂપિયાની ભેટ કરે છે. પણ એ સઘળૂં અપાત્રને દાન થાય છે, શુભ કારજમાં અને અશુભ કારજમાં એ ઉપાધ્યાઓ, સેવકોનું ધન લેવાને સેવકોને ઘેર પધારે છે.

"યથા દેહે તથા દેવે." જેવું શરીરનેવિષે તેવું દેવનેવિષે. જે આપણને જોઇયે તે દેવને જોઇયે એમ કહી, પછી તે નિમિત્તે દેવનું નામ દઇને પોતાનું કામ કહાડે છે. આગળના મહારાજો કંઈપણ સેવકોને સારુ કાળજી રાખતા. હમણાનાને તો કંઇજ નથી. તેઓને નથી ભણવાની કાળજી, નથી રળવાની, નથી સુબોધ કરવાની. તેઓ સવારે ઉઠીને ન્હાય છે ને કંઈ ધરમની સંધ્યાદિક ક્રિયા કરે છે, (બ્રાહ્મણ ધર્મ પૂરો તો ઘેર રહ્યો, પરંતુ અધુરો પણ પાળતા નથી). પછી નાસતો કરે છે અને દર્શનની વેળા મંદિરમાં ઠાકોરજીની પાસે બેસે છે ને સહુને પોતાનાં ચાડાનાં દર્શન કરાવે છે. બપોરે મનમાનતું જમે છે ને બારવાગ્યાથી તે ત્રણ વાગ્યાસુધી સેવકણીઓનાં નામની માળા જપે છે કે કોઈ છોટી મોટી આવો. ત્રણ કલાકે ઉઠી નાટક વગેરે રસનાં કાવ્યો વાંચે છે. કેટલાક સવારે પણ વાંચે છે. (મર્મ તો સમજતાજ નથી). પાંચ વાગ્યા એટલે ફરવા જાય છે. રાત્રે રાંડોને ઘેર અથવા નાટકમાં અથવા કોઇને ઘેર પધારવા (ભીખમાગવા) જાય છે. ને આવીને રાગતાન કરી અથવા સેવકોના ખાનગી કજીઆ સંબંધી ગપ્પાં મારી, સુઈ જાય છે. તેઓ ભાગ્યેજ સાયંસંધ્યા કરતા હોય. તેઓ પરભાતીઆં, બપોરીઆં, સાંજીઆં અને રાતીઆં કરતા પરવારે ત્યારે ધર્મની વાત પોતે શીખે અને સેવકોને શીખવે કેની?

હવે જેઓ ગર્ભશ્રીમંત હોય છે, તેઓ ઘરમાં સઘળી વસ્તુઓ અને સઘળાં માણસોના નઠારા રંગ જોઇને તેના જેવું ના કરે? અલબત કરેજ. કેટલાક નથી કરતા, પણ તેઓની સંખ્યા ઘણી જ થોડી. બુઢા મહારાજોને પણ સ્ત્રીઓના ચરસ હોય છે, તો જુવાનીઆની શી વાત કરવી? તેઓ નીતિની વાત શી જાણે? ઇંદ્રિયસુખનો નરકકીડો મનસુખના સ્વર્ગક્રીડાની શી વાત જાણે? જે બૈરામાં રમે તે જનાનાનીજ વાત વના શું પુરુષ પરાક્રમ સમજે? એક પાસથી વિચારતાં સુધરેલા લોકો નિર્દય જેવા દીસે છે. કેમકે એક તો અબળાના પુજ્ય એટલે બાઇલા ને વળી બચારા ધાનવેચુ એવા મહારાજો ઉપર આટલો શું કરવા જુલુમ ગુજારે

છે? પણ આવો ધંધો મહારાજો મોટું ડોળ રાખી પુરુષાર્થી અને હકદાર છૈયે એમ બતાવે છે, તે જોઇને સુધરેલા ખીજવાઈ જાય છે.

સેવકોનાં બૈરાંને પણ ભણવા ગણવાનું ગમે નહીં. ઘરનું કામકાજ કરવું અને મહારાજનાં દર્શન કરવાં, અને શૃંગાર ગાવો સાંભળવો અને અનુભવવો એ જ તેઓને લલુતા હોય છે. પુરુષ પોતાના ધંધા રોજગારમાં ગીરફતાર છે એટલે સ્રીચરિત્ર જોઇ શકતા નથી. તેમ ગુરુ તે એવું કામ કરેજ નહીં, એમ નિરાંત કરી બેઠેલા છે. વળી કેટલાક પુરુષો અખાડા પણ કરે છે. જ્યારે સ્રીપુરુષ સેવકો અને મહારાજો વચ્ચે આવી રીતનો લોહચુંબક અને લોહ એ બે પદાર્થના જેવો સંબંધ છે, તે ઠેકાણે વ્યભિચાર કરવાને ઉપાયો મળી જ ચુક્યા એમ સમજવું—બે હાથ વના તાળી પડે નહી. બન્યો તેવાં, પછી વાર કેટલી? ઘી ને અગ્નિ એવાં તો પાસપાસે મુક્યાં કે ભડકો થઈ જાય. હવે પછી બેને એકઠાં થવાના ઉપાયો શા રહ્યા?

"જાર જારિણી રાજી તો ક્યા કરે મીઆં કાજી;" જે કામમાં બન્નેની ખુશી, તે કામ થતાં વાર લાગતી નથી; કેમકે રાત્ર દિવસ તેઓ તેના જ શોધમાં રહે છે.

મહારાજોનાં મંદિરમાં કેટલાએક ખાસ ખવાસ અને ઝાપટીઆ સાચોરા દાસીઓ વગેરે માણસો હોય છે. જેઓને મહારાજો, પારકી સ્રીઓને સાધ્ય કરવા સારુ રાખે છે. મહારાજો, પોતાનાં બૈરાં જે ઘણું કરીને ઘણાં સરૂપવાન નથી, તોપણ તેઓને ઓજલ પડદે રાખે છે. એવાં તે બૈરાંઓની ચાકરીમાં કેટલીએક બોડકીઓ તથા સોવાસણો હોય છે. મહારાજો પેલાં નઠારાં કામને વાસતે સંકેતેલાં એવાં સ્રીપુરુષોની મારફતે દર્શન કરવા આવેલીઓ, તેમાંથી પસંદ કરેલીને તે વેળા અથવા મોડેથી બોલાવી મંગાવે છે. શૃંગાર સમજેલી જે કેટલીક ફટેલ સ્રીઓ હોય છે તેને તો મહારાજો પોતાની આંખની ઇસારતથીજ બોલાવી લે છે. મહારાજે બોલાવી એટલે શ્રીકૃષ્ણે બોલાવી, અને પરમપદ પામી ચુકી, એમ સમજી વે'લી વે'લી જઇને હરખ ભરી ગાભરી ગાભરી મહારાજનાં ગુહ્યનાં દરશન કરી પ્રસાદી લે છે. વેળાએ ખંધા અને માતેલા ઘરના બ્રાહ્મણ નોકરો ખવાસ અને ઝાપટીઆ આગળથી જમી પોતાનું એઠું મહારાજોને જમાડે છે. ને એ કરમ કરવામાં, પોતાની ઉમરને લાએક એવી સ્રીસાથે કામ નથી પાડતા; પણ બચારી નાજુક, ઉમરે ન આવેલી ન્હાની ઉમરની અણસમજુ એવી છોકરીઓ ઉપર તે સાંઢીઆઓ જોર કાહાડે છે. કોઇ કહેશે કે મહારાજનાં બૈરાં પોતાના ધણીને કેમ શિખામણ નથી દેતાં? તો એનો ખુલાસો ઉઘાડો છે કે, આવા મગરમસ્ત બોકડાઓ તે વળી તેમને ગાંઠે? ને તે બૈરાં પણ તેવાં હોય છે. ધણીનું જોઇને પોતે પણ તેવાં જ કર્મ કરે છે. મહારાજની સ્રીઓ પોતાની દાસી હસ્તક તેડી મગાવેલા પુરુષો સાથે અથવા ઝાપટીઆ સાચોરાઓ સાથે રમે છે. કેટલાક સેવકો પણ મહારાજના ભડુવા થઈ માલ આણી આપે છે. આ પ્રમાણે મંદિર તે કારખાનું

થાય છે. આવાં કુકર્મ કરીને મહારાજો પોતાની વિષયેંદ્રિયોને પોતે કોણ છે, એ વાત ભુલી જઇને ખૂબ જમાડે છે. આ ઠગ તે કેહેવા? આ પાપી તે કેહેવા? પોતે લુચ્ચાઈ કરે તો કરે, પણ હદની બહાર જઇને ધરમને પણ બદનામી પહાચાડે છે.

ભોળી સ્ત્રીઓ ધર્મમાં કહેલું છે એમ સમજી મનવાંછિત ફળ મળશે એવો ભાવ રાખી, ફલાણી ગોપી પરમેશ્વરને મળી તેમ આપણે મળીશું ને સર્વ વાતનું સુખ થશે એમ સમજી, ધણીને કહીને પુરાણ બેસડાવે છે, અથવા પોતાનું ગજું નથી હોતું તો પારકે ઘેર કથા સાંભળવા જાય છે. કથા કહેવાને પ્રસંગે બીજો, ત્રીજો, પાંચમો, સાતમો અને અગીઆરમો એ સ્કંદોઉપર સ્ત્રીઓ ધ્યાન દેતી નથી (કેમકે વેદાંતવિષય તેમને સમજવો અઘરો પડે છે ને પાછો અજ્ઞાનીને રસિક લાગતો નથી), પણ દશમલીલાને મનમાનતી રીતે જેવી ઉલટથી વાછરડી ગાયને ધાવે છે તેવી ઉલટથી સાંભળે છે ને માંહેની વાતને મનમાં ઠાંસે છે. દશમલીલા સાંભળ્યા પછી અણસમજુક નાદાન બૈરાનું મન વિહ્વળ થઈ જાય છે ને તેથી કેટલીક પુરાણિકો સાથે, કેટલીક મહારાજો સાથે (બને તો) શૃંગાર રમવાની કોડીલી થાય છે. પુરાણો સાંભળીને ઘણાં બૈરાં વંઠી ગયાં છે અને જાય છે. વ્યભિચાર કરવો એ તો આપણા ધરમમાં લખેલું છે ને મહારાજ જોડે, એ તો પેલા જનમના રૂડા સંસ્કાર હોય તો જ બને, એમ બૈરાં સમજે છે.

મહારાજો પુરાણિકોની ઘણી અદેખાઈ કરે છે અને સેવકોના ઉપર ચીડાયલા રહે છે—તેઓ કહે છે કે પુરાણિકોને ૧૦૦૦-૫૦૦ રૂપીયા સપ્તાહ બેસાડી આપો છો ને અમારી પધરામણી કરીને ૧૦-૧૫-૨૫-એટલા થોડા રૂપીયા કેમ આંપો છો? ધુતારાને તે એમ જ જોઇએ. નારે સેવકો! આ વાતમાં તમારી વરતણુક ડાહી દેખાય છે.

વળી અસલના કેટલાએક સંસ્કૃત ગ્રંથોમાં નહીં અને વ્રજદેશમાં પણ નહીં એવો એક સંપ્રદાય હાલના મુંબઇના કેટલાક વૈષ્ણવોએ કહાડ્યો છે. તેઓએ લોકોનાં બૈરાં બગાડવાના હેતુથી બ્રીજભાષામાં લખાયલા ગ્રંથોના આધાર ઉપરથી રસમંડળીનો સંપ્રદાય કહાડ્યો છે. તે મંડળીમાં સહુ મળીને આસરે ૫૦૦ આદમીઓ હશે ને એ પાંચશેમાં કેટલીએક તુકડીઓ છે. ને એમાં કેટલાંએક સારાં આબરુદાર માણસો પણ છેઃ કોઇ સારે ઠેકાણે સરસ રસોઇ કરાવી, ઠાકોરજીને નૈવેદ્ય ધરાવી વૈષ્ણવો જમે છે ને તે પછી સ્ત્રી પુરુષો એક બીજાની શરમ ન આણતાં, એક બીજાના દેખતાં જ જેમ જેને જેની સાથે ફાવે તેમ તે તેની સાથે વિહાર કરે છે. કોઇ નવી સ્ત્રીને લેવી હોય તો તેના વર સાથે પેલી ટોલીવાળા પ્રથમ દોસ્તી બાંધે છે. અને પછી તેને ધીમેધીમે લલચાવે છે અને પછી તે પોતાની બૈરી સાથે રસોઇ જમવાને રસમંડળીમાં જાય છે. ત્યાં પોતાની બૈરી બીજા જોડે અને બીજાની બૈરી પોતા જોડે એમ એકમેકની શરમ ન આણતાં

રમે છે. આ વાતને ધોરણ એટલું કે જે વૈષ્ણવ થયો તેને અભેદ ગણવો. તારી વહુ તે મારી વહુ અને મારી વહુ તે તારી વહુ. આ વાતમાં વાણીઆઓ પોતાની અસલની જે હદ તેની બાહાર ગયલા દેખાય છે. તેઓની અસલની કહેવત એ છે કે 'ટાડી વહુ તે માડી વહુ ને માડી વહુ તે આહાહા!' આ રીતે માબાપ સાસુ સસરા ધણી દોસ્તદારો એક બીજાના દેખતાં રંગ રમે છે. હવે આવી રીતે તૈયાર થયલાં બૈરાં મહારાજોના છેડા પકડીને પોતાની જાત પવિત્ર (અપવિત્ર) કરવાને મન કરે કે નહીં?

ચોરાસી વૈષ્ણવની વારતા, બસેં બાવન વૈષ્ણવોની વારતા અને નીજ વારતા વગેરે બ્રીજ ભાષામાં વલ્લભી વૈષ્ણવ ભગતનાં છીનાળાં અને કૃષ્ણ રાસલીલાની વાતો છે તે, રાત્રે વૈષ્ણવોને ઘેર વંચાય છે. ને વાંચનારા બ્રીજ ભાષામાં વાંચી તેનો ગુજરાતીમાં અર્થ સાંભળનારાં બૈરાંની આગળ ઉઘાડા કરીને કહે છે ને તેમાં પોતાનું કામ કહાડી લે છે.

મહારાજોને ઉપાયો જોઇતા જ નથી. ધર્મ એ જ મોટો ઉપાય કરી મુક્યો છે. પણ એવો ધર્મ અને એવી ચાલ હમણાના સુધારા આગળ ભાગ્યેજ ટકે. જ્યારે બૈરાં સામાં જાય છે ત્યારે મહારાજો મન ગમે ને બોચી ઠણઠણે તેવું કરે છે. ને ત્યારે તેઓ (બૈરાંઓ) દાન ઉપર દક્ષણા, તેમ સામા રૂપીઆ આપીને કરમ કરાવી પ્રસાદી લે છે. ને કેટલાક રસ મંડળીવાળા જાણી જોઇને પોતાની નવી વહુને પ્રથમ તો મહારાજોને દક્ષણા સાથે ધરાવે છે. જેમ ભેંસવાળાઓ પાડાવાળાને પૈસા આપે છે તે પ્રમાણે. વખતે મહારાજની બોડકીઓ અને ઝાપટીઆઓ પોતાના અરથસારુ તેઓને નામે પારકી સ્ત્રીઓને છેતરે છે અને સમજાવે છે કે અલી તારાઉપર મહારાજ ખુશ છે, આટલા આપે તો મેળાપ કરાવું.

મહારાજોને વગર મેહેનતે, વગર પૈસે, પોતાના ઘરનાં માણસ હસ્તક અથવા આંખના ઇસારાના જોરે, બૈરાં જે વાટ જોઇને બેસી રહ્યાં હોય, તે તરત મળી આવે છે. ને રાંડોને માટે અથવા બીજે કેટલેએક ઠેકાણે જે પૈસો ખરચવો પડે છે તે તેઓના તેવાજ કામના સેવકો આપે છે અથવા પોતે વેળાએ આપે છે. પોતાની બૈરીને ખુણો પળાવવા અને પોતાને મોજ માર્યાં કરવી તથા સર્વ જાતના અધમ વ્યભિચાર કર્યાં કરવા, તેમાં ખાનદાન અને તવંગર બૈરીઓ શોધવી કે દ્રવ્ય પણ મળે એવી મહારાજોને આદત પડી ગઈ છે. મહારાજો, સામું દ્રવ્ય કહાડાવ્યા વના વિહાર કરતા જ નથી. ને જ્યારે સ્ત્રીઓ નથી આપતી ત્યારે તેઓનાં ઘરેણાં જોર જુલૂમથી ઉતારી લે છે.

પ્રશ્ન ૨. "એ વ્યભિચારી મહારાજો આવાં મહા પાપમાં પડતા શા શા ઉપાયોથી પોતાની મેળે અટકે?"

ઉત્તર ૨. પોતાની મેળે અટકે એવા ઉપાયો બે રીતના છે. એક તો તેઓ પોતાની ખુશીથી સમજીને મુકે અને બીજો એવી રીતનો કે, સેવકો પોતપોતાનાં

ઘરમાં અને ન્યાતમાં બંદોબસત કરે ને જેથી છાની પણ જબરી અસર મહારાજો ઉપર થાય, પોતે પોતાના નઠારા વૈભવથકી દુર થઇને લાલજીઓ વિદ્વાન પુરુષો પાસે નીતિનો ઉપદેશ લે અને કાચી ઉમરમાં રસ અલંકાર વાંચવા મુકી દઈ વેદાંત અને નીતિશાસ્ત્રના ગ્રંથો વાંચે અથવા સેવકોને નાનાપ્રકારના સુબોધ આપવાનાં પુસ્તકો તૈયાર કરે, પોતાનો મારગ ખરો છે એમ લોકને જાહેરમાં બતાવે, દિવસમાં કલાક પણ સેવકોને વેદાંત, ઇશ્વરી વાત સંભળાવે અને નીતિનો ઉપદેશ કરે, ધર્મની નિશાલ કહાડે, ધર્મનું પુસ્તકાલય કહાડે, ગરીબને માટે ધર્મશાળા કહાડે, સંસ્કૃત વિદ્યાનો વધારો કરે અને એવાં જ બીજાં ધર્મનાં કામ કરવામાં મન લગાડે અને માત્ર પોતાની જ સ્ત્રીઓ સાથે મનમાનતી ક્રીડા કરે, શિષ્ય શિષ્યણીઓને દીકરાદીકરી પ્રમાણે ગણે; સારાંશ, કે વિવેકી કામ કરવામાં પોતાનું દીલ લગાડે તો કાલે વ્હાણે તેઓ કુકર્મ કરતા બંધ થાય. તેઓ તેજસ્વી છે, સમજુક છે, માટે ધારે તો કરી શકે તેમ છે. પણ એ દહાડો ક્યાંથી? બાકી છોડી દે ને વેદાંતવિચાર પકડે અથવા તેમ નહી તો ઘટતો ફેરફાર કરે તો ઘણું સારું. મહારાજોએ અને સહુએ ખૂબ સમજવું જોઇયે કે, શૃંગારથી મુક્તિ નથી. સ્ત્રી પુરુષ છે ને તે બે રાત દહાડો શૃંગાર રમે છે તો તેઓ તે વાતનાં પાપી નથી થતાં, પણ બીજી વાતો જે કરવાની છે તે ન કરવાથી પાપી થાય છે. તો ગુરુઓ પારકી સ્ત્રીઓના વિલાસમાં રાત્રદિવસ ગુજારે અને સંસારનાં જે કરવાનાં કામ તેનેવિષે આંધળા રહે તો તેઓ પાપીરે, કોઈ દહાડો પણ નરકમાંથી નીકલે નહીં એવા પાપી ન થાય? ભાગવતના દ્વાદશ સ્કંધમાં લખ્યું છે કે આ સઘળું શૃંગારાદિક જે વર્ણન કીધું છે તે અજ્ઞાન લોકને ભગવતરસની મિઠાસ દેખાડવાસારુ, બાકી એથી મુક્તિ નથી. તે તો નિર્ગુણ દેવને સેવ્યાથીજ મળે છે. વળી શૃંગાર દેખડાવીને તેમાંથી વૈરાગ્ય ઉપજાવવું એવું છે. કૃષ્ણે આગળથી ગોપીઓને ખૂબ રમાડી પણ પછવાડેથી કેવી રોવાડી છે! માટે, શૃંગાર બતાવવાનું કારણ એ કે તેમાં લોકનું મન હરણ કરી પછી એમ બતાવવું કે એ સઘળું માયાનું કામ છે. સાચું અને નિત્ય કર્મ તે એ નહીં. પાપીઓનું એ કામ છે. સાચી અને નિત્ય વાત તો નિર્ગુણભક્તિ છે. વાસ્તે, એ પ્રકારે મહારાજોએ ધર્માધિકારીની ગાદીએ બેસીને સમજવું જોઇયે. તેઓ કંઈ ભુંડ નથી કે ઉકરડામાં બેસી રહેશે અને પોતાનું તથા પોતાના હાથમાં લાખો માણસનું કલ્યાણ કરવાનું છે તે નહી કરશે. તેઓએ કૃતકર્મનો પશ્ચાત્તાપ કરી પોતાની જ મેળે ચાનક રાખી સન્માર્ગ ધરવો ને ધરાવવો, એ સમાન પુરુષાર્થ અને પરોપકાર બીજા કોઈ નથી.

મહારાજો પોતાની મેળે સમજે એમ લાગતું નથી; માટે વૈષ્ણવોએ પોતાની તરફના ઉપાયો જારી કરવા. ઘરમાં બૈરીઓને તાકીદ કરવી કે, ખબડદાર! મહારાજના ઉપર લલુતા રાખ્યાથી પુણ્ય થયાને બદલે પાપ થશે. ન સમજે તો ધમકીથી અને શિક્ષા કરીને પણ સર્વ વૈષ્ણવોએ મહારાજ અને તેની ચંડાળણી

કુટણીઓ અને કેટલાક ચંડાળ ભડુઆ નોકરો અને સેવકોની લાલચથી પોતાની સ્ત્રીને જાળવી રાખવી. તેને એક જ વાર દર્શન કરવા જવા દેવાની રજા આપવી ને ન સમજે તો મંદિરે નજ મોકલવી. તેને શૃંગારનાં ગીત ગાવા ન દેવાં. જાગરણ કરવાને લોકને ઘેર ન મોકલવી અથવા ન જવા દેવી. મહારાજો પધારે ત્યાં ન મોકલવી. ભુંડી ગરબી ગાવા ન મોકલવી. એ પ્રમાણે તાકીદ રાખવી. પણ તેની સાથે તેને બીજી કેટલીએક ઘટતી છુટ આપવી કે જેથી તે ખુશ રહે. તેઓને વિદ્યાભ્યાસ કરાવવો, નીતિની ચોપડીઓ વાંચવા આપી સુબોધ કર્યા કરવો, સારા સારા ચમત્કાર બતાવવા અને કોઈ પણ રીતે તેનું મન સારી વાત ઉપર આવે તેમ કરવું.

પુરુષોએ આંખઆડા કાન ન કરવા. પોતાની આંખમાં વેર આણીને તેવડે મહારાજને ધમકાવીને કહેવું કે સમાલજો, હમારી બૈરીને તાકી તો હવે હમે તમારા નથી રહેવાના. મહારાજોની ઇચ્છેલી વાતને સેજ વાતમાં આડા આવવું અને તેમાં એમ કહેવું કે તમારી આજ્ઞા માનવાને હમે તૈયાર છૈયે, પણ તમારે હમારી મા બેહેન વહુ દીકરી ઉપર કનજર કરવી નહી. જેમ રાજાવડે રૈયત ને રૈયતવડે રાજા તેમ શિષ્યવડે ગુરુ અને ગુરુવડે શિષ્ય; માટે સઘળા સેવકોની આંખમાં ઝેર ભરાય (કેટલાએકને ભરાયું છે) ને તેઓ સામા થાય તો ગુરુ તરત પોતાની ટેવ મુકી દે.

સ્ત્રી પુરુષોનો દર્શનસમય જુદો રાખવો અથવા, સ્ત્રી પુરુષોના દર્શન કરવા જવાના માર્ગ જુદા જુદા રાખવા. ઝાપટીઆઓ ઉપર તાકીદ રાખવી જોઇયે. મંદિરમાં દર્શનવેળા જે બૈરાંઉપર જુલુમ ગુજરે છે તે બેહદ છે. પુરુષ સ્ત્રીની ભીડાભીડમાં નઠારા પુરુષો સ્ત્રીના ઉપર હાથ નાખતા જાય છે. ઝાપટીઆનું મન ન મનાવે તો સ્ત્રીઓ ઝપાટા ખાય છે, ઘરેણાં ખોય છે વગેરે. તેમ જ્યારે સ્ત્રીઓ વહુજીનાં દર્શન લેવા જાય છે, ત્યારે બળાત્કારે ત્યાંથી પોતાની તરફ ખેંચી લેવાય એવી જુકતીઓ કરી રાખેલી હોય છે, તેથી તે સ્ત્રીઓને મહારાજની કોટડીમાં જવું પડે છે. આવા અનાચાર થતા બંધ થાય, તેનેમાટે ઉપલી વાતો વૈષ્ણવ સેવકોએ બરાબર ધ્યાનમાં લેવી અને તે પ્રમાણે અમલમાં આણવું.

કેટલેક ઠેકાણે કુમળી છોકરીઓને મહારાજોએ લોહીલોહીઆણ કરી મુકી, છતાં તેનાં માબાપો પાલખીમાં ઘાલીને ઘેર લઈ ગયા છ, પણ મહારાજોને કંઈ શિક્ષા કીધી નથી. આ રીતે થયાથી શિષ્ય ગુરુ બંનેનો ટેક જાય છે. માટે સેવકે સાવધ રહેવું ને ગુરુને ઠેઠ પોહોંચાડવા. જ્યાં સુધી મહારાજો પોતાનાં દુરાચ્રણ ન છોડે ત્યાંલગી તેઓને લાગા વગેરે કર આપવા બંદ રાખવા, તેઓને મંદિરે ન જવું, પણ તેઓના ઉપર કરડી નજરે જોવું.

હવે સેવક નથી એવા માણસોનો ધર્મ છે કે ગુરુ શિષ્યના ધર્મ તેઓને જણાવવા. બંનેને શિખામણ દેવી અને બંનેને સાવધ કરવા. ને એને માટે ન્યુસપેપરો, હાન્ડબિલ, નિબંધો વગેરે સાધન છે જ.

વ્યભિચાર બનવાને જેટલી લાલચો અને સાધનો છે, તેની સંખ્યામાં ઘટાડો થયાથી ઉપાધ્યાયોનું જોર ફાવશે નહી. જે મહારાજો દુષ્ટ કર્મ કરે, તેને બીજા મહારાજોએ પ્રાયશ્ચિત્ત કરાવવું ને ન માને તો ન્યાતિ બહાર મુકવો.

પ્રશ્ન ૩. "કદાપી કોઈ પણ ઉપાયથી પોતાની મેળે આવાં પાપી કરમોથી વેગળા ન રહે તો તેઓનાં વ્યભિચારકર્મ શોધીને ઉઘાડાં પાડવાને શા શા ઉપાયો કામે લગાડવા જોઇયે?"

ઉત્તર ૩. આ ઉપાયો કરવા વૈષ્ણવો જો માથે લે તો તેઓને ઘણા સેં'લ છે; કેમકે તેઓ રાત દહાડાના જાણીતા છે જ. જારે એવાં કામ બને તારે તેને વૈષ્ણવોએ ન્યુસપેપરોમાં છપાવી દેવાં. ને એથી મહારાજનું નામ, બૈરીનું નામ, દલાલનું નામ અને ઠેકાણાનું નામ વગેરે તમામ હકીકત જગતમાં પ્રસિદ્ધ થાય ને તેથી પછી તેઓને લાજ લાગે ને કંઈ સુધરે. મહારાજોનું રહેવાનું મંદિરમાં થાય છે ને કરમ છેક છઠ્ઠે ખુણે થાય છે અને વળી દર્શન નિમિત્તે, એટલે અન્યમાર્ગી લોકોને વધારે ખબર મળતી નથી. પણ હવે કેટલાએક અન્યમાર્ગીઓએ વૈષ્ણવમંદિરમાં જવાની ટેવ રાખીને ત્યાંની—મંદિરની (રે કારખાનાની) ઘડી ઘડીની ચરચા જોવી. તેઓને રાંડોને ઘેર જાતાં પકડવા. મહારાજોનાં માણસોને લાલચ આપીને ફોડવાં. દેવદર્શનનું નામ અને કામનું કામ એ જેના મનમાં છે તે મંદિર ગઈ એટલે નિષ્કલંક થઈ. ને મહારાજે અને મહારાજનાં માણસે જાણ્યું તેમાં શું? આમ છે તેથી ચોરી પકડાતી નથી. આ કામમાં છીનાળાં શોધવાનું જેટલું બની શકે તે એ છે કે તેઓનાં બહારનાં ચિન્હ જોવાં અને બૈરાંઓમાં ભરાઇને વાતો સાંભળવી, એટલે એ શોધવાને કેટલાએક બૈરાંઓને કામે લગાડવાં. વ્યભિચારી પ્રીતિ ઘણીવાર છુપી રહી શકતી નથી. તે એની મેળે કોઈ દહાડે પણ પકડાય ખરી.

પ્રશ્ન ૪. "તેઓનું વ્યભિચારપણું જાહેર થયાથી તેઓને ન્યાયની દરબારમાં ઘસેડી લઈ જઇને સજાએ પહોંચાડવાને શા શા ઉપાયો કામે લગાડવા જોઇયે?"

ઉત્તર ૪. માલૂમ પડ્યું કે ફલાણા મહારાજે ફલાણી સ્ત્રી ઉપર કનજર કીધી, તો તે વેળા તે સ્ત્રીના વાલીએ પોતાની ફજેતી થશે એમ સમજીને બેસી ન રહેવું, પણ તે મહારાજવિષે છપાવવું. બૈરી કદાપી ખુશીથી ગઈ હોય તો તેનાં સાસરીયાં પીહેરીયાંએ ઘટતી સજા કરવી; અને મહારાજના ઉપર દીવાની કામમાં ફરીઆદી કરવી. તેના ઉપર જુલુમ ગુજર્યો હોય તો તે જુલુમ ગુજારનાર ઉપર સરકારમાં ફોજદારીમાં ફરીયાદ માંડવી. મહારાજો નહી ચેતે તો થોડા દહાડામાં એઓના ઉપર ફરીઆદી મંડાશે અને કેટલાક દુઃખી થયલા, માંડવાને ટમટમી રહેલા છે, પણ થોડી વાટ જુએ છે. ને ખરેખર કોઈ જુવાન મરદ થોડા દિવસમાં નીકળશે અને અરજ ગુજારી મહારાજોને શિક્ષા કરાવ્યાવના નહીં રહે. ફરિયાદીએ સરકારમાં પ્રસિદ્ધ રીતે કહેવું કે ગુરુની આવી સત્તા છે જ નહીં ને જે એવું કર્મ કરે તે ગુરુ જ નહીં, માટે એને સરકારે ખૂબ શિક્ષા કરવી. તેણે

કહેવું કે એ ધરમઠગો ધર્મને બાહાને હમારાં બૈરાંને ખરાબ કરે છે અને પૈસા લુંટી લે છે. પણ તેમાં અમારો જ વાંક છે. તમને શું કહીએ (કહેવાઈ જાય છે) પરંતુ હવે આ વાતનો ઘટતો ઇનસાફ કરી ગુન્હેગારની ખાતરનીશાં કરી આપો. રે સાહેબ એકવાર એક મસ્તાની ગોધો પુષ્કળ કાદવમાં રગડાઇને ગંગામાં ન્હાવાને ગયો હતો, તે દીલે સાફ થયો હશે પણ તેનો મનમદ અને મન્મથ સ્વચ્છ થયાં નોહોતા, તેથી આમ કરીને બહાર નીકળ્યો કે તરત જ તેણે પોતાનું સીંગડું વળી પાછું કાદવમાં મારી તે ઉછાળ્યો ને પાછો પોતાને ઠેકાણે આવ્યો તેની અગાઉ તો સઘળો ખરડાઇ ગયો હતો. રે સાહેબ! ફલાણી છોકરીને મરણ તુલ કરી નાંખી, રે સાહેબ! સુવાવડી બૈરીને પણ ન મુકી. વૈષ્ણવો પોતાનાં ઘરની આબરુ જાય માટે બોલતા નથી, પણ હું તો આજ મારી આબરુ જવાથી બીહીતો નથી. સરકાર જે માબાપ તેની આગળ કહ્યાથી કંઈજ નુકસાન નથી. ન કહું તો ગુન્હેગાર થાઉં માટે સઘળું રોશન કરું છઉં. મારી ન્યાતના લોક મને ન્યાત બહાર મુકશે, મારી નાંખવાનો યત્ન કરશે, પણ તે સઘળું સહન કરીશ. પરંતુ લોકોનું સારું થશે. (કેટલાક સેવકો ઘણા બળી જાય છે પણ ઉઘાડા પડતા નથી.) માટે આ દયાળુ સરકાર ઘણે દહાડે ચોર પકડાયો છે, ઘણે દહાડે દુષ્ટ શિકાર હાથમાં આવ્યો છે, એને ન છોડશો. હું મરીશ તો ચિંતા નહી, પણ લોકનું તો કલ્યાણ થશે. રે સાહેબ! આજ સાપ ભલ્લો પકડાયો છ તે નાણાનું જોર બતાવશે; પણ રે મુકી દેશો તો હમને વધારે કડશે, માટે એને સાણુસામાંથી છોડશો નહી.—આવી રીતનો કોઈ જવામરદ નિકળે ને મહારાજને સમન કરી સરકારમાં બોલાવે તો પછી તેઓ ઠેકાણે આવે ને જ્યાં સુધી સરકારમાં આવવું થયું નથી, ત્યાંસુધી તેઓ ભાગ્યેગે સખણા રહે.

જેની વહુ, બેહેન, માએ મહારાજ સાથે વ્યભિચાર કીધો હોય, તે જ તે ઉપાધ્યાયોને સરકારમાં બોલાવી શકે કે બીજાઓને પણ હક છે? જેઓ દુઃખી થયેલા છે તેઓનો મુખ્ય હક છે, પણ વૈષ્ણવો તો પોતાની અને મહારાજોની આબરુ જાશે તે બીકથી આગળ પડવાના નથી, ત્યારે શું બીજા સુધરેલાં માણસોએ પોતાની નજર આગળ તેવાં કર્મ થતાં જોયાં કરવાં અને કાન આગળ સાંભળ્યાં કરવાં? તેઓ ન્યુસપેપરમાં, નિબંધમાં શીખામણ દઈ ચુક્યા છે, હવે સરકારમાં બોલાવવાને તેઓનો કંઈ હક ખરો કે નહી? એક રીતે છે. ભરી વસ્તીમાં વેશ્યાનું ઘર અને કારખાનું સરકાર રહેવા દેતી નથી. તેમ મહારાજનું મંદિર એ પુરુષ વેશ્યાનું ઘર અને કારખાનું છે. મંદિરમાં બૈરાંઓ મહારાજ પાસે જાય છે, એટલુંજ નહી પણ બીજાં ઘણાં છીનાળાં થાય છે ને મંદિરનું નામ લઇને બૈરાં બિજે ઠેકાણે જાય છે એ તો જુદું. હવે હેવાં મંદિરરૂપી કારખાનાથી અન્ય માર્ગીઓની સ્ત્રીઓને સોબતે અસર થાય છે. ઘણાં ખરાં અન્ય માર્ગીનાં બૈરાંઓ વૈષ્ણવ બૈરીઓની સોબતથી ખરેખર બગડ્યાં છે. માટે એ મંદિરોને (કારખાનાને) વસ્તી બાહાર

કહાડવાને અને એ મંદિર નામે પ્રસિદ્ધ કારખાનામાં જતી સઘળી સ્ત્રીઓને પકડવાને, અર્થાત્ તેમને મંદિર જતી બંધ કરવાને સરકારે હુકુમ કરવો, એવી રીતની સમજતા લોકોએ અરજી કરવી. એટલે, સરકાર જે આવી અરજી ઝડપી લેવાની વાટ જુએ છે તે તરત હુકુમનામું કરશે. અને ત્યાર પછી મહારાજોને ખુણે ભરાઇને પોકે પોક મુકીને રડવું પડશે. તેમ જે બિભત્સ ભુંડાં ગીતો ધર્મને બહાને બોલાય છે તેનો પણ કાએદા પ્રમાણે અટકાવ કરવો અને રાધાકૃષ્ણનાં ફટાણાં ન ગાવા દેવાં. હમે જે વાત કહીયેછ તે સાબીત કરી આપવાને તૈયાર છૈયે, માટે સરકારે મહારાજોને કોરટમાં બોલાવી તેઓને પુછવું કે, સઘળું એનીમેળે રોશન થાય. છીનાળુઆ કંઇ ઢાંકયા રહેવાના છે?

શું મહારાજને કોરટમાં બોલાવવાનો જશ અન્ય માર્ગી લેશે! વૈષ્ણવો છેકજ હીજડા છે! ના ના; તેઓ ક્ષત્રીવંશના કહેવડાવે છે. તેઓ શું એ જુલુમ-માંથી નહી નીકળે? શું તેઓનામાં કોઈ રઘુકુળ નથી! શું કોઇ રામ જેવો નહી નીકળે? અને મહારાજોરૂપી રાક્ષસોનો મદ નહીં ઉતારે?

કોઇપણ રીતે સરકારમાં ફજેત થયા વગર મહારાજો સુધરવાના નથી. સમજવાના હત તો શું આપણે એઓની થોડી ફજેતી કરી છે? તેઓ નફટ છે. "જેણે મુકી લાજ તેને ન્હાનું સરખું રાજ." "નફટને કુલે બાવળીઓ તો કે છાંયડો થયો."

તેઓનું દસ્તાવેજ લખાવી લેવાનું કારણ એ જ કે, હમે તમારી (સેવકોની) બૈરીઓ મા બેહેનો લયાં કરીએ, તમને લુટયાં કરીએ અને તમે કોઈ બોલો મા. અને વળી ઉલટા સરકારમાં કાએદા કરાવો ને હમારીવતીનાં નાણાં તમે આપો. જનાનામાં બેસીને બબડ્યાં કીધાથી વ્યસની મહારાજોની મુરાદ કોઇ દહાડો બર આવવાની નથી. ડાહ્યા સેવકોએ સમજવા માંડયું છે ને બીજા પણ હળવે હળવે સમજશે ને આટલું લખવાથી સેવકો જો મહારાજોના જુલુમ સાંખ્યા કરશે અને સામી ઉઠાવણી કરવાને યત્ન નહી કરે, તો તેના જેવા મા બેહેન બૈરી છોકરીના ઢોઆ ભડવા બીજા કોઈ નહી.

## વૈષ્ણવોને બે સુકન.

હે વૈષ્ણવો! તમારા ગુરુવિષે બોલતાં તમને પણ લગાર માઠું લાગે તેવું બોલ્યો છઉં. પણ એ બોલવાનો ઉદ્દેશ તમને તમારી ઉંઘમાંથી જગાડવાનો છે. જે કામ તમારે કરવું જોઇએ તે હું કરું છઉં, એટલે હું તમારો પ્રતિનિધિ છઉં. માટે મારા લખવાના જોસમાં તમને જે માઠું લાગ્યું હોય તે તમારા સારાને જ માટે છે એમ સમજજો. સાકરનીપેઠે પ્રથમ વહાલો લાગી અંદરથી અવગુણ કરવાને ઇચ્છતો નથી. પણ ઓસડનીપેઠે કડવો થઇને અંદરથી ગુણ કરવાને આટલું મથુંછું. તમે ન જાણસો કે રૂપીઆ લેવામાટે આ નિબંધ લખ્યો છે. મેં રૂપીઆ લીધા નથી. ખરા અંતઃકરણથી કહું છું કે, મને તમારી દયા આવે છે. પાછલાં

લખાણમાં તમને ઘણી શીખામણ આપી છે ને ઘણા ઘણા ઉપાયો બતાવ્યા છે તોપણ છેલ્લીવારે આ નિબંધના સાર દાખલ બે સુકન બોલું છું તે ધ્યાનમાં લેજો.

તમે વૈષ્ણવધર્મ પકડ્યો છે તેમાં તમારો વાંક નથી. જે વેળાએ તમારા ભોળા બાપદાદાએ ધર્મ માનવા માંડ્યો, તે વેળા મહારાજોના ગુણ બહારથી સભ્ય હતા. પણ હમણાના મહારાજોના ગુણ તો બહારથી ને માંહેથી સઘળી તરફથી નિલાજરા માલૂમ પડ્યા અને પડે છે. એ મહારાજો તમને દૂરથી સદાચારી માલૂમ પડ્યા અને પડે છે, પણ પાસેથી તેઓ દુરાચારી દેખાયા છે, દેખાય છે અને દેખાશે. "ડુંગરો દુરથી સારા રળીઆમણા દેખાય છે, પણ પાસે ગયાથી અણગમતા પથ્થર દેખાય છે." વળી,

શ્લોક—दूरतया स्थूलतया श्यामतया दानलिप्सया मधुपः॥
वावन्निभराजधिया तत्वतयासौ विलोकते महिषं ॥ १ ॥

અર્થઃ—દુરથકી જાડો અને કાળો દેખીને હાથી છે એમ જાણી તેનાં ગંડસ્થળનેવિષે જે મદનું મીઠું ઝરણ તે પીવાની ઇચ્છાથી ભમરો દોડ્યો, પણ પછી પાસે જઈને વિવેકબુદ્ધીથી જોયું તો પાડો દીઠો, તેમ ઓ વૈષ્ણવો! તમે ભમરાની પેઠે ફસાયા છો. તમે મહારાજોના બહારના રંગ આકાર ઉપરથી અને મોહોડાનાં ફોસલાવ્યા ઉપરથી તેઓને ધર્મનો બોધ આપનારા, મોક્ષનો રસ્તો દેખાડનારા ગુરુ જાણ્યા. રે એટલું જ નહીં, પણ પરમેશ્વરની સાથે અભેદ ગણ્યા. પણ હવે જેમ જેમ તમારી બુદ્ધી ઉઘડતી જાય છે ને તમે જ્ઞાની થતા જાઓછો, તેમ તેમ તમે તેઓને ખરેખરા પાડા જેવા જોતા જાઓછો.—

તમે વિચારો—તેઓ તમને કોઈ દાહાડો ધર્મ નીતિસંબંધી શિખામણ દે છે? તેઓ તમારા લાભની વાત બતાવે છે? આ દુનીઆં સંબંધી તથા પેલી દુનીઆસંબંધી તમારાં કલ્યાણની કોઈ પણ વાત આઘેથી પણ દેખાડે છે? તેઓ આખો દહાડો શો ધંધો કરે છે તે તો તમને જાણ્યામાં છે જ. તમે પૈસા આપોછો ને આટલો ભાવ દેખાડોછો તે શા માટે? તેઓ તમારાં કલ્યાણનો મારગ દેખડાવે એમ આશા રાખીને. પણ તેમાંનું તમે કંઈ જ જોતા નથી. તમારી તરફ જે જે ફરજો મહારાજોએ બજાવવી જોઇએ, તેમાંની તેઓ કંઈ બજાવતા નથી ને ઉલટું તમને નુકસાન કરે છે. તમારાં ધન લે છે, તમારાં બૈરાં બગાડે છે, તમારા ન્યાતના અને સંસારી ખટલામાં પડે છે વગેરે. જે સાપને તમે અળસીયું જાણી દુધ પાઈ ઉછેર્યો છે, તે કૃતઘ્ન સાપ ઉપકારના બદલામાં તમને અપકાર કરે છે.

"पयःपानं भुजंगानां केवलं विषवर्धनम्"

ભાગવતના ૮ મા સ્કંધમાં સમુદ્રમંથન આગળ કહેલું છે.

'अहेरिवपयःपोपः पोपकस्याप्यनर्थकृत्"

જેમ સાપને દૂધ પાયું તો તે દૂધ પાનારાનો અનર્થ કરે છે તેમ.

તમે દુઃખ સહન કરોછો. મનમાં તો અકળાઓછો પણ ઘણા કાળથી આવેલા એવા ગુરુને છોડતાં તમારી હિંમત ચાલતી નથી.

તમે જાણોછો કે ગુરુ છોને કરે, તે પાપમાં પડશે. હમે તો હમારા ગુરુ જાણીને ચાલીયેછ. પણ એમાં પાપ છે. તમે જાણોછ કે ગુરુને શિખામણ દેવાનો શિષ્યને અધિકાર નથી, પણ એ વાતમાં તમારી ભુલ છે. ગુરુ પાધરો ન ચાલતો હોય તો તેને વર્જવાનો તથા ગાદી ઉપરથી ઉઠાડી મુકવાનો શિષ્યને અધિકાર છે ને એમ ન કરો તો તમને પાપ છે. શાસ્ત્રમાં કહેલું છે કે,

શ્લોક—"गुरोरप्यवलिप्तस्य कार्याकार्यमजानतः।
उत्पथप्रतिपन्नस्य परित्यागो विधीयते १"

ગુરુ છે અને જો તે ગર્વી હોય, કાર્ય ને અકાર્ય સમજતો ન હોય અને કુમાર્ગે ચાલતો હોય તો તેનો પણ પરિત્યાગ કરવો.

આવું છતાં પાપ લાગેછ તે કબૂલ કરી તેથી જે શિક્ષા થશે તે ખમવી માન્ય કરી, તે ચંડાળો જે જુલૂમ કરેછે તે સહુ સહન કરોછો, એ તમારું શહાણપણ કે મૂર્ખાઈ? ગમે તે હો. તમે સારીપેઠે સમજો જ છો.—

હવે હું એમ નથી કહેતો કે તમે એ ધર્મને છોડી દો ને બીજો પકડો. પણ કહુંછું કે તેમને ઘટતી શિખામણ આપો. એ ગુરુઓ (નામના જ) તમને બોધ આપવાને ન કબૂલ કરતા હોય તો તે પણ રહેવા દો, પણ એટલું જ કરો કે, તેઓ અનીતિનાં કામ કરતા બંધ થાય. તેઓ રાંડોને ઘેર જાય તેનેસારુ ન બોલવું હોય તો ન બોલજો. પણ તમારા કુટુંબઉપર જે આટલો દોર અમલમાં આણે છે, તે વાતને સારુ તો જરુર જરુર કંઈ ઘટતો બંદોબસ્ત કરો.

છીનાળાં કરવાનાં પાપ કોઈ પણ માણસને લાગે છે તો જેઓ ગુરુ કહેવડાવે છે તેને ન લાગે? લાગેજ. છીનાળાંથી શા શા ગેરફાએદા થાય છે, તે વિષે અને ગુરુ શિષ્યોનાં છીનાળાંથી શાં શાં નુકસાન થાય છે તેવિષે કંઈ આ નિબંધ નથી. તેમ તેવિષે તમને છેક અજાણ્યું નથી. માટે મહારાજોના એ છંદના જુલૂમને જેમ બને તેમ ઓછો થાય તેમ કરો. ગુરુઓનું જે જોર છે, તેના કરતાં વધારે થયું તો હમણાં તો નહીં જણાય, પણ થોડા દહાડા પછી તમારી સંસારી અવસ્થામાં ઘણો જ અને ન સમરે એવા બગાડ થશે. તમે દુઃખી થશો ને તમારી સારા માણસમાં આબરુ નહીં રહે અને વળી ઈશ્વરને ત્યાં ગુન્હેગાર થશો.

તમારામાંના મુખ્ય શેઠો (બહારથી જણાઈ પડે કે તેઓ મહારાજના દુશમન છે ને તેથી લોકમાં ફિટફિટ થાય તેને સારુ) મહારાજને જણાવે છે કે, અમે તમારા છૈયે ને દસ્તાવેજો ઉપર સહીઓ કરે છે. પણ આ વૈષ્ણવ મહાજન! તમે સમજજો, તમને બેવડો માર પડે છે. મહારાજોનો માર અને

શેઠીઆઓનો માર. માટે તમે તમારી મેળે સમજતા થાઓ—શેઠીઆઓના ઉપર ભરોસો ન રાખો.

હે વૈષ્ણવો ! મારે આટલું તમને શું કરવા કેહેવું પડે ? કહું, શું કરવા? લોકની અપ્રીતિ સંપાદન કરી લઉં. પણ ખરેખર તમારૂં દુઃખ મારાથી જોવાતું નથી. રે એ દુઃખ તે કંઈ જેવું તેવું નહીં. હું તમારા માર્ગનો નથી, તોપણ મને દુઃખ થાય છે તો તમને કેટલું થવું જોઇયે ? આપણને ધમકાવીને, રે આપણને મારીને, લુટારા મહારાજની ધાડ આપણાં કનક કામની ઉપર પડે અને તેનો નઠારો ઉપયોગ આપણી આંખ આગળ કરે તે તે કેમ સંખાય? આંખમાં ખુન કેમ ન આવે? ઓ પ્રભુ! મરણ આપ પણ આવી વાત અમારી નજરે ના દેખાડ. હે વૈષ્ણવો ! આ તે મહારાજના શા જુલુમ? તે દુષ્ટ તે કેવા છે? રે ઉઠો ને ડચકાં ખાતાખાતા કળોઠ કરીને સુતાછો તે પાછું પાસુ મરડો અને કૌઅત તો નથી ને પાછો ઉપરનો માર છે, પણ હવે એકદમ સંપબાંધીને અને ઝૂમને કસીને એકદમ હલ્લો કરો ને મહારાજરૂપી હરામખોર લુટારાની ધાડને નસાડો. રે શૂરા ક્ષત્રીયો ! ઉઠો, કસાઈથી ગાય મુકાવો છો, ને તમારા ઘરનાં રતન જેવાં બૈરાં છોકરાંને તમારી આંખ આગળ કેમ મરાવોછો? તમે ધરમને નામે કેમ ભૂલ ખાઈ ભોળવાઈ ગયાછો, રે ધરમમાં તે એવું હોય ? કોઈ ધરમમાં એવું હોય જ નહીં. તમારા વૈષ્ણવધરમમાં એમ કહ્યૂં નથી. વળી તમારો અસલ ધરમ એ નથી. વલ્લભમાર્ગ નિકલ્યાને આજ ૩૫૦ વરષ થયાં છે. તેમાં તમને એ માર્ગને સ્વીકાર્યાને ૧૦૦–૧૨૫ વરપ થયાં છે. એ કંઈ તમારો પરંપરાનો ધર્મ નથી. તે કરતાં એમ સમજો છો તો પાળો, પણ આવાં અનીતિનાં કામો ગુરુથકી થતાં કેમ સહન કરોછો ? તમે સમજુક શાણાછો. વિચારો. હું તો કહેનારો માત્ર છઉં. કરવું તમારે હાથ છે. માટે ઉઠો, ભાઇ સાહેબો ઉઠો. મારાથી તમારું દુખ સહન નથી થાતું. તમે કેમ સહન કરોછો ? ઉઠોરે, ઓ મહાજન ઉઠો અને વેહેલા વેહેલા બંદોબસ્ત કરો. હું નથી કેહેતો કે મારું માનો, પણ જે સાચૂં, જે સારું, જેથી તમારું અહીં ને તહીં કલ્યાણ, જે તમારી વિવેકબુદ્ધિ કબુલ કરે તે તે તે આચરણ તમારાં મનને જ નિષ્પક્ષપાતે પૂછી સ્વીકારો. એજ વિનંતિ.

૰ના તા૰ ૨૫ ફેબ્રુઆરી ૧૮૫૮

દુરાચારી ગુરુથી સેવકોનું કલ્યાણ થયાને બદલે અકલ્યાણ થાય છે.



## ૯. ગુરુની સત્તા વિષે.*

श्लोक—अजरममरमेकं सच्चिदानंदरूपं
निखिलगुणविहीनं सर्वथा भेदशून्यम्
निगमपथसुगम्यं कल्पिताध्यस्तलोकं
कृतकमतजयार्थं भावये ब्रह्म पूर्णं १,

**અર્થઃ**—કલ્પિત (ખોટા) ધર્મમતના ઉપર સાચા માર્ગનો જય થાય તેને સારુ જે જરાવનાનું છે—જે અમર છે—જે એક જ છે—જે સત્ એટલે સત્ય, ચિત્ત એટલે જ્ઞાન અને આનંદ એવું રૂપ છે, જે સર્વ પ્રકારે ભેદશૂન્ય છે—જે વેદમાર્ગે કરીને વેહેલું પ્રાપ્ત થાય છે અને જેને વિષે કલ્પના કરેલો લોક એટલે જગત્ છે એવું જે પૂર્ણબ્રહ્મ તેનું હું ચિંતન કરું છઉં.

આ પૃથ્વી ઉપરના સઘળા દેશોમાં જુદા જુદા લોકોમાં એક બીજા જોડે અને જગતના કરનાર ઈશ્વર જોડે વર્તવા સંબંધી જુદા જુદા વિચારો હોય છે. જનન મરણ શું, સુખ દુઃખ શું, પાપ પુણ્ય શું, જીવ શું, ઈશ્વર શું, વગેરે આ દુનિયાં અને પેલી દુનિયાં સંબંધી માણસ માત્રમાં વિચાર હોય છે ને એ વિચારોની ગોઠવણ, તેની સમઝણ, તે ઉપર કીધેલી કલ્પના અને પછી તેપરથી થયલા સિદ્ધાંત એ આદિ લઈ વાતો બતાવતું જે શાસ્ત્ર તેનું નામ ધર્મ.

આ દુનિયાં સહજ એની મેળે બની છે–એને કોઈ કરનારો નથી–જીવ અમર નથી—પાપપુણ્ય સરખું કંઈ છે જ નહી વગેરે વાતો નાસ્તિક લોકો કરે છે; પણ તેઓ જો નિષ્પક્ષપાતી વિવેકી આંખે જોશે તો તેઓ પણ કબૂલ કરશે કે, ધર્મ સરખી સમઝ માણસ માત્રને સ્વાભાવિક છે અને તે (પછી ગમે તેવી) દુનિયાના લોકમાં ન હોત તો માણસની જે ઉત્તમ સ્થિતિ જોવામાં આવે છે તે કદિ દીઠામાં આવત નહીં. ધર્મ વગર જેવી દશા જનાવરોની જોઈયેછ તેવી માણસની હોત અને ખરેખર જે માણસોમાં કનિષ્ઠ જાતનો ધર્મ છે અથવા કંઈ ધર્મ નથી તેઓ જનાવરના જે... જ છે. મનુષ્ય જાતીમાં કોઈ પણ કોમ ...ધર્મ વગરની નથી. અર્થાત્, ધર્મ સરખી સમઝ સઘળે છે અને ...સુખદાયક છે. ધર્મની અસર માણસનાં શરીર ઉપર ...યસંબંધી અને માણસની સ્થિતિસંબંધી ...સહુ ધર્મઉપર આધાર રાખે છે.

...યો ધર્મ ખરો છે, એ વિષે આ નિબંધ ...ધેલી બાબત ઉપર યથામતિ કલમ

---

* ફાગણ સુદ ૧૪–૧૭ મી મારચ ૧૮૫૯ એ

માણસો પોતાની બુદ્ધિ, પોતાની રુચિ અને પોતાના સાહિત્યની અનુકુળતા પ્રમાણે જુદા જુદા ધંધા કરે છે. તેમ કેટલાએક લોકો ધર્મ શિખવાનો અને શિખવવાનો ધંધો કરે છે. આ ધંધો જેમાં હજારો માણસનાં કલ્યાણની વાત છે, તે સઘળાઓથી થતો નથી. કેમકે તે ઘણી મેહેનતનો, બુદ્ધિનો અને અનુભવનો છે. આ ધંધાને માટે તૈયાર થનારા અને પછી લોકોને લાભની વાત બતાવનારા એવા જે પુરુષો તે આચાર્ય, ગુરુ, ઉપદેશક એવે નામે ઓળખાય છે.

હિંદુ ધર્મનું મૂળ વેદાંતશાસ્ત્ર છે. પણ વેદાંતમાર્ગથી સઘળા વર્ગોના લોકને ઇશ્વિરસંબંધી જ્ઞાન સુગમ નહીં પડે, એમ સમજી કેટલાએક વિદ્વાન બ્રાહ્મણોએ ખરેખરી પરોપકારબુદ્ધિથી, કેટલાએકે અભિમાનના જોશથી, કેટલાએકે નામ મેળવવાને માટે અને ઘણાએક દ્રવ્ય મેળવવા માટે જુદા જુદા પંથ કહાડેલા છે. તેમાં વલ્લભ નામના બ્રાહ્મણે એક વૈષ્ણવમત કાહાડયું છે અને તે પંથના ચલવનારા* ગોસ્વામી અથવા ગોસાંઇજી મહારાજો અથવા મહારાજો એવે નામે પ્રસિદ્ધ છે.

એ પંથ નવો નિકળ્યો તે વેળામાં મહારાજોએ જાગૃતી ઘણી રાખી હતી. તેઓ કાર્ય પુરતો પણ વિદ્યાભ્યાસ કરી પોતાના ધર્મમાર્ગની વાત પોતે સમજી લોકને સમજાવતા. પણ હમણાના મહારાજો પોતાનો ધર્મ પોતે જ જાણતા નથી, એટલે પછી સેવકોને શું શિખામણ આપે? રે તેઓ નથી જ આપતા. નથી આપતા તો રહ્યું પણ ઉલટા અંદરથી નઠારી વાતનો બોધ કરે છે અને તેમના ઉપર બેહદ જુલુમ ગુજારે છે.

મહારાજોનો હક સેવકો ઉપર કેટલો છે? તેમ સેવકોએ ગુરુની આજ્ઞા કાંહાંસુધી ને કેટલી માનવી? પાપી ગુરુઓની આજ્ઞા માનેથી શાં નઠારાં પરિણામ નિપજશે? તેઓના હુમલામાંથી બચવાને અને પોતાનાં ધર્મ સંબંધી તથા સંસાર સંબંધી સુખમાં વધારો કરવાને સેવકોએ શી શી તજવીજ કરવી જોઇયે તે સર્વ બાબતનું લોકને જ્ઞાન થાય તેનેસારુ પરોપકારી પુરુષો દ્રવ્ય અને બુદ્ધિ ખરચે છે. માટે લોકોએ પણ આવા ગ્રંથો વાંચવામાં હરકત લેવી નહીં. ને મેં પણ આ ગ્રંથ જોઇએ તેવો રચવાસારુ થોડી બુદ્ધિ પ્રમાણે ઘણી મેહેનત ખરચ કરવામાં કંઈ કસર રાખી નથી. માટે, વાંચનાર અને સાંભળનારાઓને મારી વિનંતિ

---

* ગો એટલે ઇંદ્રી અને તેના સ્વામી એટલે જીતનારા એવા અર્થનું વિશેષણ અથવા ગો એટલે ગાય અને સ્વામી એટલે રક્ષણ કરનાર. એવા અર્થનું વિશેષણ જે શ્રીકૃષ્ણ પરમાત્માને યોગ્ય રીતે લાગે તે મહારાજોએ પોતાને લગાડ્યું છે. વારુ, લગાડીને તે પ્રમાણે વર્તતા હોય તો લેખાસર પણ તેઓએ તે જુદાજ અર્થમાં લીધું હોય એમ તેઓનાં આચરણ ઉપરથી ખુલ્લું જણાય છે. એવી રીતે કે—ગો એટલે ઇંદ્રી અને તેના સ્વામી એટલે ઇંદ્રીઓને લડાવનાર બેકાવી મુકનાર ધણી અથવા ગો એટલે ગાય અને તેના સ્વામી એટલે રક્ષણ કરનાર નહી. પણ તેનો ધણી ગોધો. મહારાજોએ પોતાની ઇંદ્રીઓને બેકાવી મુકી છે અને તેઓ ગોધાજેવા છે.

છે કે, તેઓએ મહારાજ ઉપરના અતિભાવમાં આ ગ્રંથનો અનાદર ન કરવો. આમાં ગુરુ જે કલ્યાણ કરનાર અને શિષ્ય જે કલ્યાણ કરાવનાર, તે બંનેનાં હિતની વાત છે.

## ગુરુના સામાન્ય ધર્મ.

જે પુરુષો ધર્મ ચલાવે છે અને તે વાતમાં લોકોને શિક્ષા આપે છે, તે પ્રથમ તો સદ્ગુણી જોઈયે. વિદ્યા કદાપી ઘણી ન હોય તો ચાલે, પણ સદ્ગુણ વના તો ન જ ચાલે. તેમાં જે ક્ષણે ગુરૂની દાનત પારકા પૈસા ઉપર અને પારકી બૈરી ઉપર બગડી, તેજ ક્ષણે તે પુરુષ પોતાનું ગુરુપણું ખોય છે. કામ ક્રોધ લોભ મોહ મદ અને મત્સર એ છ દુર્ગુણો અને તેના પરિવારોનો ધર્મોપદેશકોએ કોઈ કાળે સ્નેહ કરવો નહીં. નીતિમાન થવું અને બીજાને આપવાની શિક્ષા પોતે પાળવી, એ ગુરુપદ ધારણ કરવાને પ્રથમ સરટીફીકેટ છે. વિદ્યા, અનુભવ, બુદ્ધિ, ચાતુર્ય, મળતાવડાપણું, ઉપદેશ કરવાની શક્તિ અને રીતિ વગેરે બાબતો પછી જોવાની અને તપાસવાની છે.

જે પુરુષ વેદશાસ્ત્રનો સારો અભ્યાસ કરી તેના મર્મથી માહિત થઈ, પોતાના ધર્મમાર્ગના ગ્રંથને સમજી, તેમાં લખેલી બાબતો પ્રમાણે પોતે વર્તિ, ક્ષમા શાંતિ ગુણ સજી, બીજાને પરોપકાર બુદ્ધીથી (દ્રવ્યલોભે નહીં) બોધ કરવાનું માથે લે છે તેને જ ગુરુ કહેવા. આચાર્ય અને ગુરુ એ નામ જેવાં તેવાં નથી. વિરલા સંસ્કારી પુરુષોને એ નામ મળે છે. બુદ્ધિપૂર્વક પુષ્કળ અભ્યાસ કર્‌યાથી અને પછી ઘણા દિવસના અનુભવથી જે ધંધાઓમાં માહિતી મળે છે, તે ધંધાના વર્ગમાંનો આચાર્યપણાનો ધંધો છે. આચાર્ય પદવીને ખરેખરો યોગ્ય એવો તો એક શંકર નિકળ્યો, કે જેનુ નામ હિંદુસ્તાન દેશના સર્વ ભાગમાં અમર છે; અને જેનાં કીધેલાં પંડિતાઈનાં પુસ્તકો પણ લોકને માન્ય છે. જેમાં કોઈનાથી (મોટ મોટાથી પણ) ખોડ કહડાઈ શકતી નથી. બીજા જે આચાર્ય થઈ ગયા છે તે વિદ્વાન ખરા, પણ શંકરને સોમે હિસ્સે પણ નહીં. જે વિદ્યાબળે, જે બુદ્ધિબળે, શંકર આચાર્ય મનાયો અને જૈનમતનું ખંડન થયું, તે બળનો કિંચિત છાયો પણ હમણાના પંથ ચલાવનારાઓનામાં રહ્યો નથી. આચાર્ય અને ગુરુ એ ખાલી નામ રહી ગયાં છે. જેમ ઘોડાં ગયાં ને મેખ રહી ગઈ હોય, તેમ ગાદી માત્ર રહેલી છે. શંકરાચાર્યનું પરાક્રમ એક શ્લોકમાં વર્ણવેલું નીચે પ્રમાણે જોવામાં આવે છે.

શ્લોક—द्वैतध्वांतदिवाकरो जिनवनोच्छेदैकदावानलो ।
जान्तध्वांतपयोदचंडपवनो नैयायकाद्रेः पविः ।
सिंहः शैवमदेभदारणविधौ भाष्येंदुदुग्धांबुधि-
श्वेतःसद्मनि शांकरो विजयतामाचार्यचूडामणिः ॥ १ ॥

અર્થઃ—દ્વૈતમત અંધકારનો નાશકરનાર સૂર્ય એવો, જૈન એટલે નાસ્તિક મતવનને બાળી મુકનાર દાવાનળ એવો, રામાનુજ અને મધ્વ એ બે વૈષ્ણવ

મત મેઘ વાદળાને નસાડી મુકનાર જોરથી ફુકતો પવન એવો, ન્યાયશાસ્ત્રીઓ જે પહાડ તેને કાપીનાખનાર વજ્ર એવો, શૈવ (કાપાલિક પાખંડમત) જે મદી હાથ્થી તેનો મારનાર સિંહ એવો, ભાષ્ય જે ચંદ્ર તેનો તો દુધનો સમુદ્ર એવો, જ્ઞાનનું ઠેકાણું એવો, આચાર્ય ચુડામણિ શંકર તે જય પામો.

ગુરુ કોનું નામ કે "જે પ્રસન્ન થયો કે અર્ધક્ષણમાં મોક્ષસુખ આપે અને પોતાના સામર્થ્યથકી શિષ્યની કામના પુરી પાડે." "મંત્ર ઔષધીના જાણનારા ગુરુઓ ઘણા છે, પણ વેદશાસ્ત્રમાં જે મંત્ર (મર્મ) તે જાણનારા પૃથ્વી ઉપર દુર્લભ છે." "ગુરુઓ તો જેમ ઘેર ઘેર દીવા હોય છે તેમ રખડે છે પણ જે ગુરુ સૂર્યની પઠે સહુને જ પ્રકાશિત કરે છે તે જ ગુરુ દુર્લભ."

શ્લોક—"प्रेरकः सूचकश्चैव वाचको दर्शकस्तथा ।
दीक्षितोबोधकश्चेति षडेते गुरवः स्मृताः ॥

અર્થઃ—"સામાંનાં મનમાં ગુણ કરનારી સારી વાત નવીજ ઉપજાવનારો હોય તેને ઉત્તેજન આપનારો અથવા સૂચના કરનારો, હિતનું બોલનારો, હિત દેખાડનારો, દીક્ષા એટલે નીમ પાળનારો અને ધર્મબોધ આપનારો એ ૭ ને ગુરુ કહેવા" પણ જે ધર્મગુરુ કહેવાય તેનામાં એ છએ ગુણો હોવા જોઈયે.

ધર્મની ગાદીએ બેસનારાએ ઉપર પ્રમાણે તૈઆર થવું જોઇએ. મહારાજો ધર્મ ગાદીએ બેઠલા છે, પણ તેઓ વિદ્યા, બુદ્ધિ, ગુણ એ ત્રણમાંથી કોઈ પણ રીતે લાએક નથી. પાપી મહારાજો ગુરુપણાને તો શું પણ કોઈ પણ નીતિમાન પુરુષને ઓળે ઉભા રહેવાને લાએક નથી. હું મહારાજને કોઈ પણ રીતે કોઇના પણ ગુરુ છે એમ માનતો નથી અને સહુ સમજતા લોકો તેમને ગુરુ જેવા ગણતા જ નથી. હવે તેઓ ગુરુ નથી તો તેઓની સત્તાવિષે શું બોલું! તો પણ કોઈ પણ સામાન્ય ગુરુએ પોતાના શિષ્યતરફ કાંહાં સુધી અને કેટલી સત્તા ચલાવવી ઘટે છે, તે વિષે નીચે લખુછું.

## ગુરુની યોગ્ય સત્તા અને અયોગ્ય વર્તણુક.

ગુરુએ પોતાના સ્ત્રી પુરુષ સેવકોના ઉપર દયાભાવે જોવું અને દયાભાવે વર્તવું જોઇયે. ગુરુ, શિષ્યના કલ્યાણ કરવાને માટે છે; તેઓને ગરદન મારવાને માટે નથી. આ વાત આગળથી મેદાન મુકી આગળ ચાલું છઉં. ગુરુની, સ્ત્રી પુરુષ સેવકો ઉપર જે સત્તા ચાલે, તે ત્રણ પ્રકારની હોય. સેવકોના શરીર ઉપર, તેઓનાં મન ઉપર અને તેઓના ધન ઉપર.—તેમાં પ્રથમ શરીરસત્તાવિષે.

ગુરુ ગરીબી અવસ્થામાં હોય અથવા માંદો હોય અને તેના શરીરનું જતન કરવાને કોઈ આદમી ન હોય તો સ્ત્રી પુરુષ સેવકો પાસે ઘટતી ચાકરી કરાવવી. તે ચાકરી કરાવતી વેળા તેઓના ઉપર નઠારી બુદ્ધિથી જોવું નહીં. પણ વારેવારે આશીરવાદ દેયા કરવા અને સન્માર્ગ બતાવવા.

આચાર્યની ગાદીએ બેસી મહારાજના જેવી સ્થિતિના ગુરુઓએ પુરુષ-સ્ત્રી સેવકોના શરીર ઉપર કંઈ જ હક ચલાવવો નહીં. ગુરુનો હક ઘણું તો સ્ત્રી પુરુષ સેવકોના ફક્ત માથા ઉપર આશીરવાદ દે તો હાથ મુકવાનો છે—હે છોકરા અથવા હે છોકરી! તારું કલ્યાણ થાઓ. સેવકોનો અધિકાર ગુરુના ચરણનો માત્ર સ્પર્શ કરવાનો છે. સેવકોના મસ્તક શિવાય તેઓના શરીરના કોઈ પણ બીજા ભાગને હાથ અરકાડવાનો ગુરુને અધિકાર નથી. સ્ત્રી પુરુષ સેવકો ને મસ્તાની માતેલા ચાકરો પાસે કોરડા મરાવવાનો અને પોતાની તથા મંદિરની ચાકરી કરાવવાનો ગુરુને કંઈ જ અખત્યાર નથી. જ્યારે સેવકો પાસેથી ગુરુને પુરતું ધન મળે છે, ત્યારે તે ધનને પોતાના અવિચારી ખરચને સારુ રાખી મુકી, ઘટતો બંદોબસ્ત ન કરી, સેવકોને મીઠા માર મારવા અને તેઓની પાસે કામ કરાવવાં એ સઠ ગુરુઓનાં આચરણ સમજવાં. ગુરુ તે દયાળુ હોવા જોઇએ કે મહારાજના જેવા નિર્દય? ઝાપટીઆઓની ઝાપટથી કેટલાકએક આંધળા થયા છે, કેટલાએક માંદા પડ્યા છે અને કેટલાએક મરી ગયા છે. મંદિરની ભીડાભીડે સ્ત્રી પુરુષોમાં બેઅદબી થઈ છે, તેઓના દાગીના પડી ગયા છે, ચોરાયા છે અને લુટાયા છે, તેઓને વાગ્યાં છે, અને કેટલાંએક નબળાં કચરાઈ ગયાં છે. મહારાજના જેવા જે પાપી ગુરુઓ પોતાને ઈશ્વર મનાવે છે અને સેવકોની પાસે પોતાને હીંચકા નખાવે છે, સણગાર સજાવે છે, ઘર તથા મંદિરની સામગ્રી ધર્મને મસે વગર પૈસે અને વેળાએ જુલૂમથી તૈયાર કરાવે છે તે ગુરુઓ, આ દુનીયામાં બે આબરુ કરી લઈ, દુઃખી થઈ, પેલી દુનીયામાં પણ હેરાન નહીં થાય? ઈશ્વર તેઓને ધગધગતા દેશે અને તેથી તથા બીજા મારથી જ્યારે તેઓ લોહી લોહીઆણ થઈ ગરમ બની જશે, ત્યારે તેને નરકકુંડમાં નાખશે. સ્ત્રીઓના શરીર ઉપર હાથ નાખવાનો અને તેની સાથે પોતાના અંગને રમાડવાનો ગુરુને અધિકાર નથી. તેઓની સહુથી જુલમી સત્તા તે આ કહેવાય. આ સત્તા ચલાવેથી રુડા ગુરુ પણ પોતાનાં સઘળાં સુકૃત ધોઈ નાખે છે. ગુરુએ સદૈવ નીચી દ્દષ્ટિથી ચાલવું અને સ્ત્રીને છોકરી પ્રમાણે ગણવી. મહારાજની પઠે પુરુષના માથા ઉપર અને સ્ત્રીઓની છાતી ઉપર પીચકારી મારવી તથા ગુલાલ છાંટવાં, ઠાકોરજી ચરક્યા એમ કહી દહીં હળદરના લોંદા મારવા, પોતાના નાહેલાં પાણીનું (પગ ધોયાનાં, ઇંદ્રી ધોયાનાં અને ગાંડ ધોયાનાં પાણીનું) પ્રાશન કરાવવું, સ્ત્રીઓ સાથે વ્યભિચાર રમવો અને તે વળી અધમ જાતનો કે કુંમળી છોકરીઓને લોહી વહેતી કરી નાખવી એના સરખું પાપ ગુરુને બીજું એકે નહીં. એવા ગુરુ રાજથકી દેહાન્તદંડ શિક્ષા પામવાને યોગ્ય છે. જુલમી રાજા સઘળો જીવનગાળો હરીલે અને માબાપ ઝેર પાય તે બધું ખમાય, પણ મહારાજના જેવા ધરમઠગ સાંઢીઆઓનાં અબળા જાતી ઉપરના જુલૂમ કોઇથી લગાર પણ ના સંખાય.

ગુરુની સેવકનાં મન ઉપર સત્તા—નઠારી વાતનો બોધ આપવાનો ગુરુને અધિકાર નથી. જેટલું બને તેટલું ગુરુએ શિષ્યને વિવેકથી મોહોડે અથવા પુસ્તકે સમજાવવું અને સમજાવ્યા પછી શિષ્યનું મન પોતાની તરફ ખેંચાતું આવે, ત્યારે તેની પાસે પોતાનું ઘટતું કામ કરાવવાનું હોય તે કરવાને કહેવું ને તેના બદલામાં વધારે સુબોધ આપવો. બાકી જેણે શિષ્યપણું સમજતી અવસ્થામાં કબૂલ કીધું નથી તેવાને ધમકાવીને કહેવાનો અથવા મારીને બતાવવાનો ગુરુનો હક નથી. જે સમજતા પુરુષો બાપ દાદાએ અજ્ઞાની અવસ્થાંમાં સ્વીકારેલો એવો જે પંથ તેને છોડી રુડા માર્ગને શરણ જાય તો તેઓને ન્યાત બહાર મુકાવવાની ગુરુની સત્તા નથી. જે પતિત હોય તેને નાત બહાર મુકવો. વાસ્તવિક પુછાવો તો મહારાજો પોતે પતિત છે. ત્યારે સઘળા સેવકો, અધિકાર છતાં એમને કહાડી કેમ નથી મુકતા? કેટલાએક વૈષ્ણવોએ વૈષ્ણવમતનું ખોટાપણું જોઇને સ્વામી-નારાયણના માર્ગને સ્વીકાર્યો હતો, ત્યારે મહારાજોએ તેમને ન્યાત બહાર મુકાવ્યા હતા. ત્યારે તેઓએ ફરીઆદી કીધી કે, હમને ન્યાત બહાર મુકવાનો નાતીલાને શો અધિકાર છે? હમે કંઈ પતિત નથી. તે ઉપર શાસ્ત્રીને સવાલ થયો ને તેના જવાબ ઉપરથી કોરટે અભિપ્રાય જણાવ્યો કે અલબત્ત તેઓને ન્યાત બહાર મુકાઈ શકાતા નથી. જ્યારે વૈષ્ણવો તેમને ન્યાત બહાર મુકી શક્યા નહીં ત્યારે તેઓ જમણવાર કરે છે તેમાં ન્યાતનું નામ નથી દેતા, પણ વેહેવારને મસે તેમને નોતરાં કરતા નથી. ને આ પ્રંચ ઉપરથી તે બચારા હાર્યા છે. જ્યાંસુધી કોઈ હિંદુ કોઈપણ રીતનો હિંદુધર્મ માને છે ત્યાં સુધી તેને ન્યાત બહાર મુક-વાનો કોઈ પણ ગુરુનો અથવા ન્યાતનો શાસ્ત્રયુક્ત હક જોવામાં આવતો નથી. ને ખરેખર એમ જ છે. જેટલા વૈષ્ણવ છે તે સઘળા મહારાજને જ માને છે ને બીજા કોઇને માનતા નથી એમ નથી. કેટલાક વૈષ્ણવો મહાદેવને પુજે છે, કેટલાક વેદાંતી છે અને કેટલાએક શક્તિ પુજે છે. હવે એઓને ન્યાત બહાર કેમ નથી મુકતા? સ્વામીનારાયણના પંથમાં જનારને શા માટે હેરાન કરવા? માણસ સ્વતંત્ર છે અને તે કોઈપણ ધર્મ પત કરવાને મુખત્યાર છે. માટે તેના ઉપર જોર જુલમ કરવાનો કોઇને અધિકાર નથી. જોર જુલમથી અને ખોટાં આચરણથી સેવકની સંખ્યામાં વધારો કરવાની ગુરુએ મેહેનત ન લેવી. જેમ વૈષ્ણવ મહા-રાજોએ પોતાનો ધર્મ વધારવાને શૃંગારરસ સામગ્રી વાપરી છે અને દશ દશ વાર દર્શન અને તેને ટેરા વગેરે ધામધુમ રાખી છે, તેમ સદ્ગુરુએ ન કરવું. સદ્ગુરુનો ઉપદેશ જે છે તેજ મોહ છે કે જેણે કરીને લોકને શ્રદ્ધા વધે છે અને પોતાની મેળે તે માર્ગમાં જાય છે. સદ્ગુરુને મહારાજના જેવા ઢોંગ ધંતુરા કરવાની કાંઈ જ ગરજ નથી. અધુરો ઘડો હોય તે છલકાય. મહારાજ લોક પક્કા તો ખરા કે બાંધી મુઠી લાખની. તેમ ઠાકોરજી અને તેના દર્શનનો એવો તો મોહ રખાવ્યો છે કે, નાણું આવ્યાંજ

કરે છે. મૂર્ખ લોકો ઢોંગને પુજે છે અને અવિદ્વાન લોભીઆ ગુરુઓ, સામગ્રીની મોહીનીથી લોકને ફસાવે છે. એક વાકય છે કે;—

**શ્લોક**—ढक्कपयोधरमुग्धेढक्कामुग्धालग्गा
गगनेचरंतिभानु: लोकदेवालयलग्गा ॥ १ ॥

**અર્થ**:—હે મુગ્ધે, તારાં સ્તન ઢાંક કેમકે ઢાંકેથીજ મોહ ઉપજે છે. ગગનમાં સુરજદેવ સાક્ષાત છે તેને થોડા જણ પુજે છે, પણ પડદાવાળાં મંદિરમાંહેની ધામ ધુમને ઘણા લોકો મોહ પામી પામીને પુજે છે. જે વાતથી લોકોમાં અનીતિનો ફેલાવો થાય તેવી તરેહની, શિષ્યના મન ફેરવવા માટે, તેમના મન ઉપર જબરદસ્તી કરવાની, ગુરુને કોઈપણ રીતે સત્તા નથી.

ગુરુની સેવકોના ધન ઉપર સત્તા—એક તો તેને ગુજરાનને માટે દ્રવ્ય જોઇએ. યથેચ્છ મિષ્ટાન્ન જમવા સારુ અને તેથી આળસ તથા પ્રમાદ ઉત્પન્ન કરવાસારુ ન જોઇએ, પણ નિયમિત સાત્વિક આહારે શરીરને આરોગ્ય રાખવાસારુ તેને દ્રવ્ય જોઇએ. બીજું એ કે ધર્મોપદેશથકી શિષ્યનું કલ્યાણ થવું તથા તેનો શ્રેય મળીને પોતાનો મોક્ષ થાય એ વિચારની અંદર કોઈ વાતની સાંસારિક કાળજી રાખ્યાથી ખલેલ પડે, તે ન પડે તેને માટે ઘટતું ઉપયોગી સુખ થવામાટે થોડું એક દ્રવ્ય જોઇએ. ત્રીજું એ કે મંદિરના નિભાવ સારુ તથા ધર્મ ફેલાવવાના કામને માટે શાસ્ત્રી પંડિત વગેરે આશ્રિતોના ખરચ સારુ ગુરુને દ્રવ્ય જોઇએ. ને એટલી વાતને સારુ સેવકો પાસે ધન માંગવાનો ગુરુનો હક ગણીએ તો છે. (તેણે માંગવું તો ન જ જોઇયે). જ્યાં ગુરુશિષ્ય સમજુક અને એક બીજાથી સંતુષ્ટ છે ત્યાં ગુરુને માંગવું પડતું જ નથી. જ્યાં સુધી કાચી બુદ્ધિના શિષ્ય ગુરુની લાયકી સમજતા નથી ત્યાંસુધી ગુરુએ માગવું જોઇયે. ને તેપણ જરુરના ઉપયોગી ખરચનેસારુ. બાકી ગાડીઘોડા, ઠોરખુવા, શિરપેચ, સેલાં પાઘડી, અત્તર, ગુલાબ, કેસર કસ્તુરી વગેરે શૃંગારી ઉપભોગને માટે અથવા લોકોનાં બૈરાં બગાડવાને અથવા રાંડોને ઘેર જવામાટે અથવા એવા પદાર્થોથી અને એવા વ્યસનથી જ્ઞાનબોધ વિસરી જવા માટે, પૈસા મેળવવા સારુ ગુરુઓ પોતાની સત્તા ભોળા સેવકો ઉપર ચલાવી શકે તે રીતનો તેઓનો લગારપણ અધિકાર નથી. શાસ્ત્રમાં કોઈ ઠેકાણે કહેલો નથી ને માણસ માત્રની વિવેકબુદ્ધિ પણ કહેતી નથી. જે જે નિમિત્તે સેવકો પાસેથી દ્રવ્ય મળે તેનો તે તે કામમાં ગુરુએ ખરચ કરવો. તેણે મંદિરને માટે પૈસો લઇને જનાનાના સુખમાં ન નાખવો અને સેવકોએ ન નાખવા દેવો. જરુર જેટલું દ્રવ્ય સેવકપાસેથી ઇચ્છવું ને તે પણ તેઓની શક્તિ જોઇને ફાળો નાખવો. પ્રમાદી મહારાજો જેમ વ્યસનની ખુમારીમાં સેવકોની સ્થિતિ જાણતા નથી, તેમ ગુરુઓએ કારભારીઓના કહેવા ઉપરથી સેવકોની મરજી ઉપરાંત અને શ્રદ્ધા ઉપરાંત અને ગજા ઉપરાંત પૈસો માગવો નહીં. ગુરુનામાં ગુરુપણું હોય અને ટેક હોય તો તેને ભીખ માગવાની જરુર શેની રહે? ગુરુ ભીખ માગે એના

સમાન ભુંડું એક નહીં. સેવકની મરજી ઉપરાંત જોર જુલમથી તેઓના તન મન અને ધન ઉપર કોઇપણ રીતનો વેરો ઘાલવાને ગુરુને અખત્યાર નથી.

જેટલી ચલાવવી જોઇએ તેના કરતાં જો ગુરુઓ, મહારાજની પઠેમ વધારે ચલાવવાની તજવીજ કરે તો તેથી મોટું પરિણામ એ નીકળવાનું કે ગુરુ શિષ્ય બંનેનું અકલ્યાણ થવાનું. શિષ્ય ઘણી વાર સુધી તો સાંખે, પણ પછી ત્રાહ્ય ત્રાહ્ય કરીને ગુરુનાં છિદ્ર જાહેરમાં આણે, તેમને કોરટમાં બોલાવે અને આખરે તેઓને છોડે. મહારાજોની ફજેતી થશે એમ હું તો કહેતો જ નથી, કેમકે તે તો થઈ જ ચુકી છે. એમાં બંનેને શરમ છે. અંગરેજી પુસ્તકોમાં પણ વૈષ્ણવો અને તેમના મહારાજ વચ્ચે જેવો નિલાજરો સંબંધ છે, તે વિગતવાર છપાઈ ચુકયો છે. બીજી બાબતોમાં પણ સાફ લખેલું છે કે, વૈષ્ણવો પોતાની મા બેહેન દીકરી વહુને મહારાજ પાસે જતી સહન કરે છે અને તેમાં કંઈ છોછ ગણતા નથી. વૈષ્ણવો મહારાજને છોડશે તે વખતલગીમાં તો વૈષ્ણવોની સ્થિતિ છેક જ ઉતરી જવાની. તેઓને સમજતા લોકો પશુ જેવા ગણે છે અને ગણશે. નક્કી એમ છે કે પાપનો ઘડો ફુટયા વગર રહેનાર નથી. મહારાજોની સત્તા વધી કે બૈરામાં ઘેર ઘેર છીનાળાં થવાનાં; તેઓની ધણી ઉપરથી પ્રીતિ ઉઠવાની, અને પછી કજીઆ કંકાસથી તેમની સુખસંપત્તિમાં ઘટાડો થવાનો. ધંધા રોજગારમાં પણ વૈષ્ણવોને બરકત નહીં રેહે. જે વૈષ્ણવોના મનમાં રાત દહાડો મહારાજ અને મંદિર રમ્યાં કરે છે તે જ વૈષ્ણવો મહારાજ અને મંદિરને કાળ દેખશે અને થોડા દહાડા પછી ગુરુ શિષ્ય વચ્ચે (જો હમણાં પુરતો બંદોબસ્ત ન થયો તો) અણબનાવ થશે. જેમ જેમ સમજતા થશે, તેમ તેમ સેવકોની શ્રદ્ધા ઉડી જશે અને તેઓ મહારાજોને ધરમઠગ જાણશે અને ત્યારે એઓને, પેટને માટે હાથમાં લોટો લઇને પોતાના જાત ભાઇઓની પઠે કાશીવિશ્વેશ્વરાયનમઃ કરવું પડશે. હું તો ધારું છું કે લોટો પણ તેમની પાસે નહીં રહે; તેઓને કાચલું લેવું પડશે, ને એવામાં વળી મીઆં પડ્યા પણ ટંગડી ઉંચી તેમ રોપ રાખવા જશે તો તે સુધા લોકની આગળ ચાલવાનો નથી. તેઓ જ્યાં જશે ત્યાંથી મેહેણાં અને માર ખાઇને પાછા ઠેકાણે આવશે. ને પ્રછી ઘી ખાંડના ખાધેલા મસ્તાની ગોધાઓની પડતી આવશે. તે વળા કીધેલાં પાપ તેઓને કાંટા જેવાં સાલશે.

મહારાજોએ હાલ જે ચાર ઠરાવો વૈષ્ણવો પાસે મંજુર રખાવ્યા છે તેથી તેઓની સંસારી તથા ધર્મ સંબંધી હાલત ઉપર કેવી અસર થશે અને તેનું પરિણામ આગળ જતાં કેવું નિકળશે? એ સવાલનો ખુલાસો હેઠળ કરું છઉં.

"તેઓનો પહેલો ઠરાવ એ છે કે, તેઓ દરએક નાતની ઉપર પૈસાની જુદી જુદી રકમ ઠેરવે તે રકમ દરએક નાતવાળાએ આપીને ૫૦ ઇચ્આ ૬૦ હજાર રૂપીઆની એક મોહોટી રકમ ઉભી કરવી અને મહારાજોને ઇનસાફની અદાલતમાં કોઈ પણ સખસ સમન કરી શકે નહીં એવો બંદોબસ્ત કરવાને એક

હોશીઆર અને કાબેલ બારીસ્ટર વિલાત મોકલવો તથા એ વિષેનો મહારાજોને વાસ્તે નવો કાએદો કરાવી મંગાવવો. એ કામમાં ઉપલી રકમ પુરી ન પડે તો બીજી જેટલી રકમ જોઇયે તેટલી રકમ સઘળા વૈષ્ણવોએ મળીને કરી આપવી અને એ કામ પાર પડે એવા ઉપાયો સઘળા વૈષ્ણવોએ પોતપોતાની તરફથી કામે લગાડવા."

ઉપર પ્રમાણે જે મહારાજોનો વિચાર છે તે કેવળ અઘટિત, સ્વપ્નવત, મૂર્ખાઇનો, અસંભવિત અને પોતાને જ નુકસાન કરનારો એવો છે. આવાં એ ઇનસાફી કામનેસારુ ધડધડાવીને સેવકના ઉપર જોર જુલૂમ કરી તેમની પાસે ભીખ માંગવી એ તેઓને મુનાસિબ નથી. સેવકોએ આ જુલૂમની સામે થવું જોઇયે. કેમકે તેથી કુપાત્રને દાન આપ્યા જેવું થશે અને દાન આપ્યાં છતાં પણ કુપાત્રનું કામ નહીં સરે.

કિયાં શાસ્ત્રના આધાર ઉપરથી તેઓ નવો કાયદો કરાવવાને ઉમેદ રાખે છે? કામશાસ્ત્ર, શૃંગારશાસ્ત્ર અને સ્ત્રીચરિત્રપુરાણ ગ્રંથોમાંથી કદાપિ આધાર નિકળે તો નિકળે, બાકી એ વના બીજાં કોઈ પણ શાસ્ત્રમાં તેવી સમ્મતિ છે જ નહીં. ન્યાયમંદિર એ દેવાલય સમાન પવિત્ર છે. એ ઠેકાણાને તો મોટા મોટા રાજા અને તપસ્વીઓ આવીને સાષ્ટાંગ નમન કરે છે. ને એવું છે વાસ્તે જ ન્યાયના ઠેકાણાને ઇનસાફના ધર્મશાસ્ત્રમાં ધર્માધિકરણ (ધર્મ જેમાં રહ્યો છે એવું ઠેકાણું) કહે છે. રાજાની દરબારમાં મોટા આચાર્યે પણ જવું એવાં વચનો શાસ્ત્રમાં છે. વ્યવહારમયૂખ નામના ધર્મશાસ્ત્રના ઇનસાફી ગ્રંથમાં નારદનું વચન આ પ્રમાણે છેઃ—

ज्ञात्वाभियोगं येपि स्युर्वने प्राव्रजितादयः
तानप्याव्हानयेद्राजा गुरुकार्येष्वकोपयन् ॥

અર્થઃ—જેના ઉપર દીવાની અથવા ફોજદારી ફરિઆદી હોય અને તે જાણીને કદાપિ સંન્યાસી, વેરાગી વગેરે થઈ વનમાં નાસી ગયો હોય અને દુનિઆંદારીના સઘળા ધર્મ છોડી દીધા હોય, તોપણ મોટું કામ કે જેમાં તેના વગર ચાલતું નથી તો તેને પણ તેની લાએકી જોઇને રાજાએ માનથી દરબારમાં બોલાવવો ને બોલાવ્યા પછી સરકારનો હુકુમ ન માની કોરટમાં હાજર ન થાય તો તેને દંડ કરવાનું બૃહસ્પતિએ લખેલું છે. अभियोगानुरूपेण तस्य दंडं प्रकल्पयेत्। ફરીઆદીનું સ્વરૂપ જોઇને તે પ્રમાણે દંડ કરવો. [મિતાક્ષરાવ્યવહારાધ્યાયમાં આગળથી એમ લખ્યું છે કે, અમુકને દરબારમાં ન આણવા ને પછી લખ્યું છે કે કાળ, દેશ, અને કાર્યનું રૂપ જોઇને રાજાએ તેમને ધીમે ધીમે તેઓની લાએકી પ્રમાણે બંદોબસ્તથી બોલાવવા. शनैर्यानैराव्हानयेन्नृपः

આ પ્રમાણે રાજાની સત્તા મોટા જોગી સન્યાસી આચાર્ય ઉપર છે, તો મહારાજ લોકો જે સંસારી છે, સંસારી છે એટલું જ નહીં પણ પતિત છે, ગુન્હેગાર છે અને જેમ બીજા લોકો પૈસેથી અથવા દરજ્જેથી મોટા કહેવાય છે

તેના વર્ગમાંના છે, ત્યારે તેઓના ઉપર ના ચાલે? મહારાજો જે જે રીતે પોતાનો ઓછો પાક છે એમ બતાવવાને બાનું કહાડશે તે તે રીતે હમે ખુલ્લું કરી આપવાને તૈયાર છૈયે. મહારાજ જેઓ વિદ્વાન પણ નથી ને નીતિમાન પણ નથી તેઓને કોરટમાં ધસેડી લઈ જવાને શા માટે સરકારને હક ન હોય? તેઓને તો તેઓના હાથ પગ બાંધી ઝાંઝરીઆં પહેરાવી પોલીસના પહેરાથી કોરટમાં લઈ જવા જોઇયે ને કોઈ ફોજદારી કામ તેમના ઉપર સાબીત થએથી તેમનું મોહ કાળું કરી, હાથમાં કોડીયું આપી, અવળે મ્હોડે ગધેડે બેસાડી, પછવાડેથી તેના સેવકો જ પાસે ઇંટના માર મરાવવાને સરકારે હુકુમ કરવો. મહરાજોની આવી વરણાગી જોવાને કિઓ આળસુ બારીએ નહીં ડોકાવે? મહારાજોને સરકારમાં તેડવાનું આપણા જ શાસ્ત્રમાં કહેલું છે. વારુ હવે જોઇએ—કે તેઓ કિઆં કોકશાસ્ત્રના વચનને જોરે આચાર્યરૂપે કોરટમાં ન આવવાની દલીલ કરે છે? જે હિંદુશાસ્ત્રની હીમાયતી ઉપરથી અંગરેજ સરકાર પાસેથી નવો કાએદો કરાવી લેવાનું ધારે છે તે જ હિંદુશાસ્ત્રથી તેઓના ટાંટીઆ તેઓનાજ ગળામાં આવશે. તેઓનું કંઈ જ ફાવવાનું નથી. કદાપિ હિંદુશાસ્ત્રમાં ઉપર પ્રમાણેનાં વચનો ન હોત તો પણ અંગરેજ સરકાર પોતાના કાનુનથી એવો કાએદો કદી કરી આપનાર નહીં. આ બાબતમાં, જે હિંદુશાસ્ત્રના ઇનસાફ પ્રમાણે હિંદુરાજાઓએ અને હાલ અંગરેજ સરકારે હુકમનામાં કીધાં છે, તે હિંદુશાસ્ત્રના ઇનસાફની વિરુદ્ધમાં, મનુષ્ય માત્રની વિવેકબુદ્ધીની વિરુદ્ધમાં, જે ડાહી સરકાર કાએદો કરી આપનારી નથી. તે સરકાર પાસે મહારાજો કાએદો કરાવવાનું ધારે છે તે કેમ પાર પડશે? અંગરેજી રાજ્યના કાનુન પ્રમાણે તો રાજારાણીને કોરટમાં શાહેદી આપવાને આવવું પડે છે. બીજા ચાર્લ્સ રાજાને કેદી દાખલ કોરટમાં બોલાવી તેનો તેના લશ્કરે ઇનસાફ કીધો હતો અને પછી મારાઓ પાસે તેની ગરદન કપાવી હતી. મોટા મોટા અંગ્રેજ અધિકારીઓ, અમીરો, ધર્માચાર્યો (પાદરીઓ) શેંકડો વખત કોરટમાં આવેલા છે. જે કામદારોને ક્ષણભર પણ ફુરસુદ નથી તેવાઓને સમન થયેથી કોરટમાં જવું પડે છે, તો મહારાજો જેઓનો કાળ રસ અલંકાર વાંચવામાં અને પછી તેનો અનુભવ કરવામાં જાય છે, તેઓએ શું ન જવું? જે મોટા કામદારોને માટે, જે પોતાના ધર્મના પાદરીઓને માટે, એઓ કોરટમાં ન આવે એવો કાએદો અંગ્રેજ સરકારે કહાડ્યો નથી તો તેવો કાએદો રાત દહાડો ફુરસુદમાં એવા, અને પતીત ગુન્હેગાર એવા આચાર્યોનેસારુ, આપણી અદલ સરકાર કાએદો કરી આપે એવું તો સૂરજ પશ્ચિમમાં ઉગે તારે જ બને. આ રાજ્યમાં શું ગરીબ ને શું તવંગર સહુ સમાન છે. જેમ મહારાજો પોતાના કામમાં ગરીબ તવંગરમાં ફેર રાખે છે અને પરસાદી વગેરેનો જુદો જુદો કાએદો ચલાવે છે, તેમ અંગ્રેજી રાજ્યમાં રંકરાયને માટે જુદા જુદા કાએદા નથી. આ રાજ્યમાં તો વરૂ બકરી એક જ ઓવારે પાણી પીએ છે.

બીજા ધર્મના રાજા છે માટે મહારાજના જેવા ધરમના પાપ્યા શિક્ષાથી બચી જાય છે. બાકી, આચાર્ય કહેવડાવીને દુર્વ્યસનમાં રખડવું અને શિક્ષા ન પામવી એવું તો ભાએગેજ બન્યું હત. મનુસ્મૃતિ મધ્યે આઠમા અધ્યાયનો ૩૩ મો શ્લોક છે કે,

पिताचार्यः सुहृन्माता भार्या पुत्रः पुरोहितः
नादंड्यो नाम राज्ञोस्ति यः स्वधर्मे न तिष्ठति ।

**અર્થઃ**—બાપ, આચાર્ય, સગો, સ્નેહી, મા, બૈરી, છોકરો, કુળગોર એમાંથી જે કોઈ સ્વધર્મે નથી રહેતો તેને રાજાએ શિક્ષા કરવીજઃ—ન કરવી એમ નહીં.

આ ઉપરથી જણાય છે કે નવો કાએદો કરાવી મંગાવવામાં મહારાજે હરગીસ ફાવી જનાર નથી. ઉલટી વધારે ફજેતી કરી લેશે. અને બેની લડાઈમાં ત્રીજાને લાભ, તેમ કારભારીઓનાં ધર ભરાશે. જે વકીલ બારીસ્ટર વગેરે માણસો ધારેલાં કામને સારુ લગાડવાં પડશે તેનો ખરચ તથા જે બીજો ખરચ થશે તે ફોગટ જશે અને પુષ્કળ મેહેનત, કાળજી, ખુશામત અને દ્રવ્ય ખરચતાં પણ મહારાજોની મુરાદ બર આવશે નહીં. પોતાનો હક જે તુટીચારનો થઇ ગયો છે, તેને એકદમ પાર્લમેંટથી નવો કાએદો કરાવી મંગાવી તેથી ટેકણ આપવાનો વિચાર કરે છે, તે કામ મોકુબ રાખી નીતિનાં બોધ કરવાને શાસ્ત્રી પંડિત રાખે, ધર્મ સમજાવવાને શાળા કહાડે, સંસ્કૃત પુસ્તકાલય બાંધે, સંસ્કૃત ગ્રંથોનાં ભાષાંતર કરાવે, નિરાશ્રિત ફંડ એકઠું કરાવે, વિકટોરીઆ મ્યુજીઅમમાં નાણાં નખાવે તો તેમાં મહારાજો કેટલો યશ મેળવે અને લોકનું તથા પોતાનું કેટલું બધું કલ્યાણ કરીલે?!! પણ હૈયે હોય તેવું ઓઠે આવે અને અંતકાળનાં બકવાં તે તે મોટાં જોરનાં જ હોય તે પ્રમાણે મહારાજોના વિચાર છે.

મહારાજો પોતાની મેળે સીધે રસ્તે ચાલતા હોય, પોતાને પાળવાના ધર્મ સમજતા હોય, વગર કારણે સેવકોના ધરના તથા ન્યાતના ખટલામાં ન પડતા હોય, સર્વ સેવકોને પુત્ર પુત્રી પ્રમાણે જોતા હોય, લોકોજોડે લેવડ દેવડ ન રાખતા હોય અને દેશહિતકારી કામમાં આગળ પડી મદદ કરતા હોય અથવા કરાવતા હોય અને તેથી લોકોની પ્રીતિ સંપાદન કરી દુનીઆમાં આબરુ મેળવતા હોય તો તેઓને પછી કોઈ દહાડો પણ કોરટમાં જવાની લગાર ગરજ પડનાર નહીં.

બીજો ઠેરાવ—"મહારાજને કોઈ પણ વૈષ્ણવ ગમે તેવા કારણસારુ અને ગમે તેવાં નુકશાનને વાસ્તે પણ મહારાજોને ઈનસાફની અદાલતમાં સમન કરી શકે નહીં."

મહારાજ વૈષ્ણવોને ગરદન મારે અથવા મરાવે, તેઓનું ધન લુટી લે, તેઓનાં બૈરાં બગાડે અને શિષ્યો તે વાતની સરકારમાં નુકશાનની ફરિઆદી ન કરે? વાહવા. કે જે માણસના સ્વભાવથી ઉલટું છે, સંસાર વેહેવારના શિરસ્તાથી ઉલટું છે, જે ઇશ્વરના કાએદાથી ઉલટું છે, તે કરવાસારુ પાપી ગુરુના ગુલામ

થઈ તેઓને કોરટમાં ન બોલાવવા? તે મહારાજો સેવકોના સંસારી ખટલામાં ઘેલ્લા ગોધાની પેઠે મોહોડું ઘાલી ઘરમાં, ન્યાતમાં, મિત્રાઇમાં, આડું અવળું સમજાવી ફુટફાટ કરાવે છે અને પોતાની નઠારી મુરાદ હાંસલ કરી લે છે. ને એમ કરે છે તેથી મનમાં બીહે છે; ને તે કારણથી બહાર રોપમાં લખત લખાવી લે છે. જે સાચો છે તેને ભો શેનો? માટે ગમે તેટલું ગુરુ ફરમાવે તોપણ જેટલું વાજબી કરવા જેવું હોય તેજ કરાય. મહારાજ અને વૈષ્ણવોને બીજો શો સંબંધ? નથી દીકરી આપવા લેવાનો. નથી એક પંગતે જમવા જમાડવાનો. મહારાજ બ્રાહ્મણ છે ને વૈષ્ણવ શૂદ્ર અને ક્ષત્રી છે. માત્ર સંબંધ ધર્મજ્ઞાન આપવાનો અને નીતિનો બોધ કરવાનો. પોતાને કરવાનું તે કરવું નહીં અને જુલૂમ કરે તે સેવકો સાંખી રેહે એવું તેમની પાસે લખાવી લેવું, એ સમાન જુલમી અખત્યાર બીજો એકે નહીં. શું સેવકો તેમને સરકારમાં તેડી નુકસાનનો બદલો ન માગે? અને સાક્ષી દાખલ ન બોલાવે? ધર્મશાસ્ત્ર પ્રમાણે જોતાં તેમ કરવાને તેઓને બીલકુલ મુખત્યારી છે. વ્યવહારમયૂખ કહે છે કે,

गुरुः शिष्ये पितुः पुत्रे दंपत्योः स्वामिभृत्ययोः ।
अनादेयो भवेद्वादो धर्मविद्भिरुदाहृतः ॥ १ ॥

આનો અર્થ તેજગ્રંથકારે ટીકામાં ઘણી સારી રીતે સ્પષ્ટ સમજાવ્યો છે. હું ગુરુશિષ્યનેજ માટે બોલુંછું. ગુરુના ઉપર શિષ્યની સરકારમાં ફરિઆદી ચાલે નહીં. પણ તે કેવી! ફકત વેદ શાસ્ત્ર ભણાવવાને વાસ્તે અથવા સ્વધર્મ ચલાવવાનો બોધ કરવાસારુ જે શખસ ભણવા આવ્યો ને તે જ્યારે નથી ભણતો ત્યારે તેને એક છડી, બારીક દોરી, એણે મારે તો તે બાબતની ફરિઆદી ન ચાલે. પણ આત્યંતિક વ્યવહાર એટલે પુષ્કળ મારે, ભરતમાર મારે અથવા હાલમાં મહારાજો જે જુલુમ કરે છે ને જે જુલુમ ખરેખરા ફોજદારી ગુન્હા છે તેવું કરે, ત્યારે તેવા કામને માટે તે મહારાજો ઉપરની ફરિઆદી લેવામાં સરકારને કંઈ હરકત નથી. અંગ્રેજ સરકાર દયાળુ અને અદલઇનસાફ કરનારી છે. તે નુકસાનની ફરિઆદી કેમ નહીં સાંભળે! એવી વાતમાં આપણું શાસ્ત્ર ન હોય તો પણ તે સાંભળ્યા વગર રહે નહીં, અર્થાત્ મહારાજોનો એ ઠરાવ ઘણી વાર કાએમ રહેવાનો નથી. ડાહ્યા અને નરમ મીજાજના સેવકો તો નહી બોલે, પણ જે વેળા કોઈ તામસી જુવાન મેદાન પડ્યો કે, તરત લાલજીનું ભોપાળું નિકળી જવાનું.

ત્રીજો ઠરાવ—"મહારાજને માનનાર કોઈ પણ વૈષ્ણવ વર્તમાનપત્રમાં અથવા ચોપાનીઆમાં અથવા હાન્ડબીલમાં મહારાજને માઠું લગે એવો એક બોલ પણ લખાવી અથવા લખી શકે નહી. આ બીજી તથા ત્રીજી કલમોથી જે ઉલટા ચાલે, તેઓને ન્યાતવાળાઓ ઘટતી સજાએ પહોંચાડે."

જે કંઈ વાજબી છે, જેથી થોડાએકને માઠું લાગે છે, પણ જેમાં હજારોનું કલ્યાણ છે તેવી વાત છાપી જાહેર કરવા સારુ કોઈ પણ માણસનો હક છે

અંગ્રેજી રાજ્યની ખુબીઓમાંની મોટી ખુબી એ છે કે, જે વાજબી વિચાર છે તે જાહેરમાં આણવાનો ન્હાના મોટા સહુને હક છે. પછી તે વિચાર રાજાની સામાં હોય તો શું થયું? અલબત તે વિચાર તરકટી ન જોઇયે. આવું છે તો આ ઉજળા ભીખારીઓની ખરેખરી નાલાસ લોકમાં જાહેર કરવાને અને પોતાના પેટના ઉભરા કહાડવાને શિષ્યોને શામાટે અટકાવ હોવો જોઇએ? ગમે તેટલા કોલકરાર થાઓ પણ જ્યારે અતિ ઉપર વાત ગઇ તે ઢાંકી રહેવાની નથી. ને તે વેળા કેટલાક વૈષ્ણવો નાત બહાર રહેવું કબૂલ કરશે, મરવું કબૂલ કરશે, પણ એ જુલૂમમાંથી નિકળશે. બંડના વખતમાં કંઈ પણ સરકારની સાંમા લખવાનો થોડા દહાડા પ્રતિબંધ હતો તો તેટલામાં ન્યુસપેપરવાળાઓએ મોટો શોહોર કરી મુકયો હતો—તો, મહારાજ જેવા ધરમઠગ ગુરુઓ શિષ્યોને લખતા લખાવતા-બંધ કરે છે તે કેમ રહેશે? એવો શો તેઓનો અમલ છે કે તેઓ પાપ કર્યાં કરે અને તેનું કોઈ છાપે નહી? સહુ છાપશે ને છપાવશે.

ચોથો ઠરાવ—"મહારાજને નહી માનનાર પારકી નાતના લોકો મહારાજોની ઉપર ઇનસાફની દરબારમાં સમન કરે તો સઘળા વૈષ્ણવોએ મળીને ગમે તેટલી રકમનું નુકશાન ભોગવીને પણ મહારાજોની ઉપર સમન કાડનાર ધણી તથા ધણીઓનો દાવો ઘરમેળે માંડી વળાવવો અથવા મહારાજોને કોરટમાં અથવા હરેક ઇનસાફની અદાલતમાં હાજર થવું ન પડે તેમ કરવું."

રે શો જુલમ? શરણે આવ્યો તેને પાળવો કે મારવો? જેણે ખોળે માથું મુકયું તેને મારવો તેમાં શું પુરુષાર્થ? એકવાર સહન કીધું માટે શું રોજ સહન કરવું. પૈસા હોય તે શું ફકત મહારાજને આપી દેવા? આવી રીતે કજીઆ ચુકાવતાં અને નાણાની થાળ બહાર કહાડતા વૈષ્ણવો કીએ દહાડે નિરાંતે બેસશે? ને જેમ જેમ શિષ્યો મહારાજની તરફથી નાણું આપ્યાં કરશે, તેમ તેમ અન્ય માર્ગીઓ મહારાજને વધારે સતાવવાને અને સેવકો પાસે નાણાં કહડાવવાને વધારે ચરસે નહી ભરાય? ને થોડા દહાડામાં પછી સેવકો ભીખારી નહીં થાય? આ વખતમાં સમજતા પુરુષો છિનાળવા ગુરુઓના કહેવા ઉપરથી સઘળી સંસારની માયા છોડી દઈ મહારાજનુંજ માત્ર ભજન કરનારા નથી. મહારાજો પોતાનો ખોટો ટેક રાખવા સારુ સેવકોને ધૂળ ફકાવવાની વેતરણ કરે છે. ને એમ થતે પણ મહારાજનું કોરટમાં આવવાનું બંધ થનાર નથી. કેમકે એવો કાએદો થનાર નથી. મહારાજો કોઈ વૈષ્ણવની થાવર જંગમ મીલકત દબાવે તો તે બાબતની ફરીઆદી લાવ્યા વગર બેસી રહે તેવું કદી બનનાર નથી. તતકાળ લાવશે. તેમ કોઈ મહારાજની મીલકત દબાવશે તો તેને સારુ શું મહારાજો ફરીઆદી સરકારમાં નહી લાવે? ને એ વેળા તેને શું આવવું નહી પડે? ત્યાગી વેરાગી થઇ જાય ત્યારે તો સરકારમાં આવવાની ગરજ ન પડે. બાકી તો પડે. વૈષ્ણવોને પણ, ઘણા અકળાશે તારે મહારાજને લખી આપેલા દસ્તાવેજ ઉપર હડતાલ ફેરવવાની જરૂર

પડશે. ને એમ થશે ત્યારે સહુ ઠેકાણે આવશે. માટે બેહેતર છે કે, આગળથીજ સમજી ઘટતો વિચાર કરવો. વાહવા મહારાજો અને શેઠીઆઓ! શું અક્કલ ખરીદ કીધી છે? શેઠો ખરેખરા ગુલામ થયા છે.

એ ચારે કલમો ઉપર સાધારણ ટુંકો વિચાર આ પ્રમાણે છે—એ ચારે કલમમાંની કોઈ પણ, કોઈ પણ રીતે લગાર પણ વાજબી નથી. તે કલમો જો અમલમાં આવી તો તે બેશક વષ્ણવોના હકમાં નુકસાન કર્યા વગર રેહેનાર નથી.

મહારાજોને, વૈષ્ણવો પાસે લેખ શા માટે લખાવી લેવો પડ્યો તે સહુને માલુમ છેજ. સુધારો મહારાજની સામે થયો છે ને તે હરેક રીતે મહારાજની નઠારી ચાલ છોડાવવાની તજવીજ કરે છે. મહારાજોને દુર્વ્યસન છોડવાં ગમતાં નથી ને બહારથી માન તો જોઇયેછ. મહારાજોને અંદરખાનેથી એવી તો દેહેશત લાગી છે કે એ સુમાર. તેઓનો જોરો માત્ર પોતાના ભોળા સેવકોના ઉપર ચાલે છે. એ બચારા, મહારાજ બોલ્યા તે શ્રીકૃષ્ણ પ્રભુ બોલ્યા, એમ સમજી તેઓનાં રૂપ વાણીથી મોહિત થઈ જઇ તેઓ જે કહે છે તેની હાજી હા કરે છે. મહારાજોએ પોતાના મનમાં વિચારો કીધેલા કે કોરટના સમનો તો ઉપરા ઉપરી આવવા માંડ્યા છે ને કોઇ દહાડો કોઈ પણ રીતે કોઈ પણ શખસ આપણને કોરટમાં ઘસેડી લઇ જશે, માટે આ ટાણે આપણા ભોળા સેવકો પાસે લેખ કરાવી લઇ તેઓને આપણી તરફના કરી રાખીએ. તેઓ નાણાં કહાડશે એટલે તેઓને કાળજી રહેશે. ને કાએદો થયો એટલે સરકારમાં જવાને આપણે ભો નહી રેહે. કદાપિ કાએદો ન થયો તો વારુ, એ મસે નાણું તો ભેગું થશે અને આપણા નિમિત્ત કહાડેલું નાણું આખરે પણ આપણીજ પાસે આવશે. આવી સમજણ ઉપરથી જેમ અક્કરમી વર વહુ ઉપર શૂરો, તેમ અક્કરમી મહારાજો સેવકો ઉપર શૂરા છે. તે ધૃષ્ટ મહારાજોએ વાણીઆ ભાટીઆઓનાં હલકા પેટના પણ દેખાઇતા મોટા પેટના મોટા મોટા શેઠોને (રે ગરીબોની વેઠોને) બોલાવી, તેમને ગટર પટર સમજાવી ચાર કલમ લખાવી લીધી છે.

હરેક માણસ પોતાનો હક બચાવવાને કોઈ પણ આદમીને સરકારમાં સમન કરવાને મુખત્યાર છે. એમ જો ન હોય તો શ્રીમંત અને વગવાળા, ગરીબને રોજ દંડ્યાં કરે. ગમે તે હોય પછી ગુરુ હોય કે સાક્ષાત દેવ હોય તોપણ જે ગુન્હેગાર થયો તેને રાજા પાસે શિક્ષા કરાવવાનો કોઇ પણ માણસનો હક છે. દંમણના વાણીઆ તે ખરેખરા શિષ્ય સમજવા, કે જારે જુવાન છોકરીને હેરાન કીધી ત્યારે તેઓએ ફરંગી ગવરનર પાસે જઇને ફરીઆદી કરી અને તેના માણસો પાસે મહારાજને બાંધી અણાવી ઠીક પૂજા પાતરી અને પધરામણી કરાવી હતી. ને તેથી તે મહારાજને મરવું પડ્યું હતું. મુંબઇના ભાટીઆ વાણીઆઓએ પણ દમણીઆની હોંમત જોઇને મહારાજોને ઘટતી સજા કરાવવી જોઇએ. વળી જાલનાપાટણનો રાજા, મહારાજની મોકલેલી પરસાદી ખાધા પછી તરત મરણ

પામ્યો. તે ઉપરથી મહારાજને વિષે તે રાજાના વારસોને શક આવતાં મહારાજને જનમ કેદ રાખ્યો હતો. તે તે જ કેદખાનામાં મરી ગયો. હિંદુ રાજાએ આવી સજા કીધી તો પછી અંગરેજ સરકાર કેવી કરે તેનો વિચાર વાંચનારાએ કરવો. જો સેવકો તેમની સામે થવાનો આ વખત ગાળી દેશે અને દસ્તાવેજ ઉપર સહી કરી આપશે તો તેઓને આગળ જતાં વધારે શકત બેડી પહેરવી જરુર થશે. આ વખત જો મહારાજનું ફાવશે તો પછી તેઓ સેવકોને છીંકતાં દંડશે, એમાં કંઈ શક નહીં.

કેટલાક કહે છે કે મહારાજો એમ નથી કહેતા કે હમે કોરટમાં આવ્યાથી અપવિત્ર થઇશું અથવા કોરટમાં જવાને હમારે કંઈ હરકત છે, પણ હમારા સાથીઓ (મહારાજ લોકો) હમને ન્યાતિ બહાર મુકે, માટે હમે કોરટમાં આવવાની ના પાડીયેછ. આ તેઓનું કહેવું કેવળ અજ્ઞાન સેવકોને ભોળવવાનું બાહાનું છે. બીજા મહારાજો શા સારુ ન્યાત બહાર મુકે? કોરટ સરખાં અપવિત્ર (તેમના વિચાર પ્રમાણે) ઠેકાણે ગયાથી? માટે ન્યાત બહાર મુકશે એ કોરટમાં જવાનું બાહાનું છે. બીજું જે, મહારાજો નાટકમાં જાય છે, રંડીને ઘેર જાય છે, રે મુસલમાન રંડી જોડે પ્રીતિ બાંધે છે, ગોદી ટંકશાળ જોવા જાય છે, રેલવેની ગાડીમાં બેસે છે, તે વેળા તેઓ નાપાક નથી થતા અને તેઓને કોઈ ન્યાત બહાર મુકતું નથી ને કોરટમાં ગયેથી નાપાક થશે ને બીજા મહારાજો ન્યાત બહાર મુકશે? શું આ છોકરાં સમજાવવાની રીતિ? આવી રીતે ભોળા સેવકોને સમજાવી ધમકી આપી પોતાના પક્ષના કરવાના વિચારથી અને થોડું ઘણું નાણું એ કામમાં ખરચી બાકીનું અમનચમનને માટે રાખવું એવા વિચારથી ચાર કલમ લખાવી લીધી છે. આવા ગુરુઓથી દૂર રહેવાની અને તેમને નાણું ન આપવાની શિષ્યોને મારી આજીવી વિનંતિ છે.

શેઠીઆ લોકો, રખેને હમારા ઉપર શક આવે, રખેને હમે ન્યાત જાતમાં ચરચાઇએ એની બીહીકે સહી કરી આપે છે; પણ નથી વિચારતા કે તે બોજો ગરીબોથી કેમ ઉપડી શકશે. ખરેખર શેઠીઆઓથી જ કામ બગડે છે. ધિક્કાર છે તે શેઠીઆઓને કે જે સુધરેલા મંડળોમાં ફરે છે, સર્વે રીતથી વાકેફ છે તે છતાં તેઓએ મહરાજના આ જુલુમી ખત ઉપર સહી કરી આપી છે. સર્વે વૈષ્ણવોએ બેમુનાસબ કામને માટે એક કોડી પણ મહારાજને આપવી નહીં. જે જે વૈષ્ણવોએ સહી કીધી છે તેઓએ પણ નાણાં આપવાં નહીં. તેઓએ કોરટમાં (મહારાજ પોતે આવી તેડે તો) સાફ કહેવું કે ન્યાત બહાર જવાની બીહીકે જોર જુલુમ થયો ત્યારે હમે સહી કરી આપી છે; પણ હમે આપવાને ખુશી નથી.

મહારાજો પોતાની સત્તા વધારવાની તજવીજ કરે તો તેનો અટકાવ કરવાને કેવા કેવા ઉપાયો લેવા જોઇએ કે, જેથી વલ્લભાચાર્યના મતને નુકસાન ન

પહોંચતાં એ મત પ્રમાણે ચાલનારા વૈષ્ણવોનાં સંસારી તથા ધરમ સંબંધી સુખમાં વધારો થાય.

આ સવાલમાં લખ્યું છે કે, "મહારાજો પોતાની સત્તા વધારવાની તજવીજ કરે," પણ ખરું પુછાવો તો મહારાજો પોતાની સત્તા સેવકોનાં તન મન અને ધન ઉપર સેવકોનાં મૂર્ખપણાને લીધે અયોગ્ય રીતે અત્યંત વધારી રહ્યા છે; કોઈ પણ રીતે બાકી મુકી નથી. તે સત્તા એટલી તો ટોચ ઉપર ચડી રહેલી છે કે, પડવાને સારું વાંકી વળી ચુકી છે. વળી સવાલમાં લખ્યું છે કે, વલ્લભાચાર્યનાં મતને નુકસાન ન પહોંચે એવી રીતના ઉપાયો બતાવવા જોઇએ. આ ઠેકાણે પણ તેમ જ છે. વલ્લભાચાર્યના મતને નુકસાન પોહોંચતું જાય છે અને એ મતને થોડું ઘણું પણ નુકસાન પોંતા વગર વૈષ્ણવોની સ્થિતિ કદિ સારી થનારી નથી. ખાતરનીશાંથી લખુંછું કે, હવેના પચીસ વરસની પ્રજા વલ્લભાચાર્યના હમણાનાં ચાલતાં મતને અને દુરાચારી મહારાજોને માનનાર નથી. માટે બગડેલી વસ્તુને સમારવી, એમાં નુકસાન થયા વગર રહે નહીં. કોઈ વાત નવી શિખવવી સારી, પણ હોય તેને ભુલાવવી એ કઠણ. માણસની મરતી વેળાએ તેને સારો કરવાસારુ ઓસડની તજવીજ કરીએ તો તેમાં આપણે બાવરાપણામાં ઘણું નુકસાન થયા વગર રહે નહીં અને વળી મરવા પડેલો ભાગ્યેજ સારો થાય. મહારાજોની વર્તણુકમાં અને એ પંથમાં ઘટતો ફેરફાર થયા વગર સેવકોનાં સંસારી તથા ધર્મ સંબંધી સુખમાં વધારો થવાનો નથી.

જે ગુરુઓ હીણા છે, તેઓનો સેવકોએ ત્યાગ કરવો. કોઈ કહેશે કે, ગુરુ ગમે તેવો હોય તોપણ તેને શિખામણ દેવાનો શિષ્યને અધિકાર નથી તો પછી ત્યાગ કેમ થાય? પણ એમ નથી—જે, ગુરુ કહેવડાવી નઠારાં કર્મ કરે છે તો પછી તેનામાં ગુરુપણું રહેતું જ નથી ને ન રહ્યું એટલે તેમને શિખામણ દેવાનો સેવકોનો અધિકાર થયો. શાસ્ત્રમાં ઘણે ઠેકાણે લખેલું છે કે, જે ગુરુઓ પોતાની ફરજ બરાબર અદા કરી જાણતા નથી, તેઓને સેવકોએ છોડી દેવા ને ન છોડી દે તો તેઓ પોતે પાપી થાય છે. આ બાબત વચનો છે તે લખુંછું.

ભારતમધ્યે આપદ્ધર્મ પ્રકરણમાં લખ્યું છે કે, પાપી એવો કોઈ ગુરુ હોય તો તેનો પણ ત્યાગ કરવો.

अमात्यान्वा गुरून्वापि जह्यात्धर्मेण धार्मिकः
प्रायश्चित्तानि कर्माणि न तैर्हंति संविदं ॥ १ ॥

આ વચન ઉપર ચતુર્ધર જેણે ભારત ઉપર ટીકા કીધી છે—તે બોલે છે કે,

अमात्यादीन्पतितान्जह्यादेवधार्मिकस्तैःसह संविदं न कुर्यात् यतस्ते प्रायश्चित्तानि नार्हंति इति चतुर्धरः

**અર્થ:**—પતિત એટલે અધરમી નાપાક એવા જે પ્રધાન, ગુરુ, આદિ લઈ બીજા તેઓનો પણ ધર્મી પુરુષે ત્યાગ કરવો. એમાં અધર્મ નથી પણ ધર્મ છે. તેઓની જોડે ભાષણ પણ ન કરવું, કેમકે તેઓ પ્રાયશ્ચિત્ત લેવાને પણ યોગ્ય નથી. તેઓને માટે શાસ્ત્રકારે પ્રાયશ્ચિત્તો પણ લખ્યાં નથી.

મહારાજોનાં કર્મો એવાં તો છે કે, તેઓના જેવા બીજા પતિત થોડા એક જ મળી આવવાના. તેઓ કોઈ પણ રીતના પ્રાયશ્ચિત્તથી મુકત થાય તેમ નથી, તો હવે સેવકોએ તેઓનો ત્યાગ ન કરવો?

અપરાર્ક ગ્રંથમાં લખ્યું છે કે "पतितात्यागी पतति" જે પતિતનો ત્યાગ નથી કરતો તે પડે છે—પાપી થાય છે. કેટલાક ઋષિઓ કેહે છે કે "માબાપ પતિત હોય તો તેનો ત્યાગ ન કરવો." આ ઉપરથી જણાય છે કે, ગુરુ જો પતિત હોય તો તેનો ત્યાગ કરવો; ફકત માબાપનો ન કરવો ને માબાપના ત્યાગવિષે વશિષ્ઠ એમ કહે છે કે, બાપનો ત્યાગ કરવો, માત્ર માનો ન કરવો" હવે બાપનો ત્યાગ કરવો તો ગુરુનો ન કરવો?

વળી મનુસ્મૃતિમાં ને તે ઉપરથી કૂર્મ પુરાણમાં અને પ્રબોધચંદ્રોદયનાટકમાં અર્થાત્ સર્વત્ર પ્રસિદ્ધ એવું વચન આ છે:

गुरोरप्यवलिप्तस्य कार्याकार्यमजानतः ॥
उत्पथप्रातिपन्नस्य परित्यागो विधीयते १

**અર્થ:**—ગુરુ છે અને તે ગર્વિષ્ઠ છે, કરવાનું અને ન કરવાનું કંઈ સમજતો નથી અને કુછંદે વરતે છે તો તેનો પરિત્યાગ કરવો જોઇએ.

કુલાર્ણવ ગ્રંથમાં મહાદેવ પાર્વતીને કેહે છે:

ये दत्वा सहजानंदं हरंतींद्रियजं सुखं ॥
सेव्यास्ते गुरवःशिष्यैरन्यास्त्याज्याःप्रतारकः

**અર્થ:**—જે સેહેજમાં શિષ્યોને આનંદ પમાડીને તેમનાં ઇંદ્રિયજન્ય વિષય સુખને હરણ કરે છે, તેવા જ ગુરુઓ શિષ્યોએ સેવવા. બીજા ધુતારા ધરમઠગોનો ત્યાગ કરવો.

મહારાજો પોતે કોઈ પ્રકારે યોગ્ય નથી—યોગ્ય નથી એટલું જ નહીં પણ ઉલટા સેવકોને આનંદ પમાડ્યાને બદલે, તેઓનાં કાળજાં થંડાં કર્યાને બદલે તેઓનાં બૈરાં અને ધન લુટી લઈ ત્રાસ ઉપજાવે છે. પોતે જ જો ઇંદ્રિયસુખ ત્યાગ કીધો હોય તો બીજાની પાસે તેમ કરાવવાની શક્તિ ધરાવે કેની? મહારાજો સર્વ પ્રકારે વંચક એટલે ઠગ છે, માટે એનો પરિત્યાગ કરવો. मन्यते मुक्तमात्मानं स गुरुर्नापरः प्रिये। હે પ્રિયે (પાર્વતી)! જે પોતાના આત્માને મુક્ત માને છે—પોતે પવિત્ર રહે છે તે જ ગુરુ, બીજા નહીં.

આ પ્રમાણે અધમ પાપી ચંડાળ ગુરુઓનો ત્યાગ કરવાનો અને તેમને શિખામણ દેવાનો શિષ્યને અધિકાર છે. ને એવો કાએદો છે એટલું જ નહીં પણ થયલા દાખલાઓ પણ છે.

વૈષ્ણવોમાં ઘણું જ મનાતું એવું જે ભાગવત તેના દ્વાદશ સ્કંધમાં લખ્યું છે કે, "વૈશંપાયનને ચરકાદિ શિષ્યો હતા. વૈશંપાયનને કોઈ બ્રહ્મહત્યા લાગી હતી, તેમાંથી તેને મુક્ત કરવાસારુ સઘળા શિષ્યોએ ગુરુની વતીની પોતે પ્રાયશ્ચિત્તરૂપ તપશ્ચર્યા કરવા માંડી. તે વેળા યાજ્ઞવલ્કય કરીને જે શિષ્ય હતો તે બોલ્યોઃ હે ગુરુ! થોડું બળ છે જેઓનામાં એવાંની તપશ્ચર્યાવડે તે કેટલુંએક પાપ જવાનું છે? હું એકલો જ તે મોટી તપશ્ચર્યા કરીશ. ગુરુએ કહ્યું કે તું શું એટલું અભિમાન ધરાવે છે? શું બીજા ખોટા ને તું ખરો? તુંને કહ્યુંછ તેટલું જ કર. તે પેલાએ ન માન્યું. તારે ગુરુ ઘણા કોપાયમાન થઈ ગયા ને બોલ્યા કે બસ હવે તારું કામ નહીં. મારી આજ્ઞા ન માની તો મારું ભણાવેલું મને પાછું આપ. યાજ્ઞવલ્કયે તેમ કીધું અને પછી તેણે ગુરુનો ત્યાગ કરીને સૂર્યને ગુરુ કીધો."

મછંદરનાથ ગુરુ એક પ્રસંગે દ્રવ્યલોભી અને વિષયાસક્ત થયા હતા. તે વખત તેના ગોરખ ચેલાએ પુષ્કળ શિખામણ આપી સારો ઉપદેશ કરી ઠેકાણે આણ્યા હતા.

આ વચનો અને વાતો ઉપરથી ખુલ્લું જણાય છે કે, વૈષ્ણવોએ કલંકવાળા મહારાજોનો એકદમ ત્યાગ કરવો જોઇયે. 'માર લાત ને કહાડ બાર' એ કહેવત અમલમાં આણવી જોઇયે. એમ કીધાવના સેવકનું કલ્યાણ થવાનું નથી.

મનુસ્મૃતિના એકાદશમા અધ્યાયના ૪૩ મા શ્લોકની મતલબ એ છે જે, મૂર્ખ અગ્નિહોત્રીઓ, શૂદ્રની દોલત લેવા માટે યજ્ઞ રાખી બેઠા છે. તેઓને નાણું આપનારા, મરતીવેળા અને મરી ગયા પછી ઘણું દુખ પામશે. તેઓને ઉંધે માથે ને ઉંચે ટાંટીએ ચાલવું પડશે.

"लोभी गुरु लालची चेला दोनो नरकमें ठेलंठेला"

લોભી અગ્નિહોત્રીને આપ્યાથી આટલું નુકસાન થાય છે તો જે આચાર્યની પદવીએ બીરાજી ગોંસાઈ કહેવડાવે છે ને વળી છીનાળાં કરે છે, ફોસલાવી ધન કહાડી લે છે અને પુણ્યનાં કામમાં દ્રવ્ય ન ખરચી પાપી કર્મમાં વાવરે છે, એવા જે આચાર્ય, તેને વૈષ્ણવો તન મન અને ધન અર્પણ કરે છે તે શું પાપી નથી થતા? શિવાર્ચન ચંદ્રિકામાં આમ છેઃ—

कन्द्राशोदीर्घसूत्री च विपयादिषु लोलुपः
हेतुवादरतो दुष्टो वाग्वादीगुणनिंदकः १
दुष्टलक्षणसंपन्नो यद्यपि स्वयमीश्वरः
बहुप्रतिग्रहासक्त आचार्यःश्रीक्षयावहः २

અર્થઃ—ઘણું ખાનારો, હરેક વાતને ચોળી ચોળીને ચીપ્યાં કરનારો, નાના પ્રકારના વિષયો વિષે લોભી, આનું કેમ આનું કેમ એવી રીતે સેજ વાતમાં કારણવાદ કરનારો, દુષ્ટ, શબ્દવાદ કરનારો, ગુણનિંદક, નઠારા લક્ષણથી ભરેલો; બીજાની પાસથી ઘણું દ્રવ્ય લેવાનો લાલચુ એવો જે આચાર્ય, તે પછી પોતે ઈશ્વર હોય તો પણ શ્રીનો (લક્ષ્મીનો, યશનો, સુખનો,) ક્ષય આણનારો સમજવો.

વળી એક ગુરુથી કામ ન સાધે તો ઘણા કરવા—કહ્યું છે કે "જેમ ભમરો એક પુષ્પથકી બીજે પુષ્પે એ રીતે મધને માટે ભમે છે, તેમ જ્ઞાનનેસારુ રુડો શિષ્ય એક ગુરુ પાસથી બીજા પાસે જાય છે. દત્તાત્રીએ ચોવીસ ગુરુ કીધા, એ પ્રસિદ્ધ છે. માટે ગુરુને—નઠારા ગુરુને બદલી નાખવામાં દોષ નથી. કેમકે પોતાના દેહનું હરેક રીતે કલ્યાણ થાય, એવી આસ્તિક તથા નાસ્તિક લોકોની—પ્રાણી માત્રની સમજુતી છે. હવે જે જે ઉપાયોથી વૈષ્ણવોના સંસારી તથા ધર્મ સંબંધી સુખમાં વધારો થાય, તેવા ઉપાયો બતાવું છઉં.

૧ એ ઉપાયો ત્રણ વર્ગમાં વેહેંચાયલા છે. પેહેલા વર્ગમાંનો રામબાણ અને ખરાં સુખનો સેહેલો ઉપાય એ કે, જ્યારે મહારાજોની મોટી સંખ્યા નાલાએક માલૂમ પડી છે અને વલ્લભી વૈષ્ણવ માર્ગમાં બીજા માર્ગોનાં કર્તાં ઘણી જ ખામી છે ત્યારે મહારાજોને અને તેમના મંદિરને છોડી દઇને એક કોઈ નવો જ ગુરુ અને કોઈ નવો જ માર્ગ સ્વીકારવો. કહેશો કે કિયો માર્ગ? તો કે જે માર્ગ હિંદુમાત્રને માન્ય છે, જે માર્ગ હિંદુ ધર્મના સઘળા પંથવાળાઓને માન્ય છે, જે માર્ગ માણસ માત્રની અક્કલ કબુલ કરે છે, અર્થાત્ જે માર્ગ સઘળા ધર્મના લોકને માન્ય છે એવો જે વેદાંત માર્ગ તે સ્વીકારવો ને એ કામને સારુ કોઈ સારા વિદ્વાન અને નીતિમાનને અને પોતાનું કામ કરવે હોશીઆર હોય એવાને ગુરુ કરવો. મહારાજોમાંનો કોઈ લાએક મળી આવે અને તે હમણાંનું ઠગાઈ ભરેલું વૈષ્ણવમત છોડી પોતાનું વેદોક્ત શુદ્ધાદ્વૈતમતને સ્થાપન કરવા માટે જે ગ્રંથો રચેલા છે, તે ગ્રંથોની ખુબી પ્રમાણે પોતે ચાલવાને અને શિષ્યોને ચલાવવાને ઇચ્છતો હોય તો તેને આચાર્ય કરી બેસાડવો ને ન મળે તો પછી કોઈ બીજાને બેસાડવો—તેને એક નવું મંદિર કરી આપવું—ને સમજાવીને કહેવું કે, હે મહારાજ! હમે તમને સુજ્ઞ જાણી હમારા ગુરુ કરીયેછ, માટે જે વાજબી રસ્તે અમારું ને અમારા પરિવારનું કલ્યાણ થાય તેમ કરો. તેણે જોઇયે તેટલા મદદનીસ ઉપદેશકો રાખવા અને તેમને પગાર આપી જુદે જુદે ઠેકાણે મોકલવા.

આ રીતે એકદમ તડ ને ભડ થઈ જાય ને વેદાંતમાર્ગની પ્રવૃત્તિ થાય તો તેના સરખું ઉત્કૃષ્ટ બીજું કંઈ જ નહી. જેમ સોનાથી ન પીળું બીજું તેમ. કેટલાક વૈષ્ણવોની મરજી મહારાજને છોડવાની છે, પણ નવું બારણું થાય તો જુતું બંધ કરાય તેવું છે. આજને સમયે મુંબઈમાં વેદાંતમાર્ગનો બોધ આપતું એવું મંદિર થવાની ઘણી જ જરૂર છે.

૨ બીજા વર્ગના ઉપાયોમાંનો એક સારો ઉપાય એ છે કે, હિંદુધર્મના કોઈ સારા અન્યમાર્ગને શોધી કહાડી તે તરફ પોતાનું વલણ કરવું. પણ એ કામ ઘણી ચોકસાઈથી કરવાનું છે; કેમકે જે પંથમાં વૈષ્ણવો જવાનું મન કરે તે પંથવાળા તો તેઓને લેવાને તૈયાર જ થાય, પણ પોતે ધર્મની ભુખે પીડાઇને નઠારાને શરણે ન જવું. પારધીથી નાસીને હરણ આહાડીમાં પેઠું તો ત્યાંહાં પણ દુઃખી થયું તેમ ન થાય, એવી સુરત રાખવી.

૩ જે કનિષ્ઠ વર્ગના ઉપાયો બતાવવા ધારું છઉં, તે વર્ગનું નામ ઘરસુધરાવટ એવું છે. ઘરના માણસને સુધારવો, એ વાતને મેં કનિષ્ઠ કેમ કહી એમ કદાપિ કોઇના માનમાં આવશે, પણ તેનો ખુલાસો એવી રીતનો છે કે ઘર સુધરે તેવું છે જ નહીં. ને કદાપી સુધરે તો ખાના જીનગી થઈ જાય. માતેલા મહારાજો ભીખારી થયા વના પોતે પોતાની મેળે સમજે અને પોતાના નાદ ઉતારે તેવા નથી માટે મેં ઘર સુધારવાને કનિષ્ઠ વર્ગ કહ્યો છે. તો પણ, મારી ખાતરી છે કે, હમણાના તમામ વૈષ્ણવો વેદાંતમાર્ગ સ્વીકારવાની હીંમત કરનાર નથી; તેમ પરંપરાથી મનાતા આવેલા તેઓને છોડી અન્ય માર્ગમાં પણ જનારા નથી. વાસ્તે ચાલતો માર્ગ હાલમાં ઘણું નુકસાન ન પામતાં સુધરે અને પછી કંઈ વાર ટકે અને વૈષ્ણવોને તથા મહારાજોને—સહુને ફાએદો થાય, તેવા ઉપાયો લખું છું.

વૈષ્ણવોએ મહારાજોને વિનંતિપૂર્વક ઉપદેશ તો જરૂર કરવો ને પોતાનાં બૈરાં ઉપર તથા દ્રવ્ય ઉપર જુલમી અમલ ચલાવે ત્યારે તેઓને પ્રથમ તો સાફ કહેવું કે મહારાજો સમાલો—ઘણું થયુંછ, કંઈ સમજો–સમાલો. આટલું છતાં વધારે બેહેકે તો તેઓને છોડી બીજા લાએક મહારાજને શરણે જવું અથવા બીજા મહારાજો પાસે દુષ્ટ મહારાજોને ન્યાત બહાર મુકાવવા અને સર્વ વૈષ્ણવોએ મહારાજ જોડે બંદોબસ્તનું લખત કરવું અથવા તે પ્રમાણે અમલમાં આણવું. તે નીચે પ્રમાણે—

૧ તમારે હમારી તરફ અને હમારી મા બે'ન છોકરી વહુઓ તરફ પુત્ર પુત્રિ ભાવે જોવું અને વર્તવું.

૨ શ્રદ્ધા ભરિત આનંદે યથાશક્તિ જે હમે આપીયે તે લઈ તમારે સંતોષ માનવો. ઉપયોગથકી જાસ્તી દ્રવ્ય સંગ્રહ કરવામાટે જાતઉપર અને ધંધા ઉપર વેરા પટ્ટી દંડ વગેરે કરી હમારું ધન હરણ કરી લેવાની તજવીજ ન કરવી.

૩ હમારા ઉપર દયા ભાવ રાખવો ને કોઈ વાતે હમારી સ્ત્રીઓને ભોળવી તેમની પાસે નાણાં કહડાવવાં નહીં. અથવા તેઓને શીખવી હમને સતાવવા નહીં.

૪ કોઇ રીતનાં દીવાની ફોજદારી કામ તમારા ઉપર ઉઠે એવું તમારે કંઈ કરવું નહીં. વિદ્યા વિવેક અને નીતિ નમ્રતાએ રહેવું. અગર તમારે જે હદની અંદર રહીને રુડી રીતે વર્તવું જોઈએ, તેની બહાર જઇ ન કરવાનું કામ

કરશો તો તે વાતમાં હમે પોતાની તરફથી, વસીલા તરફથી અથવા સરકાર તરફથી તમને મદદને વાસ્તે એક કોડી પણ આપીશું નહીં.

૫ તમારી ગાદી વંશપરંપરાની છે, પણ હવેથી તમારામાં જે લાએક હશે તેને જ મંદિરો સોંપવામાં આવશે; વગ વસીલાનું ફાવવા નહી દઈયે; જે યોગ્ય માલુમ પડશે તેને અધિકારી ઠેરવીશું. વળી કદાપિ તમે યોગ્ય રીતે નહીં વર્તો તો હમે આપવા લેવાનું બંધ કરીને તમને કહાડી મુકી બીજા ગુરુને શરણ જઇશું.

૬ દરરોજ મહારાજોએ પોતે દહાડામાં એક વાર પણ શિષ્યોની આગળ ધર્મનીતિનો ઉપદેશ કરવો.

૭ તમારે પોતે વેદશાસ્ત્રનો રુડો અભ્યાસ કરવો અને તેમાંની જ્ઞાનની વાત હમને સમજાવવી. તમારે તમારાં નિત્યકર્મમાં તત્પર રહેવું.

૮ સ્ત્રીઓને એકજ વાર દર્શન કરાવવાં. મંદિરમાં સવારે કોઈ પુરુષ ન જાય ને સાંજે કોઈ બૈરી ન જાય.

૯ સાંજે સવારે ઉપદેશ જારી રાખવો અને તેને માટે સારા સારા વિદ્વાન શાસ્ત્રીઓ પુરાણીઓ રાખવા.

૧૦ સેવકોની ઘરની વાતમાં, ન્યાતની વાતમાં અને ધંધાની વાતમાં મહારાજોએ હરગીસ હાથ ઘાલવો નહીં.

૧૧ ઝાપટીઆઓને ઝાપટ મારતા બંધ કરવા અને બીજા આદમીઓ ઉપર શખ્તિ રાખવી કે તેઓ કોઇપણ રીતની નાલાએક વર્તણુક સેવક તરફ ન બતાવે. ઘરમાં નઠારાં માણસ ન રાખે.

૧૨ કોઇપણ સેવક પાસે તેની મરજી ઉપરાંત વગર પૈસે પોતાનું અથવા ઘરનું અથવા મંદિરનું કંઈપણ કામ કરાવવું નહીં.

૧૩ હોળીમાં અથવા ઓચ્છવને દહાડે મહારાજોએ સ્ત્રીઓની સાથે રંગ રમવો નહીં.

૧૪ વૈષ્ણવ માર્ગ ચલાવવો, પણ અંદરથી વેદાંતમાર્ગનો બોધ કરતાં રહેવું.

૧૫ વૈષ્ણવ માર્ગનો પુરતો ફેલાવો થવાસારુ ન્યુસપેપર, ચોપાનીઆં કહાડવાં અને બીજાં પણ પુસ્તકો છપાવવાં.

૧૬ વૈષ્ણવ ધર્મનાં જે પુસ્તકો સંસ્કૃતમાં અને બીજ ભાષામાં છે, તેનાં ગુજરાતી ભાષાંતર કરાવવાં.

૧૭ ધર્મ સમજાવતી એક નિશાળ અને એક પુસ્તકખાનું કહાડવું.

૧૮ છોકરીઓને ભણાવવાની રજા આપવી અને તે કામમાં ઘટતી મદદ કરવી.

૧૯ મહારાજોએ પોતાની ઠાઠમાટની સામગ્રી ઓછી કરી નાખવી.

૨૦ મહારાજોએ પોતાની જાતીમાં પરસ્પર બંદોબસ્ત કરવો કે કોઈપણ સ્વરૂપ આપણા મતના ગ્રંથો સારી પેઠે શિખ્યાવનાનો રહે નહી અને જો કોઈ

રહે તો, તેને દંડ કરવો અને તે બાબત વૈષ્ણવો પાસે બંદોબસ્ત કરાવવો કે, તેને સાધારણ બ્રાહ્મણ પ્રમાણે પણ કોઈ માને નહી.

૨૧ આ કલમો તોડી જે કોઈ મહારાજ ઉલટા ચાલે તો તેને બધા બીજા મહારાજો તથા વૈષ્ણવોએ મળીને શિક્ષા કરવી—આ સઘળી કલમોનો સારાંશ એટલો કે, જેથી વૈષ્ણવો નારાજી થાય તેવું એકકો કામ મહારાજોએ કરવું નહીં.

આ રીતનો બંદોબસ્ત અમલમાં લાવવો અને સેવકોએ પોતે પણ યોગ્ય રીતે વર્તવું. તેઓએ પોતાની મા બે'ન બૈરી છોકરીઓને ઘરમાં સારી શીખામણ દેઇને વિષયવાસના ઉપરથી મન ઉઠાડી મુકાવવું.

આ પ્રમાણે એક મેકની સમજણથી ગુરુશિષ્યે વર્તવું અને એમ ડાહી રીતે વિનંતી કીધા છતાં મહારાજો ન માને તો તેને માટે બતાવેલા શેવટના ઉપાયો બજાવવા. તે એવા કે, તેઓની નાલાસ છપાવવી—તેઓની સામે થવું અને પ્રસંગે ફોજદારી કરવી પડે તો તે કરવી—રાજા પાસે શિક્ષા કરાવવી અને શેવટે ત્યાગ કરવો.

મહારાજો દર્શન બંધ કરે તેથી ગભરાઇને તેઓની જુલમી કબુલાતને માન્ય ન કરવી. દર્શન બંધ કરવાનો તેમનો અખત્યાર નથી. તેઓએ આઠ દિવસ દર્શન બંધ કીધાં ત્યારે કેટલાએક જે નીમવાળા હતા, તેઓએ બે દહાડા અપવાસ કીધા ખરા, પણ પછી તેઓ, મહારાજને ચોપડાવીને જમ્યા! આહા, દેવના ઉપર પણ મહારાજની સત્તા છે કે મંદિર બંધ રાખ્યાં? પણ વાર્યું ન કરે તે હાર્યું કરે, તેમ પોતાની રોજી જશે, પોતાની ધર્મની દુકાને વકરો નહીં થાય, એમ સમજી જખ મારીને પાછાં દર્શન જારી રાખ્યાં. મહારાજોએ દર્શન બંધ કીધાં તેમ મુંબઈ છોડી ચાલતા થયા હોત તો ઓછી પીડા. સેવકોએ સમજવું કે દેવનાં દર્શન વૈષ્ણવ મંદિરે જ થાય છે, અને બીજે થતાં નથી એમ નથી. ધ્યાન ધરેથી ઘેર બેઠે દેવદર્શન થાય છે. આવી આવી રીતનાં બૈરાં અને છોકરાંના રીસામણાં મનામણાં મહારાજો કરે છે, તેથી તેઓ પોતાના જનાની સ્વભાવને માત્ર ઉઘાડો કરે છે ને બેવકુફી જાહેર કરે છે. સેવકોએ દર્શનના અતિ લોભી થવાની કંઇ કાળજી રાખવી નહીં.

છેલ્લી વારે સઘળા વાણીઆ ભાટીઆ વગેરે વૈષ્ણવોને કંઇએક સુચના આપી આ ગ્રંથને સમાપ્ત કરું છઉં—ઘણા ખરા વૈષ્ણવો બાપદાદા માનતા આવ્યા છે માટે મહારાજોને માને છે. મહારાજ જોડે ૧૦૦ વરસ થયાં વાણીઆ ભાટીઆઓની ઓળખાણ, તેમાં પુરેપુરું તો ૫૦ વરસનું. ને એ ઉપરથી એને પરંપરાનો અનાદિ ધર્મ માને છે તે ખોટું છે. અનાદિ સિદ્ધ ધર્મ તો વેદશાસ્ત્ર છે. સેવકો, મૂર્ખ મહારાજને માન્યાથી શું ફળ થાય છે તે જાણતા નથી, પણ ગાડરીઆ પ્રવાહની પઠે એકની પાછળ એક એમ જાય છે. કેટલાએક, મહારાજના બહારના વેશથી ભોળવાઇ જઇ તેમને પુજે છે અને કેટલાએક સારું સારું ખાવાને અને વૈભવી

(બહારની ઇંદ્રિના સુખથી જ) થવાને મહારાજોને પુજે છે—વૈષ્ણવોને દુખ તો લાગશે, પણ કહું છું.

"દરશન કરવા સહુકો ચાલ્યા, ભક્તીવાળા થોડા;
અણસમજુ ઉદ્યમે દોડયા, જાણે પરજાપતના ઘોડા."

આવા લોકો ગુરુના ધર્મ શું જાણે? પોતે અજ્ઞાન એટલે પેલા જેમ ભમાવે તેમ ભમે. બાળકને ગોળ આપી ધુતારા ઘરેણાં કહાડીલે છે, તેમ મહારાજો ધર્મનો ગલ આપી સેવકોનાં કંચન કામિની લુટી લે છે. વળી આ વાત જાણવા જેવી છે કે, હિંદુસ્તાનમાં જે જે આચાર્યો થઇ ગયા છે તે પરણીને સંસારી ગૃહસ્થાશ્રમ માંડી બેઠા નથી. જૈન ધર્મમાં પણ તેમ જ છે—શ્રીપુજ, ગોરજી કોઇ પણતા નથી. બીજા વૈષ્ણવ સંપ્રદાયના આચાર્યો—રામાનુજ ને માધ્વ એ પણ પરણતા નથી. એ મોટો નીમ તોડી વલ્લભે નવી જ રીતી કહાડી. હાલમાં સ્વામીનારાયણે પણ એ લફરું ઘાલ્યું છે. બીજા આચાર્યોની પેઠે વલ્લભ કુંવારો નરહ્યો, એ કદાપિ સારું કીધું; કેમકે કુંવારા રહ્યા થકી કેટલાક લોકો કુમાર્ગે જાય છે. પોતાના વંશના કુમાર્ગે ન જાય તેને સારુ વલ્લભે પણવા રાખ્યું ને તેમ રાખ્યું તોપણ મહારાજો સખણા રહેતા નથી, એ કેવી અફસોસની વાત છે. આચાર્યની ગાદી વંશપરંપરાની થોડેજ ઠેકાણે જોવામાં આવશે. જે વિદ્વાન અને લાએક માલુમ પડે છે તેને ગાદી મળે છે. પણ આ ઠેકાણે તો મહારાજ જન્મ્યો, એટલે અજ્ઞાન દશામાં જ ગમે તેવો હોય તોપણ આચાર્યની ગાદીએ બેસે છે. આ રૂઢી કોઇ હિંદુ મતમાં નથી. વલ્લભી મતમાં ઘણા બ્રાહ્મણો નથી, તેથી જ એ નઠારી ચાલ ચાલી છે.

આ પ્રમાણે ભોળા શિષ્ય અને વ્યસને અંધ એવા ગુરુઓની હકીકત છે. એમાંથી કોઇ પણ સુધર્યા વના બીજો સુધરવાનો નથી. બંને ખાડામાં પડેલા છે, (એક અજ્ઞાને અને બીજો મદે) તેમાંથી એક નિકળે તો બીજાને કહાડે. મહારાજો કદી નથી કહેવાના કે હમને કહાડો, કેમકે તેઓને તો ખાડામાં પણ પોતાની મોહિનીને જોરે સર્વ મળી આવે છે ને મહારાજોને પ્રથમ કહાડવા દુરસ્ત નહીં. જેમ સેવકો ખાડામાંથી વેહેલા બાર નિકળે અને પોતાના તથા ગુરુઓના ધર્મ સમજે તેમ કરવું જોઇયે. ત્રાહિત લોકો મેહેનત કરીને ન્યુસપેપર ચોપાનીઆંરૂપી દોરડાંઓથી ખેંચતા જાય છે અને સમજાવતા જાય છે ખરા, પણ કંઇ જાત મેહેનતે મહારાજોથી પેહેરેલી બેડીને તોડી નાખવી, દોરડાંને વળગી રહી ઉપર આવવું, એ તેઓને પોતાને હાથ છે. માટે હવે સેવકોએ જાગૃત થવું અને ગુરુની દરએક ચાલ ચલણ ઉપર ધુરકાીને જોયાં કરવું.

જે પ્રમાણે અંગ્રેજની રાણી અને પાર્લમેંટસભાને સંબંધ છે, તે પ્રમાણે મહારાજો અને સેવકો વચ્ચે થવો જોઇએ. એટલે, તમામ રૈયતની સંમતિ લીધા વગર ફક્ત પ્રધાન અમીરનેજ પુછીને જેમ રાણી, કોઇ નવો કાએદો કરી શકતી નથી અથવા કર બેસાડી શકતી નથી, તેમ મહારાજોથી સેવકોને પુછયા વના એક

ડગલું ન ભરાય તેમ થવું જોઇએ. અલબત મહારાજની જે વાજબી વાત હોય, તે સેવકોએ તરત ઝીલી લેવી જોઇએ.

ખરેખર, ધર્મ કંઈ નાહાનીસુની કે નજીવી વાત નથી, માટે આટલા દહાડા તો અજ્ઞાનમાં નિકળ્યા પણ હવે વધારે કહાડવાથી બીજાં ઘણાં નુકસાન છે માટે એ વાતમાં અને બીજી સાંસારિક વાતમાં સેવકોએ ખુબ કાળજી રાખવા માંડવી.

પુના. તા૦ ૧૭ માર્ચ સને ૧૮૫૯.

"विनाशकाले विपरीतबुद्धिः"

## ૧૦. સંપ વિષે.*

### ત્રિભંગીવૃત્ત.

હરિ ઠામે ઠામે, કામે કામે, આઠે જામે, જોઉં છું;
ઘટ ઘટ જોઇ સંપે, બહુ બહુ ઝંપે, હરખે કંપે, રોઉં છું.
નહિં કુસંપ લેશે, કહિં પણ પેશે, નાસ્તિકવેશે, ખોઉં છું;
પણ પુણ્ય પ્રતાપે, સુમતી આપે, ભકતી જાપે, સોઉં છું. ૧
તન મને ભરાતા, વિકાર માતા, કુસંપ થાતા, હર જે તૂં;
સહુનો વરદાતા, કર સુખ સાતા, નિરોગિરાતા, હર જે તૂં.
ના જાતા પાપે, થઇએ આપે, નરતન આપે, કરજે તૂં;
સંતોષે રેતા, જ્ઞાનજ ખાતા, જસગુણગાતા, કરજે તૂં. ૨
હરિ શરણે તારે, આવ્યો તારે, ભૂલ્યો જયારે, સંસારે;
ભવપાર ઉતારે, મુકે ઉતારે, વળેજ વ્હારે, સંભારે.
હું માગું લાડે, વિઘ્ન નસાડે, જુક્તિ સુઝાડે, સુખ સારે;
યશકર્મ દેખાડે, સંપ જગાડે, બહુજ રમાડે, સહુ સારે. ૩
જય જય જગદેવા, અનુપમ એવા, વાણી લેવા, કરું સેવા;
હરીરંગફલ જેવા, અંમૃત મેવા, અવર ન તેવા, રસ દેવા.
દે બ્રહ્મ તું આદી, રુડિ પ્રસાદી, નિર્મળ સાદી, આબાદી;
ન કરે એકાદી, વાદવિવાદી, વ્હેમનિ બાદી, મતિ માંદી. ૪

* ૧૮૫૯ માં બુ૦ વ૦ સભાના કારભારીઓમાં આંહોમાંહે ઘણી ખટપટ ચાલતી હતી—કુસંપથી સભાનું કામ બગડવું હવું અને કારભારીઓની લોકમાં અપ્રતિષ્ઠા થતી હતી. એ કારણથી મેં સંપવિશે નિબંધ લખી તા૦ ૫ જુલાઇએ—૧૯૧૫ ના આષાડ સુદ ૫ મે વાંચ્યો હતો. એ નિબંધ વંચાઇ રહ્યા પછી કોઇના કહ્યા કહાવ્યા વગર કવિ દલપતરામે એકદમ ઉભાં થઇને પોતાની સંપની ગરબી ગાઈ હતી. એ નિબંધ પછી એ જ વરસના બુ૦ વ૦ ગ્રંથના જુલાઇ આગષ્ટના અંકોમાં છપાયો હતો.

જેમ કેટલાએક નિબંધીઓ વિવેકને બાહાને સભ્યતામાં જ માન રળી જાય છે, તેવું કરવાને હું ઇ૨છતો નથી--અર્થાત, વિષય ઉપર જ ધ્યાન આપું છઉં. પણ આજ બુદ્ધિવર્ધકસભામાં સંપ ઉપર ભાષણ થવાનું છે, તે સભાને શિખામણ આપવાને માટે હશે એમ રખેને લોકના સમજવામાં આવે માટે તે બાબત થોડુંએક બોલું છઉં. જો કે કોઇ વિદ્યાર્થી મંદવાડના સબબથી પરીક્ષામાં પસાર નથી થતો, તોપણ તે લોકના ઠપકાનો શિકાર થઇ પડે છે. ને નાપાસ થયો એટલે તેને ન આવડ્યું એટલું જ કેહેતા હોય તો લેખાસર, પણ તે ઉપરથી ખોટાં કારણોની કલ્પના કરી પોતાનું કેહેવું ખરું જ છે, એમ ઠોકી બેસાડે છે. સાધારણ લોકો એમ કરે પણ લાંબી નજરવાળા અને પાસેના જાણીતા એઓને તો વિચાર ઉપજે ખરો, કે રોજ સારું કામ કરે તેનાથી જારે કંઇ નરસું થયું એમ લાગ્યું તારે તેમાં કંઇ વિશેષ કારણ હશે. કોઇ દહાડો નહીં ને અકસ્માત સભાને તાવની ઝળકી આવવા લાગી (શરીર છે, આવે પણ ખરી) એટલે કારભારીઓ થોડા ઘણા ગભરાયા, પણ પછી ઓસડ કરવાની ચરચા ચલાવવા લાગ્યા. આ ગભરાટ અને ચરચા થયાં તેને લોકોએ ફુટફાટ થઇ અને કુસંપ પેઠો એમ જાણ્યું. મોહું અજબ જેવું એ બન્યું કે કારભારીઓમાંના જે કાચા દીલના હતા તે પોતાના ગભરાટમાં મોટી બુમ પાડી ઉઠ્યા ને તેથી લોકોની ભ્રાંતિને પુષ્ટી મળી. વળી સભા હોય તાંહાં પ્રથમ જુદા જુદા વિચારો પડે ને તકરાર થાય, પણ આખરે સંપ છે જ. તકરારનું સ્વરૂપ લગાર આકરું થયું. તે ઉપરથી સભાસદોમાં ફુટફાટ થઈ અને તેઓનાં દીલ સભાનું કામ બજાવવામાંથી નિકળી ગયાં એમ ધારવું એ તો બીલકુલ ગેરમુનાસીબ છે. એવા પ્રસંગ તો ઘણે ઠેકાણે ઘણીવાર આવે છે. બુદ્ધિવર્ધક સભામાં કુસંપ જેવું કોઈ દહાડો દેખાયું નથી અને ઇશ્વર કરશે તો દેખાશે પણ નહીં. સભા હોય તાંહાં કુસંપ હોય જ નહીં. સંપ ઉપર ભાષણ કરવાનો મારો ઉદ્દેશ સભાના કુસંપ ઉપર ટીકા કરવાનો નથી (કેમકે સભામાં કુસંપ જેવું કંઈ નથી). કેહેશો કે શું બીજા વિષયો નોહોતા કે આ પ્રસંગે એ જ લીધો? પણ હવેથી સભાનું કામ જારી રેહેશે એવી આશા થઈ છે, તેથી અને તે જારી રેહે, એટલા સારુ, પ્રથમ સંપ ઉપર થોડુંએક બોલવું મને જરૂરનું લાગ્યું--લોકનું અવળું સમજવું પાછું સવળું થાય અને સભાસદોને ઉત્તેજન મળે. કેટલાંક કારણને લીધે ઘણા જ ટુંકા વખતમાં આ ભાષણ કરવામાં આવે છે માટે જોઇએ તેવું બનવું તો મુશ્કેલ છે, તથાપિ સમયે જે સુઝશે તે રજુ કરીશ. સઘળા લોકોએ સંપથી રેહેવું અને તેમાં બુદ્ધિવર્ધક જેવી સભાઓ જે સંપથકી જ ઉત્પન્ન થએલી છે, તેઓએ પોતાનો સંપ, દીનપરદીન ભૂમિતિશ્રેઢિમાં વધારવો અને યશના શિકાર કર્યાં કરવાં ને તે શ્રમ કરતાં વચમાં વચમાં મીઠી મીઠી વિશ્રાંતિ લયાં કરવી એવું જે હું ઇચ્છું છું, તે આ પ્રસંગે નીચે જણાવવાની રજા માગું છું.

### લોકો સંપ કોને કેહે છે.

જ્યારે એક ઘરના, એક ન્યાતના, એક જાતના અથવા એક દેશના લોક અથવા જુદા જુદા ઘરના, જુદી જુદી ન્યાતજાતના ને જુદા જુદા દેશના લોકે કેટલીએક વાતમાં એકવિચારના થાય છે અને તે વિચાર પાર પાડવાને એકઠાં મળી કામો કરે છે, તારે તે એકઠાં મળવાંને ઐક્ય અથવા સંપ કરીને કહે છે. સારાં અથવા નરસાં કોઇ પણ કામને માટે એકવિચારના થવું તેનું નામ ઐક્ય અથવા સંપ. એમ કહેવાય છે કે, ફલાણાનાં ઘરનાં ઘણા સંપથી રહે છે. સંપ શબ્દ સાધારણ છે. સંપ શબ્દથી વાકેફ નહીં એવા થોડા જ. નિશાળમાં જતો છોકરો પણ કોઇ દહાડો ફરિયાદ કરતો આવે છે કે ફલાણા બે છોકરાએ સંપ કરીને મને વર્ગમાં ઉપર આવવા દીધો નહીં. સંપ શબ્દનો અર્થ લોકના સમજ્યામાં છે તે ઠીક છે. સંપ રુડાં કામને માટે પણ હોય ને નરસાં કામને માટે પણ હોય. આ ભાષણમાં સંપ રાખવો એનો અર્થ એમ લેવો કે, રુડાં યોગ્ય કારણને જ સારુ સંપ રાખવો.

### સંપની ઉત્પત્તિ.

દુનિયામાં ઘણી ઘણી ચીજો જોઇને માણસ તેનો ઉપભોગ કરવાની ઇચ્છા રાખે છે, પણ તે તેને પોતાના જ સામર્થ્ય થકી મળી શકતી નથી ને જો પોતે બલાત્કારે એકલો જ અભિમાનના જોસમાં લેવા જાય છે તો તેમાં તે ઠોકર ખાઇને પડે છે. આવું છે તેથી તેને બીજાની સાહેતા લેવાની જરૂર થઈ પડે છે.—સાહેતા લેવી ગમતી નથી, પણ જો નથી લેતો તો ઇચ્છેલું પ્રાપ્ત થતું નથી માટે નાચારીથી પણ તેને સાહેતા લેવી પડે છે. ને એ સાહેતા જ સંપની ઉત્પત્તિ છે એમ સમજવું. એક તો સ્વાર્થ સારુ બીજાની સાહેતા જોઇએછ એ ખરું. ને જગતનું નુર પણ તેવુંજ છે કે જેને જોઈ, દેખાદેખીથી માણસને પણ તેમ કરવાનું મન થાય છે. જુઓ આકાશ—અને જુઓ કે કોટયાવાધ તારાઓ કેવા નિયમસર એક બીજાથી અમુક અમુક અંતરે રહેલા છે! ગ્રહો પોતાની ગતિમાં ઘાલમેલ કરીને સૃષ્ટિનો નાશ કરતા નથી! પેલા બે મોટા ગોળા—સૂર્ય ને ચંદ્ર એને જ જુઓની કે તેઓ કેવા સંપથી રહેલા છે! શું કોઈ દાહાડો ચંદ્ર અને સૂર્ય એ બેને જોડે પ્રકાશતા દીઠા? ઉનાળા વના ચોમાસું નહીં અને ચોમાસાવના ઉનાળો નહીં. દુનિયા ચલાવવાને સઘળી વસ્તુઓ કેવી એકસંપથી રહેલી છે! ઝાડોમાં પણ તેમ છે,—પૃથ્વી, બીજ, પાણી, તડકો વગેરેનો સંપ થાય છે તારે તેમાંથી વૃક્ષ, પછી ફુલ ને પછી ફળ થાય છે. આઘા શું કરવા જઇએ? સ્ત્રીપુરુષને સંજોગે પ્રજા ઉત્પન્ન થાય છે કે નહીં? અર્થાત્, જગતનું નુર સંપ છે. કોઈ પ્રાણી—પછી માણસ કે જનાવર—નિરંતર એકલું જ એક ઠેકાણે રહ્યું અને તેણે એકલાં જ કામ કીધું એવું ઘણું ખરું તો જોવામાં નહીંજ આવે. બીજા પ્રાણીઓ અને ઝાડો ઈશ્વરે જે પ્રેરણા આપી છે, તેવડે પોતાનાં કામો કર્યાં જાય છે, પણ મનુષ્યને બુદ્ધિ આપી છે કે

જે બુદ્ધિના યોગે તે પોતાને જોઇતું, સુજે તેવી રીતે અનુકુળ કરી લે છે. દુનિયામાં વસ્તુઓ જોઇને માણસ મોહ પામી જાય છે ને વિચાર કરે છે કે આમાંથી શું લઉં ને શું ન લઉં. ને એ ગભરામણમાં તે પોતાના સાથીને પુછે છે. મેહેનત કરીને લાવેલું સંભાળી રાખવાને તેને ઘણા માણસની ઉંપ જોઇયે. એ સઘળાં સાધનની અનુકુળતા કરી લેવાને સહુને એકબીજાની ગરજ પડેછે. માણસ માણસને કામે લાગે છે. માણસ, બીજી વસ્તુઓને અને બીજી વસ્તુઓ, માણસને એમ સઘળે ઠેકાણે પરસ્પર કામ લાગે છે. વનમાંથી ખસીને ગામોમાં શેહેરોમાં લોકોએ રેહેવા માંડ્યું અને તાંહાં પછી પોતપોતાને રુડી રીતે વર્તવા સારુ નાનાપ્રકારના રાજસંબંધી, નીતિસંબંધી, સંસારસંબંધી કાએદાઓ બાંધી બંદોબસ્ત રાખ્યા અને પછી એકઠા મળીને મંડળીઓ કહાડી ને વિદ્યા વેપારનાં કારખાનાં વધાર્યાં; તે સહુ સંપને જોરે. નથી તેને છે કરવામાં સંપ આદિકારણ છે અને છે તેને નથી કરવામાં, અદેખાઇથી ભરેલા જુદા વિચારો મૂળ કારણ છે.

**સંપનું રૂપ.**

સંપ ગૌરવર્ણો છે. તે બેઠી પણ મજબૂત દડીનો પેહેલવાન છે. તે ઘણો જાડો નથી, તેમ ઘણો પાતળો પણ નથી. તેની રગેરગો કસાઇને ઉંચકાયલી તૈયાર રહેલી છે. તેનું મોહોડું ગોળ ને ભરાવ છે. ડાચાં બેસી ગયલાં નથી, પણ મજબુત છે ને તેના ગાલ ઉપર તનદુરસ્તીની લાલી આવી રહેલી છે. તેની આંખ કચકડા જેવી નિર્મળ છે ને તેમાં કાળી બલ્લક તેજસ્વી કીકી છે. તે ઘણો આરોગ્ય છે—સ્વચ્છ લોહીનો ભરેલો છે તેથી તેની ઝૂમને લીધે તેની આંખ કિંચિત મિંચાયલી રેહે છે. જાણે કોઈ, ચિત્રની ખુબી જોતી વખત આંખને કંઇએક ઝીણી, અર્થાત્ પસરેલી દૃષ્ટિને એકઠી કરીને જોતો હોય, તેમ જોયે છે. તે નીચી પણ ચારપાસ ફરતી એવી દૃષ્ટિએ મોટો ધીર અને વિચારવાળો પુરુષ દેખાય છે. તેનું નાક મોહોડાનાં પ્રમાણ કર્તાં કંઇએક લાંબું છે ને તેને કાળી ને ટુંકી પણ ભરાવ મૂછ છે. તેના બંને હાથ એકદમ જોરમાં બહાર નિકળીને કંઈ પરાક્રમ કરવાને વેહેલાં ઉઠો એમ દેખડાવે છે. ને તે ઝૂમને લીધે તેનું જમણું પાસું કસાતા જોરમાં લગાર અંદર ગયલું અને ડાબું પાસું બહાર પડતું દેખાય છે. તેના પગની પાનીઓ જમીન ઉપરથી ઉઠવાની તેયારીએ ઉંચકાઈ હોય એવી માલૂમ પડે છે ને આટલું પરાક્રમ છતાં પાછું હસતું મોહોડું રાખે છે. એ વીર પુરુષની આકૃતિ ઉપરથી સર્વ મોહજાલમાં પડી જાય છે અને તેથી તે જલદીથી સહુને વશ કરી લે છે. માથું જોઈએ તો ગોળ, મોટું, ને કંઈ આગળ પડતું; કપાળ વિશાળ ને ભવ્ય. તેનામાં પ્રૌઢતા, શૌર્ય, વિચાર, ચાતુર્ય વગેરે ગુણો છે તેનો તેનાં અવયવો ઉપરથી આભાસ થાય છે.

હવે આવી રીતની જેની ઉત્પત્તિ અને આવી રીતનું જેનું સ્વરૂપ તે પરાક્રમ કર્યા વિના કેમ રેહે અને તે પરાક્રમ કંઇ ન્હાનાંસુનાં પણ ન હોય. સંપકુસંપથી થયલા લાભાલાભ કેટલા છે તે હવે જુઓ.

આમ કરીને જુવાનીમાં આવ્યો કે તેણે હસતાં હસતાં મૂછપર તાળ લેવા માંડ્યાછ છેની ! હસતાં હસતાં એટલા સારુ કે તેને નિરાંત છે જ કે મેં જે કામ હાથ લીધું તે પાર પડ્યા વિના રહેનાર નથી. પોતાનામાં પૂરું જોર ન હોય અથવા સામા ધણીનો પરાજય કરતાં ઘણી વાર થઈ ગઈ હોય તો મોહોડાનો ચેરો ફરે અને રૌદ્ર રસમાં જવાય. તેવું કંઈ વીર પુરુષને હોતું નથી. ઘણા માણસો એકવિચારનાં થયાથી તેઓનું જોર ઘણું વધી જાય છે.

ઉઘાડુંજ છે કે કાચા સુતરનો દોરો ઝટ તુટી જાય છે, પણ જારે તે બીજા દોરાઓ જોડે એકઠો વણાઇને દોરડાંરૂપે થાય છે તારે તે તોડી નાખવો મુશ્કેલ થઈ પડે છે અને ઉલટાં મોટા મોટા ભારોને ખેંચી લઇ જાય છે. એક માણસને બીજો મળે અને જો તે બંન્યો પૂરેપૂરા હોય તો તેઓનું જોર આખી દુનિયાને ભારે થઈ પડે. માણસને પોતાનાં બળમાં—પછી શરીરબળમાં, વિદ્યાબળમાં, કે બુદ્ધિબળમાં—વધારો થાય છે અને જે વધારાને યોગે દુનિયામાં ફેરફાર થઈ જાય છે. શકંદર બાદશાહ અને તેના બેત્રણેક પ્રધાનો એઓનાં એકઠાં બળે, આહા ! કેટલું રાજ્ય સંપાદન કીધું ?! એક પુરુષ ગમે તેવો ચતુર હોય ને તેનો સંબંધી તેનો વિશ્વાસઘાત કરે તો આગલાનું શું ચાલે ? બે હાથવના તાળી પડે જ નહીં. ઓછામાં ઓછું બેનું મળવું થયાવના કંઇજ કામ થાય નહીં. પછી તેમાં એકનું બીજાના કર્તાં વધારે આગળ પડે. નેપોલીઅન બોનાપાર્ટે એકલાએ આખા યુરોપખંડને ધધડાવી મુકયું હતું તેમાં શું તેના મસલતદારોનું અને વિશ્વાસુ લશ્કરની સાહેતાનું એકઠું મળેલું પરાક્રમ—ઘણા લોકોનું શરીરબળ અને મનબળ—નોહોતું ને એ એકઠાં બળના કર્તાં જારે રુશિઆ, આસ્ત્રિઆ અને અંગ્રેજ એ ત્રણ જુદા જુદા દેશના જુદા જુદા લોકોનાં શરીરબળ તથા મનબળનો સંપ થયો, તારે બોનાપાર્ટનું કંઇ જ ચાલ્યું નહીં એ વાત પણ ખરી કે નહીં ? બે વરસ ઉપર એકલી રુશિઆની સામે અંગ્રેજ, ફ્રેંચ અને તુર્કનો એકઠો જમાવ હતો, તારે રુશિઆનું શું ચાલ્યૂં ? જે વેળા કૈકેયીના વચન ઉપરથી રામચંદ્ર વનવાસ નિકળ્યા તે વેળા તેની પાસે શું હતું ? જારે તેની સાથે તેનો લક્ષ્મણ અને સીતા થયા, તારે તેને કેટલી વાતની મદદ મળી ? પોતે શત્રુ મારવા જતા તારે સીતાનું સંરક્ષણ કરવાને વિશેષે અને પોતાને મદદ કરવાને તે લક્ષ્મણ કામ લાગતો કે નહીં ? ને પછી બે ભાઇનું સુગ્રીવ હનુમાન સાથે અને પછવાડેથી વાંદરાઓ સાથે મળવું થયું તારેજ, રે તારેજ રામચંદ્રે રાવણને માર્યો કે પોતે એકલાંએ જ જઇને માર્યો ? પાંચ પાંડવો પણ એક સંપે રહ્યા ને પછી કૃષ્ણની સાહેતાથી કૌરવનો પરાજય કીધો, એ શું ? કૌરવ જે લડાઇમાં ઘણી વાર ટકયા તે માંહેમાંહે સંપ હતો તારે કેની ? પણ પછી તેઓનો પાંડવો કર્તાં અંગબળમાં અને બુદ્ધિબળમાં ઘટારો થયો તારે તેઓ હાર્યા કેની ? આવા શું કરવા જઇએ ? બંડ બાબતમાં કેટલાએક આગળથી એકઠા મળીને વિચાર કીધેલા—સાહિત્ય એકઠું મેળવી તૈયાર

કરી રાખેલૂં,—અંદોબસ્ત ધારી મુકેલા ને પછી તુત મચાવી બંડની ખરાબી ઉપજાવેલી કે કોઈ એક જ પુરુષે? એ તૂત કંઈ જેવું તેવું નહીં. રાજાને મારીને હાંકી મુકે એવું. કેહેશો કે કેમ? તો, જે દીકરાઓને પાળી પોષી મોટા કીધા અને એઠાંએઠાં ખવાડીને મદોન્મત્ત કર્યા તેજ દીકરાઓ બાપને મારવા ઉભા થયા (!!). હવે વિશ્વાસુ, સમજુક, અને દયાળુ બાપથી ગમે તેવા પણ દીકરાના ઉપર પ્રહાર કેમ થાય? ને ન કરે તો જુવાનીઆની ખુનરેજીમાં ટકાય પણ કેમ? આખરે છોકરાઓમાં કુસંપ થતો ગયો અને બાપ તથા તેના સાથીઓના તથા બીજા ડાહ્યા છોકરાઓનાં એકઠાં મળેલાં જોરે ચંડાળ છોકરાઓને, આહા કેવા નરમ પાડી નાખ્યા!

રાજ્યસુધરાવટમાં પણ રાજાનું અને પ્રધાનોનું એકદીલ હોવું જોઇએ. પ્રધાનોનું અને રાજાનું એકમત ન હોય તો પ્રધાન પ્રધાનવટું કરે શું? નવા કાએદા અને શું? ને રાજ્યની આબાદાની થાય શું? ઇંગ્લાંડમાં જુદા જુદા પ્રાંતોનાં મુખ્ય શેહેરોના વિદ્વાન પુરુષોનું રાજકીય કામના વિચારને સારુ જે રૈયતની તરફનું એકઠું મળવું થાય છે તેને પાર્લમેંટ સભા કહે છે. તે સભા પોતાના દેશીઓનાં દરદનો વિચાર કરી તેને સરકારમાં જાહેર કરે છે. રાજાની સત્તા રૈયત ઉપર કેટલી અને રૈયતે રાજાની કેવી ને કેટલી સત્તા માનવી, એનો રાત દહાડો વિચાર કરે છે. એ સભા અને રાણી વચ્ચે જો કંઈ વાંધો પડ્યો તો તે વાત તેમની તેમ રહે છે. રાજા અને રૈયત વચ્ચે ઘણો સંપ હોવો જરૂરનો છે. રાજા કેહે કંઈ ને રૈયત કરે કંઈ તો તેમાં રાજા અને રૈયત બંને પોતાનું અકલ્યાણ કરી લે. રાજા રૈયતે એક બીજાના વિચારથી નવા કાએદા કરવા—રાજાએ રૈયતની સલાહ લીધા પછી દેશમાં રુડી વ્યવસ્થા કરવા સારુ (પોતાની મોજશોખને માટે નહીં) રૈયત પાસેથી ઘટતું દ્રવ્ય માંગવું. એકે, કાએદા કરવા ને બીજાએ બજાવવા. રાજાએ રૈયતના હકમાં સારુ થાય તેવાં ઘણાં કામો કરી આપવાં વગેરે જે બાબતોથી સલાહ સંપ રેહે તે બાબતોની વૃદ્ધિ કરવી. એથકી જ દેશની સંપત્તિ વધે છે. રાજકીય પ્રકરણમાં સંપની જરુર અને અગત ઘણી છે. તેવિષે લોકને છેક અજાણ્યું નથી. ઇતિહાસો વાંચ્યાથકી માલુમ પડે છે કે રાજ્યની સંપત્તિ અને આબાદાની વધવાને રાજાની તરફથી રેમનજર અને રૈયતની તરફથી રાજભક્તિ અવશ્ય જોઇએ. જો સંપ ન હોય તો તે રાજ થોડા દહાડાનું સમજવું.

સાંસારિક કામમાં તો સંપની જરુરીયાત વિષે બોલવાનું છે જ નહીં. કેમકે ડગલે ડગલે તેનું કામ પડે છે. સંસારની ઉત્પત્તિ જ સંપથી છે. ઉત્પત્તિ છે તો વૃદ્ધિ કાં ન હોય? ઘરમાંનાં માણસોની વચમાં કુસંપ થયેથી તેઓ ઘર વણસાડે છે—ખાવે પીવે હેરાન થાય છે અને લોકોમાં હાથે કરીને મશ્કરી કરાવી લે છે. દેશ કામની વેહેંચણ કરવાસારુ ન્યાત જાત કરવી એ સારુ છે, પણ હમે મોટા છૈયે, હમે ઉચ્ચ છૈયે, પરમેશ્વરે હમને વધારે ઉંચા કીધા છે, એવું અભિમાન

કરવાને તથા બાપદાદાનો જ ધંધો પસંદ ન પડે તોપણ કરવાને તથા ધર્મનું બાહાનું કાહાડી અનીતિ ફેલાવવાને અને ઘણીઘણી વાતોના પ્રતિબંધો કરવામાં મોટાઈ છે એમ માનવાને, ન્યાત જાતો કરવી અને તેની સંખ્યામાં બેહદ વધારો કરવો, એ સઘળી, સંપને નસાડી મુકવાની નિશાની સમજવી. એથી કુસંપ ને કજીયા વધ્યા વના રેહેનાર નહીં ને પછી દેશની પડતી પણ આવ્યાવના રેહેનાર નહીં.

કુટુંબનાં માણસોમાં સંપ રહ્યાથી પ્રીતિ વધતી જાય છે, એક બીજાને મળીને કામો થાય છે અને કામો આરંભથકી તે અંતલગી કોઈ વિઘ્નને જોતાં નથી, પણ વહેલાં પાર પડે છે. જે સગાંવહાલામાં, દીકરાબાપને, ધણીધણીયાણીને, સાસુવહુને, દેરાણીજેઠાણીને, અને બીજાઓને બનતું નથી, અર્થાત્ અદેખાઇએ સજડ મૂળ ઘાલ્યૂં હોય છે, તાંહાં પૈસાની, શરીરની અને બુદ્ધિની હાનિ થયા વગર રેહેતી નથી. કેટલાંક કુટુંબો સેજ કારણને માટે લડે છે, પછી તે મોટું થઈ જાય છે, આખરે સરકારદરબારમાં કજીઆ જાય છે અને એ નિમિત્તે ત્રાહીતનાં ઘર ભરાય છે. ચરસાચરસીથી નાણું વવરાઇ જાય છે, રાતદાહાડાની કાળજીમાં શરીર સોસવાય છે, કરવાનાં કામો થતાં નથી; માટે સર્વ માણસોએ કુસંપનું મોહ કાળું એમ સમજી, ક્ષમા ધરીને સંપની બાંહ્ય પકડી લેવી, એટલે તેઓને સર્વ વાતનું સુખ થાય.

નીતિસંબંધી વાતમાં પણ સંપ મુખ્ય છે. નીતિ પાળવાનો ઉદ્દેશ સંપ છે, વ્યભિચાર ન કરવો, ચોરી ન કરવી, ખુન ન કરવું વગેરે જે નીતિયો છે તે એટલા સારુ કે સંસારી કામમાં ઘાલમેલ ન થઈ જાય, પણ જેવું ને જેટલું જેને યોગ્ય તેવું ને તેટલું તેને મળે. વ્યભિચાર કર્મ કીધાથી સ્ત્રીપુરુષોને પરસ્પર દેખાતો પ્રેમચંદ્ર અસ્ત થઈ જાય છે અને કુસંપ આગમન કરે છે. કોઇનું મન દુઃખાય નહીં અને સર્વેજણ એક બીજાને દુઃખકર્તા નહીં પણ સુખકર્ત્તા, સલાહથકી સ્નેહ બાંધી રેહે તેને માટે નીતિગ્રંથોમાં આજ્ઞા આપી છે કે, સારી સ્થીતિમાં રેહેવાસારુ એટલે સંપથકી રેહેવાસારુ નીતિ પાળવી અને નીતિ પાળવામાં અને પાળવાસારુ પાછો સંપ રાખવો. સંપ કારણ અને કાર્ય બે રૂપે છે.

જો દુનિયામાં સંપ રેહે અને સંપની વૃદ્ધિ થાય એવી સઘળા લોકો કોશેશ કરે તો તેઓ અનીતિના કામમાં હાથ ઘાલનાર નહીં.

કેટલાએક પુરુષોએ નવા નવા ધર્મના માર્ગ ચલાવીને લોકમાં કુસંપ ઘાલ્યો છે. તે કુસંપ ઘાલીને દૂર રહ્યા હોત તો સારું હતું કે ધીમે ધીમે તે કુસંપ નિકળી જાત, પણ ઉલટા ઉત્તરોત્તર અન્ય માર્ગની નિંદા કરવામાં અને દોષ કહાડવામાં અને તેથી કુસંપને વધારવાની વેતરણમાં રહ્યાછે. જુદા જુદા ધર્મ માર્ગોથી કુસંપે દેશમાં પ્રસાર કીધો છે. તારે હવે બધા હિંદુઓમાં એક જ રીતની ઈશ્વરપુજા કેમ ન હોવી? સર્વ ધર્મમાર્ગોને વેદાંત આધાર છે, તારે

તેને જ પકડીને કાં સહુ સંપથી ને પછી ઝંપથી નથી બેસતા? જુદા જુદા મતના લોકો એક બીજાને ધિક્કારેછે ને એવા તો ધિક્કારે છે કે પોતાનાથી અન્યમાર્ગના પુસ્તકને હાથ અરકાડવાને આછકો ખાયછે; તો પછી તેમાં લખેલું શું વાંચે? આવા વહેમ અને કુસંપ જોઇને દેશની દાઝ જાણનારા પુરુષોને ઘણી ઘણી અકળામણ થાય છે.

વિદ્યાનાં કામમાં સંપ રાખવો ઘણો જરૂરનો છે. જે વિદ્વાન થયો તેણે ફુલાઇ ન જવું તથા પોતાનાથી ઉતરતા પંડિતોને તુચ્છ ન ગણવા. પંડિતોની લડાઇથી પણ કુસંપે ઘર ઘાલ્યાં છે. વાદવિવાદથી પંડિતોમાં ઇર્ષા વધીને વિદ્યામાં વધારો થાય છે; પણ તે વાદવિવાદથી ક્રોધ અને દ્વેષના ઘરમાં ઉતરવું નહીં. પંડિતોની વિદ્યાના જોર બતાવવા ગયા તેમાંથી ધર્મના નવા માર્ગ નિકળ્યા ને તેથી કુસંપ થયા. મધ્વાચાર્યભાષ્ય અને શંકરભાષ્ય એ બે એક વ્યાસસૂત્ર ઉપર થયલાં છે. હવે એ બે વિદ્યામત છે તેને લોકોએ ધર્મમત કરી મુકયાં ને ધર્મમત કરી મુકી નવા નવા સંપ્રદાય ચલાવ્યા છે. હવે એ કુસંપ ખરો કે નહીં? વિદ્વાનોએ ઘરના દ્વેષને લોકમાં મૂકી પોતાની તથા લોકની ખરાબી ન કરવી; પંડિતોએ દેશલાભનાં કામમાં તો એકમતના થવું જોઇએ. જે વિદ્વાનો સંપથકી કામો કરે છે તેનાં પરાક્રમ અલૌકિક થાય છે. ઇંગ્લંડ દેશની આટલી ચહડતી છે તેનાં કારણોમાંનું મોટું કારણ એ છે કે, તાંહાં વિદ્વાનોની હજારો મંડળી છે, જેમાં તેઓ પોતપોતાના વિચાર જણાવે છે અનેએકસંપ થઇને નવાં કારખાનાઓ કાહાડે છે, જે કારખાનાથકી પોતાને અને દેશને લાભ થાય છે. જુઓ, ઇંગ્લંડ દેશના વિદ્વાનોની રીત અને અહીંના વિદ્વાનોની રીત. અહીંના વિદ્વાનોની રીત એવી કે, મોટાઇમાં બીજાઓથી જુદું પડવું અને પોતાનાં મતની નવી શાળા કાહાડવી. પણ એમ થયાથી દેશના લાભમાં થોડા ગ્રંથ બને છે, પણ સામસામાની ખોદણીના ગ્રંથ ઘણા લખાય છે. એક વિદ્વાને બીજાનું સત્યાનાશ ન ઇછવું, પણ તેને આશીર્વાદ દેવો. એકને આબરુ મળેલી જોઈ બીજાએ ખીજવાઈ ન જવું પણ પોતાને આબરુ મળે તેમ કરવાનો ઇર્ષાથી (અદેખાઇથી નહીં) પરિશ્રમ કરવો; અર્થાત્ સર્વે પંડિતોએ સંપથી કામ કરવું. જેટલો પંડિતોની વિદ્યા ઉપર દેશનો સુધારો આધાર રાખેછે, તેટલો બીજા થોડા વિષયોઉપર તે આધાર રાખતો હશે. માટે પંડિતોમાં સંપ હોવો અવશ્ય છે જ.

વેપાર બાબતમાં સંપથી થતા લાભવિષે ઘણું ઘણું બોલવું તે થોડું છે. એકલાં જાતે મોટો વેપાર તો ઘણા દ્રવ્યવાળાથી જ થાય; ને તેમાં જે નુકસાન થાય તે તેને એકલાને જ ભોગવવું પડે. મંડળીએ વેપાર કીધાથી ઘણાં જણ પોતાનું થોડું થોડું ધન વેપારમાં નાખી શકે છે અને તેમાં જે નફો નુકસાન થાયછે તેમાં નફા ઘણા ઘણીવાર થાય છે ને નુકસાન થોડાં થોડીવાર થાય છે. તેથી ઘણા જણને થોડે પૈસે ઘણો નફો થાય છે. વારુ, મંડળીવાળાને જ નફો

થાય છે એટલું જ નહીં, પણ દેશમાં ઘણી આહારની વસ્તુઓ જલદીથી સસતી કિંમતે આવે છે. કોઈ સંચાનું નવું કારખાનું કાહાડવું હોય તો તેને માટે લાખો રૂપીઆ જોઇએ ને તે સઘળા કંઈ એકલાથી અપાય નહીં ને કોઇ એકલો જોખમમાં પડે પણ નહીં. પણ મંડળીરૂપે એકમત થયાથી ઘણું નાણું એકઠું થાય છે ને તે વેપારમાં નંખાય છે. વળી એકને ધીરનાર ન મળે, પણ મંડળીને ધીરનારા ઘણા મળી આવે છે. ઈંગ્લંડમાં મંડળીઓથી જ વેપાર ચાલે છે. વેપારીઓના સંપથી દુર દેશના લોકજોડે સંબંધ થઇને મૈત્રિ થાય છે ને સંગતિથી પારકા દેશના લોકોના રિવાજો, તેઓની નીતિ, તેઓના ધંધા, તેઓની વિદ્યા, ચતુરાઈ વગેરે આપણા જાણ્યામાં સહેજ આવે છે. દેશાટન કરવાથકી જે લાભો થાયછે તેમાંના ઘણાખરા વેપારીઓની મારફતે થાય છે. વેપારીઓમાં સંપ ન હોય તો પરદેશના લોકો એકબીજાને આડું અવળું સમજાવીને પોતાનાં કામ કાહાડી લેછે. માટે માત્ર સ્વાર્થના જ ઉપર આધાર રાખીને દેશમાં કુસંપ કરી પરદેશીઓને હાથ નાણું જવા દેવું નહીં. ઘણા લોકો જોડે દોસ્તી થયેથી પોતાનાં અધરાં કામ સેહેજ થઈ જાય છે.

આ પ્રમાણે સંપની જુદી જુદી બાબતમાં અગત છે. આવી રીતે સંપ હોવો જોઇએ ને આવી રીતનો નહીં એ ઉપરનાં લખાણથી સમજાયું હશે. પણ હવે સંપથી થતા લાભ અને કુસંપથી થતા અલાભ સાધારણ શબ્દોમાં થોડાએક બતાવું છું.

સંપથકી રેહેવાના સ્વભાવ રાખ્યાથી અજાણ્યા માણસની પ્રીતિ બંધાય છે. પ્રીતિ બંધાઈ એટલે તેની તરફનું જ્ઞાન પોતાનાં જ્ઞાનમાં મળે છે; તેમ બીજાને પણ એ બે જ્ઞાન એકઠાં થઇને (સંપ બંધાઇને) જો કાંઈ નવું કામ ઉઠે છે તો તે પાર પડે છે, સંપથકી મિત્રતા ટકે છે. અલબત મૈત્રિ ટકવામાં ઘણાં ઘણાં વિઘ્ન આવી નડે છે. પણ ગમ ખાઈ જવાની ટેવ રાખ્યાથી અથવા સંપે રેહેવાનું પસંદ કીધાથી અને તેવી જ કોશેશ કીધાથી તે વિઘ્નો પોતાની મેળે ગમે તાંહાં સંતાઈ ભરાય છે. સંપે રહ્યા થકી ઉદ્યમ, નીતિ અને દ્રવ્ય વધે છે, માણસને દુઃખની વેળામાં તેની બરદાસ્ત લેવાને સહુ ખુશીથી ચાલ્યાં આવે છે. સંપથકી તન મન પ્રફુલ્લિત ને ખજાને બરકત રેહે છે. જારે મન સ્થિર નથી હોતું, તારે કોઈ વાતમાં પૂર્ણ ધ્યાન દેવાતું નથી. જારે આકળો સ્વભાવ હોય છે તારે સર્વ કામ બાવરાપણામાં થાય છે; ઈશ્વરની ઓળખાણ પણ સારી થતી નથી, કેમકે તે થવાની આગમચ ધીરજ પકડી મનની સ્વસ્થતાને ઠરીઠામ કરવી જોઈયેછે. સંપ વધ્યાથકી કજીઆ કંકાસ જણાતા નથી. ગાળાગાળી, મારામારી, ચીડીઆપણું, ગુસ્સો એ સહુ કુસંપથી થાય છે. એ વસ્તુનું મનમાનતી રીતે મળવું ન થયું અર્થાત્ સંપ ન થયો એટલે તેઓ એક બીજાને ખાવા દોડે છે. એકે સારું કામ કીધું તેનું જોઇને બીજાઓએ તેના ઉપર અદેખાઈ ન કરવી, પણ બને

તેટલો ઉદ્યોગ કરવો. અદેખાઇથી પોતાનું વિશેષ અને થોડુંએક સામાને નુકસાન થાય છે. સંપે રહ્યાથી લાભ ઉપર લાભ થાય છે.

સઘળો વિધિ કહ્યો. હવે ટુંકામાં નિષેધ કહું છઉં. બે, ચાર અથવા વધારે શખસોએ એકઠાં મળીને રાજદ્રોહ કરવાનો મનસુબો ન કરવો, તુત ઉઠાવીને રાજમાં બંડ ન જગાવવું, પોતાના સ્વાર્થસારુ બે ચાર જણાએ સામાની આબરુને અથવા ધનને અથવા શરીરને નુકસાન કરવાના હેતુથી સંપ બાંધવો નહીં, દેશમાં કુસંપ વધારવાને એકસંપ થઇને ધર્મઠગોની અથવા જુગારીઓની પેઠે મંડળીઓ કાહાડવી નહીં, જેણે કરીને કોઈનાં તન મન ધનને હાનિ પોહોંચે, જેણે કરીને ઘરનો અને દેશની આબાદાનીને ધક્કો લાગે તેવી રીતે એકઠાં થઇ સંપ બાંધીને કોઇએ કામ કરવું નહીં. સંપ કરવો તે રુડાં જ કામને માટે. આ દેહ છે તે પરોપકાર કરવાને માટે છે, ઉપદ્રવ કરવાને નથી. માટે ખુબ સમજી રાખવું કે સંપ છે તે હિત કરવાસારુ છે, કોઇનું અનહિત કરવાને માટે નથી.

બધા નિબંધનો સાર, સર્વે સંપ રાખવો એવો છે. સાંભળનારાઓ આપણી પડતી શાથી થઈ છે તેનો વિચાર કરો. બીજાં કારણો શોધવા સહુ શ્રંશાં છે. કુસંપ એ જ કારણ છે. કુસંપે રાજ ગયાં, ઘર ગયાં, બુદ્ધિ ગઈ, શરીર ગયાં અને ધન ગયાં. સર્વ વાતથી શ્રીમંત ટળીને દરિદ્રી થયાં તે કુસંપથી. શ્રીમંત એટલે ધનવાન જ એમ નહીં. ધન ન રહ્યું તો ચાલ્યું, પણ બીજાં તેનાં સાધનો પણ ન રહ્યાં. કુસંપનું જોર વધ્યું કે કુવિચાર પેઠા. હું મોટો ને તું નીચો એમ થવા માંડયું ને સઘળી તરફથી વહેમનું જોર વધી ગયાથી તેનો રોજ રોજ ડગલે ડગલે માર ખાયાં કરીયે છૈયે. માટે હવે એ મારનું ભાન તમે દીલમાં આણો. કુસંપશત્રુએ પેરાવેલી બેડીને તોડી નાખવાનું વિચારો. રે વિચાર અને સમયસાધનો પણ અનુકુળ છે એટલે તમે શત્રુને નસાડવામાં વેહેલા ફતેહ પામશો. દ્રવ્યનું જોર તો નથી ને એ હું જાણું છઉં, પણ તમારા બાપદાદાની બુદ્ધિના નમુના જે પૃથ્વીમાં વેરાતા પડ્યા છે તે નમુના પ્રમાણે તમારા કપાળમાંથી કાહાડો. રે કુસંપસાથે લડવાનો આ છેલ્લો વખત છે. ઉઠો, મુછ ઉપર તાળ લો અને રાત્ર દિવસ વિદ્યા ભણવા પછવાડે અને વિદ્વાન પરદેશીઓની સંગતી કરવા પછવાડે, સુવિચારના ગ્રંથો ઇતિહાસ કાવ્યાદિ વાંચવા પછવાડે, અને સર્વ શાસ્ત્ર પુરાણ અને લોકની બુદ્ધિ એ રૂપી છાસ વલોવીને તેમાંથી શુદ્ધ ધર્મરૂપી માખણ કાહાડવા પછવાડે રાત્ર દિવસ મંડો. મંડો રે ભાઈ મંડો; મારી પૂરી ખાતરી છે કે, તમે તમારા, બાપ દાદાનું નામ ડુબાવ્યું છે તેને પાછું તરાવી આણુશો જ આણુશો. કુસંપનો પ્રધાન જે વેહેમ તેણે તો ઠેકાણે ઠેકાણે કબજ કરી લીધા છે, પણ હવે સઘળા એકસંપ થઈ જાઓ અને ઉદ્યમ આરંભો ને તે ઉદ્યમ ઘટતા રસ્તાસર કરો. તમારાં એકઠાં મળેલાં તેજને પ્રતાપે કરીને સર્વ કુસંપ તો બળીને ખાખ થઈ જશે. સંપ સઘળે પૂજ્ય છે; માટે સંપનું સેવન નિરંતર કર્યાં કરો. નીચી મુડી ઘરીને

અર્થાત્ શાંત સ્વભાવ ધરીને પોતપોતાનામાં સંપે રહીને રાત્રદિવસ ઉદ્યમની પછવાડે લાગો, એટલે તમારાં ધારેલાં કામમાં તમે વેહેલા પાર પડશો. એમ ન વિચારો કે આપણાથી શું બનવાનું છે? જે બને છે તે માણસથી જ બને છે, માટે હવે છેલ્લું કહું છું કે પરમેશ્વરનું નામ લેતાં કે સુવિચાર ગ્રહણ કરવાના અને તે પ્રમાણે અમલમાં લાવવાના ઉદ્યોગમાં વેહેલા સામેલ થાઓ. સુવિચાર તો ઘણાના છે, પણ તેઓ પોતાના વિચારને ખરેખરા ઉપયોગમાં આણતા નથી. તે વિચારો ખરેખરા ઉપયોગમાં આવે અને તેથી જે લાભો થાય તે બીજાઓની નજરે દેખાય તો એઓ પછી વાર્યું ન કરે તે હાર્યું કરે, એ કેહેવત પ્રમાણે પછવાડે દોડતા આવે જ. સારું કોને નથી ગમતું? માટે હવે સુધરેલા પુરુષોએ હિંમતથકી બહાર પડીને લોકને દેખડાવવું જોઇએ.

દેશી ભાઇઓ! તમને જે જે દુઃખો વેહેમથકી થએલાં છે, તે આ ઠેકાણે કેહેવાઈ શકાતાં નથી. વેહેમ દુર કરવા, એ, એકલા એક પુરુષનું કામ નથી. ઘણાના સંપની જરૂર છે. માટે હમે જે ભાષણ કરીયેછ તેનો અનાદર ન કરો, દીલમાં દરિઆફ્ત કરો. તમે વરઘોડા અને નાતવરા કરવામાં હજારો રૂપીઆ ખરચી નાખો છો, તેના કર્તાં ગરીબ ગરબાંઓને કામે લગાડવામાં કેમ નથી નાખતા? જેમાં તમને અને તેઓને બંનેને લાભ થાય. ગરીબ અને તવંગર વચ્ચે પ્રીતિ વધવા દો અને પછી ધનબળ, ઉદ્યમબળ, અને બુદ્ધિબળનો એકઠો સંપ થયો અને તે સુવિચારને મળ્યો એટલે પછી તમને તમારા મનોરથો પાર પડેલા જોવામાં લાંબા દાહાડા નહીં લાગે. ડાહ્યા છો, પણ અકળામણથી ગાંડા બની ગયા છો, તે પાછા ડાહ્યા થાઓ અને અદેખાઇને દુર કરી સંપથી રેહેતા જાઓ. તમારાં સઘળાં કામમાં સંપને મોખરે મુકો અને પછી તમે જોશો કે થોડા દિવસમાં દેશમાં સઘળે ઠેકાણે સંપ સંપ સંપ ગાજી રેહેશે અને તે ગાજવાની સાથે સર્વ પ્રકારની સુખ સંપત્તીનો વરસાદ એકદમ તુટી પડશે. તથાસ્તુ.

**નર્મવૃત્ત.**

વિનંતિ દેશિને કરું, હું દાઝ દીલમાં ધરું,
કહૂં વળી ખરે ખરું, જુઠું ન લેશ ધાર રે;
કુસંપથી તુટી સહૂ, ગયાં સુરાજ તો બહૂ,
કહું શું દેવ વાત હૂં, નહીંજ દુઃખ આરરે;
કુવ્હેમ મત્સરેકરી, દશા થઇજ આકરી,
વિના કુવ્હેમની કરી, જશે ન રોગ ભાર રે;
નસાડવા કુસંપને, જગાડવા સુસંપને,
વધારવાજ ઝંપને, તું ઝટ્ટ લૈ વિચાર રે. ૧
શરીર મંન જોરમાં, કમી છતાંજ તોરમાં,
ભુંડાં કુશબ્દ શ્હેરમાં રમ્યો ઘણો અપાર રે;

ઘણાં હિણાં કર્યાં અરે, મદેથિ પાપ ત ખરે,
સુબુદ્ધિ શુદ્ધિ તો ખરે, પડ્યા નહીં સકાર રે;
ગરીબ દેશ તો થયો, સુટેક દેશિનો ગયો,
અધર્મ તે વસી રહ્યો, ઉપાય એક સાર રે;
નસાડવા કુસંપને, જગાડવા સુસંપને,
વધારવાજ ઝંપને તું ઝટ્ટ લૈ વિચારરે. ૨
સુધી સભાવિષે જઇ, સુણીજ કાનને દઈ,
શિખામણો દિલે લઈ, તજે તું વેર ખાર રે;
ઉમંગ અંગમાં ધરી, સુનીતિ મંનમાં ભરી,
હણે કુબુદ્ધિ જે અરી, દિસે ઘણી હજાર રે;
કરે સુઉદ્યમે વળી, વિચાર એકઠાંમળી,
વધેજ કીર્તિ જે ભલી, દશો દિશે હુકાર રે;
નસાડવા સુસંપને, જગાડવા સુસંપને,
વધારવાજ ઝંપને, તું ઝટ્ટ લૈ વિચાર રે. ૩
તું ઊઠ ઊઠ રે હવે, પથારિમાં કયમે લવે,
સિઆઈ તો રહ્યો તવે, હુંહૂં કહી ખંખાર રે;
પ્રવીણ રાજકાજમાં, સુસભ્ય રે સમાજમાં,
રહીજ લોકલાજમાં, કરે સહુ સમાર રે;
સમાવિ દેઇ રોશને, દિલે ધરી તું હોંશને,
ભરાવવા સુકોશને, રિવાજને સુધાર રે;
નસાડવા કુસંપને, જગાડવા સુસંપને,
વધારવાજ ઝંપને, તું ઝટ્ટ લૈ વિચારરે. ૪



## ૧૧. ભક્તિ વિષે.*

ગૃહસ્થો,

જગતના કરનાર સર્વ શક્તિમાન ઈશ્વરને આપણે કેવી રીતે પ્રેમપૂર્વક (પ્રેમસાથે) પૂજવો (માન આપવું), આ વિષે પુરાણમાં નવધા (નવ પ્રકારની) ભક્તિ કહી છેઃ

શ્લોક—"श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनं
अर्चनं वंदनं दास्यं सख्यमात्मनिवेदनं"

* એ, તા૦ ૨૫ જુન ૧૮૬૦—સંવત ૧૯૧૬ ના આષાડ સુદ ૭ વાર સોમે અને તા૦ ૨ જુલાઇ ૧૮૬૦ એ બે રાતે મારા મકાનમાં મોહોડેથી કીધેલાં ભાષણોનો સાર છે. મારાં ઘરમાં એવાં ભાષણો કરવાનાં કારણો આ—૧ મારો વિચાર (માન ધનના લોભનો

**અર્થ**—વિષ્ણુ ( વિશ એટલે વિશ્વમાં વ્યાપી રેહેવું એ ધાતુ ઉપરથી )નું શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસપણું, સખાપણું, અને આત્મનિવેદન. આ નવ પ્રકારમાંથી કેટલાક ઓછા થઈ શકે છે—એમાંનાં ૩-૪ માં થોડો જ ફેર છે. વિદ્વાનો, મોટા પણ થોડા વર્ગો કરે છે અને સાધારણ લખાણ શ્લોકરચના પુરી કરવાને લાંબું હોય છે. પાણિનીએ, ભાષા ઉપરથી વ્યાકરણના નિયમને અર્થે જે વિશાળ અર્થોનાં પણ ટુંકાં સૂત્ર બનાવ્યાં છે તે ખરેખર સ્તુતિપાત્ર મોટી બુદ્ધિની નિશાની છે.

૧ શ્રવણ ભક્તિ—ઈશ્વરની અદ્ભુત લીલાવિષે લોકોના અનુભવિક વિચારો પ્રેમથી સાંભળવા તે-ગ્રંથો વાંચવા, ભાષણો અને ગાયન સાંભળવાં આદિ લઈ.

૨ કીર્તન ભક્તિ—ઈશ્વરના નાનાપ્રકારના યશ ગાવા, લોકને કેહેવા તે-આદિ લઈ.

૩ સ્મરણ ભક્તિ—જે જે ઈશ્વરનાં ચમત્કારિક કામો જાતે જોયાં અથવા સાંભળ્યાં હોય તેને અને ઈશ્વરશક્તિને પ્રસંગે પ્રસંગે યાદ કર્યાં કરવાં તે-જેમ, કોઈ બાગમાંનું ચમત્કારિક આકાર, રંગ અને સુવાસનું ફૂલ દીઠું અથવા તે વિશે કોઈને મ્હોડે સાંભળ્યું તો તે ઉપરથી તે ફુલને વારેવારે યાદ કર્યાં કરીયે છૈયે તેમ.

૪ પાદસેવન ભક્તિ—ન્હાનાએ મોટાના પગ પળોટવા એ આપણામાં એક પ્રીતિ-વિવેક છે. પગ ચાંપવા એ ચાકરનું જ કામ છે એમ નથી. એ વિવેક પરમેશ્વર સાથે મનમાં વર્તવું તે.

---

નહીં પણ કેવળ શુદ્ધ) ઘણાં વરસ થયાં ધર્મ સંબંધી ચોખ્ખું જ્ઞાન પામી તેનો લોકમાં પ્રસાર કરવો: ૨ મારા શુદ્ધ વિચારને પછવાડેથી યશપ્રાપ્તિના વિચારે ઉત્તેજન આપેલું-કે હજારો લોકોમાં ઊભાં રહીને અવિચ્છંન્નપણે સુંદર ભાષણ કરવાનું માન મેળવવું; ૩ બુ૦ વ૦ સભામાં ધર્મસંબંધી ભાષણની છુટ,નહી તેથી હું ને મારા કેટલાક મિત્રો બહુ મુઝાતા—આ ખરે મેં રાજીનામું આપ્યું, ને તત્વશોધક સ્થાપી—બુ૦ વ૦ વાળાઓને એમ દેખડાવવું કે લોકો ધર્મસંબંધી બાબતમાં ચર્ચા થતી જોવાને ઘણા આતુર છે-ભાષણ કરનારનું માન ઊલટું વધે છે; ૪ વળી જદુનાથજી પોતાનાં મંદિરમાં સુધારાની વિરુદ્ધમાં ભાષણ કરતા હતા—એ વગેરે કારણોથી હું મારા ઘરમાં ભાષણ કરતો હતો. વ્હેમી લોકને એકદમ કંટાળો ન આવે, તેવી રીતે તેઓના માનીતા પુરાણોના દાખલાના મર્મે સમજાવી નિરાકારવિશે ખરો બોધ કરવો એમ વિચારી પ્રથમ ભક્તિ અને સાકાર સંબંધી ચાર ભાષણો કીધાં. એ મારાં ભાષણોને ખંડન કરવાને જદુનાથજીએ સ્વધર્મવર્ધક અને સંશયછેદકનાં ચોપાનીયાં ઉપલા સંવતના પેહેલા આસો મહિનાથી કહાડવા માંડ્યાં. મારાં એ ભાષણમાં ૧૦૦ માણસો થતાં. પ્રથમ ઈશ્વરની પ્રાર્થના સાજ સાથે થતી, પછી ભાષણ થતાં, પછી વાદ થતા ને પછી બ્રહ્મભજન થઇને સભા વિસર્જન થતી. એ વેળા જદુનાથજીને તાંહાં મારી ને મારે તાંહાં જદુનાથજીની વાતો ચાલતી હતી. એ ભક્તિસંબધી ભાષણોના સો નકલ જુલાઇમાં જ છાપી પ્રગટ કરી હતી

૫ અર્ચન ભક્તિ—જેમ કોઈ મોટો માણસ આપણે ઘેર આવે ને તેને આદરસત્કારે સામાં જઈ તેડી લાવવો, રુડે આસને બેસાડવો, નવાડવો, જમાડવો, પાન ફુલ આપવાં, તેની પ્રશંસા કરવી. આદિલઈ કર્મ કરીએ છૈયે, તે પ્રમાણે ઈશ્વરને આપણા મનમંદિરમાં પધરાવી ઉપલી રીતના વિચારો મનમાં આણી ઈશ્વરને માન આપવું (માનસિક પૂજા કરવી) તે.

૬ વંદન ભક્તિ—ઠામ ઠામ જે ચમત્કાર જોવામાં આવે છે અથવા સાંભળવામાં આવે છે, તે પ્રસંગે અદ્ભુત શક્તિનું સ્મરણ કરી તેને નમનપૂર્વક માન આપવું તે.

૭ દાસપણું—ઈશ્વર જે આ વિશ્વનો રાજા છે તેની આજ્ઞામાં રેહેવું, તેને પસંદ પડતાં કામ કરવાં, તેની પ્રીતિ સંપાદન કરવી વગેરે વિશ્વાસુ અને સ્નેહાળ ચાકરની પેઠે સેવા કરવી તે.

૮ સખાપણું—જગતમાં બાળકથી માંડીને તે ઘરડાંસુદ્ધાં સર્વને સહુથી વધારે વાહાલો મિત્ર હોય છે. મિત્રની પ્રીતિ મોટી છે. માટે એ ભાવે ઈશ્વરસાથે વર્ત્તવું તે.

આ મિત્રભાવનો અત્યાદેશ લઇને કેટલાક મતવાદી હિંદુઓએ ઈશ્વરને જાર બુદ્ધિએ પણ ભજવો, એવું મત પોતાના શિષ્યોમાં ચલાવ્યું છે તે આ રીતેઃ

## ઉત્તમ પ્રીતિ-સ્ત્રીપુરુષની.

(દોહરો.) "પ્રીતીમય સહુ જગતમાં, જાતજાતનાં ક્ષેત્ર;
તરુ ફુલ ફળ અદકાં ઘણાં, ભાતભાતનાં વેત્ર." ૧

અર્થઃ—"પ્રીતિથી ભરેલાં અને વિટલાએલાં (પ્રીતિવનાનું કંઇજ નથી) એવાં આ જગતમાં જુદી જુદી જાતનાં પ્રીતિનાં ખેતરો છે. ને એ ખેતરોમાં જુદી જુદી તરેહનાં (રૂપગુણના) ઝાડ, ફૂલ, ફલ, બહુ બહુ છે." જુદી જુદી જાતની પ્રીતિનો મુકાબલો થઈ શકતો નથી. અને સ્ત્રીપુરુષ જાતીમાં જે પ્રીતિ તે પણ ઘણી રીતની છે ને તેમાં કોઈ વધતી ઓછી કેહેવાય તેવી નથી.

(વૈશ્વદેવી વૃત્ત.) "કન્યા સ્ત્રી માતા, જાણિયે એકજાતે,
નિત્યે છે પાસે, ભિન્ન તે વ્હાલવાતે;
ત્રણે રે વ્હાલાં, છે બહૂ વ્હાલ ન્યારાં,
આહાહા કેવાં, બ્રહ્મનાં કામ પ્યારાં."

કોઈ કેહેશે કે ગર્ભ ધારણ કીધો તે દહાડાની જે માની છોકરાં ઉપરની સ્વાભાવિક પ્રીતિ તે, પુરુષે બીજે ઘેરથી પોતાને ઘેર આણી બેસાડેલી એવી સ્ત્રીની સાથે બાંધેલી પ્રીતિ કર્તાં શું નીચે દરજ્જે છે? માના સમાન પ્રીતિ બીજી એક નહીં એમ કેહેવાય છે તારે વરવહુની ઉત્તમ કેમ કહી? તો જુઓ, સ્ત્રીપુરુષપ્રીતિ

એ બીજ છે અને માપુત્રપ્રીતિ એ તે બીજથી નિપજેલું ફળ છે. સ્ત્રીપુરુષવના છોકરું નહીં એમ છે, ત્યારે એ પ્રીતિ પ્રથમ છે. છોકરું, મોટું થયા પછી જેટલી પોતાની વહુની અથવા પોતાના વરની સોડ ઇચ્છે છે, તેટલી માની ઇચ્છતું નથી; મા પણ છોકરાંને પોતાની જ પાસે ઘણું રહેલું જોવાને ઇચ્છતી નથી. તે ખુણે બેઠી બેઠી વરવહુની પ્રીતિ તથા સુખમાં વધારો થાઓ, એવો આશીર્વાદ દયા કરે છે. મા પુત્રને સામસામાં પ્રેમથી નિરખતાં અને આંસુ પાડતાં જોઇયે અને સ્ત્રી પુરુષને પ્રેમથી નિરખતાં અને આંસુ પાડતાં જોઇયે તો પાછલી પ્રીતિની કળી બહુ બહારથી ખીલી રહેલી જોવામાં આવશે. આ ઉપરથી એમ ન સમજવું કે આગલી ખીલતી જ નથી. એ ખીલે છે પણ પેલીના જોસ્સા જેવી નહીં. પ્રીતિ જે કેહેવાય છે તેનું મૂળ તો એક જ અને સારું જ છે પણ જુદે જુદે રૂપે તે બાહાર પડે છે ને જુદી જુદી રીતે લેજત અથવા કડવાસ આપે છે. એ જુદી જુદી રીતો ઉપરથી પ્રીતિને વધારે ઓછી કહીયે છૈયે. બાળક અને માની પ્રીતિ સ્વાભાવિક છે, પણ તેમાં બાળકની અજ્ઞાન અવસ્થામાં છે. પુખ્ત ઉમરે પોંહોચેલાં એવાં છોકરાંની અને માની પ્રીતિનો દેખાવ ઘણો તાજો અને સારો નથી હોતો પણ વાસી હોય છે. સ્ત્રીપુરુષની પ્રીતિ બંનેની સમજતી અવસ્થામાં હોય છે તેથી વધારે ખીલી રહે છે. સ્ત્રીપુરુષને સંસાર કામકાજ કરવામાં જેટલી પંરસ્પરની જરૂરીયાત છે તેટલી માબાપોની નથી. તેઓ એકબીજાની નિરંતર પાસે છે અને તેઓને જ માથે ઘરખટલો અને પ્રજાની સંભાળ પડે છે, તેથી તેઓમાં પ્રીતિનો જોસ્સો વધારે હોય છે. શાસ્ત્રમાં પણ એમ જ જોવામાં આવશે—જે સ્ત્રી પોતાના પતિને સ્વર્ગે લઈ જાય તેનું નામ પત્ની. સ્વર્ગે એટલે અહીં સ્વર્ગનું સુખ આપે અને મુએ સ્વર્ગે લઈ જાય. જ્યારે છોકરાવનાનો કોઈ મરી જાય છે, ત્યારે તેની પછવાડે ક્રિયા કરવાનો તથા તેની માલમીલકત લેવાનો પ્રથમ હક તેની સ્ત્રીનો છે—"पत्नीदुहितरश्चैव पितरौ भ्रातरस्तथा." પેહેલો હક વહુનો, પછી છોકરીનો, પછી માબાપનો, પછી ભાઇનો અને પછી ઉત્તરોત્તર બીજાના છે. આ ઉપરથી જણાય છે કે સ્ત્રીના ઉપર ઘણો પ્રેમ તેથી ને તે ધણીના કામકાજથી વાકેપ અને તેના સુખદુ:ખમાં તે ભાગીએણ માટે જ સ્ત્રીનો હક વધારે કહ્યો છે. વારુ, જેટલાં શૃંગારાદિક કવનો લખાયાં છે તે સઘળાં સ્ત્રીની પ્રીતિ ઉપર. શૃંગાર એટલે પ્રીતિ સંબંધી જે બાબતો તે. હવે મા વગેરેની બીજી પ્રીતિને છોડી દઇને કવિઓએ સ્ત્રીની પ્રીતિનું વિશેષ વર્ણન કીધું છે તેનું કારણ એ કે એ જોસ્સો ઘણો બાહાર પડતો અને સમજતી વયમાં અત્યંત સુખ આપનારો છે. બિજી ઘણી એક રીતે સ્ત્રીપુરુષની પ્રીતિ ઉત્તમ છે એમ બતાવી શકુંછું. પણ હાલ હવે થોડું બોલીને બંધ કરુંછું. છોકરીની પ્રીતિનો જોસ્સો જ્યાંસુધી તે પરણીને સાસરે ગઈ નથી ત્યાંસુધી હોય છે; પછી વાસી થાય છે.

"પ્રિતડિ બેન મા સ્ત્રી પ્રિયા ખરી, પ્રિતડિ શક્તિમાં પ્યારિ છોકરી;
પ્રિતડિ નાગરી બીજિ જાતની, પ્રિતડિ જગતમાં ભાત ભાતની. ૧
સરવ જાતની પ્રીતડી ભલી, સમવયી ગુણી રૂપની ગળી;
તરુણ નારિની પ્રીત ઉમદા, ઉમળકાથી જો જોય પ્રેમદા." ૨

અર્થઃ—બેનની, માની, સ્ત્રીની, પ્રિયાની, ઇશ્વરશક્તિની, છોકરીની, સ્વદેશીની અને બીજી ઘણી જાતની પ્રીતિ હોય છે; સર્વ જાતની પ્રીતડી સારી છે, (આ સંસારમાં પ્રત્યક્ષ અનુભવિક અત્યંત સુખ આપનારી) સરખી ઉમરમાં, સરખે ગુણે અને સરખા રૂપ વચ્ચે બંધાયલી મૈત્રિ વધારે લેજતવાળી હોય છે—તેમાં જુવાન સ્ત્રી જો પોતાના પ્રીતમને ખરેખરા ઉમળકાથી જોતી હોય તો તેની પ્રીતિ સમાન બીજી એક નહીં.

પૃથ્વીનો છેડો પોતાનો દેશ; તેનો છેડો પોતાનું જન્મભૂનગર; તેનો, પોતાનું ઘર; તેનો, પોતાનું કુટુંબ;—તેનો, પોતાની સ્ત્રી, અને—તેનો ઇશ્વર.

જેટલી માણુસ જાતને ઇશ્વર સંબંધી ઓળખ છે, તે ઇશ્વરની કૃતિવિશે માણુસનું જેટલું જ્ઞાન છે તે ઉપરથી છે. જેમ જેની નજર પોંહોંચી તેમ તેણે ઇશ્વરને થોડો ઘણો ઓળખ્યો છે. પરમેશ્વરના ઉપર પ્રીતિ રાખવાની અને તેનો ઉપકાર માનવાની ઘણીએક રીતી છે. ને તેમાં મૂર્ત્તિપૂજા એ પણ એક રીત છે. મૂર્ત્તિપૂજા એ નિર્ગુણનું સજીવારોપણ અલંકારે સગુણ પ્રકાશવું છે. બાકી, જેવી મૂર્ત્તિઓ જોઇયે છે તેવાંજ ઇશ્વરના ગુણોનાં ખરેખરાં રૂપ છે એવું ધર્માંધ વના બીજા કોઈ નહીં કેહે.

ઘણા ખરા ધર્મના લોકો અને આપણામાં પણ ઘણાએક ઇશ્વરને પિતા જાણી પોતે પુત્રભક્તિ અર્પણ કરે છે. માની પ્રીતિમાં અને બાપની પ્રીતિમાં કંઈ ફેર નથી. એટલું ખરું કે એકની પ્રીતિ બાહાર પડતી અને લગાર ઘેલી છે ને બીજાની વિવેકી અને ડાહી છે. છોકરું માને વાહાલું છે અને બાપને નથી એમ નથી. માની પ્રીતિ કદાપિ બાપના કર્તાં વધારે કહિયે, તોપણ બાપ ઘણી વાતે ઉંચો દરજ્જો ધરાવે છે અને છોકરાંને ઉછેરવામાં, વિદ્યા ભણાવવામાં, રોજગારે લગાડવામાં ઘણી મેહેનત લે છે તે પ્રીતિ વના કરે છે એમ કંઈ કેહેવાય નહીં. ઇશ્વર વિશ્વજનક એટલે દુનીઆનો પેદા કરનાર છે; તેણે આપણે કાજે આગળથી સઘળી તજવીજ કરી મુકેલી છે, માટે તે આપણો બાપ છે. આવી રીતે દુનીઆનો વેહેવાર છે, પણ આપણા હિંદુઓ મધ્યે કેટલાએક પંથવાળાની નજરમાં એવું આવ્યું છે કે આ દુનીઆમાં સહુથી મોટી પ્રીતિ સ્ત્રીપુરુષની છે, વાસ્તે બીજી રીતે નીરસ ભક્તિ કર્યાને બદલે સરસ ભક્તિ કરવી.

સ્ત્રીની પ્રીતિ ઉત્તમ ખરી, પરંતુ તે પ્રીતિ પણ ત્રણ પ્રકારની છે. સ્વકીય (પરણેલી સ્ત્રીની), પરકીય (પારકી ) સ્ત્રીની અને સામાન્ય ( વેશ્યાની ). સ્વકીય

સ્વલ્પસાધ્ય છે, પરકીય પ્રેમ સાધ્ય છે અને સામાન્ય ધન સાધ્ય છે. પરકીય પ્રીતિથી જગતમાં જે અનાચાર વધે છે તે વાતવિશે વિચાર થોડીવાર પડતો રાખીએ અને માત્ર કઈ પ્રીતિનો જોસ્સો મોટો બાહાર પડતો છે એનો વિચાર કરીયે તો પરકીયપ્રીત સહુથી મોટી છે; કેમકે તે બંધે બાજુના કસાયલા પ્રેમે દૃઢ થયલી હોય છે એવું મોટા શૃંગારી પુરુષો લખી ગયલા છે. આ કારણ ઉપરથી કેટલાક પંથવાળાઓ જારબુદ્ધિથી પરમેશ્વરને ભજે છે—જે પ્રીતિનો જોસ્સો મોટો તેવી પ્રીતિએ પ્રભુને ભજવો.

જેમ પરસ્પર પ્રેમવાળાં સ્ત્રીપુરુષો પરસ્પર પ્રેમ રાખે છે તે સંબંધે પરમેશ્વરને ભજવો. જેટલી સ્ત્રીપુરુષની રીતિ તેટલી જ ઈશ્વર અને લોકની જાણવી. પરમેશ્વરને સ્ત્રી બનાવવી અને પોતે પુરુષ થવું એ સાંસારિક વિવેકથી બાહાર ઉતરાય તેવું છે, વાસ્તે પરમેશ્વરને પુરુષ કલ્પી પોતે સ્ત્રી થવું. તે પંથના મૂળ પુરુષો જો હવે સ્ત્રી થાય તારે તેના સેવકો શું આધો લે? દાસીનો રહ્યો તે લે તો તેમાં પાછી જોઇયે તેવી પ્રીતિ ના રેહે ને દરજ્જો હલકો કેહેવાય. માટે તે મૂળ પુરુષોએ ભોળા લોકોમાં એમ મનાવ્યું કે હમે તો ઈશ્વરના અવતાર છૈયે. હમે પુરુષરૂપે ઈશ્વર છૈયે. જ્યારે પોતે એ રીતે પુરુષ બન્યા, ત્યારે સેવકોને સ્ત્રી બનાવી. જે પંથોમાં રાધાકૃષ્ણનો મહિમા ગણાય છે, તે પંથોનું મૂળ આ વાત ઉપર આધાર રાખે છે. આવી કલ્પનાથી પુજવાનો દેવ નક્કી કરી પુજનારા દોડતા આવે તેને સારુ પુજા કરવાની સામગ્રી (શૃંગાર) શિષ્યો અને પોતાને ભાવતી રાખી. વલ્લભમાર્ગમાં વલ્લભાચાર્ય અને તેના વંશજો કૃષ્ણરૂપે ઈશ્વર છે અને સહુ સ્ત્રીપુરુષ સેવકો ગોપીરૂપે છે.

ડભોઇના દયારામે પોતાની કવિતાની પછવાડે નામ લખતી વેળા "દયાપ્રીતમ" એમ લખેલું છે. એટલે હું દયા નામની સ્ત્રી છઉં તેનો તું પ્રીતમ એટલે યાર છે વળી તે "શિક્ષા શાણાને" એ ટેકની શિખામણની ગરબીમાં લખે છે કે, "કૃષ્ણવિના કોઇથકી કદાપી, જાર પ્રીત ના કરીયેજી; ગળે પડી છુટે નહીં કેમે, પાપ તાપ પચી મરિયે; શિક્ષા શાણાને." તે શિક્ષા, સ્ત્રીને એવી રીતની કે પોતાના ધણીને મુકીને બીજા કોઈ પુરુષ સાથે પ્રીતિ બાંધવી નહીં. એક કૃષ્ણપુરુષ સાથેજ બાંધવી.

આવી રીતે ભક્તિ કરવી એ એકરીતે જોતાં ઘણીજ અઘરી અને સારી છે. જ્યાં માયાપાશ નથી એવે ઠેકાણે જઇને પરમેશ્વરનું ધ્યાન કરવું એ પુરુષાર્થનું કામ નથી. માયાથી વિંટળાઈ રહી સઘળી અજીત શૃંગારની સામગ્રી સાથે પ્રસંગ પાડી તેમાં ન ભોળવાઈ અનીતિએ ન રહી, અહીં છીનાળું ન કરી, માત્ર કૃષ્ણની સાથે કલ્પિત એવી જારબુદ્ધીએ વર્તવું–કૃષ્ણ પ્રીતમનો વિશ્વાસ રાખી અસહ્ય એવી વિજોગીપ્રીતીની પીડા સહન કર્યા કરવી અને સંસારકામથી ઉદાસ રેહેવું એ ન બને તેવું અઘરું છે. એ ભક્તિ સારી એટલા માટે કે જે સંસારી

સ્થિતિમાં ઉત્પન્ન થયા છૈયે તે સંસાર છોડવાને અને જંગલાદિ ઠેકાણે જઈ દેહ કષ્ટ કરવાને પરમેશ્વરે સહુને કહ્યું નથી.

જો કૃષ્ણને જાર બુદ્ધિએ ભજતાં નીતિથી રેહેવાતું હોય તો એવી ભક્તિ પણ કીધી કદાપી લેખાસર કેવાય.

આવી રીતે જેઓએ ભક્તિ કીધેલી છે, તે સઘળા સંસારવિષયી હતા. ઘણા એક અનીતિમાં ધસી પડ્યા અને કેટલાએક (ઘણાંજ થોડા. સુરદાસ જેવા પ્રથમ તો પૂરાવિષયી, પણ પછી આખરે માંહેનો મહદર્થ સમજી સંસારી પ્રીતી) ઓના વિરાગી થઈ એક કૃષ્ણસું લગન કરતા હવા.

આવી રીતે સ્ત્રીપુરુષને ભાવે પરમેશ્વરની ભક્તિ કરવી એ વાજબી છે કે ગેરવાજબી છે તે આવતા ભાષણમાં કહીશ. પણ એટલું ખરું કે હાલ જેમ ચાલે છે તે રીતની ભકિત કરવી ઘણી સેહલી, રમુઝી, સંસારની રીત શિખવનારી, અનીતિનો પ્રસાર કરનારી અને એવી ,ભક્તિને પસંદ કરનારાઓમાં માન અપાવનારી છે.

૯ આત્મનિવેદન–હું કોણ? બીજા સર્વ પ્રાણી કર્તાં કેટલે ઉંચે દરજ્જે છઉં? જેવી બીજામાં ઇશ્વરશક્તિ જોવામાં આવે છે તેમ મારામાં પણ ઇશ્વર શક્તિ છે કે નહીં? છે તો કેટલી છે? બ્રહ્મનીતિસાથે મારી પ્રીતીનો કેટલો સંબંધ છે આદિ લઈ વાતથી બ્રહ્મસંબંધ કરવો તે—બ્રહ્મજ્ઞાન અને બ્રહ્મઆનંદ એનો સ્વાનુભવ કરી લેવાને ઘણાં અધીર રેહેવું તે અને નિરંતર આત્માના ઘડિઘડિના રંગ જોઇ તે ઉપરથી પરમેશ્વરની અગાધ શક્તિની સ્તુતિ કરવી તે.

એ નવધા ભક્તિ છે. તેમાં જે સખાપણું અને તેના અત્યાદેશે પરકીય ભાવે પ્રભુને ભજવો એ માર્ગ તો કેવળ ગાંડો અને અવિવેકી છે.

ઇશ્વરનેઆપણી બરોબરીનો મિત્ર ગણવો એ અવિવેક; તેમાં તેને જાર જાણી તે પ્રમાણે ભજવો એ તો અત્યાવિવેક, ઉદ્ધતાઈ અને ઉછાંછળાંપણું છે. ઇશ્વરની મર્યાદા પાળવી અને તેનું ભય રાખી વર્તવું એમાં ઘણો લાભ છે. કેવળ પરકીયસ્ત્રીભાવ એટલે સમાનભાવ રાખ્યાથી પ્રસંગે બેકાઈ જવાય છે. છોકરી કેહેશે કે હું તો બાપની વહુ થઇશ અને તેમ વર્તીશ, એ શું વિપરિત નહીં? દીકરો દીકરીનો ભાવ લઈ બાપની વહુ થાય એ શું વિપરિત નહીં? દીકરા દીકરી હોઇને બાપને સમવયી મિત્ર ગણવો અને અદબમાં ન રહી સ્ત્રી થઈ મિત્રભાવ રાખવો એમાં મોટું પાપ છે. માયા અને ઇશ્વર એને સ્ત્રીપુરુષ છે એમ કલ્પના કેમ કીધી? તો જુઓ–એવું છે કે જ્યાં વસ્તુ છે ત્યાં છાયા છે જ; અને જ્યાં છાયા છે ત્યાં વસ્તુ છે જ. તેમ જ્યાં ઇશ્વર છે ત્યાં માયા છે જ અને જ્યાં માયા છે ત્યાં

ઈશ્વર છે જ. આ બે એક બિજાને વળગેલાં છે. માટે શિવશક્તિ, રાધાકૃષ્ણ, સીતારામ, પ્રકૃતિપુરુષ એવાં સ્ત્રી પુરુષ કલ્પ્યાં. જેમ વાણી અને અર્થનો સંબંધ છે તેવો પાર્વતી પરમેશ્વરનો છે. કાળીદાસે આ પ્રમાણે નમન કર્યું છે.

**શ્લોક**—"वागर्थाविवसंपृक्तौ वागर्थप्रतिपत्तये
जगतः पितरौ वंदे पार्वतीपरमेश्वरौ" १ ॥

એ કલ્પના તો ખરી સરખી છે, પણ આપણે તો તે માયાના ફળ છૈયે. છોકરાં છૈયે માટે પિતા પુત્ર પ્રમાણે ભજવો એ કલ્પના સારી છે. પણ સ્ત્રી પુરુષ ભાવે ભજવો એ તો ઘણું ખોટું. જયદેવકવિની અષ્ટપદી ઉપર ટીકા કરતાં જગનાથ પંડિતે તેની મશ્કરી કરી છે કે કાવ્ય તો ઘણું સારું કીધું, પણ રાધાકૃષ્ણ જે માબાપ તેનાં પ્ટાણાં ગાયાં એ કંઈ સારું ન કીધું.

કોઇને શંકા ઉપજશે કે ત્યારે રાસપંચાધ્યાયીમાં ગોપીઓએ જારબુદ્ધિથી ઈશ્વરને ભજ્યો એ શું? એ વાતમાં શું વ્યાસે અવિવેક બતાવ્યો?

રાસ પચાધ્યાયીમાં છે કેઃ

**શ્લોક**—"कामं क्रोधं भयं स्नेह मैक्यसुहृदमेव च
नित्यं हरौ विदधतो यांति तन्मयतांहिते ॥"

**અર્થઃ**—કામ, ક્રોધ, ભય, સ્નેહ, આદિ લઈ, ભક્તિ ભગવાનને વિષે જે નિરંતર કરે છે, તે ભગવાનના સ્વરૂપને નિશ્ચે પામે છે. જારભાવે, વેરભાવે આદિ લઈ એવા નઠારે ભાવે પણ ઈશ્વિર મળે છે એમ કેહેવાનું કારણ આ કે,

"लुब्धमर्थेनगृण्हीयात्स्तब्धमंजलिकर्मणा
मूर्ख छंदानुरोधेन तत्वार्थेन च पंडितं ॥"

**અર્થઃ**—લોભીને સાધ્ય કરવો હોય તો તેને પૈસાની લાલચ આપવી, જે સ્તબ્ધ છે તેને (હાથ) જોડીને મનાવવો, મૂર્ખ છે તેને તેના છંદમાં ઉતરીને અને તત્વાર્થે કરીને પંડિત વશ કરી લેવો.

જે અતિ છીનાળવો છે, જેનો સ્વભાવ અતિ દુષ્ટ છે એવાને બીજી વાતમાં ગમ પડતી નથી; માત્ર પોતાના જ છંદમાં મગન હોય છે. તેઓની પાસે તે વાત મુકાવવી અને બીજી સારી લેવડાવવી એ વાત ઘણી કઠણ અને વેળાએ અશક્ય થઈ પડે છે. તેવાની આગળ બ્રહ્મજ્ઞાનની, નીતિની, બીજા ભક્તિમાર્ગની વાતો કરી ઉપદેશ કરવો, એ ધુળ ઉપર લીપણ સરખું થાય છે. એવાને સુધારવાને નિસંડી માંડી હળવે હળવે પગથીએ ચડાવવા જોઇએ. છીનાળવાને તેવીજ વાત કહીયે તો તે કંઇ આપણું સાંભળે, બાકી ઉભો પણ ન રેહ. છીનાળવાને સમજાવતાં આખરે કહીએ કે છીનાળું કર, પણ ઈશ્વર સાથે જ; અને દુષ્ટ નિર્દય વેરી સ્વભાવવાળાને કહીયે કે ઈશ્વર સાથેજ વેર રાખ એટલે તે મળશે. જેમ જેને ફાવે તેમ તેણે પરમેશ્વરનામાં ચિત્ત રાખવું, એ હેતુથી વ્યાસે ભાગવત રચ્યું છે.

અજ્ઞાન છીનાળવા હોય તે ગોપીઓનું બ્હાનું બતાવી તેમ ભજે ને એમાં પણ વિજોગી શૃંગારનું કેટલું દુઃખ બતાવ્યું છે? વ્યાસે પ્રસંગોપાત મૂર્ખોને માટે આવી વાત કહી માટે શું એને જ મુખ્ય ભક્તિમાર્ગ કરી બેસાડવો?

વ્યાસે રાસપંચાધ્યાયી લખી છે તે કેટલી બીહીતાં બીહીતાં લખી છે તે તેના લખાણ ઉપરથી મર્મ જાણનારા (માત્ર અર્થ જાણનારાને નહીં) ને સેજ માલમ પડે છે. વારેવારે પરીક્ષિતે શંકા ઉઠાવી છે અને શુકે શંકા મટાડી છે. લોકમાં અનાચાર ન પસરે માટે વ્યાસે બીતાં બીતાં લખ્યું છે. કોઈ કેહેશે કે એવી શૃંગારની કથા પરીક્ષિતને મરણ કાળવેળા કેહેવાનું શુકને શું પ્રયોજન? પરીક્ષિત જુવાન હતો ને તેનું મન શૃંગારમાં રહી જાય માટે, તે અનિત્ય છે, તેમાં સાર નથી એમ દેખડાવવાને શુકે વ્યાસની લખેલી એ વાત કાહાડી. જુઓ એકાદશમો સ્કંધ વ્યાસે પાછો જ્ઞાનનો કહ્યો છે. વ્યાસ અજ્ઞાન નોતો. જો રાસપંચાધ્યાયીનોજ માર્ગ મુખ્ય હોત તો જ્ઞાનમાર્ગ બતાવવાનું કારણ શું હતું? વળી, વેદાંત ગ્રંથમાં વાક્ય છે કે,

“ऋते ज्ञानां न मुक्तिः”

અર્થઃ—જ્ઞાનવના મુક્તિ નથી.

આ બધી વાત ઉપરથી જોતાં, જારભક્તિ કવચિત છીનાળવાઓને અનુકુળ આવે તેવી છે બાકી બીજાઓને નથી. જે વાત નઠારા લોકને ઠેકાણે આણવાસારુ પ્રસંગોપાત ન કહેવાની છતાં તેઓને ગમતી કહી તો શું તે ઉપરથી તેને મુખ્ય કરી બેસાડી મતનું મંડાણ તે ઉપર જ માંડવું? એ શું અધર્મ નહીં? એવી રીતે ભજવાની રીતી દુનીઆના કોઈ લોકમાં નથી ને વલ્લભી વૈષ્ણવો લઈ દોડ્યા છે એ મોટી શરમની વાત છે. ભોળા અજ્ઞાન સેવકોનો શો વાંક? વાંક સ્વારથીઆ મત ચલાવનાર મૂળ પુરુષોનો.

વસ્તુને જ તપાસ્યા પછી હવે એના સબંધને તપાસીએ.—એવી રીતે ભકિત ભજવી કઠણ છે. ઈશ્વર જે અદૃસ્ય તેની સાથે અહીં વિજોગે અને સંજોગે (કોણ જાણે) જારી રમવી ને સુખ પામવું એ તો ઉલટું બળવાનું થાય છે. એટલી ધીરજ કોઈની રહી શકે નહીં ને તેથી તરતના પ્રત્યક્ષ અનુભવે અહીં જારકર્મો થાય છે. દેવનું નામ ને પોતાનું કામ એવી ભકિત માણસથી થાય જ નહીં. ગોપી સરખી દેવાંગનાને આટલી મુસીબત પડી તો માણસની શી વાત?

કેટલીક મરજાદેણો છે તે ઠાઠમાઠને પુજવામાં દેવને ભુલી જાય છે અને નિદાખોર બની હડખાઇ કુતરી થાય છે; તેનાથી પણ એ ભકિત પૂરેપૂરી થતી નથી.

કેટલા કવીઓએ રાધાકૃષ્ણના નામથી પ્રીતીનાં ગીતો જોડી ભગતનામ મેળવ્યાં છે. લોકને એમ સમજાવ્યા કે જેવો જેનો ભાવ. હમે તો પ્રભુ ઉપર રચીએછ, લોક અવળું લેછ તેમાં અમે શું કરીએ? એમ તેઓ બ્હાનાં કાહાડે છે.

વલ્લભી વૈષ્ણવોના શૃંગારી કાવ્યથી આખું બ્રીજ જ્યાં કૃષ્ણનો જન્મ થયો કેહેવાય છે તે ઠેકાણે અતીશય છીનાળું ચાલે છે એમ જાત્રાળુઓ કેહે છે અને ડભોઇના દયારામના કાવ્યથી ગુજરાતનો મધ્યભાગ નઠારા છંદમાં પડેલો છે.

કોઈપણ રીતે જોતાં સ્ત્રીપુરુષને ભાવે ભજવાની રીતી લાયક નથી. ઘણી ધિઃક્કારવાજોગ છે. માટે સહુએ એ રીતે ભકિત કરવી એકદમ છોડી દેવી જોઇએ.

યથા દેહે તથા દેવે, એ પ્રમાણે જેમ એક પુરુષને કોઇ બાપ, કોઈ કાકો, કોઈ, મિત્ર, કોઇ વર, કોઇ શત્રુ એ પ્રમાણે ગણે છે, તેમ પ્રભુવિષે તેવી કલ્પના કરવી એ ન્યાય છે ખરો, પણ એમાં જે ઘટતું હોય તે જ કરવું. ઇશ્વર જગતનો કર્ત્તા બાપ છે એ પાધરી વાત મુકી દઇને પોતાના સ્વારથને માટે આડી અવળી વાતને પત કરી અનીતિનો વધારો કરવો એ ઘણું નઠારું છે.

નવ પ્રકારની ભક્તિ કહી તેમાં આઠમી સીવાયે બધી સારી છે માટે ઇશ્વરને વિષે બાપની કલ્પના કરી આપણે પુત્ર છૈયે એ ભાવે તેને ભજવો અને તેમાં ઉપર કહેલાં આઠ સાધનો કામે લગાડવાં.

ભક્તિ કરતાં કોઈપણ સ્વાર્થ મનમાં રાખવો નહી;—નિષ્કામના ભક્તિ કરવી. ઇશ્વરની લીલા જોયાથી તથા સાંભળ્યાથી તેનેવિષે આપણા હૃદયમાં જે સ્વાભાવિક પ્રીતિ ઉત્પન્ન થાય છે તે જ ખરી ભક્તિ.

(માલિનિ) બહુ બહુ યશ લીલા જોઇને આંખથી રે,
બહુ બહુ યશ લીલા સૂણિને કાનથી રે,
હરિ હરિ હરિ તુંને શોધુછું પ્રેમથી રે;
હરિ હરિ હરિ હાર્યો પાર લ્હેતો નથી રે. ૧

---

## ૧૨. સાકાર વિષે.*

### ભાષણ ૧ લું તથા ૨ જું.

ગૃહસ્થો,

આ વિશ્વનો કર્ત્તા કોઈ છે—તે એકજ છે, અને તે નિરાકાર છે, એટલું આગળથી ગ્રહણ કરીને તે સાકારે ખરેખરો અવતર્યો કે નહીં? સાકારને લોકો

* એ, તા૦ ૯ અને તા૦ ૧૬ જુલાઇ સન ૧૮૫૦ સોમવારની રાતે કરેલાં ભાષણોનો સાર છે. એ વેળા નાના પ્રકારનાં આપણા દેવતાનાં ચિત્રો, આર્ટ જર્નલ અને ઇલસ્ટ્રેટેડ લંડન ન્યુસમાંનાં ચિત્રો બતાવવામાં આવ્યાં હતાં. એ બે ભાષણ અને બુ૦ વ૦ સભામાં કીધેલું રૂપકાલંકારવિશેનું ભાષણ એ ત્રણ ભાષણે ઘણા ખરાઓની ખાતરી કરી કે ઈશ્વર સાકારે નથી, પણ કવિ ચિતારાઓએ તેમ કલ્પેલો છે, અને અજ્ઞાનીઓએ તેમ માનેલો છે. મને યાદ આવેછ કે બુ૦ વ૦ માં રૂપકાલંકારનાં ભાષણને દહાડે ગણપતીનાં વર્ણન ઉપરથી ધર્મસંબંધી ભાષણો કરવાવિષે મોટી ભાંજગડ ઊઠી હતી. એ સાકારનાં ભાષણમાં સજ્

કેવા અર્થમાં સમજે છે, સાકારનો ખરો અર્થ શો છે, અને સાકાર શાસારુ જોઇએ આદિલઈ, બાબતો ઉપર—સાકાર સંબંધી જ ભાષણ કરૂં છઉં.

તોપણ, શબ્દાર્થ સારી પઠે સમજવા જોઇએ. ઇશ્વિર નિરાકાર છે એટલે આકારવનાનો છે—જેને વિષે આપણી બાહારની ઇંદ્રીઓની બીલકુલ પોંહોંચ નથી—પોંહોંચ નથી તો તે આકારવાળો છે એમ કેહેવાય? જેમ દયા, પરોપકાર, ઇચ્છા, આદિલઈ મનના જોસ્સાઓને કંઇ સાક્ષાત આકાર નથી, તેમ ઇશ્વિરને પણ નથી. સાકાર એટલે આકાર સહિત—આકારવાળો.

જેમ સોનું નાના પ્રકારના ઘાટમાં ઘડાઇને ઘરેણાં રૂપે વપરાય છે તેમ આપણાં બોલવાં પણ નાના પ્રકારના ઘાટમાં ઘડાઇને શોભીતાં થાય છે—

(દોહરો) પંડિત સૂનીયે ઘડ્યા, વાણિ સુનાના ઘાટ
જે ઘાટો ભૂષણ થયાં, નર નારીના ઠાઠ. ૧

અ૦ પ્ર૦

એ સુંદર ઘાટોને પંડિતો અલંકાર કરીને કેહે છે. સાદું બોલવાકર્તાં અલંકારમાં બોલવું વધારે આનંદ પમાડનારું અને ધારેલી મતલબને પ્રીતીની સાથે જોરથી મનમાં ઠસવનારું છે.

**સાદાં વાકય.**

૧ આ રાજા ઘણો બાહાદુર છે.

૨ મૂર્ખ ગુરુઓ સેવકને દુઃખદાયક થઇ પડ્યા છે.

૩ ધન્ય છે તે ધર્મી દાતાને.

૪ આ સતવાદી પુરુષ છે.

૫ સઘળામાં આ છોકરો સારો છે.

૬ એમાં કંઇ સધરવાનું નથી.

૭ આહા! આ પુરુષ સભામાં કેવો શોભે છે.

૮ બ્રાહ્મણ જે ન કરે તે થોડું.

૯ એ તો ચાલતું આવેલું અજ્ઞાન છે.

**અલંકારવાળાં વાકય.**

૧ આ નરસિંહની શી વાત થાય?

૨ મૂર્ખ ગુરુઓ થુઅેરીયાના થાપડા જેવા ઠાવકા છે.

---

વારોપણનો વિષય ફરીથી દાખલ કરયો છે. તે પ્રથમ ૧૮૫૯ ના બુ૦ વ૦ ગ્રંથમાં છપાયો હતો જે ઉપરથી પણ કેટલાએક પાદ્રીઓએ અંગ્રેજી ન્યુસપેપરમાં ચર્ચા ચલાવી હતી. એ ભાષણોની પણ સો નકલ ૧૮૬૦ ના જુલાઇમાં જ છાપી પ્રગટ કરી હતી.

૩ ધન્ય તે સવારનાં નામને.

૪ આ હરિશ્ચંદ્રના જેવો સતવાદી છે.

૫ સઘળામાં આ છોકરો હીરો છે.

૬ ધુળ ઉપર લીપણુ થવાનું છે.

૭ આ પુરુષ સભામાં સૂર્ય સરખો શોભે છે.

૮ ભૂદેવ શું કરવાને સમર્થ નથી?

૯ એ તો ભાઇ ગાડરીયો પ્રવાહ છે.

હવે જુઓ—રાજાને નરસિંહ કહ્યો માટે તે ખરેખરો સિંહને આકારે છે? ના. મૂર્ખ ગુરુ કંઇ ખરેખર શુએરીઆના થાપડા નથી. પણ જેમ થાપડા દેખાઇતા ઠાવકા હોય છે, તેવા મૂર્ખ ગુરુઓ છે. જે એને શરણે જાય છે તેની ચામડીમાં તે ભોકાય છે અને ખેતરમાંથી એટલે સનમાર્ગના ખેતરમાંથી મોક્ષફળ ચાખવા દેતા નથી. થાપડાનો અને ગુરુનો સરખો ધર્મ દેખાય છે માટે ગુરુને થાપડા કહ્યા. એ પ્રમાણે બિજાં દૃષ્ટાંતો વિશે જાણવું.

એ ઉપરથી ખુલ્લું દેખાય છે કે અલંકારમાં લખેલી બાબતનો સાર ખરો છે પણ તે અલંકાર વાણીના શબ્દો પોતાના અર્થમાં નથી. કોઇ કેહેશે કે એમ જુઠું લખવાનું શું પ્રયોજન? ઉત્તર કે, હરેક વાતની સારી પઠે ખુશીની સાથે અસર કરવા સારુ. જે કામ અલંકારે કીધેલાં છે તે કોઇથી નહીં થાય. પણ અંધા આગળ આરસી અને બેહેરા આગળ શંખ તે પ્રમાણે થયું છે—જેમ બાળક ભણતું ન હોય તો તે પ્રીતીથી ભણે તેવું કરવાને તેને જનાવરોની ખોટી વાતો કહીએ છૈયે તોપણ તે ખરી માની લે છે તેમ. ગૃહસ્થો, એ અલંકૃત શબ્દોને ખરેખર પોતાના અર્થમાં લોકો સમજ્યા છે તેથીજ ઘર ઘલાયાં છે. દેડકાં અને બળદની વાત, બકરી અને સિંહની વાત, સસલાં અને હાથીની વાત ઇત્યાદી ઇસપનીતિ અને પંચોપાખ્યાન વગેરેમાં છે તે સર્વેના નીતિસાર સાચા છે, પણ જેવું તેમાં લખેલું છે તે પ્રમાણે "ચલ્લો લાવ્યો ચોખાનો દાણો, ચલ્લી લાવી દાળનો દાણો અને એમ કરીને ખીચડી રાંધી." જનાવરો એમ બોલ્યાં અને તેઓએ એમ કામો કીધાં એ તો બાળક (અજ્ઞાની ભોળા) વના બીજો સમજુક તો ખરું નહીંજ માને. ઇસપવિષે કેહેવાય છે કેઃ—

"ઇસપે પશુપક્ષીઓની વાર્તાઓ જોડીને નીતિનો ઉપદેશ કરવાની જે રીત ચલાવી તેનું કારણ એજ જણાય છે કે તે પારકો ગુલામ હતો, માટે ગુલામગીરીમાં જો કોઇને પોતે જાહેરાંત થઇને ઉપદેશ કરે તો તે કોઇ માને નહીં, એવા હેતુથી પશુપક્ષીઓની વાત લઇને અન્યોક્તિવડે નીતિનો ઉપદેશ કર્યો."

આપણા ઘણા એક મોટી ઉંમરના લોકો પણ એમ સમજે છે કે, ગુલબંકાવલીની, જાંહાંદારસાની, પદમાવતીની, સીંહાસન બતરીસીની, વગરે વાતો ખરેખરી બનેલી છે. પણ એમ નથી. તે વાતો કવીઓની કલ્પના છે. હું માહારીજ વાત કહું

છઉં કે, બાપ દીકરીનું હેત પરસ્પર આવું હોવું જોઇએ એ ઉપર એક દાખલો આપવા સારુ "લલિતા" નામની છોકરીની નાની સરખી વાત મેં કલ્પનાથકી બનાવી છે. એ વાતને વાંચનારા (ન્હાનાં તો માને પણ) મોટી ઉમરનાં સ્ત્રી પુરુષોએ તે વાત ખરી બનેલી છે એમ જાણ્યું. કોઇને કહીએ કે ડાહ્યા થજો, નીતિથી વર્તજો, તો તેથી સામાને બોધ થતો નથી. મીઠું મરી વગેરે મસાલા વીના રસોઇ સવાદ લાગે નહીં અને વેળાએ મોહડામાં પણ ન જાય. તેમ અક્કેક્કી નીતિની બાબત લઇને તે ઉપર જુક્તા આવે તેમ દાખલાઓ ખરા મળે તો ખરા, બાકી ઘણા ખરા તો જુઠા કલ્પનાથકી ઘડી કાહાડીને કવીએ સામાના દીલમાં અસર સાથે ખુશી કરી ઉતારે છે. જેવું ગુજરાતીમાં, તેવુંજ મરેઠીમાં, હિંદુસ્તાનીમાં, સંસ્કૃતમાં, અંગ્રેજીમાં અને બધી ભાષાઓમાં.

પુરાણો છે તે નીતિ ભક્તિનાં જ્ઞાન આપવાસારુ જુની તથા નવી, સાચી તથા જુઠી વાતોનો સંગ્રહ છે તે ઘણું કરીને કવીની કલ્પેલી વાતો છે. એ વાતોના સાર ખરા; બાકી ફલાણા રાજાની અને ફલાણા ઋષીની આવી આવી વાર્તા ચાલી એ વાતો તો ખોટી, અલબત કેટલી (પણ ઘણી જ થોડી) કવીના અનુભવમાં આવેલી હોય તે સાચીપણ હોય. પણ આપણા લોકો એમજ સમજે છે કે જે કંઇ સંસ્કૃતમાં લખેલું છે તે ધર્મમાં લખેલું છે અને તે બધું સાચું છે. પણ એમ નથી—જેમ હાલમાં આપણે ગુજરાતી બોલીએ છૈયે તેમ પ્રાચીન લોકો સંસ્કૃત બોલતા. ને સંસ્કૃતમાં પણ કલ્પિત પુસ્તકો હજારો. કેટલાંક ખોટાં છે, કેટલાંક બીભત્સ છે, કેટલાંક નકામાં છે, કેટલાંક સારાં છે. જ્યાં કવિતા છે અને તેમાંના અલંકારો છે ત્યાં કલ્પના હોયજ. જેમાં તર્ક નથી તે કવિતાજ નહીં. જો ગુજરાતી ગાથા ખરા માનીએ તો સંસ્કૃત ગાથા ખરા માનીએ.

ઉપર જે અલંકારની બાબત કહી તે અલંકાર મધ્યે એકનું નામ સજીવારોપણ છે. જેમાં જીવ નથી, તેનામાં જીવ છે એવી કલ્પના કરી સજીવન બનાવી તેને સ્ત્રી પુરુષનાં રૂપ આપવાં તે સજીવારોપણ.

(સવૈયો.) "નિર્જિવ વસ્તુ સજીવન થાય, સજી સહુ લક્ષણ જીવનકેરાં;
સત્ય નહીં લવલેશ અહીં વચનો, નિકળે દિલજોશની ભેળાં;
લેખન વાંચન ભાષણમાં જિવ, જોર દિસે વળિ ભારિ હસેલાં;
કાવ્ય સહુ મુડદાંની પઠે રસ, ભૂષણ તેજવના બહુ મેલાં." ॥ ૧ ॥

અ૦ પ્ર૦

એ અલંકારના ત્રણ વર્ગ છે; સહુથી ઉતરતો આ કે—જીવંત પ્રાણીના ગુણો નિર્જિવ વસ્તુને આપવા. જેમકે—"કમળ કુસુદ ફૂલ હસતાં જાય." હસવું, જીવંત પ્રાણીને હોય છે તે નિર્જિવ જે ફૂલ તેને લગાડ્યું છે. ૨ જો વર્ગ—જેમ જીવંત વસ્તુ કર્મ કરે છે તેમ નિર્જીવ પાસે કરાવવાં—"કલમ કડછિ કે બરછી

તે, પરણે નાગરસૂત." કલમ અથવા કડછી અથવા બરછી એ ત્રણમાંથી એક નાગર છોકરા સાથે પરણે છે. અહીં નિર્જીવ જે કલમ તેને પરણાવી છે. ૩ જો વર્ગ—જીવંત વસ્તુની પેઠે નિર્જિવ વસ્તુ પાસે કામ કરાવવું, એટલુંજ નહીં પણ તેની પાસે આબેહુબ આપણી સામાં વાત કરાવવી અને આપણે કહીએ તે સંભળાવવું જેમ—

"અરર ધરતિ મોટી માવડી માગ આલ." અરે ઓ ધરતી—મા મને માગ આલ (કેમકે હવે જુલુમ સંખાતો નથી.) એ ત્રણે વર્ગમાં નિર્જીવને જિવંત કરવાનું છે.

એ સજીવારોપણનો વિસ્તાર કરીને કવીઓએ નવાં રૂપ ઉપજાવ્યાં છે, અને તે ચિતારાઓએ ચિતરેલાં છે. એમ કરવાથી જે લાભો થાએ છે તે કેટલાએક ઉપર જણાવેલા છે, ને કેટલાએક અહીં જણાવું છું. બાળકો (અજ્ઞાનીઓ) લક્ષ લગાડે અને ખુશીથી ચિત્રામણને બાહાને રુડું જ્ઞાન સંપાદન કરે; એટલાસારુ આપણા મનના જોસ્સાઓને, ઈશ્વરના ગુણોને, કળાઓને, વિદ્યાઓને, દેશને, સમયને, સ્થિતિને, સ્ત્રીપુરુષનાં રૂપ આપેલાં છે. અને એ રૂપની સાથે તેઓના ઘટતાં ચિન્હ અને ગુણો ખરેખર દેખાડ્યાં હોય છે. એવાં વર્ણન અથવા ચિત્રની સમજણ લીધેથી નીતિસાર દીલમાં સારી પઠે ઠસી બેસે છે. કંટાળો ન ખાતાં હોંસે શિક્ષા ગ્રહણ કરે એવી રીતે બોધ આપવામાં ઉપલી પ્રતીનાં રૂપો જરૂરનાં છે. એવાં વર્ણન વાંચ્યાથી અથવા એવાં ચિત્ર જોયાથી જે સંબંધી વર્ણન અથવા ચિત્ર હોય તે સંબંધી સઘળા વિચારો એકદમ આવી જાય છે. એક સેજ વાતને અસલ રૂપે વાંચવી અથવા જોવી ગમતી નથી; તે વિશે તર્કના ભભકાદાર વર્ણન વાંચ્યાથી અથવા તેમાં રંગ પુરેથી અને તે મતલબસર ઘટતે ઠેકાણે પુરેલો જોવાથી આપણું દીલ તે ઉપર ચોંટે છે. એ રૂપો ભાષાની સઉથી શ્રેષ્ઠ સ્થિતિ દરશાવે છે. મોટા તર્કી કવિઓ અને મોટા તર્કી ચિતારાઓ હોય છે તેઓથી જ એવા ચમત્કાર થાય છે.

૧ સંપ—કરીને કોઈ ખરેખરો હઈયાતીવાળો જીવ નથી, તોપણ તેને મેં એક વીર પુરુષ કહી વરણ્યો છે.

"સંપ, ગૌરવર્ણો છે. તે બેઠી પણ મજબુત દડીનો પેહેલવાન છે, તે ઘણો જાડો નથી તેમ ઘણો પાતળો પણ નથી. તેહેની રગેરગો કસાઇને ઉંચકાએલી તૈયાર રહેલી છે. તેનું મોહોડું ગોળ ને ભરાવ છે. ડાચાં બેસી ગયલાં નથી, પણ મજબુત છે. ને તેના ગાલો ઉપર તનદુરસ્તીની લાલી આવી રહેલી છે. તેની આંખ કચકડા જેહેવી નિર્મળ છે ને તેહેમાં કાળીબલક તેજસ્વી કીકી છે. તે ઘણો આરોગ્ય છે, અને સ્વચ્છ લોહીનો ભરેલો છે. તેથી તેની જુંમને લીધે તેની આંખ કિંચિત મીચાએલી રેહે છે. જાણે કોઈ ચિત્રની ખુબી જોતી વખત આંખ કંઈએક ઝીણી અર્થાત્ પસરેલી દૃષ્ટીને એકઠી કરીને જોતો હોય તેમ જોય છે

છઉં કે, બાપ દીકરીનું હેત પરસ્પર આવું હોવું જોઇએ એ ઉપર એક દાખલો આપવા સારુ "લલિતા" નામની છોકરીની નાની સરખી વાત મેં કલ્પનાથકી બનાવી છે. એ વાતને વાંચનારા (ન્હાનાં તો માને પણ) મોટી ઉમરનાં સ્ત્રી પુરુષોએ તે વાત ખરી બનેલી છે એમ જાણ્યું. કોઇને કહીએ કે ડાહ્યા થજો, નીતિથી વર્તજો, તો તેથી સામાને બોધ થતો નથી. મીઠું મરી વગેરે મસાલા વીના રસોઇ સવાદ લાગે નહીં અને વેળાએ મોહડામાં પણ ન જાય. તેમ અક્કેકી નીતિની બાબત લઇને તે ઉપર જુક્તા આવે તેમ દાખલાઓ ખરા મળે તો ખરા, બાકી ઘણા ખરા તો જુઠા કલ્પનાથકી ઘડી કાહાડીને કવીએ સામાના દીલમાં અસર સાથે ખુશી કરી ઉતારે છે. જેવું ગુજરાતીમાં, તેવુંજ મરેઠીમાં, હિંદુસ્તાનીમાં, સંસ્કૃતમાં, અંગ્રેજીમાં અને બધી ભાષાઓમાં.

પુરાણો છે તે નીતિ ભક્તિનાં જ્ઞાન આપવાસારુ જુની તથા નવી, સાચી તથા જુઠી વાતોનો સંગ્રહ છે તે ઘણું કરીને કવીની કલ્પેલી વાતો છે. એ વાતોના સાર ખરા; બાકી ફલાણા રાજાની અને ફલાણા ઋષીની આવી આવી વાર્તા ચાલી એ વાતો તો ખોટી, અલબત કેટલી (પણ ઘણી જ થોડી) કવીના અનુભવમાં આવેલી હોય તે સાચીપણ હોય. પણ આપણા લોકો એમજ સમજે છે કે જે કંઇ સંસ્કૃતમાં લખેલું છે તે ધર્મમાં લખેલું છે અને તે બધું સાચું છે. પણ એમ નથી--જેમ હાલમાં આપણે ગુજરાતી બોલીએ છૈયે તેમ પ્રાચીન લોકો સંસ્કૃત બોલતા. ને સંસ્કૃતમાં પણ કલ્પિત પુસ્તકો હજારો. કેટલાંક ખોટાં છે, કેટલાંક બીભત્સ છે, કેટલાંક નકામાં છે, કેટલાંક સારાં છે. જ્યાં કવિતા છે અને તેમાંના અલંકારો છે ત્યાં કલ્પના હોયજ. જેમાં તર્ક નથી તે કવિતાજ નહીં. જો ગુજરાતી ગાથા ખરા માનીએ તો સંસ્કૃત ગાથા ખરા માનીએ.

ઉપર જે અલંકારની બાબત કહી તે અલંકાર મધ્યે એકનું નામ સજીવારોપણ છે. જેમાં જીવ નથી, તેનામાં જીવ છે એવી કલ્પના કરી સજીવન બનાવી તેને સ્ત્રી પુરુષનાં રૂપ આપવાં તે સજીવારોપણ.

**(સવૈયો.)** "નિર્જિવ વસ્તુ સજીવન થાય, સજી સહુ લક્ષણ જીવનકેરાં;
સત્ય નહીં લવલેશ અહીં વચનો, નિકળે દિલજોશની ભેળાં;
લેખન વાંચન ભાષણમાં જિવ, જોર દિસે વળિ ભારિ ઠસેલાં;
કાવ્ય સહુ મુડદાંની પઠે રસ, ભૂષણ તેજવના બહુ મેલાં." ॥ ૧ ॥

અ૦ પ્ર૦

એ અલંકારના ત્રણ વર્ગ છે; સહુથી ઉતરતો આ કે--જીવંત પ્રાણીના ગુણો નિર્જિવ વસ્તુને આપવા. જેમકે--"કમળ કુમુદ ફૂલ હસતાં જાય." હસવું, જીવંત પ્રાણીને હોય છે તે નિર્જિવ જે ફૂલ તેને લગાડયું છે. ૨ જો વર્ગ--જેમ જીવંત વસ્તુ કર્મ કરે છે તેમ નિર્જીવ પાસે કરાવવાં--"કલમ કડછિ કે બરછી

તે, પરણે નાગરસૂત." કલમ અથવા કડછી અથવા બરછી એ ત્રણમાંથી એક નાગર છોકરા સાથે પરણે છે. અહીં નિર્જીવ જે કલમ તેને પરણાવી છે. ૩ જો વર્ગ—જીવંત વસ્તુની પઠે નિર્જિવ વસ્તુ પાસે કામ કરાવવું, એટલુંજ નહીં પણ તેની પાસે આબેહુબ આપણી સામાં વાત કરાવવી અને આપણે કહીએ તે સંભળાવવું જેમ—

"અરર ધરતિ મોટી માવડી માગ આલ." અરે ઓ ધરતી—મા મને માગ આલ (કેમકે હવે જુલુમ સંખાતો નથી.) એ ત્રણે વર્ગમાં નિર્જીવને જિંવંત કરવાનું છે.

એ સજીવારોપણનો વિસ્તાર કરીને કવીઓએ નવાં રૂપ ઉપજાવ્યાં છે, અને તે ચિતારાઓએ ચિતરેલાં છે. એમ કરવાથી જે લાભો થાએ છે તે કેટલાએક ઉપર જણાવેલા છે, ને કેટલાએક અહીં જણાવું છું. બાળકો (અજ્ઞાનીઓ) લક્ષ લગાડે અને ખુશીથી ચિત્રામણને બાહાને રુડું જ્ઞાન સંપાદન કરે; એટલાસારુ આપણા મનના જોસ્સાઓને, ઈશ્વરના ગુણોને, કળાઓને, વિદ્યાઓને, દેશને, સમયને, સ્થિતિને, સ્ત્રીપુરુષનાં રૂપ આપેલાં છે. અને એ રૂપની સાથે તેઓના ઘટતાં ચિન્હ અને ગુણો ખરેખર દેખાડ્યાં હોય છે. એવાં વર્ણન અથવા ચિત્રની સમજણ લીધેથી નીતિસાર દીલમાં સારી પઠે ઠસી બેસે છે. કંટાળો ન ખાતાં હોંસે શિક્ષા ગ્રહણ કરે એવી રીતે બોધ આપવામાં ઉપલી પ્રતીનાં રૂપો જરૂરનાં છે. એવાં વર્ણન વાંચ્યાથી અથવા એવાં ચિત્ર જોયાથી જે સંબંધી વર્ણન અથવા ચિત્ર હોય તે સંબંધી સઘળા વિચારો એકદમ આવી જાય છે. એક સેજ વાતને અસલ રૂપે વાંચવી અથવા જોવી ગમતી નથી; તે વિશે તર્કના ભભકાદાર વર્ણન વાંચ્યાથી અથવા તેમાં રંગ પુરેથી અને તે મતલબસર ઘટતે ઠેકાણે પુરેલો જોવાથી આપણું દીલ તે ઉપર ચોંટે છે. એ રૂપો ભાષાની સઉથી શ્રેષ્ઠ સ્થિતિ દરશાવે છે. મોટા તર્કી કવિઓ અને મોટા તર્કી ચિતારાઓ હોય છે તેઓથી જ એવા ચમત્કાર થાય છે.

૧ સંપ—કરીને કોઈ ખરેખરો હઈયાતીવાળો જીવ નથી, તોપણ તેને મેં એક વીર પુરુષ કહી વરણ્યો છે.

"સંપ, ગૌરવર્ણો છે. તે બેઠી પણ મજબુત દડીનો પેહેલવાન છે, તે ઘણો જાડો નથી તેમ ઘણો પાતળો પણ નથી. તેહેની રગેરગો કસાઇને ઉંચકાએલી તૈયાર રહેલી છે. તેનું મોહોડું ગોળ ને ભરાવ છે. ડાચાં બેસી ગયલાં નથી, પણ મજબુત છે. ને તેના ગાલો ઉપર તનદુરસ્તીની લાલી આવી રહેલી છે. તેની આંખ કચકડા જેહેવી નિર્મળ છે ને તેહેમાં કાળીબલક તેજસ્વી કીકી છે. તે ઘણો આરોગ્ય છે, અને સ્વચ્છ લોહીનો ભરેલો છે. તેથી તેની જુંમને લીધે તેની આંખ કિંચિત મીચાએલી રેહે છે. જાણે કોઇ ચિત્રની ખુબી જોતી વખત આંખ કંઈએક ઝીણી અર્થાત્ પસરેલી દષ્ટીને એકઠી કરીને જોતો હોય તેમ જોય છે

છઉં કે, બાપ દીકરીનું હેત પરસ્પર આવું હોવું જોઇએ એ ઉપર એક દાખલો આપવા સારુ "લલિતા" નામની છોકરીની નાની સરખી વાત મેં કલ્પનાથકી બનાવી છે. એ વાતને વાંચનારા (ન્હાનાં તો માને પણ) મોટી ઉમરનાં સ્ત્રી પુરુષોએ તે વાત ખરી બનેલી છે એમ જાણ્યું. કોઇને કહીએ કે ડાહ્યા થજો, નીતિથી વર્તજો, તો તેથી સામાને બોધ થતો નથી. મીઠું મરી વગેરે મસાલા વીના રસોઇ સવાદ લાગે નહીં અને વેળાએ મોહડામાં પણ ન જાય. તેમ અક્કેકી નીતિની બાબત લઇને તે ઉપર જુક્તા આવે તેમ દાખલાઓ ખરા મળે તો ખરા, બાકી ઘણા ખરા તો જુઠા કલ્પનાથકી ઘડી કાહાડીને કવીએ સામાના દીલમાં અસર સાથે ખુશી કરી ઉતારે છે. જેવું ગુજરાતીમાં, તેવુંજ મરેઠીમાં, હિંદુસ્તાનીમાં, સંસ્કૃતમાં, અંગ્રેજીમાં અને બધી ભાષાઓમાં.

પુરાણો છે તે નીતિ ભક્તિનાં જ્ઞાન આપવાસારુ જુની તથા નવી, સાચી તથા જુઠી વાતોનો સંગ્રહ છે તે ઘણું કરીને કવીની કલ્પેલી વાતો છે. એ વાતોના સાર ખરા; બાકી ફલાણા રાજાની અને ફલાણા ઋષીની આવી આવી વાર્તા ચાલી એ વાતો તો ખોટી, અલબત કેટલી (પણ ઘણી જ થોડી) કવીના અનુભવમાં આવેલી હોય તે સાચીપણ હોય. પણ આપણા લોકો એમજ સમજે છે કે જે કંઇ સંસ્કૃતમાં લખેલું છે તે ધર્મમાં લખેલું છે અને તે બધું સાચું છે. પણ એમ નથી—જેમ હાલમાં આપણે ગુજરાતી બોલીએ છૈયે તેમ પ્રાચીન લોકો સંસ્કૃત બોલતા. ને સંસ્કૃતમાં પણ કલ્પિત પુસ્તકો હજારો. કેટલાંક ખોટાં છે, કેટલાંક બીભત્સ છે, કેટલાંક નકામાં છે, કેટલાંક સારાં છે. જ્યાં કવિતા છે અને તેમાંના અલંકારો છે ત્યાં કલ્પના હોયજ. જેમાં તર્ક નથી તે કવિતાજ નહીં. જો ગુજરાતી ગાથા ખરા માનીએ તો સંસ્કૃત ગાથા ખરા માનીએ.

ઉપર જે અલંકારની બાબત કહી તે અલંકાર મધ્યે એકનું નામ સજીવારોપણ છે. જેમાં જીવ નથી, તેનામાં જીવ છે એવી કલ્પના કરી સજીવન બનાવી તેને સ્ત્રી પુરુષનાં રૂપ આપવાં તે સજીવારોપણ.

**(સવૈયો.)** "નિર્જિવ વસ્તુ સજીવન થાય, સજી સહુ લક્ષણ જીવનકેરાં;
સત્ય નહીં લવલેશ અહીં વચનો, નિકળે દિલજોશની ભેળાં;
લેખન વાંચન ભાષણમાં જિવ, જોર દિસે વળિ ભારિ ઠસેલાં;
કાવ્ય સહુ મુડદાંની પઠે રસ, ભૂષણ તેજવના બહુ મેલાં." ॥ ૧ ॥

અ૦ પ્ર૦

એ અલંકારના ત્રણ વર્ગ છે; સહુથી ઉતરતો આ કે—જીવંત પ્રાણીના ગુણો નિર્જિવ વસ્તુને આપવા. જેમકે—"કમળ કુમુદ ફૂલ હસતાં જાય." હસવું, જીવંત પ્રાણીને હોય છે તે નિર્જિવ જે ફૂલ તેને લગાડયું છે. ૨ જો વર્ગ—જેમ જીવંત વસ્તુ કર્મ કરે છે તેમ નિર્જીવ પાસે કરાવવાં—"કલમ કડછિ કે બરછી

તે, પરણે નાગરસૂત." કલમ અથવા કડછી અથવા બરછી એ ત્રણમાંથી એક નાગર છોકરા સાથે પરણે છે. અહીં નિર્જીવ જે કલમ તેને પરણાવી છે. ૩ જો વર્ગ—જીવંત વસ્તુની પઠે નિર્જિવ વસ્તુ પાસે કામ કરાવવું, એટલુંજ નહીં પણ તેની પાસે આબેહુબ આપણી સામાં વાત કરાવવી અને આપણે કહીએ તે સંભળાવવું જેમ—

"અરર ધરતિ મોટી માવડી માગ આલ." અરે ઓ ધરતી—મા મને માગ આલ (કેમકે હવે જુલુમ સંખાતો નથી.) એ ત્રણે વર્ગમાં નિર્જીવને જિવંત કરવાનું છે.

એ સજીવારોપણનો વિસ્તાર કરીને કવીઓએ નવાં રૂપ ઉપજાવ્યાં છે, અને તે ચિતારાઓએ ચિતરેલાં છે. એમ કરવાથી જે લાભો થાએ છે તે કેટલાએક ઉપર જણાવેલા છે, ને કેટલાએક અહીં જણાવું છું. બાળકો (અજ્ઞાનીઓ) લક્ષ લગાડે અને ખુશાથી ચિત્રામણને બાહાને રુડું જ્ઞાન સંપાદન કરે; એટલાસારુ આપણા મનના જોસ્સાઓને, ઈશ્વરના ગુણોને, કળાઓને, વિદ્યાઓને, દેશને, સમયને, સ્થિતિને, સ્ત્રીપુરુષનાં રૂપ આપેલાં છે. અને એ રૂપની સાથે તેઓના ઘટતાં ચિન્હ અને ગુણો ખરેખર દેખાડ્યાં હોય છે. એવાં વર્ણન અથવા ચિત્રની સમજણ લીધેથી નીતિસાર દીલમાં સારી પઠે ઠસી બેસે છે. કંટાળો ન ખાતાં હોંસે શિક્ષા ગ્રહણ કરે એવી રીતે બોધ આપવામાં ઉપલી પ્રતીનાં રૂપો જરૂરનાં છે. એવાં વર્ણન વાંચ્યાથી અથવા એવાં ચિત્ર જોયાથી જે સંબંધી વર્ણન અથવા ચિત્ર હોય તે સંબંધી સઘળા વિચારો એકદમ આવી જાય છે. એક સેજ વાતને અસલ રૂપે વાંચવી અથવા જોવી ગમતી નથી; તે વિશે તર્કના ભભકાદાર વર્ણન વાંચ્યાથી અથવા તેમાં રંગ પુરેથી અને તે મતલબસર ઘટતે ઠેકાણે પુરેલો જોવાથી આપણું દીલ તે ઉપર ચોંટે છે. એ રૂપો ભાષાની સઉથી શ્રેષ્ઠ સ્થિતિ દરશાવે છે. મોટા તર્કી કવિઓ અને મોટા તર્કી ચિતારાઓ હોય છે તેઓથી જ એવા ચમત્કાર થાય છે.

૧ સંપ—કરીને કોઈ ખરેખરો હઈયાતીવાળો જીવ નથી, તોપણ તેને મેં એક વીર પુરુષ કહી વરણ્યો છે.

"સંપ, ગૌરવર્ણો છે. તે બેઠી પણ મજબુત દડીનો પેહેલવાન છે, તે ઘણો જાડો નથી તેમ ઘણો પાતળો પણ નથી. તેહેની રગેરગો કસાઇને ઉંચકાએલી તૈયાર રહેલી છે. તેનું મોહોડું ગોળ ને ભરાવ છે. ડાચાં બેસી ગયલાં નથી, પણ મજબુત છે. ને તેના ગાલો ઉપર તનદુરસ્તીની લાલી આવી રહેલી છે. તેની આંખ કચકડા જેહેવી નિર્મળ છે ને તેહેમાં કાળીબલ્લક તેજસ્વી કીકી છે. તે ઘણો આરોગ્ય છે, અને સ્વચ્છ લોહીનો ભરેલો છે. તેથી તેની જુંમને લીધે તેની આંખ કિંચિત મીચાએલી રેહે છે. જાણે કોઇ ચિત્રની ખુબી જોતી વખત આંખ કંઇએક જીણી અર્થાત્ પસરેલી દષ્ટીને એકઠી કરીને જોતો હોય તેમ જોય છે

તે નીચી પણ ચારપાસ ફરતી એવી દૃષ્ટીયે મોટો ધીર અને વિચારવાળો પુરુષ દેખાય છે. તેનું નાક મોહડાનાં પ્રમાણ કર્તાં કંઈએક લાંબું છે, ને તેને કાળી ને હુંકી પણ ભરાવ મુછ છે. તેના બંને હાથ એકદમ જોરમાં બાહાર નિકળીને કંઈ પરાક્રમ કરવાને વેહેલા ઉઠ્યા, એમ દેખડાવે છે. ને તે જુંમને લીધે તેનું જમણું પાસું કસાતાં જોરમાં લગાર અંદર ગયલું અને ડાબું પાસું બાહાર પડતું દેખાય છે. તેના પગની પાનીઓ જમીન ઉપરથી ઉઠવાની તૈયારીએ ઉંચકાઈ હોય તેવી માલમ પડે છે, ને એટલું પરાક્રમ છતાં તે પાછું હસતું મોહોડું રાખે છે. તે વીર પુરુષની આકૃતિ ઉપરથી જ સર્વ મોહજાળમાં પડી જાય છે, અને તેથી તે જલદીથી સઉને વશ કરી લે છે. માથું જોઇએ તો ગોળ, મોહોડું તથા કંઈ આગળ પડતું અને કપાળ ભવ્ય ને વિશાળ. તેનામાં પ્રૌઢતા, શૌર્ય, વિચાર, ચાતુર્ય વિગેરે ગુણો છે તે તેના અવયવો ઉપરથી માલમ પડે છે."

બુ૦ ગ્રં૦ પુ૦ ૪ થું.

૨ મોત—કરીને કોઈ પુરુષ અથવા સ્ત્રી નથી, તોપણ તેને પુરુષ કલ્પી નિર્દય ભયંકર એવો કહ્યો છે.—

"તડતડીત સણગાર સજી, ખડખડીત આયુધ ધરી,
હણુણુણુણુ શબ્દ કરી, મુખ થકી ઝેર ઝરે;
ભડભડભડ નેન ઝાળ, ચકરરરર ચક્રફાળ,
કારમો કરુર કાળ, ધાણુ ભારી ભરે;
હું હું વિકરાળ અંત, ગરરરરર ધં ગજંત,
કરરરરર કરડિ દંત, ચીરી ચકચૂર કરે;
મરરરર મચેડિ દેહ, અરરરરર સર્વ કેહ,
ત્રાહ્ય ત્રાહ્ય લાહ્ય લહે, ઝટ્ટ જીવને ધરે." ૮૨

પિં૦ પ્ર૦

૩ વસંત ઋતુ—કરીને કોઈ ખરેખરી સ્ત્રી નથી, તોપણ તેને કુંવારીકાનું રૂપ સમજાવીને નીતિના ઘોડા ઉપર બેસાડી છે.

"બ્રહ્મબાલા ખુબી ખીલીરે, ફાગે ફૂલતી ઋત રમી. ટેક.
નવલ લલીત વેલી પુલો રંગીન, ભાતની ઘાટડી ઘાલીરે,
ગોરી ગુણધારી ઘણી ઉપકારી, છે તનુ પીમળવાળીરે. ફાગે૦ ૧
ભ્રમર કુએલ પીકસહ માલીણી, મોહીની સૂરની શૂરીરે,
રાગરસ દૂલી આનંદથી ઝુલી, સર્વ જગે સુખ નૂરીરે. ફાગે૦ ૨
નરમદ બાલ છે સલૂણી સાધવી, નીતિહયે અસવારીરે,
સજીવનકારી વસંતની નારી, રેલડી રંગની ભારીરે." ફાગે૦ ૩

ન૦ ક૦ અં૦ ૨૦

૪ સાંઝ—સૂર્યના અસ્ત પામવાથી થાએ છે. એ કોઈ સ્ત્રી નથી, સમય છે, તોપણ તેને સ્ત્રી કલ્પી છે.—

"આંખિ સુનેરિ પિળા પટવાળિ, રૂપાળિ મહા મદમાંહિ નિહાળી;
ગોરસતી મટુકી શિર મૂકી, કરે જમણે પટપાલવ ઝાલી;
નેન અદા કરતી હસતી મિઠિ, કામઠિ પાંપણ આંખ અણ્યાળી;
ભાદરવા વદ આઠમ સાંજ, સજી સણગાર ગઈ સટ ચાલી."

પિં૰ પ્ર૰

૫ કવિતા—કરીને કોઈ ખરેખરી બૈરી નથી, તોપણ તેને સ્ત્રી કલ્પી છે.

"નિર્મળ પીંગળપાણિથકી કવિતા, તરુણી દિલ સ્વચ્છ કરે છે,
ભાવણ ભૂષણ ઘાટથકી વળિ, સુંદરિ તે સણગાર ધરે છે;
અંગ ઉમંગિ છટા રસથી કુમળી, હળિ ને મળિ મંન હરે છે,
બ્રહ્મ સુધારસ પાઈ પછી ભલિ, નર્મદને મુખથી જ ભરે છે. ૧

૬ "મહાભારતના અંતમાં જ્યારે શ્રીકૃષ્ણ અંતરધાન થયા, ત્યારે પાંડવ તો ઘણા દુ:ખી થઈને હસ્તીનાપુરનું રાજ્ય પરીક્ષિતને આપીને હિમાલય ઉપર ગળવા ગયા અને રાજા પરીક્ષિત બધા દેશો જીતીને ધર્મરાજ્ય કરવા લાગ્યો. કેટલાએક દહાડા પછી એક દહાડો રાજા પરીક્ષિત મૃગયા રમવા ગયો હુતો, ત્યાંહાં જુએ છે તો એક ગાય અને બળદ દોડતાં આવે છે ને તેની પાછળ મુશળ હાથમાં લઈ એક શુદ્ર મારતો આવે છે. જ્યારે તેઓ પાસે આવ્યા ત્યારે રાજાએ શુદ્રને બોલાવી ધમકાવીને કહ્યું, 'અરે તું કોણ છે? ગાય અને બળદને કેમ મારે છે? શું અરજુનને તેં દુર ગયો જાણ્યો? સાંભળ-પાંડવનાં કુળમાં એવું કોઈ નથી મળવાનું કે જેની આગળ કોઈ દુષ્ટ ગરીબને સતાવે,' એમ કહીને રાજાએ ખરૂ હાથમાં લીધું. તે જોઇને શુદ્ર ડરીને ઉભો રહ્યો. પછી રાજાએ ગાય અને બળદને પણ પાસે બોલાવીને પુછ્યું કે, 'તમે કોણ છો? દેવતા છો કે બ્રાહ્મણ? અને શામાટે નાશી જાઓ છો તે ખરેખરું કહો. હું છઉં તાં કોઈ એવું સમર્થ નથી કે તમને દુઃખ દે.' એવું સાંભળી બળદ માથું હલાવતો બોલ્યો: 'મહારાજ આ પાપરૂપ કાળી બીહામણી મુર્ત્તિ જે તમારી સામાં ઉભી છે તે કલિયુગ છે. એના આવવાથી હું નાશી જાઉં છઉં. આ ગાયરૂપ પૃથ્વી છે, તે પણ પેલાના ડરથી નાહાશે છે. માહારું નામ ધર્મ છે. હું ચાર પગ એટલે તપ, સત્ય, દયા અને શૌચ એવા રાખું છઉં. સતયુગમાં મારા વીશ વશા હતા, ત્રેતામાં સોળ, દ્વાપરમાં બાર અને કલિયુગમાં ચાર વશા રહ્યા છે; એટલામાટે કલિયુગમાં હું ચાલી શકતો નથી.' પૃથ્વિ બોલી; 'મહારાજ, માહારાથી પણ આ યુગમાં રહી નથી શકાતું, કેમકે શુદ્ર રાજા થઇને ઘણો અધર્મ માહારા ઉપર કરશે, તેનો બોજો હું સહી નહી શકું, એ ડરથી હું નાહાશું છું.' એવું સાંભળતાં જ રાજાએ ક્રોધ કરીને કલિયુગને કહ્યું કે, 'હું તુને હમણા જ મારી નાખું છઉં.' કલિયુગ ગભરાઇને રાજાનાં ચરણ

આગળ પડી કાલાવાલા કરીને કહેવા લાગ્યો; 'પૃથ્વીનાથ, હવે તો હું તમારે શરણ છઉં, મને કંઈ રહેવાનું ઠેકાણું બતાવો; કેમકે ત્રણ કાળ અને ચાર યુગ જે બ્રહ્માએ બનાવ્યા છે તે કોઈ રીતે મિટવાના નથી.' એવું સાંભળતાં જ રાજા પરીક્ષિતે કલિયુગને કહ્યું કે, 'તારે જુવું, જુઠું, દારુનું પીઠું, વેશ્યાનું ઘર, હત્યા, ચોરી અને સોનામાં રેહેવું.' એવું સાંભળીને કળિયુગ તો પોતાને ઠેકાણે ગયો; રાજાએ ધર્મને મનમાં રાખ્યો અને પૃથ્વી પોતાનાં રૂપમાં મળી ગઈ. રાજા પછી નગરમાં આવીને ધર્મરાજ કરવા લાગ્યો.' પ્રેમસાગર.

એ ઉપલી વાતમાં કલિયુગને (જે કાળમાં પાપ થાય છે એમ કેહેવાય છે તે કાળને) કોઈ બીહામણા શુદ્રનું રૂપ આપ્યું છે; ધર્મને બળદનું અને પૃથ્વીને ગાયનું. તપ, સત્ય, દયા, અને શુચી એ ચાર પગ બળદને હોતા નથી. ધર્મને બળદ કહીયે તો તે ચાર પગ થાય ખરા. પરીક્ષિતે કહ્યું કે આટલે ઠેકાણે રેહેજે. હવે એ ઠેકાણાં પાપનાં ઘર છે તે સર્વજન જાણે છે. સુવર્ણ શબ્દથી લોભ સમજવો. જ્યાં અનાચાર છે તાંહાં કલિયુગ છે જ. કપટી માણસને આપણે કલિયુગ અથવા કલિયુગનું માણસ કહિયે છૈયે. છેલ્લીવારે કહ્યું કે, સહુ પોતપોતાના રૂપમાં મળી ગયાં. ખરી વાતઃ બોધ આપવાને રૂપ કલ્પેલાં હતાં, બાકી ખરેખર નોતાં. બોધ કરીને પછી કલ્પના કાહાડી નખાવી નહીં તો અજ્ઞાની ખરેખરું સમજે.

## સજીવારોપણ.

એક દહાડો મહાદેવનું ચિત્ર જોતાં મને વિચાર ઉપજ્યો કે શું મહાદેવ ખરેખર સાકારે આવા જ છે? આહા! આ જોગીનાં પ્રથમ કોને સાક્ષાત્ દર્શન થયાં હશે? જે મહાદેવ ભોળા, દયાવાન્ અને વર આપવે ઘોતાળ કેહેવાય છે તે આવા ખરેખાત બીહામણા હશે? ચિત્ર ઉપર જરા નજર વધારે ઠરી અને સારી પઠે નિહાળતો હતો એટલામાં મને ઇઆદ આવ્યું કે આહ આહ આહ—મહાદેવ એ તમોગુણનું સ્વરૂપ છે—આંહા, બરોબર—હવે વાત મળી—મહાદેવ અથવા શિવ કરીને કોઈ ખરેખરો જોગીસ્વરૂપે સાકારે દેવ નથી, પણ આ, કોઈ કવિ ચિતારાએ ઈશ્વરની સંહારશક્તિનું વર્ણનચિત્ર પાડેલું છે.

તે જ વેળા મને ઇઆદ આવ્યું કે જે પ્રમાણે હાલમાં અંગ્રેજ, ફ્રેંચ, જર્મન વગેરે લોકો ગુણસ્વભાવનાં ચિત્ર કાહાડે છે, તે પ્રમાણે તમોગુણનું પણ કોઈયે ચિત્ર કાહાડ્યું હશે. ધર્મદાનબુદ્ધિ (Charity), યથાન્યાયબુદ્ધિ (justice) વગેરેનાં ચિત્ર આર્ટજર્નલ તથા ઇલસ્ટ્રેટેડ લંડન ન્યુઝ વગેરે ગ્રંથોમાં જોવામાં આવે છે, તે જ પ્રમાણે જે નિર્ગુણ (આકાર વગરનો) ઈશ્વર છે અને જેના ગુણ અથવા જેની શક્તિ પણ હાથ પગ વનાની છે, તે નિર્ગુણ દેવનું અને તે નિર્ગુણશક્તિઓનું લોકમાં અસરસાથે ચોખ્ખું જ્ઞાન પ્રવર્તાવવાસારુ વિદ્વાનોએ પોતાનાં બુદ્ધિબળે તેનાં

ચિત્ર કાહાડેલાં છે. ધન્ય છે આપણા હિંદુઓને કે આવી કાબેલીયત પણ તેઓએ બીજા દેશોના લોકો કરતાં પેહેલી ધરાવી છે. નિર્ગુણને સગુણ ચિતરવામાં ખરેખર બેહદ બુદ્ધિ આપણા ઘરડાઓએ વાપરી છે.

નિઃપક્ષપાતે વિચારિયે તો ખુલ્લું છે કે ઈશ્વરને કોઈ જોઈ આવ્યું નથી. જો જોઈ આવ્યું હોત તો તેનાં કહ્યા પ્રમાણે તે એકજરૂપે પૂજાત. પણ એમ નથી; ફલાણા દેવનું આવું રૂપ છે ને ફલાણાનું આવું છે. દેવ એટલે ગુણ, સ્વભાવ, પ્રકૃતિ અથવા શકિત. વારુ, જેટલી મુર્તિઓ છે તેમાંની ઘણીએક માણસના પણ જુદા-જુદા સારા અથવા નરસા આકારમાં જોવામાં આવે છે. બીજા કોઈ પ્રાણીઓના આકારમાં ઘણું કરીને નથી. આ ઉપરથી સાબીત થાય છે કે, માણસ બીજાં સહુ પ્રાણીઓથી શ્રેષ્ઠ હોવાથી અને તેનાં કરતાં આ દુનિઆમાં બીજો શ્રેષ્ઠ નજરે ન આવ્યાથી, તેણે દેવને અથવા તેની શક્તિઓને (દેવીઓને), ગુણોને (દેવોને) પુરુષસ્ત્રીરૂપે કલ્પ્યાં. ઈશ્વર ખરેખાત પુરુષરૂપે નથી, પણ માણસે ઉપલાં કારણથી તેને તેમ ધાર્યો છે.

આ દુનિઆમાં વસ્તુ પેદા થાય છે, થોડી વાર રેહે છે, અને પછી મરી જાય છે. આ ત્રણ ઈશ્વરી શકતી છે. એ શક્તીઓને કંઈ રૂપ નથી, એનું વર્ણન તો વારેવારે થવું જરૂર છે. ત્યારે પ્રથમ તો તેને નામો આપ્યાં—પેદા કરનારી દેવશક્તિ અથવા રજોગુણ સાકારે—બ્રહ્મા; પાલન કરનારી દેવશક્તિ અથવા સાત્વિક ગુણ સાકારે—વિષ્ણુ; અને સંહાર કરનારી શક્તિ અથવા તમોગુણ સાકારે—શિવ. કોઈ ગાળ દે તો સામી દેવી એ રજો ગુણ; કંઇ જ બોલવું નહીં, ખામોશ ખાઈ જવી એ સાત્વિકગુણ અને મારવા ઉઠવું એ તમોગુણ. કોઇને રાજા કલ્પ્યો તો પછી તેને લગતી સઘળી સામગ્રી પણ તેની પાસે હોવી જોઇએ, તે પ્રમાણે કોઈ ગુણને પુરુષનું રૂપ આપ્યું તો પછી તેને સ્ત્રી છોકરાં પણ હોવાં જોઇયે. અને એ પ્રમાણે આપણા દેવોને છે પણ ખરું. હવે જે માણસ પૂરા ગુસ્સામાં આવ્યું હોય તો તેનાં મોહડાંની આકૃતિ બદલાઇને ભયંકાર થાય છે.—તે ઉપરથી પેલી સંહાર કરનારી શક્તિને જેવું હાલ જોઇએછ, તેવું વિચિત્ર ભયાનક રૂપ આપેલું છે.

ચંદ્ર સૂર્ય એને દેવ કેહે છે, પણ એનાં ચિત્ર પુરુષરૂપે નથી કાહાડતા, પણ જેવા આકારમાં દેખાય છે તેવાં કાહાડે છે.

નિરાકાર ઈશ્વર એક જ છે. પણ તેના જુદાજુદા ગુણો ઘણા છે અને તે જુદાજુદા ગુણનાં સ્વરૂપવર્ણન અને ચિત્ર કવિ ચિતારાએ કરેલાં છે. અંગરેજ પાદરીઓ જે આપણાં પુસ્તકોમાં રામ, હરી શબ્દ લખેલા હોય છે, તેનો અનાદર કરે છે, પણ એમાં તેઓ પુરું સમજ્યા હોય એમ મને લાગતું નથી. જુદેજુદે પ્રસંગે ઈશ્વરના જેમ તેઓએ જુદાં જુદાં નામ આપેલાં છે, તે પ્રમાણે આપણામાં પણ છે. સૃષ્ટીનું વર્ણન કરતી વખત તે લોકો ઈશ્વરને નેચર કેહે છે; પાલણપોષણ

કરનાર છે એવું કેહેતી વખત પ્રોવિડેનસ કેહે છે; અને તારનાર છે એવું કેહેતી વખત રીડીમર કેહે છે. તેમ જ આપણામાં—ઇશ્વરની અદ્ભુત શકિત ઠેકાણે ઠેકાણે છે, આવે પ્રસંગે તેને રામ કેહે છે. પાપથકી મુકાવનારને હરિ, કલ્યાણ કરનાર શિવ, સર્વ લોકના નાથને ગણપતિ, ઉત્પન્ન કરનારને અને ઉછેરનારને સવિતા વગેરે. સર્વવ્યાપકશકિતને બહુચરા. સંહારકરનારીને કાલી; અને ભયંકર ક્રોધવાળીને ચંડી એમ કેહે છે.

હરેક વસ્તુનો આપનાર કલ્પી તેને દેવ અથવા દેવી કહી છે. પૈસો આપનારી જે ઇશ્વરેચ્છા તેનું નામ લક્ષ્મી. વિદ્યા આપનારી તે સરસ્વતી વગેરે. લક્ષ્મી અને સરસ્વતી ખરેખરાં વિષ્ણુની વહુ અને બ્રહ્માની છોકરી છે એમ ન સમજવાં.

ઇશ્વર સર્વવ્યાપક છે એટલે તેનું ડાહાપણ અને શકિત સઘળે છે. તે કંઇ સઘળામાં છે એમ ન સમજવું. ને એ વ્યાપકતાનું કવિયે અસરસાથે અલંકારમાં વર્ણન કીધું તારે થાંભલામાંથી નરસીંહજી નિકળ્યા એમ બતાવ્યું.

ભોળા અજ્ઞાન લોકોને કહિયે કે પરમેશ્વર નિરાકાર છે, નિરંજન છે, તો તેઓનાં દીલમાં ઇશ્વરસંબંધી ઓળખ જોઇયે તેવી ઠસે નહીં. ત્યારે તેઓને સમજાવવાસારુ આવી યુકિતઓ કાડેલી છે. પથ્થર, લાકડું, ધાતુ એ કંઇ ઇશ્વર નથી. એ બાહાને ખરા ઇશ્વરનું સ્મરણ થાય છે. જેટલી દેવળની જરૂર જાણીયે તેનાં કર્તાં કંઇએક મૂર્તિની ઓછી છે. શું દેવળમાં જ ભકિત થાય ને બીજે ઠેકાણે ન થાય? માત્ર ભકિતને જ માટે દેવળ જરૂરનું છે, તો મૂર્તિ પણ કેટલાએકને થોડીએક અગતની છે. દેવળથી સંસાર સંબંધી જેટલા અગત્યના ફાએદા છે, તેટલા મૂર્તિથકી નથી. દેવળ, એ મન; નિરાકાર ઇશ્વરનું ચિંતન એ મુર્તિ અને ભાવ એ પૂજા એમ ખરેખરું છે.

જેમ હમણાં ફોટોગ્રાફથી આપણા મિત્રોનું સ્મરણ રાખવામાટે છબી ઉતરાવીયેછ, તેમ ઇશ્વરના ગુણની મુર્તીઓને કેમ ન રાખવી? રાખવી; પણ એમ સમજીને કે મિત્રની છબી તો ખરેખરી છે, અને મુર્તિ તો કવિમતિકલ્પિત છે. મુર્તિઓ જોઇને ઇશ્વરના ગુણ ગાવા એ ઘણું સારું છે, પણ ચંદન ફુલ ચડાવવાં અને ધામધુમમાં વખત ગુજારી, કરવાનાં કામ ન કરવાં એ મોટી ભૂલ જેવું છે.

પરમેશ્વર ઉપર ખુશીનીસાથે ભકિત રહે એને સારુ વિદ્વાનોએ નાનાપ્રકારની તજવીજો કરેલી છે. અલંકારમાં લખ્યાથી અને તે અલંકાર પ્રમાણે ચિતરેલું જોવાથી દીલને ઘણી અસર થાય છે.

ગણપતિ એટલે ગણ જે સમુદાય તેનો ધણી—એટલે વિશ્વનો નાથ. એ નિરાકાર છે, પણ એને રૂપ આપ્યું છે. એનું સેવન કીધાથકી લાભ થાય અને જ્ઞાન વધે માટે એ નામના એને બે છોકરા કલ્પ્યા છે. એનું સેવન કીધાથકી ભંડાર ભરપુર રેહે અને જે ઇચ્છા હોય તે પ્રાપ્ત થાએ માટે રિદ્ધિ અને સિદ્ધિ

એ ગણપતિની સાથે નરંતર રેહેનારી બે સ્ત્રી કલ્પી છે. પેટ મોટું એટલા સારુ કે તે ક્ષમા શાંતિ એ બે ગુણથી ભરેલો છે. એકદંત એટલાસારુ કે પરમેશ્વર પોતાના વિચારમાં વારેવારે ફરતો નથી, જે જે કામ કરે છે તે વિચારથી નિશ્ચય કરીને કરે છે. હાથીનું માથું એટલાસારુ કે હાથીનાં મોટાં મગજમાં સમજણ ઘણી હોય છે અને તેનું મોહોડું સહુની નજરને ખેંચે એવું ચમત્કારિક છે. હાથીની સમજવિષે ઘણા ગ્રંથકારો સારો વિચાર આપે છે. ગણપતીવિષે વધારે જાણવું હોય તો નર્મકવિતા અંક ૯ મો જોવો.

"ચારો વેદની ઋચાઓ પણ બ્રહ્માને કહીને ગઇ કે હમે પણ ગોપી થઇને વ્રજમાં અવતાર લઇશું." પ્રેમસાગર.

ઋચામાં કંઇ આપણા જેવું ચૈતન નથી, તે છતાં તેને કવિઓએ ગોપીનું (સ્ત્રીનું) રૂપ કલ્પેલું છે.

વાલ્મીકી રામાયણમાં કથારસ ઘણો છે અને અધ્યાત્મ રામાયણમાં નથી. તેનું કારણ એ કે પાછલામાં અધ્યાયને અંતે વારેવારે કહેલું છે કે સીતા તે માયા છે અને રામ તો ઇશ્વર છે ને એવી બીજી રૂપકની સમજણ આપી દીધી છે તેથી રસ રેહેતો નથી. વારેવારે કહ્યાં કરીએ કે ગોપી તે વેદની ઋચા, તો કથામાં રસ ન પડે.

શિવલિંગ—સંહાર કરનારી ઇશ્વરશકિત એક તો જોગીસ્વરૂપે અને બીજી લિંગસ્વરૂપે. જળધારી—ભવજલને ધારણ કરનારી એવી જે માયા તે ઉત્પત્તિ દેખડાવવાને તેને યોનીનો આકાર આપેલો છે. એ ભવજલમાંથી બચવાનો એક-લિંગ આધાર છે લિંગ એટલે ચિન્હ. ઇશ્વર ધર્મનો સ્તંભ છે તેનો આધાર રાખી તેનું સ્મરણ કરેથી સર્વ સંસાર તરાય છે.

કૃષ્ણ—सर्वान् पापान् आकर्षयतीति कृष्णः સર્વને પાપથકી મુકવનાર તે કૃષ્ણ. એ જગતની પાલન કરનારી શકતનું એક રૂપ છે. સૃષ્ટીનું જેટલું સૌંદર્ય છે તેનું એ રૂપ છે માટે કૃષ્ણને ફાંકડો બનાવેલો છે.

હરેક વસ્તુનો દેવ એટલે તે વસ્તુ ઉપર નિધા કરનાર ઇશ્વરશકિત છે, એવી વિદ્વાનોએ રસ અને ભાવને માટે કલ્પના કરેલી છે. રાગ એટલે મધુર અવાજ. એના ૬ મુખ્ય વર્ગ કર્યા છે, અને અકેકને અમુક અમુક દેવના છોકરા કલ્પ્યા અને તેને રંગનાં વસ્ત્ર પેરાવ્યાં છે. બાકી રાગને ખરેખરાં રૂપ નથી.

ભૈરવરાગ, ભય આશ્ચર્ય ઉપજાવે એવો છે. શિવની મૂર્ત્તી જોયાથી જેવી મનને અસર થાય છે તેવી એ રાગ સાંભળ્યાથી થાય છે. માટે શિવનો પુત્ર કહ્યો. સફેત વસ્ત્ર સ્વચ્છતા ગંભીરતાનું ચિહ્ન છે. ચંડા પોહોરમાં ગાઇયે તો ખીલે છે માટે શરદ ઋતુ. દીપકથકી ગાનારને અને સાંભળનારને શુર ઘણું વધે છે અને ગરમીનો ઉપદ્રવ ઘણો થાય છે માટે તેને સૂર્યનો છોકરો કલ્પ્યો. શૂરમાં આવી-

એછ તારે લોહી ઝડપથી ફરે છે ને તેથી કાંતી લાલ ભાસે છે, માટે લાલ વસ્ત્ર પેરાવ્યાં છે. ઉનાળામાં ખીલે માટે ગ્રીષ્મ ઋતુ અથવા દીવાનો સમય એનો વખત ઠેરવ્યો છે. એ રાગ ગાવાથી દીવા થાય છે એમ જે લોકમાં વાત ચાલેલી છે તે અલંકાર રીતે ખરી છે; બાકી ખરેખરા દીવા થતા નથી. મેઘ પાણી થકી બને છે અને એ રાગથી શરીરનો ઉકળાટ મટી જાય છે અને થંડક થાય છે માટે એને વરુણપુત્ર કહ્યો છે. એને વાદળાંનાં જેવા રંગનાં વસ્ત્ર છે, અને એને ગાવાનો સમય વર્ષાદનો છે. એ પ્રમાણે બીજા રાગોવિશે જાણવું.

આવા આવા ઘણાઓ દાખલા આપી શકું છઉં, પણ તે ગ્રંથ મોટો થઇ જાય અને છપાવવાનો ખરચ ઘણો પડે માટે એ બાબત ટુંકામાં પતાવી દઉં છઉં. જેવાં રૂપકો વિશે હું બોલ્યો છઉં તેવાં રૂપકો આપણાજ કવિઓએ કલ્પેલાં છે એમ નહીં, પણ સર્વ દેશના કવીઓએ પોતપોતાની શકિત પ્રમાણે કલ્પેલાં છે. ગ્રીસ અને રોમ એ બે દેશના લોકોએ આપણી પઠે ઘણાં જ અજાએબ જેવાં રૂપકો કલ્પ્યાં છે, ચિતર્યાં છે અને કોતર્યાં છે. પારસી લોકોમાં અકેકી વસ્તુની નિઘા કરનાર અકેકો ફરેસતો છે એમ તેઓ માને છે, પણ તેઓને તેઓના કવિઓએ આકારવાળાં રૂપ કલ્પેલાં છે એમ માલમ પડતું નથી.

નાટકમાં દેવ અને દૈત એઓનાં રૂપ આવે છે. તેનો અર્થ એટલો જ કે જેટલા નઠારા કામ ક્રોધાદિક ગુણ છે તેને સજીવારોપણે રાક્ષસ કલ્પેલા છે. સારા ગુણ અને નઠારા ગુણ એક જ પુરુષમાં હોય છે માટે દેવ દૈતને બે ભાઇ કલ્પેલા છે.

કોઇ મને પુછશે કે મુર્ત્તિ, અવતાર વગેરેને તમે રૂપ રૂપકો કોહોછો તો શું એ વાત અસલના પંડિતો જાણતા નહતા? હું જવાબ દઉં છઉં કે તેઓ જાણતા હતા; અને હમણાના પંડિતો જાણે છે. લોકનો ભાવ અને લોકને રસ ઓછો થઇ જાય, એની બીહીકે પંડિતોએ સારી પઠે સફાઇ કીધી નહીં. હમણાના લોકો છેક જ ભાવિક થઇ ગયા છે અને પોતાના ગાંડા ભાવમાં કાર્યાકાર્ય (વિચારહિત છે માટે) સમજતા નથી ને તેથી ઘણા અનાચાર કરે છે. એટલાસારુ, હું રૂપકોની સમજણ આપું છઉં, કે લોકો પોતાનો ભોળો ગાંડો અને ખોટો ભાવ મુકી દઇને પુકત ડાહી અને સાચી વાતનું જ્ઞાન મેળવે.

## અવતાર વિષે.

તૃ એટલે ઓળંગવું. એ ઉપરથી અવતાર શબ્દનો એ અર્થ થાય છે કે એક રૂપમાંથી બીજા રૂપમાં આવવું. ભકતને તારવા અને પાપીને શિક્ષા કરવા નિરાકાર પરમેશ્વર, માણસ જનાવરનાં રૂપમાં અવતર્યો એમ કેહેવાય છે. લોકો, બીજા રૂપકોની વાત કબૂલ કરશે પણ ઈશ્વર કોઇ દાહાડો માણસ જનાવરરૂપે અવતર્યોજ નથી એ મારું કેહેવું તેઓને પ્રથમ મનાય નહીં તેવું લાગશે. હું પુછું છું— ઈશ્વર સર્વ શકિતમાન છે, ત્યારે તે નિરાકાર છતે પોતાનું કામ ન કરી શકયો કે

તેને અવતાર લેવા પડ્યા? ઈશ્વર પાપીને શિક્ષા કરે છે અને ભકતને આધારે છે એ વાત લોકોને પૂરી ખાતરીથી સમજાય તેવી પ્રેરણા તેઓનામાં કરવાને તે શું નિરાકારે અસમર્થ છે? જુઓ જગત કરતી વખત ઈશ્વરને જો માલમ ન હતું કે લોક પાપી થવાના છે અને પછી પાપી થયા ત્યારે અવતાર લેવા પડ્યા એમ કહીએ તો ઈશ્વરને અપૂર્ણતા આવે છે. ને ઈશ્વરને જો માલમ હતું કે લોક પાપી થવાના છે, એમ જો કહીએ તો શું એમ સમજવું કે ઈશ્વરને પાપ કરાવવાની મરજી હતી? હોય જ નહીં. જે લોકો હમણાં પાપ કરે છે તેને અહીં એક સરકાર શિક્ષા કરે છે ને બીજી પરમેશ્વર પણ કરે છે. હવે પરમેશ્વર શું માણસ જનાવરનું સાક્ષાત રૂપ દેખડાવીને કરે છે? ના, તે અદૃશ્ય રહીને કરે છે. તેમ જ્યારે ઘણા લોકો અનાચારે ચાલતા હશે ત્યારે ઈશ્વરે અદૃશ્ય રહીને શિક્ષા કરી હશે. પણ જેમ સાકાર થકી અજ્ઞાનીઓ ઈશ્વરને ઓળખે છે એમ કેહેવાય છે તેમ અવતારથકી ઈશ્વરે સાકારે આવી શિક્ષા કીધી એમ કેહેવાય છે. ઈશ્વર ભકતની સંભાળ કરે છે અને પાપીને શાસન કરે છે, એને સારુ કવિ ભકતોએ ૧૦ દશ રૂપક બનાવી અવતારરૂપે વર્ણ્યાં છે. વેદમાં અવતારકથન છે જ નહીં. અવતાર એટલે રૂપ લેવું. ઈશ્વરે તો ખરેખરાં રૂપ લીધાં નથી, પણ કવિઓએ કલ્પનાથી લેવડાવ્યાં છે. કેહેશો કે દશ કર્તાં વધારે કેમ નહીં? તો છે.—૨૪ અવતાર પણ કેહેવાય છે. ૨૪ કર્તાં વધારે કહીયે તો ચાલશે. જ્યારે કોઇ પુરુષ બુદ્ધીમાં અસામાન્ય નિકળી આવે છે અને ઘણાં ઘણાં કામો કરે છે (જે બિજાથી બનવાં મુશ્કેલ છે) ત્યારે આપણે તેને વિશે કહીયે છૈયે કે એને ઈશ્વર પ્રસન્ન છે. વધારે જોર આપવાને એનામાં ઈશ્વરનો અંશ છે—એથી વધારે, એ તો ઈશ્વરનો અવતાર છે એમ કહીયે છૈયે ને એમ શંકરાચાર્ય શંકરનો અને સનકાદિકો ભગવાનના અવતાર કેહેવાય છે. એક વિચાર ઉપરથી તેના સંબંધી બિજા ઘણા વિચારો સુજે છે, તેથી વેળાએ રૂપો ઘણાં ન સમજાવાય તેવાં થાય છે. જે જે અવતારી લીલા કેહેવાય છે તે માણસની અદ્‌ભુત શકિતથી ન બને તેવી કલ્પી છે.

**અવતારરૂપકની સમજ.**

**મચ્છ**—કોઇ હરામખોર, વેદ એટલે જ્ઞાનનો (વિશેષે ધર્મજ્ઞાનનો) નાશ કરશે, ધર્મઉપરથી પોતાની અને લોકની આસ્થા ઉઠાડી દેશે, તો તેને ઈશ્વર શિક્ષા કરશે, જેમ શંખાસુરને કીધી—

વાત—એક નાસ્તિક દુષ્ટ અસુર હતો, તે એક વેળા વેદને દરિઆમાં લઇ ગયો હતો. તેને ભગવાને માછલાનો અવતાર લઇને શોધી કાહાડી મારી નાખ્યો.

સમજણ—જ્યારે ધર્મહાની થાય છે ત્યારે કહિયે છૈયે કે ધર્મ ડુબી ગયો, અને વેદના ડુબવાના વિચારની સાથે દરિઆનો અને પછી ડુબાવનારનો વિચાર આવે છે. દરીઆમાં જડ શંખલો જ હોય, માટે ડુબાડનારનું નામ

શંખાસુર કલ્પ્યું. અને દરીઆની અંદરની વાત ચપળ માછલાં વના બીજું કોણ જાણે? માટે ઇશ્વરને માછલું બનાવ્યું. ઇશ્વર કંઈ ખરેખરું માછલું થયું નથી.

કચ્છ—દુર્ગુણીસદ્ગુણીને નિરંતર ટંટા થાય છે. દુર્ગુણી, સેજ વાતમાં જુઠ કપટથી સદ્ગુણીને સતાવે છે. હવે એમ જો થાય તો સદ્ગુણી થવાની કોઈ ઇચ્છા ન કરે. દુર્ગુણીનો આખરે જય નથી ને નીતિમાનનો જય છે—એઓ અમર છે—એઓની કીર્તિ સદૈવ રેહે છે એ ઉપર દાખલો કચ્છાવતારની કથા.

સમજણ—અમૃત પીએ તે અમર થાય ને અમૃતનો અર્થ માખણ—મિષ્ટરસ પણ થાય છે. જેઓ નીતિ ભક્તિપાન કરે છે તે અમર છે.—હવે માખણ ઉપજાવવાને છાસ વગેરે સાહિત્ય જોઇએ તે આ પ્રમાણેઃ

સંસારસમુદ્રરૂપી છાસ; ધર્મસ્તંભપર્વતરૂપી રવૈ; ધર્મસ્તંભને મૂળ આધાર ઇશ્વર છે માટે અને પાણીમાં મજબુત પીઠનો કાચબો હોય છે માટે, ઇશ્વરને કાચબો કલ્પ્યો. પ્રપંચ સાપરૂપી નેતરું, ધર્મસ્તંભને બાહારથી વિંટાળેલું છે એવી મતલબથી કે તે ધસાઈ ધસાઇને અતીસે વધી ગયેલું ઝેર ઓકી કાહાડે અને અંદરથી નિર્મળ થાય; બાહારથી માત્ર નીજરૂપે રેહ. સંસારમાં સદ્ગુણી અને દુર્ગુણી બંને પ્રપંચ રમે છે; એક થોડો અને બીજો ઘણો. સંસારમાં પ્રપંચ વના કોઇને ચાલે જ નહીં, માટે સંસારને પ્રપંચ પણ કેહે છે. જે ઘડાઈ ઘડાઇને ઠેકાણે આવ્યા છે, નીતિમાન્ થયા છે તેને સાપના પુછડા પાસે ઉભા કર્યા અને જેઓ છાકેલા છે તેઓને સાપના મુખ આગળ ઉભા કર્યા. વલોવતાં ચૌદ વાનાં નિકળ્યાં, તે ચૌદ વાનાં સંસારમાં ઉપયોગમાં અથવા શોભામાં અથવા બંનેમાં ઉત્કૃષ્ટ છે, માટે તેને રત્ન કહ્યાં છે. जातौ जातौ यदुत्कृष्टंतद्रत्नमभिधीयते.

૧. લક્ષ્મી.—ઘણીજ ઉપયોગી અને શોભીતી ચીજ છે.

૨. કૌસ્તુભ.—હીરો, પ્રકાશ અને શોભાને લીધે વખણાય છે.

૩. પારિજાતક.—ફૂલ, નાજુકાઈ શોભા અને સુવાસથી પ્રસિદ્ધ છે.

૪. સુરા.—દારુ, યુદ્ધ પ્રસંગે જોદ્ધાઓને ઘણો ઉપયોગી અને શોભાવે તેવો છે. દરદીઓને ઉપયોગનો છે.

૫. ધનવંતરી.—વૈદની ગરજ સહુને છે.

૬. ચંદ્રમા.—સર્વ જગતને આનંદ પમાડે છે.

૭. કામદુધા.—ગાય, દુધ દહીં વગેરે આપે છે.

૮. ઐરાવત.—હાથ્થી, રાજમામલામાં સણગાર સજીને પ્રૌઢ રીતે શોભે એવો અને લડાઇમાં ઉપયોગી છે.

૯. રંભા.—ગણિકા, ચતુરાઇ ઘણી જાણે છે. માણસને પોતાના રૂપથી મોહ પમાડે છે.

૧૦. અશ્વસપ્તમુખો.—ઘોડો. એ પણ ઘણું ઉપયોગી અને શોભીતું જનાવર છે. સાત મોડાંનો એટલે ઘણી જ કાંતીનો. સાત એટલે ઘણા. જેમકે "એક વાર નહીં પણ સાત વાર." મોડાં ઉપરથી કાંતી જણાય છે. ચાર, દશ,સો, હજાર વગેરે સંખ્યાનો અર્થ કેટલેક પ્રસંગે ઘણો એવો થાય છે.

૧૧. અમૃત.—મીઠોરસ. (કલ્પિત) જે પીધાથકી કીર્તિ અવિચળ રેહ—માણસ સદા જીવતું રેહ.

૧૨. સારંગ.—ધનુષ. અસલના વખતમાં સહુથી સરસ હથીઆર એ ગણાતું.

૧૩. પાંચજન્ય.—શંખ. લડાઇની તૈયારી થઈ એવું જાણ કરવાનાં સાધનોમાં એ અસલ મુખ્ય હતું. એનો અવાજ કાનને સકત લાગે તેવો છે.

૧૪. હળાહળ.—ઝેર, દેહને ઘણુંજ નુકસાન કરનારું અને પાડનારું છે. એથી ઘણાં નુકસાન થાય છે. ઓસડ મેળવણીમાં ઘણા કામનું છે.

છેલ્લીવારે લાવી મુકયું કે દેવતાઓને–સદ્ગુણી પુરુષોને અમૃત પાયું અને દત્યોને–દુર્ગુણી પુરુષોને સુરા પાઇ. ઝેર પાયે તો તેથી એકદમ મરી જાય ને સુરાથી તો તેઓ ખુબ રીબાય, જેથી તેઓ પોતે પસ્તાવો કરે અને તેઓની દશા જોનારાઓને શિક્ષા મળે.

**વરાહ**—હુંજ મોટો છઉં, મારે માથે ઈશ્વર છે જ નહીં, એમ જે સમજે છે અને નિર્ભયપણે ધર્મઉપરથી આસ્થા ઉઠાડે છે અને સાધુઓને સતાવવાસારુ ગાય (ઉપયોગી રંકજાતિ) અને બ્રાહ્મણ (ઉપયોગી જ્ઞાની પુરુષો) ની હત્યા કરે છે ત્યારે તેને ઈશ્વર શિક્ષા કરે છે. જેમ હિરણ્યાક્ષને કીધી. એની કથા જોવી.

સમજણ—પૃથ્વી ઉપરની ધર્મી રંકજાતીને જ્યારે દુઃખ થાય છે ત્યારે પૃથ્વીને દુઃખ થાય છે એવું અલંકારમાં બોલાય છે, માટે પૃથ્વીને ગાયનું રૂપ આપીને "गोरूपधरा" એવું કહ્યું. પૃથ્વીને ગાય કહી ત્યારે તેને લઈ જનારને હિરણ્યાક્ષ એટલે પીળા ડોહોળાવાળું જનાવર કહ્યું. (રાક્ષસ જનાવરનું રૂપ લઇ શકતા એમ કેહેવાય છે અલંકારમાં). હવે દુષ્ટને જનાવરનું રૂપ આપ્યું, ત્યારે ઈશ્વરને વરાહનું રૂપ કલ્પ્યું. વર એટલે ઉત્તમ અને હન એટલે નાશ કરવો. હિરણ્યાક્ષ નામના જનાવરના શિકાર ભુંડ કરતાં હશે ને પાછી ગાયને ધરી રાખવી જોઇયે તે જનાવર પગે

તો ધરી શકે નહીં, ત્યારે દાહાડ જોઇયે ને મોટી દાહાડ તો ભુંડને હોય છે, માટે વરાહરૂપ. ભૂંડની ઉત્પત્તિ ગંદવાડમાં ઘણી હોય છે તે દેખડાવવાને સારુ એમ કથા ચલાવેલી છે કે બ્રહ્માએ છીંક ખાધી તેમાંથી (નાકના મળમાંથી) ભગવાન્ વરાહરૂપે પ્રગટ થયા.

**નૃસિંહ**—જ્યારે કોઇ મોટા ખુની દુષ્ટ લોકો પોતાથી ન્હાના આશ્રય વનાના આસ્થિક લોકોને કુમાર્ગમાં નાખવાની આગ્રહથી તજવીજ કરે છે ત્યારે તેઓને ઈશ્વર શિક્ષા કરે છે. જેમ હિરણ્યકશિપુને કીધી. વાત વાંચવી.

સમજણ—હિરણ્ય એટલે પીળું અને કશિપુ એટલે વસ્ત્ર—શરીર. અર્થાત્, વાઘ. વાઘને મારનાર સમર્થ સિંહ છે, માટે ભગવાન્ સિંહ થયા. પણ વાઘ સિંહને ઘણુંખરું જોય છે તેથી તે વધારે ડરે નહીં, માટે વિચિત્ર ડરામણું રૂપ દેખડાવવાસારુ અડધાં માણસને આકારે થયા. ઈશ્વરની શક્તિ સર્વત્ર હાજર છે અને આપણા કર્મને જોય છે અને પાપીને શિક્ષા કરે છે. એ જોરથી દેખડાવવાસારુ થાંભલામાંથી નિકળ્યા એમ વર્ણન કર્યું.

**વામન**—જ્યારે માણસ માનના અથવા અધિકારના અથવા દ્રવ્યના અતિ લોભી થઇને અને તેવાં થતાં અદેખાઇથી સદ્પુરુષને નીચા પાડવાની કદાપી ડાહી રીતે તજવીજ કરે છે, તોપણ તેને ઇશ્વિર શિક્ષા કરે છે અને ઠેકાણે આણે છે તો નઠારી રીતે કોઇનું માનખંડન કરવાના ઉપાયો કરે તો તેને ઘણી ન કરે?

સમજણ—બળી રાજાએ ઇંદ્રપદ લેવા સારુ ઘણા યજ્ઞો કર્યા ત્યારે તેને ભગવાને વામન—બટુક થઇને તેને છળી શિખામણ દીધી; પણ તેની રીતી ડાહી હતી અને તે પરમેશ્વર ઉપર પ્રીતિ રાખતો હતો માટે પરમેશ્વર તેના હ્રદેમાં રેહે છે અને એને અલંકારમાં સારી રીતે બોલતાં એમ કથા ચલાવી કે શ્રીજી તો બળીરાજાના છડીદાર થઉને ઉભા છે; એટલે ભક્તને આધીન છે. બળી એટલે સાધન કરીને કાર્ય (યજ્ઞો કરીને) કરવાને બળવાન, તથાપિ કોઈ આવેશમાં અતિ લોભી તેથી તેને ઠેકાણે આણવાસારુ ભગવાન્ વામન થયા. વામન એટલે ઠીંગણાં. અદ્ભુત રસ ઉપજાવવાસારુ—કે ઠીંગણાએ મોટા બળીનો છળ કીધો.

**પરશુરામ**—જ્યારે કોઈ પુરુષ શરીરબળે મદોન્મત્ત થઇને અને દુષ્કર્મો કરીને ધર્મી મનબળવાળાને સતાવે તો તેને ઇશ્વિર શિક્ષા કરે છે. જેમ સહસ્રાર્જુનને કીધી. સહસ્રાર્જુન એટલે હજાર અર્જુનના જેવો બળીઓ (ઘણો જ બળીયો), એવાને ઇશ્વિરે એક પરશુથી મારી નાખ્યો માટે પરશુરામ.

**રામ**—રડાવે તે રાવણ—જે દુષ્ટ લોકોનાં બૈરાં ઉપર કનજરે જોય અને અનીતિનો વધારો કરે તેવા પુરુષને ઇશ્વર શિક્ષા કરે છે. પણ એમ કહેવાથી

અસર ન થાય માટે બધી રામાયણની વાત વાલ્મિક કવિએ જોડી કાહાડી છે. રમ એટલે રમવું ને એ ઉપરથી રામ; ઈશ્વિરશકિત સર્વત્ર છે. માથું છે તે બુદ્ધીનું ઠેકાણું છે. બુદ્ધી સારી પણ હોય અને નઠારી પણ હોય. રાવણને દુષ્ટ પુરુષ કલ્પ્યો છે માટે એની ઘણી જ નઠારી બુદ્ધી અને ભયાનક રૂપ દરસાવવાને દશ માથાં કલ્પ્યાં. ને એક માથાવાળાને બે હાથ તો ૧૦ માથાવાળાને ૨૦ હાથ કલ્પ્યા. "ઘણાં" એ અર્થ દેખડાવવાને દશ, સો હજાર એમ ઇચ્છા પ્રમાણે સંખ્યા કવિતામાં લખાય છે.

કૃષ્ણ—કમુ એટલે મનમાં આવે તેમ સ્વતંત્રતાએ કરવું એ ઉપરથી કંસ. જ્યારે કંસે ઘણી હત્યા કીધી અને ધર્મીઓને દુઃખ દેવા માંડ્યું, ત્યારે કૃષ્ણે તેને માર્યો. સગા મામાને મારીને ઈશ્વરે નિષ્પક્ષપાત જણાવ્યો. મામાને શિક્ષા કીધી તો બીજાને કેમ ન કરે? સર્વ પાપનું આકર્ષણ કરીને સુખ આપે તેવો ઈશ્વર છે માટે કૃષ્ણ કહ્યો.

બૌદ્ધ—જ્યારે નાસ્તિક લોકોનું અને બૌદ્ધધર્મનું પ્રબળ થવા લાગ્યું ને બ્રાહ્મણોનું જોર કમ થવા માંડ્યું ત્યારે લોકનું વલણ તે ધર્મ તરફ ન થાય તેનેસારુ બ્રાહ્મણોએ એવી જુગતી કરી કે, હમણાં દેવ મુગા થઈ બેઠા છે–સહુ જાણે છે, પણ નાસ્તિકો કેટલા પાણીમાં તરે છે તે જોયાં કરે છે ને પછી છેલ્લી વારે શિક્ષા કરશે. બૌદ્ધ એટલે સર્વ જાણતો.

કલ્કી—જ્યારે ઘણો અનાચાર થશે ત્યારે ઈશ્વર કલ્કી એ નામનો બ્રાહ્મણ મ્લેચ્છનો સંહાર કરી ધર્મનું સ્થાપન કરશે. કલ્કી એટલે પાપનાશક. કલિયુગ તો સમય છે અને ઈશ્વર તો નિરાકાર છે. પણ કવિઓએ ચપળ અને ઉદ્ધત તોફાની ગુણ દેખડાવવાને કલિયુગને ઘોડો કલ્પ્યો છે. અને ધર્મ સ્થાપન કરનાર દેખડાવવાને ઈશ્વરને બ્રાહ્મણ કલ્પ્યો છે. કળજુક ઘોડાની લગામ ઈશ્વર બ્રાહ્મણ હાથમાં ધરશે અને પાપીઓને શિક્ષા કરશે.

(એ ઉપલી અવતાર રૂપકની સમજ મેં મારી મેળે ઉઠાવી છે; કોઈ પણ ગ્રંથમાં તે મારા જોવામાં આવી નથી).

## ૧૩. પુનર્વિવાહ વિષે.*

### (ચામરવૃત્ત)

શક્તિમાન ને કૃપાનિધાન પાપના અરી,
જ્ઞાનવાન વિશ્વમાન્ય નાન્યદેવ હે હરી;

* એ ભાષણ, સને ૧૮૬૦ ના અક્ટોબરની પાંચમી તારીખ ને શુક્રવારે પાછલે પોહોરે ૪ વાગે દોહોડ હજારથી વધારે માણસોની આગળ કરવામાં આવ્યું હતું. એ વિશેની સવિસ્તર હકિકત તા૦ ૭ મી અક્ટોબરના સત્યપ્રકાશ ઉપરથી જણ્યામાં આવશે.

તો ધરી શકે નહીં, ત્યારે દાહાડ જોઇયે ને મોટી દાહાડ તો ભુંડને હોય છે, માટે વરાહરૂપ. ભૂંડની ઉત્પત્તિ ગંદવાડમાં ઘણી હોય છે તે દેખડાવવાને સારુ એમ કથા ચલાવેલી છે કે બ્રહ્માએ છીંક ખાધી તેમાંથી (નાકના મળમાંથી) ભગવાન્ વરાહરૂપે પ્રગટ થયા.

**નૃસિંહ**—જ્યારે કોઇ મોટા ખુની દુષ્ટ લોકો પોતાથી ન્હાના આશ્રય વનાના આસ્થિક લોકોને કુમાર્ગમાં નાખવાની આગ્રહથી તજવીજ કરે છે ત્યારે તેઓને ઈશ્વર શિક્ષા કરે છે. જેમ હિરણ્યકશિપુને કીધી. વાત વાંચવી.

સમજણ—હિરણ્ય એટલે પીળું અને કશિપુ એટલે વસ્ત્ર—શરીર. અર્થાત્, વાઘ. વાઘને મારનાર સમર્થ સિંહ છે, માટે ભગવાન્ સિંહ થયા. પણ વાઘ સિંહને ઘણુંખરું જોય છે તેથી તે વધારે ડરે નહીં, માટે વિચિત્ર ડરામણું રૂપ દેખડાવવાસારુ અડધાં માણુસને આકારે થયા. ઈશ્વરની શકિત સર્વત્ર હાજર છે અને આપણા કર્મને જોય છે અને પાપીને શિક્ષા કરે છે. એ જોરથી દેખડાવવાસારુ થાંભલામાંથી નિકળ્યા એમ વર્ણન કર્યું.

**વામન**—જ્યારે માણુસ માનના અથવા અધિકારના અથવા દ્રવ્યના અતિ લોભી થઇને અને તેવાં થતાં અદેખાઇથી સદ્પુરુષને નીચા પાડવાની કદાપી ડાહી રીતે તજવીજ કરે છે, તોપણ તેને ઇશ્વર શિક્ષા કરે છે અને ઠેકાણે આણે છે તો નઠારી રીતે કોઇનું માનખંડન કરવાના ઉપાયો કરે તો તેને ઘણી ન કરે?

સમજણ—બળી રાજાએ ઇંદ્રપદ લેવા સારુ ઘણા યજ્ઞો કર્યા ત્યારે તેને ભગવાને વામન—બટુક થઇને તેને છળી શિખામણ દીધી; પણ તેની રીતી ડાહી હતી અને તે પરમેશ્વર ઉપર પ્રીતિ રાખતો હતો માટે પરમેશ્વર તેના હૃદેમાં રેહે છે અને એને અલંકારમાં સારી રીતે બોલતાં એમ કથા ચલાવી કે શ્રીજી તો બળીરાજાના છડીદાર થઉને ઉભા છે; એટલે ભક્તને આધીન છે. બળી એટલે સાધન કરીને કાર્ય (યજ્ઞો કરીને) કરવાને બળવાન, તથાપિ કાંઈ આવેશમાં અતિ લોભી તેથી તેને ઠેકાણે આણુવાસારુ ભગવાન્ વામન થયા. વામન એટલે ઠીંગણાં. અદ્ભુત રસ ઉપજાવવાસારુ—કે ઠીંગણાએ મોટા બળીનો છળ કીધો.

**પરશુરામ**—જ્યારે કોઈ પુરુષ શરીરબળે મદોન્મત્ત થઇને અને દુષ્કર્મો કરીને ધર્મી મનબળવાળાને સતાવે તો તેને ઇશ્વર શિક્ષા કરે છે. જેમ સહસ્રાર્જુનને કીધી. સહસ્રાર્જુન એટલે હજાર અર્જુનના જેવો બળીઓ (ઘણો જ બળીયો), એવાને ઇશ્વિરે એક પરશુથી મારી નાખ્યો માટે પરશુરામ.

**રામ**—રડાવે તે રાવણ—જે દુષ્ટ લોકોનાં બૈરાં ઉપર કનજરે જોય અને અનીતિનો વધારો કરે તેવા પુરુષને ઇશ્વર શિક્ષા કરે છે. પણ એમ કહેવાથી

અસર ન થાય માટે બધી રામાયણની વાત વાલ્મિક કવિએ જોડી કાહાડી છે. રમ એટલે રમવું ને એ ઉપરથી રામ; ઈશ્વરશક્તિ સર્વત્ર છે. માથું છે તે બુદ્ધીનું ઠેકાણું છે. બુદ્ધી સારી પણ હોય અને નઠારી પણ હોય. રાવણને દુષ્ટ પુરુષ કલ્પ્યો છે માટે એની ઘણી જ નઠારી બુદ્ધી અને ભયાનક રૂપ દરસાવવાને દશ માથાં કલ્પ્યાં. ને એક માથાવાળાને બે હાથ તો ૧૦ માથાવાળાને ૨૦ હાથ કલ્પ્યા. "ઘણાં" એ અર્થ દેખડાવવાને દશ, સો, હજાર એમ ઇચ્છા પ્રમાણે સંખ્યા કવિતામાં લખાય છે.

કૃષ્ણ—કમુ એટલે મનમાં આવે તેમ સ્વતંત્રતાએ કરવું એ ઉપરથી કંસ. જ્યારે કંસે ઘણી હત્યા કીધી અને ધર્મીઓને દુઃખ દેવા માંડયું, ત્યારે કૃષ્ણે તેને માર્યો. સગા મામાને મારીને ઈશ્વરે નિષ્પક્ષપાત જણાવ્યો. મામાને શિક્ષા કીધી તો બીજાને કેમ ન કરે? સર્વ પાપનું આકર્ષણ કરીને સુખ આપે તેવો ઈશ્વર છે માટે કૃષ્ણ કહ્યો.

બૌદ્ધ—જ્યારે નાસ્તિક લોકોનું અને બૌદ્ધધર્મનું પ્રબળ થવા લાગ્યું ને બ્રાહ્મણોનું જોર કમ થવા માંડયું ત્યારે લોકનું વલણ તે ધર્મ તરફ ન થાય તેનેસારુ બ્રાહ્મણોએ એવી જુગતી કરી કે, હમણાં દેવ મુગા થઇ બેઠા છે—સહુ જાણે છે, પણ નાસ્તિકો કેટલા પાણીમાં તરે છે તે જોયાં કરે છે ને પછી છેલ્લી વારે શિક્ષા કરશે. બૌદ્ધ એટલે સર્વ જાણતો.

કલ્કી—જ્યારે ઘણો અનાચાર થશે ત્યારે ઈશ્વર કલ્કી એ નામનો બ્રાહ્મણ મ્લેચ્છનો સંહાર કરી ધર્મનું સ્થાપન કરશે. કલ્કી એટલે પાપનાશક. કલિયુગ તો સમય છે અને ઈશ્વર તો નિરાકાર છે. પણ કવિઓએ ચપળ અને ઉદ્ધત તોફાની ગુણ દેખડાવવાને કલિયુગને ઘોડો કલ્પ્યો છે. અને ધર્મ સ્થાપન કરનાર દેખડાવવાને ઈશ્વરને બ્રાહ્મણ કલ્પ્યો છે. કળજુક ઘોડાની લગામ ઈશ્વર બ્રાહ્મણ હાથમાં ધરશે અને પાપીઓને શિક્ષા કરશે.

(એ ઉપલી અવતાર રૂપકની સમજ મેં મારી મેળે ઉઠાવી છે; કોઈ પણ ગ્રંથમાં તે મારા જોવામાં આવી નથી).



## ૧૩. પુનર્વિવાહ વિષે.*

### (ચામરવૃત્ત)

શક્તિમાન ને કૃપાનિધાન પાપના અરી,
જ્ઞાનવાન વિશ્વમાન્ય નાન્યદેવ હે હરી;

* એ ભાષણ, સને ૧૮૬૦ ના અક્ટોબરની પાંચમી તારીખ ને શુક્રવારે પાછલે પોહોરે ૪ વાગે દોઢેક હજારથી વધારે માણસોની આગળ કરવામાં આવ્યું હતું. એ વિશેની સવિસ્તર હકિકત તા૦ ૭ મી અક્ટોબરના સત્યપ્રકાશ ઉપરથી જાણવામાં આવશે.

માંગિ લેઉંછું હું રંક રુડિ બુદ્ધિ આલજે,
વાણિમાં મચાવિ રંગ કામ પાર પાડજે. ૧
આજ આ સમે સમાજને મને વસે બહુ,
રાંડિરાંડનાં અસહ્ય પાપ ને પિડા સહુ;
તેમનાં વિવાહમાં પ્રસંન તો તું છે હરી,
પ્રેરણા કરીજ એમ સાહ્ય થા કૃપા કરી. ૨

આજનો વિષય એટલો તો મોહોટો છે કે તે ઉપર યથાસ્થિત વ્યાખ્યાન કરવાને ઘણો કાળ જોઇએ ને આપણને અવકાશ તો માત્ર બે કલાકનો જ છે, માટે થોડામાં જે સાર કહું છઉં તે ઉપર લોકોએ ઘેર જઇને સારીપેઠે વિચાર કરવો.

---

જોકે કવિ દલપતરામનો પુનર્વિવાહપ્રબંધ ૧૮૫૬ ની આખરમા ૨૫૦૦ નકલમાં બાહાર પડ્યો હતો, તોપણ તે વિશેની ચરચા થોડાક લોકોમાં જ ચાલી અટકી રહી હતી. પણ ૧૮૫૯ ના ચોમાસામાં જ્યારથી મેં એ વિશે કવિતામાં લખી છપાવી પ્રગટ કરી ગાયું, ત્યારથી, અને વર્ત્તમાન પત્રોએ એ વાત ઉંચકી લીધી ત્યારથી, અને પછી જદુનાથજી મહારાજ સાથે વાદ કર્યો ત્યારથી, અને પછી શેનટે ઉપલું ભાષણ કર્યું ત્યારથી, એ વિષય આખા ગુજરાતમાં ચરચાઈ રહ્યો છે. આજકાલ પુરુષ અને સ્ત્રી, મોટાં અને નાહાનાં, પંડીત અને મૂરખ, સર્વે જણ ખાત્રી થએથી કહે છે કે પુનર્વિવાહ થાય તો સારું. ઘરઘરની ખાનગી મંડળીઓમાં મેં ઘણીવાર વૈધવ્યચિત્ર વાંચ્યું હતું, પણ તે જાહેર સભામાં વંચાચલું જોવાને કેટલાએક મિત્ર ઘણા જ આતુર હતા. પુનર્વિવાહ વિષયને હવે ધર્મ સંબધી ન ગણતાં સંસાર સંબંધી ગણવો જોઇએ એ વાત બુ૦ સ૦ માં મારા કેટલાક મિત્રે એવા તો આગ્રહથી ચલાવી હતી કે આખરે પુનર્વિવાહ વિષે જાહેર ભાષણ કરવાનો સભાને ઠરાવ કરવો પડ્યો હતો. એ ઠરાવ થતા પેહેલાં કેટલાએક મિત્રોએ પોતાની તરફથી મેદાનમાં માંડવો બાંધી લોકોને તેડવાનો ઠરાવ કીધો હતો, ને તેને માટે વાસુદેવ બાબાજી નવરંગે એણે ઘણો ઉદ્યમ ચલાવ્યો હતો. વળી રા૦ ભાઊદાજીએ પણ ખુરસી લેવાની હા કહીને પોતાનાં ઘરની પાસેની ખુલ્લી જગામાં માંડવો બાંધી સભા ભરવાની હોંસ બતાવી હતી, પણ પછી એ વાતો બંધ રહી હતી. અને મેં સભાની તરફથી ટાઊનહાલમાં ભાષણ કીધું. એ ભાષણમાં જે જે કવિતા વાંચવામાં આવી હતી તે અહીં દાખલ કરી નથી, કેમકે તે મારાં કવિતાનાં પુસ્તકમાં છે જ. ટાઊન હૉલ સરખી મોહોટી જગામાં માહારા એકલાનો અવાજ ન ચાલે માટે મેં મારી સાથે ગાવાને એક ઊદાસી પંથનો મારો મિત્ર કરસનદાસ બાવો, જેનો અવાજ ઘણોજ મોહોટો અને મધુરો છે તેને ને એક છોકરાને રાખ્યા હતા. પણ વાંચતાં વાંચતાં મારું સૂર એટલું તો ઉંચું ચડી ગયું હતું કે પેલા બે જણને વચમાંથી બંધ રેહેવું પડ્યું હતું–ઘેર આવ્યા પછી મારાથી એક કલ્લાક સુધી બોલાયું નહોતું. એ દાહાડેથી મારા અવાજની આગલી મીઠાસ જતી રહી છે. સને ૧૮૬૦ ના મે પછી બુ૦ સ૦ માં મેં જે ભાષણો આપ્યાં છે તે સભાસદ દાખલ નહીં, કેમકે ધર્મસંબંધી ભાષણ ન કરવા વિષે સભાની હઠ જોઈ મેં રાજીનામું આપ્યું હતું; તોપણ લોકને મારા ભાષણમાં રસ વધારે પડતો તેથી ભાષણ કરવાને સભાની તરફથી અને વારે વારે વિનંતી કરવામાં આવતી હતી.

પૂર્વે પુનર્વિવાહનો ચાલ હતો; પુનર્વિવાહ કરવો એ શાસ્ત્રોક્ત છે; આજ કાલ વિધવાઓને ઘણું દુઃખ છે તથા તેઓથી ઘણાં પાપ થાય છે—એ ત્રણ વાત બતાવી ઉપસંહારમાં પુનર્વિવાહની રુઢી પાછી ચલાવવાવિષે બે બોલ બોલીશ.

૧. પુનર્વિવાહની રુઢી પૂર્વે હતી, તે નીચે લખેલાં દૃષ્ટાંતોથી જાણવામાં આવશેઃ—

૧. રામચંદ્રજીએ રાવણની સ્ત્રી મંદોદરીને રાવણના મુઆપછી વિભીષણ સાથે લગ્ન કરવાનું કહ્યું, તે પ્રમાણે તેણે લગ્ન કીધું હતું.

૨. નવા નવા ઈંદ્રસાથે ઈંદ્રાણી લગ્ન કરે છે.

૩. જ્યારે નળરાજા દ્યુત રમી પોતાનું રાજ હારી બેઠા ને પછી દમયંતીને લઈને દેશાંતરે ગયો ત્યારે રસ્તે એક અરણ્યમાં બંને સુતાં છતાં નળ જાગીને દમયંતીને જગાડ્યાવના એમનો એમ ચાલતો થયો અને પછી કોઈ ઋતુપર્ણ નામના રાજાને ત્યાં સારથી થઇ રહ્યો હતો.

દમયંતી રખડતી રખડતી ઘણે દાહાડે પોતાના ભિમક બાપને ત્યાં જઈ પોંહોંચી. ત્યાં તેણે કેટલોએક કાળ વિયોગનાં દુઃખમાં ગાળ્યા પછી એવી યુક્તિ શોધી કાહાડી કે હું ફરી પણવાને બાહાને સ્વયંવર રચું કે નળ તેમાં બીજા રાજાઓની સાથે જીવતો હશે તો આવશે. દમયંતીએ સ્વયંવર રચ્યો અને તેમાં મોટમોટા ધર્માત્મા રાજાઓ આવ્યા હતા.

હવે જો પુનર્વિવાહની રુઢી ન હોત તો દમયંતીથી સ્વયંવર રચાત કેમ અને ધર્માત્મા રાજા આવત શું કરવાને? જો કે દમયંતીએ તો કૃત્રિમ સ્વયંવર કીધો હતો, તોપણ એવી રુઢી ન હોત તો તે, બે છોકરાંની મા, શા આધારે સ્વયંવરમાં મોટમોટાઓને બોલાવત અને મોટા ધર્માત્મા રાજાઓ પુનર્વિવાહની રુઢી ન હોત તો શું કરવાને સ્વયંવરમાં આવત?

૪. મહાભારતમાં ભીષ્મપર્વમાં ઇરાવાન એ નામનો અર્જુનનો પુત્ર હતો, તેનું મોહોટું યુદ્ધ વર્ણ્યું છે. એ પ્રસંગે તેની ઉત્પત્તિ કહી છે. ઐરાવત એ નામનો નાગ હતો તેની કન્યાનું લગ્ન થયું હતું, તેના ધણીને ગરુડ લઇને ખાઈ ગયો હતો. પછી ઐરાવત નાગે પોતાની વિધવા થયેલી છોકરા વગરની "ઉલુપી" એ નામની કન્યા પુનર્વિવાહ વિધિયે અર્જુનને આપી, તેને અર્જુન થકી ઇરાવાન એ નામનો પુત્ર થયો—એ વાત કલિયુગના આરંભમાં બનેલી છે—

૨. શાસ્ત્રવાદ—વિધિ—નિષેધ આદિ લઇ વાતો આ ઠેકાણે વિસ્તારથી બોલવાને સમય નથી માટે તે સર્વેનો સાર, વિધિરૂપે થોડા બોલોમાં બોલું છઉં. બીજા યુગોના પ્રમાણ તે આ યુગમાં શા કામના એમ ઘણા જણ કેહે છે, પણ હું તો કલિયુગનેજ માટે જે શાસ્ત્રાધાર તેનેજ અનુસરતું પ્રમાણ આપું છઉં. પરાશર સંહિતાના પેહેલા અધ્યાયમાં આ શ્લોક છે કે,

कृते तु मानवा धर्मास्त्रेतायां गौतमाः स्मृताः ॥
द्वापरे शांखलिखिताः कलौ पाराशराः स्मृताः १

**અર્થ**—સત્યયુગમાં, વિશેષે કરીને મનુસ્મૃતિમાં કહેલા ધર્મ પ્રમાણે વર્તવું ત્રેતાયુગમાં, ગૌતમના કહ્યા પ્રમાણે, દ્વાપરમાં શંખના કહ્યા પ્રમાણે અને કળિયુગમાં પરાશરના કહ્યા પ્રમાણે વર્તવું. કળિયુગમાં પરાશર સ્મૃતિ વિશેષ માન્ય છે. એ સ્મૃતિના ચોથા અધ્યાયમાં લખે છે કે,

नष्टे मृते प्रव्रजिते क्लीवे च पतिते पतौ
पंचस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते १

**અર્થ**—પતિનો શોધ લાગે નહી એવું થયું હોય, પતિ મરણ પામ્યો હોય, સંન્યાસી થઈ ગયો હોય, નપુંસક જણાયો હોય, અથવા પતિત થયો હોય તો એ પાંચ પ્રસંગે તે સ્ત્રીયે બીજો પતિ કરવો. (વિધિવાક્ય અમલમાં લાવવુંજ જોઇયે. એ ઓળંગવાથી બહુ પાપ થાય છે.)

એ શ્લોકમાં "મૃતે" એ શબ્દ ન હોત તો પણ ચાર કારણો ઉપરથી પુનર્વિવાહ કરવાનો આધાર મળે છે. પણ જ્યારે "મૃતે" એ શબ્દ લખીને સફાઈ કીધી છે, ત્યારે હવે પુનર્વિવાહ કરવાવિષે શાસ્ત્રની તરફથી શી હરકત રહી? પરાશરના મતને મળતાં બીજા મતો આ છેઃ

કાત્યાયન કેહેછે—

वरो यद्यन्यजातीयः पतितः क्लीब एव वा ॥
विकर्मस्थः सगोत्रो वा दासो दीर्घामयोऽपि वा ॥
ऊढापि देया सान्यस्मै सहावरणभूषणा १ ॥

**અર્થ**—કન્યા પરણાવ્યા પછી માલમ પડે કે વર બીજી જાતનો, પતિત, નપુંસક, કર્મ રહિત, પોતાના ગોત્રનો, ચાકર, અથવા મોટા રોગવાળો છે, તો તે પરણેલી લુગડાં ઘરેણાં સહિત બીજા વરને આપવી.

એ વચનનો હેતુ એટલોજ કે, તે બચારીનો જનમારો બગડે નહીં. વર જીવતો છતે તેને મુકી બીજાને પરણાવવી તો વર મરી ગયે કાં ન પરણાવવી? વળી એજ ઋષિનું બીજું વચન આ છેઃ—

वरयित्वा तु यः कश्चित्प्रणश्येत्पुरुषो यदा ॥
ऋत्वागमांस्त्रीनतीत्य कन्यान्यं वरयेद्वरम् १ ॥

**અર્થ**—વર ગુજરી જાય ત્યાર પછી ત્રણવાર અટકાવ આવે ત્યાંસુધી રહીને પછી તે કન્યાએ બીજા વરને પરણવું.

વશિષ્ટ કેહે છે—

कुलशीलविहीनस्य पश्चाद्विपतितस्य च ॥
अपस्मारिविधमस्थं रोगिणां वेषधारिणाम् ॥
दत्तामपि हरेत्कन्यां सगोत्रोढांतथवै च १ ॥

**અર્થ**—પરણાવ્યા પછી જણાય કે વર અધમ કુળનો, નઠારા સ્વભાવનો, પતિત, અપસ્માર થયલો રોગી, અધર્મી, રોગી, વેષધારી, ગોત્રી હોય તો પરણાવેલી કન્યા પણ પાછી લેવી અને બીજાને પરણાવવી.

ઉપર પ્રમાણે પુનર્વિવાહ કરવાવિષે ઋષિઓના મત છે. તેમાં "અવિદ્ધયોનિ" એટલે સાસરે રેહેતી થઈ ન હોય તેવી બાળવિધવાને ફરીથી પરણાવવાની આજ્ઞા સઘળા ઋષીયોયે આપેલી જણાય છે. દાખલાને માટે.

નારદ કેહે છે કે—

उद्वाहितापि सा कन्या नचेत्संप्राप्तमैथुना ॥
पुनःसंस्कारमर्हंत यथा कन्या तथैव सा १ ॥

**અર્થ**—પરણાવેલી કન્યા હોય ને તેનો વરની સાથે સંગ ન થયો હોય તો તે ફરીથી પરણવા યોગ્ય છે ને તેને કન્યા જેવી જ જાણવી.

માર્તંડમાં લખે છે કે,

देयान्यत्र विवाहितापि च बलाद्या
विद्धयोनिर्न चेत्

**અર્થ**—પરણ્યા પછી જ્યાંસુધી સ્વામીનો સંગ થયો ન હોય ને તેવામાં સ્વામિ મરી ગયો હોય તો તેને ફરીથી જોર જુલમથી પરણાવવી.

મયૂખ વિરમિત્રોદયમાં કેહે છે કે,

केवलं शास्त्रमाश्रित्य न कर्तव्यो हि निर्णयः॥
युक्तिहीने विचारे तु धर्महानिः प्रजायते ॥ १ ॥

**અર્થ**—કેવળ શાસ્ત્રનો આશ્રય લઈને કોઈ નિર્ણય કરવો નહીં–વિવેક બુદ્ધિની સાથે કરવો, એમ ન કરેથી ધર્મની હાનિ થાય છે. અર્થાત્, દેશ કાળ સ્થિતિ જોતાં જે શાસ્ત્ર અનુકુળ આવે ને પાપ થતાં અટકે તે પ્રમાણે વર્તવું જોઈયે; એમ ન વર્તીયે તો ધર્મહાનિ થાય.

देशकालानुसारेण वर्तव्यं नान्यथा क्वचित्

**અર્થ**—દેશકાળને અનુસરીને વર્તવું, બીજે પ્રકારે નહીં.

શાસ્ત્રકારોએ આજ્ઞા આપી છતાં, આપણી વિવેકબુદ્ધિ રુડો રસ્તો બતલાવે છે તે છતાં, તેને પોતાની જીદમાં પત ન કરી દુઃખ સહન કરી પાપી થવું, એ કંઈ આપણને ઘટતું નથી. શાસ્ત્રકારો કંઈ નિર્દય નોહોતા; તેઓએ પ્રજાને સુખ થાય માટે તેને અનુકુળ આવે તેવાં શાસ્ત્રો બનાવેલાં છે. વાસ્તે, જેથી ધર્મ સચવાતો હોય તે આચરણ કરવું.

મનુસ્મૃતિના ૪ થા અધ્યાયનો ૧૭૬ મો શ્લોક આમ બોલે છે—

परित्यजेदर्थकामौ यौ स्यातां धर्मवर्जितौ ॥
धर्मं चाप्यसुखोदर्कं लोकविक्रुष्टमेव च ॥ १ ॥

અર્થ—શાસ્ત્રથી ઉલટે રસ્તે દોલતને સુખ મળતાં હોય તો તે દોલત અને સુખનો ત્યાગ કરવો અને જે શાસ્ત્રોથી ભવિષ્યમાં દુઃખ પ્રાપ્ત થાય અથવા તે માણસજાતને દુઃખદાયક થઈ પડતાં હોય તો તે શાસ્ત્રનો પણ ત્યાગ કરવો. મનુએ એમ કહ્યું છે તોપણ આપણને તેમ કરવાની જરૂર નથી. આપણે તો શાસ્ત્રને માન જ આપીયેછ, કેમકે દયાળુ શાસ્ત્રકારોએ પુનર્વિવાહ કરવાની રજા આપી છે.

વળી, વાહાણમાં સફર કરનારને ન્યાતમાં રાખવો, સંન્યાસી થઈને કમંડળ રાખવું, પરણેલી કન્યાનું બીજીવાર દાન કરવું, સ્ત્રી અથવા પુરુષે ઘણાં વરસ કુંવારાં રહેવું, નરમેધ, અશ્વમેધ, ગોમેધ, કરવા, ઘણે દૂર દેશાવર જવું, બ્રાહ્મણે નાગ યવનની સેવા કરવી, કાંદા ખાવા, વાહાણમાં બેસવું, યવનની ભાષા બોલવી એ આદિ વાતો કળિયુગમાં ન કરવી એમ કેટલાક (ઘણા જ થોડા) જણે કહ્યું છે. વારુ એમાંનું હાલ લોકો કેટલું પાળે છે? ઘણુંજ થોડું. જ્યારે લોકો દેશકાળ જોઇને શાસ્ત્રમાં કહેલી કેટલીક શિક્ષાને છોડતા ગયા, તેમ દેશકાળ સ્થિતિ જોઇને વિધવાઓના પુનર્વિવાહ કેમ ન થવા?

વળી, રુઢિ તરફ જોતાં માલમ પડે છે કે, શાસ્ત્ર કર્તાં રુઢિ બળવત્તર છે. ધણી મુએ કે વિધવાનું મુંડન તરત કરવું અને રજોદર્શન પહેલાં તો જરૂર કરવું, એમ શાસ્ત્રમાં છતે હજારો બાળરાંડો વેશ રાખી રહેલી જોવામાં આવે છે. પેટલાદ નડિયાદ તરફ નાગરની ન્યાતોમાં પણ મોટાં બૈરાંઓ વિધવા છતે એકવાર મુંડાવીને પછી ચોટલા રાખે છે, એ કિયું શાસ્ત્ર? શાસ્ત્ર બાસ્ત્ર કંઈ નહી; રુઢિ એ જ શાસ્ત્ર છે. શાસ્ત્રનાં બાહાનાં નકામાં છે.

વારુ, પુનર્વિવાહ કરવાથી જો દોષ થતા હોય તો તેનાં પ્રાયશ્ચિત્તો પણ શાસ્ત્રોમાં હોવાં જોઇયે, પણ તે સંબંધી પ્રાયશ્ચિત્તો કોઈપણ ગ્રંથમાં જોવામાં આવતાં નથી.

આપણા પરાશરે વિધવાઓને માટે ત્રણ પ્રકાર કહેલા છે. તેઓએ વિવાહ કરવો અથવા બ્રહ્મચર્ય પાળવું અથવા ધણીની સાથે સહગમન કરવું—સતી થવું. હવે સહગમન—સતી થવાની સરકારે બંધી કરી છે; અને બ્રહ્મચર્ય વિષે તો આમ છે કેઃ—

કળિયુગમાં બ્રહ્મચર્ય પાળવું એ ન બને તેવું છે ને વિધવાઓથી બ્રહ્મચર્ય નથી જ પળાતું એવો આપણો અનુભવ છે ત્યારે વિધવા પાસે બ્રહ્મચર્ય શું કરવા પળાવવું?

ગીતામાં લખ્યું છે કે,

कर्मेंद्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन्॥
इंद्रियार्थान्विमूढात्मा मिथ्याचारः सउच्यते १

જે કોઈ જન, કર્મેંદ્રિને છતીછ એમ કહીને કર્મેંદ્રિયોનો જે વિષય તેનું નિરંતર સ્મરણ કરે છે એવો જે મૂર્ખ તેનું બ્રહ્મચર્યાદિક વૃત્ત ફોગટ છે. વિધવાઓના ધર્મ તેઓની પાસે તેઓની મરજી ઉપરાંત જબરદસ્તીથી પળાવિયે અને તેઓનાં ચિત્ત તો સંસાર લ્હાવો લેવાને ઘણાં આતુર થઇ રહ્યાં હોયજ, ત્યારે વિધવાઓથી ખરું બ્રહ્મચર્ય કેમ પળાય? માટે છેલીવારે કેહેવાનું એ જ કે વિધવાઓનાં ફરીથી લગ્ન થવાં.

હવે વિધવાઓનાં દુ:ખ અને તેઓથી થતાં પાપ કાવતામાં વાંચું છું–(પછી વૈધવ્ય ચિત્રમાંથી કેટલીક કવિતા વાંચવામાં આવી હતી.) ગૃહસ્થો, અબળા વિધવાને જે જે દુ:ખ સહન કરવાં પડે છે અને "ભૂખ્યો શું પાપ ન કરે" તેમ તેઓથી જે જે પાપો થઈ જાય છે, તે સરવેનું ઝાંખુ ચિત્ર તમને બતાવ્યું. એ કંઈ કોઇના એકના ઘરની વાત નથી. શેહેરે શેહેરે, ગામેગામ, ને ઘેરેઘેર વિધવાનાં દુ:ખથી ને વિધવાથી થતાં પાપથી લોક જાણીતા છે. અરે કોઈ બાળક વિધવાને તેના એકાંતમાં નિસાસા મુકતી જોવી, અથવા દલગીરીના વિચારમાં ડૂબી ગયલી જોવી, તેને પ્રસંગે પ્રસંગે (લગ્ન કારજમાં વિશેષે કરીને) હડહડ થતી જોવી, તે બચારીપર (અજ્ઞાની અવસ્થામાં) આવી પડેલી ગરીબાઈ અને દાનાઇની તસવીર જોવી, તેહેને ચારમાં બેઠી છતે પોતાની જ દલગીરીમાં કણકણો ખાતી જોવી, તેહેને નિરંતર શોકથી સુકાઈ જતી જોવી, તેહેને વેશ ઉતારતી વખત ટટળતી અને આરડતી જોવી, અને આખરે માથું અફાળતી હઝામની પાસે શરમાતી જતી જોવી, અને ટુંકામાં વ્હેની પીડાને અને વેહેમના જુલુમને સહન કરતી જોવી, એ સઘળું શું માણસ જાતની કુમળી છાતીને વિંધી નાખીને એકદમ દયાનો ઝોભો આણવાને બસ નથી? પથ્થર, લોહોડું અને વજ્ર એ જડ છતે પણ વિધવાઓના સ્પર્શથકી પાણીપાણી થઈ જાય; નથી થઈ જતા તેહેનું કારણ એ કે, વિધવાઓ સમજતી અવસ્થામાં કુકર્મ કરે છે; જેથી તે જડમાંથી દયા ખસીને તેહેમાં ધિક્કાર પેસે છે. રે પથ્થર પ્હેલ્લળે તો કુમળી છાતી કેમ ન પ્હેલળે.'

રે ભાઇઓ, વિધવા કુકર્મ કરે છે તે જોવાં, તેઓને ગર્ભ રેહે છે તે જોવા, તેઓ ગર્ભપાત કરે છે તે જોવા–આવી આવી રીતે કે ધગધગતા અંગારા બચ્ચાંઓનાં મ્હોડામાં મુકે છે, કુમળું ડોકું મરડી નાખે છે, રઝળતું રસ્તામાં ફેંકી દે છે, તેહેનાપર છરી મુકે છે, તેનાપર તરતની ઓર ઢાંકીને ગુંગળાવે છે, એ જોવાં, તેઓની અને તેઓનાં સગાંઓની લોકમાં લાજ જાય છે એ જોવાં,–એ સહુ શું માણસજાતની કુમળી છાતીને ફાડી નાખનાર તોપના ધણધણતા ગોળા અને તરવારના તીખા ઝટકા નથી? તેમાં, વેળાએ પોતાનાં ઘરમાં ગોદા લાગ્યા હોય ત્યારે માબાપના દુ:ખની, તેઓના ગભરાટની, અને તેઓના આત્મઘાત કરવાની તજવીજ જોવી;–એ શું કમકમાટો ઉપજાવે તેવું નથી? એ એ એ—વિધવાને ફરીથી ન પરણાવવાથી જે પાપો થાય છે, તેટલાં જ પાપો (બીજાં પાપો તો હાલ ગણવાં મુકી દઇએ) પૃથ્વી ઉપર પ્રલય વેહેલો આણવાને અને બ્રહ્માંડમાં નિરંતર અંધારું કરવાને બસ નથી? છે, પણ હિંદુઓમાં જ એ પાપો છે અને બીજા લોકોમાં નથી માટેજ વાર લાગે છે. એવાં પાપ પૃથ્વીપર સઘળે ઠેકાણે થાય તો દુનીઆંની અવધ આવવાને કંઇ જ વાર નથી. જે જે દુ:ખ અને જે જે પાપ વિધવાપર ગુજરે છે તે તેઓજ સારીપેઠે જાણે છે. "વીતે તે તો જાણે, વિધવાપણું તે ખરેખરું કસાઈ."

એ ગૃહસ્થો, વિધવાની આ દશા જોઇને તેઓની લાહાય હોલવવાને અને બંધ છોડવવાને આપણને ઘટે છે કે નહીં? જો દયાળુ ધર્મી બ્રાહ્મણ વાણિયા છૈયે તો તેમ કરવું જ, ને કસઇ હોઇયે તો ન કરવું. કસઇ સારા કે એકદમ જીવ લે છે, પણ આપણે તો વિધવાઓને રીબાવી રીબાવી મારી નાખીએ છૈયે.

હશે, જ્યાંસુધી દુઃખ જાણ્યું નથી તાંહાં સુધી તો સહન કીધું. પણ હવે જાણ્યા છતાં તે સાંખ્યાં કરવું, અને મચ્છર કરડે તો કરડવા દેવો, સાપ ડંખે તો ડંખવા દેવો અને રોગ આવે તો ઓસડ ન કરવું, કરમમાં લખ્યું હશે તે થશે. એવા જો વિચાર હોય તો માહારે કંઈ બોલવાનું છે જ નહીં. માણસ માત્રનો ધર્મ છે કે પોતાને સુખ થાય તેમ કરવું, ન કરે તો પાપી થાય. માણસ થઇને પોતાનું હીત ન વીચારીએ અને કાર્યાકાર્ય ન સમજીએ ત્યારે પછી ઢોરમાં ને આપણામાં ફેર શો?

વિધવાને ન પરણાવાથી કેટલાંએક કુળ નિકંદન થઈ જાય છે, કેટલાએક પુરુષો વાંઢા મરી જાય છે. ટુંકામાં, સ્ત્રીની દશા પડતી આવે છે ને જાંહાંસુધી સ્ત્રીની દશા સુધરી નથી, તાંહાં લગી દેશની હાલત પણ સુધરનાર નથી. માટે સંસારી રીતે જોતાં પુનર્વિવાહ કરવો યોગ્ય છે.

પાપ થાય છે તેથી નીતિને અનુસરીને તે પાપથી મુક્ત થવાને સારુ પુનર્વિવાહ કરવો યોગ્ય છે.

શાસ્ત્રકારો કંઈ નિર્દય નોહતા. તે મોહોટા દયાળુ હતા. તેઓએ લોકના કલ્યાણને સારુ શાસ્ત્રો કર્યાં છે. એ શાસ્ત્રોમાં મના હોય નહીં, ને નથી જ. રે ઊલટી કરવાની ભલામણ કરી છે.

માટે એ હવે સજ્જન ગૃહસ્થો! લોકોમાં એ ચાલ વેહેલી શરુ થાય એહેવી તજવીજ કરો. જ્યારે તમે નહી કરો, ત્યારે કોઈ દાહાડો સરકાર એ કામ માથે લેશે. જેમ સતિ થવાનો ધારો બંધ કીધો, તેમ વિધવાને ગર્ભ રહ્યા માલમ પડ્યા કે તરત તેઓને એ જ કામને સારુ સકત હુકુમવાળાં પુષ્કળ માણસો પાસે પકડાવી મંગાવીને કેદ રાખશે, ને ત્યારે પછી તમારી આબરુમાં શી મણા? માટે સરકાર તેમ ન કરે ને તમારી આબરુ ન જાય તેવી રીતે ચાલો.

અરે! તમે એ ચાલ નહીં ચલાવો માટે તમારાં છોકરાં પણ શું નહીં ચલાવે? તમારાં છોકરાં બેશક રાંડેલીઓને માંડેલી જોશે જ. સમય જ તેવો આવે છે. તમારાં છોકરાં કરવાનાં છે જ, ત્યારે તમે જ કેમ બાહાર નથી પડતા? હિંમત અને મેહેનતને બાહાર કાહાડીને એક પછી એક પુનર્વિવાહ કરાવવો શરુ કરો.

હવે એ કામ કરવું યોગ્ય છે એ વાત તો તમારા મનમાં નક્કી થઈ ચુકી છે, પણ પેહેલ કરવાને બીહોછો. પણ હવે થોડા જણ હીમત ધરીને બાહાર પડશો

તો બીજાઓ મદદ કરશે જ કરશે. બંગાળાના પંડીતો શું મુરખ છે અને શાસ્ત્રથી ઉલટા ચાલે છે? તેઓમાં દશપંદર પુનરવિવાહ થોડી મુદતમાં થઈ ચુકા છે. માટે હવે ઉતાવળ કરીને એ બીડાંઓ ઝડપી લો. જેઓ પેહેલ કરશે તેઓને જ માન છે અને તેઓ જ વિધવાઓના તારનાર કેહેવાશે. અને એ કામ વેહેલું થાય તેને સારુ જે લોકો પુનર્વિવાહ કીધા પછી નુકસાન થશે તેવી બીકમાં હોય ને તે પ્રમાણે વિઘનો આવી પડે તો તેઓને તેમાંથકી કાહાડવા સારુ, પરોપકારી પુરુષોની તરફથી એક ફંડ ઉભું થવું જોઇએ.

છેલીવારે એ જ કહું છું કે, નિરાશ્રિત વિધવાઓ, જેઓ વ્રેહના દવ બળતાં વનમાંથી બળતી અને વેહેમની કાંટાની ઝાડીવાળા રસ્તાઓમાંથી નાહાસતી ફરે છે તેઓને, ઓ દેશી સજ્જનો! દયારૂપી થંડાં વાદળાંના પરોપકારરૂપી વરસાદનાં ઝાપટાંઓથકી થંડક કરી, નીતિના ધોરી રસ્તાપરથી સુખનાં રમ્ય અને ઉંફાળાં ઘરમાં પોહોંચતી કરો.



## ૧૪. રણમાં પાછાં પગલાં ન કરવા વિષે.*

### કડખો. (દુહો)

"આગે પગ તો પત રહે, પીછે પગ પત જાય;
ભાગા ખેડે બ્હાવડે, વાકું રંગ ચઢાવ." ૧

**અર્થ**—શત્રુની સામાં પગ વધાર્યો અથવા ટકાવી રાખ્યો, ત્યાંહાંસુધી પત રહે છે, પણ પાછું પગલું કીધું કે પત જાય છે, ને એમ છે માટે હઠ્યા એવા જે જોદ્ધાઓ તે જો પાછા શત્રુ સામાં જઈ ઊભા રેહે તો તેઓને રંગ ચઢાવો, એટલે તેઓને રંગ છે.

ભાઇઓ, આપણે બહુ પાછા હઠયા છો!—ના ન કહેવાય.—ના હઠિયે?—જાણી જોઇને ભુલ કરિએ ત્યારે પસ્તાવો શાનો?—રે જાઓ જાઓ, જાણી જોઇને તે વળી કોઇ ભુલ કરતા હશે?—સ્વારથિયા, સ્વારથને માટે, જાગતો બમણું ચોરે તેની પઠે જાણી જોઈ આંધળા થઈ રસ્તો ભુલી જઈ ખાડામાં ન પડે વારુ?—ખરું કોહો.—ઊભા રોહો, ઉભા રોહો; પંચોપાખ્યાનમાં બ્રાહ્મણને ત્રણ ઠગની વાત છે તે આહા કેવી મઝેની છે! આપણે દ્રવ્યમાનના લોભથી કેટલી ધામધુમ કરી મેહેલી હતી?! ને તે ધામધુમના જોશમાં આપણે કેટલા બધા ફાવ્યા હતા? આહા! વ્હેમજવન કેટલો નબળો પડ્યો હતે પણ રે! તેનું ને તેનું ન ચાલ્યું!

* એ નિબંધ તા૦ ૧૫ મી ડીસેમ્બર ૧૮૬૪ ને ગુરુવારે બુ૦ ૧૦ સભામાં વાંચ્યો હતો. સુધારાવાળાઓ પણ બિજા અજ્ઞાનીઓની પઠે પોતાનો ખરો ઉધોગ છોડી શેર રુના ધંધામાં પડેલા અને જેઓએ સુધારા સંબંધી કામો તદ્દન છોડી દીધેલાં, તેઓને શિક્ષારૂપ એ વચન કેહેવાં, એ હેતુ નિબંધ લખવાનો હતો.

શેનું ચાલે? 'ઢમ ઢોલ માંહે પોલ' તે કયાંહાં સુધી ચાલે? વ્હેલું મોડું ભોપાળું નિકળ્યાવના રેહેજ નહીં. 'સોબતે અસર ને તુકમે તાસીર' એ કેહેવત ખોટી નથી.—વાણીયાની નજર પૈસા તરફ ને બ્રાહ્મણની નજર ખાવા તરફ;—આપણા વાણીયા સાથીઓ સુધારો સુધારો પોકારી માન મેળવી આખરે હાલ પૈસો પૈસો જંખી રહ્યા છે; અને બ્રાહ્મણ સાથીઓ સુધારો સુધારો પોકારી ધર્માચાર્યો થવાનું ડોળ ઘાલી ઊભા હતા, તે આજકાલ જુદી જુદી ટુકડીઓમાં બેઠા બેઠા નિરાંતે રસેંદ્રિને લડાવ્યાં કરે છે.

એકવાર આપણો વિચાર એકદમ જાતિભેદ તોડી નાખવાનો હતો, ને તેને માટે તૈયારીપર આવી રહ્યા હતા; એકવાર આપણે પુનર્વિવાહનો ચાલ ચલાવવાને આતુર થઈ જઈ તે અર્થે ઉદ્યોગ કરતા હતા; એકવાર આપણે વલ્લભમતને તોડી-પાડવાને ખાઇ પીને મંડ્યા હતા; એકવાર આપણે નવું મંદિર કહાડવાની તૈયારી કરતા હતા; એકવાર આપણે સર્વોપયોગી વિષયો ઉપર સુંદર ભાષણો કરતા હતા ને વર્તમાન પત્રોમાં લખતા હતા; એકવાર આપણે ખોટે મારગે પૈસો મેળવવાને, અહા! કેવા ધિક્કારતા હતા; એકવાર આપણે પરસ્પર મળતા ને લોકોપયોગી વિચારો કરતા હતા; એકવાર આપણે આપણું જોર વધારી વેહેમજવનના ઊપર મોટો ધસારો કરવાની તજવીજમાં ખંતે રેહેતા હતા; પણ તે દહાડા કયાંહાં ગયા? હાય હાય! રામ રામ! આજકાલ તો આપણે પૈસાનેજ પરમેશ્વર જાણી પુજ્યાં કરિયે છૈયે આજકાલ આપણે કહિયેછ કે ભાઇઓ, જેમ બને તેમ પૈસો પેદા કરો ને પછે નચિંતે મનમાન્યો સુધારો કરીશું.—આજકાલ આપણે કોઈ કોઇને મળતા નથી; આજકાલ આપણામાં કોઇને કોઇની દાઝ નથી; આજકાલ આપણે કોઈ કોઇના મિત્ર નથી; આજકાલ આપણામાં વિવેક નથી; આજકાલ આપણામાં શૌર્ય, ઉદ્યોગ, ને ખંત નથી; (એક માત્ર પૈસો કમાવવાની વાતમાં છે ખરાં). ટુંકામાં, આજકાલ આપણે માણસ નથી. 'સુથારનું ચિત્ત બાવળિયે ને 'ઊંટને મોહોડે ઝાંખરાં,' તેમ આપણાં ચિત્ત પૈસા તરફ ને આપણાં મોહોડાંપર પણ સુકયાની શરમ છે.

પૈસો મેળવ્યા પછી સુધારો કરીશું, એ આપણું બ્હાનું છે. આપણામાં જેઓને પૈસા મળ્યા છે તેઓમાંના ઘણાક કરતા નથી; કરે છે તે આડી રીતના કરે છે; કરશે તે પણ આડી રીતના. જુવાનીના જોશમાં જે કામ થાય તે કામ ઘરડપણમાં કરવાની ઊમેદ બાંધલી એનું નામ તે બ્હાનું કે નહીં? માત્ર પૈસા-થીજ સુધારો થયો, એવું ઇતિહાસમાં કોઇ ઠેકાણે જોવામાં આવ્યું નથી. નિયમ તો સર્વત્ર આજ જોવામાં આવે છે કે દેશનો સુધારો કરવામાં પ્રથમ વિદ્યા ને ઊંચી પ્રતીના સદ્ગુણો જોઇએ. પછી દ્રવ્યની સાહ્યતા હોય તો સુધારો વેહેલો પસરે, ન હોય તો મોડો પસરે. અર્થાત્, લોકમાં વિદ્યા અને પ્રેમશૌર્યાદિક સદ્-ગુણો હોય તોજ તેઓ સુધરેલા કહેવાય. તેમાં, સુધારાવાળા ઉપદેશકોમાં તો એ ત્રણ વાત પેહેલી જોઇયે. જે જે ઉપદેશકો થઈ ગયા છે, તેઓ પ્રથમ નિર્ધન

હતા. તેમાંના કેટલાકે પોતાના ઉદ્યોગમાં રહીને જ પૈસો પેદા કર્યો હતો. પણ આપણે તો 'સીરાસારુ સાવક થવું' એ કેહેવત પરમાણે સ્વાર્થનો ને પરમાર્થનો ખરો ઉદ્યોગ છોડી દઈ, દેવ ટળી રાક્ષસ થયા છૈયે. રાક્ષસ તો સારા કે શત્રુના ઉપર શૌર્ય વાપરે, પણ આપણે તો શૌર્યવના જનાની થઈ ગયાછ ને વગર આવડતને લીધે ઉત્પન્ન થતી ચીડમાં, 'કમ જોર ગુસ્સા બ્હોત' તેમ માંહોમાંહે એકકને પોતાની પાસથી દૂર કરવામાં (રખેને હવે સુધારાવાળો કહેવાઉં ને વેહેમી મંડળમાં અળખામણો થાઉં) અને એક બિજાને ચાવવામાં આપણું બાયલું રાક્ષસીપણું વાપરીએ છૈયે. ઉપદેશકોએ દ્રવ્ય માનનો લોભ ન રાખતાં, દેશનાં કલ્યાણને અર્થે ખંતે પોતાનું કામ કર્યાં જવું. પૂર્વે આપણામાં તેમ હતું, બીજા દેશોમાં તેમ હતું આજ પણ છે. પેટને સાંસાં પડતાં એવા યુરપખંડના કેટલાક વિદ્વાનો, જેમતેમ ગુજારો કરી મોટાં પુસ્તકો લખે છે, જે પુસ્તકો તેઓનાં મરણ પછી લોકની જાણમાં આવે છે ને પછી કેટલેક વર્ષે તે ગ્રંથકારો પિતૃરૂપે પોતાના યશસ્વી કૃત્યોની કીર્તિની વાસના લે છે–ધન્ય ધન્ય! વારુ, પૈસો મળ્યો એટલે મદ ને આલસ ઘર ઘાલે જ. જેટલું જોસ્સાનું બોલવું લખવું છે તે દુઃખના વખતનું જ સારું હોય છે. પૈસાથી વિચારવાળું ને મેહેનતવાળું કામ કરવાનું થાયજ નહિ ને મન થાય તો તે કામ સારું પણ થાય નહીં; અર્થાત્ પૈસાથી અને પૈસા મળ્યા પછી સુધારો કરીશું એ કેહેવું કેવળ બાહાનું છે. વળી એમ કરતાં પૈસા કમાવવા પછવાડે રોજ ૧૨ કલાક ગાળવા, તો અઠવાડીઆમાં ૧ કલાક પણ મિત્રને મળવામાં અને આગળ થવાની મોહોટી લઢાઈને સારુ કવાયત શિખવામાં ન ગાળવો?

ભાઇઓ, જેમ આપણું જોર નરમ છે, તેમ વેહેમ જવનનું જોર પણ નરમ છે. પણ આપણે ઘણા જ પાછા હઠયા છૈયે, ને હજીએ હઠશું. વેહેમજવન પણ હઠે છે ખરો, પણ તે કીડીની ચાલે. (બંનેને હઠાડનાર પૈસાખાન છે). પણ આપણામાંના કેટલાએક, જેઓ વેહેમજવનને નિંદતા, તેઓ જ તેની પૂજા કરે છે. તેથી જ્યારે પાછી લડાઈ શરુ થશે, ત્યારે વેહેમજવન આપણાપર ખુબ દોડ કરી આવશે. જે ઊમંગથી આપણે આરંભ કર્યો હતો તે ઊમંગ ને તે શ્રમ રાખી રહ્યા હત તો વેહેમજવનને ઘણે દૂર નસાડ્યો હત. પણ રે! તેમ ન કરતાં આપણે આજ પાછે પગે દોડી પૈસાખાનની ગાંડમાં ભરાઈ ગયા છૈયે.

એ ભાઇઓ, મારું સાંભળો. જેમ રજપુતના સૈનની આગળ કડખા–દોહા બોલનારા હોય છે ને જેઓને કડખેદ કેહે છે, તેવો હું સુધારાના સૈન્યનો કડખેદ છઊં. હું તમારા જેવો દીવાનો નથી બન્યો. આપણું ને સામાનું બંનેનું સૈન જોયાં કરું છ ને તે ઉપર વિચારો કર્યાં કરું છ. નક્કી નક્કી, ભાઇઓ, વેહેમજવનના સૈનને દ્રવ્યનો કેફ ઊતરશે ને શુદ્ધિમાં આવી આપણી તરફ નજર કરશે ને જોશે કે સુધારાવાળા તો ઘણા જ પાછા હઠયા છે, તો પછી તેઓને આપણાપર ધસી આવવાને, આપણને ગભરાવવાને, આપણને હરાવવાને અને

આપણને પસ્તાવવાને શો વિલંબ લાગનાર છે? ભાઇઓ, હું કહું છ તે સાંભળો ને તમારો મૂળ ઉદ્યોગ પાછો આરંભો.

ભાઇઓ, આપણે સુધારાનો ઉપદેશ કરવાને યોગ્ય નથી. નથી ચોખ્ખું આપણી ભાષાનું જ્ઞાન;—સંસ્કૃતનું તો કંઇ જ નહીં;–ગુજરાતી લિપીમાં લખાચલા શ્લોક પણ ન વાંચી જાણિયે તો બાળબોધ લિપીના કયાંથી વંચાય? અંગ્રેજી પણ સધારણ વાંચી લખી સમજી જાણિયે છે.–બાકી તે ભાષાનાં કાવ્ય, ઇતિહાસ, ન્યાય, માનસીકશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર સંબંધી થોડું જ જાણિયે છૈયે. આપણે આપણા બીજા હજારો ભાઇયો કરતાં આપણું ગુજરાતી બોલવું લખવું સારીપેઠે જાણિયે છૈયે, તેઓના કરતાં વધારે પૃચ્છક છૈયે (વાદ તો કરી જાણતાજ નથી) અને દેખાદેખીથી સંસાર સુધરાવટ વિષે કંઈ વધારે વિચાર કરી શકિયે છૈયે, એટલું જ આપણું જોર છે. આપણને સંસારનો અનુભવ પણ પૂરો નથી. ખરેખર, સુધારાના ઉપદેશકોમાં વિદ્યા, વાચાળપણું, લખવાની છટા, તેમ ઉદ્યોગ, ખંત, નિર્લોભતા, લોકાપવાદભયમુક્તિ, નિઃસ્પૃહતા, સર્વજન સાથે મળતાવડાપણું, ટેકીપણું, સ્વાત્મસુખદુઃખનો સ્વલ્પવિચાર–એ સહુ સદ્ગુણો જોઇયે, તે તો આપણામાં પ્રથમથકીજ નહીં, તો હમણાં તે કયાંથી હોય? જેમ નાહાનાં બાળકછોકરાં રમત કરે છે, તેમ આપણે સુધારો કરવાની રમત કરવી શરુ કીધી. પણ હવે ગવાઈ ચૂકા, છપાઈ ચૂકા, લોકના શત્રુ થઈ ચૂકા, ને જે કંઈ નહીં તે મોહોટું માહાભારત થઈ રહ્યું; હવે આપણાથી નહિ નિભાય એમ સમજી, શું આરંભેલું કામ મુકી દેવું? ના, ના. 'માથે પડી વિશ્વદેવા.' હવે તો આપણે પાછા ઠેકાણે આવી જઈ, ઉદ્યોગ જારી રાખવો ઘટે છે. પૈસાથી બહારનો સુધારો છે–અંદરનો નથી. અંદરનો સુધારો વિદ્યાથી છે; ને વિદ્યા, દુઃખ ખમ્યાવિના પ્રાપ્ત થતી નથી ને કોઇને અપાતી નથી. સામળે કહ્યું છે કે,

"કહાં ચંદન કહાં મળિયાગરી, કહાં સાહેર કહાં નીર;
જ્યમ જ્યમ પડે વિપત્તડી, ત્યમ ત્યમ સહે શરીર." ૧.

દુઃખને અંતે જે જસ તે જ ખરો જસ. ધનબળે દેશનું કલ્યાણ કરનારાઓના કરતાં તનમનબળથી દેશનું કલ્યાણ કરનારાઓનું માન વધારે ઉંચી જાતનું, ઘણીવાર રેહે તેવું, અને ખરે ખરું છે.

હવે ગમે તેવા છૈયે, થોડી પુંજીયે ઘણું દેખડાવિયે છૈયે, કાયર છતે શુરવીરના ડોળ ઘાલનારા થઈ પડ્યા છૈયે. ગમે તેવા છૈયે, તોપણ હવે જેવું આપણે ડોળ કર્યું છ તેવું મરતાંલગી રાખી રેહેવું જોઇયે. રે ડોળ રાખી રેહેતું એટલું જ નહીં, પણ ઉપદેશની વૃષ્ટિથી મનરૂપી ખેતરોને સદ્બુદ્ધિથી ભરપૂર કરી નાખવાં જોઇયે. મૂળ કુળના ધર્મ કોણ રાખી રહ્યા છે? બ્રાહ્મણોમાં બ્રાહ્મણપણું નથી, ને ક્ષત્રીમાં ક્ષત્રીપણું નથી; રજપૂતે જનોઈ ફેંકી દીધાં, ને બ્રાહ્મણે માત્ર

લોક લાજે રાખ્યાં છે. ખરું જોતાં, દેશ, રાજ, કુળ, ધર્મ, રૂઢી, વિદ્યા બધી વાતમાં આપણાં સેંકડો રૂપાંતરો થઈ ગયાં છે.—આપણે બધીવાતે સંકર છૈયે. હિંદુરૂપી વ્હાણ સેંકડો વરસ થયાં દુર્દશાના દરિયામાં તોફાન ખાઈ ખાઇને ખોખું થઈ રહ્યું છે.—એટલું છે કે હજી પૂરું ભાગ્યું નથી—'ભાગ્યું ભાગ્યું પણ ભરુચ છે.' અંગ્રેજીરાજ જેના યોગરૂપી હોકાયંત્રથી કંઈ દિશા માલમ પડવા લાગી છે, પણ હવે ખલાસીઓ એકસંપે કરતા નથી—શું કરે બિચારા! રોજના સહવાસે બ્હેર ખાઈ ગયા છે; ને તેઓને ભરોસો પડતો નથી. ધારો જ છે કે પ્રથમ ગરબડ હોય તો પછી સ્વસ્થતા થાય. ગાજવીજ હોય તો વૃષ્ટિ સારી થાય ને ધાન્ય પાકે. પ્રથમ ભીલ પિંડારાની પેઠે લડિયે તો આગળ રાજ મેળવાય. તેમ આપણે આજકાલ સુધારાવાળા ગર્જના કરિયે છૈયે તે એવીની એવી જારી રાખીશું, તો દેશમાંથી વ્હેમજવનને હાંકી કાઢવા સમર્થ નહિ થઇયે? રે દલગીર થવાનું એટલું જ છે કે, આપણે એ ઉદ્યોગ જારી રાખતા નથી, તો પછી વ્હેમને કેમ કાઢીશું?

ખરેખર આપણે ઘણું કરવાનું છે. વિદ્યાજ્ઞાનનો પ્રસાર કરવો છે, શુદ્ધ ધર્મ ચલાવવો છે, ઘરસુધરાવટ કરવી છે, દેશીરાજની ઉંઘ ઉરાડવી છે,—ટુંકામાં નાનાપ્રકારે દેશનો ઉત્કર્ષ કરવો છે. આપણાથી તે કંઈ સઘળું થવાનું નથી. તો પણ શું આપણા છોકરાઓ પણ નહિ કરે? જો આપણે અમુક સીમ બાંધી જઇયે તો આપણા છોકરાઓને તેટલી તો મેહેનત ઓછી? તેઓ પછી ત્યાંથી આગળ વધશે.

રણમાં પડ્યા પછી હવે બિહિવું શું? મેહેનત કરતાં લડતાં મરવું એ સમાન પુરુષાર્થ બીજું કિયું? મરતાં લગી ધ્રાથી રીબાયા તોપણ શું? લીધેલું પણ મુકવું? ખરું કહું છ, ઘણો વિચાર કરીને કહું છ કે પાંચ જ વીર નિકળે ને તેઓ સંસારી સુખની તૃષ્ણા મુકી દે, અને રાતદહાડો સુધારો પ્રસારવાના ઉદ્યોગમાં રેહે તો બેશક આપણે ઘણા આગળ વધિયે. રાજ મદદમાં છે—છાપખાનાં મદદમાં છે—શ્રીમંતો પણ ભાવે કભાવે મદદમાં છે અથવા થશે, પણ ઓ દિન કહાં કે મિયાંકે પાઉંમે જુતી? એ દહાડો કહાં કે આપણે પાંચ પણ એકઠા રહિયે? પાંચ તે પાંચ હજારને ભારે પડિયે, પણ સંસારતૃષ્ણાવાળા અને એકલપેટા સ્વારથિયાઓથી શું થાય? વિલાયત જવું સેહેલ હોય તો વિલાતજઈ આવનારને કોણ માન આપે? જાતિભેદ ઝટ તોડાતો હોય ને પુનર્વિવાહ સેજ થતો હોય તો આટલી બધી ચુંથાચુંથ શેની થાય? સંસારમાં સર્વે વસ્તુ નાશ પામે છે, એક કીર્ત માત્ર નાશ પામતી નથી. માટે કીર્તિ મેળવવી—સુધારો કરી નામ કરવું અને આવતી પ્રજાને રૂડો દાખલો આપવો એ આપણી પેહેલી ફરજ છે. આપણે પરસ્પર વર્તવાની રીત જુદી છે; અને શત્રુની સાથે વર્તવાની રીત જુદી છે. અલબત એકેકના વિચારમાં અંતર તો હોય જ, પણ તેટલા ઉપરથી માંહેમાંહે વેર મત્સર

રાખવાં, દ્રવ્ય માનને અર્થે ખુશામત કરી દોસ્તી બાંધવી ને એ બાંધી ન નિભાવવી, એ નીચ કુળનું લક્ષણ છે. પ્રીત કહેવાનું નામ કે આગળથી જોઈ તપાસીને બાંધવી, બાંધી કે પછી તેમાં આગળ એકાદું નઠારું નિકળ્યું તો પણ તેને નિભાવવું. જેની સાથે પાનું પડ્યું, જેને માટે લોકમાં ગવાયા, જેને આપણે આપણું પોતાનું એકવાર પણ કહ્યું, જેની સાથે બેસીને પાન ચાવ્યાં, તેને બાંહ્ય ગ્રહ્યાની લાજ એ બહાને હરગીસ મુકવું નહીં. પણ અફસોસ, આપણે આજકાલ કોઈ કોઇના નથી. હશે; અગર ઘરમાં ગમે તેમ આપણે ભાઈએ ભાઈ લડિયે, તો પણ બહાર તો એક જ છૈયે એમ બતાવવું જોઇયે. લાઇબલકેસમાં ભાઈ કરસનદાસ મૂળજીના કેટલાએક મિત્રો તેનાથી જૂદા વિચારના હતા;–જેઓનો વિચાર કોરટમાં શાહેદી પુરવાનો નોહોતો. તેઓએ કરસનદાસની શરમે તો થોડું પણ સુધારાની લાજ જશે એટલા માટે બહુ બહુ આગળ પડી પડીને મન માનતી રીતે શાહેદી પૂરી. એ વેળા જે આપણા સાથીઓએ એકસંપે શૂરવીરપણું બતાવ્યું છે તે નોંધી રાખવા જોગ છે. એવુંજ સર્વ પ્રસંગે હોવું. આપણે કઈ કઈ લડાઇ જીત્યા છૈયે તે જુઓ.–

૧. લોકો એકઠા મળી મંડળી રૂપે વિચાર ન્હોતા કરતા તે આપણે શીખવ્યું છે; અને ઠેકાણે ઠેકાણે સોસાઇટીઓ ને કંપનીઓ જોવામાં આવે છે. એકલ-પેટાપણું ને સ્વાર્થીપણું એ બેનું જોર નરમ પાડી નાખ્યું છે.

૨. હોળીમાં ભુંડા ભુંડા બોલ બોલવાની, અને લગનમાં ફટાણાં ગાવાની ચાલ ઘણી ખરી જતી રહેલી કરી છે.

૩. વિલાયત જવામાં હરકત નથી, એવું બોલી લખી થોડુંક તેવું કરી પણ બતાવ્યું છે. (નુર સસતું થાય અને ભાષા શિખાય તો સહુ વગર બાધકે સેહેજે વિલાયત જવાય).

૪. પુનર્વિવાહ વિશે સારીપેઠે ગર્જના કરી મુકી છે. મોટામાં મોટાં વેહેમીઓની ખાતરીઓ કરી છે. પુનર્વિવાહ શબ્દ સાંભળીને જેઓના કાનમાં કીડા ખદબદતા, તેઓ જ આજ કહે છે કે, બાળરાંડો માંડેલી થાય તો સારું. એ કામ શું આપણે થોડું કીધુંછ ? પ્રથમ મનમાં ઉતારવું ને પછી કરાવવું એમાં નાના પ્રકારે આપણે લોકોની ખાતરી કરી છે. લોકો સમજે છે, પણ નથી કરતા, તેમાં આપણો વાંક નથી. વાંક ન્યાતના જુલમનો છે.

૫. વલ્લભપંથ અને તેના ગોસાઇજીઓનાં ચરિત્રથી આખી પૃથ્વીના લોક જાણીતા થયા છે, એ આપણું જ પુરુષાર્થ કેની ?

૬. જાતિભેદ તોડવા વિશે જેટલું જોઇએ તેટલું તો નહિ પણ પ્રસંગોપાત બોલવામાં આવ્યું છે; ને તેમ જ,

૭. મૂર્તિ પૂજાદિક કર્મો વિશે પણ.

૮. દેશીરાજના સુધારાવિશે પણ છેક નથી બોલ્યા તેમ નથી અને,

૯. ઘરસંસાર સુધારવટ સંબંધી બોલવામાં તો કંઈ જ કસર રાખી નથી.

૧૦. વિદ્યાજ્ઞાનના પ્રસાર ઠેકાણે ઠેકાણે કરિયે છૈયે; અને ગદ્યપદ્યભાષાવિદ્યાનો સંસ્કાર રુડો થતો ચાલ્યો જાય છે.

કોઈ બાબત એવી નથી કે જે ઉપર આપણે કંઈ જ કરયું નથી. અલબત કહ્યું ઘણું છે, પણ કરયું થોડું છે. પણ ટુંકી મુદતમાં પુરા કેળવાયલા નહીં એવા સવાકુંડી છોકરાઓએ નવી નવી વાતો કહી (પછી સામાવાળાએ બકવા કહી તો શું થયું?) લોકનાં મન ઉપર થોડી ઘણી અસર કરી છે એ કંઈ નાહાની સુની વાત સમજો છો? નારે ભાઇઓ, સાબાશ છે. તમે જ જ્યારે ઘરડા થશો અને પુખ્ત વિચારનાં બીજાં માણસો તમને મળશે, ત્યારે તમે શું નહીં કરી શકો? વળી આપણે ઘણું ન ફાંવવાનું કારણ એ છે કે આપણે રાજધાનીમાં છૈયે—ધાંધલીયા શેહેરમાં છૈયે—વેપારી શેહેરમાં છૈયે. આપણાથી બોલાય ઘણું, પણ લખાય થોડું; ને આપણાથી કરાય તો છેક જ થોડું.—ઘણું લખવાનું અને કેમ કરવું તેનો મોટો વિચાર કરવાનું, જુકતીઓ શોધવાનું અને તજવીજે અમલમાં લાવવાનું કામ જીલ્લાના લોકનું છે, કેમકે તેઓને તાંહાં નિવૃત્તિ હોય છે.

ભાઇયો, તમે છેક નથી કીધું એમ નથી; પણ હવે તમારો ઉદ્યોગ તમે પડતો મુકયો છે એ ખોટું કરયું છે. એ પડતો મુકયોછ તે થાક ખાવાને માટે છે એમ કેહેશો તો તે તમારું બ્હાનું છે. મને નથી લાગતું કે હવે તમે મોટા વિચારનાં અને મ્હોટી મેહેનતનાં કામ, આગળના ઊમંગથી કરો, માટે આટલું લખવું માહારે પ્રાપ્ત થયું છે.

માટે હવે તો આપણે દ્રવ્યનો કેફ કરવો મુકી દઈ પાછાં શુદ્ધીમાં આવી જઈ, એકસંપ થઈ રહી, સઘળી વાતે સજ કરી લઈ, વ્હેમની સામે કુચ કરવા માંડિયે; અને વ્હેમને તુચ્છકારથી બોલાવિયે કે આવ બચ્ચા આવી જા, ને પછી મોટું રણસંગ્રામ મચાવી કાલારોળ કરિ મુકી વ્હેમજવનને કેદી બનાવિયે; અને યશસ્વી ગીત ગાતા ગાતા આખા દેશમાં સુધારાનો ઝુંડો રોપી દઇયે. ઈશ્વર એમ કરાવે.—અસ્તુ.

રણમાં પાછાં પગલાં ન કરવા વિષે રજપુતોના સૈનમાં સિંધુરાગમાં ગવાતા અસલના કડખાઓ જે મને એ ગવૈયા પાસથી મળ્યા છે તે અને તેવાજ મારા પોતાના કેટલાક ગુજરાતી દોહરા છે તે સિંધુરાગમાં ગાઈ ભણવાને અહીં નીચે લખું છું:

દો દો તરગસ બાંધકે, સબી કહાવત સૂર;
કામ પડે જબ દેખિયે, કિનકે મુખપેં નૂર.—૧

**અર્થ**—બબ્બે તલવારો બાંધીને હમે શૂર છૈયે એવું પોતાને કેહેવડાવનાર ઘણા હોય છે, પણ કામ પડેથી માલમ પડી આવે છે કે તે વેળા કોનાં કોનાં મ્હોડાંપર નૂર રેહે છે તે.

જનુની જણુ તો હરિભગત, કાં દાતા કાં સૂર;
યા તો રહિયો બાંઝણી, મત ગૂમાવે નૂર.—૨

**અર્થ**—ઓ જણનારી, તારે પુત્ર જણવો હોય તો હરિભગત થાય અથવા દાતા થાય અથવા શૂરો થાય એવો પુત્ર જણજે, નહીં તો વાંઝણી રેહેજે; એ પરવડશે, પણ કાયર જણીને તું તારું ઊંચ કુળનું નૂર મ ગુમાવીશ.

સાંઈ સૂરા ચારે રખ, ના કાયર ચાલીસ;
વે ચાલીસો ભાજણે, યે ચારો ચાલીસ.—૩

**અર્થ**—હે ધણી, સાથી રાખે તો ચાર શૂરા રાખજે, ચાળીસ કાયર ન રાખીશ, કામ પડેથી તે ચાળીસો નાસી જશે પણ એ ચાર તો ચાળીસનું કામ કરશે.

ઝાલર બાજે ભક્તજન, બંબ બજે રજપૂત;
એત્તા ઉપર ના જગે, આઠો ગાંઠ કપૂત.—૪

**અર્થ**—ઝાલરના શબ્દથી ભક્તજન, ભક્તિ કરવાને ઉઠે છે અને બંબ બજ્યાથી રજપૂતને શૂર ચડે છે. એ બે માનાં એકથી પણ જે ઉસકેરાતો નથી–જે ભક્ત પણ નથી ને જે શૂરો પણ નથી તે આઠેગાંઠ–બધા દુર્ગુણથી ભરેલો કપૂત છે એમ જાણવું.

મરદાંહારી મૂછડી, દો દો બાલ ધના;
ગંડક કેસો પૂછડો, રાખે લોગ ઘના.—૫

**અર્થ**—કોઈ માણસ ખરો શૂરવીર હોય અને તેને નાહાની મૂછ હોય, રે મૂછે બે બાલ હોય તો પણ તે મરદના બાલ છે–બાકી ઘણાએ લોકો–ગંડુઓ મૂછે ઘણા બાલ–મોટું પુછડું રાખે છે–તેમાં શું?

રજપૂતી ચાવલ ભરી, ખરી દોહેલી હોય;
જ્યોં જ્યોં લોહા મુખપેં ઝડે, યોં યોં ઉજ્જલ હોય.—૬

**અર્થ**—રજપુતી ચોખા જેટલી હોય તો પણ તે ખરી દોહેલી છે–રજપુતી રાખવી હાંસીખેલ વાત નથી–જેમ જેમ લોહોડાના ઉપર ઘાવ પડે છે ને તેમ તેમ તે વધતું ઉજળું થતું જાય છે, તે પ્રમાણે ચોખા જેટલી રજપુતી પણ કામ પડેથી વધી જઈ જસ મેળવે છે.

હરિ અંગરખી રંગ સુહે, માથાં સિંધુડી પાઘ;
પરભાતા ભાલા રંગે, રંગ રાજા જેસાલ.—૭

**અર્થ**—લીલી અંગરખી ને માંથે સિંધુરિયાં પાઘડી પેહેરીને ભાલાસાથે પરભાતે રણમાં જવા નિકળેલા જેસાલ રાજાને રંગ છે।

કલહ કરે ન કામિની, ઘોડા ઘી દેતાં;
કરું બિરાની આપની સૂરજકા ઊગતાં.—૮

અર્થ—અરે સ્ત્રી! તું ઘોડાને ઘી આપતાં કંકાસ મ કર–આપીદે, પછી જોય છે શું, સુરજ નહિ ઉગે એટલામાં પેલી પારકી તે આપણી પોતીકી કરી આવું છઉં.

અમલ બાટણ જોગ પંથ, સૂરાહંદા કામ;
કાયર ખડ્ગ ના વાવરે, કાયર ના દે દાન.—૯

અર્થ—સુરા પીને જેરવવી એ શૂરાઓનાં કામ છે; કાયર શું ખડ્ગ વાપરવાનો હતો ને કાયર શું દાન આપવાનો હતો?

શૂરા સરગસેં ઊતર્યા, હાથાં લાલ કબાણ;
શૂરા ઘર બંધામણાં, કાયર તજિયો પ્રાણ.—૧૦

અર્થ—જુઓછ શું? આ જુદ્ધમાં મદદ કરવાને મરી ગયલા સુરાઓ પોતાના હાથમાં લાલ બાણ લઇને સ્વર્ગથી પાછા અહીં ઊતરી આવ્યા છે–એ જોઈ જીવતા શૂરાઓને ઘેર વધામણાં થાય છે અને એઓ રણમાં ઝંપલાવે છે, પણ કાયરો તો પોતાના પ્રાણ મુકે છે.

કંથા રણમેં પેઠકે, કાંઈ જુવે સાથ;
સાથી થારા તીન હે, હિયે કટારી હાથ.—૧૧

અર્થ—રજપુતની સ્ત્રી કેહે છે કે હે કંથ! રણમાં પડ્યા પછી સાથીની વાટ શું કરવા જોયછ? તારે ત્રણ સાથી તો તારા અંગનાજ છે. તારું હૈયું–તારી હિમત, કોરી કટારી ને તારો હાથ–તલવાર મારવાની છટા.

ભાગે મત તું કંથડા, તો ભાગા મો ખોડ;
મોરી સંગકી સાહેલીયા, તાલી દે મુખ મોડ.—૧૨

અર્થ—અરે કંથડા તું નાસીશ મા. તારાં નાસવાથી મારે નીચું જોવાનું છે મકે મારી સાહેલીઓ મ્હોડું મરડીને–એકમેકને તાળિયો આપશે.

ઉઠી કંથ હથિયાર લે, મેં લઉં સક્કર ઘી;
પાઉણરા તો મુજ બલ્લ, રનબેરી તો તુજ્જ.—૧૩

અર્થ—અરે કંથ! તું ઉઠીને હથિયાર લે અને હું લઉંછ ઘી ને સાકર; પરોણાની ખબર લેવી એ મારું કામ છે ને રણવેરીની ખબર લેવી એ તારું કામ છે.

(દોહરા)

વજેસંગ કહેવાય ને હિંમત મૂકે કેમ?
વીર પુરુષનો તો સદા, યશપર હોયે પ્રેમ.—૧
કદી મુઓ તો શું થયું, મરવૂં એકજ વાર;
રણમાં મરવું તે થકી, સારું ન બીજૂં ધાર.—૨
સર્વ વસ્તુ મરતી ખરે, એવો છે જગનીમ;
કીરતી એકલી ના મરે, બાકી સહુની સીમ.—૩

સાથિ મળે કૂમક મળે મળે, શૂર જો એક;
અને કદી જો એ મરે, શૂં ખોટો તે ટેક?—૪
અવસર આવે એટલે, ધુણાવિ નાખી શીર;
જોર કસીને તોડવાં જનાનિના જંજીર—૫
સજી મચાવિ દેવિ ખુબ દુશ્મન સામાં જંગ;
રણધીરાં થઈ રાખવો, નિજઆબ્જીનો રંગ.—૬
ઝંડ્ડ ધરી ઊમંગથી, સત્યતણી શુભ મૂઠ;
હિંમતની તલવારથી, વ્હેમ કહાડવા ઊઠ.—૭
ઉઠી ચાલ તું ઝૂમમાં, થઈ મરણિયો છેક;
ચલાવ ટણ સણ સુર તિરો ધરી શૂરનો ટેક.—૮

(નર્મ કવિતા)



# સંવાદ.*

## ૧. ભિખારીદાસ-ગરિબાઇ.

**વિજળીવહુ**—સાંભળોછ કે, મેકું સાંભળોછ? આજ ઉદાસ કેમ છો તમે? કોહો મને.

**ભિખારીદાસ**—ગાંડી, મને પડી રેહેવા દે. મારો જીવ ઉકળાવિશ નહિ હો.

**વિ૦**—ના, વાહાલા; કોહો, તમે ઉભરો કાહાડો; મને કહ્યાથી કંઈ પણ મનનું સમાધાન થશે. બોલો.

**ભિ૦**—હા, હું જાણુંછ; મને દુઃખ કરાવી તારે દુઃખી થવુંછ. ઇઆદ રાખજે હોં. ઘેલી, હઠ મુકી દે. નહિ તો આજની કથાથી નક્કી માઠાં ફળ નિકળ્યા વગર રેહેનાર નથી. (એટલું કહીને આંસુવાળી આંખે, ફિક્કે મ્હોડે, ડચકાં ખાતો ખાતો વહુને કોટે વળગ્યો અને બોલ્યો.) વાહાલી! આપણા તાલેવન લોકો આપણા સરખા નિરધનીઆ તથા બીજા છેક આસરાવનાના છે. તેઓની દશા તરફ કંઈ પણ જોતા નથી. રે કરમ! શેઠને કુલે જરા ફોલ્લી થઈ હોય તો તે તથા તેના ઘરના સઘળાં, આહા! કેટલો મલાવડો કરે છે? આપણે તારે ચિથરે હાલ, ખાવે હેરાન, પચીસ રૂપીઆના વરસાણમાં પાંચ જીવ પેટ ભરિયે! આ છોકરાંને ઓસડ પણ સારાં મળતાં નથી! પણ એ મીઠી! ગભરા મા. આપણે હૈયાત છૈયે તો કાલે દળદર જતું રેહેશે. રે વાત કેહેવાની છે તે તો ભુલી જાઉં છું. (કણુ-કણુ ખાઇને). દુકાનેથી આવતાં પારેખ ફળીઆના ચકલાપર મેં લોકનું ટોળું મળેલું દીઠું. દોડતો જઇને અંદર જોઉંછું તો આપણા નગરશેઠનો જુવાનજોધ છોકરો ધનપાળ, રંડીના વિચારમાં બગી હાંકતાં હાંકતાં એકાએક ગફલતથી ઢળી પડ્યો હતો ને ચાકની ધાર છરતી ફરી ગઈ હતી, તેથી તેના જમણા પગના નળાની ચામડી ઘણી સોરાઈ ગઈ હતી. આ કારણથી ગામમાં હો હો થઈ રહી હતી. એક પાસથી ડાકતરોને તેડાં ગયાં હતાં ને બીજી પાસથી પેલા ઘાએલને પાલખીમાં ઘાલી ઘેર લઈ આવ્યા હતા. હવે શેઠના ઘરમાં બૈરાં છોકરાંઓ લેંકડા કાઢીને રડવાનાં; ને ત્રણ ચાર મહિના સુધી સગાં વાહાલાં અને ડાકતરોનો પગરવ રેહે-વાનો. શેઠનો છોકરો માંદો છે એ બાહાને દુકાનમાં કામધંધા પણ સારી રીતે થવાના નહીં ને મંદવાડનો અતિશય મલાવડો થવાનો. આવી રીતે ધનના સાથી

---

* એ વિષય, ૧૮૫૮ ના અકટોબર નવેંબરના બુ૦ વ૦ ચોપાનીઆમાં પ્રથમ છપાયો હતો. શેઠિયાઓના હૈયાંમાં દયા વસે અને પછી તેઓ નિરાશ્રિત ફંડ ઉભું કરે તે માટે એક નાહાનો સરખો સંવાદ ન્યુસપેપરમાં આપવાને બનાવવાની કેટલાક મિત્રોની તરફથી સૂચના થઈ હતી, તે ઉપરથી તે રચવામાં આવ્યો છે.

સહુ થાય છે. એ પ્રભુ! હમને ગુજરાન જેટલું પણ કેમ નથી આપતો? એ દીનદયાળ, હમારા વિલાપોને કાન દે અને શેઠીઆઓ હમારેસારુ કંઈ ગોઠવણ કરે એવી તેઓને બુદ્ધિ આપ.

વિ૦—આટલી વાતને સારુ કંઈ આટલી બધી દલગીરી હોય નહીં. મારાથી છાનું ન રાખો, આજો.

ભિ૦—ઉપલી વાતથી હું ઘણો શોકમાં નથી પડયો, પણ જે આગળ કેહેવાને ધારૂંછું તેથી મારો જીવ મુઝાઇ જાય છે. (વાતનું સમરણ થયું તેથી સારીપેઠે રોઇ અને ડાબો હાથ કપાળે ઠોકી વાત આગળ ચલાવે છે.) નગરશેઠના ઘર આગળથી ઉપર પ્રમાણે બનેલી હકીકત જોઇ સાંભળીને પછી હું ભુખહુપરાની ભિકારીની પોળમાં થઇને ઘેર આવતો હતો. ત્યંહાં વળી એટલામાં એક દુઃખ નજરે પડયું.—એક સાત વરસનો ગોરો ગબરુ જેવો કોઇ વાણીઆને છોકરો મોટા સયડની વેદનાથી રીબાતો હતો. તે તમામ સુણીને કોહી ગયો હતો. તેની આંખે ચીપડા વળગ્યા હતા ને તે અડધી સોજાથી મીચાઇ ગયલી હતી. ઇંદ્રીઓને ઠેકાણે તો પરુ અને લોહી નિકળતાં હતાં. મોહોડાં ઉપર અને શરીર ઉપર પરુના થર વળ્યા હતા ને માખી બણબણ કરતી હતી. ને આવી ભુંડી અવસ્થામાં પેલો બાપડો એક ઝુંપડીને આંગણે રસ્તામાં તરફડતો હતો. તેનો બાપ ઘરડો ને આંધળો હતો. બીજાં બે ભાંડુઓ ન્હાંનાં હતાં. આંધળાને તો દેખવું નહીં ને દાઝવું નહીં, પણ તેની અબળા માને કેટલો આખો બળાપો થતો હશે! પેલાં છોકરાં ટાંઉ ટાંઉ કરતાં હતાં, ને પેલી તેમને મારતી હતી. તે ઠેકાણાંની ગંધ, એવી તો હતી કે લોકોથી ઠરાય નહીં. પેલી બચારી આકાશ તરફ જોઇને ઇશ્વરને ખોળ્યાં કરતી કે કોઈ પ્રકારે તે તેની મદદ કરેછ? એક હાથે બાપના ખોળામાં સુતેલા પેલા છોકરાને કામળી હોરાડતિ જાય, બીજે હાથે ફાટાં ચીથરાંથી પોતાની કાયા ઢાંકતી જાય અને દુધ વનાનાં ઝેરી થાન છોકરાંઓનાં મ્હોડાંમાં મુકતી જાય. એ વીજળી! પેટમાં તો ઉનું ઉનું થઇ જાય છે; આ દુઃખ તે કેવું! પ્રભુ, પાડ માનિયેછ કે તેં હજી હમને નિરોગી તો રાખ્યાં છે. એ હરી, પેલાંનો છુટકો કર, ગરીબને મા રીબાવ, હવે ઘણું થયું.

(વિજળીનું હૃદય ભેદાઇ ગયું ને અંદરથી સોસાવા માંડ્યું. પણ ધણીને દુઃખ થાય માટે પોતે બાહાર જણાવ્યું નહીં. તેની આંખે ઝળઝળિયાં આવ્યાં હતાં). તે, વરને બેઠે સાદે કેહે છે; વારુ, પછી શું થયું?

ભિ૦—ક્યંહાંથી રહ્યું?

વિ૦—પેલી ધવડાતી જાય ત્યાંથી આગળ શું?

ભિ૦—હેં; મારાથી તે ભુંડો દેખાવ જોવાઈ શકાયો નહીં ને હું તો ત્યાંહાં એભક ખાઇને પડ્યો. પણ પછી ધીરજ લાવીને બે પૈના લીધેલા સેવ મમરા

મારા ગજવામાં હતા તે અને આપણો (હું હોડતો તે) ફેંટો ખેસ પેલી બાયડીને આપી આઘેથી થોડો ઘણો દીલાસો દઈ આગળ ચાલ્યો ગયો. (પ્રભુ તેનું કેમ થયું હશે?) તે મોટી પોળને નાકે એક મોદીને ઓટલે બેઠો ને સઘળી તલાસ કીધી તો તેણે કહ્યું કે, ભાઈ આ ઠેકાણેની વાત મારી પાસે કેહેવડાવીને સાર કાહાડીશ નહીં. તારી પેઠે મેં તેને આગ્રહ કીધો ત્યારે તે મોદી બોલ્યોઃ—"પેલા સાળા ધનપાળને કંઇ થયું નથી ને તેની ફિકરમાં આટલાં આટલાં આદમીઓ, આટલો પૈસો અને આટલાં કામો ખરાબ થાય છે, પણ અહીંઆં આ—અનાથોની દાદ કોણ લે?" (મોટે સાદે રુએ છે.) "કોણ જાણે મારા કરમમાં એ લોકનું દુઃખ જોયાં કરવું ને તેના સાહેદ રેહેવું કેમ લખ્યું હશે? જાત જાતના ગરીબ અહિં વસે છે. આ પોળ નગરને નાકે છે તેથી તેઓ સઘળાં અહિં પડેલાં છે. આંધળાં, લુલાં, કાણાં, બેહેરાં, જલંદરીઆં, કોડીઆં, વિસ્ફોટકીઆં, માબાપ વનાનાં અને ઉંચ કુળનાં પણ નિરધનીઆં, માંદાં કારીગરો વગેરે આ ઠેકાણે હેરાન થાય છે."

મેં કહ્યુંઃ હા ભાઇ, મારા જેવા નિરધનીઆ અહિં હશે. મોદીએ પુછ્યું; શું બોલ્યા તમે? મેં કહ્યું કંઇ નહીં. પછી?

મોદીઃ—"એ સઘળાઓને રેહેવાને ઝુંપડાં નથી; કેટલાંક તો બારેમાસ મેદાનમાં જ પડી રેહે છે; કેટલાંક બાળકો, ભુખે ને તરસે મરી જાય છે; કેટલાંક હરામ છોકરાં, આંધળાઓની પાસેના રોટલા ચોરી જાય છે; ને કેટલાંક તો રોગે મરુ મરુ થઇ રહ્યાં છે. કાલે ત્રણ ઉંચા નિરધનીઆએ દુઃખથી અકળાઇને ભુંડી રીતે પોતાના જાન હણ્યા. આ દશ દાહાડા થયા તો અધીકનો રોગ એટલો ચાલે છે કે કંઇ સુમારજ નહીં. મેં મારાં બૈરાં છોકરાંને આ પરામાંથી શેહેરમાં મોકલી દીધાં છે, દુકાન પણ ઉઠાવી નાખી છે ને હું પણ આ હવે જાઉં છું. અરે ભિખારીદાસ જાણો છો? નગરશેઠની ન્યાતના પણ કેટલાએક બાપડા અહિં છુપા રહેલા છે. આ ગરીબની દશાની વારે વારે શેઠીઆઓને જાણ કરી, ત્યારે બે ઝુંપડાં બંધાવીને પરબ મંડાવ્યાં, પણ જેમ હું જોઉં છું તેમ તેઓ જોતા હોય તો કંઇ પણ દયા આવે, પણ તેમ નથી. તેઓ જાણેછે કે, ગરીબ એટલે લગાર આપણાથી નઠારી હાલતમાં હશે. પણ મૂરખ શેઠીઆઓ પૈસાના મદમાં પોતાના ગરીબ ભાઇઓને માટે એક આશ્રમ ને ઓસડ આપવાને થોડાં થોડાં નાણાં કાહાડી ભંડોળ કરતા નથી. શેના શેઠીઆ? તેઓના જીવતરને ધિક્કાર છે. જનમ ધરી પોતાનો ધર્મ ન જાણ્યો, તે માણસ શાનું?" મેં કહ્યું; તેઓને ભાંડેછ શાને? મોદી કેહે કે, "ભિખારીદાસ! જનાવરો પોતાના પાળનારને દુઃખ થતું જોઇ પોતે દુઃખ પામે છે, પણ પાળનાર તેમને કંઇ જ નહીં. ગરીબ, શ્રીમંતના દુઃખને માટે સ્વાભાવિક શોક કરે ને પેલા મૂઢો ગરીબ સંબંધી વાતને લેખવે જ નહીં. છટ, તે સઘળી ધુતવાની વાત છે એમ તેઓ કેહે છે.

તેઓ બીલકુલ દયા લાવતા નથી. મેં જ્યારે નગરશેઠને આ દુઃખનો હેવાલ જાહેર કીધો ત્યારે તે, હા, તો ઉપાય કરીગેછ, એમ કહી કહીને દાહાડા કાહાડી વાયદા કરે છે. લોક જાણે કે ગરીબને માટે કંઇ થાય છે, પણ કંઇ નહી. ગુજરાતી ને અંગરેજી ન્યુસપેપરમાં પણ વાત ચાલી છે; પણ ભિખારીદાસ! કાલે મેં સાંભળ્યું કે તે શુભ વાત તો લાંબી સોડ તાણીને સુઇ જાય છે." મેં કહ્યું; રે તેમ ન થાય! "ભિખારીદાસ! એમજ થવાનુંછ. નિર્દય શેઠીઆ, ગરીબની દશા જોવાના જ નહી, ભાષણ અને ન્યુસપેપરોને ગણકારવાના નહીં, પોતાની નગરમાં ફજેતી થશે તેથી બીવાના પણ નહીં, અને તેઓ કંઇ જ કરવાના નહીં." મેં કહ્યું; ભાઇ તું એમ શું સુકનમાં બોલે છ?

**મોદી**—"ભિખારીદાસ! મુઆ તે. જેનું હૈયું વજ્જરનું હોય તે પણ પ્હલળે, પણ આ તો કોણ જાણે શી જાતના રાક્ષસો છે કે જેની આંખમાં (હૈયામાં તો કાંથી) દયા જ નથી. બસ જવાદે, તેઓનાં નામ દેવાં એ પાપનું કારણ છે. હશે; બચારા અનાથોના નસીબ જ એવાં. તેઓનાં કરમમાં દુઃખ ભોગવવાનું હશે તે કેમ મિથ્યા થાય? ઓ ઉજનના વિક્રમાજીત! તમારા અંશ અમારા શેઠીઆમાં મુકો. ઓ ભગવાન! તેઓનામાં રુડી વાસના મુક! વારુ ભાઇ જેગોપાળ."

**ભિ૦**—ઓ મારી વિજળી! આટલી વાત સાંભળી વિચારમાંનો વિચારમાં ધુંધવાતો ઘેર આવી સુઇને રોતો હતો, તેટલામાં તું આવી પોંહોંચી. આ પ્રમાણે વાત છે. તે વખતની મને ચિતળી ચડી છે-કણકણા પળે પળે આવે છે તે તું જોય છે જ. શરીરે ગોબરી ગોબરી થઈ ગઈ છ ને કંઠ બેઠો છે ને કોઠામાં તલપુર જગા દલગીરી વનાની નથી તેથી હું ઘણો જ વ્યાકુળ છું ને એભક ખાંઈ ગયો છું.

(આટલું કહીને **ભિ**ખારી આંખ મીચીને પડ્યો, એટલે **વિ**જળી જે સ્તબ્ધ જ થઈ ગઈ હતી તેણે પડતાં પડતાં અડોશીપડોશીને સાદ કરી આવી, કંઈ ઓસડની તજવીજ કીધી. પણ તે કરાં જેવો ટાહાડો થઈ ગયો તે જોઇને)

**વિ૦**—વાહાલા! ઉઠોની! આંખ ઉઘાડોની! શું મારું કરમ ફુટ્યું? (સારીપઠે તે રડી, પણ ડાહી ઘણી હતી માટે ધીરજ પકડીને વરને હળવે ઢંઢોળે છે. એવામાં **ભિ**ખારીએ પાછાં પોતાનાં પાસેના સમયના ચિહ્નમાં જોસ્સાથી માણસો ભરાયાં હતાં, તેની હજુરમાં કાલાવાલાથી નીચે પ્રમાણે મોટે સાદે શેઠીઆઓની વિનંતિ કીધી.)

**ભિ૦**—મને નામ પરમાણે ખરેખરો ભીખારી ભગવાન તેં રાખ્યો છે—તારી ઇચ્છા; મારાથી કંઈ ધરમદાન થયાં નથી (કેમકે ઉપાય નથી), સાટે તું ક્ષમા કરજે. મને જો પૈસા આપ્યા હોત તો ગરીબનું દુઃખ વેહેલું નિવારણ કરત. ગરીબનાં દુઃખડાં જેને વીતે તે જાણે. શેઠીઆઓ! જેટલા ગરીબ લોક છે તેટલા શું ધુતારા હશે? ના, ના, એમ ન સમજો. સરકાર! તુને ગરીબ રૈયતની

દાઝ આવે છે; તે ધણાંવાંનાં હમારે માટે કીધાં છે; પણ જે શેઠીઆઓને કરવાનું છે તે તેઓ કાં નથી કરતા? ઓ ઘેલાસા ને ડાહ્યાસા! ઓ નથુસા ને પથુસા! એ હીરાસા ને ઢોંડાસા! કંઈ તો રે'મ નજર કરો; તમારો જીવ તેવો અમારો જીવ છે. મુઆ પછી તો આપણે સહુ સરખા છૈયે. રે તમારાં ખોળીઆંની પણ ખાખ થવાની છે ને હમારાની પણ. નાગા આવ્યા છ ને નાગાં જવું છ. તમારો પૈસો કંઈ સાથે આવવાનો નથી. સાથે આવશે પુણ્ય ને પાપ. હમે ગરીબો મરી રહ્યા છ તેને ન દમો. રેહેવાને એક ચાલ તો બંધાવી આપો. ઓ મારા ભગુ! છેલ્લો ભેટ મને બાપુડા. ઓ હિણાં કરમનાં! રે તમે, હું અભાગીના કરમનાં દુઃખ જોવાને કેમ સરજ્યાં છો. ઓ શેઠીઆઓ! પેલી પોળના ગરીબોને માટે, રે આપણા નાતીલાને માટે, આપણી રાંડીરાંડોને તથા તેઓનાં છોકરાંને માટે, કંઈ જ નહીં કરો? આ મારી વિજળી કાલે રંડાશે ત્યારે કોઈ એની અને ભગુની સંભાળ નહીં લે? (વિજળી બિજા ઓરડામાં જઈને પોક પોક મુકીને રોય છે). હરગોવનસા, મારા અસલના પડોશી! બેસો તમને કહું: જનાવરનો જીવ પ્રથમ પાળવો કે માણસનો?

**હરગોવન**—માણસનોસ્તો; પણ લગાર તમે ધીમા પડો ભિખારીભાઈ. કોઈનું દુઃખ સંભારી તમારા દુઃખમાં ઉમેરો શું કરવા કરો છો? ઈશ્વર કાલે દહાડો સારો આપશે. ધીરજ પકડો, શ્રીજીબાવાને કીડીએ કીડીની ચિંતા છે તો આપણ નિરપરાધી ગરિબ રાંક જાત ઉપર કરુણા નહીં લાવે? ભાઈ, ગભરાઓ નહીં. હોય! શ્રીરણછોડજીનું સમરણ કરો.

**ભિખારી**—શ્રીજીબાવા! ઓ જગન્નાથ! ડાકોરજી! ડાકોરજી! શ્રીરણછોડજીકી જે! હું શું કેહેતો હતો?

**હરગો૦**—ભિખારીદાસ, શ્રી નાથજીનું સમરણ કરો.

**ભિ૦**—હેં હેં આવ્યું યાદ. માણસનો જીવ પ્રથમ પાળવો. એમ છે તારે પેહેલી તે પાંજરાપોળ કે પેહેલો તે ગરીબને માટે આશ્રમ? જનાવરો તાંહાં ખાઈ ખાઈને ઓરું કરે છે, ને હમારી કાયાના જઠરાગ્નિની લાહે ભડકા ઉડે છ. રે ભુખ્યાતો પડી રહીયે, પણ તડકા તાહાડ ને વરસાદથી બચવાને કંઈ ઝુંપડું તો જોઈયે? શેઠો સમજો; પરોપકારનું ઘણું પુણ્ય છે. તમારાથી હમારી આંતરડી કળકળે છે તે જોવાય છે જ કેમ? તમારાં ભાગવત પુરાણ ને શાસતરમાંથી કેટલા દાખલાઓ તમને વ્યાસજીઓએ કહ્યા હશે? ઈશ્વર તમને ને હમને કસે છે. તમને એટલા માટે કે મદે ફુલાઈ જઈ તમે પોતાને જ સુખ કરો છે કે ગરીબની દાદ સાંભળો છો અને અમને એટલા માટે કે હમે દળદ્રી થઈને પાપ તો નથી કરતા? સઘળા તે વિચારવાળા કાંથી હોય કે મારા જેવા દળદ્રી થઈને પાપ ન કરે? પણ બિજા ઘણું કરે છે તે તમને થયું જાણવું. કેમકે તેઓ નિરાશ્રિત છે ને તમે તેના સમર્થ ભાંડુ છો. છોકરું પાપ કરે તેનો બદ્દો તેના માબાપને

લાગે છે તે પ્રમાણે જાણવું. એક તો આ રીતે તમને પાપ છે ને બિજું તમારી તરફની ફરજ હમારી તરફ બજાવતા નથી એ બીજું પાપ છે. તમે ઉંચ વરણના વૈષ્ણવ થઇને તમારી આંખ ઉઘાડીને આ હમારાં મહાભારત દુઃખમાંથી થોડા ઘણા પણ હમને મુક્ત શા માટે નથી કરતા? શેઠીઆઓ, હમારા નીસાસા હમે કોને કહીયે? એક કહીયે છ પ્રભુને ને બિજા કહીએછ તમને. માટે અનાથની વિનંતી માની લઇને કંઈ આશ્રમ બંધાવાની તાકીદ કરો! સુરતના ફુલચંદ શાની પઠે કરૂ? તમારી સંભાળ કોણ લેશે? ઓ ગાંડીઆ ભગુ! તમને બાળું હું! ધિઃકધિઃક (તે કપાળ કુટે છે) ના; ના; ના. ઓ વિજળી, સંભાળીને ધીરજથી રેહેજે. ભગુની બરદાસ રાખજે ને જેટલો હું લવ્યો છ તે લવારી ખોટી નથી, ખરેખરી છે તે મારા મુઆ પછી શેઠીઆને કહી સમજાવી આવજે. (તેની જીભ ટુંકી થઈ ગઈ છે, પણ બોલે છ). મારી પાસ તો કંઇ (હાથે વતી કેહે છે) નથી. તેઓ જો તમારી સંભાળ લે લે લે તો ઠિક; નહિં તો તો તમારો વા—વાલી—શરી—શરી રણછોડજી—

(આટલાંનીજ સાથે તેના રામ રમી ગયા. વિજળી આ સઘળું સાંભળીને સડક જ થઈ ગઈ હતી તે ઓરડામાંથી દોડતી આવીને વરને કોટે બાઝી પડી તેવીની તેવીજ વળગી રહી; ભગુને કોઈ પડોશી લઇ ગયું.)

હરગો૦—વગેરે સારા પડોશીઓએ આ શોકવાળી હકીકત નગરમાં જાહેર કરી છે. હવે જોઇએ શેઠીઆઓને દયા આવે છે કે હજી પણ નિર્દય રેહે છે? રે આ વાત સાંભળી કોણ આંસુ નહીં પાડે? ઓ ભગવાન! ગરીબના મોં સામું જો. ને શ્રીમંતોને સારાં કામ ઉઠાવવાની બુદ્ધિ વે'લી આપ, એટલી ભિખારીદાસના ઘરની માઠી હાલત ઉપર શોક કરનાર એક મિત્રની પ્રાર્થના છે.)



## ૨. તુળજી—વૈધવ્યચિત્ર.*

### નાયક અને રંગલો.

નાયક—અલ્યા કોણરે તૂં આ અડબંગ? જંગલી, બોલતો કેમ નથી?

રંગલો—શૂં રે? તું શું મને બોલાવેછ?

ના૦—અહિં આવ અહિં.

રં૦—તો, આવની ગરજ પડે તો.

* આ વિષય શુદ્ધ નાટક રૂપે દેખડાવાય તેવો નથી. કારણ કે નાટકપાત્ર જે મોટું ને તેમાંના મનુષ્યોનું પરસ્પર ભાષણ, જે સુરસ ને લાંબું જોઈએ, તે આ વિષયમાં બરાબર આવતું નથી. એ વિષય ગદ્યપદ્યવાતરૂપે અને છુટક કવિતારૂપે જ સારો શોભે છે. તો પણ વિધવાનાં દુઃખો અને તેઓથી થતાં પાપોથી લોકોને જાણીતા કરવા સારૂ જે જે

ના૦—આવ આવ કંઇ કામ છે.

રં૦—શું કેહેછ? બોલની? બોલની? બોલની? માથું કાં શેડાવેછ?

ના૦—હું પુછુંછ તૂં કોણ છે?

રં૦—આંખે શૂં દેખેછ? પડળ આવ્યાંછ? માણસ છૈયે તે દેખતો નથી?

ના૦—તું માણસ છે? કિયા કાળનો તું માણસ છે? માણસ તો નથી દેખાતો. હડખાયા કુતરા જેવો દેખાય છે.

રં૦—મને કેહેછ તારે તૂં નહીં કે? તૂં ને હું સરખા જ છૈયે તો.

ના૦—જે માણસો માંસ ખાય છે તે શું હાડકાં ગળે બાંધીને ફરે છે? માણસનું રૂપ છે ખરું, પણ ગુણમાં તો તું પશુ સરખો પણ નથી. માણસની પરીક્ષા તેના રૂપ ઉપરથી થતી નથી, પણ તેના ગુણ ઉપરથી થાય છે–માણસમાં માણસાઈ હોય તો તે માણસ.

રં૦—જોની આ! આજ કાલનો શિખામણ દેવાને આવ્યો છે? દે શિખામણ તારાં ઘરનાંને.

ના૦—ઉભો રેહ. સામું બોલેછ?

રં૦—શૂં આંખે બેઠેલો દેખેછ? આ તારી સામા ઉભો રહીને બોલું જ છું, તો હવે કહેછ શૂં? (આ પીડા કાંથી વળગી)

ના૦—ચાલ—હવે આડું મૂકી દે.

---

તજવીજો (ગદ્યપદ્યલખાણ, તેમનાં વાચન, તે સંબધી જાહેર ભાષણો વગેરેથી) થઈ છે, તેમાં માત્ર નાટકરૂપે વૈધવ્યચિત્ર દેખાડવું બાકી રહ્યું હતું તે ખૂટ પૂરી પાડવાને મરડી મચરડી આ ગ્રંથ રચ્યો છે. એ ગ્રંથમાં નવું થોડુંજ છે. એ બાબત જે મારું ગદ્યપદ્યમાં લખાણ છે તે બધાંમાંથી કેટલીક વાત ચૂંટી કાહાડી, અહીં નાટક જેવા આકારમાં ફેરફાર કરીને મુકી છે. જો કે નવું થોડું છે તો પણ શુદ્ધ નાટકનો આટલો નવો ગ્રંથ રચતાં જેટલો કાળ જાય તેના કર્તા ત્રમણો કાળ મારાં આગલાં વૈધવ્યચિત્રને નાટક જેવા આકારમાં મુકતાં ગયો છે. એ ચિત્ર, નાટકશાળામાં દેખડાવ્યાથી લોકના મનઉપર ઘણીજ અસર થશે અને પછી લોકો વિધવા સ્ત્રીઓના પુનર્વિવાહ ખરેખર કરવા માંડશે અને મારો પણ એટલોજ રહી જતો મનોરથ પાર પડશે, એ હેતુથી મેં આ ઘટતો સંગ્રહ કર્યો છે. મુંબઈ તા૦ ૧ લી અક્ટોબર ૧૮૬૩.

મારો વિચાર ગુજરાતી નાટક મંડળી કાહાડવાનો હતો ને તેમાં પ્રથમ વિધવાના દુઃખ દરશાવવાનો હતો અને તેને માટે મેં નાયક અને રંગલા વચ્ચેનો સંવાદ—તાપીદાસની દુકાન વગેરે પ્રવેશો લખી ૧૮૫૯ ના બુ૦ વ૦ ગ્રં૦ માં છપાવ્યા છે. પણ પછી અવકાશ ન ફાવ્યાથી બીજા પ્રવેશો લખાયા નોતા, તે ૧૮૬૩ માં ઉપર કહ્યા પ્રમાણે લખાય છે. સ્વતંત્ર અને ઉચી પ્રતિની નાટક મંડળી કાહાડવાની ઘણી તજવીજ કીધી ખરી, પણ તે ઉભી થઈ શકી નહીં.

રં૦—ચાલ? તારે લે આ ચાલ્યો. (ચાલે છે) વખત, લેણુ, મૂઠ, નાડ, આંખનીઆડ, બાંગો વૈદ, જગુ એક ને બળે તારો ટેક.

ના૦—અરે ગાંડા! હું કહુંછું કે આડા આડા જવાબ કેમ દે છે?

રં૦—તારે એ આ આડા! ભુલ્યો ભુલ્યો બાપ, હમણાં આણી દઉં જ બાપ! એ આ ઊભા.

ના૦—શું આણી દે છે?

રં૦—આ ઊભાં ઊભાં બોલાવી આણું છું મારા બાપને. કેમ બોલાવી આણું કે નહીં ?

ના૦—અરે મારે શૂં તારા બાપને રડવોછ? બાપ નહીં જબાપ.

રં૦—એમ ભસની તારે. અમસ્તો કાં ગભરાવેછ?

ના૦—હશે; તારું નામ શું તે કેહ. ટકટક ન કર.

રં૦—ટકટક તો તૂં મારા સામૂં જોયાં કરેછ. કેહ, કેહ, શું પુછેછ ?

ના૦- હું પુછુંછ ટેકચંદ, તારું નામ શું? કેટલી વાર કેહેવડાવેછ ?

રં૦—મારું નામ? મારું નામ ? મને તો રંગલો કહે છે.

ના૦—રંગલો ?.

રં૦—મારું નામ દીધું! મારું નામ દીધું! મારું નામ દીધું!

ના૦—તેમાં તને આટલો હરખ કાં થયો રે ?

રં૦—જાણતો નથી નામ તો પરમેશ્વરનું દેવાય છે.

ના૦—વારુ! ખરું કેહ, મશ્કરીની વાત નહીં. તારું નામ મારે લેવું તે રંગલો કે બીજું કંઈ?

રં૦—નામ તો એ જ, પણ ખબરદાર મારું નામ લીધુંછ તો. નામ દેજે ખરો.

ના૦—તું જંગલનો રેહેનાર અને નામ શેનું ધરાવે રંગલો ?

રં૦—તારી પઠે જુલાબ નથી લયાં કરતાં કે જંગલ જયાં કરિયે.

ના૦—તારે તું જંગલવાસી નહીં ?

રં૦—જંગલમાં જઇએ માટે રંગિલા હોઇએ કે? જંગલની શોભામાં જે રંગ છે તેની આગળ શેહેરની શોભા તો પાણી ભરે છે. જા જા, તું જંગલ જા કે પછી હું જંગલ જાઉં. અલ્યા બાપ, ખાંડ રખે ખાતો.

ના૦—ચલ ચલ, ગંદુ ગંદુ ન બોલ.

રં૦—જંગલી કેહે કે ઢીંગલી કેહે. મારું ખરું નામ તો રંગલો ને કેહતો ગાઉં જગલો.

ના૦—ગા વારું જોઉં ?

રં૦—(ગાય છે)

હું બની બનાવું, રંગ ઉપજાવું, હસવું લાવું, ખડ ખડ ખડ;
ફરેબ લગાવું, ક્રોધ જગાવું, આંસુ પડાવું, દડ દડ દડ!
સહુને નચાવું, તાળા કરાવું, વળિ વરસાવું, ભય ભય ભય;
ખોડ છુપાવું, બહુ જશ પાવું, સહુને અપાવું, જયજય જય!

ના૦—બહુ સારૂં. આજ અહિં જ રહેજે. તારે ઘેર કંઈ કામ તો નથી? અહીં રહીને મને મદદ કરજે.

રં૦—મહેનતના બદલામાં શું અપાવશે?

ના૦—જો બરાબર રંગ ઉપજાવ્યો તો જશના બદલામાં તાળીઓ પડાવીશું ને પાટિઆં ઠોકાવીશું.

રં૦—તારે ગુણની કદર જાણનાર તો કોઈ નહીં કે?

ના૦—ભાઈ સાંભળ—જાદુગરનો ખેલ જોવાને ઠઠ મળી હોય છે, પણ જે વેળા તે ટોપલી ધરે છે તે વેળા સહુ ભુરરરર થઈ જાય છે. તેવી દુનીઆની રીત તો છે. પણ આજની સભા શઠ નથી, રસિક છે; માટે તે તારી ગુજ જાણશે જ જાણશે.

રં૦—તારે ગમે તે અપાવજે. પણ હમણાં કસુંબો પીવાડે તો ઠીક; અમલ ઉતર્યો છે તે કસુંબો જોઇયે.

ના૦—સુખે કસુંબો લે ને હુકો ગગડાવ.

રં૦—અલ્યા તું મને બનાવેછ, પણ તું પોતે કેહેતો નથી કે "હું ફલાણો મુઓછ" તું કોણ? તું આ જંગલમાં કેમ? મારૂં શું કામ છે? એ સઘળું કેહેતો કેમ નથી?

ના૦—તને એક વાર કહ્યું નહીં કે આજ અહીં જ રહેજે? અમલ ચઢ્યો કે શું? હમણાંવતીજ બનવા માંડ્યું કે? આ જંગલ નથી; આ જગાનું નામ તો રંગભૂમિ. રંગમંડપ પણ કેટલાક કેહે છે. મારૂં નામ નાયક.

રં૦—નાયક તે?

ના૦—આજ જે નાટક કરવાનું છે તેનો હું મુખ્ય કારભારી છઉં. હવે તારી કટકટ બંધ થાય તો આજ રાતે લોકને નાટક કરી દેખાડવું છે તે દેખાડિયે. ડાહ્યો થઈ જા.

રં૦—લે બાપ, લે હવે ડાહ્યો થયો. તેં શું કહ્યું? નફ્ટ ચાલને સારૂં લોકની ફજેતી કરી તેમનાં નાક કાપી આપવાનાં છે?

ના૦—અરે ઘેલા! બોલ મા, લોકને માઠું લાગશે. નાક નહીં નાટક.

રં૦—હા હા તેસ્તો. (ગોખે છે) નાટક, નાટક, નાટક કરવા નાક ટક, નાક કટ! રે ભુલુંછું નાટક નાટક નાક કટ થવાનું છે.

**ના૦**—જો હવે તારે ભરુસે. સઘળે પ્રસંગે ઘટતી મદદ કરજે.

**રં૦**—પણ નાટક એટલે શું ? અને શેનું નાટક.

**ના૦**—જેવું જે હોય તેવું તેને તેવાં થઈ બતાવવું તે નાટક.

**રં૦**—હું કંઇજ સમજ્યો નહીં.

**ના૦**—મેર તારે, પણ રખે ગભરાતો રંગલા ! તારામાં સમયસૂચકતા અને નકલ કરવાની શક્તિ છે એટલે તને કોઈ વાતની અડચણ નહીં પડે.

**રં૦**—ગમે તે હોની-નાટક હો કે ઝાટક હો. સમો જોઇને બટકબોલું કરીશું.

**ના૦**—અમલમાં બેઅદબી રખે કરતો હો-ડાહ્યો રેહેજે.

**રં૦**—હો હો હો. નીરાંતે રેહેવાનો બાપ. ચલ હવે કરવાનું હોય તે કર.

(પછી બે જણ છૂટા પડે છે).

---

**રંગલો.** (એકલો)

આજની રાત અહિયાં જ મઝા કરીશૂં. કહાં બૈરી છોકરાં છે કે ફીકર. હાથમાં છે મુશળ એટલે જહાં પડ્યા ત્યાંહ ખેમ ને કુશલ. સાળું નાટક તે કેવું હશે? રડવાનું આવશે કે હસવાનું? નાયક કેહતો હતો કે બંન્યો આવશે. ગમે તે આવોની. પણ રડવાનું આવે તો ઠીક કે ડાહ્યો રહું. હસવાનું આવ્યું કે હાથમાં નહીં રેહેવાના.

[**તાપીદાસ**, તેની દુકાન, તેને ઘેર કાંણુ અને એક કુબેર નામનો મસ્કરો.]

**નગીનદાસ**—શેઠ સાહેબ, જેગોપાળ.

**કુબેર૦**—( નગીનદાસને પટેલ હળવે કેહે છે ) પથ્થર લઇને કુટો કપાળ.

**તાપીદાસ**—આવો; તમારે કેમ આજ તસદી લેવી પડી ?

**નગીનદાસ**—મારા છોકરા ગુલાબદાસના અમદાબાદમાં વેશવાળ થાય છે માટે રૂ. ૧૦૦૦) ની હુંડી કરાવવા આવ્યો છઉં.

**તાપી૦**—બેસો બેસો; કોઈ છોકરો છે કે? લાવો ચમચી; નગીનદાસને પાન સોપારી આપો. હરકીસન, તાકીદથી એક હજારની હુંડી લખ તો.

**હરકી૦**—લખું છું શેઠ.

**નગીનદાસ**—શેઠ, હુંડીઆમણ શું નક્કી કર્યું ?

**તાપી૦**—બેસોની તમે હવે. તમારી પાસથી કંઈ વધારે લેવાના છૈયે! જાઓ મારા સાહેબ. ગામના ભાવ કરતાં એક આનો ઓછો આપજો.

**કુબેર૦**—( પોતાના શેઠને કેહેછે ) જો જો શેઠ. તાપીદાસભાઈ ઓળખીતાને બમણું ન મુંડે.

**નગીન૦**—અરે બેવકુફ; મોંડામાંથી ગમે તે શું બોલેછ? તું બેઠો બેઠો જોયાકર.

**તાપી૦**—ના, કંઇ નહીં; એ તમારો પટેલ છે કે નગીનદાસ?

**નગીન૦**—કાલેજ મેં એને રાખ્યો છે. ( કુબેરના સામું જોઇને (કેહે છે) જંગલી ભાઈ તે ગમે તેમ બોલ્યા. પણ માણસ ઓળખીને બોલવું કે નહીં?

**કુબેર**—મારે શું? કરાવોની તારે તમારું કાટલું.

**નગી૦**—જોયુંકેની તાપીદાસ! જંગલીને માથે તે સીંગડાં ઉગે છે! આવા માણસ સાથે કામ પાડીએ! એકલાને હુંડી કરાવવા મોકલ્યો હત તો નવતું સાડી તેર ન વેતરી આવત?

**કુબેર**—શેઠ સંભાળીને બોલજો. હમને કંઈ દરજી બરજીદીઠાકે? હમે કપડાં વેતરીશું, તારે તમે કાપડાં નહી વેતરો કે?

**નગી૦**—( કુબેરને ) ચલ, રોંચાની પઠે બળક્યાં શું કરેછ? જીભ સખણી કેમ નથી રખાતી?

**તાપીદાસ**—ના, પણ નગીનદાસ, મને કહ્યું તેનું તો કંઈ નહીં; આ તો ઘર છે, પણ બીજે ઠેકાણે લગાર વિચારવાનું થઈ પડે.

**નગી૦**—ના શેઠ. હું એ ગોંજાને સારી પઠે સમજાવીશ.

**તાપી૦**—એક પોણા બે રૂપીઆ ને બે આના આપો નગીનદાસ. કેમ હરકીસન હુંડી લખી કે? નગીનદાસ ખોટી થાય છે. ( એટલામાં દલાલ આવ્યો )

**નવલચંદ દલાલ**—કેમ શેઠ મુંબઈની લેશો?

**તાપી૦**—કટ:

**નવલ૦**—સુરતની?

**તાપી૦**—કચ:

**નવલ૦**—કલકત્તાની? ઇંદોરની? ભરુચ સવા નવાણું. કરો કરો કંઈ સોદો કરો.

**તાપી૦**—વડોદરાનો શો ભાવ રાખ્યો?

**નવલ૦**—અઠ્યાસી ઉપર સાડા ચાર આના. કેમ હુકુમ આપોછ?

**તાપી૦**—નહીં, ઉંઅં:

**નવલ૦**—શેઠ, કોઈ દાહાડો તો હમને રળાવો. શેઠ, મુંબઇની લો; ઠીક છે, મારું કહ્યું માનો.

**તાપી૦**—બે માથાંની દલાલી માટે આટલી હઠ્ઠ કરતો હઇશ.

**નવલ૦**—દલાલી ન આપશો પછી કંઈ? આટલા દાહાડા તમારે તાંહાં આવુંછ, પણ તમે કંઈ મારે હસ્તક હજી સોદો કર્યો નથી. શેઠ મેહેરબાની કરો.

તાપી૦—જાજા, પછી આવજે. વડોદરું હડી આને આપનાર હોય તો લાવ.

નવલ૦—શેઠ હડી આને તો નહીં મળે. સાડે ત્રણે લાવું, હુકુમ આપો તો.

તાપી૦—ત્રણ આને હોય તો લાવ; ત્રણ હજારની લઇશ.

[નલવ ગયો.]

ગંગાદાસ દલાલ—શેઠજી. મુંબઈ સાડી નવાણું; ભરુચ સવા નવાણું; વડોદરું ૪ આના; કલકત્તા પોણીસો; ઈંદોર સવા ઉપર; પુના સાડાચાર ઉપર.

તાપી૦—ના.

ગંગા૦—કરો કરો.

તાપી૦—ના ભાઈ ના. ગંગાદાસ, ચીનાઈ સાટીન કાલપરમ સારી જોઇને લાવજે.

ગંગા૦—વારુ શેઠ. બીજું કંઈ?

તાપી૦—ના. ખામુંખા લાવજે, શેઠાણીને કમખા સારુ જોઇએછ.

ગંગા૦—કાલ તો નહીં, પણ પરમ દાહાડે ખચીત લેતો આવીશ.

[ગંગાદાસ ગયો.]

સુખરામ—કેમ શેઠ? કંઈ કરશો? સુરત એકપાન.

તાપી૦—ઓછી કે? લાવ બે હજારની.

સુખ૦—શેઠ મશ્કરી શું કરોછ?

તાપી૦—ઠઠ્ઠા બળી ગયોછ કે મશ્કરી કરીશું; ચલ હોય તો લાવ.

સુખ૦—એક પાન ઉપર તો હું કહુંછું. બાકી ભાવ તો પાંચ આના છે.

તાપી૦—ના મહારાજ, આપણે નહીં જોઇયે. પણ કેહ, સહી કરાવી લાવ્યોછ?

સુખ૦—હુકુમ આપો. હું આવીને નામ કહું.

તાપી૦—જાઓ; સહી કરાવી લાવો, પછી થઈ રેહેશે.

[સુખરામ ગયો.]

વીરચંદ—શેઠ સાહેબ, મુંબઈ તરફ મરજી થાયછ? સાડી નવાણુંમાં પા આનો ઓછો.

તાપી૦—કચ:

વીર૦—ભરુચ, સુરત, કલકત્તા, ઈંદોર, કંઈ પણ?

તાપી૦—કચ:

વીર૦—વારું, વડેદારું સવા ત્રણ આને?

તાપી૦—આસામી કોણ છે? કંઈ ગડબડ જેવું તો નથી?

**વીર૦**—સારો સુનામોહોર જેવો.

**તાપી૦**—જા. ૨૦૦૦ ) ની વડોદરાની ત્રણ આને લેજે અને કલકત્તાના ચૌદ આના હોય તો ૫૦૦૦ ) ની વેચવાની છે.

**નગીન૦**—શેઠજી પેલી હુંડી લખાઈ હોય તો અપાવોની, ખોટી થઇયેછ.

**તાપી૦**—લાવરે હરકીસન પેલી હુંડી, હું સહી કરી આપું. (પછી આપે છે)

**નગી૦**—વારુ સાહેબ, જે ગોપાળ.

**તાપી૦**—દીકરાના લગન કરીને વેહલા પાછા આવજો.

**કુબેર૦**—પાછા નહીં વળે તો શું તહાંજ મરશે? (નગીનદાસને કહે છે) શેઠ એવું હોય હોય તો હું તમારી સાથે ન આવું.

**નગી૦**—( કુબેરને ) ચલ કાલથી તું મારે ત્યાં ન આવ તો. તારું બે દહાડાનું ચુકવી લઇ જજે.

**કુબેર૦**—ઓછી પીડા. ( એમ કહીને આડે રસ્તે ચાલ્યો ગયો. નગીનદાસ અને તેનો પટેલ ગયા પછી ખેપીઓ કાગળ લઇને દોડતો દોડતો આવ્યો.)

**ખેપીઓ**—શેઠ, તાપીદાસ વરજીવનદાસની દોકાન અહીંજ કે ?

**તાપી૦**—બહાર કોણ બુમ પાડે છે ? કેમ કોઈ જોતું નથી ?

( એકદમ સઘળા મહેતાઓ અને ચાકરો એટલે આવ્યા અને ખેપીઆની પાસે જમનાદાસ હતો તેણે કાગળ લીધો અને પછી દોડતો દોડતો જઇને કહે છે )

**જમના૦**—શેઠજી કંઈ વધામણી ?

**તાપી૦**—(સરનામું વાંચે છે પુજારાધે શ્રી* પાંચ નગરશેઠ તાપીદાસ વરજીવનદાસને સુરતમધે પોહોંચે. ઠા. નગરશેઠની પોળમાં. તાકીદનો છે)

કેમ ખેપિઆ, તારું મોહોડું ઉતરેલું દેખાય છે? કંઈ ગરબડ છે કે?

**ખેપીઓ**—છે ખરી સાહેબ.

**તા૦**—કાગળ ઉપર શુભ છે એમ લખ્યું નથી, માટે કંઈ હશે ખરું. વારુ ઘરડાનું છે કે કોઈ કારીનું?

**ખે૦**—જો ખરેખરું કહીશું તો પૈસાને માટે બે દાહાડા અથડાઇશું, માટે ( હું જુઠુંજ કહું, એમ વિચારીને બોલ્યો) શેઠ કંઈ ફીકર કરવા જેવું નથી.

**તા૦**—લે આ ચિઠી આપજે.

"ખેપીઆની મારફતે મોકલેલો કાગળ પ્હોતો હો એવું કંઇ લખી આપીને તથા ખેપીઆને સીધાપાણીનું તથા મજુરીનું રોકડું આપીને વીદાય કીધો. પછી નિરાંત કરી કામથી પરવારી કરીને દુકાનનું કામ વેહેલું વેહેલું આટપી, તાપીદાસ શેઠ

---

* ધાન્ય, ધન, પશુ, પુત્ર, અને લાંબું આવરદા એ પાંચ શોભા.

લુગડાં ઉતારી કરીને કાગળ વાંચવા બેઠા. દુકાન ને ઘર એક જ, તેથી કુટુંબના સર્વ માણસો સ્ત્રી પુરુષો પણ લુગડાં બદલીને સમાચાર સાંભળવાને આવ્યાં. શેઠ કાગળ વાંચીને કપાળે હાથ મુકતા કે ચીસ પાડતા મૂર્છા ખાઇને પડ્યા. તે જોઇને સઘળાં બૈરાંઓએ રોવા માંડ્યું, પણ જાણે નહીં કે કોના સમાચાર આવ્યા. પછી પાછા તાપીદાસ શેઠ વાંચે છે.)

"ત્રીભોવનદાસ આપણી તુલજીના વર મોટા સૈયડથી પંદર દાહાડા રીબાઇને પોતાની ૧૮ વરસની ઉંમરે આસો સુદ દશેમને દાહાડે દેવલોક પામ્યા છે. ઘણું માઠું થયું છે."

(પછી બૈરાંઓ અને પુરુષો પોક મુકીને રોવા અને છાતી માથાં કુટવા લાગ્યાં. ને નાતમાં તથા ગામમાં હોહોકાર થઇ રહ્યો. પછી સગાંવાહલાં અને ન્યાતનાં ઘેર આવી એકઠાં થવા માંડ્યાં ને ઘર પાસે આવતું જોઇને કેટલાક પુરુષો બૂમ પાડતા અને કેટલીક સ્ત્રીઓ મુંગીમુંગી પણ જોરમાં ટાંટિઆ ઉઠાવીને આવવા લાગી)

**કોઈ સગો**—ઓ મારી બેનરે.

**બીજો સગો**—ઓ મારા સગારે.

**ત્રીભોવનનો દોસ્તદાર**—ઓ મારા બંધવરે.

**કેટલાક નાતીલા**—ઓ ઓ ઓ.

**બીજા**—એ એ એ.

**શેઠ**—(રોય છે) ઓ મારા બાપરે, ઓ મારી બેનરે, આજ મારાં કરમ ફુટ્યાં. આજ મારું જીવતર ધુળ વળ્યુંરે.

**તળસી**—ઓ બેનરે.

(પછી સહુ ભાએડાઓ ઓ ઓ કરતા તાપીએ ગયા. ત્યાંહાં શેઠને મોટી દલગીરીમાં જોઇને કોઇથી વાત પણ થાય નહીં. જે બરોબરીઆ હતા તે શેઠને પુછતા હતા અને દીલાસા આપતા હતા. કયારે કાગળ આવ્યો? ત્રીભોવનદાસ કેમ મુઆ? હવે બનનાર વસ્તુ તે બની, રડે કુટે શું થવાનું છે. વગેરે. પુરુષો ન્હાવા જવા નીકળ્યા તેની થોડી એક અગાઉ બૈરાંઓની ઠઠ મળેલી હતી ને તે મંડળમાં જબર રોવાં કુટવાં ચાલ્યાં. તે નીચે પ્રમાણે.)

(તુલજીની મા તાપીવહુ તે તો પોકેપોક મુકીને રડે, ઉછળી ઉછળીને કુટે અને જોરમાં પછાડી ખાતી હતી એટલામાં સુરજ કરીને પડોસણ આવી તેણે કુટાવ્યું.

**સુરજ૦**—કુટોરે બાવા, એમ શું ફ્રેડોછ? (એમ કેહેતા કે ધબ્બડ ધબ્બડ કરવા મંડી પડી). "હાય પરોણા, હાય મારીને, હાયરે રાનમાં, હાયરે મેલી, હાય ચરમેસર, હાયરે પતળ્યો, હાયરે રામજી, હાયરે રૂઠો, હાયરે ઘરનાં, હાયરે ભેગાં,

હાયરે ના થયાં, હાયરે જણ્યાં, હાયરે ખોટ પડી ગઈ, હાય સોનાની, હાયરે ચૂડી, હાયરે ભાંગી; હાય પરોણા, હાય હાય હાય."

જમના—(રાજવણુ ગવાડે છે)

"લાડડારે, ઉંચો તે બંગલો બજારમાં, લાડડારે, નીચાં સોનીડાંનાં હાટરે.
લાડડારે, સોનીડો તે આવી એને પર ગયો, લાડડારે, કાંઠલી લઈ આવ્યો મોઘા મૂલની.
લાડડારે, કાંઠલી તે હોરી હોરી શું કરે, લાડડારે, સર્ગ ગયો સણગાર રે.
લાડડારે, ઉંચો તે બંગલો બજારમાં, લાડડારે, નીચાં તે ડોસીડાનાં હાટરે.
લાડડારે, ડોસીડો એને પર ગયો, લાડડારે, સાડીઓ લઈ આવ્યો મોઘાં મૂલની.
લાડડારે, સાડીઓનો હોસીલો તે વહી ગયો, લાડડારે, સર્ગ ગયો સણગાર રે.

(પછી સહુ બેઠાં અને મોહ વાળ્યાં)

તાપી—(વિલાપ કરે છે.) ચાર આંગળાનાં ઝેર ચડાવ્યાં, હાથ ઝાલ્યાનો સબંધ કરી ગયા, અવતાર બગાડી ગયા, જીવતરમાં ઝેર ડોળયું, કએ પડદે રાખીશ, દીકરીનો કેમ અવતાર પૂરો કરીશ, ભર્યા ઘરનાં ભોગવનાર ના થયા, વગડામાં મુકી ગયારે, માથા વાળ્યાં થડ રઝળાવ્યાં, દરીઆમાં ડબકાતી મેલી, રામજી રુઠી ગયોરે.

(તાપીવહુની સાથે બીજીઓ પણ વિલાપ કરતી હતી. અને પછી સહુ રોતાં રોતાં નાવા ગયાં. તે વખત કોઈ રાંડેલી સગીએ તુલજીને પોતાના ઘરના વાડામાં લઈ જઈ બેસાડીને એક ચુડી ભાંગી ને પછી તે તેને નવાડીને ઘરમાં એક ઓરડામાં બેસાડી આવી. ને પછી બૈરાં પણ નાઇને રડતાં રડતાં આવ્યાં ને પાછાં કુટવા લાગ્યાં. ને થોડીકવાર પછી ભાયડાઓ પણ નાઇને ઓ ઓ ઓ કરતા આવ્યા. તે વખત બૈરાંઓએ જોસમાં કુટણું ચલાવ્યું. પછી શેઠે પાણીનો કોગળો કીધો ને સહુને રજા આપી કે લુંગડાં બદલો ને સહુ પોતપોતાને ઘેર ગયા.)

અંબા—(રાજિયો ગ૦)

"લાડડારે, અગર ચંદનના ઓરડા, ઓઅરે લાડા હાયહાય.
લાડડારે, સૂખડ રચીઆં કમાડરે, ઓઅરે લાડા હાયહાય.
લાડડારે, સાગ સીસમના ઢોળિઆ, ઓઅરે લાડા હાયહાય.
લાડડારે, અસારા ડમરાના વાણરે, ઓઅરે લાડા હાયહાય.
લાડડારે, મશરુની તળાયરે, ઓઅરે લાડા હાયહાય.
લાડડારે, અતલસના ઓસીસડાં, ઓઅરે લાડા હાયહાય.
લાડડારે, ગલવટ ગાલ મસૂરિઆં, ઓઅરે લાડા હાયહાય.
લાડડારે, ભેરવના ઓછાડરે, ઓઅરે લાડા હાયહાય.
લાડડારે, સાહેબો પડયો રંગઢોલિએ, ઓઅરે લાડા હાયહાય.
લાડડારે, ઝીણી ખજુરીનો વીજણો, ઓઅરે લાડા હાયહાય.

લાડડારે, ઉભાં વહુઆરુ ઢોલીડે, ઓઅરે લાડા હાયહાય.
લાડડારે, વાએ ઢોળંતા પુછીઉં, ઓઅરે લાડા હાયહાય.
લાડડારે, બોલાવ્યા બોલે નહીં, ઓઅરે લાડા હાયહાય.
લાડડારે, ઢંઢોળ્યા જાગે નહીં, ઓઅરે લાડા હાયહાય.
લાડડારે, પાટણ ગામને ગોંદરે, ઓઅરે લાડા હાયહાય.
લાડડારે, ચાચરે ચરુ ચડાવિઆ, ઓઅરે લાડા હાયહાય.
લાડડારે, ઓરી તે ચોળ મજીઠરે, ઓઅરે લાડા હાયહાય.
લાડડારે, રંગી ત્રીભોવનની પાઘડી, ઓઅરે લાડા હાયહાય.
લાડડારે, રંગ્યા વહુઆરુનાં કસુંબરે, ઓઅરે લાડા હાયહાય.
લાડડારે, ભરદરીએ વ્હાણુ મેલીઆં, ઓઅરે લાડા હાયહાય.
લાડડારે, મધ દરીએ વ્હાણુ ભાંગીઆં, ઓઅરે લાડા હાયહાય.
લાડડારે, ઉગમણી પડે બુમરે, ઓઅરે લાડા હાયહાય.
લાડડારે, આથમણીરે પડે ચીસરે, ઓઅરે લાડા હાયહાય.
લાડડારે, કોઇ કહે સાહેબો મારીઓ, ઓઅરે લાડા હાયહાય.
લાડડારે, કોઈ કહે જુઠી વાતરે, ઓઅરે લાડા હાયહાય.
લાડડારે, ડોળી આવે એની લેકતી, ઓઅરે લાડા હાયહાય.
લાડડારે, કેસરીઆની જાનરે, ઓઅરે લાડા હાયહાય.
લાડડારે, કંકુવરણી એની ચેહ બળે, ઓઅરે લાડા હાયહાય.
લાડડારે, સિંધુર વરણી ધુમાડરે, ઓઅરે લાડા હાયહાય.

(જે વેળા બૈરાંઓ જોરથી કુટતાં હતાં ને પછાડી ખાતાં હતાં, તે વેળા).

મશ્કરો—આ રાંડોને શું ઘેલું લાગ્યું છે? નફ્ફટ લાજ શરમ કંઈ રાખતી નથી, છાતીને ઉઘાડી કરીને કુટે છે. જુઓ સાહેબો રતન વહુ, જમનાવહુ અને અંબાવહુ વાંદરીઓનો નાચ થાય છે.

બીજો જોનાર—પેલી પાસનાં બૈરાં કુટેછ, પણ તેની નજર આપણી તરફ છે.

ત્રીજો જોનાર—બૈરાંની કોટમાં હીરાકણીની કંઠી સારી દેખાય છે.

મશ્કરો—પરેસાનો ઘરેણાં ઘાલીને આવી છે. પોતાના ઇઆરોને મોહોડાં દેખાડવા? રાંડો કુટવા આવીઓછ, કે ધશક માલવા?

(એ જોનાર તિરસ્કાર કરતા હતા પણ જારે રાજીઆનું ગાવું સાંભળ્યું તારે તો મશ્કરો અને બીજા એકદમ શોકમાં પડી ગયા અને બૈરાંની પાસે આવવા લાગ્યા)

મશ્કરો—(આંખમાં આંસુ ને કેહે છે) રે હીંદુઓ! બાલપણામાં કેમ પરણાવો છો રે! તમે પુનર્વિવાહ તો નથી કરતા, તારે એ બચારીનો જનમ કેમ જશે? ઓ બચારી રાંડનાર રે. પ્રભુ તું કંઇ અબળાના ઉપર નજર કર.

(પછી રાત પડી ગઇ હતી તેથી બૈરાં ઘરમાં ગયાં અને તહાં પાછાં કુટણાં ચાલ્યાં અને છેડા વાળીને સહુ પોત પોતાને ઘેર ગયાં. તુળજીનાં સાસરાંની તરફનું કોઈ ન હતું, માટે સઘળી કાણ તાપીદાસને પોતાને જ ઘેર કરવી પડી હતી.)

---

મંગળાચરણ.

(ગીતિ વૃત્ત)

જય જય જય જગદંબા, રંભાં જંભાં સદાય શિવસંગે;
હર હર હર મમ માતા, માતા તાતા વિકાર જે અંગે.—૧
જિવજંતૂ પશુ પંખી, મનુષ્ય વિધવિધ ઘટ ઘટ જગમાતા;
પોષણ તોષણદાતા, તાપ સમાવી કર સહુ સુખસાતા.—૨
સકળ સુરાસુર સેવી, એવી દેવી ક્ષમા કરી વાંક;
વિનતિ કરું કરજોડી, વિધવાબંધો તું છોડ તે રાંક.—૩

નાન્દી

વિધવાપણુની પીડો, પાપો તેથી ઘડાય જે મોટાં;
કરુણા ત્રાસજ ઉપજે, કંપો છુટે વિચારતાં જોતાં.—૪
કુમળી જાતી દાઝે, કુમળી છાતી કયમે કરી સાંખે;
આંખે કવિજન જોઇ, ઉભરા તે કયમ દબાવિ રે રાખે.—૫
વિધવાપણુની મૂર્ત્તી, રસ કરુણા ને બિભત્સથી ચિતરી;
ભાવોથી કરી મિશ્રિત, કવિમતિ પિંછ તે ઘણી લુલી ચીથરી.—૬

સભાજનને વિનતિ.

ગુજરાતીમાં નાટક, આવું આજે પડે પ્રથમ હાર;
સાત્વિક ભાવ ધરીને, સાત્વિકભાવે ભરો સરસ સાર.—૭
વિષય ઉપરથી અથવા, ગુજરાતી મંડળી થઈ જાણી;
શ્રવણ નયનને ઠારી, સુણજો જો જો સુપ્રેમને આણી.—૮

---

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

તુળજી, અંબા, રંગલો.

(બાહારથી વાત સાંભળીને દલગીર થઈ ગયલી તે ધુંધવાતી ધુંધવાતી વેહેલી વેહેલી ઘેર આવીને પોતાની ઓરડીમાં હાય રે! કહી કપાળ કુટીને આસીકાં પર પડી. (પાછી જોસમાં ઉઠીને ડશકાં ખાતી બોલી;)

(ગરબી)

પિયુ એકલડો કયમ, કીધો સ્વર્ગે વાસરે,
સરવ સખી તે અંગ ઉમંગે જાય જો;
વરની સંગે રંગ રમે છે સાસરે,
કરમ આરસી ફુટી મારી, હાય જો.—પિયુ એકલડો૦ ૧
વાઘવરુનાં જંગલમાં, હું એકલી,
સેજ પથારી મુજને, ખાવા ધાય જો;
નથિ થાતી પિઉ સેજ, પથારી રે અલી,
પાડજ માનું પ્રભુ, હું તારો હાય જો.—પિયુ૦ ૨
જનમારો લાંબો, બહુ લેવો છે હજી,
શી શી ઉઠશે અંગે, મારે લાહ્ય જો;
આ સણગારો દેવા, સહુ છે રે તજી,
સજિકરિ હું કહિં ન ફરિ ભુંડિ હાયજો.—પિયુ૦ ૩
ઓ વ્હાલા મેલીને પિયુ કેમરે ગયા,
સુળ સાલેથી, નીસાસા નંખાયજો;
વર વહુના મેળાપો, રે કહીં ના થયા,
મારા તમારા મનની, મનમાં હાય જો.—પિયુ૦ ૪
ભોગ ભોગ રે મારા, તે પિઉ ભોગ રે,
ધણી વગર તે ઢોર, સુના કહેવાયજો;
રુવે રુવે પસાર્યોછે, વ્રેહનો રોગ રે,
હાય હાય છે હાય, મને છે હાય જો.—પિયુ૦ ૫

( એમ કહીને કપાળ કુટી ચીસ પાડીને પડી. એટલામાં દાસી દોડી આવીને તેણે તેને પાણી પાઇ સોડમાં લઈ આસના વાસના કીધી. વળી પાછી તે બોલીઃ )

(ગીતી)

ઘરમાળો રે ભાંગ્યો, પેટીઓએ પડ્યાં હવે તાળાં;
પોપટજી કહાં ઊડ્યા, એક્કો બચ્યું કને નહીં વ્હાલા.—૧
કહાં રઝળાવી ઘેલા, મારે કરવા વિલાપ ઓ વ્હાલા;
માથું મુકાવી ખોળે, ના સંભળાવ્યા અલાપ જે કાલા.—૨
જોબન બાગે આગે, બાળી કીધી વનસ્પતી ખાખ;
આ કંઈ મુળિયાં છે તે, દુષ્ટ આગની પુરે કંઇ શાખ.—૩
જીવી બળું વ્રેહે વ્હેમે, દિવસો દુખમાં ઘણા હજી લેવા;
ભોગ કરમના મારા, છુટકો કર તૂં કરગરિ કહું દેવા.—૪
( એટલું બોલીને દાસીના ખોળામાં સુતી. પછી દાસી સમજાવે છે. )

અંબા—બ્હેન તું શું કરવા ગભરાયેછ? તારી માબા આવશે તો જાણશે. હવે તું મોટી થઈ, ચલ ઉઠ આંસું લુછ. બેન! રડીને શું કરીશ, રડે કંઇ વળવાનું છે? જોની આપણી પડોસમાં જીવલીનો વર મરી જ ગયો છે તો! તે બચારીને તો તારા કરતાં વધારે દુઃખ છે. કેમકે તેનો બાપ ગરીબ છે, તારા જેવો પૈસાદાર નથી. વારુ કદાપી રડી રડીને મરી જઇશ, માટે તું કંઇ હવે તેનું મોંડુ દેખવાની છે? કરમના ભોગ તે ભોગવવા. હવે તો છાતી ઊપર પથ્થર મુકીને રેહેવું. વારુ, જો વીચાર કર, શું તારો જ વર મરી ગયોછ? બીજીનીના નથી મુઆ? નથી મરતા ને નથી મરવાના? બેટા! ગાંડાઈ ન કર, ચલ મોડું ધોઇને બાહાર આવ.

તુળજી—(રડતી બંધ થઇને, પણ આશ્ચર્યથી) પણ અંબા! મારે ધણી તરફનો લાવો લેવો—ઓ મારાં ભાયગરે! હું કાં ના મરીગઇ રે!

અંબા—કેમ વળી તોફાન માંડ્યું કે, કહ્યું નથી માનતી? રંડાતી ને રંડાયલી તારી પેઠે દુઃખ કરતી હોય તો દુનિયામાં કોઇ રાંડેલી રેહે જ નહીં.

રંગલો—રાંડેલાં તો સોભાસણો કરતાં વધારે મોજ મારે છે. (પછી ગાય છે)

**પ્રભાતિયું.**

"રામજી રંડાપો આપો તો તાપી તીરથ કરિએ રે. ટેક.
ધણી મુઆનો ધોકો ન કરીએ, નીત ગગામાં નાહિએરે,
નાહી ધોઇને ફરતાં રે ફરિએ, મનગમતાં કામ કરિએ રે. રામજી રંડાપો૦ ૧

તુળજી—પણ રાંડેલીને ધણી તરફનું સુખ કાહાંથી મળે?

રંગલો—હા, હવે ધીમેધીમે બધુ જાણીશ. મેહેતાજી સારો છે તે ઠીક ભણાવશે, અં!!!

અંબા—જીવલી તો મારી શીખામણથી પાર પડી છે, પણ તું તો માને કે,

તુળજી—શું, કેહેની?

રંગલો—તેસ તો. આ!!!

અંબા—મને તારી ઘણી દયા આવે છે, પણ તું મારું કહ્યું માને નહીં તેથી મેં તને આટલા દહાડા કહ્યું નહીં.

તુળજી—કેહેની, હું માનીશ.

રંગલો—ચટપટી થવા માંડીછ!

અંબા—રાંડેલીને તો ઘણું સુખ મળે છે.

રંગલો—જો ખરી વાત, કહેતો નો'તો?

અંબા—તે સ્વતંત્ર થયેથી ઘણી વાતથી નફિકરી રેહે છે. તું કોઇને વાત ન કેહે તો હું તને સુખ થાય તેવા ઇલાજો કરી આપું. ખા મારા સમ; ઘરમાં અને બહાર કોઇને કંઈ કહીશ મા. જો જે હોં?

**તુળજી**—નહીં કહું, કેહે વેહેલી, હું તારે ખોળે માથું મુકુંછ! જેમ તેમ કરીને ધણીનું સુખ મળે તેમ કર.

**અંબા**—તારે જો સુખ ભોગવવું હોય તો—કેમ મરજી થાય છે? બેન તારે માટે હું રોજ બળી જાઉંછ. તું સરખી ડાહી, રૂપાળી, ચતુર છોકરીને પરમેશ્વરે આટલું દુઃખ કેમ આપ્યું હશે? તુળજી, તું હજી કંઈ પૂરું સમજતી નથી; માટે કહું છું તેમ કરજેઃ કાલે તું બાહારથી આવે તારે એકદમ તારી ઓરડીના ઉમરા આગળ પડી જજે અને દાંત જબ્બર પીસી ડોળા ચડાવી પડી રેહેજે, બોલતી નહીં.

**તુળજી**—પછી શું કરું?

**અંબા**—જો ઘણીવાર ન પડી રેહેવાય તો ઊઠીને ધુણવા માંડજે, ને રડવા માંડજે, ગાંડી જેવી બની જજે—એટલે પછી હું આપણા મોહોલાની પછવાડેની પોળમાં રતનવિજય જુવાન જોધ ગોરજી રેહે છે તેને તેડી લાવીશ. તે તને ખોટું ખોટું ઓસડ આપશે અને પછી કેહે તેમ કરજે.

**તુળજી**—(અંબાને પગે પડીને) વારુ, પણ તું પાસે રેહેજે હોં.

**અંબા**—જો, વાત કોઇને કેહેતી નહીં. (બન્ને છુટાં પડે છે.)



## પ્રવેશ ૨ જો.

### તુળજી, અંબા, રતનવીજે, શેઠ અને બીજાં.

(તુળજી સાંજરે દીવાથતે દરશન કરીને માની સાથે પાછી આવીને પોતાની ઓરડી આગળ ચીસ પાડીને પડી ગઈ—ઘરનાં સઘળાં બૈરાં માટીડાં દોડી આવ્યાં—ને શું થયું, શું થયું કેહેવા લાગ્યાં. પછી એક જણે તેને ઉઠાડી તો ન હાલે કે ન ચાલે.)

**શેઠ**—હરકીસન, જલદીથી દયારામ વૈદને તેડી લાવ તો.

**હરકીસન**—નહીં શેઠ, તમે કોહોછો, પણ તેના કરતાં કરીમખાં વધારે સરસ છે.

**અંબા**—તમારી પંચાતમાં પેલી હાથથી જશે. આને લાવો ને તેને લાવો. મને તો એમ નથી લાગતું કે, એને કંઈ ફેરફરું હોય. મને તો આડાં જેવું લાગે છે. મરજી હોય તો આ પાસેના રતનવીજે ગોરજીને બોલાવી લાવું. તે વૈદનું પણ જાણે છે ને ગુણીનું પણ જાણે છે.

**શેઠ**—તારે જા જા વેહેલી દોડ. (ગોરજી આવ્યા.)

**શેઠ**—ગોર! જુઓની આ છોકરીને!

**ગોરજી**—(જોઇને) શેઠ સાહેબ, એને કંઇ રોગ નથી, એને તો આડાંનું છે ને તે ઘણું કપરું છે. માટે કાંઇ વેહેલી વેહેલી આકરી બાધા લો—હુંને હે

હમણા તો ઊઠાડીશ, પણ એકવીસ દિવસ પાણી પાયા વગર એ પાછી ઠેકાણે આવનાર નથી.

ર૦—ખરેખરી લાખ રૂપીઆની વાત કહી.

(શેઠે નારાણ બળી કરવાની અને શેઠાણીએ મહિનાસુધી દર મંગળવારે ઝાંપડાને ઉતાર મુકવાની બાધા લીધી, ને પછી ગોરજીએ આંખમાં કંઈ આંજ્યું ને પાણી મંત્રીને પાયું ને કાનમાં કહ્યું કે, 'હવે ફેલ કરવા મુકી દઇને ડાહી થા.')

ગોરજી—(જતી વખતે શેઠસાહેબ, મારાથી કંઈ અહીં રોજ અવાશે નહીં. તમારી મરજી હોય તો મારે ઘેર એને મોકલજો, હું પાણી મંત્રી પાઈશ અને આડો ઝપટો કરીશ.

ર૦—ખાસો! ખરેખરો ઉસ્તાદ. પારસનાથનું નામ દઇને પા પાણી!

શેઠ—ઠીક છે. વારુ ગોર, તમે મોટો ઉપકાર કીધો, છોકરીને નવો જન્મ આપ્યો. આ લો. (એમ કહીને ૨૫ રૂપીઆ આલે છે.)

ગોરજી—(નાના કેહેતાં આખરે લઇને) શેઠ, છોકરીને ફરી જનમ થયો ન જાણો, હજી ઓગણીસ વસા કામ બાકી છે. આ તો મેં મારો ગુણ બતાવવાને આજ હોશિઆર કરી છે. એકવીસ દહાડા પછી એને જીવી જાણજો. બાકી કામ વીફરી જશે–તમે જાણો. તમને હજાર વૈદો ને ગુણીઓ ભમાવવા આવશે; પછી તમે મુખત્યાર છો.

શેઠ—હમે તો તમારે સ્વાધીન કરી છે, એ છોકરી તમારી છે.

ગોર—પરમેશ્વરની.

શેઠ—તુળજી, બેટા જજે હોં! અંબા! સંભાળીને તુળજીને કાલથી ગોરને તાંહાં લઇ જજે.) (સહુ જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

### અંબા, તુળજી, રતનવીજે.

અં૦—ગોર, આ તમારે આવી છે.

ગો૦—પેલા ઓરડામાં બેસાડી આવ, આ હું આવ્યો.

અં૦—(ગોરને કાનમાં) ધીમે, ગભરાવશો નહીં.

(દાસી કેટલીક શિખામણ દઇને બેસાડી આવી, પછી ગોર અંદર ગયા અને થોડીવાર પછી તુળજી ને અંબા સાથે વાત કરતાં કરતાં ઘેર આવ્યાં.)

---

## અંક ૨ જો.

### પ્રવેશ ૧ લો.

#### તુળજી, તેની મા અને અંબા.

તાપીવહુ—રાંડ રે આ શું કીધું! આ તું કુળને હીણપત લગાડવા કેમ અવતરી! લે આ કર તારું કાળું મોહો, પીલે. (ગરભ પાડવાનો ઉકાળો પાએ છે)—ખબરદાર રાંડ! જો ઘરમાંથી બાહાર ગઇછ તો મારે ને તારા બાપને ઝેર પીવાં પડશે. રાંડ, સમજ. હવેથી ઘેર ભાગવત વાંચવાને પુરાણી આવેછ તેની પાસે બેસીને ગીતા ભણજે. (દાસીને) તારી જ સાંસણી હશે, શું કરું મારો વર મને જ ચીહીડે માટે તને કંઈ કેહેતી નથી, પણ અંબા તું ઘરડી છે, ઘરની આબરુ કાં ગુમાવે છે? એની સંભાળ લેવાને બદલે એને કાં વણસાડે છે?

અં૦—હું તો કંઈજ જાણતી નથી. આજકાલ તમારી છોકરીને સહીપણાં કંઈ થોડાં છે? મને ને તમને બંનેને વેચી આવે તેવી છે-બાઈ, ગમે તેટલું કરીએ પણ જુવાની બાંધી રેહે? મને વગર કારણે ઠપકો આપો છો એ ઠીક નહીં. મારે શું, હવેથી બીજું કામકાજ છોડીને એની જ પુઠે ભમીશ. (સહુ જાય છે)

—xxxxxxxxxx—

### પ્રવેશ ૨ જો.

#### તુળજી, પુરાણી, રંગલો.

પુરાણી (ભણાવેછ)

શ્લોક

નારાયણં નમસ્કૃત્ય, નરં ચૈવ નરોત્તમં;
દેવીં સરસ્વતીં વ્યાસં, તતો જય મુદીરયેત્—૧
રંગલો—ગટરંપટરં કૃતં, કામદેવં નમામ્યહં;
શિષ્યણીને ભણાવ્વાનું, ગુરુએ જારી તો કૃતં—૨

પુ૦—તુળજી, જુવાની ઘણી ભુંડી છે-ગોપીઓ કૃષ્ણનેસારુ કેટલી દુઃખ પામી! કામ કોઇને મુકતો નથી. મોટા મોટા ઋષિઓ પોતાના તપમાં ચુક્યા છે. બ્રહ્માએ પોતાની છોકરીપર નજર બગાડી, તો આપણ માણસની શું વાત! જાની, કામે, આખાને કેટલી પિડીત કીધી તે! (એવાં એવાં ભાષણો સાંભળીને તુળજી રોજ નિસાસા મુકતી. એવામાં, એક દહાડો ઘરમાં કોઇ નોતું તારે, પુરાણીએ તેને હાથ પકડીને કહ્યું કે, ચલ ઊઠ તારે.)

તુ૦—નારે મહારાજ! મારી મા જાણે. કોઈ આવશે.

પુરાણી—એટલામાં કોઈ નથી આવતું—મનમાં ગમેછ ને મોહેડે ઠણુ-ઠણુ શું કરે છે? ઊઠ-વખત જાય છે. (એમ કરીને પેલીને પકડીને ઓરડામાં

-સઈ જાય છે. પાછાં બંન્યો આવીને બેસે છે. એટલામાં તુળજીનાં મા બાહાર ગયાંતાં તે આવ્યાં, ને પછી પુરાણી થોડીવાર ભણાવીને ચાલતા થયા. એ પ્રમાણે મહીના બેએક ચાલ્યું ને પછી અળગું ચઢ્યાંની વાત માને ખબર પડી. તેણે પોતાના વરને વાત કહી ને તેણે પુરાણીને આવવાની ના કહી. ચાર મહીના થયા ને માએ દવા પાઈ, પણ કંઈ વળ્યું નહીં.)

## પ્રવેશ ૩ જો.

શેઠાણી—જોયું? આ છોકરી તો નામ બુરાડવા બેઠી છે! રાંડે તો વળી ચર ઘાલ્યું! મરતી કાં નથી! હવે શું કરીએ?

શેઠ—(કપાળે હાથ મુકીને) ભોગ કરમના; એ રાંડને ઝેર પાઇશ ને પછી હું પીશ. આ તે શો જુલુમ. (શેઠાણીને) રાંડ, તારો જ વાંક છે; તેં કેમ તપાસ ન રાખી– બસ હું તો એનો જીવ લઇશ ને પછી મારો આપીશ. જગતમાં શું મોઢું દેખાડાવું?

શેઠાણી—વારુ, તમે એમ કરશો તેથી ઉલટી ફજેતી થશે. જે હોનાર તે તો બની—તમે ને હું મરીશું તેથી શું? આતમઘાત ને સ્ત્રીહત્યા હાથે કરીને શું કરવા હોરી લઇએ? જો તમે રજા આપો તો જાત્રા જઇને રાંડને મુડાવી નાખું, એટલે ઠેકાણે આવશે ને રસ્તે જે થવાનું હશે તે થશે, એટલે લોકને જાણ પણ નહીં પડે.

શેઠ—રૂડો, જે તમારે કાળાં કરવાં હોય તે કરો.

(પછી થોડે દહાડે મા દીકરી ભટ પટેલને લઈ જાત્રા કરવા નીકળી ગયાં ને એમ જાત્રા કરતાં કરતાં રસ્તે એક મુકામે છોકરો અવતર્યો. તે સાત મહીનાનો જીવતો હતો. તે વેળા તુળજીની માએ તરત જ એક કુંડામાં ધગધગતા ખુંટડા ને હુની રાખ હતી તે બાળકનાં મ્હોડામાં ઘાલીને ગુંગળાવી નાખ્યું. તે વેળા તુળજીને તો શુદ્ધી નોતી જ. પછી માએ ચાકરને કહીને તે બાળકને દુર દટાવી દીધું. ને પછી તહાં ત્રણ દહાડા રહીને છેલ્લે કાશી આવ્યાં.)

---

## પ્રવેશ ૪ થો.

### તુળજી.

(કાશી ગયા પછી મુંડણ થવાને ૧૦ દહાડા આગમચ ઘરમાં કોઈ નોતું, તે વખત તેણે (તુળજીએ) રુદન કરવા માંડ્યું. ને તેમાં ગર્ભ ગુજરી તથા ગુજરવાની સાંભરી આવી, તેમાં પોતાને છોકરો થયો અને તેને મારી નાખ્યો વગેરેની વાત માની પાસ સાંભળેલી, તે બાબતવિશે નીચે પ્રમાણે રડી.)

(૫૬)

રે રે હું ભૂંડી, આવું તે શૂ કરાવ્યૂં,
જાણતી થઇ જાણતર, કુંમળૂં મેં મરાવ્યું.—ટેક.
હીણુ કર્મ કરાવી, હું પાપીણી થઇછું;
દુર્નિયાદારીમાં, હદની બ્હાર ગઇછું;
ધગધગતે ખુંટડે, નાનુ મોડું ભરાવ્યું.—રે રે હું. ૧.
મિનડી બચ્ચાં ખાએ, હાડ ચામ રેહેવા દેઇને;
ચંડાળણી ખુની, જીવ મેં કાડી લઇને;
રઝળતું ઉકરડે, ફેંકી બાળ દેવડાવ્યું.—રે રે હું. ૨.
હાય મેં કર્યું કાળું, દુઃખો ના સંખાએ;
જીવતી છતાં બહુ, કૃત કર્મો ટૂંપી ખાએ;
સદ્ધર્મ નૈવેદ, પ્રભુ મેં ના ધરાવ્યું.—રે રે હું. ૩.

## પ્રવેશ ૫ મો.

### તુળજી.

(જેમ જેમ મુંડણનો સમો આવતો જાય, તેમ તેમ પેલી ધણી રુદન કરે ને માને ના કેહે. પણ મા ધણી હારુન, તેથી પેલી બીચારીનું ચાલે નહીં. આખરે જે વખતે હજામ આવ્યો, તે વખત ધ્રુજીને આ પ્રમાણે રડી.)

### ગરબી.

આખર આ દીન આવ્યો રે, આખર કેમ ન લાવ્યો. ટેક.
કુમળી વયે હું દુબળી બની પીઉ, કેમ કરી નીરાશ;
સણગરાઇ ધરાઈ નહી નહી, કીધા ભોગ વીલાસ.—આ૦ ૧.
ચુડી ચાંલ્લો ને ચોટલો ચારુ, દેવાં તજી જિવ આજ;
કસુંબ કમખા કાજળ ને કંથ, હાય સોવાસણ સાજ.—આખ૦ ૨
હાથ પગ ડોકી મોહોડું ને માથું, અડવાં અડવાં દેખાય;
જીવવું કડવું મરવું ભલું રે, અડવાં તે નાજ રેહેવાય.—આ૦ ૩.
આ સણગાર અંગાર થયા પીઉ, ભાર ખોયો મેં ધાર;
બોડકી બોડકી કેશે કરશે, હડ હડ મહેણા માર.—આ૦ ૪
રસોડું મારે સ્વાધીન થાશે, ધંધો આઠે જામ;
સકત મજુરી કરતી કેદી, કે દી હું છુટીસ રામ.—આ૦ ૫
ભોગ જોગે વળી સામી જાઉં, લોક કરે પીટકાર;
સૂતાંસુધી ગાળો ખાઉં, રંડા તે ભૂંડી નાર.—આ૦ ૬

વાળંદ આગળ ધરવું માથું, હાય રે હું નાચાર;
રંડાપો તે મેં આજ જ જાણ્યો, હાય રે એ સણગાર.—આ૦ ૭

**શેઠાણી**—ચલ વે'લી, ખોટી થાય છે સહુ તે જોતી નથી કે?

**હજામ**—આવ વે'લી આવ; મારે બીજે ઠેકાણે જવું છે.

(ધીમે લાજ કાહાડતી જઇને માથું ધરે છે, ને ધ્રુજે છે.)

**હ૦**—છાની રેહ, હાલ નહીં, માથુંબાથું કપાશે.

(પછી મુંડણ થઇ રહ્યું એટલે તુળજી તો ચતીપાટ પડી ને માએ જે કુટવા કરવાનું હતું તે બીજી બૈરીઓ સાથે કરયું. પછી પેલી રડીને નાહીને રડતી ઘેર આવી ખુણામાં જઇને ડસકાં ખાતી સુઈ ગઈ.)

## અંક ૩ જો.

### પ્રવેશ ૧ લો.

### તુળજી ને પઠાણ.

(તીરથ કરી પાછાં વળતાં રસ્તે એક ધરમશાળામાં ઉતર્યાં. ત્યાં એક પઠાણ ઉતર્યો હતો. તેની ખુબસુરતીએ તુળજીનાં દીલપર ઘણી અસર કરી હતી. તેવામાં એણે જે સાંઝની વખતે જે ઠુંમરીઓ ગાઈ તેથી તે ઘણી આતુર થઈ ગઈ. પઠાણની મરજી તો હોયસ્તો. હવે એવું બન્યું કે મા રાંધવા બેઠી ને તુળજી ધરમશાળાની બહાર કુવો હતો ત્યાં પાણી લેવા ગઈ. કુવાપર પછી તુળજીને ને તે પઠાણને વાત થઈ તે આ પ્રમાણે.)

**પઠાણ**—ક્યોં મેરી સાથ આયેગી?

**તુળજી**—તમારી બોલી હું સમઝતી નથી.

**પઠાણ**—તો હમ તાહારી ઝબાં બોલતા છે.

**તુળજી**—ઠીક, બોલો. પણ અહીં આવશે જો કોઈ.

**પઠાણ**—મેરી સાથ આવશે.

**તુળજી**—(ટકટક જોયા પછી) કહાં?

**પઠાણ**—મેરે ગાંમકું–ઉંહાં તુમ મારી પાસે રે'શે. (એમ કહીને ગાલે બોકા કીધી. તુળજી પછી ચાલી ગઈ. પણ રાતે તેની મા ઉંઘતી હતી ત્યારે પઠાણ પાસે પાછી આવી અને પઠાણે કહ્યું)

**પઠાણ**—તેરા દાગીના લેકર જલદી આવ.

**તુળજી**—શું?

(પછી પેલાએ ઇસારતમાં સમઝાવી ને તુળજી માની પાસે જઇ તજવીજથી દાબડો લઈ પઠાણ પાસે આવી ને ત્યાંથી તે બે ચાલ્યાં ગયાં.)

——:०:——

## પ્રવેશ ૨ જો.

### તુળજી ને પઠાણ.

(ત્રણ ચાર મહિના પઠાણે તુળજીને એક ગામમાં પોતાની પાસે રાખી ને પછી બોલ્યો)

પઠાણ—પ્યારી એ ગાંઉમેં મેરેતેં કર્ઝ હો ગયા હે. તો અબ અપનેસેં ઇહાં નહીં રહા જાયગા.

તુળજી—ચાલો ત્યારે બીજે ગામ, કહાં જઇશું?

પઠાણ—પ્યારી મેં બોત શરમિંદા હોતા. હું ઓરતસેં મુસાફરી નહીં હોસક્તી હે.

તુળજી—નહીં, કંઈ ચંતા નહીં. ઝાં તમે તહાં હું. મેં તમારે સારુ મારાં માબાપને છોડ્યાં છે. હવે તમે મને એકલી મુકીને જાઓ તો અહીં મારી શી ફજેતી થાય? પ્યારા, હું તો તમારી સાથે જ આવીશ.

પઠાણ—જબ ચલ, અબ દો તીન દીનમે ચલે જાએગેં. (પછી તે બે જણાં ગામ છોડીને ગયાં, રસ્તે એક ઝાડ તળે બપોરે સુતાં ને તુળજી ઊંઘી ગઈ એટલે પેલો પઠાણ ઘરેણું લઈ પેલીને સુતી મુકી ચાલ્યો ગયો.)



## પ્રવેશ ૩ જો.

### તુળજી.

(પેલી ઉઠીને જોય તો પાસે કોઈ મળે નહીં. તેણે ચીસ પાડીને રડવા કુટવા માંડ્યું.) અરે મેં આ શી મુરખાઈ કીધી. હવે મારું કેમ થશે. ઓ ભગવાન કહાં જાઉં. આ જંગલમાંથી રસ્તો કેમ સુઝશે. અરે હું ફસાઇરે. ઓ મારી મા, મેં તને દગો દીધો; અરે ઓ લુચ્ચા, મને તેં શું રઝળાવવાને પ્યાર બતાવી બગાડી? પ્રભુ! શું કરું ને કહાં જાઉં. ઓ મારી મા રે.

(ગીતિ)

શું સૂવાડી ઊઠ્યો, આસપાસ સુખ વહ્યું સ્વપન જેવૂં?
એકલિ જંગલમાં હૂં, આસપાસ આ બિહામણૂં કેવૂં!!—૧
કહાં મુજ જીવનગાળો, હાય હવે કયમ જશે દિવસ મ્હારા;
પેટ ભરું શી રીતે, હાય ગયો કહાં અરે ખુની પ્યારા.—૨
કુળને ડાઘ લગાડ્યો, માતપિતાએ પિધાં હશે ઝેર;
ફિટ ફિટ ન્યાત નગરમાં, શરમેં રહેતાં હશે સગાં ઘેર.—૩
ઓ માવડિ છળિ તૂંને, કામાંધી હું ફસાઈ બહુવાર;
જોબન મદ ભુંડિ સંગત, મદનરૂઢીથી થઈ જ નાચાર.—૪

હાય કર્યાં બહુ પાપો, બાળક કુંમળાં મરાવિયાં મેં તો;
કેમ ન પીડા પામું, જમડા દેશે હુના હુના ત્હાં તો.—૫
જાઉં હવે હું કયાં રે, કેમ કરીને તજું અહીં પ્રાણ;
નથિ કો જુગતી જડતી, બળ્યું જિવવું આ ધણી પડી તાણ.—૬
ઓ વનદેવી કોઈ, રાક્ષસણીને, અહીં તું મોકલિ દે;
પશુ પક્ષિણિ કો અથવા, દાવાનળ કે તુંને તુળજી બળિ દે.—૭

(એમ રડેછે એટલામાં કોઈ આંગડીઓ તે રસ્તેથી જતો હતો તેણે સાંભળ્યું ને પેલીના કાલાવાલા ઉપરથી પેલાએ તેને સાથે રાખીને તેને તેનાં શેહેરને દરવાજે મુકી.)

---

## પ્રવેશ ૪ થો.

### ઓળખીતો ને તુળજી.

(તે બેઠીછે એટલામાં તેને એક ઓળખીતો મળ્યો.)

**ઓળખીતો**—તું અહીં કહાંથી આવે છે? તારા માબાપ તો ઝેર ખાઇને સુવાંછે. ન્યાતમાં તારે વીશે નીકળી ગઈ નીકળી ગઈ એમ કહેવાય છે. ચલ ઉઠ શેહેરમાં જઇએ.

**તુળજી**—(ઓળખીતાનું ભાષણ સાંભળીને સડક જ થઈ ગઈ હતી તેણે રડતાં રડતાં કહ્યું) ભાઇ તમે કોહોછો તે ખરી વાત છે? મારાં માબાપ મરી ગયાંછે?

**ઓળખીતો**—હા; ખરે મરી ગયાંછે.

**તુળજી**—વારુ, તમે જઇને મારાં સગાંને કહો કે ફલાણી આવીછે. હું તો હમણા થાકી ગઇછે તે અહીંઆં જ બેઠીછે. નમતે પહોરે આવીશ.

(પછી તે ઓળખીતો ગયો ને પેલીના દિલમાં કીધેલા કામોનો પશ્ચાત્તાપ, માબાપોનાં મરણ, શેહેરમાં જવાથી પોતાની થવાની ફજેતીના વિચાર વગેરેથી તુળજી ધુંધવાતી ધુંધવાતી ઝુમમાં ઉઠીને દરવાજાની પાસે થોડેક છેટે કુવો હતો ત્યાં ગઈ અને પછી કાળકાનું નામ લઇને માંય પડી. થોડી વારમાં લોકો દોડી આવ્યા ને તેને કહાડી. પણ તેના પ્રાણ રમી ગયા હતા. પછી તેના મડદાંની તપાસ કરવા પંચ મળી. લાસને જોતાં તે ગર્ભવંતી માલમ પડી ને એ મરનાર કોણ, એનાં માબાપ કોણ, એની જ્યારે જાણ થઈ ત્યારે પંચાઅતે એ કરાર કીધો કે 'વિધવાવસ્થાનાં પાપ અને દુઃખે અને લોકમાં ફજેત થવાની બ્હીકે એ બાઈ કુવામાં ઝપલાવી મરી ગઈ. પછી તેનાં સગાં વાંસ દોરડી લઇ આવીને તુળજીને અશ્વનીકુમાર બાળવા લઇ ગયા.)

## લોકને વિનંતી.

( દોહરા. )

વિધવા દુઃખ દરસાવતું, દરસાવ્યૂં નાટક;
આજે આ જે તેથિ રે, જુઓ છો ટકટક.—૧
દીન હીન વિનતી કરે, રડતી વિધવા નાર;
તે સહુ મનમાં લેઇને, કરો દુઃખ નીવાર.—૨
યથાશક્તિ દરસાવિયું, અલ્પબુદ્ધિકૃત કામ;
ભાવ અભાવે આણજો, સાર અમલ ધરિ હામ.—૩
એક ચિત્તથી વાંચજો, વિધવા પીડ પોકાર;
એક ચિત્તથી સૂણજો, થશે સફળ શ્રમ ધાર.—૪
અર્થ અથથી નહિ રચ્યું, રચ્યું સુધારા કાજ;
વિધવા દુઃખ સાલે બહુ, તમને સાલે આજ.—૫
સાર્થક લખ્યું તેનું થશે, અમલ આણશો કાજ;
એકદમે તોડો અરે, વ્હેમ બેડિ તજિ લાજ.—૬
બહુ જોયૂં ને સાંભળ્યૂં, શું કહું તેનું તેહ;
ફરી ફરીને બોલુંછું, કરો કાજ ઝટ એહ.—૭
ઘરમાંડે રાંડેલિઓ, પીડ પાપ લોપાય;
વાધે ઉદ્યમ નીતિને, સુખડાં ઝાઝાં થાય.—૮
ઈશ્વર તમ મનમાં વસો, સજ્જન સમજો સાર;
પુનર્વિવાહનો ચાલતે, સુખ સંપત દેનાર.—૯

# સ્ફુટવિષય

## ૧ બુદ્ધિવર્ધક માસિક ગ્રંથમાંના.*

—✲✲✲✲✲—

### પ્રસ્તાવના.

આ ગ્રંથ હિંદુ મહાજનની નજર આગળ મુકતી વેળા હમે નીચે પ્રમાણે સૂચના કરવાની આજ્ઞા માંગીએછ:

દિવસે દિવસે આપણા ગુજરાતીઓમાં વિદ્યાના લાભો અને ચમત્કાર જાણવાની હોંસ આવી છે. ને ઈશ્વિરની ઇચ્છા પ્રમાણે સજ્જનોએ પણ વિદ્યા, જ્ઞાન અને સુધારાનાં કામમાં આગળ પડવા માંડયું છે. શ્રીમંતો દ્રવ્યે મદદ કરે છે ને બિજાઓ તનમનથી શ્રમ કરે છે. માત્ર મુંબઇમાં જ નહીં પરંતુ જીલ્લાઓમાં પણ વિદ્યાલયો, પુસ્તકાલયો, અને દેશકલ્યાણ સંબંધી અનેક સભાઓ વગેરેની ઠામઠામ બઢતી થતી જોઇએછ. એ શુભ વાત છે કે, સુખસંપત્તિવિવર્ધક એ નામનો વરરાજા સુજ્ઞા નામની કન્યાને પરણવાનો છે. તેને માટે ઉંબરાઓ આગળ સાથીઆ પૂર્યા છે ને મંડપ માંડવા બંધાવવા સારુ થયા છે; પણ લગ્ન ઢુંકડે આવવાને વાર છે. વરકન્યા પરાક્રમી અને યશસ્વી છે, તેથી એઓને યોગ્ય સન્માન આપવું જરૂર છે. માટે એ સુલગ્નની તૈયારીમાં ઘણાંવાનાં કરવાનાં છે. તેમાં ચોપાનીયાં, ગ્રંથો, નિબંધો, ભાષણો અવશ્યક છે ને એનાં દરશન હજી થોડે ઠેકાણે થયાં છે. માટે જાણીતાઓએ એ દ્વારોએ વિદ્યા, નીતિ અને કુટુંબ સુધરાવટ એઓનો પ્રસાર કરવાની તાકીદ જાણવી.

મુંબઇ રાજધાનીમાં વેપારીઓ, સરકારી હોદ્દેદારો, વિદ્વાન તથા વિદ્યાર્થીઓ, ચાલાક હુન્નરીઓ વગેરેની ધુમ મચી રહી છે. પણ આપણા સાથીઓને આપણી ભાષામાં લખાઈ છપાયલાં ઘણાં જ થોડાં પુસ્તકો છે ને જે છે તેમાં આ સમયના સુવિચારના ગ્રંથોનો ઉમેરો થાએ તો બહુ શોભા આવે.

( ભુજંગી. )

સદા સજ્જનો માન આપેછભારે, દિસે જે રળીઆમણો સુવિચારે;
ગુલાબી ફુલો ઊગતાં મોગરામાં, ઘણી બ્હારથી ખીલિ રેહે ઘટમાં.—૧

માટે આ પ્રતીનો ગ્રંથ બુદ્ધિવર્ધક હિંદુસભા મહીને મહીને કહાડ્યાં કરવાની આશા રાખે છે. એમાં ભાષા પ્રકરણસંબંધી, શાસ્ત્રીય પ્રકરણસંબંધી, સાંસારિક

---

*જેમ બુ૰ વ૰ સ૰ નો પાયો નાખનારાઓમાં હું આગેવાન હતો, તેમ બુ૰ વ૰ માસિક ગ્રંથ કહાડવાનો વિચાર પ્રથમ મને ને ભાઈ મહિપતરામને થયો. તે વિચાર હમે ભાઈ ગંગાદાસ કિશોરદાસ વગેરે મિત્રોને કહ્યો—જે સહુએ પસંદ કીધો અને પછી ચોપાનિયું નિકળવું શરુ થયું.

પ્રકરણ સંબંધી અને બીજા પરચુરણ મનોરંજક વિષયો સેહેલી અને શુદ્ધ ભાષામાં લખવામાં આવશે. કેટલાએક નવાજ રચેલા, કેટલાએક બીજાં પુસ્તકોમાંથી તારવી કહાડેલા લખાઈ છપાશે. તેમ આપણી ભાષાનાં પુસ્તકોની સમજણ અને ગુણદોષ પ્રસિદ્ધ કરવામાં આવશે. આવા ગ્રંથના સઘળા ફાયદા બતાવવાનું અને આ ગ્રંથ ઉપર યોગ્ય અભિપ્રાય આપવાનું કામ વિદ્વાનનું જ છે. તે તેઓ કરવાને ચુકશે નહીં.

ગરીબ, માતબર, બાળક, પ્રૌઢ સ્ત્રીપુરુષ એ સર્વને આ ગ્રંથ ખરીદ કરવા અને વાંચવા તથા મનન કરવા સરળ પડે વાસ્તે એની કિમત ઘણી જ જુજ રાખી છે. છેલ્લું કહીએછ કે—

આપણા દેશમાં વિદ્યા હુનર અને સ્થિતીસંબંધી સુધારાવિશે જે ગૃહસ્થો પોતાના અભિપ્રાય લખી મોકલશે, તે મોટા માનથી સ્વીકારવામાં આવશે.

હમે આશા રાખીએ છૈએ કે ગુજરાત તથા કાઠીઆવાડમાં આ ગ્રંથ બોહોળો ફેલાય—અસ્તુ. તા૦ ૧ લી માર્ચ ૧૮૫૧.

(શાલિની)

રુડા દેશી, સજ્જનો માનવી જે, શિક્ષા ડાહી, નીજ લાભોતણી જે;
ગારુડીઓ છંદ વીસારવાને, વિદ્યા જ્ઞાનો પિંડમાં આદરોને. ૧
ભાષા મધ્યે યોગ્યતા આણુતાં કે, લેઈ દોડો શાસ્ત્રની બાબતો કે;
જ્ઞાની હોઈ વેહવારી થવું જો, અંતે પામો મોક્ષધામી સુખો જો. ૨
શિક્ષામાળા બુદ્ધિ ગ્રંથો વિશે છે, હેતે જે કો પાઠ રુચી કરે છે;
લેહેછે અત્યંત લાભો રુડા જો, પૂરા તેને જાણવા સુવસ્યા જો. ૩

---

## ૨. બાળ વ્યાકરણ.

(ગંગાધર શાસ્ત્રી ફડકેનું કરેલું)

સંસ્કૃતના આધારઉપરથી ભાષામાં વ્યાકરણ કીધાનું બહુમાન શાસ્ત્રી બાળ-ગંગાધર જાંભેકર એઓને જ છે. બાળવ્યાકરણ એટલે બાળક છોકરાંઓને સારુ એમ બહુધા સર્વ સમજે છે, તેમ માત્ર નથી. બાળ, એ, વ્યાકરણના કર્તા જે બાળશાસ્ત્રી તેઓનું રુડું નામ છે. બાળવ્યાકરણ પ્રથમ મરાઠીમાં રચાયું.

એ બાળવ્યાકરણ ગુજરાતી ભાષામાં કરી, "ન્હાના છોકરાઓને નજર કર-નાર" ગંગાધરશાસ્ત્રી ફડકે એઓ છે. એ ગૃહસ્થે એક બીજું મોટું વ્યાકરણ "પ્રૌઢને સારુ" બનાવ્યું છે. મોટાં વ્યાકરણસંબંધી તથા વ્યાકરણના ઉપયોગવિશે વિચારો આવતા અંકોમાં પ્રગટ કરવાની આશા રાખીએછ.

ગુજરાતી મરાઠી બાળવ્યાકરણો મુકાબલ કરી જોતાં ઉઘાડું દેખાય છે કે આગલું, મરેઠીનો સેહેલથી બનેલો તરજુમો છે, પણ વિભક્તિના પ્રત્યયોમાં અને ક્રિયાપદોનાં રૂપો વગેરે બીજી થોડીએક વાતોમાં ભાષાનિયમ માલમ પડે છે.

સેહેલો તરજુમો કર્યાની અને તેમાં સંસ્કૃત શબ્દ અસલ પ્રમાણે રાખ્યાની અને વ્યાકરણ સરખું પુસ્તક આપણી ભાષામાં દાખલ કર્યાની કીર્તિ એ શાસ્ત્રીને છે. સને ૧૮૩૮–૩૯ નો સમય, નવું ને અઘરું કામ, એ શાસ્ત્રી ગુજરાતી ન હતા તથા અંગ્રેજી નોતા જાણતા, એ સંધાઉપર નજર ફેંકતાં પોથીનો દોષ કાહાડવાને મન હઠી જાય છે. તેમ તે નથી પ્રગટ કરતા તો ઘણું નુકસાન થાય છે. વાસ્તે અને એ વ્યાકરણની ખુબી પણ ઘણા થોડાને જ માલમ છે વાસ્તે, ગુણદોષ બતાવવાને સારુ નીચે પ્રમાણે વિવેચન કરીએ છૈયે. તો પણ આ પ્રવેશકને માટે ગંગાધરનો હમે મોટો પાડ માનીએ છ.

આશ્ચર્ય એ જ લાગે છ કે એ પોથી એવીની એવીજ ચાર વાર છપાંઇ, (છેલી સન ૧૮૫૫ માહે અકટોબર); પણ યોગ્ય સુધરાવટ થઈ નથી; તેમ અઢાર વર્ષના અવકાશમાં કોઈ ગુર્જરે વ્યાકરણ પ્રકરણમાં નીઘા દોડાવી હોય એવું દીસતું નથી એ વિસ્મયકારક છે. ઘણું કેહેવું અસભ્ય લાગે, માટે દલગીર થઈ થોડામાં સૂચવીએછ કે આ બાબતમાં ગાડરીઆ પ્રવાહ પ્રમાણે, ઉજડગામમાં એરંડો પ્રધાન, એ પ્રમાણે અને પોપટની વાચાપ્રમાણે હકીકત બની જાય છે.

આ પોથીમાંની વ્યાખ્યાઓ સંસ્કૃત ભણેલા શિક્ષકવિના સમજ પડે તેવી નથી, કેટલીએક ઘણી અગત્યની તો છે જ નહીં—કેટલીએક અધુરી છે–કેટલીએક ગૂઢ છે–ઉદાહરણો આપ્યાં છે, પણ પુરતી સમજણ નથી આપી; તેથી કરીને શિષ્ય અને શિક્ષક બન્નો પોથીમાંનાં રિંગણાં થઈ પડે છે. વિષયોની ગોઠવણ ફેરવવી જરૂરની છે; વિભક્તિઓના અર્થ ને સમાસ શેવટે રાખ્યા હોય તો સારું. વર્ણ ને અક્ષર તે શું?—હ્રસ્વ દીર્ઘ સંધિસ્વર તે શું? લિંગ વચન વિભક્તિ તે શું? વગેરેની વ્યાખ્યા નથીઃ માત્ર એ સંબંધી થોડી ઓળખ આપી છે. તેમ ક્રિયાપદ એટલે "કૃતિ, ખટપટ અથવા સ્થિતિ એવા અર્થના જે શબ્દ, તેને ધાતુ અથવા ક્રિયાપદ કેહેવું" એમાં બાળકને સમજાય તેવું થોડું જ છે. કરવું, રેહેવું, ખમવું એવો અર્થ જે શબ્દનો થાય તેને ક્રિયાપદ જાણવું, એ સરળ પડે ખરું. હુકમ એવો અર્થ જે ક્રિયાપદનાં રૂપમાંથી નિકળે તેને ધાતુ કેહેવો. શિખવું એ ક્રિયાપદ ને શિખ એ ધાતુ.

"એક, બે, ત્રણ અથવા ચાર વર્ણ એકઠા થયા તો તેને શું કહીયે? તેને અક્ષર કહીયે." આ ઠેકાણે બાળશાસ્ત્રીની વિદ્વત્તા જણાય છે; કેટલાક શાસ્ત્રીયો વર્ણ અને અક્ષરમાં ભેદ ગણતા નથી; ને ખરું કહીએછ કે સાધારણ વાંચનાર તો મોહોડે કરી જશે, થોડાવિચારવાળાને શક પડશે, પણ દીર્ઘવિચારીને તો માલમ પડશે કે, જેને અંગરેજીમાં સિલેબલ કેહે છે તેનું એ શાસ્ત્રીએ અક્ષરનામ રાખ્યું હશે. વ્યંજનમા (ઋ ૠ ઌ ૡ) ૧૨ સ્વર મળ્યાથી બારાખડી (બારાક્ષરી) થાય છે ને એ બારાક્ષરીને પદ પણ કેહે છે. દાખલો કક્કાનું પદ વગેરે પદ શબ્દની વ્યાખ્યા સંસ્કૃતમાં (વિભક્ત્યંતંપદં) વિભક્તિના અંત સુધીનું એક પદ, એવી થાય છે. જેમકે, માણસનો, આ એક પદ

ચર્યું. વાસ્તે બારાખડીના અક્ષરોને પદસંજ્ઞા ન આપવી. હમે એમ ધારીએછ કે વર્ણના બે ભાગ કરવા; એક ઊચ્ચાર્યમાણ (પૂરો અવાજ નિકળી શકે તેવા) અને નોચ્ચાર્યમાણ (ન નીકળી શકે તેવા). આગલામાં, ૧૬ સ્વર અને વ્યંજનમાં સ્વર મળ્યાથી જે અવાજો નિકળે તે સર્વ ગણવા અને એને અક્ષર કેહેવા. બીજા ભાગમાં ક્ ખ્ ગ્ વગેરે ૩૪ ને જ ગણવા. ક્ એને અક્ષર ન કેહેવો જાંહાંસુધી એનામાં કોઇ સ્વર મળ્યો નથી. વળી બે ત્રણ અથવા વધારે વ્યંજનોમાં સ્વર મળ્યાથી જોડાક્ષર થાય છે. ત્ સ્ યૂ એ ત્રણ વ્યંજનો અ અક્ષરમાં મળ્યાથી ત્સ્ય એવો જોડાક્ષર બોલાય છે. અક્ષરનો આવો અર્થ લેતાં અથી તે ળ સુધી જે પચાસ ચિહ્ન, તે સર્વને મૂળાક્ષર ન કેહેવા; મૂળવર્ણો કેહેવા. ને કદાપી મૂળાક્ષર કહીયે તો ક ખ વગેરેને ખોડા (વ્યંજન રૂપે) ન જાણવા. ઉપર લખેલા ઋ ૠ ઌ ૡ એને કોઇ ગુજરાતી ભાષામાં વ્યાકરણમાં વેળાયે સ્વરમાંથી બાતલ કરે તો કંઈ દોષ જેવું નહીં થાય; એઓ જુજ પ્રસંગે જ્યારે સંસ્કૃત શબ્દ આવે છે ત્યારે બોલાય છે. ઋ અને રુ એમાં તફાવત એ કે ઋ એ સ્વર છે ને રુ એ વ્યંજન છે. ક્ ષ્ અ મળીને ક્ષ અને જ્ ઞ્ અ મળીને જ્ઞ થાય છે. નપુંસકની તો જરાએ ઓળખ નથી આપી. વિભક્તિ આઠ છે, પણ વિભક્તિ એટલે શું તે તો અનુમાનથી જાણવાને નહીં લખી હોય. સર્વનામ, વિશેષણ, વિભક્તિઓના અર્થો, સમાસ, અને ક્રિયાપદવિશે વિચારો (જગાસંકોચને લીધે) મોટાં વ્યાકરણવિશે બોલતી વેળા જણાવીશું. પણ પ્રયોગસંબંધી જાણવા લાયક બિના આ છેઃ—એ પોથીની પેહેલી બીજી આવૃત્તીમાં પ્રયોગનાં લક્ષણો કહ્યાં છે કે "કર્ત્તાનું લિંગ વચન ક્રિયાપદને લાગે તારે કર્તરિ" અને "કર્મનું લિંગ વચન ક્રિયાપદને લાગે તારે કર્મણિ". ચોથી આવૃત્તીમાં કોઈ સુધારનારે આ પ્રમાણે વધાર્યું છે. "કર્ત્તાનાં લિંગ, વચન અને પુરુષ ક્રિયાપદને લાગે તારે કર્તરિ" અને "કર્મનાં લિંગ, વચન અને પુરુષ લાગે તારે કર્મણિ." કર્તરિને વિશે સુધારો ઠીક લાગેછ, પણ કર્મણીને વિશે અમને મોટી શંકા છે. 'મ્હેં જાંબુ ખાધાં' એ કર્મણિ પ્રયોગમાં ખાધાંનું વ્યાકરણ કરી પુરુષ જે બોલવો તે તૃતીય જાંબુનો પુરુષ કે પ્રથમ (કર્ત્તાનો) બોલવો? એવિશે ધ્યાન પોંહોંચાડી વિદ્વાનોએ ખુલાસો લખી જણાવવો; અમ્હે માનથી હમારા ગ્રંથમાં જગા આપીશું. છેલ્લો એજ અભિપ્રાય આપીએછ કે બાળકને વાસ્તે જેવું જોઇયે તેવું આ વ્યાકરણ નથી. પણ 'ન મામા કર્તાં કાંણો મામો સારો, એ રીતે તો ઘણુંજ કામ લાગ્યું છે ને લાગે છે. આશા રાખીએછ કે ભાષામાં વ્યાકરણ કરવાને હવે વિદ્વાનો વિલંબ નહીં કરે. કેળવણીના ઉપરીઆને પણ માનપૂર્વક ભલામણ કરીએછ કે તેઓએ, હાલમાં દિવસે દિવસે વિદ્યા જ્ઞાનનો પ્રસાર ઘણો થતો જાય છે તેની સાથે પુસ્તકોની આવૃત્તીઓ પણ થાય છે ને જુનાં પુસ્તકો આ સમયના વાંચનારાને આછાં લાગે છે, માટે પુસ્તકોને છપાવતીવેળા જાણીતા પાસે, યોગ્ય ઘટાડો વધારો કરાવવો.



## ૩. વ્યાકરણ.

બુદ્ધિપ્રકાશના આ વરસના ચોથા આંકમાં પાને ૭૬—૭૭ મે વ્યાકરણવિષે લખેલું છે, તેના ખુલાસા આ રીતે આપીએ છૈયે.

વર્ણ તથા અક્ષર વિશે તે ચોપાનીયાના અધિપતીએ લગાર ફરીથી આ ગ્રંથનો પેહેલો આંક વાંચવો, એટલે ઉદાહરણો માલમ પડશે.

હરેક વિષયને ત્રણ રીતે અવલોકન કરાય. જેવો તે પ્રથમ સહુના જાણ્યામાં હોય તેવી રીતે; તેનાં કારણ તથા નિયમો શોધવા વગેરે શાસ્ત્રીય રીતે; અને આ બીજી રીતથી જે લાભ થયો હોય તેને પાછો ચાલતા રીવાજમાં દાખલ કરી તે રીવાજને સુધારવાની જે રીત હોય તે પ્રમાણે. દાખલોઃ સુથારનું કામ શિરસ્તા મુજબ કરવું એ એક, સુથારનાં કામનું શાસ્ત્ર જાણવું એ બીજી, અને એ શાસ્ત્ર જાણી તેનો ફાયદાવાળો ઉપયોગ પાછો સુથારકામમાં કરવો એટલે તે કીસબમાં કારીગીરી બતાવવી એ ત્રીજી રીત. ભાષાપ્રથમ ને પછી વ્યાકરણ. જે પ્રમાણે જનમ ધરીને લોકો બોલતા આવ્યા છે તે એક રીત, તેના નિયમો, ભેદ વગેરે જાણવાનું શાસ્ત્ર (વ્યાકરણ) જોવું એ બીજી; અને એ વ્યાકરણ શિખી તેથી ભાષામાં વધારે માહિત થઈ બિજા વ્યાકરણ ન ભણેલા લોક કર્તાં વધારે સારું બોલવું અને લખવું એ ત્રીજી રીત. ઉપર કહેલી ત્રણ વાત જેમાં આવે એવી વ્યાકરણની વ્યાખ્યા કીધી હોય તો સારું. હમારી નજરમાં આ વ્યાખ્યા આવે છે—ગુજરાતી ભાષાનું વ્યાકરણ એટલે તે ભાષા મધ્યેના સાધારણ ધર્મો અને ચાલતી રુઢી તથા લઢણો એ ત્રણેને અનુસરતા ભાષામાંના શોધી કહાડેલા તથા નવા બાંધેલા જે નિયમો તેની સમજણ સાથે વધારે શુદ્ધ અને સારું બોલવા લખવા વિષેની જે વિદ્યા તે. મોટાં વ્યાકરણમાં આ રીતની વ્યાખ્યા આપી છે કે "પ્રકૃતિપ્રત્યયાદિ વિભાગ જ્ઞાનપૂર્વક શુદ્ધ બોલવાની તથા લખવાની વિદ્યા છે." પ્રકૃતિ એટલે મૂળ શબ્દ અને પ્રત્યય એટલે શબ્દને અંતે લગાડેલો જે અક્ષર અથવા અક્ષરસમુદાય તે. શબ્દ અને પ્રત્યય લાગ્યાથી જે નવા શબ્દ સિદ્ધ થાય છે તે, એ બે આદિ છે જેને એવી એવી વાતોની સમજણથી શુદ્ધ બોલવા લખવાની જે વિદ્યા તે વ્યાકરણ. હવે એ વાતો તે કઈ, એ ઘણું મોઘમ રાખ્યું છે; માટે હમારો ખુલાસો થતો નથી. પ્રકૃતિ અને પ્રત્યય એ બે ઉપર વ્યાકરણનો પાયો રચાય છે, પણ એ બે એ જ સઘળું વ્યાકરણ છે એમ ન કેહેવાય. આદિ શબ્દથી ઘણી ગૂંચવણ પડે છે; માટે એ વ્યાખ્યા અધુરી છે ને તે આગળ વધારે માલમ પડશે.

બુદ્ધિપ્રકાશમાં લખે છે કે, "મેં રેહેવું, તેં હસવું" એ રીતે કોઈ લખશે અથવા બોલશે તો નાન્હું છોકરુંએ કેહેશે કે, એમ બોલવાની રીત નથી." પ્રથમ તથા દ્વિતીય પુરુષમાં ઉપર પ્રમાણે પ્રયોગ, પ્રશ્ન પુછવામાં થાય છે; પણ લોકમાં સાધારણ રીતે બોલાતું નથી એ વાત અહો કબુલ કરીએછ. પણ તૃતીય પુરુષને માટે અહો કહીએછ કે, તેમાં આવા પ્રયોગ સાધારણ છે. ઉદાહરણઃ ડાહ્યા માણસે ટંટામાં ઉભા ન રેહેવું,

તેઓએ હસવું નહીં, પાગે દરદ છે માટે તેણે બેલાશક બેસવું વગેરે. પ્રથમ તથા દ્વિતીય પુરુષમાં આવા પ્રયોગને પ્રસંગે મેં, તેં, નથી વપરાતા, પણ હ્મારે અને ત્હારે ઘણે જ ઠેકાણે બોલાય છે ને લખાય છે. ખબડદાર, તારે હસવું નહીં, મ્હારે નિશાળે જવું છે, તારે સભામાં ઠાવકાં થવું હોં, અમારે શાસારુ પડી રેહેવું, તમારે બેસી રેહેવું વગેરે. માટે ભાવી પ્રયોગમાં મેં અને તેં એ ઠેકાણે ઉપર પ્રમાણે શબ્દ વાપર્યા હોય તો ઠિક. મેં ને તેં ગંગાધરે લખ્યા છે, તેનું કારણ એટલું દિસે છે કે, તેઓને ભાષામાં ઘણી વાકફગારી નહી તેથી—હ્મારે, ત્હારે, એ શબ્દ જોડે થોડો પ્રસંગ પડેલો, તેથી સંસ્કૃત પ્રયોગનો માત્ર તેઓએ તરજુમો કરી મુકયો.



## ૪. મોટું વ્યાકરણ.

આગળથી આ વ્યાકરણ માંહેની બાબતો સંબંધી ઉપર ઉપરની સૂચના જણાવી જઈ, પાછળથી સાધારણ વિચાર આપવો ધારીયેછ.

જે શબ્દની વ્યાખ્યાઓ કીધી છે, તેમાં પાછા તે શબ્દ કામમાં લગાડેલા છે તેથી તે સેહેલી થવાને બદલે અઘરી થઈ પડી છે, જેમકે, 'સમાસ કોને કહીયે? જવાબ કે, બે શબ્દનો સમાસ થઇને જે જે નામ સિદ્ધ થાય છે તે. વળી "પરસ્પરાન્વયી અનેક પદોના વચમાંની વિભક્તી જઇને અનેક શબ્દાત્મક એક શબ્દ થાય છે ને પછી તે ઉપર વિભક્તી થાય છે તેનું નામ સમાસ.' આટલું લાંબું સંસ્કૃત લખ્યાના કર્તાં ફક્ત આ લખવાથી પૂરો અર્થ આવી રેહે છે કે—બે, ત્રણ, અથવા વધારે જુદાજુદા અર્થના શબ્દો એકઠા થઈ એક અર્થવાચક અથવા એકઅર્થરૂપશબ્દ થાય છે તેને સમાસ કેહે છે. એમાં છેલ્લા વતરોગ સઘળા શબ્દોની વિભક્તીના પ્રત્યયનો લોપ થાય છે; ને છેલ્લાનો પ્રત્યય બદલાય છે. 'જે, સમય ઉપર સર્વ પદાર્થને લાગે તે, સર્વનામ'. એની જોડે આટલું વધાર્યું હોય કે એકનાએક શબ્દની પુનરુક્તિ (વારેવારે બોલવું) કાનને સારું લાગતું નથી માટે નામને બદલે જે શબ્દો ઉચ્ચારવામાં પ્રતિનિધિ દાખલ આવે છે તે, તો, સર્વનામનો અર્થ પૂરો થયો જાણવો.

ક્રિયાપદ અને કારક વિચારમાં ગંગાધરે શ્રમ લઈ શોધ કીધા જણાય છે. પ્રત્યયસાધિત વિશેષણના ભેદ પ્રમાણાર્થે પરિમાણાર્થે અને પ્રકારાર્થે સારા બતાવ્યા છે.

"રાજાને છોકરો થયો," "બ્રાહ્મણને ગાય આપે છે," આવાં ઉદાહરણોમાં રાજાને, બ્રાહ્મણને, એ બે ષષ્ઠીને અર્થે દ્વિતીયા છે એમ દેખડાવ્યું છે, પણ સાબીતી તો ગ્રંથકાર પોતાના ન આપવાના શિરસ્તા પ્રમાણે આપતા જ નથી. ષષ્ઠીના ખરા અર્થ ઉપર સારી નીવા કરતાં ઉપલી દ્વિતીયા વિભક્તી ષષ્ઠીના અર્થમાં આવે તેમ નથી. ષષ્ઠીના અર્થનો અત્યાદેશ લીધેથી લગાર ગ્રંથકારનાં મતને

મળવાનું મન કરીએછ, કેમકે ગાય આપી કે બ્રાહ્મણની થવાની છે અને પ્રસવ થયો કે તે રાજાનો છોકરો કેહેવાવાનો છે. પણ, એમ તાણીને ઉપલી દ્વિતીયાને ષષ્ઠીના અર્થમાં લાવવી, તેના કર્તા અમને તો આ સાફ જણાય છે કે 'રાજાને' અને 'બ્રાહ્મણને' આ બે કર્માર્થીજ દ્વિતીયા જાણવી. એક ક્રિયાપદ ને બે કર્મ થવામાં કંઈ અડચણ જેવું નથી; કારણ કે એક કર્મનું જ્ઞાન થતાં તરત બીજાનું થાય છે. સૂરજનું જ્ઞાન થતાં છાયાનું જ્ઞાન થાય છે તેમ. ગાય આપી એનો અર્થ સમજ્યા કે આપણ સમજ્યાજ હોઈયેછ કે કોઈ લેનારો હશે ને છોકરો થયો એ જાણવાની સાથે તે છોકરાને બાપ હોવો જોઇયે એમ સમજીયેછ.

"ક્રિયાપદને ત્રણ પુરુષ અને એકાનેક વચન તથા પુલિંગ, સ્ત્રીલિંગ, નપુંસક અને મુખ્ય કાળ ત્રણ લાગે છે." લિંગ, વચન અને કાળ ક્રિયાપદને લાગે છે એટલે કર્તા કર્મનાં લિંગ, વચન પ્રમાણે અને કાળ પ્રમાણે ક્રિયાપદનાં રૂપો થાય છે, એ વાત સિદ્ધ છે. પુરુષના રૂપ ક્રિયાપદને લાગે છે, તે કર્ત્તરી પ્રયોગમાં અમુક અમુક જ (વર્તમાન અથવા ભવિષ્યકાળનું ક્રિયાપદને રૂપ હોય છે ત્યારે).—વર્તમાન કાળમાં, પ્રથમ પુરુષ,—એક તથા અનેક બંને વચનમાં અને દ્વિતીય પુરુષ,—અનેકવચનમાંજ. ભવિષ્યકાળમાં, ઉપલા તો ખરા જ ને વધારામાં દ્વિતીય પુરુષ, એકવચનમાં; (એકરીતે). ભૂતકાળમાં તો પુરુષ ઉપરથી હરગીસ ક્રિયાપદનું રૂપ બદલાતું નથી જ.

બુદ્ધિવર્ધક ગ્રંથના પેહેલા આંકમાં નાન્હા વ્યાકરણની ચોથી આવૃત્તીમાંની પ્રયોગની વ્યાખ્યા ઉપર ટીકા કરતી વેળા અમ્હે લખ્યું છે કે કર્ત્તરિને વિશે સુધારો ઠિક લાગે છે. ઠિક લાગે છે એ પ્રપંચી શબ્દો લખવાનું કારણ હવે સર્વને જણાયું હશે. કર્ત્તાના સઘળા પુરુષો ક્રિયાપદનાં રૂપને બદલાવતા નથી. કર્મણીને વિશે શંકા છે એમ લખ્યું છે તે દોડતી આંખે જોયાથી લખ્યું છે. ઉપર બતાવ્યા પ્રમાણે સિદ્ધજ જાણવું (શંકા ન જાણવી.) કર્મણિ પ્રયોગની "કર્મનું લિંગ વચન અને પુરુષ ક્રિયાપદને લાગે તે કર્મણિ" એ ઓળખ જુઠ્ઠી છે.

'મ્હે જાંબુ ખાધાં' એ કર્મણિ પ્રયોગમાં ખાધાનું વ્યાકરણ કરી પુરુષ જે બોલવો તે તૃતીય (જાંબુનો) પુરુષ કે પ્રથમ પુરુષ (કર્ત્તાનો) બોલવો? આ શંકાનો નીચે મુજબ ખુલાસો બતાવીએ છૈયે. એ શંકા હમારા મિત્રોને કેમ ઉપજી, તે જાણવું જરૂરનું છે. કેટલાએક કેહે છે કે કર્મણિપ્રયોગમાં કર્મનું લિંગ વચન ક્રિયાપદને લાગે છે, માટે વ્યાકરણ કરતી વેળા પુરુષ પણ કર્મનો બોલવો; કેટલાએક લગાર વધારે જાણીતા કેહે છે કે પુરુષ કર્ત્તાનો અને વચન કર્મનું બોલવું. કર્મનાં લિંગ વચનનું ક્રિયાપદને મળતું આવવું અને પુરુષ બોલવો એ બે વચ્ચે કોઈ તરફથી સંબંધ હોય એવું છે જ નહીં. એક વાતથી બીજી વાત તદ્દન જુદી જ છે. એક વાત ક્રિયાપદનાં રૂપનાં નિયમ બતાવે છે ને બિજી વાત તે ક્રિયાપદન અર્થનો કોની જોડે સંબંધ છે એ બતાવે છે. એ ઉપરથી, ઉપર લખેલા વાદોમાંનો

કારણ ઉભયાન્વયી, જે માટે તે નિર્બળ થઇ પડે છે. હવે વ્યાકરણ કરતી વેળા પુરુષ અને વચન બોલવાનું અસલ કારણ એ છે કે કર્ત્તાને ઓળખવો. માટે જે પુરુષમાં અને જે વચનમાં કર્ત્તા હોય તે પુરુષ અને તે વચન કર્ત્તાના ક્રિયાપદને બોલવું. કર્ત્તરી કર્મણિ પ્રયોગો ઓળખવાને આપેલી વ્યાખ્યાઓ વ્યાકરણ કરવાના ઉપયોગમાં ન લાવવી. 'હો જાંબુ ખાધાં' એ વાક્યમાં ખાધાંનું વ્યાકરણ કેટલાએક આમ કરે છે કે, ખા ધાતુનું સ્વાર્થે, ભૂતકાળે પ્રથમ પુરુષનું અનેક વચન (કર્મનું); પણ એ ખોટું છે. ખરું વ્યાકરણ તો આજ રીતે કે પ્રથમ પુરુષનું એકવચન. ક્રિયાપદનાં લિંગવચન કંઈ વ્યાકરણ કરવામાં આવતાં નથી.

વ્યાકરણનો ત્રિજો ભાગ વાક્યયોજના. એ વિષય ઉપર તો શાસ્ત્રીબાવાનું ઘણું લખાણ જોઇતું હતું, પણ એ વિષય સાથે તો ભાષાનાં પૂર્ણ જ્ઞાનથી જ ખેલાય; વાસ્તે, સમજીને જ તેઓએ ટુકામાં પતાવી દીધું છે. એ વિષય તો બહુ જ જરુરનો છે. ભાષાના ઘણા નિયમો આ ભાગ ઉપરથી માલમ પડે છે. પરભાષાના લોકને આપણી ભાષા સહેલથી શિખવનાર વ્યાકરણનો આ ભાગ છે. હમે દલગીર છૈયે કે એ વિષય ન્હાનાં પાનાની ૧૨૫ લીટીમાં જ આટપ્યો છે.

"અનેક લિંગનાં અથવા એક લિંગનાં અનેક કર્તૃવાચક પદો પછવાડે થાય તો ક્રિયાપદને છેલ્લા કર્ત્તાનું લિંગ અને અનેકવચન થાય છે—ઉ૦ બઇરીઓ ભાયડાઓ, અને છોકરાંઓ ગયાં."

એ વ્યાખ્યા ખોટી છે; પણ ખરું તો આ છે કે, એક જ ક્રિયાપદના અનેક લિંગના જુદા જુદા કર્ત્તાઓ, અને, તથા એવા એવા શબ્દોથી જોડાયા હોય તો તેવે પ્રસંગે તે ક્રિયાપદનું રૂપ નપુંસક બહુવચનમાં જ થાય છે—જેમ કે, પોતિયું, પાઘડી ને અંગરખો ખોવાઈ ગયાં. તેમ, કે, અથવા એવા એવા શબ્દોથી કર્ત્તા જોડાયા હોય તો છેલ્લા કર્ત્તાનું લિંગવચન ક્રિયાપદને લાગે છે-જેમકે, તેનામાં હુન્નર અથવા વિદ્યા સાચી નથી; તેનામાં વિદ્યા કે હુન્નર સાચો જોવામાં આવતો નથી. તેના તે જ લિંગના ઘણા કર્ત્તા હોય તો તેજ લિંગનાં પણ બહુવચનમાં ક્રિયાપદનું રૂપ થાય છે.

કર્ત્તરિ—કર્મણિ પ્રયોગ મધ્યે કર્મ પ્રથમા અને દ્વિતીયા બન્ને વિભક્તિમાં બોલાય છે. 'તે વાઘને મારે છે, તે વાઘ મારે છે,' તેણે તે દાટી, તેણે તેને દાટી, વગેરે. સંસ્કૃતમાં નિયમ છે કે કર્ત્તરિ પ્રયોગમાં કર્મ હમેશ દ્વિતીયાંત જ આવે અને કર્મણીમાં પ્રથમા વિભક્તિમાં જ તે આવવું જોઇયે. આપણી ભાષામાં તેમ નથી. પરંતુ મારા, અને એક મારા મિત્રના અનુભવ ઉપરથી માલુમ પડે છે કે, ઘણું કરીને જીવંત પ્રાણીને કર્મ ગણવું હોય તો દ્વિતીયાનો પ્રત્યય તેને લગાડવો, ને નિર્જીવ કર્મ હોય તો તેને તે ન લગાડવો. કર્મ, સર્વનામ હોય તો તે દ્વિતીયાંત જ હોય.

વ્યાકરણ કરવાની રીતીમાં "વાદી પ્રતિવાદીનો" એને ષષ્ઠ્યંત વિશેષણ કહે છે. કેટલાક બોલે છે કે ષષ્ઠી વિભક્તિનાં નામો વિશેષણનો ગુણ રાખે છે

માટે તેમને ઉપર પ્રમાણે વિશેષણો કહેવાં જોઇયે. કેટલાક કહે છે કે તે તો ષષ્ઠ્યંત નામ જ છે; એ વિષે વિદ્વાનોના અભિપ્રાય જાણવાની ઇચ્છા રાખીયેછે. "કોઇને ઘેર જવું" એ ઠેકાણે 'કોઇને' એને માત્ર દ્વિતીયા વિભક્તિ કહેવી એ હમને શુદ્ધ નથી લાગતું.

અગાઉ અમ્હે નાન્હાં વ્યાકરણ વિષે વિચાર આપ્યો છે, તેમાંનો ઘણો ખરો તો આ મોટાં વ્યાકરણને પણ લાગુ પડે છે. વધારે બોલવું આ ઠેકાણે યોગ્ય નથી ધારતા. ટુંકામાં કહીએ છૈયે કે, આ વ્યાકરણોનો દોષરૂપી અડગો-દડગો કાળના ઉપર ફેંકી એ શાસ્ત્રીના આ સારા યત્નને માટે તેઓનો મોટો ઉપકાર માની અમ્હારી ટીકા પૂરી કરીયે છૈયે.



## ૫. જ્ઞાનશક્તિનો વ્યાપાર.

### વિરામ ૧—પ્રવેશક.

માણસને પોતાની વર્ત્તણુકમાં મૂળ આસરો પોતાની જ્ઞાનશક્તિનો ધરવો પડે છે; કેમકે અગરજો આપણે મનની શક્તિઓને ઓળખીએ છૈયે અને ઇચ્છાને આડતીઆની પેઠે કુલ અખત્યાર આપીયે છૈયે, તોપણ ખરું તો આ છે કે, કરતા હરતા જે માણસ તે પોતાની જ્ઞાનશક્તિમાં રહેલી એવી કેટલીએક આગલી સમજ અથવા ઉપરટપકેની સમજ એ ઉપરથી હરકાંઈ આ અથવા પેલું સ્વૈચ્છિક કામ કરવાનો નિશ્ચય કરે છે. કોઈ પણ ઉદ્દેશ (મતલબ) પોતાને જે કરવાનું તેનું કારણ છે એમ સમજ્યા વના હરકોઈ માણસ કંઈ પણ કામ શિરુ કરતો નથી. અને જે જે શક્તિઓ તે કામે લગાડે છે તે તેને, જ્ઞાનશક્તિ પોતાને મળેલી સારી અથવા નરસી સમજની રોશનીથી રસ્તા દેખાડવામાં દોરે છે; અને તે રોશનીથી એટલે ખોટી અથવા ખરી સમજણ પ્રમાણે માણસનાં મનની શક્તિઓ પોતાનો વ્યાપાર (કામ) બજાવે છે. આપણે ધારીયે કે ઇચ્છા કુલ અખત્યારી અને મર્યાદામાં નહી રહે એવી છે, તોપણ જ્ઞાનશક્તિની આજ્ઞા માનવામાં ઇચ્છાથી કદી પણ ગફલત થઇ શકતી નથી. દેવળોમાંની પવિત્ર મૂર્તિઓએ માણસ જાતના મ્હોટા ભાગ ઉપર હંમેશાં કેવા કેવા દોર બેસાડ્યા છે એ આપણે જાણીયે છૈયે; તેમ આખરે ખરું છે કે માણસનાં મનમાં જે જે ભાન અને પ્રતિમા (મૂર્તિ) ઉત્પન્ન થાય છે, તે સર્વ અદૃશ્ય (નહીં દેખાય તેવી) શક્તિઓ છે તથા એ શક્તિઓનું હંમેશાં મનના ઉપર ભારે ચલણ હોય છે અને સર્વ માણસો તેઓનાં વશીકરણમાં અંજાઈ જઈ તરત તાબે થાય છે. એવું છે વાસ્તે, જ્ઞાનના શોધને અર્થે અને જે જે નિશ્ચયો જ્ઞાનશક્તિ કરતી જાય તે મધ્યે તેને ખરે મારગે ચલાવવાને તેની બહુ સંભાળ લેવી એ ઘણું જરુરનું છે.

કારણ ઉભયાન્વયી. જે માટે તે નિર્બળ થઈ પડે છે. હવે વ્યાકરણ કરતી વેળા પુરુષ અને વચન બોલવાનું અસલ કારણ એ છે કે કર્ત્તાને ઓળખવો. માટે જે પુરુષમાં અને જે વચનમાં કર્ત્તા હોય તે પુરુષ અને તે વચન કર્ત્તાના ક્રિયાપદને બોલવું. કર્ત્તરી કર્મણિ પ્રયોગો ઓળખવાને આપેલી વ્યાખ્યાઓ વ્યાકરણ કરવાના ઉપયોગમાં ન લાવવી. 'હો જાંબુ ખાધાં' એ વાકયમાં ખાધાંનું વ્યાકરણ કેટલાએક આમ કરે છે કે, ખા ધાતુનું સ્વાર્થે, ભૂતકાળે પ્રથમ પુરુષનું અનેક વચન (કર્મનું); પણ એ ખોટું છે. ખરું વ્યાકરણ તો આજ રીતે કે પ્રથમ પુરુષનું એકવચન. ક્રિયાપદનાં લિંગવચન કંઈ વ્યાકરણ કરવામાં આવતાં નથી.

વ્યાકરણનો ત્રિજો ભાગ વાક્યયોજના. એ વિષય ઉપર તો શાસ્ત્રીબાવાનું ઘણું લખાણ જોઇતું હતું, પણ એ વિષય સાથે તો ભાષાનાં પૂર્ણ જ્ઞાનથી જ ખેલાય; વાસ્તે, સમજીને જ તેઓએ ટુકામાં પતાવી દીધું છે. એ વિષય તો બહુ જ જરુરનો છે. ભાષાના ઘણા નિયમો આ ભાગ ઉપરથી માલમ પડે છે. પરભાષાના લોકને આપણી ભાષા સહેલથી શિખવનાર વ્યાકરણનો આ ભાગ છે. હમે દલગીર છૈયે કે એ વિષય ન્હાનાં પાનાની ૧૨૫ લીટીમાં જ આટપ્યો છે.

"અનેક લિંગનાં અથવા એક લિંગનાં અનેક કર્તુવાચક પદો પછવાડે થાય તો ક્રિયાપદને છેલ્લા કર્ત્તાનું લિંગ અને અનેકવચન થાય છે—ઉ૦ બઇરીઓ ભાયડાઓ, અને છોકરાંઓ ગયાં."

એ વ્યાખ્યા ખોટી છે; પણ ખરું તો આ છે કે, એક જ ક્રિયાપદના અનેક લિંગના જુદા જુદા કર્ત્તાઓ, અને, તથા એવા એવા શબ્દોથી જોડાયા હોય તો તેવે પ્રસંગે તે ક્રિયાપદનું રૂપ નપુંસક બહુવચનમાં જ થાય છે—જેમ કે, પોતિયું, પાઘડી ને અંગરખો ખોવાઈ ગયાં. તેમ, કે, અથવા એવા એવા શબ્દોથી કર્ત્તા જોડાયા હોય તો છેલ્લા કર્ત્તાનું લિંગવચન ક્રિયાપદને લાગે છે—જેમકે, તેનામાં હુન્નર અથવા વિદ્યા સાચી નથી; તેનામાં વિદ્યા કે હુન્નર સાચો જોવામાં આવતો નથી. તેના તે જ લિંગના ઘણા કર્ત્તા હોય તો તેજ લિંગનાં પણ બહુવચનમાં ક્રિયાપદનું રૂપ થાય છે.

કર્ત્તરિ—કર્મણિ પ્રયોગ મધ્યે કર્મ પ્રથમા અને દ્વિતીયા બન્યો વિભક્તિમાં બોલાય છે. 'તે વાઘને મારે છે, તે વાઘ મારે છે,' તેણે તે દાટી, તેણે તેને દાટી, વગેરે. સંસ્કૃતમાં નિયમ છે કે કર્ત્તરિ પ્રયોગમાં કર્મ હમેશ દ્વિતીયાંત જ આવે અને કર્મણીમાં પ્રથમા વિભક્તિમાં જ તે આવવું જોઇયે. આપણી ભાષામાં તેમ નથી. પરંતુ મારા, અને એક મારા મિત્રના અનુભવ ઉપરથી માલુમ પડે છે કે, ઘણું કરીને જીવંત આણીને કર્મ ગણવું હોય તો દ્વિતીયાનો પ્રત્યય તેને લગાડવો, ને નિર્જીવ કર્મ હોય તો તેને તે ન લગાડવો. કર્મ, સર્વનામ હોય તો તે દ્વિતીયાંત જ હોય.

વ્યાકરણ કરવાની રીતીમાં "વાદી પ્રતિવાદીનો" એને પઠ્યંત વિશેષણ કહે છે. કેટલાક બોલે છે કે પષ્ઠી વિભક્તિનાં નામો વિશેષણનો ગુણ રાખે છે

ઓખાહરણ રચી અથવા તેને નવે ઢાળે વાંચી લોકોને ખુશ કીધા. પ્રેમાનંદનું, સામળનું, અને કહાનનું એવાં ત્રણ ઓખાહરણ લોકોને જાણીતાં છે. એ ત્રણમાં જુના કવિ પ્રેમાનંદ, અને ત્યાર પછી સામળ. એજ ઉપરથી જણાય છે કે, ઓખાહરણ, સંસ્કૃત ભાગવત દશમસ્કંધના ૬૨ મા અધ્યાયની કથાના આધાર ઉપરથી પ્રાકૃતમાં વિસ્તારીને પ્રબંધરૂપે પેહેલા અને અસલ રચનાર વડોદરાના પ્રેમાનંદભટ્ટ છે. અને પ્રેમાનંદનું ઓખાહરણ બીજા બે કર્તાં વધારે સારું કેહેવાય છે. એ ગ્રંથકારવિષે હમણાં કંઇજ ભાષણ ન કરતાં ઓખાહરણને મોટી ખુશીથી લડાવવાને અને તેમાં પ્રસંગે ઢીકા મારવાને હમે રજા લૈએછ કે ચૈત્ર વૈશાખ પણ પાસે આવ્યા છે. માટે આશા રાખીએછ કે આ કથા ઉપર સંધા લોકો પોતાની ભાવવાળી ભક્તિ દેખડાવશે.

ઓખાહરણ પ્રકરણ એ શ્રીકૃષ્ણનાં ચરિત્રનું એક દૃષ્ટાંત છે. અભિમાની પુરુષોના મદ તોડવા, ભૂમિભાર ઊતારવો અને ભક્તને ઓધારવા એ મહત્કર્મના દાખલામાં ઓખાહરણની ટુંકી પણ રસિક કથા શુકદેવજીએ પરિક્ષત રાજાને સંભળાવી. મસાલો અને વઘાર વિના રસોઈ સ્વાદ લાગે નહીં, તેમ માત્ર કોઈ પણ એવી વાત સાધારણ રીતે કહી જઇયે તો શ્રોતાનાં મનમાં ઠસીઠસીને લેજતથી તે પેશનાર નહીં. હર કોઈ ભાષામાં કવિતા એ તેને ભાષાનો સણગાર છે. માટે ભાષાના કવિઓએ હદથી જ્યાદે એ કથાને લંબાવી છે. જે હેતુને સારુ કથા છે તે તો પરિક્ષતજ સમજ્યા, પણ ઘણા ખરા લોકો તો તે હેતુને અર્થે આપેલા દૃષ્ટાંતનેજ લક્ષ દઈ જોય છે. માણસ જાણી વાત બહુ હર્ષથી સાંભળે છે. કેમકે ઘણા અભ્યાસથી તેને તેની ખુબી જણાય છે. ઘણા પ્રાચીન વિદ્વાન કવિઓના લખવાના વિષયો, મન, માયા અને મહેશ્વર હતા; હમણાના કવિઓના વિષયો-સમયપરત્વે મદ, મદન (કામદેવ) અને મધ (જુદ્ધ) એ થયા છે. એ વિષયના ઉપર સહુનેજ રસ લાગે, એવી કંઈ સ્વાભાવિક પ્રેરણા હોય એમ દીસે છે.

ઓખાહરણ એટલે ઉષા (ઓખા) ને અનિરુધ ચોરીથી પરણ્યો તેની કથા. આ કથા વાંચવાનો અને સાંભળવાનો ગળકો વધારે છે. તેનાં કારણ ઉપર લખ્યા પ્રમાણે બે છે; એક તો કુલીન સ્ત્રીની વાત; ને બીજું એકે આપણે સંસારમાં સ્ત્રીના જે સારા માઠા વિકારો તથા સ્ત્રીસંબંધી રૂઢીઓ જોઇએ છૈયે તેને પદ્યમાં ગોઠવેલાં; તેથી ઓખાહરણ સાંભળવાને લોકો ધાવરે ધાંવરે કરે છે.

ઓખાહરણ રાગમાં ગવાય છે; પરંતુ રાગની સમજ તો થોડાકને જ હોય છે. તેથી રાગ ન સમજતા એવા જે ઘણા લોક, તેઓને પોતાને વાંચવામાં રસ લાગતો નથી. પણ તારે તેઓ એટલો તો સાંભળવાનો શોખ રાખે છે કે, ચૈતર મહીનામાં (જે માસ અલુણાદિકવ્રતોએ કરીને ઓખાનું સ્મરણ રાખવાને માટે નિમ્યો છે.) પ્રત્યેક શેહેરમાં બે ચાર મોહોલ્લાના લોકો એકઠા થઇને ઓખાહરણભટ્ટને નિમંત્રણ કરે છે. તે મોટા ડોળથી બે ત્રણ ગંધરવ (નરઘાં સારંગીવાળા) સહિત

ઘણા શ્રોતાઓની આગળ, ઉંચે બેસણે બેસી, ચંદન પુષ્પે પુજાઇ, ઓખાહરણની કથા, પોતાની જોડેલી કાંહાણીયોથી મિશ્રિત કરી જુદેજુદે રાગે ગાવા મંડે છે.

કામ, મદ અને લડાઇ એ ત્રણોની તસબીર આ પોથીમાં દીપી રહી છે. તેરમે કડવેથી તે છેક ૨૩ સુધી તો લાગટનું લાગટ સ્ત્રીને કામની ઇચ્છા કેવી દમેછ તથા એમાં નિમગ્ન રહ્યાથી બીજી સઘલી વાત અલખામણી થાય છે; અને કેની કેવી રીતે માનવી જાતને આશા અને નાઉમેદી છેતરે છે, એ સર્વને સારી રીતે દેખાડ્યાં છે. પણ એ કામેચ્છાની ઉત્પત્તિમાં તથા તેમાં જીવ રાખ્યા કીધાંને લીધે વારંવારનાં સ્પપ્નવિશે સુખ પામવામાં અને જાણે, શોક કરવામાં કોઇ ઠેકાણે અનિરુદ્ધના ગુણ સામુ જોઇ ઓખાને કામબાણ વાગ્યું હોય એવું લેશ જણાતું નથી. દેખાદેખી કરવાનું મન થાય અને તે મનની ઇચ્છા પૂરી ન પડે તારે તેમાં ગાંડું થવાય, માટે એવાં માનવને ખરી અને ડાહી રીતે વિલાસી છે, એમ કેહેવું દુરસ્ત નથી. ઓખાનો કામ અગર જોઇયે તેવો સુધરેલો ન હતો, તથાપિ તેના આવેશમાં સમણું લાધે ને તેને રોવું આવે અને સખીનો મેળાપ થાય તે વખત જે મનના ઊભરા તેણે કાહાડ્યા, તેને કવિએ અસર કરતી રીતે વર્ણવવામાં કસર નથી રાખી.

"સાસરડે જાએ ને રે આવે, સહીઅર મુજ સમાણીજી;
હું અપરાધણ હરખે હણાઈ, આંખ ભરું નીત પાણીરે,સહીઅર શુંરે કીજે.—૧
ધન ધન હશે તે કામની, જેણે કંથ કંઠે ગ્રહી રાખ્યોજી;
હું અભાગણી પરણ્યા પીઊનો, અધર સુધારસ નવ ચાખ્યોરે. સહી૦—૨
મરજાદાસહિત માટે માણસ, કરે આંખનો અણુસારોજી;
તે મેં સુખ સપને ન દીઠું, વૃથા ગયો જનમારોરે. સહી૦—૩
બીજી વાત રુચે નહીરે, હું ભરથાર ભોગમાં થઇ મગનજી;
આંહાં કો પુરુષ આવે તો સહજ પરણું, ન પુંછું જોસીને લગનરે. સહી૦—૪
મરકલડે મુખ મધુરે વચને, મરજાદા મન આણીજી;
શાક પાક પીઊને ન પીરસ્યા, આઘો પાલવ તાણીરે. સહી૦—૫
જળ વિના જેવું માનસરોવર, ચંદ્રવિના નિશા જેહેવીજી;
પીઊવિના વૃથા ગયું જોબનીયું, દુર્ભાગણી હું તેવીરે. સહી૦—૬
અરણ્ય વનમાં વેલી ફૂલી, તાંહાં નહિ ભોગી ભમરજી;
તેમ વપુવેલી જોબન ફુલી, પણ ન મળ્યો ભોગી વરરે. સહી૦—૭"

એ ઉપલી કડીઓ અને બીજી એવીઓથી સાફ જણાય છે કે ઓખા કામાંધ જ હુતી. લખવાને દીલગીરી થાય છે, કે કવિઓએ કામની ગાંડાઈ દેખાડવાને ચાતુર્ય લગાવ્યું છે; પણ આજ કાલનાં બૈરાં તેનો સાર ન લેતાં એ વિકારથી દુર ન ખસી, ઓખાનો દાખલો જોઈ પોતે તેવું કરવા જાય છે. પરંતુ તેમાં તેઓ

શરીર, મન બાળે છે; એટલું જ નહીં પણ પાપ સંગ્રહે છે. ચિત્રલેહાની કેટલીએક શિક્ષાને થોડા જણ રસથી વાંચશે, પણ "નાથ વિના હું એકલી, કેમ કરીને રેહેવાય" વગેરે એ તો સહુજ વાંચશે; પણ તે વાંચી તેના ઉપરથી શિક્ષા લેવાને માટે ઊંડું જુજ લોકો જ જોશે.

અરે ઓખાનું જોઈ સ્ત્રીઓ પોતાના ધણીજોડે હેતથી ચાલતી હોય તો ઘણું સારું; પણ ન્હાનપણે અણસમજણે, વખતે પરણ્યાં હોય એટલે સ્ત્રી પુરુષને સારું બનવું મુસ્કેલ, તેથી વરની સાથે તો નહીં પણ યારની સાથે પેલી જાર કરે છે; અને તેને વિલાસ કહી જાણે છે. પણ ઓખાએ પતિવ્રતાધર્મ પાળ્યો અને આટલી કામથી પીડાઈ તોપણ અનિરુદ્ધને જ માન્યો, તેમ સર્વે બૈરીઓએ કામના આવેશમાં બુરી બુદ્ધિ ન કરી પતિને જ સેવવો. કડવે ૨૨ મે તથા બીજે કેટલેએક ઠેકાણે ઓખા અનિરુદ્ધ વિલાસી થઇ માત્ર એક બીજાને કામ અને રતિ પ્રમાણે જોય છે તેની છબી આપવામાં કેટલેક ઠેકણે ઊઘાડું, પણ ઘણું લખ્યું છે. કામવિકાર ઘણો ભુંડો છે. એને લીધે જુઠાણ દોડથી ચાલ્યું આવે છે. પતિવ્રતાએ કામના આવેશમાં નીચે મુજબ સ્ત્રી ચરિત્ર વાપરવું, એ અલબતાં અઘટિત છે એમાં કંઈ ડાહાપણ ન કેહેવાય. એનાં એમ કરવાનાં કારણો બે છે. એક તે કાણાને કાણો કહીએ તો તે દુભાય, તેમ ઓખાને કન્યા રૂપ જઈ તરુણીરૂપ લોકમાં જાહેર રીતે પરણ્યાવિના આવ્યું, તે તેને બાણમંત્રીએ કહી દેખાડ્યું, તેથી અને પાછો લોકાપવાદ, એણે કરીને ઓખા ક્ષોભમાં પોતાને માથેથી કલંક ઉરાડી દેવાને મંત્રી પ્રત્યે બોલી,

"કન્યાએ ક્રોધ જણાવીઓ, હાકટ્યો પરધાન;
લંપટ બોલતો લાજે નહીં, ઘડપણે ગઈ શાન:—કન્યા૦
પાપી પ્રાણ લેવા કાંહાંથી આવ્યો, બોલતો ક્ષુદ્ર વચન;
એવા સારુ ક્રોધી જોઇશે, જીભડલી છેદંન.—કન્યા૦
હું તો ડાહ્યો દાનવ તુંને જાણતી, ભારેખમ કૌભાંડ;
એવું આળ કોને ન ચડાવીએ, ભાંગી પડેરે બ્રહ્માંડ.—કન્યા૦
કેહેવા દેની તું મારી માતને, પછે તાહારી વાત;
હત્યા આપું હું તુજને, કરું ઝંપાપાત.—કન્યા૦

ધણીને પડતો જોઈ સ્ત્રીના મનમાં ધણી તરેના અંદેશા ઊપજે છે અને તેનું મન ચલિત તથા બિહિકણ છે, એ ઓખા અનિરુદ્ધસંવાદ ઊપરથી જણાય છે.

"ઓખાએ નાથને બાથમાં ઘાલ્યો, શું જાઓછો વહી;
મરડી મરડી જાઓ જુધને, દૈવડા જાહું કહીં—કન્યા૦
આશો ઊદ્યમ વઢવાતણો, સામું નથી કામ ધામ;
દાનવને માનવ જીતે નહીં, ન્હોય રુતુસંગ્રામ.—કન્યા૦

આ છેલી કડી ધ્યાન આપવા લાયક છે. હૈયે હોએ તે હોઠે આવે, જેવું પોતે હોયે તેવું સામાને દેખે, જેને ધારે તેને સ્વપ્ન ક્ષાલે. ઓખા એમજ જાણેછ કે અનિરુદ્ધ જેવો અજીત કામી પુરુષ કોઈ નથી ને તેને લડવા જવાની ના કેહેવી, તેમાં પણ તેને કેહે છે કે એ કાંઈ વિહારનું કામ નથી કે જીતશો, માટે છાના બેસી રોહો. ગ્રંથકર્ત્તા આ ઠેકાણે અનિરુદ્ધને માનવ કેહે છે. તે વિસ્મૃતિથી હશે, કેમકે બીજે સર્વ પ્રસંગે દેવમાં ગણે છે. કવિએ અનિરુદ્ધની હીંમત અને બળને આટલી ભભકથી બતાવ્યાં છે તે એ મતલબે કે આવી કામાંધ સ્ત્રી અને પોતે પણ કામી, તે છતાં સંકટની વખતે નાસી ન જઈ મરવું છે એકવાર, એમ સમજી અનિરુદ્ધ જનાનો છોડી રણમાં પડ્યો, એ પુરુષાર્થનો દાખલો છે. કહ્યું છે કે का हानिः समयच्युतिः હાનિ કઈ તો કે સમયે જે કરવાનું તે ન કરીએ તે. ૨૫ થી તે ૩૦ સુધીનાં કડવાં ઓખાના કાલાવાલા, અનિરુદ્ધનું કારમું રૂપ, અને બાણસૈન્ય, એઓનાં વર્ણનમાં લખ્યાં છે. સેહેજ વાત હોય તે મોટાના વચમાં પડ્યાથી ઘણી વધી પડે છે, એ આપણે કૃષ્ણ અને શંકરનાં યુદ્ધથી માલમ પડે છે. કૃષ્ણે પકડી અનિરુદ્ધની બાજુ અને શંકર પધાર્યા બાણાસુરના સંભાર્યાથી. યુદ્ધ જે કરવું તે બરોબરીઆમાં જ કરવું; અને હાર જીતનું જોવું પણ એમાં જ છે. લશ્કરી કૌશલ્ય પણ એવી જ વેળા જણાય છે. બાણાસુરના હાથ સુદર્શન ચક્રે કાપી નાખ્યા, તે વેળા શંભુજી ક્રોધાયમાન થઈ કૃષ્ણની પછવાડે થયા, તે યુદ્ધ અમે નિચે લખીએ છૈએ. એમાં તારીફ કરવા લાયક એ છે કે બન્યો લશકરે એકના ઉપર એક ચાલે એવાં શસ્ત્રો વાપર્યાં, જેથી કોઈ ઘણી વાર સુધી ડગ્યા નહીં. પ્રાચીન કાળમાં ભયંકર કલ્પિત આયુધો શાં હતાં, તે હેઠળથી જણાશે. તેમ કવિકલ્પના પણ જોસથી બાર પડેલી દેખાશે.

"વૃષભ હાંક્યો ને ગરુડ તાક્યો, મુખે બોલે મેઘસ્વર;
મંત્ર ફુંક્યો ને કૃષ્ણ ઢૂંક્યો, મુક્યો કાલજ્વર. ૧
જાદવ સૈન્યા થઈ આકળી, તાવે તે પીડ્યાં તંન;
કૃષ્ણે મુક્યો એકાંતરો, તેણે ખીજ્યા પંચવદન. ૨
શિવે હકાર્યો ટાહડીઓ, વરશે હિમ હુતાશંન;
ત્રૈયો મુક્યો ત્રીકમે, તેણે દમ્યા દાનવજંન. ૩
પશુપાળે મુક્યો પીતજ્વર, વાતજ્વર મુક્યો માધવ;
મહાદેવે પછે મુકીયો, સન્નિપાત કાલજ્વર. ૪
લોહદંડ તેના હાથમાં છે, નેત્ર લોહીવરણ;
ધસ્યો પણ પાછો ખસ્યો, જોઈ અશરણા શરણ. ૫
કૃષ્ણે મુક્યા જેટલા, તેણે રાખી શિવની લાજ;
સન્નિજ્વર સ્તુતિ કરે, તમો બન્યોછો મહારાજ. ૬

અગ્ન્યાસ્ત્ર મુકયું શંકરે, પ્રગટયો તે હુતાશંન;
સૈન્યા દીઠી દાઝતી, હરીએ પ્રેર્યો પરજન્ય. ૭
વરસાતે વહ્‌ની સમાવીઓ, થઈ દૈત્યઉપર વૃષ્ટ;
પવનાસ્ત્ર મુકયું શંકરે, ટાળ્યૂં અસુરનું કષ્ટ. ૮
ધુળકોટ થયો વાયુથી, રજે ભરાયાં જાદવચક્ષ;
સરપાસ્ત્ર મુકયું ત્રિકમે, તેણે વાયૂ કીધો ભક્ષ. ૯
સૈન્યા નાસે બાણની, પ્રગટયા તે સર્પ અપાર;
પછે મહાદેવે ગરુડાસ્ત્ર મુકયૂં, તેણે કીધો નાગસંહાર. ૧૦
ખગે ચંચના પ્રહાર માંડ્યા, દમ્યા જાદવ સૂર;
કૃષ્ણે શલ્યાકોટ પ્રગટી, ગરુડ કીધા ચૂર. ૧૧
શંકરે વજ્રાસ્ત્ર મુકયું, પરવત કીધા શત ખંડ;
ભુધરે બ્રહ્માસ્ત્ર મુકયું, ડોલ્યાં ત્રણ બ્રહ્માંડ. ૧૨
મહાદેવે રુદ્ર રૂપ કીધું, બાળું સર્વ સંસાર;
પશુપતાકા કાઢીયું, તારે હવો હાહાકાર. ૧૩
ધ્રુજ્યો ધ્રુવા ને મેરુ ડગીયો, ખળભળિયાં પાતાળ;
સાગરે મરજાદ મુકી, ડોલ્યા દશ દીગપાળ. ૧૪
શીવને ક્રોધે શેષ સલકયો, ડોલીયા દીગ્ગજ;
ચંદ્ર સુરજ ઝાંખા થયા, આપદા પામ્યો અજ. ૧૫
અષ્ટ પર્વત ગળ્યા ભુમીએ, થઈ સુકી વનસપતી સર્વ;
જક્ષ કિંનર વિદ્યાધર કાંપ્યા, અપસરા ગંધર્વ. ૧૬
ચુકયા તાપસ તાપથી, ધ્યાનથી ચુકયા ભગત;
ક્રોધજ્વાળા જોગેશ્વરની, બળે બાધું જગત. ૧૭
ત્રૈલોકયમાં ખુંબાણ વરતીઉં, થાએ ગર્ભનો પાત;
વાયુ રુંધાયો વિશ્વનો, થઈ કોટી જીવની ઘાત. ૧૮
કષ્ટ જાણી સૃષ્ટીનું, શ્રી વૈદરભી વલ્લભ;
બાણ મુકયું સજીવન, થયું જગત નવપલ્લવ. ૧૯
પુનરપિ પ્રલ્હે માંડીઓ, વિષ્ણુએ માંડ્યો વાદ;
મુનીવર અમર આવીઆ, પછે કરે આરત નાદ. ૨૦
સુરરાયને સરસ્વતી, કરે વેદ સ્તવંન;
તોહે ક્રોધ મુકે નહીં, પછે આવ્યા કમલાસન." ૨૧

મોટાની લડાઈ ભાંગવાને મોટા વચમાં પડે તો કંઈ છેડો આવે તેમ બ્રહ્માએ જ્યારે સમાધાન કીધું ત્યારે પછી કૃષ્ણ અને શિવને સલાહ થઈ અને અનિરુદ્ધ ઓખાનાં લગ્નની સામગ્રી થવા માંડી. ગુજરાતીઓમાં જે ધામધુમથી પરણવાનું ચાલે છે, તે સંધુ આ પોથીમાં ઘટતી રીતે ચીતરેલું દેખાય છે.

ઓખાને સાસરે જતી વેળા માએ જે શિક્ષા દીધી છે અને જે પ્રમાણે સર્વ અવિદ્વાન તરુણીઓએ પોતાના કંથજોડે તથા સાસરાનાં માણસ જોડે અને પારકા સાથે બરાબર વર્ત્તવું તે શિક્ષાપત્રી આપણા ઘરડાઓના વિચાર પ્રમાણે પ્રેમાનંદની ઓખા કથાને ખરા મણીનાં તેજ પ્રમાણે શોભીત કરે છે.

## રાગ ધન્યાશ્રી.

"શિક્ષા દેઉં તુજને દીકરી, મારી તારી લાજ વધારજે;
જો પ્રીતે પીઉ આગના આપે તો, કોક દીવસ ઘેર આવજે.
દુઃખ પામીરે દીકરી, તે તો મરણ લગી કેમ વીસરે.
ઊગ્રસેન હલધર પ્રદ્યુમ્ન, અને વાસુદેવ ત્રિભુવનધણી;
શ્વસુર પક્ષમાં સર્વ કુટુંબની, સેવા ભક્તિ કરજો ઘણી.
રતી રંભાવતી દેવકી, માયાવતી સતી ને રેવતી;
રખે દીકરી ક્ષણ આળસ કરતી, તું ચરણ તેનાં સેવતી.
રુડી ભુંડી વારતા સાંભળીએ, બાઇ કો આગળ નવ ઓચરીએ;
ઊઘાડા કેશ ન મુકીએ, ઘણું ઝીણું વસ્ત્ર ન પેહેરીએ.
કામ ઘરનાં વતાં કરીએ, ન કરીએ કાંઇ અરુંપરું;
પુછ્યા પુઠે સુક્ષ્મ સાદે, બોલીએ જઇને ખરું.
પાત્ર પગે નવ ઠેસીએ, સદકીરતી જશ ઊતરે;
આખું ઓઢી ચાલીએ, રાખીએ દૃષ્ટ ભૂમી ઉપરે.
સંવાદ સાસરે ન કીજીએ, બાઇ પીહેરને ન વખાણીએ;
લક્ષ દુઃખ હોએ સાસરે, પણ સ્વામીને ન જણાવીએ.
દાસી મનુષનો સંગ ન કીજે, નીચને મળે માઠું સહી;
સાસુ રીસ કરે ઘણી, પણ સામો ઉત્તર દીજીએ નહીં.
સાસુ નણંદ ને જેઠ જેઠાણીની, સેવા ભક્તિ કરજો ઘણી;
પારકે ઘેર જઇએ નહીં, પરપુરુષશું બોલીએ નહીં.
મોટે સ્વરે હસીએ નહીં, કોઇસાથે તાળી ન આપીએ;
ઉભા રહી ઊઘાડે માથે, પુત્રી પાણી ન પીજીએ.
ભરથાર પેહેલું જમીએ નહીં, બાઇ ઉચ્છીષ્ટ જમીએ નાથનું;
તુંકારીએ નહીં સેવક આદે, મન રાખીએ સરવ સાથનું.
માત પિતા ભગીની, પીહેરસુખ ન સંભારીએ;
આવો બેસો જી જી કહીને, કુળની લાજ વધારીએ.
સહુને ગમતું બોલીએરે, બાઇ અહંકાર કરીએ નહીં;
હસાત વદન નિત રાખીએ, સુખ દુઃખ સમાન ગણીએ સહી.
દીવસે ન સુઇએ દીકરી, બાઇ વચન પીઉનું પાળીએ;

સાસુજી જારે સાદ કરે તારે, જી જી કહી ઉત્તર આપીએ.
સ્વસુર જેઠની લાજ કીજે, ન બોલીએ ઉંચે સ્વરે;
એમ ઘણી શિક્ષા દઇ માતા, પુત્રીને વિદાએ કરે. દુઃખ.

ઘણું કરીને આપણા હિંદુ લોકો સર્વ ઠેકાણે અને સર્વકાળ રેહે એવા જે સાધારણ ધર્મો ( General Principles ) તેની શોધમાં રહ્યા જ નથી. પણ એટલું તો સમજ્યા છે કે સમયપરત્વે કેમ વર્ત્તવું. (ન સમજે તો સમય શિખવે.) ઉપલી શિક્ષાપત્રીમાં સ્ત્રીએ આ રીતે ચાલવું એવું છે. તે સર્વ ઠેકાણે અને નિરંતર ન જાણવું. એ પત્રીમાં કેટલીક શિક્ષા (સ્ત્રીના હક મર્યાદા અને દાસીપણાં સંબંધી) કેવળ ખોટી છે; વિદ્વાન અને નીતિમાન સ્ત્રીઓને બીલકુલ લાગુ પડતી નથી. ઓખાને મારા ઘણા બંધુઓ વખાણે છે; પણ વાસ્તવિક અભિપ્રાય આપીએ તો એમ જ કેહેવું પડે છે કે, ઓખાચરિત્રમાં રૂપવર્ણન છે, પણ ગુણવર્ણન નથી. ઓખાએ વિદ્યાભ્યાસ કીધો એવું જણાતું નથી; નોખી અને એકલી રહ્યાથી અને સંસારસુખ એજ જીવતરનો હેતુ છે. એ ખાડામાં પડેલી તેથી એને નીતિરૂપી અંકુશ હતો નહીં; એવી ઓખાને ઉપલી શિક્ષા યોગ્ય જ. પણ એજ શિક્ષા જોઇયે એ ખોટું છે. ગ્રંથકર્ત્તા આજથી ૨૦૦ વર્ષઉપર થઇ ગયા. તે વેળાના કેટલાએક વિચાર આજના સુધરેલા વિચારની આગળ ખોટા પડી જાયજ. એમ કેહેવું કે અસલના ગ્રંથકર્ત્તાએ જે કીધું છે, તે સર્વ વાજબી જ છે; અને તેનો દોષ બોલવો એ પાપ છે, એવા જે વિચાર તેને વિદ્વાન લોકો હસી કહાડે છે. તે ગ્રંથકર્ત્તા જીવતા હોય તો તેઓ પણ પોતાની ભુલ કબુલ કરે. પણ આપણા ભાઈયો તો સંસ્કૃતમાં હરકોઇ ગ્રંથને (પછી કોકશાસ્ત્ર હોય તો પણ) ઈશ્વરકૃત જાણે છે; એટલે પછી તેઓ ડોહોડડાહ્યા વિચાર કરેજ. ગ્રીકલોકો હિંદુઓની પઠે પ્રાચીનથી છે; તેઓની અસલની રીતભાત આપણી જોડે મળતી આવે છે. પરંતુ તેઓમાં શોધક તથા પૃચ્છકબુદ્ધિ વધારે હતી અને તેની સાથે ઘણે પ્રસંગે જોએલી વાતને તથા માણસના વિકારોને પૃથક્કરણ રીતે તપાસીને તેઓ તત્વ ખેંચતા, જે તત્વ સર્વ પ્રસંગે ખરું પડતું. આટલું વિશેષ, તેણે કરીને તેઓની કેટલીએક વિધાને હાલના ભણેલા યોગ્ય માન આપે છે. સ્ત્રી ધણીની ગુલામ, એમ જાણવું એ કુદરતી હક તોડ્યા જેવું છે. ગુલામ વના ચાલે પણ સ્ત્રીવના સૃષ્ટિ જ નહીં એટલે સ્ત્રીવના (હાલ જોઈએછ તેમ તો ) ચાલેજ નહીં. સ્ત્રીપુરુષ બન્નેથી દુનિયા ચાલે છે. એ ઉપરથી જણાય છે કે, સ્ત્રી પુરુષની દાસી નથી પણ મદદનીસ છે. સ્ત્રીપુરુષ બંન્યો મળીને માણસ સંજ્ઞા પડા છે. જેટલો પુરુષનો હક, તેટલો જ સ્ત્રીનો છે.

અજબ છે કે આપણે એક પાસથી સ્ત્રીઓને મર્યાદામાં રાખતા જઇએછ અને બીજી પાસથી તેઓને અસભ્યતાની છુટ આપીએછ. લગ્નપ્રસંગે બીભત્સ શબ્દો બોલાય છે. તે વળી બ્રાહ્મણવાણીઆમાં. તે જોઇ અમારાં દીલને તીર વાગે છે. એ ચાલ પ્રથમ કોણે કીએ દીવસે કાંહાં કાહાડી, તેની શોધમાં છૈયે. પણ

નિબંધીઓએ એવિશે ઘણું લખ્યું છે, અને 'સત્યપ્રકાશે' તો સત્યની તરવાર લંબાવી છે, એટલે આ ઠેકાણે વધતું નથી બોલતા. એ ચાલ ગુજરાતીઓનું નામ બોળે છે; એ ચાલ આપણને જંગલી જોડે બેસાડે છે; એ ચાલ આપણે પાપી કરે છે; એ ચાલ પ્રેમાનંદની વખતમાં ખરી તે નીચલી કડીઓથી માલમ પડે છે. "શું લાલી લુલી હલાવો, તમે ભુંડ સરખી ભાવો; અમારા શામરામ જારે રુઠા; તારે વેહેવાઇ કીધા ઠુંઠા. શામરામે શું લડાવ્યાં લાડ, જેણે ખાધું અન્ન ભરવાડ, વગેરે. પુસ્તકમાં છેક જ ભુંડા શબ્દો લખ્યાથી માન ઘટે. સબબ મેંણાં અને અશુભ વેણો કાહાડવાની ચાલની કવિએ ઊપર પ્રમાણે સંજ્ઞા આપી છે.

સાડત્રીસમે કડવે યુદ્ધવર્ણન છે, તેમાં ભૂતપીશાચ વગેરે એઓએ સુભટ જોધાનું કામ કીધું છે. રખેને આવા દેહેશત ઊપજાવતા વિચારો અમારા વાંચનારનાં મનમાં આવે તેને માટે સાવધ કરીએછ કે એવી વસ્તુ દુનીઆમાં છે જ નહીં. બીહામણા પુરુષનું બ્યાન કરવું હોય ત્યારે તેના સાથીતો પણ તેવા જ વર્ણવવા જોઇયે. જોગી શંકરને કુરૂપી મલીન સેવક હોય જ; એવાને વિશે લોકોને કંઈ ઓળખ આપવી, તે સારુ ખવીસ તે માથા વનાનો, ચુડેલને માથે સગડી અને ભુતનો વાંસો પોલો વગેરે કલ્પના કીધી છે. પણ અફસોસ છે કે એ કલ્પના ખરી થઈ પડી છે. ૧૫ વર્ષ થયાં વિદ્વાનો એ વસ્તુનું ખરાપણું જોવાને મંડી રહ્યા છે, પણ જે જે નામાંકિત એ પ્રકરણમાં હાથનાં કડાં ચડાવી આવ્યા, તે મોહો કાળાં કરી પાછા ગયા છે. એ વાતમાં પ્રથમ શોધ કરવા આરંભવાનું માન સુરતની માનવધર્મસભા નીસબત મેહેતાજી દુર્ગારામ મંછારામને છે. કવીશ્વર દલપતરામના ભુતનિબંધે હજારોની ખાતરી કરી છે અને હજારોને એ જુઠા વેમમાં પડી ગભરાતાને બચાવ્યા છે. એ વસ્તુનાં નાસ્તિત્વવિશે પ્રેમાનંદનો વિચાર આ મારા વિચારને મળતો હતો, એવું કેહેવાને કારણ નથી.

હર કોઈ કામ (યોગ્ય કે અયોગ્ય) સાધ્ય કરવાને ઊદ્યોગ કરવામાં દૈતના જેવા દેવ પણ નહીં. શિક્ષા તો એ જ લેવાની છે કે, ઊદ્યોગને અંતે ફળ તો નિશ્ચય મળે, પછી હેતુ નઠારો અથવા સારો હોય. તે પ્રમાણે પરિણામ અઘટિત અથવા પાત્ર થાય. મેહેનતુને મેહેનતનો બદલો મળે જ. હલકા માણસો પોતાનું ધારેલું થયું જોઈ એકદમ મગરુરીને વશ થાય છે ને તેના જોસમાં તેઓની આગળ, નજર પોહોંચતી નથી. પણ અભિમાન કોઇનાં રહ્યાં નથી, અભિમાન જેવું બીજું પાપ નથી, અને પાપીને, ઈશ્વર શાસન કર્યાવના રેહેતો નથી; માટે શાહાણાએ મદ રાખવો નહીં.

"કામીકા ગુરકામનોં," તેમ અનિરુદ્ધ કામના ફાંસામાં પડ્યા; જેવું એણે ક્ષોભમાં બાણદળને મારવા માટે કામને ગણકાર્યો નહી, તેવું પ્રથમથી પોતે મનને વશ કરી શકયો નહી, એ એનો પુરુષાર્થ કેમ જાણવો?

"મોહ્યો મોહ્યો મુખને મોડે, મોહ્યો મોહ્યો ભ્રગુટીને જોડે;
મોહ્યો મોહ્યો સ્નેહને સંધે, મોહ્યો મોહ્યો હાર ગેલુબંધે.
અનિરુધ બાંધ્યો પ્રેમને પાસે, મોહ્યો મોહ્યો મદનને વાસે;
મોહ્યો મોહ્યો મુશલી સ્કંધે, મોહ્યો મોહ્યો ચુડા બાજુબંધે.
મોહ્યો મોહ્યો હસ્તકમલે, મોહ્યો મોહ્યો જી કુંભસ્થળે;
મોહ્યો મોહ્યો અલકાલટે, મોહ્યો મોહ્યો જી કેસરી કંટે.
મોહ્યો મોહ્યો પેહેરણ ફાળી, મોહ્યો મોહ્યો ક્ષુદ્ર ઘંટાળી;
મોહ્યો મોહ્યો અરગજાને બેહેકે, મોહ્યો મોહ્યો ચાલવાને લેહેકે.
મોહ્યો મોહ્યો સ્નેહને નમને, મોહ્યો મોહ્યો હંસાગમને;
મોહ્યો ઝાંઝરને ઝમકે, મોહ્યો મોહ્યો ઘુગરડાને ધમકે."

માત્ર રૂપને જ મોહી પડ્યાથી અને ગુણને તદન જોવા જ નહીં, એથી મ્હોટપણે ગભરામણ થાય છે, માટે લગ્ન કરવું તે સુગુણા જોડે કરવું. ઓખાની પેઠે સર્વ કન્યાઓ પુખ્ત ઉમરે મનમાનતા પરણે તેમાં કેવું સારુ! ઓખાનું મન અનિરુદ્ધને જ પરણવાનું હતું અને અગર બાણાસુર જો બીજા જોડે પરણાવત તો સ્ત્રી પુરુષમાં સંપ રેહેવો મુશ્કેલ હતો.

ઓખાહરણવિશે આ અમારા લઘૂ ગ્રંથમાં ઘણું લખવું બનતું નથી, તેથી દલગીર છૈયે. એવિશે થોડાએક ઉપલક ઉપલક વિચારો આપ્યા છે. તે ઉપરથી વાંચનારાએ વધારે વિચાર દોડાવવા. આપણી ગુર્જર સ્ત્રીની સંસારી નીતિનું વર્ણન (તે ઉપર વિચાર આપવામાં નહીં) કરવામાં પ્રેમાનંદ પેહેલા વર્ગના કવિઓમાં નામ રાખે છે. પરદેશી પુરુષોને આપણી કવિતામાં જો જ્ઞાન હોય તો બેશક આપણી સ્ત્રીઓની ઘરની ચાલચલણ જાણવાને ઓખાહરણનો સારો અભ્યાસ કર્યાવના રેહે નહીં.

આ ગ્રંથ વાંચવાલાયક છેઃ પણ કોહોનાથી? જે ગુણ ગ્રહણ કરનાર છે તેનાથી. ઉપર ચોટકે વાંચનારા ઇસકી વંઠી જાએ છે, પણ સમજુકો તો પ્રબંધરૂપી જે જળના તુરંગ તેમાંથી નીતિસારરૂપી શિકાર, બગલાનીગોડે ટાંપીને ઝડપી લે છે. કવિઓ કરવા તો ગયા સારું, પણ લોક લે છે અવળું. નીતિ, સદાચરણ, શૌર્ય, વિદ્યા એની તંગાસમાં સ્ત્રીસંબંધી ગાથાઓથી સારાસારની સમજ આપવી એ મુશ્કેલ છે. ગ્રંથકારોની લખવાની મતલબ તથા છંદોની ખુબી અને તેઓના વિચારો લોકો જોતા જ નથી. પણ રાગડા તાણવા, ઉપર ઉપરથી રંગ જોવો અને એ બૈરાંના ટોળામાં બેસો બાઈલા કામને ઉપજાવવો, આપણા વર્ગ શિખ્યા છે. એ ગાથા વાંચી નીતિ પ્રાપ્ત ન કરી તો રહ્યું, પરંતુ બૈરાને બાહાદુરી દેખાડું, એ કારણથી પણ કોઈ શૂરો નીકળ્યો હોય એવું દીસતું નથી. આપણા ઘણા ખરા કવિઓના સ્ત્રીવીશે ગ્રંથો, આપણે વિદ્વાનનાં ચક્ષુથી અવલોકન કરીએ અને તે ઉપર આપણી બુદ્ધિ દોડાવી વીચાર કરીયે અને એને પછી અમલમાં લાવીએ

તો નિઃસંશય આપણામાં ઘણો જ સુધારો થાય. હમારી દેશીઓને આર્જવયુક્ત ભલામણ એ જ છે કે, હરેક વાતનો હેતુ શો છે, તે શોધવાની અને સમજવાની ટેવ તેઓએ જલદીથી પાડવી.



## ૭. કસુંબી પાઘડી રંગવાની રીત.

કસુંબો શેર ૫, પેહેલાં પાણીએ મોહવો ને તેને ઝોળીમાં નાંખી પાણી રેડવું એટલે માંહેથી પીળી જરદો નીકળી રહી સફેત ધાર પડે. પછી પુષ્કળ પાણી નાખીને ધોવો ને સારીપઠે ઝોળી દબાવીને પાણીની અસર કાહાડી નાખવી, કોરો પડ્યો માલમ પડે ત્યારે શેર એક સાજી પૈસા અડી (બે દોઢીઆં) ભાર તથા સંચોરો એજ મુજબ મેળવી, કસુંબાને જાંહાંસુધી હાથ તથા પગ લાલ થાય તાંહાંસુધી અછીતરે મસળ્યા બાદ ઝોળીમાં નાખવો ને ઝીણીધારે પાણી રેડવું કે રંગ નીકળશે. ઝોળી નીચેનાં વાસણમાં આસરે શેર ૩ રંગનું પાણી નીકળે એટલે તેમાં, લીંબુનો રસ શેર ળા કાહાડી તૈઆર રાખેલો હોય તેમાંથી રસ શેર ૦ા નાખવો ને એ રંગ બીજાં વાસણમાં ઘાલવો. એ રીતે રંગ કાહાડ્યા કરી તે રંગ એકદમ ઠરે કે ઊપરથી પાણી લૈ લેવું ને તેમાં પાઘડી એક નવટાંક એ પ્રમાણે હળદ નાખવી ને તે પાણી પી રેહે, ત્યારે નીચોવીને બાહાર કાહાડી નાખવી. પછી જેટલી પાઘડી રંગવી હોય તે મુજબ રંગના વાડકા નાખવા ને રંગે ભીનાયલી પાઘડીને તપેલામાં ગરમ કરતાં જવું અને ફેરવતાં રેહેવું; રંગ પીઈ રેહે, તારે પાઘડીને ખુબ નીચોવીને સુકવવી.

---

## ૮. વિમાન.

એક કોઇ નક્કર પદાર્થને પાણીમાં નાખ્યો હોય તો તે પોતાનાં કદ જેટલું પાણી ખસેડી નાખશે અને તે આઘુ થયેલાં પાણીનું જેટલું વજન હશે તેટલા જોરથી તે પદાર્થને પાણી ઉંચકશે. તે પ્રમાણે વાયુનો નીયમ છે. હરેક વસ્તુને તેમાં મુકીએ તો તેનાં કદ બરાબર હવા ખસેડશે ને એ ખસેડેલી હવા તે વસ્તુ કર્તાં ભારે હોય તો તે વસ્તુ હવામાં ઊડશે. આ ગુણ ઉપરથી માંટ્ગાલરીએરે વિમાનની જુક્તી શોધી કહાડી. પારીસ શેહેરની પાસે સને ૧૭૮૩ ના વરસમાં એક વિમાન બે માણસો સહિત વિસ્મય પામતા લાખો લોકોનાં ટોળાંની સમક્ષ ઊડતું દેખાયું. હમારા મુંબઈના વાંચનારાને યાદ હશે કે મિકાઇટે બે વરસ ઉપર વિમાનમાં બેસી આકાશની મુસાફરી કીધી હતી.

વિમાન એ રેશમના લુગડાંના મોટા વાટુવા જેવું છે ને એની નીચે માણસને બેસવાને વાસ્તે નેતરની અથવા બુચના લાકડાંની હલકી હોડી બાંધેલી હોય છે. એ સંધાંનુ વજન ઉપર લખ્યા પ્રમાણે એનાથી ખસેડેલી જે હવા, તેના કર્તાં હલકું

જોઇએ. અસલ એ રેશમના વાટુવામાં ગરમ હવા ભરી તેને ઉરાડતા, પરંતુ એથી ઘણી આફ્ત પડતી તેથી હૈદરોજન વાયુ જે હાલમાં જણાયલી હવાઓમાં હલકી હવા છે તે વાપરવા માંડી. પણ એ ઘણી મોંઘી પડ્યાને લીધે કોલસાનો વાયુ ભરે છે. ઘણું કરીને વિમાનનું વજન તેણે ખસેડેલી હવા કર્તાં આઠ ગણું ઓછું હોય છે. વિમાનનું વજન ૧ શેરનું હોય તો તે બીજો સાત શેરનો બોજો લઇને ઉડશે. જેમ જેમ ઉંચા જઇયે તેમ તેમ હવા પાતળી અને હલકી હોય છે આટે જે ઉંચાઇયે હવા અને વિમાનનું વજન સરખું હશે, તે ઠેકાણે વિમાન ઉંચું જતું અટકશે. જે પ્રમાણે આગની ગાડી, આગબોટ અને વીજળીના તાર માણસના ઉપયોગમાં આવ્યા છે તેમ વિમાન ઉપયોગમાં આવ્યું નથી. સબબ કે નિયમિત ઠેકાણે જઈ શકતું નથી. પવન જેમ લઈ જાય છે તેણી તરફ તે ઉડે છે.

---

## ૯. હોળી.

શીઆળાની રત વસંતપંચમીએ પુરી થાએ છે. વસંતરુતુમાં સૃષ્ટીનો દેખાવ ફરી જાએ છે. ઝાડોને નવાં અને સુંદર લીલાં પાત્રાં આવે છે. સુશોભિત મોરો અને ફુલો આવવાનો વખત પણ એ જ છે. પક્ષીઓને મીઠું ગાયન કરવાની ઇચ્છા પણ એ જ વેળા થાએ છે. સર્વ ઠેકાણે ખુશી અને મોજ દીસે છે. એવા રળિઆમણા દેખાવો નિરખી માણસના મનમાં ઘણો ઊત્સવ ( ઓછવ ) ઉત્પન થાએ છે. પોતે પણ કુદરતની ખુશીમાં સામેલ થાએ છે. સ્ત્રીપુરુષ ભાઈબંધ દોસદારો અને બેહેનપણીઓને માંહોમાંહે ખેલવાની અને સુખ ભોગવવાની ઇચ્છા થાએ છે. હોળીની ખરી ઊત્પત્તિ અમને આ પરમાણે લાગે છે. જે વાત પ્રજાને ગમતી હોએ અને સૃષ્ટીના નિયમને અનુકુળ હોએ, તે ધર્મ આચાર્યોને કબુલ રાખવી પડે છે; એટલુંજ નહીં પણ તેને તેઓ ધર્મનો ભાગ ગણે છે. પણ એક મોટી શાબાશીની વાત એછે કે કોઈ ઠેકાણે ભુંડા બોલની, ધુળ, કાદવ, અને નરકસરખાં પાણીએ તોફાન કરવાની વાત કહી નથી. અબીલ ગુલાલ અને રંગે ખેલવાની તથા મધુર વાણીએ ખુશીના માંગલીક શબ્દો બોલવાની રજા આપી છે. કોઈ ઠેકાણે મારામારીની અને ભુંડા ભુંડા બોલો બોલવાની વાત નથી. એ સઘળાં મૂર્ખ ને ગમારપણાનાં ચીન્હો હાલ સો બશો વર્ષમાં જ દાખલ થયાં છે. એથી સાફ માલમ પડે છે કે, પ્રજાની નીતિ અગાઉ કર્તાં હાલ છેક ઓછી થઈ ગઈ છે. પાંચવર્ષના છોકરાથી તે સીત્તેર વરસના બુઢા સુધીમાં અપશબ્દો બોલવાની ચાલ ઘણીજ શરમ ભરેલી પડી ગઈ છે. એ બીલકુલ બંધ પડવી જોઇએ.

અમને લખવાને ઘણી ખુશી થાએ છે કે, સને ૧૮૫૬ નાં પેહેલા આકટથી હોળીના તેહેવારમાં જે નફટપણું છે તે બિલકુલ અટકશે. મુંબઇમાં એ આકટને અમલમાં ઘટતી રીતે આણવાની આબરુ પોલીસના અમલદારોને ઘણી-

લાયક છે. હિંદુ પ્રજા લજાવનાર મારવાડીઓના નાથુરામની ઘણી ફજેતી થઇ છે. ઉજાણીઓના શરમ ભરેલા હોકારામાં, રસ્તાઓમાં અપશબ્દો બોલવામાં અને ધુળ પડવાના તોફાનમાં ઘણો જ ઘટારો થયો છે, અને એવું દીશે છે કે થોડા કાળમાં બિલકુલ બંધ પડશે. અમે ધારીએ છીએ કે, જીલ્લાઓમાં પણ પોલીસ અમલદારોએ એવી શાબાશી દેખાડી હશે; અને હવે પછી પણ કોટવાળો, ફોજદારો અને મામલતદારો સને ૧૮૫૬ નું પેહેલું આકટ શબ્દેશબ્દ પરમાણે બજાવશે અને નહીં બજાવશે તો સરકાર તેઓની ખબર લેશે, એવી અમારી ખાતરી છે. આ વખતમાં કાંઈ છાનુ રેહેતું નથી. અમે આશા રાખીએ છ કે, આવતે વરસે પણ સારાં માણસો પોલીસ અમલદારોને સઘળી તરફથી મદત આપશે જ.



## ૧૦. કાશમીરી શાલ.

ઉમદા ભભકદાર રંગ અને સફાઇની કારીગીરી એ બેના ઉંચા નમુના કાશમીરી શાલમાં માલમ પડે છે. કાશમીર શહેરના વેપારીઓ માલ બનાવવામાં જેમ સારી ખબરદારી બતાવે છે, તેમ પોતાના માલને જલદીથી ખપાવી દેવાને વાસતે ઘણી ઉસતાદી અને દાંડખાઈ કામમાં લગાડવાને લગાર ડરતા નથી. એ વેપારીઓ પોતાના થવાના ઘરાકો આગળ નિસ્પૃહી થઈ જઈ બાહારથી ઘણું હેત બતાવી ગટરપટર કરી આડું અવળું સમજાવી તેઓને ભોળવી નાખે છે. અને આમ કરીને સાટું મારચું ને નાણાં સહી કીધાં, એટલે ખરીદ કરનારની લગાર પણ દરકાર રાખતા નથી.

ઘણાએક શ્રીમંત વેપારીઓને તાંહાં મોટાં કારખાનાં હોય છે. જેમાં સેંકડો કારીગરો સેંકડો સાળ માંડી કામ કરે છે. કારીગરો, બે, ત્રણ, ચાર એ રીતે બાંકો ઉપર બેસીને શાલો વણે છે. સાદી શાલો કરવાને માટે માત્ર બે જ કારીગરો હોય છે. અને તેઓ લાંબા સાંકડા ભારે કાંઠલા કામમાં લગાડે છે. તહેંવાર શાલો લાકડાની સોયોમાં જુદા જુદા રંગના રેશમ પોઇને ભરે છે. ભરતવાળી શાલોમાં કાંઠલાની જરુર હોતી નથી. નકશા અથવા નમુના બનાવનાર અને મુકાદમ એકઠા થઇ જુદા જુદા રંગનું કેટલું રેશમ જોઇશે તેનો વિચાર કરે છે. નકશા માત્ર કાળું અને સફેત રંગનું વણતર લાવેછ. તેમાં મુકાદમ સારી પેઠે વીચારીને તહેં તહેં રેશમના દોરા કાંહાં ને કેટલા લાંબા ભરવા તે બતાવે છે. એમ કરી નકશો કરે છે. એ નકશા પ્રમાણે વણકરો કામ ચલાવે છે. ઉંચામાં ઉંચી અને વખાણવલી શાલો કરવામાં ત્રણ માણસો એક દહાડામાં પા ઈંચ ભરે છે. એ રીતે વરસ દાહાડે ૧ શાલ બની રેહે. સાધારણ શાલો વરસમાં ૬ કે ૮ વણાય છે. ભારે કામ હોય છ તારે જુદી જુદી દુકાને ભાગ કરી વણે છે. મોટા કારીગરનો રોજ ૬ થી તે ૮ પૈસાનો હોય છે અને બીજા કારીગરોને ૧ થી તે ૪ પૈસા

મળે છે. ૪ પાઇ એટલે ૧ કાશમીરી પૈસો થાય છે. બુટાદાર અને તહેંવાર શાલજોડાની કિંમત ૭૦૦ અથવા ૮૦૦ રૂપીઆ હોય છે. અને સાદી શાલ (પછી તે જ કુમાસ ને રંગની હોય તો પણ) ૧૫૦ રૂપૈયે મળે છે. એવું કેહેવાય છે કે, કાશમીર શેહેરની પાસે પાણીનો પ્રવાહ છે, તેનો ગુણ એવો તો છે કે, શાલનું લુગડું તેમાં બોળ્યાથી તેમાં નરમાસ ઘણી રહે છે. તે પાણી શાલના ઉપર રેડે છે અને પછી કારીગરો પગેવતી ખુંદે છે. અને સુરજની ગરમીથી રંગોને નુકશાન લાગે વાસતે છાયામાં સુકવે છે તથા પથરા સાથે અફાળે છે. આ કામ દશ દહાડાને આંતરે કર્યાં કરે છે. સાદી સપેત શાલોને વખતે સાબુ લગાડે છે; પણ રંગીન શાલને હરગીસ લગાડતા નથી, કેમકે સાબુમાં જે આલકલીની મેળવણી હોય છે, તે આલકલી રંગને ખાઈ જાય છે.

કાશમીરી શાલો વેચવાનો મોટો બજાર લાહોરપ્રાંત મધ્યે અમ્રતસર શેહેરમાં છે. પણ કલકત્તા વગેરે બીજા શેહેરોના વેપારીઓ ઠેઠ કાશમીર જઈ ખરીદી કરે છે. ભારેમાં ભારે શાલની કિમત રૂ. ૭,૦૦૦ હોય છે. પણ આ મોટી કિંમતનું કારણ એ છે જે, કાશમીરના અને જે પ્રાંતોમાંથી શાલને વેચવા લઇ જાય છે તે પ્રાંતોના સત્તાવાળાઓ દાણ ઘણું લે છે. એક ૨૦૦ પૌંડ અથવા ૧ પૌંડના દશ રૂપીઆ લેખે ૨૦૦૦) રૂપીઆની શાલનો ખરચ નીચે મુજબ હતો.

| | રૂ૦ |
|---|---|
| ઉન, રંગાઇ વગેરેના. ... ... ... ... ... | ૩૦૦ |
| ચોવીશ કારીગરોને વરસના ... ... ... ... ... | ૮૦૦ |
| સત્તાવાળાઓને દાણના. ... ... ... ... ... | ૭૦૦ |
| કારખાનાના ખરચના. ... ... ... ... ... | ૨૦૦ |
| | ૨૦૦૦ |

એક શાલજોડો મુંબઇમાં ૯૦૦) રૂપૈયે વેચાય તેનો ખરચ.

| | ફરાકાબાદી રૂપૈયા. |
|---|---|
| ઉનના. ... ... ... ... ... ... | ૧૨— ૮ |
| પીંજાઈ, દોરા કડામણી અને રંગાઇના. ... ... ... | ૬૧— ૦ |
| કારીગરોના મુસારા. ... ... ... ... ... | ૨૬૪— ૬ |
| કાશમીર પ્રાંતમાંના સત્તાવાળાઓને અને મુંબઇ જતાં અને મુંબઇમાં જગાત આપેલી તેના. ... ... ... ... | ૨૫૨—૩૦ |
| વીમો અને મજુરી. ... ... ... ... ... | ૨૧—૧૨ |
| | ૬૧૦—૫૬ |

મોગલ રાજાઓના વખતમાં કાશમીરમાં શાલના કારખાનાઓમાં ૩૦,૦૦૦ મંડાતી હતીયો સાળ. આફ્ગાન રાજાઓના અમલમાં સાળોની સંખ્યા ૧૮,૦૦૦ ની થઈ. સને ૧૮૨૦ માં ૧૬,૦૦૦. એક સાળે ત્રણ માણસ બેસતાં અને વરસ દહાડે પાંચ શાલ તૈયાર થતી. એ ગણતરીયે તે વરસમાં ૮૦,૦૦૦ શાલો બની હતી. સને ૧૮૪૪ મા વરસમાં માત્ર ૬૦૦૦ સાળો રહી. એ ઘટનું કારણ આ છે કે, કાશમીર પ્રાંતના સીક સત્તાવાળાઓનો જુલુમ ઘણો અને કર બહુ જ; તુરકસ્તાન અને ઇરાનમાં એ શાલો ઘણી જતી, પણ હાલ તે દેશોની ઓછી આબાદાનીને લીધે ત્યાંહાં ખપ થોડો છે. યુરોપમાં પણ માંગણી કમ થઈ; અને છેલ્લું એ કે, થોડાં વરસમાં અધોકના આજારથી અને દુકાળથી એકદમ ૧૩,૦૦૦ વણકર મરી ગયા તેથી. (ભાષાન્તર)

## ૧૧. સિદ્ધ પદાર્થ વિજ્ઞાન.*

### પ્રવેશક—

વિદ્યા જ્ઞાનની ભેટ લેવા તરફ ગુજરાતીઓનું ઘણું વલણ થતું દિસતું નથી. તેઓ એભક ખાઈ ગયા છે. તેઓનામાંથી હોંસ ઉડી ગઈ છે. તે પાછી ઉપજાવવી જોઇયે. એ હાસ, સારી હાલતમાં ઉછરેલા માણસની તરફ આંગળી કીધાથી પેદા થાય છે. માણસને સારી હાલત શાથી પ્રાપ્ત થાય છે, એ જાણવાની પુછપાછ થયેથી છેવટે ખુલાસામાંથી તરત જણાઈ આવશે કે, મૂળકારણ તો વિદ્યા જ્ઞાનની ભેટ છે.

સઘળું ભણતર અને પછી સઘળી જાણ (વિદ્યા, ભાષા, જ્ઞાન) હુંનર અને શાસ્ત્ર એ ત્રણ વર્ગમાં વેહેંચાયલું છે.

ભાષાના વર્ગમાં,—શુદ્ધ તથા સુંદર બોલવાં લખવાં અને એ વાતોના ભેદ, ગુણ, ખુબી, પ્રપંચ વગેરેની શિક્ષા બતાવી હોય છે. ઇતિહાસ, વ્યાકરણ, કાવ્ય, અલંકાર, વાદ, વિવેચન અને ભાત ભાતની બોલીઓ વગેરે બાબતો ભાષા વર્ગના પેટામાં જાણવી.

હુંનર અથવા કિસબના વર્ગમાં,—શરીરના હાથ પગ આદિ લઈ અવયવોની મુખ્ય મદદથી અને હરેક બુદ્ધીને મુખ્યત્વે ખેંચ્યાથી કામો કરવાં, એ વાતોની જાણ કીધી હોય છે. પેહેલી જાતના હુંનરમાં સઘળી તરેહની તરતની ઉપયોગી તમામ કારીગીરી જાણવી—દરજી, ધોબી, સુથાર, કડીઆ, સાળવી, સોની, લુહાર, મોચી, સલાટ વગેરેની. બીજી વાતના દાખલામાં કાવ્યકળા, ગાયન, ચિત્ર અને

* ઉપરોક્ત વિષયપર કવિએ સાત લેખો, આ વિષય "બુદ્ધિવર્ધક" ગ્રંથમાં છપાયા પૂર્વે લખેલા હતા. તેનો કેટલોક તુટક ભાગ, તેમના સંગ્રહમાંથી મળી આવ્યો છે; સમ્પૂર્ણ મળેથી, જે ભાગ મળશે તેટલો, કવિ નર્મદના અપ્રસિદ્ધ સંગ્રહમાં છાપવામાં આવશે. **સંશોધક.**

અસલ ગ્રંથ કરવા વગેરેની. ઘણા અભ્યાસથી હુંનરમાં બહુ ચતુરાઈ વપરાય છે—કામ સારું અને જલદી કરવાની હોશીઆરી અને ચાલાકી કરવાની આવે છે, તેથી નવી નવી જુગ્તિઓ શોધાય છે. તેને કળાકૌશલ્ય કહે છે.

શાસ્ત્ર પ્રકરણમાં,—હરેક પદાર્થ, હરેક બિના, હરકોઈ જગતની કૃતિ અને હરકોઈ માણસની કૃતિ વિશેનાં, પુછપાછથી, તલાસથી, અને તકરારથી, સાચાં તથા અસલ કારણો શોધી કહાડી અથવા અનુમાને સિદ્ધ કરી, તે સાચી બાબતોને સારી રચના પુરઃસર અને વેહેવારમાં કામ લાગશે એવી દેખડાવવી, એનું નામ શાસ્ત્ર. પ્રથમ હુંનર ને પછી શાસ્ત્ર. તેમ શાસ્ત્ર પછી પાછો સારો હુંનર. જુદી જુદી બાબતોનાં જુદાં જુદાં શાસ્ત્રો અને ઉપશાસ્ત્રો થયાં છે.

સંસ્કૃત મધ્યે ચૌદ જાતનાં મોટાં ભણતર (વિદ્યા) કેહેવાય છે.

"अंगादिवेदाश्चत्वारो मीमांसान्यायविस्तरः
पुराणं धर्मशास्त्रं च विद्याह्येताश्चतुर्दश"

રુગ્, યજુઃ, સામ અને અથર્વણ એ ચાર વેદ; શિક્ષા, કલ્પ, નિરુક્ત, વ્યાકરણ છંદ અને જ્યોતીષ એ છ વેદનાં અંગ; પુરાણ, મીમાંસા, ન્યાય, અને ધર્મશાસ્ત્ર. એ શિવાય ચાર ઉપવેદો છેઃ આયુર્વેદ—વૈદક શાસ્ત્ર; ધનુર્વેદ—તીરકામઠાંનું ભણતર; ગંધર્વવેદ—ગાયન વિદ્યા, અને અર્થશાસ્ત્ર—રાજનીતિ. બિજાં ભણતર પણ બહુ છે.

અંગ્રેજી બોલી મધ્યે ઘણી ઘણી વિદ્યા છે; તેમ શાસ્ત્રો પણ ઘણાં છે. જેમકે, ગણિતશાસ્ત્ર, માનસિક શાસ્ત્ર, જ્યોતીષશાસ્ત્ર, વ્યવહારશાસ્ત્ર, શારીરશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, સૃષ્ટિવિજ્ઞાન શાસ્ત્ર, ઇત્યાદિ.

ઉપર પ્રમાણે વ્યાખ્યાઓ આપ્યા પછી, ભાષા અને હુંનર એ બેને હમણાં નોખાં રાખી શાસ્ત્રના પાઠથી શા લાભ થાય છે, તે વિશે થોડી સૂચના કરું છું. નવી વસ્તુ જોવાને—જાણવાને—ભોગવવાને સઘળા જ આતુર હોય છે, ત્યારે હરકોઈ બાબત માંહેનો ઘણા દહાડાનો સંતાઈરહેલો ગુણ બાહાર પડે તે વિષે જાણવાને આપણી અધીરાઈ ન થાય? ઘણી જ થાય. તે ગુણ નવો હોય એટલું જ નહીં, પણ ઘણાં જ ઉપયોગમાં આવી સઘળી પાસથી બહુ જ રળાવતો હોય તો શું તે ગુણ સંબંધી આપણી પેહેલવેહેલી ખુશી, ઘણા દિવસને લીધે ઓછી થઈ ગયાને બદલે, રોજ રોજ ગણિત શ્રેઢીમાં વધતી નહીં થાય? થાય જ. જાદુગરના ખેલની મઝા ઘડી બે ઘડીની છે, પણ સુતર વણવાના યંત્રને શોધી કાહાડનાર તેના દર્શનથી અને તેના ભોગથી હંમેશ સઘળી તરફથી આનંદમાં રેહેલો કે નહીં? લોકને પણ સસ્તું મળ્યાથી સારું થાય કે નહીં? આગબોટ, આગની ગાડી, વિજળીના તાર, દુરબીન, વગેરે યંત્રોની મદદે અને મારફતે જે ફાએદા થયા છે, તે સહુના જાણ્યામાં છે.

અસલના વિદ્વાનોની જાણમાં પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ એ પાંચ જ તત્વ હતાં. હમણા ભટ્ટો પોતાના પ્રત્યક્ષ અનુભવે છપ્પન તત્વ ગણે છે. આ વાત સાંભળ્યાથી કેટલું આશ્ચર્ય થાય છે કે રે શું આપણે આટલાં વરસ અણજાણમાં જ કાહાડ્યાં? એ છપ્પન તત્વોની પરસ્પરે તરેહ તરેહવાર રીતે મેળવણી કીધાથી કેટલા કેટલા ને કેવા કેવા પદાર્થો નિપજે છે? એ મધ્યેનાં મુખ્ય તત્વ આક્સીજન ઉપર આપણો પ્રાણ આધાર રાખે છે. આ એક તત્વની ગેરહાજરીથી પ્રાણીઓના પ્રાણ જાય છે. માખી શાથી ભીંત ઉપર ચાલી શકે છે ને આપણે કેમ નહિ? વા, વરસાદ, વાદળ, ધુમસ, ઓસ, ધનુષ, બરફ અને કરા કેમ ઉપજે છે? દહાડો, રાત, અજવાળું, અંધારીઉં, હુંનાળો, શીઆળો, ચોમાસું, ધરણ, ભરતી, ઓટ, ગરગડાટ, વગેરે શાથી થાય છે? હવા, ગરમી, પ્રકાશ, વીજળી, આકર્ષણ, તારા, ગ્રહ, ધુમકેતુ વગેરેના શા ગુણ છે? નવી નવી જાતના યંત્રો કિયા નિમ ઉપર બન્યા જાય છે? પ્રાણીઓના શરીરમાં ખોરાક પચી લોહી, ધાત વગેરે કેમ પેદા થઈ તેને ટકાવે છે? ઝાહાડપાન વગેરેને ઉછેરવામાં શી ક્રિયા ચાલે છે? રાજા રૈયતના ધર્મ શા છે? મન વસ્તુ શી છે? કોણે આપણને પેદા કીધા છે? જગતની લીલા જોયાથી કેવી કેવી ભક્તિઓના દિલમાં જોસ્સા પેદા થાય છે? વગેરે વગેરે વગેરે બાબતો જાણવાની, કિયા કાયરની ઇછા નહીં થાય? આપણે આ દુનીઆમાં અવતાર લીધો છે તે એટલા માટે કે, સર્વ પદાર્થોનું અવલોકન કરતાં, તેમાંના કેટલાએકને પોતાના ખપમાં લેતા જઈ, વળી નવા શોધતા જઈ, પરમેશ્વરનાં અપાર ડાહાપણ અને ચતુરાઈનાં સ્તવન કરવાં.

સઘળા શાસ્ત્રોનું મંડાણ સૃષ્ટિ વિજ્ઞાન શાસ્ત્ર ઉપર થાય છે. માટે એનો યથાર્થ શો છે તે મનમાં ઠાંસવું. જગતમાં જે જે વસ્તુઓ ઈશ્વરે નિર્માણ કીધી છે, જે જે ચમત્કાર જોવામાં આવે છે, જે જે કૃતીઓ દેખાય છે વગેરે, તેઓની છેક માંહેની તથા ઉપરથી સમજણ વિગતવારે આપનારી જે વિદ્યા, તેને સૃષ્ટિવિજ્ઞાન શાસ્ત્ર કહે છે. એ શાસ્ત્રના લાભ અને અગત્ય વિશે ઉપર ઘણું બોલ્યો છઉં ને જેમ જેમ આપણે આગળ ચાલતા જઈશું તેમ બોલવામાં આવશે અને ધીમે ધીમે વાંચનારાઓના જાણ્યામાં પણ આવશે. ઘણાંખરાં શાસ્ત્ર તો આ શાસ્ત્રની શાખાઓ છે. મોટામાં મોટું, અઘરું પણ માણસને ધ્યાન આપવા યોગ્ય આ જ શાસ્ત્ર છે. આ શાસ્ત્રનો બોધ અવલોકન અને અનુભવથી થતો આવ્યો છે. માટે એની વાતમાં શંકા લાવવાનું પ્રયોજન નથી. હરકોઇના અનુભવમાં આવે તેવું આ શાસ્ત્ર છે. ને મારી પણ એ જ ભલામણ છે કે, જે જે વાત વાંચનારાના જોવામાં આવે તેને તેઓએ પ્રયોગ કરી અજમાવી જોવી. એમ જારે તેઓ કરશે તારે જ પદાર્થોના ધર્મો મનમાં મજબુત બેસશે અને પછી એ, તેઓને સંસારમાં ઉપયોગી પડશે. આ શિખવું સેહેલું પડે, વાસ્તે એના ત્રણ વિભાગ ધાર્યા છે—

૧ સિદ્ધ પદાર્થ વિજ્ઞાન,—જે પદાર્થોને જે પ્રકૃતિમાં (જનમથી) ઘડાયલા દેખીએ છૈયે તે રૂપે તેઓના શા ગુણ છે; કિયા ધર્મો ઉપરથી તેઓ ઘડાય છે; તે શા ફળને માટે નિર્માણ થયેલા છે; તેઓ પરસ્પર શા શા સંબંધ રાખે છે; તેઓ શું ચમત્કાર બતાવે છે, વગેરેનો બોધ કરનારું જે શાસ્ત્ર તે. એ શાસ્ત્ર, પદાર્થનાં રૂપ બદલાઈ નવાં રૂપે નવા પદાર્થ બને છે. તે સંબંધી કંઈ જ્ઞાન કરવું નથી. આ કામ તો કરે છે.—

૨ રસાયન શાસ્ત્રપદાર્થો એક બીજાને મળતાં જ પોત પોતાના ગુણનો નાશ કરી કોઇ ભલતી જાતના પદાર્થો કરે છે; પૃથક્કરણ (તત્વોમાં જુદું પાડવું) અને સંયોજન (તત્વનું એકઠું કરવું) એ બે રીતે પદાર્થના ગુણ જાણ કરનારું જે શાસ્ત્ર, તેને રસાયન શાસ્ત્ર કેહે છે.

૩ પદાર્થઇતિહાસ એટલે પદાર્થોનાં ઉપર ઉપરનાં વર્ણન; ઝાહાડ, જનાવર, ધાતુઓ વગેરે પૃથ્વીની ઉપજનું વર્ણન તે; તેઓની જાત કેટલી છે; તેઓમાં સરખી અને ઉલટી તબીએત શું છે; કિયા કિયા દેશમાં કેવી કેવી જાતનાં માણસો, ઝાહાડો, વનસ્પતીઓ, ધાતુ, જનાવર, હવા, દરીઆ, પાહાડો, નદી, વગેરે છે; જમીન તળે કેટલી ને કેવી તરેહની ભોંય માલમ પડે છે; સુના રૂપાં હીરા કેવી જાતની ભોંયમાં હોય છે, વગેરેનો ઇતિહાસ જે તે.

ઘણા દિવસના દમતા વંઠેલ વિચારને નાબુદ કરી નાખવામાં અને સુધારાના ઉદ્યોગમાં સિદ્ધિ વેહેલી આણવામાં ઉપલું શાસ્ત્ર બહુ ઉપયોગી છે. ભારે પવનના વેગની પેઠે આ શાસ્ત્ર વાંચવાનું નથી. તેના સાર ધર્મનું જ્ઞાન મેળવતાં આંખ–ચિત્તને શ્રમ પડે છે. તે કદાપિ બરાસ કસ્તુરી (ની વાર્તા) વાંચવા સરખું સમજવું નહિ. શંકા મટાડી અજ્ઞાનરૂપી શત્રુ દુર ખસેડનાર બંદુક તે આ વિષય છે. દિલાસો,—ગમત પણ તે દે છે. માટે સરવ વાંચનારાએ સુખ મેળવવાને શ્રમથી આ ભાષણોનો સારો અભ્યાસ કરવો.



## ૧૨. "નાટક એક અંકનું પાત્ર."

નિશાળોના કેટલાએક મેહેતાજી તથા વડા નિશાળીઆ અંક અને પાત્ર એના અર્થ ન સમજ્યાને લીધે ઉપલું વાકય આ રીતે વાંચે છે. નાટક એક અંકનું પાત્ર એમ ઝટપટથી એકઠું વાંચે છે. અથવા નાટક એક, અંકનું પાત્ર અથવા જ્યારે અંકનું એને બદલે અંકી લખ્યું હોય છે, ને કીની પાસેની ટાંપ ઉડી ગઈ હોય છે, ત્યારે આમ વાંચે છે. નાટક એક, અંકી પાત્ર, અથવા નાટક, એક અંકી પાત્ર. આહા! ચાર બોલ, અર્થ વના કેવા ગુંચવણના થઈ પડ્યા છે! કેટલાક ન્યુસપેપરમાં નાટકો લખાઈ આવે છે, પણ હું નથી ધારતો કે, તેઓ ઉપલા બોલોના અર્થ જાણતા હોય.

એ વાકયને નીચે પ્રમાણે શુદ્ધ વાંચવું જોઇયે—નાટક, એક અંકનું અથવા એક અંકી. પાત્રને જૂદું જ વાંચવું.

નાટક–એ કવિતા પ્રકરણનો એક ભાગ છે. જોસ્સા, રીતભાત, કૃતિઓ વગેરેનું લોકમાં અસર કરતી રીતે જ્ઞાન આપનારી જે વિદ્યા તે. કવિતાના બીજા ભાગ એક પ્રકારે દીલમાં અસર કરે છે; પણ આ ભાગ તો બે રીતે. એક તો ઉપલી વાતોના રૂપો પ્રત્યક્ષ બતાવે છે; અને બીજું કે, તે, રૂપો અથવા વેશોને, કવિતાની અને ગાયનની ભાષામાં બોલાવે છે. આ બેથી જોનાર સાંભળનારના હૈયામાં હર્ષ અથવા દલગીરી ભેદાઈ જાય છે. આથી વિદ્યાર્થી માણસ ઘણું સુધરે છે ને ખબરદાર થાય છે. અંગરેજોમાં શેકસપિઅર નામનો નાટકકાર ઈસવી સન ૧૫૮૪—૧૬૧૬ માં ફક્ત ઈંગ્લાંડમાં નહીં, યૂરોપખંડમાં નહીં પણ અર્વાચીન વખતમાં પૃથ્વીમાં એક મોહોરું થઈ ગયો છે. પ્રાચીન કાળે આપણા દેશમાં પણ ઘણા નાટકકાર થઈ ગયા છે. તે મધ્યે કાળીદાસ તો શેકસપીઅરની પઠે સઘળા દેશના વિદ્વાન મંડળમાં પ્રસિદ્ધ છે. નાટક અથવા રૂપક વિદ્યા બહુ ઉપયોગી છે. એ વિદ્યાની માહીતગારી મેળવવી કઠણ છે. એ કવિતાનો ભાગ છે એટલે એ ભણતર પણ જન્મબુદ્ધિ વિના આવડતું નથી. જેવું જે હોય, તેવું તેને તેવાં થઈ લોકોને બતાવવું તે નાટક. આપણામાં જે ભવાઈ થાય છે તે નાટકનું ઠિક ભાન કરાવે છે. પણ તેની રીત અધમ છે. અલબત કેટલીએક વાતો જે ગાયનમાં થાય છે, તે શિક્ષારૂપ છે ખરી. ભવાઈ ઘણી ઘણી રીતે ધિક્કારવા જોગ છે. જે કારણને માટે ભવાઈ અસલ નિકળી, તે કારણ તો ભવાયા અને બીજા લોક ભુલી ગયા છે. લોક કવિતા અને ગાયનમાં તો સમજે નહી, ત્યારે વેશ જોવા અને ભુંડું, ટોળીઘં બોલવું સાંભળવામાં ખુશી માની લે છે. મૂર્ખ ભવાયા પણ પોતાને થોડુંક નાણું ભેગું કરવાને મસ્તાની બોકડાની પઠે ભુંડા શબ્દો આરડે છે. કાંતો ભવાઈમાં તદન સુધરાવટ જલદીથી થવી (જોઇએ) અથવા આપણા દેશમાંથી ભવાઈનું નામ જ નીકળી જવું (જોઇએ). કોઇ પરદેશી આપણી ભવાઈ જોય તો ભુડું સાંભળીને અકળાય એટલું જ નહીં પણ તેમાંના સ્વાંગ ને ભજવવાની રીત જોઇને પણ કણકણા ખાય.

નાન્હાથી તે મોટાં સુદ્ધાં, સ્ત્રી જાતમાં કે પુરુષ જાતમાં, ઘરમાં કે બહાર ભવાઈ શબ્દ સારીપઠે પ્રસિદ્ધ છે. કેવા અઘટિત અર્થમાં ભવાઈ અને ભવાયા લોકને મશહૂર છે! અને મશહૂર છે, એટલે અહિં હું લખતો નથી. ફટાણાં ફટાણાં, ભુંડાં ભુંડાં, અને ઇશકની જ વાતો! યૂરોપખંડમાં સેંકડો નાટકશાળાઓ છે; તાંહાં બૈરાં પુરુષ એક હારે બેસી તમાશા જોય છે. આપણામાં ભવાઈ અને ભવાયાથી પ્રતિષ્ઠિત અને નીતિમાન પુરુષોને આઘુ નાસવું પડે છે, તો સારા કુળનાં બૈરાંને કેટલું શરમાવું પડે! પણ હાય! જેનાં જેવાં તેનાં તેવાં; તેમ કેટલીક બૈરીઓ આવી દુષ્ટ, દુરાચરણી, નીતિરહિત ભવાઈ જોવાનાં કોડ રાખે છે.

નાટક અને ભવાઈ વિશે પુરતી રીતે હવે પછી લખીશું. નાટકમાં વેશો કાહાડી ખેલ બતાવે છે. નાટક પ્રકરણ જ્યારે ઘણું લાંબું હોય છે અથવા ભવાઇમાંનો એક જ ખેલ બહુ મોટો હોય છે, ત્યારે તેના ભાગ કરી, એકેકા ભાગને વિદ્વાનોએ અંક નામ આપ્યું છે; અને અંકના ભાગ કરી એ નાન્હા ભાગોને પ્રવેશ નામ રાખ્યાં છે. બાળમિત્રના પેહેલા ભાગમાં, ન્હાનો સારંગીવાળો, તરવાર વગેરેનાં પ્રકરણો ઘણા લાંબાં નથી, માટે તેને એક અંકના નાટક કહે છે. એ જ પુસ્તકના બીજા ભાગમાં પ્રકરણો મોટાં છે, માટે તેના ભાગ કરી નાટક બે અંકનાં એમ લખેલું છે. એ પરમાણે નાટકના હરેક વિષયના વિસ્તાર પ્રમાણે ભાગ અથવા અંક થાય છે. નાટક, એક અંકનું; નાટક, બે અંકનું; નાટક છ અંકનું વગેરે. આપણા જીલ્લાઓમાં ભવાયા એક રાતમાં ભવાઈ પુરી કરે છે. તેમાં જે જે જૂદા જૂદા વેશો આવે છે તેને નાટક નામ ન આપવું જોઇયે. એતો ન્હાના નાટકના ન્હાના અંક છે. પ્રવેશ તો એમાં નહી જ; પણ મોટી અંબાજીમાં જે ઠેકાણે આઠ આઠ દશ દશ દીવસ સુધી કામ જારી રેહે છે અને એક ખેલમાં ત્રણ ચાર વેશ આવે છે તે ત્રણ ચાર વેશને તે એક અંકી ન્હાના નાટકના પ્રવેશો સમજવા.

પાત્ર એટલે ટીપ; જેમાં જેટલાં આદમીની વચ્ચે સંવાદ ચાલવાનો હોય છે તે માણસોની સંખ્યા, તેમનો પરસ્પર સંબંધ અને સ્થળ દેખડાવ્યાં હોય છે. જેમ પાત્ર એટલે વાસણ, વસ્તુને ઝીલી રાખવાને હોય છે તેમ.

—**********—

## ૧૩. જોગેશ્વરની ગુફાઓ.

"મુંબઈની વાયવ્ય (ઉત્તર પશ્ચિમ) દિશાયે મેહેમ નામે એક ન્હાનો કસબો છે, ને એની ઉત્તર તરફ સુમારે ૪ કોસ ઉપર અંબાલી કરીને ગામડું છે. આ ઠેકાણેથી સુમારે એક કોસ ઉપર ઇશાન (ઉત્તર પૂર્વ) દિશાયે જોગેશ્વરની ગુફાઓ છે. જે ઢોળાવની વાટે ગુફામાં પેસવાનું પશ્ચિમ તરફનું બારણું આવે છે, તે રસ્તા ઉપર વડના ઝાડની શાખાઓથકી એક મેહેરાબ થયેલો નજરે દેખાય છે. તેની મોટી ડાળીઓ એટલી તો લાંબી ગયેલી છે કે રસ્તાની બીજી બાજુ લગી પોહોંચી તેઓએ તાંહાં પાછાં મૂળ ઘાલ્યાં છે; અને તેથી તે બારણાં આગળનો દેખાવ બહુ રળીયામણો લાગે છે."

(અરિલ.)

શુભ તોરણ દેખિયે લટકતું બારણે, સહજ જાણિયે હશે સુમંડપ કારણે;
મંડપ સુન્દર રચ્યાં ગુફે નામી જને, પણ તોરણ બાંધવૂં લહ્યું અઘરૂં મને. ૧
પ્રભુ ધારે પરસંન કરી તે કામરે, કિંચિત્ લાંછન દિસે ન તોરણ કોતરે;
તર્તજ પસરયૂં ઉગી મહા વડ વૃક્ષરે, તોરણ કર્યૂં કમાન દિપતૂં ભારિરે. ૨

ઉપજે ભય આશ્ચર્ય ઘણું ઉંડાણમાં, જોવી લીલા ઝાડ પા'ડ રેઠાણમાં;
ભમવું દહાડો રાત તાપ ને ટાડમાં, દેખિ સૃષ્ટિ રમણીય ભંજો પ્રભુ પાડમાં. ૩

"એ જગોથકી આઠ પગથિયાં ઉતર્યા કે એક ન્હાની પરસાળમાં જવાય છે. એકેકીપાસના દીવાલમાંના બબ્બે તથા વચમાંના બબ્બે થાંભલા, એઓથી તે પરસાળમાં ત્રણ ઓરડીઓ થઈ છે. આ સ્થળની કોતરેલી આકૃતીઓ ઘસાર પચ્યાથી ઘણી ખરી દેખાતી નથી; પરંતુ જ્યાંહાંથી મોહોટી ગુફામાં જવાનો મારગ છે, તે બારણાના ચોકઠાની બાજુ અને બારશાખ ઉપર તરેહ તરેહના સફાઈના નકસી કામની કારીગીરી હજી પણ દીઠામાં આવે છે. બારણા ઉપર ન્હાનો ચિત્રોનો સમાજ છે, તે મધ્યે ઘણું કરીને અખંડિત તથા સુંદર એવી બે રામ-સીતાની મૂર્તિઓ છે. મોટી ગુફાનો વિસ્તાર ૧૨૦ ચોરસ ફુટનો છે. બારણા આગળથી અરાઢ ફુટને અંતરે ધારાપુરીમાં છે તેવાજ ૨૦ સ્તંભ (થાંભલા) દીસે છે. એઓથી એક ચોરસ ઓરડો બન્યો છે ને તેમ પાછી એક કોટડી ૨૪ ચોરસ ફુટની છે, અને આની ચોદિશાયે સામસામી બારી છે.

"એ કોટડી મહાદેવનું દેહેરું છે, કેમકે વચ્ચોવચ્ચ એક બાણ (લિંગ) છે; તથા તેને પવિત્ર રાતા રંગનો લેપ કીધો છે અને તેના ઉપર લાકડાં સાથે જડેલો ન્હાનો સરખો ફુલ પાડેલાં એવો ઘંટ છે. એ દેહેરાંની દીવાલ નકસીથી સણગારેલી હતી, પણ જેની નિશાની હાલ દેખાય છે એવી તો પૂર્વ તરફની બાજુએ છે. એ ચિત્રમાં ઠીંગણી મૂર્તિઓ છે ને બેસાડવાની રીતી ઉપરથી માલુમ પડે છે કે તેઓ, ધારાપુરીમાં છે તેમ મોટી મૂર્તિઓને ટેકો આપવાને માટે હશે. અગર હમણાં પશ્ચિમ તરફની બાજુએથી અંદર જવાયે છે, તો પણ અસલ પૂર્વની બાજુએ આગલું બારણું હશે. કારણ કે પૂર્વ તરપ નકસી કામની રચના ઉપર વધારે ધ્યાન પોહોંચાડયું હોય એવું માલમ પડે છે. ઈશ્વરની બહુરૂપ આકૃતિઓ એવી તો ભભકામાં વિચિત્ર દિસે છે, કે મૂર્તિ પૂજકોને ઘણા ભયથી અસર થયા વિના રેહે નહીં. ને એવું કરવામાં બ્રાહ્મણોએ કોઈ દાહાડો લગાર પણ ભૂલ કીધી નથી.

"પૂર્વની બાજુ વધારે ખુલ્લી હવામાં છે, તેથી ચિત્રાકૃતી અનામત રહી છે. પેહેલા દરવાજા ઉપર પાંચ માથાંની તથા ૧૨ અથવા તેથી વધારે હાથની એક મૂર્ત છે. તે કોઈ ચતુરભુજ પુરુષ સ્વરૂપનાં આસનને ટેકણ દેતી જણાય છે. તેની ડાબી મેરે તેના સામું જોતી એક સ્ત્રી છે અને જમણી મેરે એક કોઈ તેને પગે લાગે છે. મંડપમાં બીજી આકૃતીઓ ઘણી છે; તેમાંની કેટલીએક તો છેક વિચિત્ર છે. દેવતાઓ મધ્યે ગણપતીની મૂર્તિ તરત જણાઈ પડે છે. આ જોવાથી કલ્પના થઈ શકે છે કે, એ ચિત્રમાં રામ સીતાની મૂર્તિ હશે અને તેનું આસન રાવણે માથે ધર્યું હશે.

આ અદ્દ્ભુત નકશો તમામ એક મેરાબ તળે ચિતરેલો દેખાય છે ને એ મેરાબ, જાણે કોઈ પાણીપંથા ઘોડાના જેવા મોહોડાવાળા, હાથીના જેવી શુંઢવાળા

અને સાપની પુચ્છડીના જેવાં શરીરના ઘાટવાળા રાક્ષસે, ઓકી કહાડેલો હોયની તેવો જણાય છે. પેહેલી દેવડીના થાંભલાની બે હારવતી બે ખંડ થયા છે ને તેમાં ગણેશની મોટી રાતી મૂર્તિ છે. બીજા ભાગો, અગાઉ, કોરી કોરીને રાક્ષસી આકૃતીઓથી ખીચોખીચ ભરેલા હતા, પરંતુ હાલમાં તે સઘળીનો ચૂરેચૂરો થઈ ગયો છે. પેહેલી અને બીજી દેવડીઓની વચમાં થોડીએક ઉઘાડી જમીન છે, અને બીજી દેવડીના બારણાં ઉપર એક ન્હાની ગુફા છે, જે કદી પુરી થઈ નથી. આ બીજી દેવડી ૩૦ ચોરસ ફુટ છે, અને એકેકી બાજુ ઉપર ૪ થાંભલા તથા બબ્બે દીવાલ મધ્યેના થાંભલા એઓને લીધે તેના ભાગો થયા છે. તેના પશ્ચિમ છેડા ઉપર ત્રણ મોટાં બારણાં છે, જેમાંથી મોટી ગુફામાં પેસાય છે. વચલાં ઉપર તકી-આને અઠીંગતી એક પ્રૌઢ મૂર્તિ બુધના જેવી નજરે પડે છે. તેના જમણા હાથમાં માળા અને ડાબા હાથમાં કમળનું ફુલ છે; અને જે ઘરડો મુની સાષ્ટાંગ પ્રણામ કરે છે તેને તે એક ચિત્તે જોય છે. વચલાં બારણાના રસ્તાની બન્ને બાજુએ ચિત્રના સમુદાયો છે. આ સમયે એક પહેલવાન જણાય છે; એ શૂરો, જે ઠીંગણો પુરુષ પોતાને નિટલાએલા બે મોટા સાપને પોતાના હાથમાં ધરી રાખે છે, તેના ઉપર અઠીંગે છે.

"એની ઉપર નકશો છે. તેમાં પાર્વતી અને નાંદીઓ કોરેલા છે. એક તપસ્વીના જમણા હાથમાંના દંડને સાપ વીટી વળ્યો છે. આહા! કેવું ચમત્કારીક લાગે છે. અહીંથી તે છેક મોટી ગુફાની દક્ષિણ સીમા સુધી એક લાંબો ઓટલો છે, જે ખડક છાજરૂપે છે. તેને જેવા અંદર છે તેવા જ મોટા ૧૦ સ્તંભોથી ટેકા દીધા છે. આવી તરેહની સપાટ છાજ, સર્વ ગુફા મધ્યે જોવામાં આવે છે. મોટી ગુફામાંથી ઓટલા પાસે જવાને ત્રણ બારણાં ને બે બારીઓ છે. બારણા અને બારીની બારશાખ સુંદર કોતરેલી છે તથા તેમાં ન્હાની આકૃતીઓ બેસાડી છે, જેમાંની એક સ્ત્રીના હાથમાં કમળ છે. ઓટલાની પશ્ચિમને નાકે ન્હાનું ભાંયરું છે. તેને તળીએ પાણી ભર્યું રહે છે. આની પાસે એક ન્હાનું દેહેરું છે, તેમાં વચ્ચો વચ્ચ બાણુ છે તથા તેની આગળ મોખરા પડતી ધર્મદેવની મૂર્તિ છે. પૂર્વ તરફ બીજાં ભાંયરાં અને જંગલમાં જવાનો રસ્તો છે.

"એ સઘળી ગુફાઓ ૧૫ ફુટ ઉંચાઇમાં છે તથા છાજ સઘળે સપાટ છે. એ ગુફાઓનો નાશ વેહેલો થયો છે. તેનું કારણ એમ લાગે છે કે, બીજા ઠેકાણેની ગુફાઓ ડુંગરીઓની બાજુએ કોતરેલી છે, પણ આ ઠેકાણાની તો, આસપાસ જમી-નની સપાટીની તળે કોતરેલી છે. એ સાષ્ટીમધ્યે વાઘનો વાસ ઘણો છે. તેઓ પાણી ખોળવાને એ ઉજડ ગુફાઓમાં ભમતા રેહે છે. તેઓનાં પગલાં ચારો દિશાયે માલમ પડે છે અને ત્યાંહાંના લોક કેહે છે કે, હુનાળાના દહાડામાં તો જાથુ અહિંના અહિં જ તેઓ પડી રેહે છે." ( અંગ્રેજી ઉપરથી ભાષાંતર )

## ૧૪. સાત જણ જનમના દુખી.

ક્રોધી માણસ—જે, પોતાનાં ઘરને આગ લગાડે છે કે જેથી તેનાં પડોસીનું પણ બળે તે.

અદેખો માણસ—જે, બીજાઓ સંસાર સુખ ભોગવે છે માટે, પોતે ભોગવી શકતો નથી તે.

લુટારો—જે, થોડાએક નાણાંની વાત માટે, તેને ફાંસી દે એવા લોકને હક આપે છે તે.

સદા ઉદાસી—જે, પોતાને દુઃખ કરી લેવામાં મોટું સુખ માની લે છે તે.

બળીએલ—જે પોતાનું ખાનું ઝેર દઈ ખરાબ કરી પાછું તેને ખાય છે તે.

બખીલ—જે, પોતાના વારસો દમ ભીડીને ખાવા વગેરેની મોજ શોખ કરશે માટે પોતે જ પેટ બાળી ભુખે મરે છે તે.

ચાડીઓ—જે, બનાવીને જુઠી ચુગલીની કહાણી કેહે છે કે જેથી તેના દુશમનોને તેને જુઠો સાબિત કરવાને જોગવાઈ મળે છે તે. (ભાષાંતર)

---

## ૧૫. પરસ્પર સહનશીળતા.

"જે ઘરમાં એક બીજાના થયેલા વાંક નભી શકતા નથી (ભુલ ચુક સંખાતી નથી), ગફલત ઉપર રેહેમ મળતી નથી, થયેલી ઇજા ભલમનસાઈથી ખમાતી નથી, ગુસ્સાને કાહાડી નાખવાને કોમળ વાણીનો ઉત્તર નથી, તે ઘરમાં કંકાસ ને સંતાપ વસે છે. ચુલામાં એક છોડીયું મુકી સળગાવીશું તો તે હોલાઈ જશે, જોડે બીજું મુકીશું તો તેઓ બળવા માંડશે અને છ એક એકદમ ઘાલ્યાથી તો તાપ થશે. તે પ્રમાણે કુટંબમાંનો એક જણ જ્યારે ક્રોધે ભરાય અને તેને કોઈ બોલાવે નહીં તો તે તેની મેળે થંડો પડે, અને પછી તેને શરમાવું અને પસતાવું પડે. પણ બળતાં લાકડાંમાં ઉમેરો થાય, તેમ સામસામી ગુસ્સાની બાથ ભીડાય, બીજાઓ માંહે આવતા જાય અને એકના તહુકવાની પછવાડે બીજા તેવાં જ વજ્રવેણ ઉચ્ચારે તો તે ઠેકાણે અગ્નિ પ્રદિપ્ત થઈ, તરત તેના ભભુકા નિકળવા માંડે, જે ભભુકા, સઘળાં જણને પોતાની જ્વાળાની હુંની આંચે સીઝવી નાખે, તેમાં કંઈ નવાઈ નહીં." (ભાષાંતર)



## ૧૬. રાસમાળા.

ઓ દેશીઓ! આ શા તમારાં નુર! તમે કેવા ઉંઘાતા અને આળસુ છો, કે તમારી પાસે પડેલી તમારી જ ચીજનું તમે બરાબર ભાન નથી રાખી શકતા! પરદેશીઓ તે વસ્તુઓનું ચોખ્ખું ભાન કરાવે છે, તોપણ તે ઉપર તમે નીધા

નથી કરતા! રે તમે લગાર કળે કળે ઉઠવા માંડો, અને પરોપકારી પુરુષો જે તમારાં હિતની વાત કહે છે, તેને ધ્યાન દઈને સાંભળતા જાઓ. આહાહા! પરદેશીઓએ તમારે માટે શું શું કીધું છે? તેઓવડે આપણે આપણી અસલની વાત જાણવા માંડી છે. કેવું ઉલટું અને અજબ જેવું છે કે, જે વસ્તુઓ આપણી પાસથી જ—આપણી ભાષાઓમાંથી આપણે જાણવી જોઇયે, તે સઘળી પરભાષાની મારફતે થોડાએક જણ જાણીએ છૈયે. પોતાંની, પોતાના બાપદાદાની, ન્યાતની, ગામની અને પોતાના દેશની વારતા, તેમાં વળી પરાક્રમી અને યશસ્વી વારતા જાણવાને કોણ આતુર નથી? સહુજ આતુર જોઇયે. પણ ઘણા જ થોડા છે. જન્મ ધરી સ્વાર્થ પણ જેણે ન જાણ્યો તેણે પૃથ્વીને શેકટ ભારે મારી એમ સમજવું. સારાંશ, પોતે જ કેવા હતા ને કેવા છૈયે, એ ઉપર વિચાર કરવાને દેશીઓને હમારી પ્રાર્થના છે.

વિલ્યમ જોન્સ, કોલબ્રુક, વિલસન આદિ લઈ મોટા વિદ્વાન અંગરેજોએ, શરીર, બુદ્ધિ અને પૈસાથી રાત્ર દિવસ ઘસાઇને, સંસ્કૃત અભ્યાસ કરી, તેમાંથી આપણી હકીકતો જાણી, પોતાના દેશીઓને જાણીતા કરવા સારુ, પોતાની ભાષામાં ભાષાંતર કરી અમૂલ્ય ગ્રંથો બનાવ્યા છે. એ વિદ્વાનોએ જે વાતો લખેલી છે, તે સાધારણ હિંદુઓને લગતી તથા વિશેષે બંગાલ દેશને લગતી છે. તેમ રજપુતસ્તાનના તથા ગુજરાતના લોકોના વેહેમો, તેઓનાં નિત્યકર્મો, તેઓના ધંધા, તેઓની ગમત—મોજશોખ, કુટુંબ તથા દેશ સંબંધી તેઓના પરસ્પર સંબંધો. ઠેકાણે ઠેકાણે ગુજરેલી હકીગતો, વંશની ઉત્પત્તિઓ, ચાલતી આવેલી દંતકેહેણીઓ, તેઓના પરાક્રમ, તેઓની વિદ્યા, તેઓની નીતિ અને તેઓનો ધર્મ એ વગેરેથી પોતાના દેશને જાણીતા કરવાસારુ બે વિદ્વાને હામ ભીડી છે.—કરનલ ટાડ અને મી૦ એ. કે. ફારબસ. મી૦ ફારબસે જે પુસ્તકોનું નામ "રાસમાળા" એવું રાખ્યું છે તે અંગ્રેજી પુસ્તકો છે. પણ તે વિષે હમારે જાણ કરવાનું એટલું પ્રયોજન કે, જે કામ આપણે કરવું યોગ્ય તે બીજા કરે છે; અને જે આપણે આપણુંજ બીલકુલ નથી જાણતા, તે સર્વ અંગરેજો અસલ રૂપે બતાવે છે. તેઓ દેખાડે છે કે, હિંદુઓ આવા અસલ હતા. આ ઉપર વિચારી જોતાં આપણે શરમાવવું પડે છે.

એ "રાસમાળા" વિશે અંગરેજો જણાવે છે કે, પારકા દેશના લોકોની ખરેખરી ખાંશીએત તથા તબીએતથી પૂરા જાણીતા થવા સારુ, તેઓનો ભીતરનો રીવાજ જાણવો જરૂરનો છે. ઉપર ઉપરથી જોયાથી ખરી વાત જણાતી નથી. સાચું વર્ણન કરવાને તો ગાથાઓ, નાટક, કાવ્યનાં પુસ્તકો, લેખો, ગપ્પાઓ, શિક્કાઓ વગેરેનું સારું જ્ઞાન હોવું અગત્યનું છે. એ સાહિત્યો ઉપરથી મી૦ ફારબસે ગુજરાતના રજપુતો સંબંધી સવિસ્તરે જ્ઞાન આપ્યું છે. તે ખરું અને ઉપયોગી છે. એવું કોઈ બીજું પુસ્તક ગુજરાતના લાભમાં હજી બન્યું નથી. જે દેશમાં સુધારાની ગાડીનું પઇડું ફરયુંજ જાય છે, ત્યાંહાં અસલની વાત જાણવાનો મોહો

રેહેતો નથી; પણ હિંદુઓમાં, તેમાં વિશેષે કરીને રજપુતોમાં, હજારો વરસ થયાં જે રીતભાતમાં કંઈપણ ફેરફાર થયેલો માલમ પડતો નથી, તે રીતભાત કેવી હશે, તે જાણવાને સહુને લલુતા હોય છે. એ લલુતાથી પડેલા સોસને "રાસમાળા" નો રસ સમાવે છે. એ ગ્રંથ વિદ્વાનને માટે જ છે એમ ન સમજવું. સઘળી જાતના હોંસીલા લોકને ગમત તથા ફાયદો કરે તેવો છે. આપણે હિંદુઓને પણ ઘણો જ કામનો છે. આપણી વાતનો રસ, ને આપણી વાતની ખુબી તે આપણે જ જાણીયે. હજાર ઠેકાણાની, હજાર રીતની, હજાર સાધનોથી ભેગી કીધેલી, હજાર વાતને જુગતી પરમાણે માળારૂપે દેખાડી છે. તે ઉપરથી ઘણી વાતો સેહેલથી સમજવાને આપણે શક્તિમાન થૈયે છૈયે. અંગરેજો કેહે છે કે, "રાસમાળા" ત્રણ કારણ માટે બહુ ઉપયોગી થઈ પડવાની. ઇતિહાસ કર્ત્તાને સામગ્રી મળે છે; રજપુતની રીતભાતની ખુબી જણાય છે; અને રજપુત પૂરેપૂરો ઓળખાય છે.

મી૦ ફારબસને એ ગ્રંથ રચવામાં કેટલી મુસીબતની મજલો ખુંદવી પડી છે, તે વિષે ઘણું બોલવું તે થોડું છે, અને દેશીઓની હલકાઈ જણાય છે. અજ્ઞાનતા, લોભ અને અદેખાઇના આવેશમાં ઘણાએક તો તે સાહેબને સાહિત્ય બતાવ્યું જ નહીં. તે જ્યારે જમીન ખોદાવી લેખ કહડાવતો, ત્યારે તેઓ જાણતા કે, દાટેલું ધન કાડી લઈ જાય છે; ખત દસ્તાવેજ જોતો તો તેઓ ધારતા કે, જમીન ગરાસ વગેરેના ખતો ખોટાં કરી તે સરકારને આપી દેવાનો છે; અને વળી કેટલાક લોભીઆ એમ બોલતા કે, હમને બદલામાં ગામ અને જાગીર લખી આપે તો બતાવીએ. પણ અફસોસ છે કે, આપણા અજ્ઞાન દેશીઓએ સપનામાં પણ ન જાણ્યું કે, તે સાહેબ આવું પરોપકારી કામ કરવાનો છે—રુડું કામ તેમાં ઈશ્વર રાજી, માટે તેણે રાજાઓના ભાટોથી સારી સૂચના ભેગી કીધી અને તેથી તથા બીજા કેટલાએક લેખોથી "રાસમાળા" રૂપ ગ્રંથ બનાવવાને મી૦ ફારબસ સમર્થ થતો હવો.

અસલમાં સ્ત્રીનાં માન હતાં. તેઓ હિંમતવાન, પરાક્રમી, સદ્‌ગુણી અને વિદ્વાન હતીઓ. પુરુષ પણ બાહાદુર અને રાજસેવા તથા રાજપક્ષમાં આસ્થિક હતા. રજપુત ચંચળ, તીખા અને ટેકી સ્વભાવના છે તે આપણે સહુ જાણીએ છૈયે. ભવાઇઓમાં રજપુત બેઠા હોય તો સૂરાસામળાનો વેશ ભવાયા લેતા નથી. હમે એવી આશા રાખીએ છૈયે કે, એ ગ્રંથનો ગુજરાતીમાં તરજુમો કરવાને કોઈ પરોપકારી પુરુષે ઉદ્યોગ કરવો. વાહાલા દેશીઓ! ઈર્ષા, ચાનક અને મેહેણાંરૂપી ચાબકના મારથી ઉસકેરાઇને કામ કાજે મંડી પડો, ને દેશનું નામ હતું તેવું પાછું કેહેવડાવો.

સમકાળી ભાટના ગાથા તથા રાસડા ઉપરથી જગદેવ પરમારની કથાનો સાર, નીચે મુજબ કહીયે છૈયે. તે ઉપરથી રજપુતની રીતભાત મનોવૃત્તિ, અને સ્ત્રી પુરુષોના ગુણો સ્પષ્ટ માલમ પડી આવશે.

ઉદયઆદિત નામના માળવાના રાજાને બે સ્ત્રીઓથી બે છોકરા થયા હતા. તેમાં અણમાનીતીની કુખનો જગદેવ કરીને હતો. રાજાની પ્રીત જગદેવ ઉપર માનીતી બંધાવા દેજ નહીં. તે છોકરો સામળો, પણ ખુબસુરત અને સાહસ, શૂરપણું તથા અબળાપ્રીતિ વગેરે ગુણોથી ભરેલો હતો. એ તેના ગુણોનાં વખાણ ચાલ્યાં, તેથી ગાયટોળીના રાજાએ, ઉદયઆદિતને શુભ કેહેણ મોકલ્યું. માનીતી વિવાહ ભંગ કરવાને ઘણું મથી, પણ તે બધું મિથ્યા ગયું, અને જગદેવ ૨૦,૦૦૦) આદમીનો રસાળો લઇને પરણવા નીકળ્યો. રસ્તે જતાં ચૌરાટોળીના રાજાએ પોતાની કન્યા ચૌરી વીરમતી નામની હતી, તેને દેવાનો આગ્રહ કર્યો. જગદેવ એને પરણ્યો અને પ્રથમનીને પણ પરણ્યો. પાછો ઘેર આવ્યો, ત્યારે માનીતીની શિખવણી ઉપરથી બાપે ઘણો ક્રોધ કીધો; તે જગદેવથી સંખાયો નહી, માટે દરબારમાં કદિ જવું નહીં એવો નિશ્ચય કરીને તે જોસ્સામાં બોલ્યો,—"હું રજપુતનો છોકરો છઉં, ગમે ત્યાંથી મારો રોટલો પેદા કરી ખાઇશ."

(દોહરો.)

"ગુણી પુરુષ પાષાણ તે, વજને ના વેચાય;
જાય દૂર નિજ ભૂમિથી, અધિક કિમતી થાય. ૧
રાશિ ચંદ્ર ગ્રહ જોતિષે, છળે નહીં સિંહરાજ;
સુકન મુરતની વાત સહુ, તજી કરે તે કાજ. ૨
પાસ દ્રવ્ય સાહિત્ય વણ, આરંભે તે કામ;
સાહસ કરવૂં સારૂરે, ત્વરા તહાં યશધામ." ૩

(ભુજંગી.)

"ધનો નીજ હસ્તે તરુણી અવસ્થે, ન હોરે પ્રદેશે પ્રવાસી અવસ્થે;
ગુમાવે હિણો જીંદગી રૂત યૂવા, નહીં ચેનમાં કાળ તો જાય મૂવા. ૧
કદાપી સદા સૂઇ જો ઘેર રેહે, અમૂલી નફા ખોઇને ખોટ સેહે;
થશે જીર્ણ વસ્ત્રો બહુ કર્જ વાધે, જગે નામ નાહીંજ સૂકીર્તિ સાધે." ૨

માટે વાહાલી મા! તારી આજ્ઞા હોય તો કોઇ બિજે ઠેકાણે જઇને નસીબ અજમાવું? મા કહે છે; "બેટા! તૂ બાળક છે; તૂ કાંહાં જઇશ? પારકી ભૂમીમાં એકલાં રખડવું, એ ઘણી ભયંકર વાત છે." જગદેવ બોલ્યો; "મા પરમેશ્વર મને ક્ષેમ કરશે; મને કોઈ ઠેકાણે ચાકરી મળશે; મોટા અમીરોના દીકરાની ઇશ્વરે લાજ રાખી છે તેમ મારી પણ રાખશે. માજી! તારા આશરવાદથી મને દોલત મળશે." તેની માએ વિચાર્યું—

(પાયાકુલક)

"નિજ કામે તે સ્વસ્થ જ હોએ, પરાક્રમે પરકામે જોએ;
પ્રભુ તેને સંભાળી લેશે, સુત મારો છે બાળવેશે." ૧

મા પાછું બોલી કે, "જેથી તું સુખમાં રેહે તેવું કરજે." પછી જગદેવે તબેલામાંથી એક સારો ઘોડો અને તીજોરી ઉઘાડીને સુનાની મોહોરોની બે કોથળીઓ લીધી. તેણે તીરકામઠાં વગેરે હથીઆર સજીને, માને પ્રણામ કરતો કે ગુસ્સામાં તરત જ ટુકટોડ ગામ તરફ ઘોડાને દોડાવી દીધો. તે ગામની પાદરે એક સારી વાડી હતી તેને આંગણે મુકામ કીધો—એવા વિચારથી કે રાત પડે તો ગામમાં જવાય. એવે ટાંણે તે વાડીમાં ચૌરી વીરમતી તંબુ મારીને રહી હતી, તેને ફળો ખાવાનું મન થયું. દાસીને ફળ તોડી આણવાને પેલીએ ફરમાવ્યું. તે દાસી વાડીમાં ફરતી આંગણા તરફ આવીને જોય છે તો કોઈ ચાર પાંચ હજાર રૂપૈઆની કીમતનો એક ઘોડો અને એક સ્વાર રહ્યાં છે, એવું તેણે દીઠું. સવારનું મોહો જોઇને દાસીએ વિચાર કીધો કે, એ તો આપણી બાઈ સાહેબના ખાવંદ છે. તે ખબર દાસીએ બાઈ સાહેબને કરી. બાઈ સાહેબે દાસી પાસે ફરીથી તપાસ કરાવી, કેમકે ભરથારવના બિજા મરદનું મુખડું જોવું નહીં એવી રીત છે. અને પછી નકી થયું એટલે તે વેવલી વેવલી આવીને પોતાના પતિને પ્રણામ કરીને બોલી—

(ચોપાઈ)

"ઉરાડતીતી કાગો ઘેર, એવે પતિ આવ્યા રૂડિ પેર;
નંદવિ બંગડિ ખોઈ અર્ધ, વળગી રહી છે કાંડે અર્ધ. ૧
સીતળ ધામ ઉફાળો કોચ, મને હતો પતિદર્શન શોચ;
વિધાત્રાએ પુરી આસ, દલ મારાની આતુર હાંસ." ૨

ચૌરી બોલી—અહિં તમે એકલા છાના બેઠા છો, જોડે કોઈ સાથી નથી એનો ભેદ મને સમજાવો. જગદેવે અથથી તે ઇતિ સુધી કહી ને છેલું કહ્યું કે, હું ચાકરી ખોળવાને બાહાર નિકળ્યો છું, એ વાત તારે કોઇને જણાવવી નહીં. એ બે જણા વાત કરે છે, એટલામાં એક દાસીએ ઘેર જઇને વધામણી ખાધી કે જમાઈ રાજ આવ્યા છે. મોટી ધામધુમથી સાસરે ગયા અને ત્યાહાં પાંચ દિવસ વાસો કીધો. સસરાએ પોતાની પાસ તેને રાખવાને ઘણો આગ્રહ કીધો, પણ જગદેવ બોલ્યો કે, એ વાતની વધારે તથા કરશો નહીં; કેમકે મારે એકવાર મુસાફરી કરવી છે અને મારૂં નસીબ અજમાવવું છે. ઘણીવાર ભાંજગડ ચાલી; ને છેલ્લીવારે જગદેવને હા કેહેવાની ફરજ પડી.

તોપણ જગદેવે મુસાફરી કરવાનું અને સાહસકર્મ માથે લેવાનું મુકરર કીધું, અને ચૌરીને ઘણી રીતે સમજાવી કે થોડી વારમાં પાછો આવીશ. પણ તે માને નહીં પેલી પુછેછ કે, સ્વામીનાથ! પદાર્થનો છાયો પદાર્થથી જુદો પાડી શકાય છે? એમ જો બનતું હોય તો મને અહિં એકલી મુકી જાઓ. પછી બિજે દહાડે પરોઢમાં બન્યો જણાએ જમી લીધું, અને વિદાયગીરી લઇને થોડા સ્વારો સહિત

કૂચ કરવા માંડી. સ્વારોએ કહ્યું કે મહારાજ તમારે પોતાને ઘેર જવું હોય તો આ રસ્તે જજો. જગદેવે પોતાનો વિચાર જણાવ્યો કે, મારે તો પાટણ જવું છે, માટે પાસેનો રસ્તો હોય તે દેખાડો. તેઓ બોલ્યા કે, સીધે રસ્તે તો એક વાઘ અને એક વાઘણનો ભો છે. મોટમોટાઓના પ્રાણ ગયા છે, નવ વરસ થયાં તે રસ્તો ઉજડ છે, માટે ફેરાવાને રસ્તે જજો. ઘરમાંથી જ બાહાદુરી કરવાની ધુંદમાં નીકળ્યો હતો, તેથી તે વાત કંઈ જગદેવના મનમાં ઉતરી નહીં, અને તે તથા પોતાની સ્ત્રી પેલા સ્વારોને પાછા વીદાય કરીને ભોવાળે જ રસ્તે સાંચર્યાં. છએક કોશ ગયા પછી વાઘણ ચૌરીની નજરે પડી. કામઠી ચડાવીને જગદેવ વાઘણને કેહે છે કે, તું સ્ત્રીજાત છે માટે મારી સામાં ન આવીશ; જમણી અથવા ડાબી પાસ વળી જા. વાઘણે સ્ત્રી શબ્દ સાંભળીને પંજા ઉભા કીધા, ને માથું નીચે કરીને જગદેવની સામાં ઉછાળો માર્યો—તેવું જ જગદેવે તીર માર્યું-તે પેલીના કપાળમાં લાગ્યું ને તેથી તે વાઘણ મૂર્ચ્છા ખાઇને પડી ને મરી ગઈ.

વળી સોએક ડગલાં આગળ ચાલ્યા કે, વાઘ નજરે પડ્યો. જગદેવે ભાથામાંથી તીર કાહાડ્યું ને તે બોલ્યો કે, જમણી મેર કે ડાબી મેરે થઈ જા, નહીં તો વાઘણની સાથ મોકલીશ. વાઘ ચિડાઈ ગયો ને ઉછાળા મારીને સાંમો થયો, તેને પણ જગદેવે તીર મારી ૨૦ કદમ દુર ફેંકયો. જગદેવ બોલ્યો કે, મારે આ જનાવરો શા માટે મારવાં જોઇયે? મેં ખુનના ગુન્હા કીધા. ચૌરી કેહે છે, માહારાજ! એ તો રાજાઓના ખેલ છે. એ રીતે વાત કરતાં કરતાં એક ગામને પાદરે તળાવ હતું, તાંહાં તેઓએ બેસીને પાણી પીધું.

હવે જગદેવને સાસરે એવી વાત બની કે, રાજાએ, ૨૫૫ સ્વારોને આજ્ઞા કરી કે, તેઓ જો મુવાં હોય તો બાળી આવજો, ને જીવતાં હોય તો ખબર લાવજો. આ હુકમસર તેઓ ખોળ કરતા કરતા પેલા બે જણ બેઠાં હતાં ત્યાંહાં આવી પોંહોંચ્યા. ચૌરીએ તેઓને ઓળખ્યા કે તે કોઈ રજપુત આવે છે. એ સીપાઇઓએ બનેલી તમામ હકીગત જગદેવ અને ચૌરીને મોહે સાંભળી, અને તેઓએ તેના પરાક્રમના માંગલિક સમાચાર પોતાના રાજાને કહ્યા તેથી તે ઘણો પ્રસન્ન થયો.

જગદેવ પછી સ્ત્રી સાથે ક્ષેમ પાટણ પોંહોંચ્યો, ને એક ઠેકાણે સરંજામ મુકીને પોતે ઘર ભાડે લેવા ગયો. જગદેવની ગેરહાજરીમાં કેટલાએક લુચ્ચાઓએ ચૌરીને પટાવીને એક હરામખોરને તાબે કીધી. દગો માલમ પડ્યો, તેથી પેલીએ પેલાં દુષ્ટોનાં કાવતરાંના કર્તા સવાયું કાવતરું કરીને હરામખોરને મારી નાંખ્યો. ચૌરીને પકડવાને જે ત્યાંહાંના રાજાએ માણસો મોકલ્યાં, તેમાંના છએકને તેણે મારી નાખ્યાં. ચૌરી પોતે પોતાનો બચાવ વાઘણની પેઠે કરતી હતી. ત્યાંહાંના રાજાને ખબર થઈ. તે ત્યાંહાં આવ્યો, અને ગુસ્સામાં પુછ્યું કે, તે મારાં માણસોને શા સારુ માર્યાં?

ચારીએ પાછો ગુસ્સામાં જવાબ વાળ્યો કે, આ ખંધો મને દગો દઈ અહિ લાવ્યો, અને પછી એક હરામખોર ગોલો મને બેઆબરુ કરવાને આવ્યો. તે માટે રાજા મેં તેને મારી નાખ્યો. હું રજપુતની છોકરી છું; હું મરીશ તેની અગાઉ ઘણાઓને મારીશ; હું મરીશ ત્યાંહાંસુધી લડીશ; ઇશ્વિર પોતાની મરજી પ્રમાણે કરશે. મારો વર પણ શેહેરમાં જ છે. તે વખત રાજાની સામે બે ડગલાં ભરીને જગદેવ ચૌરીપ્રતિ બોલ્યો કે, બારણું ઉઘાડ, તારે ઘણું દુઃખ ખમવું પડયું છે. ચૌરીએ જગદેવનો સાદ ઓળખીને કમાડ ઉઘાડ્યાં અને પછી તે જગદેવની બાથમાં ઢળી પડી. પાટણના રાજાએ જાણ્યું કે, તે જગદેવ હશે. તે રાજા બોલ્યો કે, ચૌરી તું મારી છોકરી છે. તેણે પોતાના સેવકોને હુકમ કીધો કે, એક ગાડી લાવીને આ ચૌરીને એક સુંદર ઘરમાં લઈ જાઓ.

બીજે દિવસે જગદેવ, રાજાને મળવા ગયો ત્યાંહાં બન્યો જણાએ પોતાના સુખ દુખની વારતા કરી ને જગદેવ તે રાજાને તાંહાં લાખ રૂપીઆને દરમાહે ચાકર રહ્યો. દરબારી બિજા અમીર વગેરે જગદેવની અદેખાઈ કરવા લાગ્યા, પણ એવો બનાવ બન્યો કે, તેથી જગદેવ ઉપર રાજાનો પૂરો વિશ્વાસ બેઠો.

તે વાત આવી કે ભાદરવો મહીનો આવ્યો છે રાત તો અંધારી કીલ છે; વરસાદ, વીજળી ને પવનના જોર વધી ગયાં છે; દેડકા અને મોર શ્હોર કરે છે. એવી રાત્રે રાજાને કાને કંઈ અવાજ પડ્યો. તે એવી રીતનો કે પૂર્વ દિશા તરફ ચાર બૈરીઓ ખુશીનાં ગીત ગાતી હતી, અને તેઓથી થોડેએક દુર ચાર બૈરીઓ રોઇને વિલાપ કરતી હતી. રાજાએ ખવાસને બોલાવ્યો. તે જગદેવે જવાબ દીધો, ને પછી રાજાએ પેલી વાતનો ખુલાસો આણવાને જગદેવને ફરમાવ્યું. જગદેવ ઢાલ તરવાર બાંધીને અંધારે એકલો જ શબ્દના ખોળને અર્થે નિકળ્યો. રાજાએ જોયું કે આ ભાદ્રપદની રાત્રી છે માટે ત્યાંહાં જગદેવ જાય છે કે નહીં, તે તપાસવું. એ હેતુથી પોતે વેશ બદલીને છાનો તેની પાછળ જાય છે. રસ્તે જતાં પોરેગીર મળ્યા; તેઓને કહ્યું કે, આટલી રાતે આ અવાજ કાંથી આવે છે તેની શોધ લાવો. તેમાંના ઘણાખરાં માંહોમાંહે બોલ્યા કે "જાએની એનો લાડકો જગદેવ. મહિને લાખ રૂપીઆ ઉંચા મુકે છે ને કામ કંઇ કરતો નથી." પણ રાજાને ના તો ન કેહેવાય, માટે જવાબ દીધો કે હા હમે જઇશું. પછી ઢાલ તરવાર કામઠા તીર ખખડાવતા તે અડધા ઉંઘે ઘેરાયલા તૈઆર થયા. એટલામાં પાછું કંઈ વરસાદનું તોફાન થયું, તેથી કામળીના ડગલા અંગે લપેટીને ઓઢ્યા, એટલે તરત ઉંઘ આવી ગઈ. જગદેવ પૂરવ તરફનો દરવાજો ઉઘડાવીને બાહેર જાંહાં બૈરાં રોતાં હતાં તાંહાં ચાલ્યો અને જઇને પુછે છે. તમે કોણછો? ભુતડાં છો? પ્રેત છો? શકોતર છો? ડાકણ છો? છો તમે કોણ? આટલી રાતે શું દુઃખ પડ્યું છે કે કલ્પાંત કરી મુકોછો? તેઓ બોલી—છોકરા જગદેવ આવ; તું અત્યારે કાંથી આવ્યો? તે બોલ્યો હું તમારા વિલાપનું કારણ પુછવા આવ્યો છું.

તેઓએ જવાબ દીધો; "હમે પાટણ શેહેરની વિધાતરીઓ છૈયે. કાલે રાજાનું દસ વાગે મોત છે માટે રડીએ છૈયે." જગદેવે પુછ્યું; "ગાય છે તે કોણ છે?" જવાબ, કે "તેને જઈને પુછો." જગદેવ ગાતી બઈરીઓને પુછે છે તો, તેઓ એવો જવાબ દે છે—"હમે દીલ્લી શેહેરની વિધાતરા છૈયે. ત્યાંહાંનો રાજા આ ગાદી છીનવી લેશે માટે હમે ખુશીથી ગાઈયે છૈયે." જગદેવે સલાહ પુછી કે, "માડીઓ આ કાળમાં મારા રાજા જેવો સુપાત્ર કોઈ નથી માટે, કંઈ માનતાથી, કંઈ બાધાથી, કીયાં ધર્મકૃત્યથી, કીયાં અનુષ્ઠાનથી એ જીવે?" તેઓએ જવાબ દીધો કે, "તારા રાજાના જેવો જે પરાક્રમી સરદાર હોય તે પોતાનું માથું અરપણ કરે તો રાજાનું જીવતર વધે." જગદેવ બોલ્યો કે, "હું મારું મસ્તક સમરપું તો કેમ?" વિધાત્રા બોલી કે, "ધણું સારું." પછી જગદેવે કહ્યું કે "લગાર હું મારી વાહાલી બૈરીને પુછીને આવુંછું." વિધાત્રા તિરસ્કાર કરી બોલી કે, "કેવો બેવકુફ છે, કોઈ બઈરી તે વળી પોતાના ધણીને મરવાની રજા આપે?" આ સઘળી વાત રાજાએ કાન દઈને લક્ષપૂર્વક સાંભળી, ને ચૌરીનો જવાબ સાંભળવાને જગદેવની પાછળ તેના ઘર તરફ ગયો. શિરસ્તા પ્રમાણેનાં વાહાલ ને લાડ થયા પછી, જગદેવે સઘળી વાત કહી. ત્યારે ચૌરીએ ભાષણ કીધું કે, "ધન દાહાડો આજનો, ને ધન આજની રાત કે આજે રાજાની ચાકરી કરવાનો પ્રસંગ આવ્યો છે? મોટા પગાર, ઈનામ, જાગીરો વગેરે જે આપ્યાં છે તે કંઈ મફ્ત? માટે સ્વામીનાથ એ તમે યોગ્યજ વિચાર કીધો છે. ખરો રજપુત તું જ વાહાલા! ધર્મી રાજા કરતાં આપણો જિવ વધારે નથી. હે સરદાર, ૭ કલાક વધારે જીવી સતિ થવા કાજે શામાટે મને દુઃખી કરવી જોઈયે? વાસતે અરજ કરુંછું છે કે, તમારા જાનની પેહેલાં મારો જાન આપવા દો." જગદેવ કેહે છે કે, "પછી છોકરાની શી વલે?" ચૌરી બોલી કે, તેમને પણ સાથે લો." જગદેવ કેહે છે કે, "ચાલો ત્યારે હવે વાર કોહોની?" રાજા જે બારણે ઉભો રહીને સર્વસ સાંભળતો હતો, તેણે જોસ્સામાં કહ્યું કે "વાહરે રજપુત વાહરે તમારી સેવા, વાહરે તમારું પરાક્રમ અને વાહરે તમારી નીતિ?"

જગદેવે વિધાત્રીઓને પુછ્યું કે, "મારું મસ્તક ગયે રાજાનું કેટલું આવરદા વધશે?" જવાબ, કે "૧૨ વરસનું." જગદેવ બોલ્યો, "ચૌરી અને છોકરાના જીવ મારા જીવના જેવા કીમતી છે, માટે હમે ચારો વદન કમળ સમરપીએ તો રાજા ૪૮ વરસ જીવશે કે નહી?" જવાબ કે, "જીવશે." ચૌરીએ પોતાનું ડોકું આપ્યું. જગદેવે એક છોકરાનું માથું કાપ્યું ને બીજાનું કાપતો હતો, એવામાં દેવીઓ પ્રસન્ન થઈ, ને વર તો આપ્યો, અને વળી ચૌરીને તથા છોકરાને અમૃતથી જીવંત કીધાં. દેવીઓ જગદેવનું પ્રમાણિકપણું જોઈને આશ્ચર્ય કરવા લાગી. જગદેવ, પરિવારને પાછો ઘેર લાવ્યો.

રાત્રે રાજાને ઉંઘ આવે નહીં. રાજસેવા અને સ્ત્રીભક્તિ વિશે ઉલટથી વખાણ કરવા લાગ્યો. સવારે જગદેવ મળવા ગયો, તે વખત રાજાએ પોતે

ઉભા થઈને બહુ માને તખ્ત ઉપર પોતાની પાસે બેસાડ્યો, ને હુકમ કીધો કે, જે સરદારોને રાત્રે ફરમાવ્યું હતું તેઓને હાજર કરો. રાજાએ તેઓને પુછ્યું કે "કાલે રાત્રે શું હતું!" તેઓ બોલ્યા કે, "બે ગાડામાં ચાર મઉડી હતીઓ, એકમાં છૈયો આવ્યો હતો તેથી તેઓ ગાતી હતી, અને બીજી ગાડીમાં છૈયો મરી ગયો હતો તેથી તેઓ રોતી હતી." આ વાત સાંભળીને રાજાએ તેમને ધિક્કારી કાડ્યા. પણ પાછી રેહેમ લાવીને જગદેવની પાસે વીતેલી વાત કેહેવડાવી ને સરદારને કહ્યું કે, "તમે અમસ્તા બબડ્યા કરતા હતા. હું જો રોજના લાખ અથવા દશ લાખ રૂપૈઆ આપું, તો પણ એના જેવો મને રજપુત મળે નહીં." પાટણના રાજાએ પોતાની મોટી દીકરી તેને પરણાવી, અને પેહેરામણીમાં ૨,૦૦૦) ગામની જાગીર આપી. ખરચને સારુ ૫૦૦) ગામ બીજાં આપ્યાં; એ વગેરે બીજાં ઘરેણાં લુગડાંથી જગદેવને ન્યાલ કીધો. જગદેવે ઘેર આવીને સઘળી વાત ચૌરીને કહી. પેલી (સોકની અદેખાઇ ન કરતાં) બોલી કે, "તમે સરદાર છો; તમારા જનાનામાં બે અથવા ચાર જોઇએ, આ સંબંધ મોટો છે." થોડા દીવસ પછી લગન થયું, ને લોકોએ પોતાના રાજાને તથા જગદેવને સરખા ગણવા માંડ્યાં. એ પ્રમાણે જગદેવ બે ત્રણ વરસ સુધી સુખનો ભોગતારી થયો.*

## ૧૭. સર વિલિયમ જોન્સ.

જન્મ ચરિત્ર તે શું, તે કિયા કામનું અને કેટલાક લાભનું, એ વિશે લોકોની નજર હજી ખુલી નથી. સામાંનું દેખડાવીને ઘાડું જ્ઞાન આપનારી વિદ્યા, તે જન્મ ચરિત્ર છે. ઇતિહાસ, દેશ, રાજ્ય અને લોકોની સાધારણ મુખ્ય મુખ્ય હકીગતથી આપણને વાકેફ કરે છે; પણ તેથી માણસે આ સંસાર સમુદ્રમાં જિંદગીરૂપી વહાણો શી રીતે હંકારવાં, એ વિશેનું પુરું જ્ઞાન આપણને થતું નથી. આ અઘરી વાત જન્મચરિત્ર સેહેલથી શિખવે છે—સાધારણ વાતથી ઉપર ચોટકું ભાન થાય છે, પરંતુ વિશેષ વાતથી સઘળું યથાતથા (જે પ્રમાણે તે પ્રમાણે) સમજાય છે. કેહેવા કરતાં દેખડાવ્યાથી ઘણી અસર થાય છે. મેહેનત કરો, વિદ્યા ભણો, ગુણી થાઓ, ડાહ્યા થાઓ, યશ મેળવો, એ તથા એઓની રીત, કહી ગયાના કરતાં, એ તથા એઓની રીત કોઇનામાં બતાવ્યાથી ઘણો જ અને વેહેલો લાભ થાય છે. સામાને સારી આબરુ મળતી જોયાથી તેના જેવું થવાને આપણું મન ઉસકેરાય છે. જન્મચરિત્રથી માણસના સદગુણના ફાએદા, અને દુર્ગુણનાં નુકસાન, મોટી ભભકમાં બાહાર જણાઈ પડે છે. તેથી ઉસકેરણી અને સારો બોધ વેહેલો

* એ, અંગ્રેજી ન્યુસપેપરમાં આવેલી હકીગતનું ટુંકું ને જેવું તેવું ભાષાંતર છે. એ વેળા રાસમાળા મારા જોવામાં આવી નોહોતી. મૂળ અથવા અંગ્રેજી રાસમાળામાથી ધીરજે તરજુમો કર્યો હત તો તે ઘણો સારો થાત. (એ જ કારણથી એમાંનાં સામાન્ય નામો ખોટાં અડાયલાં છે. ચૌરી તે ચાવડી વગેરે.)

થાય છે. આ દુનીઆમાં હજાર જાતનાં વિઘનો આવી પડે છે, તેને વીરલા જનો કેવાં પરાક્રમે દુર હઠાવે છે ને યશ મેળવે છે, અને ભણેલા પુરુષો કેવી રીતે પોતાનો કાળ ગુજારે છે, એ વગેરે બાબતોની જન્મચરિત્રથી સારી જાણ થાય છે. આ વાત ઉપર ઘણું લખતાં આડ કથા કહ્યાનો દોષ આવે, માટે બંધ રાખી ટુંકામાં જણાવીએ છૈયે કે, જન્મચરિત્ર વાંચ્યાથી માણસની નજરના પડદા ઉઘડી જાય છે; અને તેથી તેને ઘણા ફાએદા થાય છે—વિદ્વાનોએ મોટા પરાક્રમી પુરુષોના જન્મચરિત્રો લખવાનો અભ્યાસ રાખવો.

ધન્ય દાહાડો આજનો જે હમારા દેશીઓને સર વિલિઅમ જોન્સનું જન્મ ચરિત્ર વાંચવાને સંધિ મળી છે! જોન્સના જેવા અસાધારણ માણસનો હેવાલ, હમારા જેવા સાધારણ, અલ્પમતિના માણસે આપવાની હિંમત ધરી છે, એ કદાપિ મગરૂબી જેવું છે, તો પણ એ મગરૂબી ઉપર વાંચનારાઓએ નજર ન કરી સારને ખેંચી લઈ તે પરમાણે ચાલવાની કોશેશ કરવી.

માણસોનાં જીવતરરૂપી મોટા ખેતરોમાં, કેટલાંએક અસાધારણ માણસોના જે જિવતરો, તે પેલાં ખેતરોમાં પગથી (જવાના સાંકડા મારગ) રૂપે હોય છે. તે પગથીમાંની એક જોન્સની પગથી છે. અને એ પગથીના, ઘણું કરીને સઘળાં માણસોએ ઘણું કરીને સઘળી વાતમાં પગી (ભોમીઆ) થવું જોઇયે.

બીજા મોટામોટા વિદ્વાનો થઈ ગયા છે. તેઓએ થોડા દેશ જોયા છે, ને પછી તેમાંજ તેઓ લીન થઈ ગયા છે. પણ જોન્સ ઘણા વિષયો જોયા છતાં, કોઇમાં અતિસે ગરક ન થઈ, બીજા વધારે જોવાને પાછો ઈચ્છા રાખતો હતો.

સઘળા લોકોને શી શી વાતમાં જોન્સનો દાખલો લેવો જોઇયે, તે સઘળું તેની જિંદગીના વરણન ઉપરથી જાણ્યામાં આવશે; એટલે લખાણ લાંબું થવાની બીહીકે, પ્રસ્તાવનારૂપે વધારે બોલવું હમે દુરસ્ત ધારતા નથી. પણ એટલું તો કહીએ છૈયેજ કે, સઘળા લોકોમાં વિદ્યાર્થીઓએ જોન્સની ચાલના અકેકાં પગલાં ઉપર સારો વિચાર કરવો જોઇયે. તેઓએ જોન્સની જિંદગીની તસબીર પોતાની અભ્યાસની કોટડીમાં, પોતાની સાંમે ટાંગી રાખવી, એજ હમારી તેઓને ભલામણ છે.

સર વિલિઅમ જોન્સ ઇસ્વી સન ૧૭૪૬ના સાલમાં સપટેંબર મહિનાની ૨૮ મી તારીખે લંડન શેહેરમાં જન્મ્યો હતો. જે કુળમાં જનમ થાય છે તે કુળ ઉપર, અને ન્હાનપણમાં માબાપો જે શિક્ષા આપે છે તે ઉપર, બાળક છોકરાનું ભાવી (આવતા કાળમાં થવાનું તે) સ્વરૂપ આધાર રાખે છે. વાસ્તે પ્રથમ જોન્સના મા બાપ સબંધી બોલવું જરૂરનું છે.

જોન્સનો બાપ મોટો ગણિતશાસ્ત્રી હતો. સર ઐસાક ન્યુટન નામનો નામાંકિત વિદ્વાન થઈ ગયો છે, તેનો તે પરમમિત્ર, તથા કેટલીએક વિદ્યામાં તેના

સરખો હતો. જોન્સની મા, અક્કલ, તથા મનની શક્તિ, મળતાવડો સ્વભાવ, વર તથા છોકરા ઉપર ભાવ, અને વિદ્યાની કાબેલીએત, એ ગુણોનાં ઘરેણાં ઘાલ્યાથી ઘણી શોભતી હતી. બિજગણિત, ત્રિકોણમિતિ, નૌકાશાસ્ત્ર, અને ચિત્રવિદ્યામાં તે કુશળ હતી. કાવ્યશાસ્ત્રની પણ તે ખુબી સમજતી હતી. એ બાઇનાં હેત તથા બુદ્ધિનો એક દાખલો એવો છે—કે, એકવાર તેના ધણીની ઘણી માંદગીમાં કોઈ દોસ્તદારનો કાગળ આવ્યો હતો. તે વખત તે કાગળની બિના સાંભળ્યાથી ધણીની દલગિરી વધશે, અને તબીએત વધારે બગડશે એવી દેહેશત લાગી માટે, તે કાબેલ બૈરીએ તે કાગળમાનું કંઈ જ ન વાંચ્યું. પણ તેને હાથમાં લઈ, જાણે તે જ કાગળ વાંચતી હોય, એમ અચકાયા વગર તરતનો તરત જ, તે, નવો કાગળ જુગતો જોડી કાહાડતી ગઈ તથા વાંચી સંભળાવતી ગઈ, અને તેથી તેણે પોતાના ધણીને લગાર ચેનમાં રાખી તેનું દુઃખ વિસરાવ્યું. આ ગુણની તારીફ હમારાથી થઈ શકતી નથી. અસલના વખતમાં આપણી હિંદુ સ્ત્રીઓએ ઘણી ચતુરાઈ બતાવી હતી. પણ હમણાની મૂરખ સ્ત્રીઓનાં પોકળ તો જાહેર થઈ જ ચુકાં છે. જે દેશમાં બૈરાં ભણેલાં તે દેશની ચઢતી સમજવી. યુરોપખંડની ચઢતી તેથી છે. આપણા બાપદાદાની ચઢતી હતી તેનું કારણ એ કે, તે વખતમાં બૈરીઓ વિદ્યા ગુણે નિપુણ હતીઓ. વાસ્તે, આ દેશની પાછી ચઢતી કરવા સારુ મુખ્ય ઉપાય એ કરવો કે, જેથી છોકરાંઓની મા ગુણી અને ચતુર થાય.

(દોહરો)

ભણે ભારજા બાળકી, નારી નૌતમ થાય?
દેશચઢતિ હિતકારણે, સાધન, સાર, સહાય. ૧

ઉપર કહેલા ગુણની સ્ત્રીના ઉપર, જોન્સની બાળપણાની કેલવણી તમામ આધાર રાખે છે, કેમકે એનો બાપ તો એને ત્રણ વરસનો મુકીને મરી ગયો હતો.

હરેક કામ કરવાની અગાઉ પદ્ધતી (ઠરવેલી રીત) રચ્યાથી અને તે પ્રમાણે અમલ કર્યાથી, તે કામ વેહેલું પાર પડે છે. એ રીતોની કચ્યાસથી માણસો ગુચવણમાં આવી પડે છે ને ગભરાય છે, તથા સામાને ગભરાવે છે. માટે હરેક કામને આરંભે કેટલીએક રીતીઓ મુકરર કરી તે પ્રમાણે કામને પાર મુકવાની સહુએ કોશેશ કરવી. આ તબીએતની જોન્સની માએ, કેટલીએક મુકરર કીધેલી ઠરવેલી રીત પરમાણે, જોન્સને ભણાવવાનું શરુ કીધું. જન્મથી તે ત્રણ વરસ લગી છોકરાનું શરીર વળવા દેવું, ને પછી ભણાવવાની તજવીજ કરવી, એ વાત ભુલી જઇને તથા છોકરાંને જેમ દેહેલું આવડે તેમ સારું, એમ વિચારીતે જોન્સની માએ તેને શિખવવાનાં કામમાં ઘણો જ વેહેલો જોતર્યો. ત્રણ વરસની ઉમરનો હતો ત્યારે જોન્સ મૂળાક્ષર શિખી રહ્યો હતો; ચોથે વરસે, કોઇ પણ અંગરેજી ચોપડી સેહેલથી વાંચવાને, અને શેકસપીએર નામના વિદ્વાનના ગ્રંથ મધ્યેનાં કેટલાંએક ભાષણો, તથા ગે વિદ્વાનની બનાવેલી વારતાની ચોપડીમાંથી

કેટલીએક વારતાઓ, મોહે સ્પષ્ટ બોલી જવાને જોન્સ સમરથ હતો. બાળપણાને લીધે વાંચવામાં સમજ ન પડે તેથી જ્યારે તે પોતાની માને પુછતો ત્યારે પેલી તેનો ખુલાસો ન કરતાં, એટલો જ જવાબ દેતી કે બેટા, "વાંચ, એટલે તું જાણીશ." આ જવાબથી જોન્સની જિજ્ઞાસા (ભણવાની ઇચ્છા) વધતી ગઇ. મોટપણે તે કેહેતો કે, મારી વિદ્યા તથા જ્ઞાનનું મૂળ, તે વાક્ય, તથા વાક્યની કહેનારી એ બે છે, અને માનો ઉપકાર મારાથી લગાર વીસરાતો નથી. ઘર આગળ સારી પેઠે વિદ્યાભ્યાસ કરાવીને સાતમે વરસે તેને હારો સ્કુલ નામની નીશાળે તેની માએ મુક્યો—ત્યાંહાં તે સત્તર વરસનો થયો ત્યાંહાં સુધી રહ્યો. એ દશ વરસમાં તેણે ઘણું જ જ્ઞાન મેળવ્યું. જેઓ તેના ગુણને જાણતા હતા, તેઓ તેને ઘણો જ ચાહતા અને માન આપતા.

(દુહો)

ગુણિજિન ગુણિજન કર ગહો, દિનો જોગ સનમાન;
પીનો ફલરસ ચારુ તિન, પંકજસું અલિ રાન. ૧

અર્થ—જે ગુણિ માણસે ગુણી પુરુષને ઓળખી બાંહે ધરી, તેને ઘટારત પ્રમાણે માન આપ્યું, તે માણસે જેમ કમળનો રસ રાની ભમરો પીએ છે, તેમ સુંદર ફળરસ પીધો એમ જાણવું.

પણ તેનો ગુરુ, જોન્સ ફળનો રસ જાણતો ન હતો. તે ગુરુ અદેખાઇથી તેના ઉપર ઘણો જુલમ કરતો હતો. એ નિશાળ મધ્યે દશ વરસમાં પોતાને વિશે લોકોના સારા સારા વિચાર સંગ્રહ કર્યા પછી, જોન્સ તે નીશાળ છોડીને ઓકસફર્ડની પાઠશાળામાં ગયો. ઇંગ્લંડમાં ત્રણ પાઠશાળા મુખ્ય કેહેવાય છે. ઓકસફર્ડ, કેમબ્રીજ અને લંડનની. એ પાઠશાળાઓમાં ઘણું કરીને સરખા વિષયો શિખવવામાં આવે છે, પણ ઓકસફર્ડમાં ભાષા પ્રકરણ ઉપર વધારે, અને કેમબ્રીજમાં ગણિત આદિ શાસ્ત્રીય વિષય ઉપર વધારે ધ્યાન આપવામાં આવે છે. આ બાબતસર જોન્સની બુદ્ધી અને ઉદ્યોગ વિશે એમ કેહેવાએલું છે કે, જો તેને કેમબ્રીજમાં મુકયો હોત તો, તેના બાપના જેવો મોટો ગણિતશાસ્ત્રી થાત, એવી તેનામાં શક્તિ હતી. પણ કેટલીએક અડચણને લીધે તેની માથી ત્યાંહાં જવું બન્યું નહીં માટે, ઓકસફર્ડમાં જ જોન્સને ભણાવ્યો. કેટલાએક છોકરા નિશાળમાં ઠોઠ હોય છે, તેઓ તે છોડ્યા પછી મોટા પરાક્રમ કરે છે, અને નિશાળ મધ્યે જે માન મેળવતા હોય છે, તે મોટપણે ઘર આગળ, માંખી ઉરાડતા હોય છે. બાપ શાસ્ત્રપ્રવીણ ને દીકરો ભાષાપ્રવીણ એમ કેમ? તોઃ

(દોહરા)

પ્રભૂ પ્રેરણા દોરવે, ભવે મનૂને જાણ;
હોકાવાયૂમાપથી, સિંધુ ખેડે વહાણ. ૧

જેને જયમ નિર્માણવિધિ, ત્યમ તેને દેખાય;
મરડિમચોડી વાળતે, નહીં સુધારો થાય. ૨

નિશાળમાં હતો તેવામાં તેણે કેટલાંએક પુસ્તકો બનાવીને છપાવ્યાં હતાં. તે ઉપરથી લોકોને માલમ પડ્યું હતું કે, જોન્સની રૂચી લાટિન, ગ્રીક વગેરે પ્રાચીન કાળની ભાષાના ગ્રંથો ઉપર ઘણી હતી.

ઉમરે પુકત થયા પછી પોતાના ગુજરાનને માટે, માબાપને ભારે પડવું એ અઘટિત છે, એમ સમજીને મોટા ઉદ્યોગથી તે પાઠશાળામાં સર સાઈમન બેનેટના નામથી ચાર સ્કાલરશીપ નિકળી હતી, તેમાંની એક જોન્સે મેળવી. પૂર્વ દેશની જે વિદ્યાના ઝરાના પાણીના મોટા મોટા ઘુંટડા પીવાને તે સરજિત હતાં, તે ઝરાનું પાણી આ વેળાએ તેણે પેહેલ વેહેલું જ ચાખ્યું એમ જણાય છે. એક કોઈ સોબતી વિદ્યાર્થીનું જોઇને, અને તેની ઉસકેરણીથી, જોન્સને પૂર્વ તરફના દેશોની ભાષા શિખવાને લાલચ લાગી.

હરેક કામમાં ધચૂપચૂ મન રાખ્યાથી, તે બર આવતું નથી. એકચિત્તથી ઠેરાવ કરી તેમાં ઉદ્યોગ કર્‌યાથી ધારેલું ફળ મળી આવે છે. એશિઆખંડના તુર્કસ્થાન મધ્યેના સીરીયા પ્રાંતનો એક મીરઝાં નામનો આદમી લંડનમાં મળ્યો. તેને પોતાની પાસ રાખવાને સારુ ઘણીએક રીતે સમજાવીને જોન્સ ઓક્સફર્ડ લઈ ગયો. તેનું ગુજરાન ફક્ત તેની સ્કાલરશીપ ઉપર આધાર રાખતું હતું, તોપણ પેલા મીરઝાંની બરદાસ તેણે સારીપઠે કીધી—પાઠશાળાના પોતાના માહાભારત ભણવાના અભ્યાસમાં આરબી તથા ફારસી ભાષા શિખવાનો અભ્યાસ તેણે ધાર્‌યો. રજાના દિવસમાં લંડન જતો તારે ઘોડા ઉપર સ્વારી કરવાનો, તથા પટા વગેરે બીજી શરીરની કસરત કરવાનો, તે ઘણો માવરો રાખતો હતો, અને નાચતાં, તથા ઇટાલીઅન, પોરટુગીઝ, અને સ્પાનીશ શિખતો હતો. મનથી શક્તિ વધારવાને શરીરની તનદુરસ્તી રાખવી, તથા તેની શક્તિ વધારવી, એ કામ જરુરનું છે. આપણા દેશી એ વાત તો થોડી જ સમજે છે. શરીરને કસરત કરાવવી એ લુચાઈનું કામ છે એમ મૂરખાઓ જાણે છે; પણ સમજુક લોકોએ યાદ રાખવું કે, શરીરને આરોગ્ય, અને તેથી પછી મનને વધારે જાગૃત અને કામ કરતું રાખવાને, રુડી જાતની તાલીમોમાં બાળક અને જુવાનોએ ખેલવું, એ ઘણું જરુરનું અને ઘટતું છે. જોન્સના જેટલો વિદ્યાસંગ્રહ તેના જેટલી ઉમરના થોડા જુવાનોએ કીધો હશે. તે પોતાની બુદ્ધિ, પોતાનો ઉદ્યોગ, અને પોતાનો કાળ, એ ત્રણને ઘણી જ સારી રીતે વાપરી જાણતો હતો. એમ નથી કે તે પોતાના માત્ર બુદ્ધિબળે આટલો પ્રવીણ હતો; તેની મેહેનત અને તેની રીત તેના યશનાં કારણ હતાં.

પાઠશાળામાં બે વરસ ગુજાર્‌યા પછી, અર્લ આવ સ્પેનસરના લાર્ડ આલ્થાર્પ દીકરાને શિખવવાસારુ તેને કેહેણ આવ્યું. થોડીવાર આનાકાની કરીને,

પછવાડેથી તે કામ લેવું જોન્સે કબૂલ કીધું. ગુરુ અને શિષ્ય, તથા તેના માબાપ વચ્ચે હેત મમતા ઘણી વધી ગઈ; ને તેઓએ પણ તેના ગુણની કદર જાણી. એ પ્રસંગથી યૂરોપખંડની કેટલીએક જગાએ મુસાફરી કરવાને તેને સારી જોગવાઈ મળી હતી. થોડાંએક વરસ પછી 'પૂર્વની ભાષા સમજાવનાર' નામનો સરકારી અધિકાર તેને આપવા માંડ્યો, પણ તેણે લીધો નહી. ધન કરતાં વિદ્યાને તે ઘણો ચહાતો હતો. સદર્હુ અધિકારને માટે જોન્સે મીરઝાંને સારુ ભલામણ લખી, પણ તેનું કંઈ વળ્યું નહી. એ પરમાણે જોન્સ ૧૭૬૮ ના વરસ લગી શિષ્યને શિખવવામાં અને પોતાના નાના પ્રકારના વિદ્યાભ્યાસ કરવામાં દિવસ ગુજારી પોતાનાં ભાવી સ્વરૂપનું સાધન હોરતો હતો.

ઇસવી સન ૧૭૬૬ ના વરસમાં, એટલે તેની એકવીસ વરસની ઉમરે, તેણે એશિઆખંડની કવિતાનું એક ભાષ્ય બનાવવું શરુ કીધું; ને તે બીજે વરસે પુરું કરી રહ્યો. મિસ્રદેશ અને નાઇલ નદી, એ સંબંધી એક અરબી લખત હતું, તેનો તરજુમો તથા ચીનાઈ ભાષાનાં મૂળ પુસ્તકની નકલ પણ તેણે તે જ વરસમાં કીધાં. કોઈ કોઈ વખત તે પોતાના મનગમાડાને સારુ ઈંગ્લંડના કાએદા વિષે ફારટેસકયુની બનાવેલી ચોપડી વાંચતો હતો.

જોન્સ પૂર્વ દેશોની ભાષા સમજનાર છે, એવું દુનિઆમાં જાણ પડવાનો તેને હવે પ્રસંગ આવ્યો. તે એ કે, ડેનમાર્ક દેશનો સાતમો ક્રીશ્ચીયન રાજા, જ્યારે ઈંગ્લંડ આવ્યો હતો, ત્યારે નાદીરશાહના જન્મચરિત્રની આરબીમાં હાથથી લખેલી કીતાબ પોતાની સાથે લાવ્યો હતો. પ્રધાને તે કીતાબનો ફ્રેંચ ભાષામાં તરજુમો કરવાને જોન્સને વિનંતી કીધી, પણ તેણે ના કહી. તે કામ મેજર ડોને સોંપવાને તેણે ભલામણ કીધી, પરંતુ જ્યારે તેણે પણ ના કહી, ત્યારે અને ઘણા વિનંતીપત્રો આવ્યાં ત્યારે, જોન્સે તે કામ કરવાનું દુરસ્ત ધાર્યું. કામ તો વરસમાં પુરું થયું, પણ ૧૭૭૦ સુધી છપાયું નહીં. આશ્રમના બદલામાં કોપનહેગન શહેરની રાએલ સોસાએટીએ જોન્સને ફેલો એ નામનો મોટો ખીતાબ મોકલી દીધો અને ત્યાંહાંના રાજાએ ઈંગ્લંડના રાજા ઉપર સિફારસનો કાગળ મોકલ્યો. એ પ્રમાણે જોન્સ, પુસ્તક કરવાના ધંધામાં પડ્યો. એનાં બનાવેલાં પુસ્તકો સંબંધી લખવાનું ઘણું ઘણું છે, માટે એ વિષયનું વર્ણન આવતા અંકમાં જુદુંજ આપવાનો વિચાર રાખીએ છૈયે.

એકબીજા જોડે કાગળોનો વેહેવાર રાખવામાં આપણા ગુજરાતી ભાઇયો છેક જ અજાણ્યા છે. વિદ્વાન લોકોના કાગળોમાં લખેલા વિચારોની તથા તેની ઇબારતનાં ઘણાં મૂલ થાય છે. માણસના ગ્રંથ ઉપરથી તેની સાંસારિક વર્તણુક ઘણી જાણ્યામાં આવતી નથી, માટે સગાં સંબંધી તથા દોસ્તદારોવચ્ચે થયેલા વ્યવહાર ઉપરથી અને ઘર ખરચના હિસાબો ઉપરથી તે માણસનું ખરું રૂપ જાણવું જોઇયે. રસજ્ઞાન (taste) તથા કાબેલીયત કાગળોના વ્યવહારથી તરત

માલમ પડી આવે છે. કાગળો લખવામાં પણ ઘણી ચતુરાઈ જોઇયેછ—ભાષાજ્ઞાન, કાવ્યજ્ઞાન, શાસ્ત્રજ્ઞાન અને રસજ્ઞાન, એ સંબંધી મી૦ જોન્સ અને કાઉન્ટ રેવીકઝી વચ્ચે જે કાગળપત્રનું લખાણ ચાલ્યું હતું તે સ્તુતિપાત્ર છે.

સન ૧૭૭૦ ના વરસ પછી જોન્સે પોતાના મનની વૃત્તિ (વલણ) તદન ફેરવી નાખી. અમીરને શિખવવાના માનથી અને તે ઘરથી ઉપકાર તથા મિત્રાઈના બદલામાં થવાનો જે લાભ તેની આશાથી તે ધરાયો ન હતો. શિક્ષકપણાંનું કામ તેની પ્રકૃતિને અને વિચારને અનુસરે તેવું ન હતું. સ્વતંત્રતા તેનામાં મોટો ગુણ હતો. વિદ્યાબુદ્ધિના પરાક્રમે કરીને યશ અને સ્વસામર્થ્યથકી દોલત મેળવવાને તે ઇચ્છતો હતો. પણ એ ત્રણે કર્તાં દેશનું કલ્યાણ કરવા સંબંધી તેનામાં જે ઉત્તમ ગુણ હતો તે તેને ઘણો ઉસકેરતો હતો. એ ચાર ગુણોને બાહાર પડવાનું એટલે શોભી નિકળે તેવું આ શિક્ષકનું કામ નથી એમ સમજીને તથા દોસ્તદારોની સલાહ પોતાને મળતીજછે એમ જોઇને, જોન્સે શિક્ષકપણાનું કામ છોડી દીધું અને ત્યારથી તેણે કાએદાના અભ્યાસ તથા ધંધામાં જિંદગી ગુજારવાને મુકરર કીધું.

પારલામેંટ સભામાં આસન મેળવવાને તે ઘણો આતુર હતો. તે કામ બજાવવાને તે પોતાની વિદ્યાબુદ્ધિબળને લીધે યોગ્ય હતો. પાઠશાળાની તરફથી એક પ્રસંગે ઘણું લખ્યું હતું, તેથી તે હકદાર પણ હતો. આ પ્રમાણે જોગવાઈ અનુકુળ છતાં ઇશ્વરી ઇચ્છાથી તેની ધારણ પરી પડી નહીં.

આવી વેળાએ મોટમોટા હીંમત હારી જાય છે, પણ જોન્સ, થયેલી નાઉમેદીથી લગાર પણ ગાભરો ન પડ્યો. ઈશ્વિરે થોડા દિવસ પછી તેના સામું જોયું. ભારે ઉદ્યમ અને તીક્ષ્ણ બુદ્ધીવડે બારીસ્ટરના કામમાં પણ તે યશ મેળવવા લાગ્યો. પણ એટલું માલમ પડે છે કે, તેણે પોતાનું તદન દીલ એ ધંધા ઉપર લગાડ્યું ન હતું. ડેનમાર્કના રાજાની સીફારસ ઉપરથી પણ ઘણી વારે એટલે ઇસવી સન ૧૭૮૩ ના વરસમાં તેને કલકત્તાની સૂપરીમ કોરટના વડા જડજનો અધિકાર, નાઈટનો ખેતાબ, અને પરીક્ષાથી પસંદ કરેલી ગુણી બૈરી, એ ત્રણ રુડાં વાનાં મળ્યાં.

સર વીલીઅમ જોન્સ તથા તેની બાએડી લેડી જોન્સ, સપટેંબર માસમાં કલકત્તે આવી પોહોંચ્યાં. તેનું કલેકત્તે પોહોંચવું થયું તેની અગાઉ તેની કીર્તી ઠેઠ તાંહાં જણાઈ હતી.

(અર્ધ ચોપાઇ).

કીર્તી વ્યાપી દેશ વિદેશ, જયમ કસતૂરિ સુગંધ વિશેષ.

લોકો જે તેના આવવાનો ખબર સાંભળીને આનંદ પામ્યા હતા, તે હવે તેને જોઇને આનંદથી ઠર્યા. પૂર્વ દેશની ભાષા શિખનારા વિદ્યાર્થીઓએ પણ આવા વિદ્વાનના આવવાની મોટાં હેત અને હર્ષથી ભેટ લીધી. બીજા લોકો

પણ, પોતાનો ઇનસાફદાર સ્વતંત્ર અને નિષ્પક્ષપાતી છે, એમ જાણીને તેની તારીફ કરતા હતા.

ખુરસીએ બિરાજ્યા પછી પહેલે જ પ્રસંગે ગરાંડ જુરીને તેણે જે હવાલો સોંપ્યો, તેજ વેળા જે લોકો જાણતા ન હતા તેઓની પુરી ખાતરી થઈ કે તે કોઈ અસાધારણ પુરુષ છે—આ દેશમાં તેનું પહેલવહેલું અને મોટામાં મોટું કર્મ એ છે કે તેણે એશિઆટીક સોસાયટીની સ્થાપના કીધી. એ સોસાયટીની કાહાડેલી દિવ્ય પુસ્તકશાળા તથા સંગ્રહસ્થાનથી થયેલા અગણિત લાભ લખી બતાવવાનું કોઈ સમર્થને માટે રાખીએ છૈયે. હિંદુસ્તાનનાં—એશિઆખંડનાં, ભાષા, રીવાજ, ઇતિહાસ, જગ્યાઓનું વર્ણન, કાલગણન વિદ્યા જનાવરોનાં વર્ણન, જમીનની અંદરના પદાર્થોનું વર્ણન, અને ઝાડપાન આદીલઇ ઘણાએક વિષયો સંબંધી અમૂલ્ય જ્ઞાન તે સોસાયટીએ સંપાદન કીધાં છે.

કલકત્તે આવ્યા પછી તરત જોન્સે સંસ્કૃત ભાષા શિખવાનો આરંભ કીધો. પૂર્વ દેશોની બાબતોમાં લાભકારક શોધો થયા છે તે સર્વ, ઘણું કરીને જોન્સના સંસ્કૃત જ્ઞાનઉપર તથા તેના રુડા ઉપયોગ ઉપર આધાર રાખે છે. સમજવાનું એ છે કે જોન્સે પોતાના દેશીઓને લગતું પોતાનું દેણ સારી પેઠે અદા કીધું છે. એનો સંસકૃત અભ્યાસ ધીમો પણ પક્કો હતો. પોતાને પસંદ પડતી વિદ્યા મેળવવામાં તે મેહેનત તથા ખરચ કરવે લગાર પાછું જોતો નહીં. તે મોહોટે પરોઢીએ ઉઠતો ને ત્રણ ચાર મૈલ પગે ચાલતો ચાલતો સુરજ ઉગ્યાની પહેલાં કોરટમાં જઇને બેસતો. ત્યાંહાં તે કોરટ ખુલ્યાંની અગાઉ ચાર કલાક લગી સારી પેઠે અભ્યાસ કરતો. કોરટનો વખત પૂરો થયો કે તે પંડિતની સાથે બેસીને હિંદુધર્મશાસ્ત્ર ઉપર ગ્રંથ કરવા મંડતો. રાતે તે સઘળી અર્વાચીન ભાષાની ચોપડીઓ વાંચતો, બૈરી જોડે વાતો કરતો, અને સેતરંજ રમતો. વરસમાં ચાર મહીના કોરટનું કામ બંધ રેહેતું તે વખત તે આસપાસના બનારસ વગેરે શેહેરોમાં મુસાફરી કરી આવતો. કોરટનું કામ, સંસ્કૃત અભ્યાસ, નવા ગ્રંથો રચવાનું કામ અને ઘણીએક બાબતો સંબંધી ઘણેએક ઠેકાણે પત્રવ્યવહાર રાખવાનું કામ, એ સઘળાંને લીધે તેને લગાર પણ ફુરસદ મળતી નહીં.

આટલો ગુંથાયલો છતાં તે વારેવારે કેહેતો કે હું સુખી છઉં; મને માત્ર એક વાતનું દુઃખ છે. તે દુઃખ એ હતું કે લેડી જોન્સની તબીઅત સારી નોતી રેહેતી. તેની માંદગી દાહાડે દાહાડે વધતી ગઈ, તેથી પેલીને વીલાત જવું પડ્યું. દ્રવ્ય લોભને લીધે તે તેની જોડે ન ગયો એમ નથી; ધર્મશાસ્ત્રઉપર રચવા માંડેલો ગ્રંથ પુરો થવાને થોડી વાર હતી. એ કામ પંડિતોની સાહ્યતા વગર બની શકે તેવું ન હતું, તેથી થોડા દિવસપછી તેણે વિલાત જવું ધાર્યું હતું. પણ ઇશ્વરની મરજી કંઈ જુદી જ હતી. એકાએક કંઈ વ્યાધી થઈ આવ્યો ને આઠ દાહાડાની ટુંકી મુદતની માંદગીમાં જોન્સ જોતાં જોતામાં જતો રહ્યો! ઇસવીસન ૧૭૯૪ ની

૨૭ મી તારીખે તેણે દેહ છોડી. સર જોન શોર નામના ગવરનર જનરલને તેડું મોકલ્યું હતું, પણ તે તેના અંતઃકાળ વેળા જ આવી પોહોંચ્યો. તેણે તેને ગંભીર વિચાર કરતો બિછાના ઉપર પડેલો દીઠો; માત્ર છાતીએ ધબધબાટ માત્ર જણાતો હતો. તે થોડીવારે બંધ થયો; અને જોન્સ, કંઈ દુઃખ અથવા શોકની ગભરામણને તાબે થયાવના, ઇશ્વરને ઓછંગે જઈ બેઠો. આ નરના મૃત્યુનો થોડાએકે જ શોક નહીં કીધો હોય. આટલા આખા વિષયો તેણે પોતાના ૪૭ વરસના આવરદામાં શી રીતે જોઈ લીધા હશે, તેનો આપણાથી વિચાર પણ થઈ શકતો નથી. ભાષાજ્ઞાનમાં તેનાથી કોઈ સરસ નિકળ્યો જ નથી. તે સહુ મળીને અઠ્ઠાવીસ ભાષા જાણતો—તેમાં, અંગરેજી, લાટીન, ફ્રેંચ, ઇટાલીઅન, ગ્રીક, અરાબીક, ફારસી અને સંસ્કૃત ભાષા પરિપૂર્ણ જાણતો હતો. બારીસટરના કામમાં તે સારો નિપુણ કેહેવાતો. રાજકીય પ્રકરણમાં પણ સારા વિચાર કરી જાણતો અને બિજાં શાસ્ત્રીય પ્રકરણમાં થોડી જ બાબતો તેના જોયામાં નહીં આવી હોય. રસાયન શાસ્ત્ર, ગણિત શાસ્ત્ર અને નાચન વિધિમાં તે સરખો માહિત હતો. પણ એ સઘળું થોડા કાળમાં હોરી શક્યો. તેનું કારણ એ કે તેણે કાળની વેહેંચણ કરી મુકી હતી અને તેથી નિમેલું કામ નીમેલી રીતે તે કરતો હતો.

સજ્જન વાંચનારે આ નરની તબીઅત પોતાનામાં આણવાની મેહેનત લેવી.



## ૧૮. વલ્લભવાર્તા.

ગયા વખતમાં જે ધર્માચાર્યો થઈ ગયા છે તેમાં વલ્લભાચાર્યનું નામ પણ જોવામાં આવે છે. એનું જન્મચરિત્ર હજીસુધી ગુજરાતીમાં છપાયલું જોવામાં આવ્યું નથી. વલ્લભકુળનો ઇતિહાસ વગેરે એ બાબત બેરામજી ફરદુનજીની કંપનીની મારફતે રૂપીઆ ૧૦૦ ) નો નિબંધ લખાવવામાં આવ્યો છે. તે છપાશે એટલે તેમાંથી આપણને સારીપેઠે જ્ઞાન થશે. તો પણ, બીજ ભાષામાં નીજવાર્તા નામનું પુસ્તક છે તેમાંથી થોડી થોડી વાત ચોપાનીયાંની મારફતે લોકોને જણાવવી એ સારું છે, એમ સમજી તેમ કરિયે છૈયે.

### વાત ૧.

દૈવી* જીવોનો અને શ્રી કૃષ્ણ ભગવાનનો કંઈ કારણસર ઘણા કાળનો વિજોગ પડ્યો હતો. એક સમે ભગવાનને તેઓ સાંભરી આવ્યા, ને તેઓની દયા આવી, ત્યારે વલ્લભાચાર્ય અથવા જે આચાર્યજી મહાપ્રભુને મોટે નામે ઓળખાય છે, તેને ભગવાને આજ્ઞા કીધી કે તમે પૃથ્વી ઉપર અવતાર ધારણ કરીને દૈવી જીવોનો ઓદ્ધાર કરો. તે દૈવી જીવો ઘણા કાળના ભટક્યાં કરે છે; તેમને

* દૈવી જીવ એટલે સદ્ગુણી જીવ અને આસુરી જીવ એટલે દુર્ગુણી જીવ; પણ વલ્લભમત પ્રમાણે, એ મતને માનનારા તે દૈવી જીવ ને બિજા માર્ગને માનનારા તે આસુરી જીવ.

કંઈ સ્થિતિ નથી; તેઓ સઘળા મારગમાં પડે છે; જે, જે વસ્તુનો અધિકારી છે તેને, તે દેખાતી નથી, માટે તે જીવોનો ઉદ્ધાર કરો. એ આજ્ઞા પ્રમાણે આચાર્યજી આ મૃત્યુ લોકમાં એક અગ્નિકુંડમાંથી પ્રગટ થયા. એ કેવા છે? સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમનું ધામ; તેજના ભંડાર અને જેનો આધાર તો અગ્નિ છે એવા. અગ્નિમાંથી નિકળ્યા છે માટે એ આચાર્યને અગ્નિરૂપ કેહે છે. વળી, તે અગ્નિ કેવો છે? તો કે જે, એની પાસ જાય તે ટાહાડો શીતળ થાય ને એનાથી દુર રેહે તે બળ્યો બળ્યો થાય. સાધારણ અગ્નિના ગુણથી ઉલટો ગુણ. વલ્લભાચાર્ય તો શ્રી પુરુષોત્તમના મુખારવિંદરૂપી અગ્નિ છે ને તે આચાર્ય સર્વ વસ્તુનો ભોગ કરે છે માટે તેને યજ્ઞભોક્તા પણ કેહે છે. આચાર્યજી અને પરમેશ્વરમાં કંઈ જ ફેર નથી. આચાર્યજીએ પોતે મનુષદેહ અંગીકાર કીધો તેનું કારણ એ કે જો આચાર્યજી પરમેશ્વરરૂપે દરશન આપે તો સઘળા પ્રાણીમાત્ર શરણ આવે અને પછી તેમાં સઘળા અસુર પણ આવે. તેમ ન થાય માટે આચાર્યજીએ પોતાનું પરમેશ્વરી સ્વરૂપ છુપાવી રાખ્યું. સઘળા જગતનાં મનિષને દરશન થાય તો તેઓ એમ જાણે કે તે કોઈ મોટો પુરુષ છે; મોટો વિદ્વાન છે; એટલું જ જાણે; પણ દૈવી જીવોને તો આચાર્યજીનામાં સાક્ષાત્ પરમેશ્વરનાં દરશન થાય.

એ આચાર્યે, લક્ષ્મણભટજી નામના બાપથી ઇલંમાગારુજી નામની માને પેટે જનમ લીધો. તે ઘણીજ નાન્હી ઉમરે વેદશાસ્ત્ર પુરાણ સર્વ ભણી રહ્યા ને એ બાબત જ્યારે લક્ષ્મણભટને મોટું આશ્ચર્ય લાગ્યું, ત્યારે વલ્લભે લક્ષ્મણભટને સાણું દીધું કે તમે સંદેહમાં કેમ પડ્યા છો, હું પોતે સાક્ષાત્ તમારે ઘેર પધાર્યો છું. પછી કેટલેક દિવસે લક્ષ્મણભટ મરી ગયા ને વલ્લભભટ સ્વતંત્ર થયા. લક્ષ્મણભટના મરણનું કારણ એ કે આચાર્યને તો દૈવી જીવોનો ઓદ્ધાર કરવો, પૃથ્વી પ્રદક્ષિણા કરવી, સર્વ તીર્થને પાવન કરવાં ને લક્ષ્મણભટજી જીવતા હોય તો તેની આજ્ઞા લીધા વગર કેમ જવાય ને તે બાપ, બાળકને એકલાં જવાની રજા પણ કેમ આપે? ને પોતે સ્વતંત્ર થયા વિના દૈવી જીવોનો ઓદ્ધાર પણ કેમ કરે? એ કારણોથી લક્ષ્મણભટની આઉખીલ જતી રહી એટલે પછી આચાર્યજી પૃથ્વી પ્રદક્ષિણા કરવા નિકળ્યા.

તે પ્રથમ મારગમાં એક મહાપુરુષનો આશ્રમ આવ્યો ત્યાંહાં પોતે પધાર્યા. તે મહાપુરુષને પોતાની ગાદી ચલાવવાને એક સેવક જોઈતો હતો. તે મનમાં ઘણો પ્રસન્ન થયો ને વલ્લભને કેહેવા લાગ્યો કે, ઘણું સારું થયું કે તમે અહીં પધાર્યા. મારી વૃદ્ધાવસ્થા થઈ છે, મઠ ચલાવનાર કોઈ નથી, માટે તમને આ સઘળું કામ સોંપું છું. ત્યારે આચાર્યજીએ જવાબ કીધો કે ઘણું સારું. પછી રાત્રે આચાર્યજી તે આશ્રમમાં સુતા. શ્રીભગવાને મહાપુરુષને સ્વપ્ન આપ્યું કે, અરે મૂર્ખ! મેં એને તારા ઓદ્ધારને માટે મોકલ્યો છે, વાસ્તે તારે જો તારું કાર્ય

કરવું હોય તો એને શરણુ જજે. એ તો સાક્ષાત્ મારું સ્વરૂપ છે; એ તો ભક્તિમાર્ગ સ્થાપવાને કાજે જન્મ્યો છે. એવામાં પેલો મહાપુરુષ જાગી ઉઠ્યો; ને આચાર્યજીને સાષ્ટાંગ દંડવત કરી બોલ્યોઃ મહારાજ, મારો અપરાધ ક્ષમા કરો, મેં કાલે તમને અઘટિત વચન કહ્યાં છે; મેં તમારું સ્વરૂપ ઓળખ્યું નહીં; તમે તો પૂર્ણ પુરુષોત્તમ છો, મારા ઓદ્ધારને માટે તમે પધાર્યા છો; મારો અંગીકાર કરો. આચાર્યજીએ કહ્યું; ઠીક છે, સેવક થા. તે સેવક થયો ને પછી તેનો અંગીકાર કીધો.

આગળ ચાલતાં એક મોટું નગર આવ્યું. ત્યાંહાં કોઇ નગરશેઠને ચાર છોકરા હતા. નગરશેઠના મુઆ પછી મોટાભાઈઓએ વિચાર્યું કે આપણે આપણા બાપની દોલત વેંહેચી લઇયે; કેમકે પૈસાનું કામ છે તે કોઈ દાહાડો પણ વિરોધ કરાવે. તેમ સમજી દામોદરદાસ નામનો સહુથી ન્હાનો ભાઇ હતો તેને પુછ્યું ત્યારે તેણે જવાબ આપ્યો કે હું તો કંઇ સમજતો નથી, તમે મોટા છો, સારું થાય તેમ કરો. ત્યારે ઘરમાંથી સઘળી દોલત કાહાડીને ચાર ભાગ કીધા અને ચીઠ્ઠી મુકી. જેના નામની ચિઠ્ઠી આવે તે ભાગ તેણે લેવો. પછી દામોદરદાસને કહ્યું કે, તમારી પાંતી તમે કોહો તાંહાં મુકીએ. એવે સમે દામોદરદાસ ગોખમાં બેઠા હતા. તે ગોખની નીચે રાજમારગ હતો તે મારગે થઈને તે વખતે આચાર્યજી જતા હતા. તેના ઉપર દામોદરદાસની નજર પડી. દામોદરદાસ તરત ઉઠીને ત્યાંહાં દોડ્યા; ને આચાર્યજીને સાષ્ટાંગ દંડવત્ કીધો. કંઈ દ્રવ્યની ને કંઇ ઘરની તેને શુદ્ધી રહી નહીં. આચાર્યજી બોલ્યા, કેમ દામા, આવ્યો? તારે દામો બોલ્યો; મહારાજ હું તો કાહારની વાટ જોતો બેઠો હતો. પછી આચાર્યજીની પાછળ પાછળ દામોદરદાસ ચાલતા થયા. ભાઇઓએ શોધાશોધ કીધી ને પછી કોઇના કેહેવા ઉપરથી નગરની બહાર એક ઠેકાણું હતું ત્હાં જઇને જુવે છે તો આચાર્યજીની પાસ દામોદરદાસ બેઠેલા છે. આચાર્યના તેજમાં અંજાઈ ગયા ને મનમાં વિચારવા લાગ્યા કે, જો કદાપી આપણે કહીશું તો એ અગ્નિ આપણને બાળીને ભસ્મ કરી નાખશે. પછી તેઓએ દામોદરદાસની તરફ જોયું, તો તેને પણ તેજોમય દીઠો. ને પછી ધાસ્તીના માર્યા ઘેર આવ્યા. દૈવીજીવ હોત તો શરણ આવત. પછી દામોદરદાસને લઇને આચાર્યજી આગળ પધાર્યા. દામોદરદાસ પરણ્યા નોહોતા કે બઇરી આવીને તેને અટકાવે. ને ઘણા દહાડાનો વિજોગ પડ્યો હતો, તે આ પ્રસંગે તે પ્રભુને આવી મળ્યા.

વિદ્યાનગરમાં કૃષ્ણદેવ રાજાને તાંહાં વલ્લભાચાર્યના મામા કારભારી હતા. ત્યાંહાં આચાર્યજી પધાર્યા. ત્યાંહાં આદરસન્માન ઘણું થયું. મામાએ કહ્યું કે, ઉઠો, ભોજન કરો. ત્યારે આચાર્યજીએ કહ્યું, હું તો કોઇનું ભોજન કરતો નથી, હું મારે હાથે કરી લઉં છું. તારે મામાને ઘણી રીસ ચડી ને બોલ્યો કે; મારે ઘેર જમતો નથી તો પછી રાજાને કેમ મળશો? કારભારી તો હું છું. આચા-

ર્યજીએ કંઇ જવાબ વાળ્યો નહી. જે પોતે ઈશ્વર છે, તે પોતાના બરોબરીયા સાથે બોલે. આચાર્યજી, તે રાતે તો ત્યાંહાં જ સુતા. તે પ્રસંગે શ્રીભગવાને આચાર્યજીના નિમાળા ડાભ્યા એટલે તે જાગી ઉઠ્યા ને હાથ જોડી ઉભા રહ્યા. ભગવાન બોલ્યા, કે આવાં ગર્વનાં વચન સાંભળીને એના ઘરમાં કેમ ઉતર્યા; હું તો તમારી પછવાડે ફરું છું, એક ક્ષણ પણ આઘો નથી જતો. એ શું તમને રાજાનો મિલાપ કરાવશે? એવા રેડો રાજા તમારા ચરણારવિંદનો અભિલાખ કરે છે. ઉઠો; એના ઘરમાં ન રહો. પછી તે નગરની બહાર એક તળાવ હતું ત્યાંહાં આચાર્યજીએ સ્નાન કીધું. તે વખત, સ્માર્ત (શંકરાચાર્યના મતને માનનારા) અને વૈષ્ણવોનો માંહોમાંહે ઝગડો ચાલતો હતો. ત્યાંહાં મોટામોટા વૈષ્ણવ આચાર્ય ને મહંતો આવ્યા હતા, તેમને સ્માર્ત લોકોએ યુક્તિએ જીત્યા હતા; ને તે દાહાડે ઝગડાનો ચુકાદો થવાનો હતો. આચાર્યજીના મામાએ રાજાને કહ્યું હતું કે, આજ કોઈ નવા બ્રાહ્મણને નગરમાં આવવા ન દેવો. રાજાએ કહ્યું કે, એ વાત તમારા જ હાથમાં છે. આપવું અપાવવું તમારે હાથ છે. પછી રાજાને તાંહાં સભા મળી. એવામાં આચાર્યજી ત્યાંહાં પધાર્યા. દરવાન તો આચાર્યનું તેજ જોઇને જ ઘણો અજબ થયો. જાણે આકાશથી સૂરજ પધાર્યો હોયની તેવું જાણ્યું. વળી આચાર્યનું તેજ જોઇને તથા બેધડક તે અંદર પધાર્યા તે જોઇને, રાજા કૃષ્ણદેવ સભાસહિત ઉભો થયો ને આચાર્યને માન આપ્યું. તે વખતની ઉપમા શું કહિયે? જાણે કે બળીરાજાની સભામાં વામનજી પધાર્યા હોયની. આચાર્યનાં દર્શન કરીને રાજા ઘણો પ્રસન્ન થયો, જે સાક્ષાત્ ભગવાન મારે ઘેર પધાર્યા. પછી રાજાએ આચાર્યજીને વિનંતિપુર્વક જણાવ્યું કે મહારાજ બિરાજીયે. ત્યારે આચાર્યે રાજાને પુછ્યું કે તમારે ત્યાંહાં બ્રાહ્મણોનો શો ઝગડો છે? રાજાએ સર્વ વાત કહી; ને વળી તે બોલ્યો કે વૈષ્ણવોથી હવે કંઈ જવાબ દેવાતા નથી. એવું સાંભળીને આચાર્યજી બોલ્યાઃ

એવો કોણ છે કે વૈષ્ણવ સંપ્રદાયને જીતે? વૈષ્ણવ સંપ્રદાય તો હમારી છે, હમારી જોડે ચર્ચા કરો. તે કોણ છે, એવો જીતનારો કોણ છે? તે સાંભળીને વૈષ્ણવ સંપ્રદાયના મોટા મોટા મહંતો ઘણા પ્રસન્ન થયા. પછી સ્માર્તમતના જેને વૈષ્ણવો માયાવાદી કહેતા હતા, તેઓને રાજાએ બોલાવ્યા. બંનેની પુષ્કળ ચરચા થવા માંડી. આચાર્યજી તો ઇશ્વર છે, ચારવેદ પુરાણ સર્વ શાસ્ત્ર જેને જિહ્વાગ્ર છે એવાની આગળ સામાવાળાઓનું કંઈ ચાલ્યું નહીં. તેઓએ સાષ્ટાંગ દંડવત્ કીધા ને બોલ્યા, કોઈ મનુષ્ય હોય તો હમારું ચાલે, તમે તો સાક્ષાત્ ઇશ્વર છો. એ પ્રમાણે આચાર્યનું મહાત્મ જોઇને કૃષ્ણદેવ ઘણો પ્રસન્ન થયો. વૈષ્ણવ આચાર્ય ને મહંતો વગેરે સર્વે જણાએ એમ કહ્યું કે હમે શ્રી આચાર્યજીનું તીલક કરીશું. એ હમારા વૈષ્ણવના અને બ્રાહ્મણોના રાજા થયા. હમે એને આચાર્ય પદવી આપી છે. હમારા સર્વના શિરોમણી એ જ છે. એણે

હમારી વૈષ્ણવતા અને વૈષ્ણવ સંપ્રદાય રખાવી છે. એવું સર્વનું સાંભળીને રાજા ઘણો ખુશી થઇને બોલ્યો કે, ઘણું સારું; તમે સર્વે એમ વિચાર્યું છે તો હું આચાર્યજીને સુવર્ણથી અભિષેક કરૂંછું. પછી સારું મુહૂર્ત જોઇને કનકાભિષેક કીધો; સર્વ બ્રાહ્મણોએ તીલક કીધાં; સઘળાએ શ્રી વલ્લભાચાર્યજી (એમ) કેહેવા માંડ્યું ને એ રીતે નામ પ્રસિદ્ધ થયું. માયામતનું ખંડન કીધું ને ભક્તિમારગનું સ્થાપન કીધું. પછી આચાર્યજીએ રાજાનો અનુગ્રહ કરીને તેને મંત્રઉપદેશ કીધો. ત્યારે રાજાએ દ્રવ્યની થાળ ભરીને આચાર્યની આગળ ધરી, તેમાંથી આચાર્યજીએ સાત લઈ થાળ પાછી આપી. રાજાએ કહ્યું કે સઘળું લો; તારે આચાર્ય બોલ્યા; હમારે એટલું જ, વધારે નહિ જોઇયે. રાજાએ કહ્યું કે એ સ્નાનનું સુવર્ણ છે માટે કોહો ત્યાંહાં મુકીયે. આચાર્યજી કહે કે એ હમારે શું કામનું? હમારે તે ઉચ્છજલવત છે; માટે તે બ્રાહ્મણોને આપીદો. એ પ્રમાણે દક્ષિણ જીતીને આચાર્યજી આગળ પધાર્યા. (વારતા પેહેલી સંપુર્ણ.)

## ૧૯. વિવેકવણજારા વિષે.

આ સંસારમાં શી રીતે વર્ત્તવું? કઈ વસ્તુનો સંગ કરવો ને કઈ વસ્તુનો ન કરવો એ વિષે આ કથા છે. કથાનું બંધારણ આમ છે કે, આપણા શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે મુક્તિ થવાની પહેલાં આત્માને ૮૪ લાખ અવતાર ધરવા પડે છે; એ વાત ઉપરથી પ્રેમાનંદે, એકેકા અવતારને (એકેકી દેહને) એકેકું નગર કલ્પ્યું અને જીવને કોઈ વણજારો (વેપાર કરનારો) કલ્પ્યો. એ વણજારો મનુષ્યદેહ-નગરમાં વેપાર કરવાસારુ આવ્યો. તેણે પ્રથમ તો, કોઈ સાધુ દલાલની શીખામણે ચાલવા માંડ્યું; પણ થોડા દિવસ પછી કોઈ દગલબાજ દલાલના ભમાવ્યા ઉપરથી તેણે નુકસાની માલનો ઠગાઇથી સોદો કીધો. તેમાં તેને ઘણી જ ખોટ ગઇ; ને તે વેપારીનો ભિખારી થયો. વળી પાછો પેલા સાધુ દલાલનો સત્સંગ થયેથી તેને શુદ્ધી આવી; ને એ દલાલે તેને સારા માલનો સાચાઇથી સોદો કરાવ્યો, તેમાંથી તેને પુષ્કળ લાભ થયો, એ વાતને રૂપકઅલંકારમાં શાસ્ત્રને મળતી લખેલી છે. તેથી તેનું સ્વરૂપ એવું તો ભપકાવાળું થયું છે કે એ માંહેની મતલબ આશ્ચર્યપૂર્વક વાંચનારઉપર શોક શીખસાથે સારી પઠેમ અસર કરે છે. કેટલેક ઠેકાણે કવિના વિચારમાં તથા તેના અલંકારમાં ચુક છે, તેવિષે હમે હાલ નથી બોલતા.



## ૨૦. બબ્બાની બલિહારી.

શબ્દોને રૂઢીતીરથની જાતરા કરવી હોય છે તો તેઓને બબ્બાને સાથે લીધા વગર ચાલતું નથી. બબ્બો સહુનો દોસ્ત છે. એના ગુણ એવા છે કે, તે સહુને પ્યારો લાગે છે; ને એટલો તો પ્યારો લાગે છે કે, સઘળા શબ્દો પોતાનાં રૂપ તથા

ગુણો તેને આપે છે. પોતાની પાસે નાગો નથી બેસાડતા, પણ પોતાની જેવો કરીને બેસાડે છે. અને બથી શરુ થતા શબ્દોને પણ રૂઢીની જાતરાએ જવું હોય છે, તારે તેઓ પણ બબ્બાને સાથે રાખે છે. બબ્બાના સાથ વગર તે જાતરા વળે નહીં એવું જરુરનું લોકો સમજે છે, પણ છેક તેમ નથી. બબ્બો સહુને ગમત આપનારો છે. ખરેખર બબ્બાની બલીહારી છે!!!

શબ્દ બે પ્રકારના હોય છેઃ રૂઢીસ્થ અને યૌગિક અથવા સિદ્ધ અને સાધિત. રૂઢિસ્થ અથવા સિદ્ધ શબ્દ એ કે જે અસલથી જ મૂળઅર્થમાં ને મૂળરૂપમાં બોલાતા આવ્યા છે ને જેઓએ કોઈ પણ રીતે અર્થ અથવા રૂપ બદલ્યું નથી તે. યૌગિક અથવા સાધિત એટલે જેઓએ પોતાના અર્થ તથા રૂપ ફેરવ્યાં છે તે.

રૂઢિસ્થ અથવા સિદ્ધ શબ્દોઃ સુનું, રૂપું, મેહેતો, પાણી, ઘઉં, પટ, રંગ, છો, જુગાર વગેરે.

યૌગિક અથવા સાધિત શબ્દોઃ સોનેરી, રૂપેરી, મેહેતાગીરી, પાણીપંથો, ઘઉંવર્ણો, ચોપટ, રંગારો, છોબંધ, જુગારી વગેરે.

હવે રૂઢિસ્થ શબ્દો અને કેટલાક યૌગિક શબ્દો સાધારણ વ્યવહારમાં ભાષણ પ્રસંગે અને ઘણું કરીને ઘરના ભાષણ પ્રસંગે નીચે પ્રમાણે બબ્બાની સાથે કેટલીક વખત રૂઢિમાં બોલાય છે.

કંઈ અત્તર બત્તર લાવ્યોછ ભાઈ? ખેતરમાં કુવા બુવા ખોદાયવાછ કે નહીં? અલી, હવે તું મને પાણી બાણી આપીશ કે વાર લગાડીશ? અલ્યા તલકચંદ, આ જ કંઈ ભાંગ બાંગ કીધીછ કે નહીં? ઘરમાં રુ બુ તો હશે, આ દીવો જાય છે કેમ કોઇ સાંભળતું બાંભળતું નથી કે? ગંગા, કેમ હોળીમાં તારો વર ચુંદડી બુંદડી રંગાવશે કે નહીં? ચાકર બાકરને બોલાવ, વગેરે.

ઘરમાં જા, બેહેન બેહેન હશે તે ઠીક કરી આપશે. ભાઈ રંગરેજ, ઘરની, બારી બારી ઠીક રંગજે. બુંદ બુંદ લાવવાં છે કે નહીં? વગેરે.

આ રૂઢીથી પેહેલા શબ્દને બીજા શબ્દથી જોર મળે છે; ને બીજા શબ્દનો અર્થ પેહેલા શબ્દના અર્થ જેવો થાય છે. જેમકે ઘરમાં ચાકર બાકર હશે એટલે ચાકર અથવા ચાકરના સરખું (એ પદ્દીનું) કોઈ બીજું માણસ હશે. બારી બારી ઠીક એટલે બારી તો ખરી જ અને બીજી બારી સરખી (આકારમાં અથવા લાકડાની) વસ્તુઓ પણ રંગજે. પાણી બાણી લાવ એટલે પાણી અથવા તેના જેવી વસ્તુ લાવજે. બીજા શબ્દનો અર્થ આ પ્રમાણે નીકળે છે, પણ એ અર્થમાં કોઇ બોલતું નથી. ફક્ત એવા બોલથી પેહેલા શબ્દને જોર મળે છે. એ કારણસર તથા બ અવાજ બીજા સઘળા અવાજ જોડે સ્વભાવિક રીતે સરીને મળી જાય તેવો છે તેથી ઉપર પ્રમાણે બ વપરાય છે.

કેટલેક ઠેકાણે બ નથી આવતો, પણ એવાં ઠેકાણાં થોડાં છે. આપણે છાની બાની રેહ એમ નથી કેહેતા, પણ છાની માની બેસી રેહે એમ કહિયે છૈયે.

આ રૂઢી કંઈ જરુરની નથી. પણ કેટલીક વાતે ઠીક છે. એવિષે વધારે આગળ કોઈ દાહાડો બોલીશું.



## ૨૧. વાંચવા વિષે.

જેમ અન્નજળ શરીરના નિભાવને જરુરનાં છે, તેમ વાંચવું એ પણ મનને તનદુરસ્ત રાખે છે. વાંચવાથી આપણે, આપણા ઉત્પન્નકર્ત્તા વિષે, તેની લીલા વિષે અને આપણા દેશીઓ વિષે જ્ઞાન પામીયે છૈયે. પરંતુ જેમ ખોરાક નીમસર ન લેવાથી ને અન્ન ચાવ્યા વગર એકદમ ગળી ગયાથી શરીરમાં રોગ ઉત્પન્ન થાય છે, તેમ વાંચવું એ મનને પુષ્ટી આપવાને બદલે ઝેર સરખું થઇને ખઈ કરે છે. કોઇએક પુરુષ સમજવાની ચિંતા રાખ્યા વગર રાત દાહાડો વાંચ વાંચ જ કર્યાં કરે અને કોઇ બીજો પુરુષ નીમસર સમજીને થોડું વાંચે તો એ બેમાં એટલો તફાવત માલમ પડશે કે, બીજો મોટો વિદ્વાન નિકળશે ને પેહેલો તીડની પઠે અહિંથી તહીં કુદતો વગર માલનો મૂર્ખ માલમ પડશે.

આપણે વાંચવું તે કોઇપણ રીતસર વાંચવું ને એક આખર નીશાન (પરિણામ) ધારી તેણી તરફ આપણા સઘળા અભ્યાસોમાં તાકવું જોઇયે. આ રીત ભૂલ્યાથી—અજ્ઞાનતાને લીધે મોટા વાંચનારાઓની બે આબરુ થાય છે. એવા છાલકા વાંચનારાઓ એક બાબત ઉપરથી બીજી બાબત ઉપર ઝડપથી અને આડી અવળી રીતે કુદકા મારે છે તેથી તેઓ પોતાના વિચારોને જોડી શકતા નથી. "સબ બંદર કે બેપારી" એ રીતે લગાર લગાર સઘળી બાબત જોય છે, અને તેથી કોઇ પણ વાત પૂર્ણ સિદ્ધ કરતા નથી. આ અધીરતાથી મનની શક્તિ નબળી પડી જાય છે અને મેહેનત કરવાવિષે ધિક્કાર ઉપજે છે અને ઇશ્વરે આપેલી જે સ્વાભાવિક સારી બુદ્ધી હોય છે, તે પણ કટાઇ કટાઇને ખવાઇ જાય છે.

"અતિ સર્વત્ર વર્જયેત્" માટે બીજે છેડે પણ આપણે ન જવું જોઇયે, એટલે વાંચવાના ગુલામ ન થવું, પણ પદ્ધતીને માન આપવું જોઇયે. જ્યારે આપણે વાંચવાના કોઇ પણ પરિણામ આગળથી મુકરર કરીયે તો તે પરિણામ ઘણો દુર ન હોવો જોઇયે. ને જાંહાંસુધી આપણે આપણું ધારેલું સિદ્ધ કરીયે, તાંહાંસુધી બીજી આડી વાતપર મન લગાડવું નહીં ને પછી ધારેલું પ્રાપ્ત કીધા પછી બીજી બાબત પકડવી. અધીરાઇ ને ઉતાવળથી સમજણ ઓછી થાય છે, તેમ એ જ બાબત પછવાડે અતિશય લાગ્યાથી સમજણ સંકોચ પામે છે તથા જડ થાય છે. આપણા વિચાર જલદીથી બિજે રસ્તે વળી શકતા નથી અને જે વિષય ઉપર આપણે ઘણા દિવસથી લાગેલા હોઇયે, તે જ રસ્તો આપણને લેવો ગમે છે.—બિજું કંઇ સુજતું નથી.—માટે એ પણ ખોટું. જુદે જુદે ઠેકાણે દોડાદોડ કરવી એ ખોટું છે ને એક જ ઠેકાણે બેસી રહેવું એ પણ ખોટું છે.

વળી આપણી બાબતોના અનુક્રમ પ્રમાણે આપણા વિચારનો અનુક્રમ ન થાય, એની સારી પેઠે નીઘેદારી રાખવી ઘટે છે. એથકી મુખ્ય વાત ઉપરથી લક્ષ જઇને તેની મદદનીસ વાત ઉપર બેસે છે. વાંચવાનું કારણ એ કે, આપણા વિચારમાં તે સાહ્ય કરે. કેટલીએક બાબતના ગ્રંથો વાંચ્યાથી જે વિચારો તેઓ નથી આપતા, તે વિચારો આપણા મનમાં ઉત્પન્ન થાય છે. આ વિચારોમાં બહુ મ્હાલવું ગમે છે; એથી જે કારણસર વાંચવાના હોઇયે છૈયે, તે કારણ ભૂલી જવાય છે અને એક નવા જ રસ્તા ઉપર ઉતરી પડીયે છૈયે, ને ત્યાંથી વળી કોઇ બીજા ને પછી ત્રીજા ઉપર એ પ્રમાણે ભમીયે છૈયે ને એમ મુસાફરી કરીને પછી જોઇએ છૈયે કે, આ સઘળી મુસાફરી (આ સઘળા નવા વિચાર) કીયા શોધ તરફ વલણ કરે છે. હવે એ શોધ ફાએદેમંદ પણ નિકળી આવે ને એ રીતે તજવીજ કરવી દુરસ્ત છે. પણ જો એક સીધે રસ્તે ચાલ્યા ગયા હોત તો એક લાંબી મુસાફરી તો થાત, પણ આપણા વિચારનો મારગ પાછો શોધવાને આપણાથી હરગીશ બનત નહીં.

પણ આ રીતે વાંચવું, એ નવા શિખાઉ વાંચનારને ફાયદો કરતું નથી; કેમકે બાળપણમાં ઉપરની કલમમાં કહેલી વાંચવાની જે સખ્ત રીત, તેથી નવી વસ્તુના વિચાર મનમાં સમજી ઝીલી રાખવાને ઘણું મુશ્કેલ પડે છે. પણ કેટલાક લોકો તેમ પણ કરી શકે છે. એ વાત મનની પ્રકૃતિઉપર આધાર રાખે છે. તોપણ સાધારણ લોકોને પોતાના પ્રથમ અભ્યાસમાં સખ્ત રીતીથી ફાએદો થતો નથી, ત્યારે વાંચવું કેમ? ધ્યાન દઇને વાંચવું એટલે અક્કેકા વાકયમાં લખેલું કારણ પૂરતી રીતે સમજ્યા વગર તેમાં લખેલું અનુમાન કબુલ કરવું નહીં. એટલે કંઈ પણ નક્કી કરવું નહીં.—ખરું છે એમ માનવું નહીં. વારે વારે અટકવું, સવાલ કરવા, વિચારવું, વગેરે કેટલીક એવી તો શિખામણ છે કે, જે મોહેથી બોલવી સેહેલી છે, પણ અમલમાં લાવવી ઘણી અઘરી છે.

પણ શું વાંચવું? એ સવાલનો જબાબ દરેક સખસે પોતાના અભ્યાસની મતલબને માફક આવે તેવો દેવો જોઇએ. અનેક વિષયો વાંચ્યાને બદલે થોડા વિષયો ઉંડા પેસીને વાંચવા જોઇએ. ભાષામાં જેટલાં પુસ્તકો હોય છે, તે સઘળા કંઈ સારાં હોતાં નથી, માટે ઉત્તમ પુસ્તકોમાંથી કેટલાંક પોતાની ધારણાને માફક આવે તેવાં વીણી કાહાડી, તેમને લક્ષપૂર્વક અને વારંવાર વાંચીને મનમાં રમાડી રાખવાં જોઇએ. (ભાષાંતર)



## ૨૨. ભૂતના વેહેમ વિષે.

આ વેહેમે હિંદુઓને ઘણા ભમાવ્યા છે. જાંહાં જે વસ્તુ નથી, તાંહાં તે વસ્તુ છે એમ તેઓ માને છે; અને એમ માની એવા ઉપાયો કામે લગાડે છે

કે, જેથી સારું થયાને બદલે નરસું થાય છે ને નરસું થાય છે એટલું જ નહીં પણ પુણ્ય થયાને બદલે પાપ થાય છે. એ વિષે બે દાખલા નીચે લખ્યા છે.

એક જુવાન બ્રાહ્મણ કંઈ જ ભણ્યો ન હતો, પણ પોતાના ગુજરાનને માટે બાબરાં વધારી અનુષ્ઠાન, જપ, પૂજા, પાઠ વગેરેથી વાણીઆ યજમાનોને ભમાવતો હતો. 'અક્કરમી વર, વહુ ઉપર શુરો' એ કેહેવત પ્રમાણે તે પોતાના ઘરમાં વર્તતો હતો. તે રોજ બૈરીને મારતો. પોતાના જોસમાં કંઈ આડું અવળું આઘું પાછું જોયા વગર બૈરીને કઠેકાણે ઉપર મારતો. ભોગે એવું બન્યું કે, તે બૈરીને પેટમાં ગાંઠ થઈ; ને પછી ગરીબ ઘર એટલે ખાવાપીવાની પૂરી તજવીજ નહીં તેથી તે નવી સાસરે આવેલી સ્ત્રીને પેટમાં ચુંકનો વ્યાધી ચાલ્યો. હવે એ રોગનું ઓસડ કર્યાને બદલે પોતે તથા આડોશી પાડોશી વગેરે તેને ભુત આવે છે, એમ સમજી ભૂત કાહાડવાના ઉપાય કામે લગાડવા મંડ્યા.

ભૂત, દેવીના પાઠથી ન્હાસી જાય છે એવું વળી મનાય છે. તે ઉપરથી તે મૂરખ બ્રાહ્મણે, બે બીજા મૂરખ (પણ પોતાના કર્તા જરા ભણેલા) બ્રાહ્મણોને કંઈ આપવું કરી તેડી આણ્યા. તે બ્રાહ્મણો લાંબાપોહોળા હતા; ને તેઓમાંના એકે પુષ્કળ દાહાડું વધાર્યું હતું તેથી તે ખરેખર બીહામણો દેખાતો હતો. હવે એ બ્રાહ્મણો પોથી લઇને બેઠા. બાઇને સામી બેસાડી, ને ઘીનો દીવો તથા ગુગળનો ધૂપ જારી કીધો. એ બાઈ આ મોટા સમારંભમાં માણસો જોઇને શરમાતી હતી ને દમ મારી મારીને ચુંકને દબાવતી હતી, પણ મોંડેથી બોલતી નહતી. પેલાઓએ ચંડીપાઠ કરવા માંડ્યા. તેમાં એક બ્રાહ્મણ જોરથી પાણીની છાંટ તે બાઇને મારતો ને બીજો મસ્તાની બોકડાના જેવો ધમકાવતી રીતે આંખના પીળા ડોળા ચઢાવીને બૂમ પાડી પાડી શ્લોક ભણતો. એક બીજાએ તેની લટ મજબુત પકડી હતી. તેનો વર, ગુગળનો ધૂપ તેની આંખ નાક ને મ્હોડામાં પરાણે ઘાલતો હતો. એ કારણથી પેલી ઘણી મુઝાઈ જતી ને મોહેડાને આઘું ખસેડતી. પણ પેલા દુષ્ટોએ જોર જુલમથી તેને પુષ્કળ ધુમાડો દીધો. એવામાં એક બ્રાહ્મણે પુછ્યું કે કેમ જઇશ? તારે તે બાઇએ કહ્યું કે હા; ને પછી કંઈ બોલી નહીં.

એ ઠેકાણે જુઓ બ્રાહ્મણની લુચ્ચાઈ. ભૂત નથી તેને ભૂત કીધું ને પેલીએ ગભરાટમાં ધુમાડો ખાવો ન ગમ્યો તેથી તથા લોકમાં ફજેતી થાય છે એ શરમથી, ને જાંહાંતાંહાં વેહેલો પાર આવે એમ સમજી હા, બોલી, તેને સહુએ ખરું કરી બેસાડ્યું કે ભૂત હતું તે ત્યારે બોલ્યું કે હા. આવી રીતના આડા સવાલ કોરટમાં પણ પુછવામાં આવે છે. તેથી વખતે ગભરાઈ ગયલા માણસને ઘણું નુકસાન ખમવું પડે છે. તે બૈરીને કોણ છે એમ સવાલ થતો ત્યારે તે કેહેતી કે હું ફલાણી છઉં; મને દુઃખ ન દો. કોઈ કેહેતા કે, આ વેળા તે કેવી ડાહી થઇને બેઠી છે. પણ ન વિચારતા કે તે, ઉપર બતાવેલાં કારણથી કળ મારતી હતી.

ધણાએક, બ્રાહ્મણોને કહ્યું કે આગળથી નક્કી કરો કે ભૂત છે ને પછી ઉપાયો કરો. ત્યારે તેઓ બોલ્યા કે 'પ્રવેશ વના શું અમથું છે?' ને પછી ચંડીકાનું ચાલ્યું નહીં, ત્યારે મરચાનો ધુમાડો ઠાંસીઠાંસીને તેના પેટમાં ઉતાર્યો. તે વેળા બાઇએ જે અકળામણ બતાવી છે તે જોઇને દયા આવી; તેમ પેલા બોકડા બ્રાહ્મણ ઉપર કેટલાકને એવું તો વેર આવ્યું કે, લાતે લાતે મારીને કાહાડી મુકીયે. હું તો ફલાણી, મને કાં હેરાન કરો છો, મને મારી નાખીરે, એમ તે બચારી બોલતી હતી. પણ સઘળા જ વેહેમી અને ભૂતપ્રવેશ છે એમ નક્કી કરીને બેઠા હતા, તેના કઠોર જડ દીલમાં પેલી અબળાની સાચી, પણ નિર્બળ વાણીથી કંઈ જ અસર થઈ નહીં. છેલ્લી વારે કાંસાની થાળી મંગાવી અને તેને એક માટલા ઉપર મુકી વેલણે વગાડી ને મોટો શોહોર કીધો. એક પાસથી એ શોહોર, બીજી પાસથી બોકડા બ્રાહ્મણનો શોહોર, ત્રીજી પાસથી લોકનો શોહોર, એ ત્રણના મળેલા શોહોરથી પેલીને ખૂબ ગભરાવી. મરચાં જારી રાખ્યાં. એક જણ વળી મારતો ગયો ને એક જણ ચોટલો ખેંચતો ગયો. તો પણ, ભૂત તો નીકળ્યું નહીં. પણ પેલી બૈરી અધમુઈ થઈ ગઈ. આખરે તેઓ થાકયા ને સઘળા ઉપાયો છોડી દીધા. બીજે દાહાડેથી દવા શરુ કીધી ને પછી કેટલેક દાહાડે તે બાઈ સારી થઈ. માટે આવા ભૂતના વેહેમ તથા તેથી થતા માઠા પરિણામો છે. કેટલેક પ્રસંગે ઘણા સારથી સ્ત્રીહત્યા પણ થાય છે.

બીજો દાખલો એ કે સુરતમાં એક સુતારની જુવાન સ્ત્રી ઘણી ભોળી અને કામી હતી. તેમાં વળી અધરણી નોતું આવ્યું, તેથી છોકરાની ભુખે છીનાળું કરતી હતી. પણ તેમાં સારી આવડત નોહોતી. ધણીથી ન ધરાતી ને ઘણા જણને મનમાં ધારતી તેથી તેનું દીલ રાત્રદિવસ નઠારા કામમાં અને છોકરાં આણવા તરફ રેહેતું હતું. એક સમે તે વિચારમાં ઉભી હતી, એટલામાં એકાએક પડી ગઈ ને મૂર્છાગત થઈ. લોક મળી ગયા ને ભૂત છે, ભૂત છે એમ ઠેરવ્યું. અને તો એની બેહેન નડે છે, એ રીતે સગાં બોલવા લાગ્યાં. મૂર્છા લગાર વળી કે ભૂતનાં વેહેમ તેના દીલમાં આસપાસના લોકથી ભરાઈ ગયાં, એટલે તે પાછી વધારે માંદી થઈ. શરીરમાં જે રોગ હોય છે તે કંઈ ભૂતના ઉપાયથી જતો નથી. વાસ્તે ઘણો વખત થયો તેથી રોગ વધી ગયો. ને તેમ તેમ ભૂત કપરું ને બેરડું છે એમ મનાવવા માંડ્યું. આખરે મરચાં દીધાં તો પણ વળ્યું નહીં ને પછી આખરે વૈદને ઓસડે તે સારી થઈ. ઘણા જ વિચારમાં સદૈવ રહ્યાથી લોહીના માથામાં એકાએક જમાવ થાય છે ને તેથી ઘણી એક વખત મોત પણ થાય છે.

એ તો બે દાખલા છે, પણ એવા જ સઘળા જાણવા. માટે અજ્ઞાની લોકોને અમે વિનંતી કરીયે છૈયે કે, તેઓએ ભૂતના વેહેમથી સાવધ રેહેતાં જવું. ભૂત જેવી વસ્તુ દુનીઆમાં છે જ નહીં, એમ નક્કી કરી માનવું.

---

## ૨૩. જગલીલાભ્યાસ.

પ્રભુનાં કામ જોવાં, તેની શક્તિનો વિચાર કરવો, અને સઘળે ઠેકાણે તેનાં ડાહાપણ અને કૃપાનાં વખાણ કરવાં, એ વાતનો અભ્યાસ બીજા સઘળા અભ્યાસથી ઉત્તમ સમજવો. એ અભ્યાસ કરવાને આ પૃથ્વી ઉપર માણસ સિવાય બીજી કોઈ વસ્તુ નથી. તો પણ આપણે અધુરા છૈયે. ભાષા, શબ્દશાસ્ત્ર, ઇતિહાસ, પ્રાચીનવાર્ત્તા એનાજ અભ્યાસથી ધરાઈ જઇયે છૈયે ને જગતમાં ઇશ્વરે જે લીલા કીધી છે તેના ઇતિહાસ અને તેની સમજણ વિષે ઘણા બેફિકર રહિયે છૈયે. એ આપણી મોટી ભૂલ છે. એમ નહીં કે બીજી વિદ્યા ન ભણવી; પણ જેમ બીજી ઉપર ધ્યાન આપવમાં આવે છે, તેમ આ વિદ્યા ઉપર પણ આપવું, એ વિદ્યાના જ્ઞાનના ખાજાંની લ્હેજત જુદી જ છે. એથી મનને જે આનંદ અને સંતોષ થાય છે તેવો બીજીથી નથી થતો. આપણે રાત્રે આશ્વિન મહિનામાં ગરબા જોવાને નિકળીએ છૈયે ને ઠેકાણે ઠેકાણે હાંડી તખતા, માણસનાં ટોળાં જોઈ ગાયન સાંભળી પછી ફરતા ફરતા દરિઆ કાંઠે ચંદનીની સેલ લેવા જઇએ છૈયે તો ખરેખર કહું છું કે જોયલી મઝાથી નવી મઝા જુદી જ પડી જાય છે ને ગોંગાટને બદલે ગંભીરતા દેખાય છે. પાણી પહાડ ખેતર આકાશ ચંદની એઓ, મનને નિર્મળ આનંદથી ભરે છે. હવે એવી વાતો જોયાથી આટલી ખુશી થાય છે તો એના નિયમો, એથી સૃષ્ટીને શા લાભ થાય છે, તેનો બનાવનાર આહાહા કેવો ચતુર હશે એ વાત જાણ્યાથી મનને વધારે આનંદ ન ઉપજે? અલબત ઉપજે જ. તરેહ તરેહના ભાજીપાલા, જાનવરો, પૃથ્વીના પડો, માણસજાત, તેઓનો માંહોમાંહેનો સંબંધ અથવા એકબીજાને એકબીજાથી થતાં સુખ દુઃખ વગેરેની જાણ કંઈ થોડા ફાયદાની ન કેહેવાય. સઘળી વિદ્યાનું મૂળ તો જગત છે. ત્યારે તેનો અભ્યાસ છોડી દઈ વેહેવારશાસ્ત્ર, જે જગતના નીમ જોવાથી બનેલું છે તેને જ વળગી રેહેવું એ કંઈ દુરસ્ત નહીં. કવિ અને ચિતારા ઉત્તમ પંક્તીએ ક્હારે બેઠા જાણવા કે જ્યારે તેઓ જગતલીલાનાં યથાસ્થિત વર્ણન કરે. લોકની રીતભાતનાં અને વ્યવહારી હુંનર કામનાં વખાણની તસવીર આપવી સેહેલી છે, પણ જગતલીલાનાં વર્ણન કરવાં ને તેને ચિતરવાં એ મોટું અઘરું કામ છે. ખરેખરી બુદ્ધિવના, ખરેખરી ઉંડી નજર વના, ખરેખરા લક્ષ વના, ખરેખરા અનુભવ વના, અને ખરેખરા સારા અભ્યાસ વના એ વાત સિદ્ધ થાતી નથી. જમીનપરના જાનવરો, પાણી માંહેના જાનવરો અને આકાશે ઉડનારા જાનવરોનો ઇતિહાસ લખવામાં પણ ઉપર પ્રમાણે સાહિત્યો જોઇયેછ. ટુંકામાં એ જ કહું છું કે, સંસાર મુકીને જંગલમાં જઈ વસાતું નથી, તેમ બીજી વિદ્યાઓ મુકીને એ જ વિદ્યા બેડાતી નથી; કેમકે એમ થયેથી ઇશ્વરીનિયમ તુટે છે. તો પણ પ્રસંગે કેટલાએક જેઓની એ કામમાં બુદ્ધિ દોડે છે, તેઓએ જગલીલાભ્યાસ કરવાસારુ પોતાનાં મનનું વલણ કરવું.

---

## ૨૪. શીઘ્ર કવિતા.

પ્રસંગ આવ્યો કે તરત તે જ વેળા કવિતા કરી ભણી દેખાડવી તેને શીઘ્ર કવિતા કેહે છે. એ કામ અઘરું છે. અલબત અભ્યાસથી સઘળું સેહેલું થાય છે, તોપણ પ્રસંગે સુઝે એવી તરતની તરત વિચારવાળી કવિતા કરવી, એમાં સ્વાભાવિક બુદ્ધિબળ જોઇએ ખરું, ને એવી કવિતાને મોટું માન ઘટે છે. પ્રસંગ આવ્યો ને અભ્યાસને લીધે કવિતા તો કીધી ને મૂર્ખ લોક તો રિઝ્યા, પણ તેમાં કંઈ વિચાર ન આવ્યો, ત્યારે તે કંઈ બુદ્ધિબળ ન કેહેવાય. અભ્યાસ બળ કેહેવાય. પિંગળપ્રવેશમાં એક ઠેકાણે લખ્યું છે કે,

"અભ્યાસથી સરળ છંદ રચે અનાડી,"
"અર્થોવના નહિજ સાચ કવી ખિલાડી."

અર્થવાળી શીઘ્ર કવિતાના દાખલા, જે જે ભાષામાં કવિતાવિષય ઘણો ખેડાચલો હોય છે, તે તે ભાષામાં પુષ્કળ મળી આવે છે. આ દેશમાં સંસ્કૃત અને ગ્વાલી ભાષામાં એવા ઘણા દાખલાઓ છે. પણ તેમાં વેળાએ એવું પણ બને છે કે કેટલાએક આગળથી કવિતા કરી રાખે છે ને પછી તેવોજ પ્રસંગ આવ્યો કે આગળથી મોહોડાની આકૃતિ ઉપરથી એમ દેખાડે છે કે, હમે નવી કવિતા યોજીયે છૈયે ને પછી તરતજ જોસ્સામાં બોલી ઉઠે છે ને લોકને છેતરી ખોટી રીતે માન મેળવે છે. બીજી રીત એવી છે કે કેટલાએક (જુવાન વિદ્યાર્થીઓ શરમ તથા બેઆબરુની બીહીકને લીધે ઘણું કરીને) પોતાની કવિતા વખણાય, તેને સારુ પ્રાચીન થઈ ગયલા કવિની કીધેલી છે એવી રીતે ચલાવે છે.

એવી કવિતા કરવાસારુ ઘણા ગ્રંથો જોવા જોઇયે ને અમુક છંદોનો વધારે માહાવરો જોઇયે. ઘણા ખરાઓને માલૂમ જ છે કે, ભાટ ચારણ લોકો, કુંડળિયા, છપ્પા અને કવિત એ ત્રણ છંદોમાં જ બોલવાનો પુષ્કળ અભ્યાસ રાખે છે. સંસ્કૃત ભાષામાં અનુષ્ટુપ, ઈંદ્રવજ્રા અને શાર્દુલવિક્રીડિત એ, એ કામમાં સાધારણ છે. માત્રા છંદ બનાવવા સેહેલા છે, પણ અક્ષર છંદ બનાવવા મુસ્કેલ છે. કેટલાએક ગવૈયાઓ ને હરદાસબાવાઓ પણ શીઘ્ર કવિતા કરે છે. ગવૈયાઓ રાગમાં કોઈ પણ નવી વાત મુકી શકે છે. તેને કંઈ પિંગળછંદની જરૂર નથી ને એવી રીતના ગવૈયાકવિઓ બ્રીજ ભાષામાં સુરદાસ કૃષ્ણદાસ વગેરે વગેરે ઘણા થઇ ગયા છે.

'ઇંગ્લંડમાં કોઈએક શેહેરમાં એક સમે એક ઠેકાણે ૫૦ વિદ્વાનો જમવાને ભેગા થયા હતા ને ત્યાહાં જેમ અહિં કેટલાએક બ્રાહ્મણોમાં જમતાં જમતાં શ્લોક બોલવાની ચાલ છે, તેમ ત્યાંહાં અકેક જણે કંઈ રસુઝ કરતું નકલ વગેરેનું ભાષણ કરવું એવું ચાલતું હતું તેવામાં, થીઓડોર હૂકનો વારો આવ્યો. તે તે વખત એવી રીતની કવિતા બનાવી ગાતો હતો કે, તેના ત્રીજા ચરણમાં મંડળી-

માંના એક શખસનું નામ આવતું ને ચોથા ચરણમાં છેડે એવો તો શબ્દ મુકતો કે સહુને ખડખડાટ હસવું આવ્યા વગર રેહેતું નહી. એ રીતે તેણે તે ૫૦ વિદ્વાનોને તથા ઘરનાં માણસોને પોતાની નકલની આંટીમાં લીધા હતા,—કોઇને છોડ્યા નોહોતા.—ને નજીવી વસ્તુને પણ રસવાળી કરી મુકી હતી. એ કવિતામાં કેટલીએક, તેનું બુદ્ધીબળ બતાવે તેવી પણ હતી.'

'કાળીદાસને વિષે નીચે પ્રમાણે કેહેવાય છે. એક સમે કાળીદાસ પંડિતની સ્રીના કોઈ સગો પોતાની બૈરીનાં મેહેણાં સાંભળીને કાળીદાસની પાસે આવ્યો. કાળીદાસે તેને પુછ્યું કે, મહારાજ, કંઈ ભણ્યા છો? ત્યારે તેણે બાપ–ભણ્યાતા, આ કેહેવતના જેવો કંઈ જવાબ દીધો. પછી તેને કંઈ અભ્યાસ કરાવ્યા પછી ત્રિપીડા પરેસ્તુ એ આશિષ વચન શિખવ્યું. તે પેલા પરોણાએ ગોખી ગોખીને તૈયાર કીધું. કાળીદાસે તે આશિષવચન સંબંધી પચાસએક શ્લોક જોડી રાખ્યા. પોતાને ઘેર આવેલા પોપટપંડિત વિષે ભોજરાજાને કહ્યું કે, મારે ઘેર મોટા પંડિત આવ્યા છે તેનો તમારે સારો સત્કાર કરવો. રાજાએ કહ્યું ઠીક છે. પછી એક ચોખ્ખે દિવસે તે પરોણા બ્રાહ્મણને નાળીએર આપીને કાળીદાસે કહ્યું કે, આ નાળીએર ભોજરાજાને આપજે ને ઉપલું આશિષવચન ભણજે. એવું શાસ્ત્ર છે કે દેવમંદિરમાં અથવા રાજમંદિરમાં કંઈ પણ ભેટ લીધા વગર જવું નહીં. ભણાવ્યા પ્રમાણે પેલો મૂર્ખ પંડિત શાલ ઓઢી હાથમાં નાળીએર લઇને રાજસભામાં ગયો; ત્યાંહાં હજાર બે હજાર પંડિતોની સભાનું તે જ જોઇને પેલાએ તો થરથર કાંપવા માંડ્યું. આંખની ઇસારતે બોલાવે, પણ તે સમજે નહીં. રાજાએ જાણ્યું કે મોટા પંડિત શરમાય છે ને એમ સમજી સિંહાસન ઉપરથી સામાં મળવા ગયા. એવામાં પેલો પણ ધીમે ધીમે આવી પોંતો; ને બન્નેની ભેટ થઈ. ને બ્રાહ્મણે નાળીએર મુકી દીધું તે રાજાએ ઝીલી લીધું. પણ ત્રિ પીડા પરેસ્તુ એટલે ત્રણ પીડા બીજાને થાઓ (તમને ન થાઓ) એમ કેહેવાને ઠેકાણે ત્રિ પીડાસ્તુ એટલે ત્રણ પીડા તમને થાઓ એમ તેનાથી બોલાઈ ગયું. તે સાંભળી રાજા ને સર્વ પંડિતો વિસ્મય થયા કે, આવી રીતનું આશિષવચ સાંભળ્યામાં આવ્યું નથી; ને સઘળા ક્રોધાયમાન થઈ ગયા. કાળીદાસે પેલા બ્રાહ્મણને એક ખૂણામાં બેસાડ્યો ને પછી પોતે ચરચા ચલાવી. હવે કાળીદાસે જે ૫૦ શ્લોક જોડી રાખ્યા હતા તે નકામા થઈ પડ્યા ને પોતાની આબરુ જશે તેથી તે મનની અંદર ઘણો ગુસ્સે થયો, પણ બની વાત તે કેમ મિથ્યા થાય! એ વાતની ચરચા ચાલે છે, એટલામાં પોતે કંઈ નવી યુક્તી શોધવા માંડી ને તરત જ શ્લોક ભણ્યો, તેથી વાહવા વાહવા થઈ રહી. તે શ્લોક આ છે કે—

आसने ब्रह्मपीडास्तु शिशुपीडास्तु भोजने ।
शय्यायां नारिपीडास्तु त्रिपीडास्तु दिनेदिने ॥ १ ॥

**અર્થ:**—આસન ઉપર બેઠા હો તે વેળા બ્રાહ્મણની પીડા થાઓ એટલે દાન ધર્મ કરો; ભોજનને સમે બાળકની પીડા થાઓ એટલે છોકરાંઓ કાલું કાલું બોલે ને વલવલ કરે તે મઝા જુઓ; અને બીછાનાને વિષે સ્ત્રીની પીડા થાઓ એટલે સ્ત્રી સાથે સુખ ભોગવો ને એ ત્રણ પીડા રોજરોજ થાઓ.

એ શ્લોકમાં ત્રણ વાત જેનો કંઈ જ પરસ્પર સંબંધ નથી, તે ત્રણ વાતોને ત્રણ ખુણાથી તરત શોધી એક શ્લોકમાં મુકવી એ કંઇ જેવું તેવું કામ નહી! આનું નામ તે શીઘ્ર કવિતા.

'વળી એક સમે ભોજરાજા અને કાળીદાસ સાથે ગામ બહાર ફરવા જતા હતા, તેવામાં કોઈ પક્ષી બોલ્યો તેનો ભણકારો "મૂર્ખ" એવો રાજાએ સાંભળ્યો. ત્યારે રાજાએ કાળીદાસને પુછ્યું કે આ પક્ષી મૂર્ખ મૂર્ખ કેહે છે, તે મૂર્ખ કોને કહેવો? ત્યારે કાળીદાસે થોડીવાર વિચારીને નવો શ્લોક ભણ્યો.

मूर्खो वर्षाप्रवासी सति पितरि गृहे नार्जिता येन विद्या
नानाधान्यौषधीनां सति धननिचये संग्रहो नास्ति गेहे ।
त्यक्त्वा जाय सुशीलां रतिसुखमकरोद् भृत्यपत्न्यां च दास्यां
वाण्या वैरावभाषी समयमतिजडो वक्ति राजन् खगोऽयम् ॥ १॥

**અર્થ:**—વરસાદના દાહાડામાં કાદવ કીચડ નદીનાળામાં તથા તોફાનમાં જે પ્રવાસ કરે છે તે મૂર્ખ; પોતાના ઘરમાં વિદ્યા છતાં એટલે ઘરમાં માબાપ ભાઈ વગેરે ભણેલ છે, તોપણ જે વિદ્યાભ્યાસ નથી કરતો તે મૂર્ખ; ધન પુષ્કળ છતાં જે નાના પ્રકારના ધાન્ય ને ઔષધી એટલે સુખ ભોગવવાની વસ્તુઓનો સંગ્રહ નથી કરતો તે મૂર્ખ; સારા સ્વભાવની પોતાની સ્ત્રીને છોડીને સેવકની સ્ત્રીસાથે અથવા દાસીસાથે વ્યભિચાર કરે છે તે મૂર્ખ; જેની વાણી કડવી વેરવાળી છે તે મૂર્ખ; ને જે સમયે જે કેહેવું જોઈએ તે સમે તે જેને કંઇજ સૂઝતું નથી તે મૂર્ખ; એટલા જણ મૂર્ખ જાણવા. હે રાજા! એ પ્રમાણે આ પક્ષી બોલે છે.

'પુનામાં એક વખત કોઈ હરદાસે કોઈ સરદારને ત્યાંહાં હરિકીર્તનમાં ક્રોધમાં સરદારોની સામું જોઇને ગાયું કે "तुमची आइची मी" એટલે "તમારી માની હું!" આ સાંભળીને સઘળા સભામાં બેસનારા ગૃહસ્થ ચીડાઈ ગયા ને જેમ જેમ પેલો બે ત્રણવાર ઉથલાવીને બોલ્યો તેમ તેમ તેઓ ઘણા જ ચીડાઇ ગયા. પણ પછી ગાયું કે "करीन चाकरी खाईन भाकरी" ચાકરી કરીશ, ભાકરી ખાઇશ તેથી સર્વ પ્રસન્ન થઈ ગયા ને હરદાસને મોટો સરપાવ આપ્યો.' એ પ્રમાણે કાવ્ય ને સાહિત્યશાસ્ત્રની આનંદકારક ઘણી કથાઓ છે, જે સાંભળ્યાથી તથા વાંચ્યાથી બુદ્ધિ તથા ચાતુરીનો આનંદપૂર્વક આપણામાં ઉમેરો થાય છે.

## ૨૫. ગાથા વિષે.

ગાથા અથવા વારતા (novels), સર્વ પંક્તીનાં ન્હાનાં મોટાં સ્ત્રીપુરુષને જ્ઞાન આપવામાં ઘણી ઉપયોગી છે. બીજી સઘળી બાબદો કર્તાં સંસારી અને નીતિની બાબદમાં જ્ઞાન આપવાને તો વારતાઓ ઘણી જ સરસ અને રામબાણ ઉપાયો છે. ભણવા લખવાનું બે રીતનું જાણવું:—હલકું અને ભારી અથવા છાછર અને ઉંડું. શાસ્ત્રીય બાબદોનું શાસ્ત્રીય રીતે ભણવું લખવું તે ભારી જાણવું અને સાધારણ બાબદનું સેહેલી રીતે ભણવું લખવું તે હલકું જાણવું. ભારી બાબદમાં થોડાં જણ સારીપેઠે માથું ઘાલી શકે છે, પણ હલકી બાબદમાં કોઈ પણ થોડી સમજણનું આદમી સેહેલથી સારીપેઠે મન ઘાલી રમે છે. નાટક અને ગાથા એ બે માણસનાં રસજ્ઞાનને (taste) સુધારવાને ઘણાં જ જરુરનાં સાધન છે. એ બેને સારીપેઠે ખેડ્યાથી દેશની હાલત ઘણી સુધરી ગઇ છે. જે જે દેશો સુધરેલા કેહેવાય છે તે તે દેશોમાં એ બે વાત છે. પ્રાચીન કાળમાં આ દેશમાં પણ હતી. પણ આપણી પ્રાકૃત ગુજરાતી ભાષામાં નથી જ; માટે આપણે જે સંસારી અને નીતિ સુધારાવટમાં બીજા દેશના લોક કર્તાં નીચે દરજ્જે પડેલા છૈયે, તેને તો ઉપલી બે વાતો જરુર ખેડવી જોઇયે.

આપણામાં જે ભવાઈ થાય છે તેમાં ઘણો જ સુધારો કરવો લાએક છે. વળી તેમાંનો કંઈ સાર લઈ નવા ગ્રંથ કરનારાઓએ સંસ્કૃત અને અંગરેજી નાટકોનાં ભાષાંતર કરી અથવા નવાં યોજી કાહાડી નાટકશાળામાં તેમને અમલમાં આણી બતાવવાં. હાલમાં મુંબઈ મધ્યે દક્ષણી લોકોએ સારી તજવીજ કરવા માંડી છે. તેમ ગુજરાતીઓમાં સુધરેલી રીતના નાટકખેલ થવા જોઇયે. જે જે વાતની આપણા લોકમાં ખોડ છે તેને અને તેથી જે મહાભારત નુકસાન થાય છે તેને અસર કરતી રીતે બતાવી જોનારના મનમાં રસ ઉપજાવવો, એ વિદ્વાનનું હાલના સમામાં પેહેલું કામ છે.

વારતાઓથી અસર ઘણી છે. એથી નઠારા પરિણામ નિકળી આવે તોપણ ઘણા જ ઉપયોગી કામમાં આણી શકાય તેવી છે. ગાથાઓ જીંદગી તથા સંસારી રીતભાતનું બરાબર ચીતાર આપે છે અને મનના જે ભાવ (passions) તે પૂરા છે કે અધુરા કે ખોડવાળા છે એ તે શોધી બતાવે છે. જુદા જુદા દેશના લોકોમાં જે ડાહ્યા વિદ્વાન થઈ ગયા છે, તેઓએ પણ જ્ઞાનનો ફેલાવો કરવામાં જોડી કાહાડેલી વાતોની સારી ભલામણ કરી છે. સંસારી કામકાજ માણસનાં મનને ગમત કરવાને બસ નથી; કંઈ પણ તેણે પોતાનું નવું બનાવી (સારું ન આવડે તો નઠારાથી પણ) ખુશી થવું એવી ઇશ્વરની મરજી હોય એવું કંઈ છે.

વિદ્વાનોએ નઠારી રસમોને કલ્પિત (જોડી કહાડેલી) વાતો લોકની રુચી પ્રમાણે અને જેમ તેઓ સેહેલાઈથી લઈ શકે તેવી રીતે ભભકમાં લખી તેમ-નામાં રસ ઉપજાવવો. માણસ બે પ્રકારનું હોય છે—શઠ અને કોમળ. શઠ

એટલે જેને કોઈ પણ વાત સારી અથવા નરસી દીલમાં લાગતી નથી તે; અને કોમળ એટલે જેના હઈયામાં કોઈ પણ સારી નરસી વાત (સમજ્યા પછી) પેવસ થઈને અસર કરે છે તે. આપણા ગુજરાતીઓ કોમળ નથી, પણ શઠ છે. એમ કેમ? તો જુઓ—વાણીઆ મરદો ઘણા ખરા વેપારની ધુંદમાં લાગેલા છે; બ્રાહ્મણો ગોર રૂપે તેઓને ધૂતવામાં જબરા મંડેલા છે, અને કણબી વગેરે મેહેનતુ લોકો પોતાની મેહેનતમાં ગીરફ્તાર છે; અને બૈરાંઓ વિદ્યા વનાનાં છે. આપણા લોકોમાં વિદ્યા નથી અને વળી તેઓ કોઈ બીજે દેશ જતા નથી. હવે તેઓની આંખો શી રીતે ઉઘડે? રે પાસે વિદ્વાન પડોસી પણ નથી કે સોબતે અસર આવે. જે કંઈ રસજ્ઞાન થોડુંએક જોવામાં આવે છે તે મુખ્ય શેહેરોમાં. આ ઠેકાણે ઘણીએક જાતના લોકો અને તેઓની રીતભાત જોવામાં આવે છે. વળી અંગરેજી ભણેલ જુવાનો પુસ્તકો વાંચીને તથા અંગરેજો જોડે પ્રસંગ પાડીને કેટલીએક સારી વાત લેતા જાય છે. પણ એટલાથી સઘળી ગુજરાતી કોમ સુધરવી મુશ્કેલ છે, ને એને માટે ગ્રંથકરનારાઓએ નાના પ્રકારની વારતાઓ જોડી, તેમાં નાના પ્રકારના રસ દાખલ કરી, લોકના વાંચવામાં મુકવી. સઘળે ઠેકાણે વિદ્યાશાળા, નાટકશાળા, વૈદ્યશાળા, સંગ્રહશાળા, હુંનરનાં કારખાનાં કંઈ હાલ છે નહીં ને એ જોવાને સહુથી બને પણ નહીં. સ્ત્રીઓથી તો હાલમાં હરગીસ બનનાર જ નહીં, માટે મારી નજરમાં (ઘણીવાર પુનરુક્તિ થઈ છે તોપણ) એ જ જરુરતું લાગે છે કે, જુદા જુદા વિષયોની વારતા બનાવીને છાપી પ્રસિદ્ધ કરવી. જે દેશ સૂધરેલા છે તેમાં વારતાઓ ઘણી વંચાય છે ને તેથી ચાલચલણમાં ફેર પડે છે, તો મૂર્ખ દેશમાં તજવીજથી લખેલી વારતાઓથી સારો પરિણામ ન થાય? થાય જ. નિબંધોની ભાષા અને બાબત, ગાથાની ભાષા અને બાબત કર્તાં ઘણી જ સખત હોય છે. માટે ગાથાઓની ભાષા ઘણી સેહેલી અને બાબત ઘણી રસવાળી જોઇયે.

સામળદાસ કવિએ જે વારતાઓ લખેલી છે, તેની મતલબ ઘણી સારી છે. પણ દલગીર છઉં કે એ વારતાઓથી માણસના દીલમાં કંઇજ સારી અસર થઈ નથી. નઠારી અસર તો ઘણી જ થઈ છે. તે કવિ, લખવાની વારતા પસંદ કરવામાં અને તેને લખવાની રીતમાં ફસાઈ ગયલો માલમ પડે છે. સામળ કવિ વિષે આ ટાંણે મારો બોલવાનો વિચાર નથી, પણ જેટલું બોલું છું તે એમ દેખડાવવાને કે આપણામાં એ એક મોટો ગાથા લખનારો થઈ ગયો છે. વળી એણે કવિતામાં ગાથા લખી છે તેથી સઘળાથી તે વંચાતી નથી ને કદાપી વંચાતી હશે, તો સમજાતી નહીં હોય, ને સારી પેઠ સમજાઈ નહીં એટલે કવિની જે સારી મતલબ, તે લોકની જાણમાં આવવી કઠણ.

નવા જમાનાને માટે ગાથાઓ બનાવવી જરૂરની છે. તે ગદ્યમાં લખવી ને તેમાં ઠેકાણે ઠેકાણે કવિતાઓ મુકવી. તે બાબતો ઘણી ખરી એવી જોઇયે કે જેથી સ્ત્રીઓને બોધ થાય. સ્ત્રીનું રસજ્ઞાન વેહેલું નિર્મળ થવું જોઇયે.

વારતાઓ જોડી કાહાડવી, એ કંઈ સેહેલું કામ નથી; સઘળે ઠેકાણેથી તરેહ તરેહવાર બાબતો તરેહ તરેહવાર રીતે સંબંધમાં આણી, ધારેલો નીતિસાર ભભકમાં બતાવવો, એમાં સ્વાભાવિક મનશક્તિ જોઈયેછ ખરી. કામ સેહેલું છે, તેમ અઘરું પણ છે; કેમકે સ્ત્રીઓની વાત લખવામાં હદબહાર ગયાથી સઘળી ઇમારત તુટી પડે છે, માટે ગાથા લખવાની ઉમેદ રાખનારાઓએ ઘણી ખબરદારીથી કામ કરવું. એવા ગ્રંથો લખ્યાથી કંઇ થોડું માન નથી.

---

## ૨૬. ગાથા વિષે ચરચા પત્ર.

પ્યારા અધિપતિ,

સપટેમ્બરના 'જ્ઞાનદીપકમાં' જે પેહેલી બાબદ અંગરેજી તથા ગુજરાતીમાં છપાયલી છે, તે વિશે તે ચોપાનિયાના અધિપતિ ચરચાપત્રીએ જે વાધ માર્યો છે, તથા પોતાના વર્ગીયોના વાહાલા થવાનો માર્ગ જોયો છે અને તમારા બુ૦ વ૦ ગ્રંથનું માન ઘટાડવાસારુ તેના ઉપર આળ મુકી 'જ્ઞાનદીપક'નું માન વધારવાને ઇચ્છે છે, તે સઘળી બાબત વિષે હું નીચે પ્રમાણે બોલવાની રજા લઉંછું

૧. 'જ્ઞાનદીપક'નો ચરચાપત્રી કેહે છે કે, જે સાધનથી જ્ઞાનનો ફેલાવો થાય છે અને લોકો સમરે છે, તે સાધન જોવાને હું ખુશી છઉં; પણ જુનના બુ૦ વ૦ માં એક બે બાબત એવી છે કે, જેથી જ્ઞાનનો ફેલાવો નહી થાય અને લોકો નહીં સમરે.

તે બે બાબદ વિષે જેવો તેનો વિચાર છે તેવો સઘળાનો નહીં હોય અને સમજતાનો તો નથી જ. નીચે લખેલા ખુલાસા ઉપરથી વાંચનારા સમજશેજ કે, તે બે બાબદો લોકને ફાયદો કરનારી છે.

૨. તે કેહે છે કે "ગાથા તથા વાર્ત્તાનો અર્થ અંગરેજીમાં જેને નોવેલ્સ કરીને કેહે છે તેવો બતાવે છે! આ વાતનો લખનાર તો કોઈ કેવળ નિશાળિયો અથવા તેના જેવો જ કોઈ કાચો લખનાર હોય એવું દેખાય છે. તોપણ ઢપ તે એવી બતાવે છે કે, હું મોટા મોટા ગ્રંથ કર્ત્તાઓથી પણ વધારે શાહાણો તો ખરો અને મારી સામાં વિલસન તથા મોલ્સ્વર્થ તથા ક્યેનડી જેવા સંસ્કૃત તથા મરાઠી ભાષાઓમાં કોશકર્ત્તાઓની કંઈ પણ વિશાત નથી. કેમકે તે ગ્રંથકર્ત્તાઓ તો બિચારા (Honest) સાફ બતાવે છે કે વાર્ત્તા એટલે તો જે બનાવ બરાબર બન્યો જ હોય તેની ખબર; અને જો એણે કોઈ પણ અંગરેજી ડિકશનેરીમાં શોધ્યું હોત તો તેને સાફ મળત કે નોવેલ એટલે કલ્પનાથી જોડી કાડેલી બનાવટ અથવા કલ્પિત વાત જે કદી જ ન બનેલી તે."

આટલું પાંડિત્ય ખોટી રીતે તેણે વાર્ત્તા શબ્દ ઉપર કીધું છે. પોતાની તરફના ભાષાજ્ઞાન ઉપરથી કીધું હોત તો તેને માન જેવું હતું, પણ બીજા વિદ્વા-

નોએ આમ કીધું છે એમ કહી (જુઠી રીતે તે બચારાને સપડાવ્યા છે). બીજાની વાતને જુઠી પાડે છે તેથી તેની પાસે પોતાનો વિચાર છે જ નહીં અથવા તે પોપટપંડિત છે. પોતાની કલ્પનાને મજબૂત ટેકણ આપવા સારુ અને મોટા મોટા ગ્રંથ વાંચ્યા છે એમ દેખાડવાસારુ અને કાચા નિશાળિયાને પોતાની શિક્ષકરૂપી પતરાજ બતાવવા સારુ, તે, બીજા વિદ્વાનોનાં પ્રમાણ (authority) આપે છે. તેની જુઠી કલ્પના પ્રમાણે મેં વાર્તાનો અર્થ ન કીધો, તે ઉપર તેણે આટલી લીટી, ઉપર પ્રમાણે ભરી એ જ ઉપરથી જણાય છે કે, તે કોઈ ગુજરાતી ભાષા સમજવાનું મોટું અભિમાન ધરાવે છે. તે અભિમાનની સાથે તેણે School boy or some one not more advanced નિશાળિઓ અને કાચો લખનાર આવા શબ્દ વાપર્યા છે. આ શબ્દ વાપર્યા છે તેવો જ હું છું, હું વિદ્વાન નથી, ભણેલો વિદ્યાર્થી નથી, પણ ભણતો વિદ્યાર્થી છું. પણ ખરું પુછાવો તો વાર્તા શબ્દોનો અર્થ જેવો કોઈ દશ વરસનો નિશાળે ન જતો ગુજરાતી છોકરો જાણે છે, તેટલો મારો પોપટપંડિત ચરચાપત્રી જાણતો નથી. મેં કોઈ ઠેકાણે અભિમાન ન કર્યા છતાં ફક્ત વાતનો અર્થ એના વિચાર પ્રમાણે ન કીધો, તેથી તે મને અભિમાની અને વિદ્વાનો કર્તા ડાહ્યો થવાનો દોષ મુકે છે. તે વિદ્વાનોની આગળ હું પામર છઉં જ, તેમને કંઈ કડવો સુકન કહ્યો નથી ને કેહનાર નથી. તેઓ ચરચાપત્રાંની પેઠે એક બાજુ જોનાર નથી. ચરચાપત્રીએ, પોતાની કલ્પનાને મજબુતી મળે તેને સારુ વિદ્વાનોના લખવાને ન સમજી અધુરો ઘડો ઘણો છલકાય તે પ્રમાણે અંગરેજી કાબેલીયેત ભભકાભરેલી પણ પોલી ઇબારતથી સણગારી બતાવી છે.

ચરચાપત્રીને ગુજરાતી ભાષાનું (જો કે તે અભિમાન રાખે છે તો પણ) જ્ઞાન મેળવવાને હજી વાર છે. પારસી, દક્ષણી, અંગરેજ ગમે તેટલા વિદ્વાન હોય, પણ જો તેઓ ગુજરાતી ભાષા સંપૂર્ણ સમજવાનું ડોળ બતાવે તો તેમાં તેઓ જીતી ન જાય. મી. કયેનૂર્ડાએ ઘણું જ્ઞાન મેળવ્યું, તોપણ તે મરેઠીમાં ધૂમકેતુના અધિપતિ ભાઉમાહાજન જેવો ન કેહેવાય. 'જ્ઞાનદીપકનો' ચરચાપત્રી કોઈ હિંદુ ગુજરાતી હોત તો આટલું ખોટું પાંડિત્ય ન કરત. પણ હવે વાર્તા શબ્દના અર્થવિષે.

ગુજરાતી ભાષામાં, ખરી બનેલી વિગતને વાર્તા કેહે છે, તેમ ખોટી બનાવેલી જોડેલીને પણ વાર્તા કેહે છે. વાર્તા ખરી પણ હોય ને કલ્પિત પણ હોય. ચરચાપત્રીના કહ્યા મુજબ વાર્તાનો અર્થ માત્ર ખરી બનેલી જ એટલો જ હોત તો તેને સાચી જુઠી એવા વિશેષણો લગાડવાનું શું પ્રયોજન? શામાટે કેહેવું કે તમારી વાત ખોટી છે, ને મારી વાત ખરી છે. વાર્તા એ સાધારણ શબ્દ છે, એ બનેલી હોય અથવા કલ્પિત હોય. ઇસ્પનીતિ, પંચોપાખ્યાન, ડાડસલી વગેરેની બાબદો વાર્તા નામે ઓળખાય છે. તારે શું તેમને ખરી બનેલી સમજવી?

વાર્તાનો સાધારણ અર્થ આવો છે એટલે વાર્તા જુઠી પણ હોય ને સાચી પણ હોય. પણ કેટલેક ઠેકાણે (રે ઘણેક) ને જે ઠેકાણે મેં વાપર્યો છે ત્યાંહ

વાર્ત્તાનો અર્થ એક જ છે—વાર્ત્તા એટલે જોડી કાડેલી કલ્પિત ખોટી વાર્ત્તા. અધિપતિ! આપણામાં ન્હાના બાળકોને તેઓના માબાપો રોતાં રાખવાને અથવા રમાડવામાં વાતો કેહે છે તે શું ખરી બનેલી હોય છે? વળી આપણા લોકને મોડેથી રોજ સાંભળીયે છૈયે કે, ચાલો પદ્દમાવતી, ગુલબકાવલી, મેનાપોપટની વાત વંચાય છે તાંહાં સાંભળવા જઇયે. શું આ ચોપડિયોમાંની લખેલી વાત ખરેખરી બનેલી છે? ના, ના. ગુજરાતી ભાષામાં વાર્ત્તા શબ્દથી જોડી કાડેલી જ વાત. એ જ અર્થમાં તે ઘણે ઠેકાણે વપરાય છે ને જાંહાં સાચી હોય છે તાંહાં સાચી વાર્ત્તા એમ બોલાય છે. આપણી ભાષામાં જે જે કલ્પિત જોડી કાહાડેલાં ભાષણ, લખાણ છે તે વાર્ત્તા અથવા ગાથા નામે ઓળખાય છે. ગુજરાતી ભાષામાં સર્વ લોક જે સમજમાં વાપરે છે, તે સમજમાં મેં—ગુજરાતીએ વાર્ત્તા શબ્દ વાપર્યો ને તેનો ખરો અંગરેજી શબ્દ નોવેલ લખ્યો (કેમકે હું જાણતો જ હતો કે ચરચાપત્રી અધિપતિ સરખા પણ કેટલાએક હશે!) તેને સારુ ડકશનેરી મોહે કરનાર ગુજરાતી ભાષાશૂન્ય એવા ચરચાપત્રી–અધિપતીના આટલા સુકન ગેરવાજબી રીતે મારે સાંભળવા પડ્યા; હોય, જે ચરચાપત્રી અધિપતીએ અંગરેજી ગુજરાતી વગેરેનો પાર લીધો છે, તે તો ઉપર પ્રમાણે ધમકાવે જ!

સંસ્કૃત અને મરેઠીમાં પણ વાર્ત્તા એટલે સાચી અને જુઠી, એ જ પ્રમાણે અર્થ થાય છે. જે પુસ્તકો ચરચાપત્રી પ્રમાણમાં બતાવે છે તે પુસ્તકો વાર્ત્તા શબ્દ લખવાને મારે જોવાં પડ્યાં જ નોતાં, પણ જ્યારે આ પ્રસંગ આવ્યો ત્યારે મેં જોયાં ને ખાતરી કરી લીધી કે મેં બરાબર જ અર્થ કીધો છે ને ચરચાપત્રી અધિપતીની સમજમાં કંઈ ફેર છે.

બોમ્બે નેટીવ એડ્યુકેશન સોસાયટીના આસરા તળે જગન્નાથ આદિ લઈ સાત નામાંકિત શાસ્ત્રીઓની વિદ્યા અને સંમતિથી તૈયાર થયલા મરેઠી કોશનાં બે પુસ્તક છે; તેમાંના બીજામાં વાર્ત્તાનો અર્થ તેણે જોવો. વળી વિલસને પણ બે અર્થ કીધા છે, પણ તેમાંનો એક ચરચાપત્રીએ પોતાની કલ્પનાને મળતો આવ્યો એવો જે News, intelligence એ લઈ લીધો, પણ બીજો અર્થ rumour લખ્યો છે તેના ઉપર ધ્યાન જ ન આપ્યું ને rumour નો અર્થ કયેનૂડી લોકવાર્ત્તા, જનવાર્ત્તા એવો કરે છે. ચરચાપત્રીની મરજી હોય તો જુઓ વીલસનની સંસ્કૃત ને અંગ્રેજી ડિકશનેરી આ૦ પે૦ પૃષ્ઠ. ૭૯૮. અને કન્યેડીની અંગરેજી ને મરાઠી ડિકશનેરી પૃષ્ઠ. ૬૩૮. વળી આ બીજા પુસ્તકમાં નોવેલનો અર્થ કથા, આખ્યાન કરે છે, ત્યારે શું કથા તે ખોટી જ હોય? કથા ખરી પણ હોય ને ખોટી પણ હોય. પણ વિશેષ અર્થમાં કથા તે ખોટી જ એવો પણ અર્થ થાય છે. તેમ જ વાર્ત્તાવિષે સમજવું. હવે એ વાત બંધ રાખતી વખત કહું છું કે, ચરચાપત્રી અધિપતીએ સુકા ભભકામાં ને આવેશી શૌર્યમાં (જન્મના નહીં) વાઘને તલવાર માર્યાને બદલે છાણમાં તલવાર મારી છે.

૩. ચરચાપત્રી અધિપતિ લખે છે કે, "જો કે એવી કલ્પિત વાતો ભરેલાં પુસ્તકો અંગ્રેજીમાં તથા સર્વ સુધરેલી ભાષાઓમાં "માત્ર મોજ" આપવા લાયકનાં સમજવામાં આવે છે, તોપણ આ છોકરો તો પોતાની અગાઉના આવેલા સર્વ કર્ત્તા શાણા ખરા, પછી તેઓ શું સરકાર, કે શું શિક્ષકો, કે શું પાદરીઓ, શું અધિપતીઓ હોય"

વાર્ત્તા, "માત્ર મોજ" નથી આપતી, પણ મોજની સાથે બોધ પણ કરે છે. ડિકન્સ, થાકરે, વાલ્ટસ્કોટ, ને ગોલ્ડસ્મિથ વગેરે ગ્રંથકર્ત્તાઓએ લોકની સંસારિક અને નીતિઉપર કેટલી બધી અસર કરી છે તે ચરચાપત્રી અધિપતિ કેમ ભુલી જાય છે? કેટલાંએક સંસ્કૃત નાટકો અને કાવ્યો કેવાં ઉપયોગી (સંસ્કૃત ભણેલાને નહીં, પણ વિદ્વાન અંગ્રેજોને પણ) થઈ પડ્યાં છે? અધિપતિ, મને માઠું લાગે છે કે, મેં કોઈ ઠેકાણે વિદ્વાનો કર્ત્તા વિશેષ છું એવું ન દેખાડ્યા છતાં, તેવું આલમને તે ચરચાપત્રી અધિપતિ કેમ બતાવે છે? પોતાની કલ્પનાની સફાઈ દેખાડવા સારુ જ એમ કીધું હશે; બાકી બીજું કશાને માટે નહીં એમ હિંમતથી કહુંછું. મેં લખ્યું છે કે "ગાથા અથવા વાર્તા સર્વ પંક્તીનાં ન્હાનાં મોટાં સ્ત્રીપુરુષને જ્ઞાન આપવામાં, ઘણી ઉપયોગી છે." "નાટક અને ગાથા એ બે માણસના રસજ્ઞનને સુધારવાને ઘણાં જરુરનાં સાધન છે. એ બેને સારી પેઠે ખેડ્યાથી દેશની હાલત ઘણી સુધરી ગઈ છે." એક વાત સાધારણ લખી તેને ચરચાપત્રી અધિપતિ "શોધ" કેહે છે. પણ તેનું કારણ મને આગળથી ટેકરે ચડાવી પછી પાડી નાંખવાનું છે. પણ એમ હું પડનાર નથી. મેં કોઈ ઠેકાણે એમ નથી કહ્યું કે, દેશની સુધરાઈમાં "ફક્ત" વાર્તા ને નાટક છે, પણ બીજા સાધનોમાં એ પણ મુખ્ય સાધનો છે, એમ મારો અર્થ છતાં તે છેક ઉતરી પડ્યો છે. મેં એના ઉપર ઉપરના વાંચી સમજ્યા પ્રમાણે નથી લખ્યું કે નીતિના ગ્રંથો નકામા છે ને "ફક્ત" વાર્તા ને નાટક કામનાં છે. ગાથાવિશે લખવાનો ઉદ્દેશ ચરચાપત્રી અધિપતિ સમજ્યો જ નથી. બીભત્સ એટલે નઠારાં પરિણામ નિકળે એવી કલ્પિત વાત જોડવાની મારી ભલામણ નથી જ ને એ વાત હું હમણાં કહુંછું એમ નથી, તે જ બાબતમાં લખેલું છે. 'મૂર્ખ દેશમાં' "તજવીજથી" લખેલી વાર્ત્તાઓથી સારો પરિણામ નહીં થાય?" 'કામ સેહેલું છે તેમ અઘરું પણ છે, કેમકે સ્ત્રિયોની વાત લખવામાં હદની બાહાર ગયાથી સઘળી ઈમારતો તુટી પડે છે, માટે ગાથા લખવાની ઉમેદ રાખનારાઓએ ઘણી "ખબરદારીથી કામ કરવું." બીભત્સ વાતોની ભલામણ કીધી નથી ને કરતો નથી, તે છતાં ચરચાપત્રી અધિપતિ જુઠું તોહોમત મુકી લોકને ભૂલાવી તેઓની પાસે સાક્ષી અપાવે છે. એ તેની વર્તણુક જોઈને મનમાં દલગીરી ઉપજે છે. મારો ઉદ્દેશ ગાથા લખવાની ભલામણ ઉપરથી અનીતિ ફેલાવવાનો નથી, એમ લોકને સાફ સમજાય છે.

સ્કાટિશ ચર્ચનાં પાદરીઓ નાટકશાળામાં જતા નથી. તેઓને કદાપિ નોવેલ્સ અને ડ્રામા વાંચવાનો શોખ ન હોય અથવા હોય, તો પણ તેઓનાથી જાહે-

રમાં વંચાય નહીં એવું હોય. ઇંગ્લિશ ચર્ચના કેટલાક પાદરીઓ ના
જાય છે—એ પ્રમાણે સાંભળવામાં આવ્યું છે. કેટલાક પાદરીઓ જે
છે તેઓ પોતાની ધર્મરૂપી આંખની જ ચિંતામાં પડેલા છે, તેથી તેઓ
ને દ્રામા વાંચવા ન ગમે, બાકી સંસારી માણસને તો એ વના ચાલે નહિ
ધર્મના જોસમાં, જે મારો ઉદ્દેશ નથી તે મારો છે એમ લોકને દેખાડી,
પાદરીઓની રીતનો ન્યાય બતાવી, નિરર્થક પ્રશ્ન મુકે છે: 'શું કલ્પિતવ
ઇતિહાસકર્તાં સારી?

૪. અધિપતિ ! આપણામાં ૬૪ કળા બોલવામાં આવે છે. પણ તે
ઘણાની જાણમાં નહીં તેથી મેં તે કળાનાં નામ લખ્યાં છે. હવે એ વસ્
ચરચાપત્રી અધિપતિને પુંજા જેવી લાગી છે પણ આપણા લો
આપણા વડીલોસંબંધી મોટું ઈનફર્મેશન મળ્યા જેવું છે. કોઈ પ
નિરર્થક હોય, તોપણ તેસંબંધી જાણ કરવામાં મને કંઈ હરકત
આ કળાના લખાણને તે કુથલો કેહે છે ને હમે કેટલીએક વા
છૈયે, તોપણ એવી વાતની, રે પ્રાચીન લોકની મૂર્ખાઈની (તેના
લોકને જાણ કીધી એમાં શું નઠારું કીધું ને લોકને શો કુ
ખરેખર તે ચરચાપત્રી અજબ જેવો અને પોતાની મેળે ભાષા
માણસ દિસે છે.

૫. 'જ્ઞાનદિપક'ના ચરચાપત્રી કેવો કાબેલ ને વખણાયલો વિદ્વાન
સમજાયું હશે. આવા ચરચાપત્રીના ઉપર આધાર રાખીને અધિપતિ મો
પતરાજ બતાવવાને "what will civilize the people o
મોટું હેડિંગ લખીને ભૂલાવામાં પડ્યો છે. તે જોઈને હમે હાસ્ય રસમાં
છૈયે. "will IMPURE DRAMAS and NOVELS barbarous a
but otherwise baser far do so?" એમ તે સઘળા સવા
છે. અરે કોણ કહે છે? મેં એમ નથી કહ્યું, તે છતાં એવો મારો
છે, એમ લોકમાં પોતાની કલમની છટામાં દેખડાવે છે એ ઘણું તાજુબ
છે. સાહસ કામ કરતાં પેહેલાં અધિપતીએ પ્રથમ યુક્ત રીતે વિચારવું ઘટે

આટલાં લખાણથી મેં તમારા ગ્રંથનાં પાનાં ભર્યાં છે, તેનેસારુ અધિપ
સાહેબ ક્ષમા કરજો ને આટલા ખુલ્લાસા છતે એ ન સંખાયાને લીધે ત
પોતાનો ટેક રાખવાને તે ચરચાપત્રી અધિપતિ ગાથાવિષે વધારે બોલીને હું વિદ
યિનો વખત ચરચાપત્રના જવાબ દેવામાં નકામો ન કહડાવે, એવી તેમને તર
સૂચના કરજો. તા૦ ૮ સપટેંબર ૧૮૫૮.

ી કલ્પિત ખોટી વાર્ત્તા. અધિ-
પો રોતાં રાખવાને અથવા
છે? વળી આપણા લોકને
ગુલબકાવલી, મેનાપોપટની
પડિયોમાંની લખેલી વાત
દથી જોડી કાડેલી જ
સાચી હોય છે તાંહાં
લ્પિત જોડી કાહા-
ાય છે. ગુજરાતી
ગુજરાતીએ વાર્ત્તા
ા (કેમકે હું જાણતો
હશે!) તેને સારુ ડિક-
રચાપત્રી—અધિપતીના આટલા
ય, જે ચરચાપત્રી અધિપતીએ
પર પ્રમાણે ધમકાવે જ!
ાચી અને જુઠી, એ જ પ્રમાણે
બતાવે છે તે પુસ્તકો વાર્ત્તા
ારે આ પ્રસંગ આવ્યો ત્યારે
કીધો છે ને ચરચાપત્રી
ાળે જગન્નાથ આદિ લઈ
ર થયલા મરેઠી કોશનાં
વળી વિલસને પણ
ી કલ્પનાને મળતો
પણ બીજો અર્થ
mour નો અર્થ
હોય તો જુઓ
અને કન્યેડીની
કમાં નોવેલનો
થા ખરી પણ
એવો પણ
ખતી. વખત
ાં (જન્મના

## ૨૭. કાગળો લખવા વિષે.

જે નકામું છે જે અઘટિત છે. તે વારે વારે કાગળો મધ્યે લખવામાં આવે ...ા બાપ છોકરાંએ, બેન ભાઈઓએ, ધણી ધણીઆણિએ, મેહેતાજી નિશા-...ળાએ, શેઠ ગુમાસ્તાએ, દોસ્તદારોએ વગેરે એઓએ એક બીજાને કાગળો ...રીતે લખવા એની એક ચોપડી થવી જરૂર છે. સંસારવેહેવારની ચોપડી (બીજી કોઈ નથી તાંહાંસુધી સારી છે) હમણાના અને હવે પછીના વખતને ...રાપણ લાયક નથી. તેમાં ઘણું ટાહેલું છે. હાલમાં કાગળો લખવાની એક જ ... છે ને તે સર્વ દરજ્જાના લોકમાં (કેટલાએક સુધરેલા અને કેટલાક શાસ્ત્રિયો ...રતાં) વગર સમજણે ચાલે છે. "સ્વસ્તિ" કલ્યાણ, "શ્રી" શોભાયમાન; ...ન" મોટું કલ્યાણનું ઠેકાણું; આટલાં વિશેષણો, ઠેકાણાને આપવાની ...ી. "પૂજ્ય" પૂજવા લાયક; "આરાધ્ય" આરાધના કરવા લાયક; ...રતી પંક્તીનાઓએ લખવાલાયક છે, પણ મોટાઓએ, ન્હાનાને ...થી. તોપણ એક રીત પડી ગઈ છે તેથી સર્વ દરજ્જાના માણસો (કોઈ પણ) તે રીતે લખે છે તે ખોટું છે.

...જેવી યોગ્યતા તે પ્રમાણે કાગળમાં લખવું. વળી "બીજું." "અને" "જાણજો" અને "છે" એ બોલો તો વારે વારે પદે પદે એટલા બધા ...કે કંઈ સુમાર જ નહીં. આ મૂર્ખાઈથી હમને ઘણું હસવું આવે છે. ...બાંધવાં, વિરામ ચિહ્ન ક્યાંહાં મુકવાં, શબ્દ કેવા લખવા, તે જ શબ્દો ...ારે લખવા એ સઘળું શિખવું જોઇયે. સાધારણ માણસો તેમ કરે ...ઈ નહીં, પણ ઘણાએક નવા ભણેલા પણ તેમ કરે છે, તે જોઇને હમને લાગે છે.

પણ હવે સુધરેલા અને સમજતાઓએ એક પત્રપદ્ધતિ રચીને છપાવવી. ...ી અને અંગ્રેજીમાં એવી પદ્ધતીયો ઘણી છે, માટે એ બેનો નમુનો જાઇને, ...એ એક નવી પદ્ધતિ લખાવવી; ને તેમાં સર્વ દરજ્જાના લોકોને કામની ...ઘટતી રીતે લખવામાં આવવી.

જેવી જેવી બાબતના કાગળો હોય, તેવી તેવી રીતે કાગળ લખવાની ભાષા ...ખવી. કાગળો લખવા એ સંસાર વ્યવહારમાં પેહેલું કામ છે. કાગળોથી ...સોની ખાનગી અને જાહેર ચાલચલણ ખરેખરી માલૂમ પડી આવે છે. કાગળો ઉપરથી માણસોનાં જન્મચરિત્રો લખાય છે. સર્વ સુધરેલા દેશોમાં સારી બાબત-વિશે સારી રીતે લખેલા કાગળો તેના લખનારને મોટું માન આપે છે. કાગળો ઉપરથી માણસોની વિદ્યા, તેઓના વિચાર અને તેઓનું રસજ્ઞાન તરત સમજાઈ આવે છે. વિદ્વાનના કાગળોમાં સાધારણ કામકાજની બાબત ફક્ત નથી હોતી, પણ વિદ્યાજ્ઞાન સંબંધી ઉપયોગી બાબતો હોય છે. હજારો ચોપડીના કાગળ,

કાગળોથી છપાયલા છે. માટે વિચારવાળા કાગળો વ્યાકરણ શુદ્ધ રૂઢી પુરઃસર અને રસિક ભાષામાં લખવાની ન્હાના મોટા સર્વે જણાએ ટેવ પાડવી. પણ પ્રથમ એકપદ્ધતીની જરૂર છે, વાસ્તે તે કોઈ સજજને જલદીથી બનાવી લોકોમાં પ્રસિદ્ધ કરવી.



## ૨૮. વાંઝણીઓની વીઆવાની તજવીજો.

આપણા ગુજરાતીયો મધ્યે જુવાન સ્ત્રિયો જ્યારથી સાસરે રહેતી થાય છે, ત્યારથી એવી ઉત્કંઠિત આશા રાખે છે કે, કયારે છોકરું જણીયે. જેઓને સાસરે બનાવ હોય છે તેઓ એવાં કારણથી કે સંસારનાં સુખ ભોગવીએ ને તે ન્હાની ઉમરમાં છોકરાં જણીને. કીલાને તરેહ તરેહવાર ઘરેણાં લુગડાં ઘાલીએ પેરાવીએ, ને તેને કેડે લઇને લટક લટક ચાલીએ. મારા કીલાને આમ ને મારા કીલાને આમ, મને આમ ને મારા વરને આમ, એ રીતે બોલીએ. સારું ખાવું, પીવું, પેહેરવું, અને જણતર રમાડવું એ તેનો ઉદ્દેશ હોય છે.

જેઓને સાસરે બનાવ નથી હોતો, તેઓને ઉપલી રીતનું મન હોય છે, પણ તેમાં છોકરું થયેથી ઘરમાં ભારબોજ વધે, સહુની વાહાલી થાય, પતિની પ્રીતિ સંપાદન કરે એટલાસારુ તેઓ છોકરાં વેહેલાં માગે છે. વાત ખરી છે કે ધણી રોજ વહુને મારતો હોય, પણ આમ કરીને અળગું ચઢયું ને બૈરી બે જીવવાળી થઈ કે તેનાં ઉપર પ્રીતિ વરસાવવા મંડે છે. મનમાનતાં ખાવાનાં, પીવાનાં, ઘરેણાં ઘાલવાનાં, લુગડાં પેહેરવાનાં આણી આપે છે. પણ એ સહુ છોકરું થતાં સુધી; પછી પાછી લબડધક્કે ખસતી કરે છે.

બૈરીને અઘરણીનો લાવો લેવો, એ વાત જુદી જ છે. સાસરે ને પિહેર આનંદ રમી રેહે છે. બંને ઠેકાણે અઘરણીની સામગ્રી થવા માંડે છે. આવો રુડો અવસર કયાંહાંથી એમ કેહેવાય છે. ટુંકામાં કહું છું કે, આપણામાં બૈરાંને અઘરણી આવવું એ સમાન દુર્લભ બીજું કંઈ નથી. અઘરણી આવ્યું કે કૃતાર્થ થયાં એમ બૈરાં માને છે.

આવું છે ત્યારે હવે જેઓને છોકરાં નથી થતાં, તેઓના બળાપા કેટલા જાણવા? સુમાર વનાના જ. જેને અઘરણી જેમ વેહેલું આવે છે, તેમ તે વધારે ભાએગશાળી કેહેવાય છે ને સોળ વરસ થયાં ને કંઈ ચિહ્ન દેખાયું નહીં તો વહુના ઉપર સાસૂનાં મેણાં ચાલે છે, ને માનાં પેટમાં બળી જાય છે. મા બાવરી થઇને બોલે છે, હાયરે મારી છોકરીને અઘરણી ન આવ્યું! રહી ગઈરે! જમાઇનામાં કંઇ રામ નથી! દિકરી તો સાસૂના મેણાંથી, માના બળાપાથી, સખિયોમાં ચરચાતી વાતોથી અને પોતાની તરફની ચિંતાથી સુકાઈને ફીકી પડી જાય છે. બીજી બૈરિયોને અઘરણી આવેલાં ને આવતાં જોઇને વાંઝણિયો બળી

બળી થાય છે. તેઓને બીજી વાત ગમતી નથી. ઘરમાં જેમ તેમ કામ આટપી સખીમાં જવાની ઇચ્છા રાખે છે. તે તાંહાં જઇને પોતાના જેવી સ્ત્રિયો સાથે વાતો કરે છે કે બીજીઓને કેમ અધરણી આવે છે ને આપણે કેમ નથી આવતું; એ તે સાળું શું હશે? વગેરે. વળી કેહે છે કે બેન હરખી, આપણે બે તે કેમ સરખી? કોડિલી મા હોય છે તે વૈદ અને ડાકતરો અને સોઇયાણીને બોલાવીને છોકરીના શરીરનું લોહી સાફ કરાવે છે ને પેટના નળ ચોળાવે છે.—ગુણીના તાવીતો બંધાવે છે કે ભૂત પિતૃ વગેરે કોઇ આડાનું હોય તે નડે નહીં. રે ઘણી વાર એમ પણ સાંભળિએ છૈયે કે, ફલાણીને દહાડા તો રહ્યા હતા, પણ ભૂત નડયું તેથી છોડ થઇ ગયું. તે છોડને પિગળાવવાને વૈદોનાં ઓસડ કરવામાં આવે છે ને પાછો ગર્ભ બાઝે અને છોડ ન થઇ જાય તેને સારુ નારાયણબળી ત્રિપિંડ વગેરે ક્રિયાથી ભૂત પિતરને બળિદાન આપી સંતોખે છે ને તે ભૂત પિતર પછી પ્રસન્ન થઇને ગર્ભને વધવા દે છે, (?) શું આ વિચાર!!! સાળાં ભૂતો હિંદુઓને જ નડે છે! ભૂત તો દેવ કરતાં વધારે જોરાવર કેહેવાય છે! વેહેમ રૂપી ભૂત વેહેમિયોને નડે જ, એમાં કંઇ સંદેહ નહીં.

ઉપર કહ્યા પ્રમાણે કોડિલી મા છોકરિયોને સારુ મેહેનત કરે છે ને પેલી દિકરી પોતાની મા સાસૂના ઉપાયોને તાબે થાય છે. તેથી વખતે ગર્ભ રહ્યો તો વાઃવા ને કદાપી ન રહ્યો અને સત્તર વરસ થયાં એટલે રહી ગયાં જો, લાવા ન લીધા જો, આપણે વાંઝિઆં જો, એમ સ્ત્રિયો વિચારે છે. વંઝાપાના દોષ ટાળવાને તેઓ મેદાન પડીને ન કરવાના ઉપાયો કરે છે. કેટલીએક એવી પણ સ્ત્રી હોય છે (ઘણી જ થોડી), જેઓને પોતાના શરીરનો બાંધો બગડે તેનેસારુ અધરણી આણવું ગમતું નથી ને તેને સારુ ગરમ ગરમ ઓસડો ખાઈ ખાઇને ગર્ભ બાઝવા દેતી નથી. પણ ઈશ્વરની ગત અકળ છે. આવી તજવીજ છતાં પણ ગર્ભ વધે છે ને પેલીનો પાપી મનોરથ ભાંગી પડે છે.

કેટલીએક બૈરિયોને મોટપણે અધરણી આવે છે તારે તેઓ શરમને લીધે છુપાવે છે. તેઓને તથા તેઓની માને કોઈ પુછે છે કે, તમારી દિકરીને દાહાડા છે? તો તેઓ ના કહે છે ને ઉલટી પુછનારિયોને તેઓ ગાળ ભાંડે છે. આ કેવી ઉલટી રીત—કે અધરણી ન આવે તેને આણવાસારુ જુલમી પ્રયત્ન કરવા, આવેથી મનમાં મગન થવું ને બહારથી દેખાઇતી વસ્તૂને સંતાડવી ને પુછનારને ગાળ દેવી? અરે ધિઃક પડ્યા તમારા અવતારને બૈરાં! ધિઃક છે હું કહું છું. થોડે ઘણે દાહાડે તો તમારી છુપી દોલતના ઢોલ વગડાવવાનાં જ છો ત્યારે કોઈ પુછનારને ફોકટ કાં ભાંડો છો? ના, ના; તમારો વિચાર કદાપી એમ હશે કે, વાંઝિઅણો જાણે તો કામણ કરે ને જોય તો નઠારી નજર કરે ને તેમ કોહો તો (એ અભિમાન થયું તેથી) ફસ થઈ જાય.

હવે જે રહી ગયલી વાંઝણી બૈરિયો છે, તેઓ વીઆવાના કેવાં કેવાં સાહસ અને પાપી ઉપાયો કરે છે તે જુવો. ૧. તેઓ ભક્ત થાય છે—પૂજા પાઠ અનુષ્ઠાન, માનતા, દાન વગેરે કરે છે કે જેથી દેવ પ્રસન્ન થાય અને પછી છોકરાં આપે. ૨. કોઈ વેરાગી–જોગિયોની બુટ્ટિઓ ખાય છે અને ધૂતારાના ભમાવ્યા ઉપરથી (ન કરવાનાં આચરણ કરી) ન ખાવાની વસ્તુઓ ખાય છે. ૩. ગલગોટામાંનું કોપરું, કાચો ગુંદર, કેળાં વગેરે ચિકણો પદાર્થ ખાય છે કે જેથી ચોટડુક થાય. ૪. વૈદ સોયાણીનાં તરેહ તરેહવાર ઓસડ ખાય છે. ૫. આડું કહાડવાને ગોરજી ગુણીના ઉપાયો કરે છે. ૬. વરથી દાહાડા નથી રેહેતા તેથી પરપુરુષ સાથે વ્યભિચાર કરે છે.

કેટલીએકને એકાદ છોકરું થયું હોય છે ને પછી કંઈ થાતું નથી તો બીજું છોકરું જણ્યાના કોડ રાખી ઉપલા ઉપાયો કરે છે.

લગાર કામમાંથી પરવાર્યાં કે (સેનું કામ, ઘરમાં ઢોળનાંખ કરે છે) વાંઝિએણ સ્ત્રિયો એકમેકને ઘેર જઈ બબ્બે ત્રણ ત્રણનાં ટોળાં કરી બેસે છે ને તાંહાં એની એ જ વાતો કરે છે. અલી આજ કંઈ નવી વાત સાંભળી? ફલાણીને અધરણી છે; ફલાણીને સાસરે રહ્યાને પૂરા પાંચ મહિના તો થયા નથી, એટલામાં તો અલી તેને દાહાડા રહ્યા; બેન તેને લેહેણા દેવી; આપણે રાંડોને કંઈ છે! આપણે બળવાનું, ભોગ આપણા! બીજાં બૈરાં કેડે છોકરાં લઈને કેવાં મલકાતાં મલકાતાં જાય છે ને આપણે તારે એકલાં; વગેરે વગેરે વાતો કરે છે.

એ રીતે વાંઝિએણો પોતાનો કાળ ગુજારે છે. ગર્ભ રેહેવો તે કોઈના હાથમાં નથી, પરમેશ્વરને હાથ છે. તેઓએ પોતાના સ્વામીને પ્રીતિથી જોવાં ને પતિવ્રત રાખવું એ જ રામબાણ ઉપાય વીઆવાનો છે. કેમકે એમાં ભગવાન રાજી છે. બાકી પરપુરુષ, વૈદ, ગોર, દેવદર્શન, માનતા વગેરેથી પરાણે છોકરાં થવાનાં નથી. એથી તેઓ પરમેશ્વરની મરજીની સામે થાય છે. વાંઝિઅણોએ છોકરાં જણવાની વાત ભુલી જવી ને ધણી ઉપર હેતથી જોવું, એટલે પરમેશ્વર તેઓના તપથી ખુશ થઈને તેઓને છોકરાંરૂપી વર આપશે.

---

## ૨૯. કવિતાજાતિ.

કવિતા એટલે શું! એ સવાલનો જવાબ ઘણો અઘરો છે ને વળી લાંબો છે, માટે તે આ ટાણે નથી લખતા. પણ કવિતાની મુખ્ય જાતી કેટલી છે એ વિષે થોડુંએક બોલિયે છૈયે. લખાણ ત્રણ રીતનું હોય છે. ગદ્ય એટલે કવિતાવનાનું; પદ્ય એટલે કવિતાવાળું અને ચંપૂ અથવા નાટક એટલે જેમાં ગદ્ય પદ્ય બે આવે છે તેનું. ગદ્ય અને ચંપૂ લખવાની ઘણીએક જાતી છે, તે કોઈ બીજી વેળાએ લખીશું ને પદ્યની જાતીવિષે આજ નીચે પ્રમાણે બોલીયે છૈયે.

કવિતાના ત્રણ મોટા વર્ગ કર્યા છે એટલે કવિતાની ત્રણ મુખ્ય જાતી કેહેવાય છે—ગીતકવિતા, વીરકવિતા અને નાટક.

**ગીતકવિતા**—આવી કવિતા રચવામાં છંદના નીમ સાથે ગાયનના નીમ પણ પાળવા પડે છે; ને તેથી તે ઘણું કરીને ગાવામાં જ આવે છે. એવી કવિતા ગાવામાં વધારે શોભે છે ને દિલને અસર કરે છે; બાકી સાદી રીતે વાંચી ગયાથી ઘણી લ્હેજત નથી આપતી. સંસ્કૃતમાં જયદેવ કવિની અષ્ટપદી છે, તે આ રીતની કવિતા છે. એ કવિતામાં છંદનીમ પણ ઘણો સારો છે ને ગાયનનો નીમ તો ઉત્કૃષ્ટ છે જ. બીજ ભાષામાં સુરદાસ વગેરે અષ્ટસખાના પદો છે તે એ જાતની કવિતાના પેટામાં છે. આપણી ગુજરાતી ભાષામાં જે જે ભક્ત કવિયો થઈ ગયા છે, તેમાં ઘણાકની આ જ જાતની કવિતા છે. સંસ્કૃત સિવાએ બીજ, ગ્વાલી અને આપણી ભાષામાં જે આવી રીતની કવિતા થઈ છે તેમાં પિંગળના અક્ષર છંદના નીમ થોડા જ જોવામાં આવે છે. ગાયનના નીમ પ્રમાણે તાલની સાથે કોઇ પણ માત્રા નીમ આવવો જ જોઇએ. ન્હાનાં આખ્યાનો, પદો, ગરબીઓ, લાવણીઓ વગેરે માત્રા અથવા અક્ષરનીમને અનુસરીને રચેલી કવિતા, કવિતા વાંચવાની, રીતસર વંચાયાને બદલે રાગમાં ગવાય છે તે સહુ ગીતકવિતા સમજવી. ગાયનમાં જ ગાવાને માટે તેના નીમસર બનાવેલી જે કવિતા, તે ગીતકવિતા.

આ ઠેકાણે સવાલ નિકળે છે કે કવિતા ને રાગમાં ફેર કેટલો? જવાબ—કે કોઈ પણ કવિતા (અક્ષર અથવા માત્રા છંદથી થયલી) અનેક રાગમાં ગવાય છે. રાગ એ કવિતાને બોલવાની રીતી છે, રાગ કંઈ કવિતા નથી. રાગ ગાવો અઘરો છે, પણ કવિતાને તેની રચના પ્રમાણે નિકળતા ઢાળમાં વાંચવી એ સેહેલું છે. કવિતા એક જાતનું ગાયન છે, પણ ગાયન કંઈ કવિતા નથી. પદ, ગરબી લાવણીઓ વગેરે કરવામાં કાવ્યશાસ્ત્રના નિયમ છે જ નહીં; લાવવા ઇછીએ તો આણી શકીયે. જેઓને આવી કવિતા કરવી હોય તેઓએ ગાવાનો અભ્યાસ રાખવો. કવિતાનું શાસ્ત્ર ન જાણતો હોય તે પણ આવી કવિતા કરી શકે છે. જેઓને સાધારણ રીતની આવી કવિતા કરવી હોય તેઓને છંદશાસ્ત્ર જાણવાની જરૂર નથી. નરસંઈ મેતો, મીઠો, મીરાં, વગેરે ભક્તજનને કંઈ પિંગળશાસ્ત્રનું જ્ઞાન નો'તું. એ લોકોને એકલેખે કવિ ન કેહેવા જોઇયે, કેમકે કાવ્યશાસ્ત્ર રહિત છે; પણ કંઈ પણ નવું ઉપજાવે તે કવિ એમ અર્થ લેતાં તેઓને કવિ કેહેવા ખરા. ગાયન કંઈ કવિતાને જરુરનું નથી. ઉપર કહી તેવી કવિતાને તો જરુરનું છે. કવિતા ને ગાયન જુદાં છે, તોપણ ઉત્તમપંક્તાએ ચડવાને કવિને એ સાહિત્ય અગત્યનું છે.

ગીતકવિતા ચાર રીતની—૧. ભજન અથવા ધર્મસંબંધી ગીત તે. ૨. વીર પુરુષો અને વીરકર્મની સ્તુતિસંબંધી ગીત તે. ૩. નીતિ અને તત્વજ્ઞાન સંબંધી ગીત તે—જેમકે સદ્દગુણવિષે, મિત્રાઇવિષે, માણસની સ્થિતિવિષે, વગેરે. ૪. જમણુવાર, લગન વગેરે શુભ કારજ અને પ્રીતિ સંબંધી જે ગીત તે.

આવી કવિતામાં જોસ્સો એ મુખ્ય વસ્તુ છે. કેટલીએક આવી કવિતાએ નીતિનાં ઘર ઘાલ્યાં છે. પદ્ધતિ, સંબંધ, વાદ કંઈ જોવામાં આવતું નથી, જેમ કવિના જોસ્સો આવે તેમ તે બાહાર નિકળી પડે છે; ને ગમે તાંહાંથી ગમે તાંહાં ઉતરી પડે છે; આવી કવિતામાં સારી પદ્ધતીની જરૂર નથી તોપણ જેમાં કોઈ વાત પૂરી રીતે લખી હોય તે વધારે સારું ખરું.

ગુજરાતી ભાષામાં જે જે કવિઓ થઈ ગયા છે, તેઓમાંના ઘણાએક (બલકે સઘળાઓએ) અક્ષરનીમ પ્રમાણે કવિતા કીધી જ નથી. માત્રા નીમે કવિતા રચના કરતાં અક્ષર નીમે રચતાં કઠણ પડે છે ને ગાયનમાં ઘણા ખરાઓએ કવિતા કીધી છે એટલે તેઓને તાલ ને ઝમક જાણવી બસ હુતી. માત્રા તો તાલની સાથે આવી જ હોય. જયદેવ કવિને મોટું માન છે; પિંગલશાસ્ત્ર પ્રમાણે કવિતા રચીને તેને વળી ગાયનશાસ્ત્રે શણગારી. આપણા કવિઓને ગાયનશાસ્ત્ર જાણ્યાનું માન છે, પણ કાવ્યશાસ્ત્ર જાણ્યાનું માન નથી. અસલના કવિઓની કવિતા (સામળની સિવાએ) રાગ ને દેશી ન જાણતાને થોડી જ રસ ઉપજાવતી હશે. માટે બરાબર રીતે જોતાં શુદ્ધ કવિતાનો (જેમાં નાના પ્રકારના માત્ર, છંદ ને અક્ષર છંદો આવેલા છે એવીઓનો) પેહેલદેહેલો જ નહીં પણ પેહેલો ઉદય સંવત ૧૯૦૦ પછી છે.

**વીરકવિતા**—જે કવિતામાં વીરરસનું પ્રધાનવટું હોય છે તે. અલ્બત, તેમાં બીજા શૃંગારાદિક રસો તો હોય જ. વીરરસ વિષય કવિતા તે વીરકવિતા. બીજી સઘળી કવિતાની જાતી કરતાં આ જાતી ઉત્તમ છે. આવી કવિતા કરનારો ઉતમ પંકતીના કવિના વર્ગમાં બેસે છે. સંસ્કૃતમાં રામાયણ, મહાભારત છે તે વીરકવિતાના મુખ્ય અને શ્રેષ્ઠ નમુના છે. સંસ્કૃત રામાયણ અને મહાભારત ગાયનમાં જ ગાવાને બનાવેલાં નથી; (આપણે ગાવા ધારિયે તો જેમ તેમ ગાઈ શકોએ ખરા) શુદ્ધ કવિતામાં છે. આપણી ભાષામાં આવી જાતની કવિતાઓ છે, પણ શુદ્ધ (મેલરહિત એ અર્થ ન લેવો) કવિતા સામળદાસની—એની બનાવેલી સિંહાસન બત્રીસી દોહોરા; ચોપાઈ, છપ્પા એ માત્રા છંદોમાં છે. વળી એણે અંગદવિષ્ઠી બનાવેલી છે. તેમાં અક્ષરછંદ પણ દાખલ કીધેલા છે. એનું ઓખાહરણ, પ્રેમાંનંદ અને કાહનભટનું ઓખાહરણ, પ્રેમાનંદની નળ દમયંતી, કાળીદાસનું પ્રલ્હાદ આખ્યાન, કૃષ્ણદાસની ગુલબકાવલી, કેટલાએક કવિઓના ચંદ્રાવળા અને રામાવળા વગેરે પુસ્તકો વીરકવિતાનાં છે. પણ તે સહુ, રાગ ને દેશીથી ભરપૂર છે. કોઈ કેહેશે કે, આ કવિતાઓ ગાયનને જ અરથે બનાવેલી, છતાં ગીતકવિતામાં કેમ નથી મુકતા? તો એનો જવાબ એમ કે, ગીત તો તુટક તુટક સંબંધરહિત ન્હાનાં હોય છે ને આમાં એક જ વિષય અથથી તે ઇતીસુધી સંપૂર્ણ રીતે રચેલો છે; માટે હું ધારું છું કે, અગર કદાપી તેઓ ગાયનમાં છે, તથાપિ તેઓને આ જાતીમાં ગણ્યાં હોય તો સારું. તેમ વીરકવિતામાં વીરરસ જ જોઇયે એમ નહીં. કદાપી કોઈ પુસ્તકમાં

(ઓખાહરણ જેવામાં) શૃંગારરસનું પ્રધાનવટું છે તો તેને પણ એ જાતીમાં, (બીજી વાતોને ધ્યાનમાં લેતાં ને વળી થોડો ઘણો પણ વીરરસ હોય જ તેથી) મુકવી એ ઠીક છે. ઉપર જે પુસ્તકો બતાવેલાં છે તે સર્વ ઉત્તમ પંક્તીનાં નથી, પણ તેમાંનાં એક બે ઉત્તમ પંક્તીના વર્ગમાં (બીજાં સારાં ન મળે તારે) ગણવા જોઇયે.

વીરકવિતા રચવી ઘણી અઘરી છે. વિસ્મય પમાડે તેવી, અગત્યની અને શિખામણ આપે તેવી, નવીન વારતા જોડી કાહાડવી, તેને આડ કથાથી શોભાવવી, પદાર્થ અને ગુણના તેજી વર્ણનથી રંગવી, અર્થવિચાર ને અર્થાલંકાર પ્રૌઢ રાખવા અને રચના પણ શબ્દાલંકારયુક્ત સાદી રાખવી, વાતોનો સંબંધ વાદપુરઃસર રાખી, મુખ્ય વિષયને અથથી તે ઇતીલગણ જાગતો રાખવો—એ સઘળું અદ્ભુત શ્રેષ્ટ અને વિરલી બુદ્ધીનું કામ છે.

વીરકવિતા, નીતિ ભક્તિની શીખામણ આપે છે. તેનો ઉદ્દેશ સદ્‌ગુણ વધારવાનો છે. મોહોટું પરાક્રમ, બાહાદુરી, સાચાઈ, ઇનસાફ, પ્રમાણિકપણું, મિત્રાઈ, ધર્મ અને પરમાર્થ વગેરે ગુણો પોતાના અદ્ભુત પૂર્ણ સણગારથી આપણને દર્શન આપે છે. તેઓ કેહે છે કે, આવો હમને ભેટો, હમને તમારા મંદિરમાં રાખો, હમારો ખરચ ઘણો નથી, હમે ભારે નહીં પડીયે, વગેરે કાલાવાલા કરીને કેહે છે. પણ જે વેળા તેઓનાં દર્શન થાય છે, તે વેળા આપણે ચિત્ર થઈ રહીયે છૈયે. તે ગુણો પ્રથમ થોડા દીવસ તો આંખ આગળથી ખસતા જ નથી. પણ વધારે કાળ થતો જાય છે ને બીજાં કામમાં પડીયે છૈયે તેમ તેઓ દૂર જતા રેહે છે. જેઓને એવી વાતો વાંચવાનો ઘણો શોખ છે તેઓ, ઉપર લખેલા ગુણમાંના કેટલાકને સ્વીકારે છે અને વીરપુરુષ કેહેવડાવે છે.

રસશાસ્ત્રની એવી બલીહારી છે કે જેવો કવિતાનો રસ હોય તે પ્રમાણે જો સમજુકની આગળ તે કવિતા વાંચી હોય તો સામાનાં દિલમાં તે રામબાણ અસર કરે છે. વીરકવિતાનાં બંધારણમાં ત્રણ વાનાં છે. ૧. તો મુખ્ય વિષય એક જ જોઇયે; કોઈ પણ એક રસનું મુખ્ય પ્રધાનવટું જોઇયે; આડી તેડી ચાર પાંચ બાબતોનો ગોંધળ ન જોઇયે. મુખ્ય વિષય પ્રૌઢ અને આશ્ચર્ય પમાડતો જોઇયે. એમ નહીં કે બીજી આડકથા ન આવે; તે તો દાખલા દાખલ આવે જ; પણ તેને આણતાં મુખ્ય વાત ઢંકાઈ જાય તેમ ન થવું જોઇયે. આડકથા વના રસ જ નહીં. આડકથા મદદનીસ છે તેને મુખ્ય ન કરી દેવી. આ કવિતામાં કોઈ ઠેકાણે તૂટ ન જોઇયે; મુખ્ય બાબત વાદયુક્ત અને કડી પછી કડી એટલે સાંકળ રૂપે વરણવી જોઇયે. ૨. મુખ્ય વિષય પ્રૌઢ જોઇયે એવો કે આપણું મન તરત હરી લે અને કવિતાને પણ પ્રૌઢત્વ આવે કે તેથી આપણે તેને વધારે સ્વાધીન થઇયે. ૩. વિષય અદ્ભુત રસયુક્ત જોઇયે.

એવી કવિતામાં માણસના ગુણનું સાધારણ વર્ણન તો હોય જ, પણ અમુક સ્ત્રી પુરુષના અમુક ગુણોનું વિશેષે ભભકામાં વિસ્તારે વર્ણન આપવું જોઇયે. એમાં દેવ ને રાક્ષસને પણ આણવા પડે છે.

આ વીરકવિતા જોરથી દિલમાં અસર કરે છે, તેથી કેટલાક અણસમજુ તે વાત ખરેખરી બની છે એવો સ્વાભાવિક પ્રશ્ન મુકે છે. તો તેના જવાબમાં એટલું જ કહિયે છૈયે કે—ના. કંઈ સૂક્ષ્મ સાચો આધાર હોય તો હોય. નવી વાત જોડી કાહાડી તેને ખરી જેવી બતાવવી એ જ કવિનું ચાતુર્ય.

**નાટક**—એ એવી રીતનું લખાણ છે કે જેમાં કવિ પોતાને નામે કોઈ બીજાઓનું વર્ણન નથી કરતો, પણ તે બીજાઓને બોલાવી તેમની વાત તેઓની જ પાસે કેહેવડાવે છે. કોઈની વાત આપણે કરિયે તેના કર્તાં તે કોઈ પોતાની વાત પોતે કરે એમાં વધારે સાચવટ અને એથી વધારે અસર હોય જ. નાટકવિષે થોડું ઘણું સને ૧૮૫૬ ના વરસના બુ૦ ૧૦ ગ્રંથમાં લખાયલું છે, એટલે તે ઉપરથી તે સમજાયું હશે. નાટક ગદ્યમાં હોય છે, પણ તેમાં પ્રસંગે પ્રસંગે કવિતા મુકવામાં આવે છે.

નાટક બે રીતનાં હોય છે.—દુઃખપરિણામક નાટક અને સુખપરિણામક નાટક. પેહેલાં નાટકમાં મનના જોસ્સા, સદ્ગુણ, અન્યાય, અને માણસ જાતનાં દુઃખ એઓનાં ચિત્ર પ્રત્યક્ષ માલમ પડે છે; ને બીજા નાટકમાં માણસ જાતની મૂર્ખાઇ, તેઓની રીતભાત, તખીએત, ખોડ, મોજશોખ વગેરેનું નકલ દાખલ વર્ણન હોય છે. પેહેલામાં કરુણારસનું પ્રાધાન્ય હોય છે ને બીજામાં હાસ્યરસનું પ્રાધાન્ય હોય છે.

એ ત્રણ મુખ્ય જાતી સિવાએ કવિતાની બીજી કેટલીએક ન્યાતી છે. તેનાં નામ વનકવિતા, ઉપદેશકવિતા અને વર્ણન કવિતા.

**વનકવિતા**—આ કવિતામાં ગામડાં, વાડી, વન, વગેરે સ્થળનું અને પશુપંખી અને જાહાડપાન વગેરે તે સ્થળમાં વસનારાઓનું વર્ણન હોય છે. ભરવાડ અને ખેડૂતના વિષયને લગતી જે બાબતો તે આ કવિતામાં જાણવી. ડુંગર, નદી, સરોવરનાં વર્ણન પણ આમાં આવ્યાં. સૃષ્ટિના પદાર્થોના દેખાવના અને જીવવાળી વસ્તુઓના સ્વભાવ, તેઓની સાદાઇ, ગંભીરતા અને સુખનાં વર્ણન જેમાં હોય તે વનકવિતા.

**ઉપદેશકવિતા**—જે કવિતામાં શિખામણ એ આગળથી પડતી વાત છે, તેને ઉપદેશકવિતા કહિયે.

**વર્ણનકવિતા**—આ ભાગ કોઈ વિષય ઉપરથી જુદો નથી પડ્યો, પણ હરકોઈ વિષયની કવિતાનાં સ્વરૂપ ચિતરવાની રીત ઉપરથી જુદો પડ્યો છે. વર્ણનકવિતા એ કોઈ બાબત નથી, પણ બાબતને બતાવવાની રીતી છે. ઉત્તમ કવિ ને મધ્યમ કવિ, વર્ણન ઉપરથી તરત સમજાઈ જાય છે. વર્ણન એવું રંગદાર ખરેખરું અને આબેહુબ હોય છે, કે વસ્તુનું ખરું સ્વરૂપ તરત સમજાઇ આવે છે. ઉત્તમ કવિએ ઉત્તમ રીતે કરેલાં ઋતુઓનાં વર્ણન આપણે વાંચિયે છૈયે તો ભર

ઉન્હાળામાં, ભરચોમાસાની મઝા લેતા હોઇયે એમ અને એવી આપણા દિલમાં આનંદપૂર્વક અસર થાય છે. ઉત્તમ વર્ણન ઉપરથી ચિતારાઓ વસ્તુનો ચિતાર પાડે છે.



## ૩૦. નવાં પુસ્તકોની પાહોંચ.

"બામદાદ"—આ નવું ચોપાનીયું તેના બનાવનારની તરફથી હમને મળ્યું છે. તેની પોંહોંચ માનપૂર્વક કબૂલ કરીયે છૈયે. "બામદાદની" ભાષા, પારસી ગુજરાતી, પણ ઉંચે બેસણે બેસતી છે. એમાંની બાબતો સારી છે. પેહેલી બાબતમાં અધિપતિના જણાવ્યા પ્રમાણે તથા બીજી બાબતોમાં પણ કોઇ કોઈ ઠેકાણે લખેલું છે તે ઉપરથી ઉઘાડી રીતે માલમ પડે છે કે, એ ચોપાનીઆમાં ધર્મસંબંધી વાતનું પ્રાધાન્ય આવ્યાં કરશે. ઇશ્વરપ્રણિત ધર્મસંબંધી વાત લખવી બંદ રાખી હાલમાં સૃષ્ટીજન્ય ધર્મસંબંધી જ તે અધિપતિ લખ્યાં કરશે તો, ચોપાનીઆં ઘણાં લોકો ઉમંગે વાંચશે ખરા.

"રાજારામમોહનરાયનું જન્મચરિત્ર"—આ ઘણી સફાઇથી છપાયલો ગ્રંથ એના કર્ત્તાની કૃપાથી હમને મળ્યો છે. એ ગ્રંથની ભાષા (હિંદુ ગુજરાતી) વખાણવા યોગ્ય છે. ભાષા ઉપરથી જણાય છે કે, ગ્રંથકર્તા કોઈ ઉંચ ન્યાતનો વાણીઓ બ્રાહ્મણ હશે; દક્ષણી નથી. હિંદુધર્મમાં નાનાપ્રકારના પંથ જોઇને સાધારણ બુદ્ધીના માણસને વખતે વિચાર પડે છે કે, શું સઘળા પંથ સાચા છે? ને સઘળા સાચા છે, તારે એક પંથમાં બીજા પંથનો દોષ કેમ કહેલો છે? માટે એ વાતમાં ગોંધળ છે. હવે સારી કેળવણી લીધેલા પુરુષને ઉપલી વાત જલદીથી સંદેહવાળી લાગે છે. તેમ કોઈ "એલફિન્સ્ટન મદરેસાના આગલા વિદ્યાર્થીને" થયું હશે; ને પછી રામમોહનના જેવા ગુજરાતીઓમાં પુરુષાર્થી સજ્જન જલદી નિકળે, અને આંધળાને દેખતા કરે એને સારુ તથા રામમોહન કોણ ને કેવો હતો અને તેણે શું શું કીધું એ સર્વથી લોકોને વાકેફ કરવા સારુ, અંગ્રેજી ઉપરથી તરજુમો કરીને આ ગ્રંથ બાહાર પાડ્યો છે.

આ જીંદગી વાંચી કેટલાએક સાહસિક પુરુષો જ હિંમતથી બાહાર પડી આવશે, પણ જે પુસ્તકોની હમે નીચે ભલામણ કરીયે છૈયે તે પુસ્તકોથી તો સર્વ લોકના વેહેમ ટળી જશે. રામમોહને ધર્મસંબંધી જે લખેલું, તે લખાણ લોકને જાણવાની વધારે જરુર છે.

"ધર્મસંબંધી વાદવિવાદ," "અસલ હિંદુધર્મ વિચાર" વગેરે જે પુસ્તકો અંગ્રેજી અને બંગાલીમાં રામમોહને લખેલાં છે તેની જરુર ઘણી છે. પ્રથમ તેના તરજુમા થવા જોઇતા હતા. જે ગ્રંથો વાંચી ગ્રંથકર્ત્તાએ પોતાના મનનું સમાધાન કીધું (એવું તે પ્રસ્તાવનામાં લખે છે) તે ગ્રંથોના તરજુમા કરીને લોકનાં મનનાં સમાધાન કરવાં હતાં. પ્રથમ થવાનું તે પછી થશે ને પછી પણ કરવાનો જસ

છે અને તોરાવાળા શિવને ગાય છે. કલગીનું નિશાણ લીલું અને તોરાનું નિશાણ ભગવું, સપેત અથવા પચરંગી હોય છે.

સામસામી ટોળિયો પોતાનાં નિશાણ અને ડફ સાથે જ્યારે ગાવા બેસે છે, ત્યારે પ્રથમ તો ગનની સાખી ને ધોસો ગાય છે; એટલે ગણપતીની હુંકામાં (મંગલાચરણની પઠે) સ્તુતી કરે છે. પછી ગણની લાવણી ગાય છે; પછી બેઠકની સલામ લાવણી ગાય છે; પછી જે બાબત બોલવી હોય તે બાબતની લાવણી ગાય છે; અને છેલ્લીવારે ઉઠવાની સલામ ગાઇને સહુ ઉઠી જાય છે.

પાંચ દશ વરસમાં થઈ ગયલા એવા ત્રણ પુરુષો લાવણીમાં વખાણવા યોગ્ય લાવણીઓ કરી ગયા છે. વડોદરાનો માહારાજગીર અને સુરતના બાધુરસિંગ તથા ઇસાજી પારસી. બાહાદરસિંગ વિશે એમ કેહેવાય છે કે, તેને એક અક્ષર પણ લખતાં આવડતો નહીં. તેણે જે લાવણીઓ બનાવી છે, તે ઘણી વિચારવાળી, અને રસવાળી છે. કોઈ પણ અજબ થાય તેવું છે કે બિલકુલ લખતાં ન આવડતું એવો પુરુષ ઉમદા લાવણી કેમ કરી શક્યો હશે? જે સ્વાભાવિક બુદ્ધીનું પુષ્કળ અભ્યાસે જ્યારે સારીપેઠે ખેડવું થાય છે, ત્યારે તે કોઈ વાતની ખોડ છતાં પણ ઘણી જ સારી ખીલી રહે છે. જેટલું બહાદુરસિંગ વિશે હમે વાંચ્યું છે ને સાંભળ્યું છે, તે ઉપરથી કહી શકિયેછ કે તે ઘણો બુદ્ધીવાળો હતો. એની બનાવેલી કેટલીક લાવણીઓ હવેનાં કોઈ ચોપાનિઆમાં બનશે તો દાખલ કરીશું.

---

## ૩૨. ગુજરાતી ભાષા.

જે ભાષા ગદ્યપદ્યમાં સારી રીતે ખેડાયલી હોય તેને પૂર્ણ ભાષા કેહેવી. ગુજરાતી ભાષા એ બંને વાતમાં ખેડાયલી છે એવું કેહેવાની થોડાએકની જ હિંમત ચાલશે. કવિતાની ભાષા પણ સારી ખેડાયલી છે એમ કેહેતાં હમને ભય લાગે છે. કવિતાની ભાષાવિષે લંબાણથી જુદે ઠેકાણે બોલીશું, તોપણ આટલું તો હીંમતથી કહિયેછ કે તેમાં વાર્તાભાગ ઘણો છે અને વર્ણનભાગ થોડો છે; તેથી વર્ણનભાગમાં જેટલા ને જોઇયે તેવા શુદ્ધ શબ્દો નથી. નહીં વાદ ને નહીં વ્યાકરણ. ગુજરાતના કવિઓએ ભાષા પછવાડે મેહેનત લીધી જ નથી.

હમારા જોવામાં પણ થોડા ઘણા ગુજરાતી ગ્રંથો આવ્યા છે, તેથી ગુજરાતી શબ્દથી વાકેફ છૈયે; તોપણ જ્યારે ગદ્યમાં સંસાર નીતિ ભક્તિ યુદ્ધ સિવાએ બીજી બાબતો ઉપર અને એ જ પ્રકરણમાં અને બીજામાં શાસ્ત્રીય રીતે લખીયેછ; અથવા પ્રૌઢ સંસ્કૃત અંગ્રેજી ઉપરથી યથાસ્થિત (ભાવાર્થ નહિં) ભાષાંતર કરીયેછ તે વેળા ગુજરાતી ભાષાના શબ્દની દરિદ્રતાને નામે રડિયેછ. તેનો અનુભવ હમારા વર્ગ વના બીજાને કેમ આવવાનો? કેહેવા કર્તા કરવું અઘરું છે. અંગરેજી કવિઓના વિચાર અને સંસ્કૃત કવિઓના વિચાર જેવા જેવા શબ્દોમાં યોગ્ય સંપૂર્ણ રહેલા છે, તેવા

શબ્દો ગુજરાતીમાં મળવા મુશ્કેલ છે. એકના અનુભવથી બોલીયેછ એમ નથી; ઘણાને અનુભવ થઈ ચુકો છે.

આજકાલ ગદ્યમાં લખવું જેવું અઘરું છે, તેવું માત્રા અને રાગકવિતામાં લખવું અઘરું નથીઃ અંગ્રેજી ને સંસ્કૃત કવિઓ ગદ્ય પણ સારું લખી જાણતા. ગુજરાતી કવિઓ માત્ર મલીન રીતે કવિતભાષામાં જ લખી ગયા છે. ગદ્યમાં તો કંઈ જ લખ્યું નથી ને જે કવિઓએ હાલ ગદ્યમાં લખવું શરુ કીધું છે, તે રચનામાં ઘણા દોષ જોવામાં આવે છે. કવિતા કરવામાં ઘણી છુટ છે, પણ ગદ્યમાં ઘણી વાતનાં બંધન છે. વ્યાકરણ ને રચના એ બેના કાએદાની પૂરી માહીતગારી જરુરની છે; ને માહીતગારી છતાં કાગળ ઉપર અને બોલવામાં અનુભવ કરવો, એ ઘણું મુસ્કેલ છે. ગદ્યમાં લખેલું આપણી ભાષામાં કંઈ નથી. ગદ્યમાં કાગળો લખાતા ને દરબારમાં કામ ચાલતાં, પણ તે કેવી રીતનાં હતાં ને છે તે સહુને માલમ છે ને એ કંઈ ભાષાવિદ્યા ન કેહેવાય. ભાષાવિદ્યાને જન્મ આપ્યાનું પ્રથમ માન જેરવીસને છે ને સને ૧૮૨૮ નાં વરસને ગુજરાતી ભાષા-વિદ્યાનો શંક, કેહેવો જોઇયે; કે જે વરસથી ગદ્યમાં લખવાનું શરુ થયું.

ગુજરાતી ભાષામાં કેટલાક શબ્દો સંસ્કૃતમાં છે તેવા જ, કેટલાક સંસ્કૃત શબ્દના અપભ્રંશ, કેટલાક ખરેખરા શુદ્ધ ગુજરાતી, કેટલાક હિંદુસ્તાની, કેટલાક ઉરદુ, કેટલાક ફારસી ને કેટલાક અંગરેજી, એ રીતે વપરાય છે. તેમાં, ઘણો જથો અપભ્રંશનો છે. મૂળ ગુજરાતી તો જુજ નીકળશે; ને એ મૂળ ગુજરાતી ગામડીઆ ને ભીલ વગેરે જાતીની હશે; કેમકે પારકા દેશના વેપારીઓ જઈને વસ્યા, તેની અગાઉ ગુજરાતમાં જંગલી લોકની વસ્તી હશે.

અમદાવાદની ભાષા શુદ્ધ ગુજરાતી કે સુરતની શુદ્ધ ગુજરાતી એ તકરાર નજીવી છે. શુદ્ધ ગુજરાતી તો ભીલ ને ગામડીયાની કહેવાય. પણ એ વાત હાલ મુકરર થયે તે ધોરણપર ગુજરાતી ભાષાનો નીમ બંધાવાનો નથી.

અમદાવાદી બુદ્ધિપ્રકાશમાં બે ત્રણ વિષય ભાષા સુધારવા બાબતના હમારા જોવામાં આવ્યા. તે ઉપરથી માલમ પડેછ કે, અમદાવાદમાં આજકાલ ત્યાંહાંના પંડિતોમાં એ વાત ચરચાય છે. એ ચરચાનું શેવટ જોઇયે તેવી રીતે હાલ અમલમાં આવે તેવું હમને લાગતું નથી. કેમકે જે પ્રથમ કરવાનું છે, તેનું તો ઠેકાણું નથી અને જે પછી કરવાનું છે, તેનો વિચાર ધમધોકારે ચાલે છેઃ

ભાષા પછી નીમ ને ધોરણ કે નીમ ધોરણ પછી ભાષા? જાંહાંસુધી ગદ્ય ઘણું લખાયું નથી, તાંહાંસુધી ગુજરાતી એ ભાષા જ નથી. માટે બેહત્તર છે કે, હવેના દસ વરસનાં ઓછામાં ઓછાં ૫૦ સારાં પુસ્તકો જોવાં ને તેમાંથી પછી નક્કી કરવું કે, લોકનું વલણ સુરત તરફ છે કે અમદાવાદ તરફ છે? અપભ્રંશ, શુદ્ધ ગુજરાતી શબ્દ તરફ છે કે સંસ્કૃત શબ્દ તરફ છે?

હમણાની રીતભાત જોતાં જણાય છે કે, ઉગતી પ્રજા કેટલાક અપભ્રંશ નહીં વાપરે, પણ શુદ્ધ સંસ્કૃત વાપરશે. આસરો નહીં પણ આશ્રય. કવિતા તો રાગમાં બોલાઇને નીમથી રસાઈ એટલે લોકને મીઠી લાગે, પણ ગદ્ય તો, અપભ્રંશથી ને શુદ્ધ ગુજરાતીથી જ માત્ર મધુરાં થનાર નથી.

હમારો વિચાર એવો છે કે, જે શબ્દથી પૂર્ણ ને ખરેખરો આબેહુબ અર્થ સમજાય તેવા રસિક અને જોર આપનારા શબ્દ વાપરવા, પછી તે ગુજરાતી હોય, સંસ્કૃત હોય, ફારસી હોય કે અંગરેજી હોય. પ્રથમ સંસ્કૃત શોધવું, પછી સાધારણ ફારસી ને પછી અંગ્રેજી.

પ્રાકૃત ભાષાને હદમાં રાખ્યાથી ઘણાં નુકસાન છે—અંગ્રેજી ભાષા જે હાલ પૂર્ણ કેહેવાય છે, તે ઘણી ઘણી ભાષાના શબ્દોના ભેળથી થઈછે. માટે ગુજરાતી ભાષા પણ પરભાષામાંથી પ્રસંગે ઘટિત શબ્દ લઇને સણગારવી.

માટે હાલમાં સહુએ ગદ્યમાં લખવું ને પછી વ્યાકરણ ને કોશ એની મેળે થયાં કરશે. જે લોકો પુસ્તકો નથી લખતા, તેઓએ ભાષાશોધક થવું, પણ પુસ્તક લખનારાઓએ તો પોતાનાં કામમાં મચ્યાં રેહેવું એ સારું છે. એકનો એક માણસ સઘળાં કામમાં મોહો ઘાલે તો તેથી એકો સારું ન થાય ને કાઈ સિદ્ધિ પણ વેહેલી ન થાય.



## ૩૩. ભાષણ કરતી વખતના ચાળા.

૧. ભાષણ કરતી વખતે બોલનારો હાથ ખુલ્લા તથા જોર વગરના લુલા રાખે, તે શાંતપણાનું ચિન્હ.

૨. બે હાથ એકબીજા સાથે જોડી દે તે અચંબાની અથવા લાગણીની નિશાની.

૩. ઇજા અથવા દુઃખના વખતમાં તે હાથ તરછોડે છે.

૪. ઈશ્વરને અરજ કરતી વખતે તે હાથ ઉંચા કરે છે.

૫. આશિર્વાદ દેતી વખતે હળવે રહીને હાથ હેઠળ ઉતારે છે.

૬. કોઇને શ્રાપ દેવો હોય અથવા બિહિવડાવવો હોય ત્યારે મોટા જોસથી હાથને નીચે ઉતારે છે.

૭. કોઈને બોલાવતી વખતે હાથ પોતાના બદન તરફ મરોડે છે.

૮. કોઇને હાંકી મુકવો હોય ત્યારે બદનથી હાથને દુર હડસેલે છે.

૯. ખુલ્લું દિલ અથવા ખરાપણું દેખાડતી વખતે તે હાથને ચતા કરે છે તથા ઉપલી તરફની ગતિ આપે છે.

૧૦. જ્યારે કંઈ છાનું રાખવું અથવા કોઈ ઠેકાણે કંઈ કાપટ્યની વાત બતાવવી હોય ત્યાંહાં હાથ ઉંધા અને નીચલી બાજુએ કરે છે.

૧૧. બચાવ, શક તથા ગેરમર્જીની વખતે જે મારતો હોય અથવા જેના ઉપર શક અથવા ગેરમરજી હોય તેની તરફ હથેલી રાખીને હાથ બદનથી આઘા કરે છે.

૧૨. દ્રઢતા અથવા ખાતરીની વખતે હાથેલી શરીર તરફ રાખીને હાથ શરીર તરપ તાણે છે.

૧૩. અજાએબ થતી વખતે હાથને ચોકાવે છે.

૧૪. ખુશી થતી વખતે અથવા વખાણ કરતી વખતે તાળી પાડે છે અથવા આપે છે.

૧૫. કપાળ ઉપર હાથ મુકેથી દુઃખ, ગભરાટ અથવા માનસિકદુઃખ બતાવે છે.

૧૬. ટાલકાં ઉપર હાથ મુકયાથી ઘેલછા અથવા આંખે અંધારાં આવ્યાં હોય તે બતાવે છે.

૧૭. આંખ ઉપર હાથ મુકેથી શરમ અથવા દિલગીરી બતાવે છે.

૧૮. બંને હાથ આંખો ઉપર મુકેથી અત્યંત દિલગીરી બતાવે છે.

૧૯. ગાલ ઉપર હાથ મુકેથી કંઈ વિલંબ લાગવાનો તે બતાવે છે.

૨૦. હડપચી ઉપર હાથ મુકેથી ઘણો વિચારમાં હોય તેમ બતાવે છે.

૨૧. છાતી ઉપર હાથ મુકેથી પોતાના મનમાંહેના સાક્ષીને કંઈ પુછતો હોય અથવા કશાની ઇચ્છા કરતો હોય એમ બતાવે છે.

૨૨. અદબવાળીને તે નમ્રતા બતાવે છે.

૨૩. છાતીના ઉપલા ભાગ ઉપર હાથ મુકીને અથવા તે ઠોકીને પશ્ચાત્તાપ, શરીરને દુઃખ થતું હોય ને દમ લેવાતો ન હોય તે અને છાતીનો ધબકારો બતાવે છે.

૨૪. અને જરાક તેથી હેઠળ હાથ ઠોકીને દ્રઢતા અથવા ગર્વ બતાવે છે.

૨૫. એક હાથની મુઠ્ઠી વાળીને તે બીજા હાથમાં મુકેથી નિશ્ચય બતાવે છે.

૨૬. અને એક હાથને બીજા સાથે ઘસીને રાજીનામું આપ્યું હોય તેમ બતાવે છે. (ભાષાંતર.)



## ૩૪. પારસી કવિતા.

હરેક લખાણમાં બે વાનાં તપાસવાં જોઈએ—મતલબ અને ઇબારત. મતલબ સઘળી સારી હોય અને ઇબારત નબળી નરસી હોય તો તે કુદરતથી જ ખુબસુરત એવાં માણસને લુગડાં વગર રાખી મુકવા જેવું થાય છે; અને એ પ્રમાણે ઉલટું, પણ વિચાર અને રચના મળીને કવિતા થાય છે. કવિતામાં આણવા જોગ વિચાર કાઢવામાં કેટલાએક પારસીઓ ઘણા હોશિયાર છે. તેઓ પોતાના મનના જોસ્સ

બાહાર કાઢી શકે છે, પણ તેને યુક્તિથી જેવા જોઇએ તેવા બોલોમાં; જોઇએ તેવી રીતમાં, ગોઠવી શકતા નથી. પારસી કવિતાની રચના ઘણી ખોડવાળી છે. હમારા જોવામાં ઘણીએક પારસી કવિતા આવી છે. તેમાં કેટલાએક ચંચળ પુરુષોએ સારા વિચાર બતાવ્યા છે, પણ રચના ઉપર કોઇએ સારું ધ્યાન આપ્યું હોય એમ હમને દિસતું નથી.

હમે કેટલાએક સાહેરોને પુછ્યું કે, તમે તમારી બેહેતો કિયા અધારઉપર કરો છો? ત્યારે તેઓએ જવાબ આપ્યો કે "નીમતો કાનમાં, પણ કાનને સારું લાગે છે તેમ અને લીટીયોના છેલ્લા દસકત સરખા કરિયે છૈયે." કાનને સારી લાગે છે એવી જો તેમની કવિતા છે તો સહુના કાનને (નીમ જાણનારા કવિઓ અને રાગ તથા ઢાળ જાણનારાઓને વધારે વળી) સારી લાગવી જોઇએ. પણ એમ નથી. હમારા કાનને તે કવિતા સારી લાગતી નથી. તેઓ કવિતાની લીટીયોને જલદીથી વાંચી જઈ છેલ્લા ચાર પાંચ દસકત રાગમાં કાઢે છે, ને એમ કરે છે એટલે પાછલા દસકતોની ખોડ બેમાલમ રેહે છે. જે રીતે પારસી ભાઈઓ કવિતા વાંચે છે તે રીતે સઘળા માણસો સાદી (કવિતા વનાની) ભાષાને રાગના ઢાળમાં વાંચી શકશે. હા; લીટીને છેડે દસકતો સરખા આણે છે એ તેઓની ચતુરાઈ ખરી.

કોઈ પણ દસકત સંબંધી નિયમ નહીં તેથી, અને ગાયનમાંહેના સૂર તાલની સમજ નહીં અને પાછી એવી ગોઠવણ નહીં કે દસકત એક પછી એક પાણીના રેલાની પેઠે સપાટથી સરકી જાય તેથી, એટલે જેને અંગરેજીમાં Rhythm કહે છે તેની ખામીથી કવિતાની લીટીમાં ચઢતા અથવા ઉતરતા સૂરમાં નિકળતા રાગની મિઠાસ (Melody) નથી આવતી; ઉંચા નિચા ટેકરા ઉપર ચાલતા હોઇએ એમ થાય છે; ઢોળાવ ચઢતા ઉતરતા હોય તેવું નહીં. તેઓ પાછલા દસકત ઝટ ઝટ બોલી જઈને, છેલ્લા ચાર પાંચ દસકત ઉપર ભાર ઉતારી દે છે. વળી પેહેલી અથવા બીજી અથવા પેહેલી ત્રીજી અને બીજી ચોથી વગેરે લીટીયોમાં સામ્ય (Harmony) નથી એટલે તે લીટીયો ન્હાની મ્હોટી થઈ ગયલી હોય છે. જેટલો વખત પેહેલીને બોલતાં ગયો, તેટલો વખત બીજી અથવા ત્રીજી લીટીયો વગેરેને બોલતાં જવો જોઇએ તેમ પણ નથી. કવિતાના નીમ જે ન જાણતો હોય પણ રાગના સૂરતાલનું જ્ઞાન ધરાવતો હોય તો તે પણ સરકતી (ઠોકર ખાતી નહીં) ઉમદા કવિતા કરે. ગુજરાતી લોકોમાં જે ભગતો થઈ ગયા છે, તેઓ કંઈ પિંગળ શિખવા ગયા નોતા.

ગરબી લાવણી કરવામાં વધારે નીમ જાણવાની કશી જરૂર નથી. ફક્ત કાન સારા જોઇએ. પારસી ભાઇઓના કાન સારા થવા જોઇએ; થઇ શકે તેવા છે. પારસી લોકોથી હિંદુ લોકોના જેવી સારી રચનાવાળી કવિતા કરી શકાય કે નહીં? કરી શકાય. મેહેનત લીધાથી કોઈ કામ નથી બનતું એમ નથી. જોડા

અક્ષર અથવા સંસ્કૃત બોલો આણુવાની કંઈ જરુર નથી. તેઓએ ફક્ત નિયમ સમજી લેવા, ને પછી ફારસી શબ્દો વાપરીને કવિતા બનાવવી. સહુને રાંધવું ગમતું નથી, રાંધેલું જમવું ગમે છે. પણ રસોઈ કેમ બને છે, તે જાણવાની ખાએશ રાખનારે બબરચીખાનાના ધુમાડાને દેખીને પાછાં પગલાં ન કરવાં. પારસી કવિતા કરનારાઓ ફક્ત દસ દહાડા (ને ગરબી શિખવી હોય તો એક બે દહાડા) કોઈ સમજતા હિંદુ પાસે જવાની તસદી લે તો હમણાંના કર્તાં ઘણા ઉંચા દરજ્જાની કવિતા કરવાને તેઓ શક્તિમાન થાય.

છેલ્લો દસકત સરખો લાવવાને પારસી સાહેરો ઘણી તજવીજ કરે છે ને વખત ગુમાવે છે. પણ એમ કરવાની હમને ઘણી અગત દેખાતી નથી. જેટલી કાનની કસર તેટલી છેલ્લા દસકત સરખા આણુવાની જરૂર. પારસી ભાઈઓની કવિતા સાડી પેહેરીને આંગ શોભાવતી નથી, પણ વાઘરેણુની પેઠે છેલ્લા દસકતરૂપી કપડાના કડકાથી એબ ઢાંકે છે.

આ સઘળા ઉપરથી એમ નહીં સમજવું કે, રચનાને વિચાર કર્તાં વધારે માન આપવું ઘટારત છે. પણ ઉપર કહ્યા પ્રમાણે વિચારને શોભાવવાને રચના જોઇએ ખરી. પછી પારસી ભાઇઓ, "પોતાની માને કોઈ ડાકેણ ન કેહે તેમ" પોતાની કવિતાની ભૂલ કબૂલ ન કરી ઊલટી વખાણે ને હિંદુઓની ઠેકડી કરે તો સુખે તેમ કરે. હમે તો ભલામણ દાખલ બે સુકન બોલ્યા છૈયે.

---

## ૩૫. પ્રેસિડેન્સિ વર્નાકયુલર લાયબ્રેરી.

ગુજરાતી ભાષાના અને ગુજરાતી લોકોના સુધારા માટે ગુજરાતના મુખ્ય શેહેર અમદાવાદમાં એક સભા ઉભી થઈ ને તેણે પોતાનું નામ ગુજરાત વર્નાકયુલર સોસૈટી એવું રાખ્યું છે. તે સોસૈટીયે નિબંધો અને ન્હાનાં ન્હાનાં પુસ્તકો છપાવી સસતી કીંમતે વેચી લોકમાં વિદ્યાનો ફેલાવો કરવા માંડ્યો છે. દક્ષિણ દેશના લોકના સુધારા માટે અને દક્ષણી ભાષામાં વધારે પુસ્તકો કરવા માટે દક્ષણી વર્નાકયુલર સોસૈટી છે.

મુંબઈ ઇલાકામાં મુંબઇ એ, એક મુખ્ય રાજધાની છે. અહિં, બીજા શેહેર, કસબા, ગામો કર્તાં સુધારો ઘણો ઘણો વધારે છે. પશ્ચિમ હિંદુસ્તાનમાં સુધારાની મૂળ જગા મુંબઈ છે. જીલ્લાઓમાં જે થોડા ઘણા સુધારા થાય છે, તે સઘળા મુંબઈ સુધારાનદીના આડા અવળા ગયલા ફાંટા છે. મુંબઈ રાજધાની પડી તેથી, અને પાછું જેવું જોઇયે તેવું અનુકૂળ બંદર છે તેથી, દેશ દેશના લોકોનો અહિં બોહોળો જમાવ છે. એ લોકોના સુધારાને માટે ન્યુસપેપરો, ચોપાનીયાંઓ અને ગ્રંથો જેવાં ને જેટલાં જોઇયે તેવાં ને તેટલાં તો નથી, તો પણ ઘણું કરીને

છે; પણ તે સધળી સામગ્રીમાં એક વસ્તુની અછત છે—તે એ કે દેશીભાષાનાં પુસ્તકોનો કોઈ ઠેકાણે સારો સંગ્રહ નથી.

અહિ કંઈ એક ભાષા નથી કે તે સુધારવાને અને વધારવાને મંડળીઓ કાહાડવી સેહેલ થઈ પડે. ને એવી મંડળી કાહાડવાની ખામુખા હાલ જરૂર છે, એવું હમને લાગતું નથી; કેમકે ગુજરાત તથા દક્ષણાવર્નાક્યુલર સોસૈટીઓની મેહેનતનો ફાએદો અહીંના લોકો લઈ શકે છે. થોડાં વરસ વીત્યા પછી ભાષા સુધારવાની મંડળીઓની જરુર પડશે ખરી; પણ હમણાં એક વાતની ઘણી જરુર છે.—આ દેશી એટલે સંસ્કૃત, ફારસી, ઉરદુ, હિંદી, મરેઠી, ગુજરાતી, સિંધી, બંગાલી વગેરે આ દેશની તમામ ભાષાઓનાં પુસ્તકો એક ઠેકાણેથી સેહેલથી મળી આવે તેવું કોઇ સ્થળ થવું જોઇયે.

પુસ્તકાલયથી શા શા લાભ થાય છે તે સહુના જાણ્યામાં છે. અહિ અંગરેજી પુસ્તકાલયો ઘણાં અને જોઈએ તેવાં છે. તેમાં કેટલાંએકમાં આદેશી પુસ્તકોનો સંગ્રહ છે ખરો, પણ તે ઘણો જ થોડો—માત્ર હમણાનાં પુસ્તકોનો જ. રાયલ એશિયાટિક સોસૈટીમાં ઘણાંએક સંસ્કૃત અને ફારસી પુસ્તકો છે, પણ તે સર્વ લોકોના જોવામાં આવે તેવાં નથી. તેમાં ગુજરાતી મરેઠી પુસ્તકો તો મુળગાં નથી એમ કહિયે તો ચાલે. વિશેષે કરીને ગુજરાતી મરેઠી ભાષાનાં જુનાં પુસ્તકો અને બીજાં તમામ આ દેશી ભાષાનાં પુસ્તકોનો સંગ્રહ એક ઠેકાણે થવો જરુરનો છે.

જેમ જેમ વિદ્યાનો ફેલાવો થાય છે, તેમ તેમ લોકોને અને વિશેષે કરીને વિદ્યાર્થિઓને જુના ગ્રંથો વાંચવા ઉપર શોખ થાય છે. નવા ગ્રંથો કરવામાં પણ પાછલાં પુસ્તકોને જોવાં પડે છે. જુનાં પુસ્તકો અહિ મુંબઈમાં મળી શકતાં નથી. ગુજરાત દક્ષણના લોકો અહિ જાથુ રેહેતા નથી; તેઓ અહિં વછીયાત દાખલ આવેલા હોય છે, તેથી તેઓ પોતાની જોડે ઘણાં પુસ્તકો આણુતા નથી. માટે સર્વ કોમના લોકોએ એકઠાં મળીને એક સામાન્ય આદેશી પુસ્તક સંગ્રહ કરવો.

વિક્ટોરિઆ મ્યૂઝિયમનાં પેટામાં હમે ઇચ્છીએછ તેવું કંઈ થશે ખરું, પણ તાંહાં સર્વ વસ્તુઓનો સંગ્રહ છે એટલે પુસ્તકોનો જેવો જોઇએ તેવો જમાવ થાય એમ હમને લાગતું નથી. માટે એક જુદી જ સભા ઉભી થાય અને તે પુસ્તકાલય સંબંધી બંદોબસ્ત કરે તો ઘણું સારું.

સઘળું કામ દ્રવ્ય ઉપર આધાર રાખે છે, તેમ આ કારખાનાનું પણ તેમ જ છે. માટે, ધનવંતોએ એ વાત મનમાં લેવી.

સઘળાનું એકઠું થવું મુસ્કેલ લાગતું હોય તો જુદી જુદી કોમે પોતપોતાની ભાષાનાં પુસ્તકોનાં, જુદાં જુદાં સંગ્રહાલયો કરવાં. ગુજરાતીઓએ પોતાનું જુદું કરવું. જ્ઞાનપ્રસારક સભાએ પોતાના પારસીઓનેમાટે અને બુદ્ધિવર્ધક હિંદુ સભાએ પોતાના ગુજરાતી ભાઈઓને માટે અને મરેઠી જ્ઞાનપ્રસારક સભાએ દક્ષણીઓને

સારુ અકેકું પુસ્તકાલય ઉભું કરવું; અને તેમાં કાળ કાળના પંડિતોનાં પુસ્તકો મંગાવવાં. આ તો નિદાને; પણ સર્વ લોકોનું એક જ સંગ્રહાલય થાય અને તેનું નામ પ્રેસિડેન્સિ વર્નાક્યુલર લાયબ્રેરી એવું પડે તો ઘણું સારું. સર્વ કોમના લોકો એકઠા થઇને કામ પાર પાડવાનું ધારશે તો થોડું થોડું આપતાં ઘણું જમા કરશે અને પછી મન માનતી રીતે સંગ્રહાલયનો પાયો નાંખવાને શક્તિમાન થશે. એમ થયેથી લોકને જે લાભો થશે, તે તરત જોવામાં આવશે. વિદ્યાદાન તથા ઔષધદાન તરત ફળે છે અને તેના દાતાને સર્વ તરફથી સંતોષ પમાડે છે.



## ૩૬. મુંબઈમાં હિંદુ ધર્મસભાની જરૂરીયાત.

જેમ જેમ વિદ્યાનો પ્રસાર થતો જાય છે, તેમ તેમ લોકોના વિચાર સારી રીત લઈ લેવા તરફ થાય છે. એ વાત ખરી છે, પણ વિદ્યા જ્ઞાનનો પ્રસાર જેવો જોઈયે તેવો ગુજરાતી ભાષાની મારફતે હાલના સમયમાં અને પછી પણ જલદી પૂરો થઈ શકનાર નથી. જેટલા અંગરેજી ભણેલા જુવાનો હશે, તેમાંના કેટલાએક જ ઉત્તમપ્રતીના વિચારના થશે. બાકીનું મંડળ; હાલમાં ગુજરાતીમાં લખાતાં પુસ્તકો ઉપરથી, ભાષણો ઉપરથી અને દેખાદેખીથી વિચારમાં થોડું ઘણું સુધરશે. જ્યારે પ્રાચીન કાળમાં સંસ્કૃત અભ્યાસ ચાલતો, તારે પણ વિદ્યાજ્ઞાનના પ્રસારથી જ માત્ર લોકની અવસ્થા સારી હતી એમ નથી. ઘણો અભ્યાસ તો માત્ર બ્રાહ્મણો કરતા. તે સમે ધર્મની વાતનાં હાલની પઠે ઘણાં બંધન નહતાં ને સહુ પોત પોતાના વિચાર સ્વતંત્રતાથી કહાડતા હતા. એમ જો ન હોત તો આટલા બધા ગ્રંથ શેના દેખત? અલબત,કેળવણીના ફેલાવથી,લોકો થોડાઘણા સુધરશે, પણ એટલું જ બસ નથી. ફકત કેળવણીથી લોકમાં મનમાન્યો સુધારો કોઈ દહાડો થનાર નથી, એમ હમે હિમત અને ખાતરીથી કહીએ છૈયે. વિદ્યારાણી એ, લોકના મન ઉપર રાજ્ય કરવાને અને સુધારો દાખલ કરવાને જાતે શક્તિમાન છે તો પણ તેને બે પ્રધાનની જરૂર છે. જમણી ખુરસીનો બેસનાર પ્રધાન ધર્મ અને ડાબી ખુરસીનો બેસનાર પ્રધાન રાજ્યસત્તા છે. એ બે પ્રધાન અને ત્રીજી રાણી એકમત થઈ કામ કરે, તો દેશ સુધારો વેહેલો અને પાકો અને બોહોળો થાય, એમાં કંઈ શક નહીં. પણ આજકાલ એ બંને પ્રધાનોની ગેરહાજરી છે. એ વના રાણી ઘણી મુઝાય છે. હવે હિંદુરાજ્યસત્તા પ્રધાનનું થોડા વરસમાં દર્શન થાય તેવું બીલકુલ લાગતું નથી ને કદાપિ આ વખતમાં તેમ થયું તો તે ઉલટી નઠારી સલાહ આપશે, માટે એ પ્રધાનની આશા અને વાત છોડી દેવી. બીજો ધર્મ પ્રધાન છે તે માંદો પડેલો છે. માનું દુધ તો જબ્બર પીધેલું છે, તેથી જોરાવર તો છે, પણ ઘણે પ્રસંગે મારખાધાથી અને અધીરાઈમાં તથા બાવરાપણામાં જેમ લોકોએ સલાહ આપી તેમ કીધાથી, જે પ્રમાણે વાંઝીઅણ બૈરાં, છોકરાંને

માટે તરફડી પીપળા વગેરેને સેવી રોગ હોરી લે છે, તે પ્રમાણે ધર્મ, ઘણા રોગોથી ઘણો અશક્ત થઈ ગયો છે ને પથારીમાં રીબાયાં કરે છે. એ, મેહેનત લીધે સારો થઇને કામ આવે તેવો છે ખરો. માટે એ સારો થાય અને પછી રાણી અને પ્રધાન બે મળ્યાં કે કામ ધોકારે ચાલવાનું—અને સુધારો મજબુત પાયા-ઉપર આવીને બોહોળો ફેલાશે. હવે રાણી તો છે જ, પણ માંદા ધર્મને ઓસડ ખવડાવી હોશીઆર કરવો જોઇયે એટલે, આપણો મૂળ હિંદુ ધર્મ જે છે તે શોધવા પછવાડે અને તે પ્રમાણે ચાલવા પછવાડે દીલ અને મેહેનત લગાડવાં કે જેથી સઘળા લોકમાં સતશુદ્ધધર્મનો પ્રસાર થઈ, ઘણી ઘણી રીતના ધર્મને નામે ચાલતા વેહેમોનાં બંધનો છે તે તુટી જાય અને તારે જ પછી જે નઠારી સ્થિતિમાં લોક આવેલાં છે તે પાછા ઠેકાણે આવે. દેશને તાજો કરવાસારુ ધર્મની અગત છે, એટલું જ નહીં પણ ઇશ્વિરની રુડી અને ખરી ઓળખને માટે અને પછી નીતિથી ચાલવાસારુ પણ ખરા ધર્મની ઘણી જરૂર છે.

આ કામની પછવાડે પરોપકારી સજ્જન પુરુષોએ જેમ બને તેમ મન લગાડવું. એ કામનેસારું એક મંડળી ઉભી થવી જોઇએ અને તેમાં પરોપકારને સારુ ધર્મી પુરુષોએ ધર્માદા નાણું કહાડવું જોઇયે. જેમ ધર્મશાળા વાવ તળાવ કુવા ચોતરા દવાખાના બંધાવવામાં ધર્માદા દામ ધર્માતમા કહાડે છે, તે પ્રમાણે ખરો ધર્મ લોકને સમજાવવાસારુ તેઓએ નાણું કહાડવું જોઇયે. વળી શુભાશુભ કારજમાં કેટલી બક્ષીસો પણ આપવાં જોઇએ, જેથી તે મંડળીનું એક ધર્માદા ભંડોળ ઉભું થાય અને પછી જ્ઞાતા શાસ્ત્રી પુરાણીઓ પાસે ઠેકાણે ઠેકાણે ખરા ધર્મની સમજણ અપાવવી અને પાખંડ મતોનાં ખંડન કરાવવાં—ટુંકામાં એક ધર્મસભા કહાડવી.

---

## ૩૭. ટીકા કરવાની રીત.

સઘળા માણસો પોતાના જ વિચારમાં આવે તેમ ચાલ્યાં હોત તો આ સંસાર કેવારનો તુટી ગયો હોત. બે વનાં છે—ઘટતું ને અઘટતું; તેમાં ઘટતું જ કરવું અને કરાવવું, એ માણસનો હક અને ગર્વ છે. જો કોઈ હદની બહાર જાય તો તેને આગળથી ચેતવવાનો અને ન માને તો તેને તોડી પાડવાનો બીજાઓને હક છે ખરો.

સર્વગુણસંપન્ન એવું કોઇ નથી; ને એકલાથી સઘળાં કામ બની શકતાં નથી. ત્યારે શું એકની ખામી જે તે પોતે જાણતો નથી, તે બીજા જાણીતાએ ન બતાવવી? સર્વ માણસોએ પરસ્પર એક બીજાનાં કામ ઉપર નિઘા રાખીને તેવિષે પોતાના વિચાર આપવા. રે માણસાઈ છે તાંહાં આપ્યા વગર અને લીધા વગર ચાલતું જ નથી. કોઇએ કંઈ કામ કીધું તો તેમાંના ગુણવિષે તેની તારીફ કરવી, કે જેથી તેવા જ સારા ગુણોજોડે પ્રસંગ પાડવાને તેને ઉત્તેજન મળે; નઠારા ગુણવિષે

બોલવું એટલા સારુ કે, ફરીથી તેના દુર્ગુણસાથે તે કામ ન પાડે; અને એમ ગુણ દોષ ઉઘાડા થવાથી લોકને સાર ને અસાર કેટલો છે તે સેહેજ માલમ પડી આવે.

પુસ્તકોવિષે પણ એમ જ જાણવું—કેટલાક, ગ્રંથકરનારા છે, અને કેટલાક, ગ્રંથઉપર ટીકા કરનારા છે. જો ટીકા કરનાર ન હોત તો ગ્રંથ સમજાત નહીં, ગુણ દોષ માલુમ પડત નહીં, ગ્રંથકાર છકી જાત; તે પછી સારા ગ્રંથ લખત નહીં, અને લોકમાં અનાચાર થાત. પોતાનાથી પૂર્વે થયલા ગ્રંથકારોના દોષ ગુણ જાણ્યાનો ફાયદો કોઈ ગ્રંથકાર લેતો નથી એમ તો કદી માનવામાં આવનાર જ નહીં. ટીકા કરવાની મુખ્ય મતલબ એ કે સારું નરસું બતાવવું અને તેમાં વિશેષે નરસું બતાવવું, કે જે જલદીથી દૂર કરવું જરૂરનું છે. જાંહાં વિદ્યા છે તાંહાં વાદ છે જ અને તેમાં ટીકા થયા વગર રેહેતી જ નથી, જેથી લોકને અમૂલ્ય લાભ થાય છે.

ગુજરાતી ભાષામાં અસલથી તે આજલગીમાં જેટલાં પુસ્તકો થયાં છે, તેની ટીકા થઈ નથી—અર્થાત્ ગુજરાતીમાં ટીકા કરવાની ચાલ નથી. અલબત ફલાણું સારું છે અને ફલાણું નઠારું છે એમ સ્વાભાવિક તો કેહેવાય છે ખરું, માટે પુસ્તકોની ટીકા કરવાની ચાલ નિકળવી જરૂરની છે. આટલાં આટલાં પુસ્તકો છે પણ કોઈ ગ્રંથકારે તેમાનાં કોઇની ટીકા કીધી હોય એમ હમને દેખાતું નથી. જે ભાષામાં ટીકા કરવાની અથવા વિસ્તારથી પરીક્ષા કરવાની ટેવ નથી, તે ભાષામાં જોઇયે તેવા ને જોઇયે તેટલા વિદ્વાનો હશે એમ કદી કેહેવાવાનું નહીં. ગ્રંથની સમજને માટે ટીકા જરૂરની છે એમાં કંઈ શક નહીં. કોઈ કોઈ ગ્રંથ ઉપર સોસો ટીકા થયલી છે. આપણા લોક સમજે છે કે, કોઇએ એક બાબતનો ગ્રંથ કીધો તો તે બાબત ઉપર બીજાએ રચવો નહી, પણ એ મોટી ભૂલ છે. એક જ બાબત ઉપર સેંકડો ગ્રંથ લખાયલા હોય છે અને અકેકે ઉપર પચ્ચીસ પચ્ચીસ ટીકા થઈ હોય છે. સંસ્કૃતમાં અને અંગ્રેજીમાં ટીકાવિદ્યા એટલી તો સારા ધોરણ ઉપર બેડાયલી છે કે, જેથી વિદ્યાની શુદ્ધિ અને વૃદ્ધિ સારીપઠે જોવામાં આવે છે.

કોઇએ ગ્રંથ કીધો તો તેણે તેના ઉપર ટીકા થવાથી મારી આબરુ જશે, મારો ગ્રંથ નહીં ખપે, એવી વાતોના વિચારથી બીહીવું નહીં. તેણે તો એમ જ ધારવું કે, મારા ગ્રંથના ઘણા દુશ્મન થાઓ કે જેથી મારી ખોડ જણાય. કેમ કે દોસ્તોના વખાણથી દોષ માલમ પડી શકતા નથી. જે ગ્રંથો ઉપર ટીકા થાય છે, તે ગ્રંથો જો સારા હોય છે તો તે વધારે ખપે છે. અલબત થોડી સમજના અને થોડી વિદ્યાના પુરુષો ચોપડી કહાડીને મોટું માન મેળવી જાય તેનો અટકાવ થવો જોઇયે. જે ડાહ્યો ગ્રંથકાર છે અને જેને સુધરવાની ઇચ્છા છે, તે તો પોતાના ગ્રંથોપર સારી અથવા નરસી ટીકા થઈ જોવાથી ટીકા કરનાર ઉપર દ્વેષ રાખતો નથી, પણ ઉલટો તેનો આભાર માને છે. આપણામાં કોઇને કહ્યું હોય કે, હું તારા ઉપર ટીકા કરીશ એટલે તે બચારાનાં સાતે વાહાણ ડુબી જાય છે. અલબત, દોષ જાણવાથકી થોડીવાર તો તેને દલગીરી થશે, પણ પછી ચાનક રાખી બીજીવાર તે વધારે ચોકસાઇથી બહાર પડશે. જે ટીકા કરાવવાથી બીહે છે, તે અધુરો

છે અને ધૂર્ત્ત થઈને અથવા ખુશામત કરીને અથવા વગવસીલાથી માન અને પૈસા મેળવવાને આતુર છે એમ સમજવું.

પણ હવે ટીકા કોણે કરવી? કેટલાએક ટીકા કરે છે તે એવી મતલબથી કે આપણે લખતાં નથી આવડતું, તારે ટીકા કરીને લખનારને નિંદિયે અને તેની જગતમાં બેઆબરુ કરિયે. આવા ટીકા કરનારાઓને ધિક્કાર છે. જેનામાં સ્વાભાવિક બુદ્ધિ, પ્રાપ્ત કરેલી વિદ્યા, અને સારું નરસું સમજવાનું રસજ્ઞાન છે, તે ટીકા કરવાને યોગ્ય છે. જેને જે વાતની ખબર નથી, તેણે તે વાતઉપર ટીકા કરવી નહીં. જે વાતઉપર ટીકા કરવી હોય તે વાતનું ટીકા કરનારે થોડુંઘણું પણ અનુભવજ્ઞાન મેળવવું જોઇયે. જેણે સારી ટીકા કરવી છે તેણે તો પૂરું જ્ઞાન મેળવવું જોઇયે. ઇનસાફ કરવો અઘરો છે. જો બરાબર ઇનસાફ ન થયો તો બચારો ગ્રંથકાર વગર કારણે માર્યો જાય અથવા સરપાવ લઈ જાય, માટે ટીકા કરનારે બરાબર ન્યાય કરવો જોઇયે, ને એ શક્તિ મેળવવાને સારુ તેણે જાતે ન્યાય કરવાની બાબત ઉપર ચોખ્ખું જ્ઞાન મેળવવું જોઇયે. કોઇએ દ્વેષભાવથી ટીકા કરવી નહીં.

આ સઘળાનો સાર એટલો કે, પુસ્તકો ઊપર ટીકા કરવાની રીત જલદીથી અમલમાં આણવી જોઇયે. ટીકા કરાવનારે પોતાના ગ્રંથઉપર ટીકા થયેથી (કદાપિ સક્ત હોય તો પણ) બીહીવું નહીં, અને દલગીરી રાખવી નહીં; પણ મેલા ડાઘને ટીકારૂપી આરસીમાં જોઇને કાઢી નાખવા, અને સારા સણગાર સજવા. ટીકાકારે અદેખાઇથી નહીં પણ યથાન્યાય વર્તવું, પણ સામાને માઠું લાગશે એમ સમજીને ડરીને નહીં, પણ જેમ બને તેમ સારી પઠે યથાવિધિ વિસ્તારે ટીકા કરવી.



## ૩૮. કવિચરિત્ર વિષે.

બળ, પૈસો, અધિકાર, વિદ્યા, બુદ્ધિ અને ગુણ—એમાંના દરએકથી અથવા થોડાં ઘણાંથી પ્રખ્યાત થયલાં સ્ત્રી પુરુષના હેવાલ રસુઝે દિલપસંદ અને શિખામણ આપવે જોઇએ તેવાં હોય છે. બનેલી અથવા બનતી વાતોનો સારાસાર સમજી ફાયદો કોણ નથી લેતા? સહુ લે છે. માણસ પોતાનાં ગર્વથી પારકા થકી લાભ ઇચ્છવાને નાખુશી બતાવે, પણ તેને તેમ કર્યા વગર ચાલતું જ નથી. જો તે કોઇનું સાંભળે નહીં અથવા કોઇનું જોઇયે નહીં તો તે કોઈ દાહાડો પોતાના જ્ઞાનમાં વધારો કરી શકે જ નહીં. કાન અને આંખ એબે માણસને ઈશ્વરે મોટાં બક્ષીસ આપેલાં છે. દુનીઆમાં જે જે નામાંકિત માણસો થઈ ગયાં છે, તેઓએ પોતાનાથી અગાઉ થયલા મહાપુરુષોનાં વૃત્તાંત સાંભળેલાં અને પોતાની આગળ થતા મહાપુરુષોનાં જોયલાં. કોઇ માણસ પ્રખ્યાત થયો તો તે પ્રથમ કેવી અવસ્થામાં હતો, તેણે જે કામમાં પ્રખ્યાતી મેળવી તે કામમાં પ્રથમ પ્રવેશ કયારે, કેમ અને કેવી રીતે કીધો, તેણે કેટલાં

સુખ દુઃખ વેઠયાં, તેની બુદ્ધિ વિદ્યા કેટલી વગેરે વાતો જાણવી કોને ન ગમે? માણસનો સ્વભાવ એવો છે કે, તેનાથી એ વાતોની જાણ કરી લેવાસારુ હોંસ અને મેહેનત કામે લગાડ્યા વગર રેહેવાતું જ નથી. માણસને એકની એક વાત ઘણી વાર જોવી અથવા સાંભળવી અને તેમ જોઈ સાંભળી એક ઠેકાણે પડી રેવાની ચાલ ગમતી નથી. તે ફેરફાર જોવાથી અને સાંભળવાથી રાજી થાય છે; માત્ર રાજી થાય છે એટલું જ નહીં પણ ખટપટી સંસારમાં તે ખટપટ કરવા મંડી પડે છે.

જુદી જુદી વાતમાં પ્રખ્યાત થયલાં માણસોનાં જન્મચરિત્ર જુદી જુદી રીતના હોય છે—અલબત, માનવી સ્વભાવ છે તે તો ઘણાખરા મળતા આવે જ. સઘળાં જન્મચરિત્ર લાભકારક છે, પણ કવિજન્મચરિત્રથી થતા લાભ તો અગણિત છે. કવિતા એ સંસારનું પ્રતિબિંબ છે. હરેક દેશના લોકના સંસારને જોવા અને તે વળી તેનાં ખરાં સ્વરૂપમાં, તો તે લોકોનાં ઉત્તમ કાવ્યો વાંચવાં. દુનિઆની ખરી આબેહુબ તસવીર કવિ ચિતરે છે. દુનીઆમાં કંઈ કંઈ અજબ જેવી ચીજો છે,— તેઓની પોતપોતાની અને પરસ્પરે શી શી ખાશીયત છે, તેઓ શા શા લાભાલાભ કરે છે એ સઘળું ઘટતી રીતે રંગ દઈ, જેવું જોઇયે તેવું બતાવે છે. કવિ, ઝુંપડાની તથા રાજમેહેલની, ઘરની તથા બહારની, આ દુનીઆની તથા પેલી દુનીઆની, અને ટુંકામાં દશો દિશાની વાત કરે છે. જાંહાં જઈએ તાંહાં કવિ અને કવિતા છે જ. એકેકી વાતને લીધે નામાંકિત થયેલા પુરુષો ઘણા છે, પણ સઘળી વાતને લીધે નામાંકિત થયલા પુરુષો થોડા હોય છે. એ થોડા તે કવિજન છે. ઇતિહાસો વાંચ્યાથી રાજા રૈયતની પરસ્પર વર્તણુક જાણ્યામાં આવે છે, પણ રાજાના ઘરની અને રાજાનાં ઓળીઆંની, તેમ લોકનાં ઘરોની અને તેઓનાં ઓળીઆંની સવિસ્તર વાત કેહેનારો કવિ જ છે. ફલાણા દેશના લોકો ભણેલા, નીતિમાન ને ભક્તિમાન, કેવા ને કેટલા હતા વગેરે વાતો સારીપઠે કાવ્યોથી માલમ પડે છે. હવે આવા માણસોની તવારીખ ઘણી ગમત કરનારી અને ઘણી ઘણી શિખામણ આપતી હોય એમાં શક શું? કંઈ જ નહીં.

જે પુરુષો દુનીઆનાં કામમાં મ્હોટો ભાગ લે છે, તેના જન્મારાની હકીકતથી, તેઓની પોતાની, તેઓની આસપાસના લોકોની, અને વળી બધી દુનીઆની રીતભાત જણાઈ આવે છે.

આ દેશમાં ઇતિહાસ અને જન્મચરિત્ર લખવાની વિદ્યા સારી પઠે ખેડવામાં આવી જ નથી. રાજદરબારી ઇતિહાસો તો જુઠાસાચા કેટલાક મળી આવશે, પણ જન્મચરિત્રના તો વાંધા જ. ઘણાં વર્ષો પૂર્વે થઈ ગયલા કેટલાક ભક્ત અને કવિઓનાં કર્મોને ઇઆદ રાખી રાખીને કેટલાક લોકોએ સ્મૃતિ, પુરાણો બનાવ્યાં ને ઉઘાડું છે કે યાદ રહેલું અને કવિનું બનાવેલું તેમાં સાચજુઠનો ભેગ હોએ જ હોએ. કાળીદાસ આટલી પ્રસિદ્ધી પામ્યો, તો પણ તેનું જન્મચરિત્ર કોઇ સંસ્કૃત પુસ્તકમાં યથાસ્થિત મળી આવવાનું નહીં. ભોજપ્રબંધ નામનાં પુસ્તકમાં તેની અને તેને

આશ્રય આપનારા રાજાઓની અને તે વેળાની પંડિતોની કેટલીક વિદ્યાની વાત લખેલી છે. તેના ગ્રંથો ઉપર ટીકા પણ ઘણા જણે કરેલી છે. પણ કોઇએ તેનું જન્મચરિત્ર લખી તેમાં તેના સ્વભાવની, તેના ઘરની, તેની વિદ્યાની, તમામ વાતો બતાવી નથી. એ મહાકવિ કેવી સ્થિતિમાં પ્રથમ ઉછર્યો હતો, તે કેમ આટલી ખ્યાતીએ પોહોંચ્યો, તેનામાં કેવા કેવા ગુણ હતા, વગેરે વાતથી આપણે અણવાકેફ છૈયે.

હિંદુ વિદ્વાનોમાં એ મોટી ખોડ છે. યૂરોપખંડના લોકોમાં ચરિત્ર વિદ્યા ઘણી ખેડાએલી છે; તેમાં કવિયોની વિદ્યા અને તેઓના પ્રકૃત્યાદિ ગુણ અવગુણ વિષે તો ઘણા ઘણા લોકોએ ઘણું ઘણું લખેલું છે. સંસ્કૃતમાં એ ચાલ નહીં તો પછી પ્રાકૃત ભાષામાં કાંહાંથી હોય! ચરિત્ર લખવાની ચાલ ન હોવાથી પ્રખ્યાત થયલા માણસના ગુણ અવગુણ તેની પાસેના લોક જ સારીપઠે જાણે છે ને ભવિષ્યમાં થતી પ્રજા તો તે પ્રખ્યાત હતો એટલું જ સાંભળે છે અને તેનાં કીધેલાં કર્મો ઉપરથી કેટલુંક લોકના જાણવામાં આવે છે, પણ તે સંબંધી સવિસ્તાર હકીકત જાણવામાં આવતી નથી, તેથી તેઓ ઘણી વાતથી અજાણ્ય રેહે છે.

માટે હમે આશા રાખીએછ કે હવેથી નામાંકિત પુરુષોનાં જન્મચરિત્ર લખી રાખવાનો ચાલ પડવા માંડે તો ઘણું સારુ. ને એને માટે સર્વ વિદ્વાનોએ પોત પોતાના પ્રસંગમાં આવેલા પુરુષોનાં કર્મની નોંધ રાખ્યાં કરવી—અને પ્રસંગ પડેથી તે લોકને જાહેર કરવી. યૂરોપખંડમાં કેટલાક લોક તો પોતાનાં કર્મની પોતે જ નોંધ રાખે છે. આગળની વખતમાં ચોપાનીઆં, ન્યૂસપેપરો વગેરે છાપખાનાનાં સાહિત્ય ન હતાં, કે જેથી એકબીજાની વાત સેહેલથી જાણ પડી શકે. પણ ઈશ્વરની કૃપાથી હવે આપણે સર્વ સાહિત્યથી અનુકૂળ છૈયે, માટે સારાં સારાં જન્મચરિત્ર છપાવી બાહાર પાડવાં જોઇએ. તેમ પોતાના તથા પોતાના મિત્રોના હેવાલ ખાનગી નોંધી રાખવા. અલબત હમે એવું નથી ઈચ્છતા કે, સાધારણ વાતોથી જન્મચરિત્ર લખી છપાવવાં, પણ જે વિશેષ ગુણથી માણસ પ્રખ્યાત થાય છે તે ગુણોનું અને તેને લગતી બાબતોનું જ્ઞાન આપવાસારુ ચરિત્ર લખવાં. તેમાં કવિઓનો તો છોડવા નહીં. તેઓની સાધારણ બેસવા ઉઠવાની વાતમાંથી પણ કંઈ દિલ-પસંદ શિખામણ મળે છે.

ગુજરાતી કવિયોનાં જન્મચરિત્ર લખાઈ છપાઈ પ્રગટ થયલાં જોવાને હમે ઘણા જ આતુર છૈએ.

## ૩૯. સ્ત્રીજાતને માન.

આપણા ઘણાખરા લોકો કેહે છે કે, સ્ત્રીને શાસ્ત્રમાં પુરુષ કર્તાં નીચી કહી છે; તે તો પુરુષનું કામ કરવાને જ સરજી છે; તેને ઘણી છુટ આપવી ન જોઇયે. તેને ઘણું માન આપવું ન જોઇયે. પણ એવો વિચાર અજ્ઞાનપણામાં દેખાદેખીથી આવેલો છે. માણસ શબ્દમાં સ્ત્રી પુરુષ બંને છે. એકને બીજાવના ચાલતું નથી. પુરુષ કદાપી બહારથી ન દેખાડે તોપણ સ્ત્રીઉપર દયા કરવાનું અને તેને માન આપવાનું બુદ્ધીવલણ તેનામાં સ્વાભાવિક છે જ. જે પુરુષોને જે સ્ત્રી સાથે ખરેખરો પ્યાર છે, તે પુરુષો તે સ્ત્રીઓના દાસ થઈ રેહે છે. જેને પોતાની બૈરી અળખામણી છે એવો પુરુષ પણ તડકામાં મુસાફરી કરતી વેળા પોતાના પગના જોડા બૈરીને આપે છે અને પોતે બળતામાં ચાલે છે. પુરાણ શાસ્ત્રમાં વાંચીએછ તો માલમ પડે છે કે, અસલની વખતમાં સ્ત્રીને માન હતું. સીતારામ, રાધાકૃષ્ણ, ઉમામહેશ્વર આદિ નામો છે, તેમાં અગર કદાપી રામ, કૃષ્ણ, મહેશ્વર એ પુરુષ પરમેશ્વરોનો મહિમા ચાલે છે. તોપણ તેઓની સ્ત્રીનાં નામ પ્રથમ મુકેલાં છે. જે સભામાં બૈરાં અને ગૃહસ્થો હોય છે, તે સભાસદોની આગળ ભાષણ કરતી વેળા અંગ્રેજ આ પ્રમાણે બોલે છે: Ladies and Gentlemen સ્ત્રીયો અને ગૃહસ્થો. એ ઉપરથી સિદ્ધ થાય છે કે, સ્ત્રીને માન આપવાનો સ્વભાવ સર્વત્ર છે. સીતા પેહેલી કેમ લખી અને રામ પછી કેમ, એનું કારણ એવું પણ નિકળી શકે છે કે, સીતારામ એ શબ્દ કાનને સારો લાગે છે અને રામસીતા, કૃષ્ણરાધા એ કાનને સારા લાગતા નથી. આ જ કારણ છે ને બીજું નથી એમ ન જાણવું. બન્યો કારણ ખરાં છે.

---

## ૪૦. સ્ત્રીએ લાજ કાહાડવા વિષે.

આ ચાલ પણ જંગલી હાલતની નીશાની છે—અલબત અદબમાં રેહેવું એ સારું છે, પણ કઈ વાતમાં તેનો કોઈ વિચાર કરતું નથી. સ્ત્રી પુરુષે પોતાના વડીલોની આજ્ઞામાં રેહેવું, તેઓની સાથે વિવેકથી વર્તવું અને પરસ્પરે સહુના દેખતાં અવિચારે અને અવિવેકે ન ચાલવું. પણ શું બૈરીએ પોતાના જેઠનાં, સસરાના અને બીજાના દેખતાં વરને મ્હોડું ન દેખાડવું? લગન કરતી વેળા તો વર અને વહુ હજારો આદમીની સાથે બેસે છે અને સહુના દેખતાં હાથ ઝાલે છે. અધરણી વેળા મોટી ધામધુમ થાય છે. તે ધામધુમો કરતી વેળા લાજ નથી આવતી અને મ્હોડું દેખાડવામાં લાજ કહાડે છે. સુરતના બૈરાં પોતાના પુરુષોને જોઇને છેડો નથી વાળતાં, તે ઉપરથી કેટલાક ગુજરાતના લોકોનો એવો વિચાર છે કે, સુરતનાં બૈરાં કુલક્ષણાં છે. જો લુગડે મ્હોડું ન ઢાંકવું, એ ઉપરથી જ તેઓના વિવેકની પરીક્ષા છે તો હમારે કંઈ બોલવાની જરૂર નથી. વારુ એમ છે તો અમદાવાદનાં ઘણાંએક બૈરાં (મુકાબલો કરતાં) લાજ કહાડ્યા છતાં બેહદ કુલક્ષણાં થાય છે તેનું કેમ? વાત ખરી, તેઓ વિવેકસારુ લાજ નથી કહાડતાં, પણ પોતાના

અંદરના કુકર્મથી ખરેખર લજવાઇને મ્હોડાં ઢાંકે છે. બહારથી વિવેક બતાવવો અને અંદરથી કપટ રાખવું એના કર્તાં બહાર અને અંદર સરખો વિવેક રાખવો અને કાળું કીધું હોય તેમ ચીથરે મ્હોડું ઢાંકયું ન રાખવું, એ વધારે સારૂં છે.

---

## ૪૧. ભરતી, ઓટ અને પ્રવાહ વિષે.

ચંદ્રનાં તથા સૂર્યનાં અને વિશેષે કરીને ચંદ્રનાં આકર્ષણથકી ભરતી ઓટ થાય છે. સૂર્ય કર્તાં ચંદ્ર, પૃથ્વીથી થોડે અંતરે છે તેથી સૂર્યના કર્તાં ચંદ્રનું આકર્ષણ પૃથ્વી ઉપર વધારે લાગુ પડે છે.

ભરતી તથા ઓટ એ, દુનીઆમાં એક મોટી તાજુબીની વાત છે એવું અસલના લોકને લાગતું હતું. જો સર ઐઝાક ન્યૂટને પોતાની અજાએબ જેવી બુદ્ધિથી તેનાં કારણ શોધી કહાડ્યાં ન હોત તો આજસુધી તે તેવાં જ બેમાલમ રહ્યાં હોત.*

ભરતી તથા ઓટના અજાએબ જેવા ચમત્કારો જાંહાં જાંહાં દરિયો છે તાંહાં તાંહાં નજરે પડે છે. સુમારે ૭ કલ્લાકસુધી સમુદ્રનું પાણી વધે છે. તે એટલું વધે છે કે, બંદરો તથા નદીઓના મુખમાં પેસીને તે કિનારાની પાસે પાસે જઇને ઉભું રેહે છે. એવું થયું એટલે દરિયાને ભરતી આવી એમ કેહેવાય છે. ભરતી પૂરી થઈ એટલે પછી સુમારે ૧૨ મીનીટ સુધી પાણી તેમજ (સ્થિર) રેહે છે. તારે તેને સમા એમ કેહે છે. પછી તે પાણી સુમારે ૭ કલ્લાક સુધી ઓસરતું થાય છે. ૭ કલ્લાક થયા પછી બાર મિનિટ સુધી તેમજ (સ્થિર) રેહે છે, તારે તેને નિખાર એમ કેહે છે. પછી ફરીથી પાણી ચઢવા માંડે છે. એ પ્રમાણે વારાફરતી એકવાર ભરતી ને એકવાર ઓટ એમ થાય છે. માટે, ચોવીસ કલ્લાક અને પચાસ મિનિટ એટલા વખતમાં બે ભરતી તથા બે ઓટ થાય છે.†

---

* ગ્યાલિલિયો, દિકાર્તીસ, ને વિશેષે કરીને કેપ્લર—એ વિદ્વાનોએ ભરતી ઓટનાં કારણોનો સારીપઠે શોધ કીધો હતો. તેઓ એમ કેહતા કે ભરતી ઓટનો સંબંધ ચંદ્ર સાથે છે. એ વાત તેઓના મનમાં આવી એ સ્વાભાવિક હતું. કારણ કે, ચંદ્રની ગતિના અનુરોધે તે થાય છે. કાલના કરતાં આજ તથા આજનાં કરતાં કાલ, એ પ્રમાણેજ દરરોજ ૫૦ મિનિટ પછી ચંદ્ર ખસ્વસ્તિકમાં આવે છે (૫૦, ૫૦ મિનિટ મોડો આકાશમાં પોતાને ઉગવાને ઠેકાણે દેખાય છે.) અને જેમ જેમ ચંદ્ર ખસ્વસ્તિકમાં મોડો આવે છે, તેમ તેમ ભરતી ઓટ પણ મોડાં મોડાં થાય છે,—એમ તેઓએ જાણ્યું.

† જો ચંદ્ર અચળ હોત તો પૃથ્વીનો દરએક ભાગ ચોવીસ કલાકે પાછો ચંદ્રની સામાં આવત તથા તે થકી દર ચોવીસ કલાકમાં બે વાર ભરતી તથા બે વાર ઓટ થાત. પણ પૃથ્વીની પોતાના આંસ ઉપર એક પ્રદક્ષિણા થાય છે, તારે ચંદ્ર તેર અંશ આગળ વધે છે. એ કારણ માટે, તે જ યામ્યોત્તરવૃત્તને ફરીથી ચંદ્રની સામા આવવાને ૫૦ મિનિટ વધારે લાગે છે.

સમુદ્રની ભરતી તથા ઓટ, તથા તેને હંમેશ વલોવી નાખતાં એવાં જે મોજાં તથા અંદરથી વેહેનારા પ્રવાહ, તે સઘળાંએ કરીને તેનું પાણી હંમેશ ચંચળ (ગતિમાં) હોય છે; સ્તબ્ધ* (સ્થિર) તથા વાસમારતું હોતું નથી. ગરમ દેશોમાં પાણી જલદીથી બગડે છે, પરંતુ થંડા દેશોનાં કર્તાં ગરમ દેશોના દરિયાનાં પાણીમાં ખારાસ વધારે હોય છે, એમાટે દરીયાનું પાણી એ દેશોમાં બગડતું નથી.

ઉપર લખ્યા પ્રમાણે ઘણું કરીને ચંદ્રનાં આકર્ષણે કરીને ભરતી તથા ઓટ થાય છે. પૃથ્વી પોતાના આંસ ઉપર ફરેછ તેથી તેની ઉપરના સર્વ પ્રદેશ અનુક્રમે ચંદ્રની સામાં આવે છે. અને આકર્ષણ ધર્મપ્રમાણે અતિ દુરની જગા કર્તાં અતિ પાસેની જગા ઉપર ચંદ્રનું આકર્ષણ વધારે થાય છે. વળી, પૃથ્વીના પરમાણુઓ કર્તાં પાણીના પરમાણુઓમાં સ્નેહાકર્ષણ ઘણું કમી છે. એ બે કારણને લીધે પૃથ્વીના પરમાણુ કર્તાં પાણીના પરમાણુ જલદીથી જુદા પડીને સેહેજ ચંદ્રના આકર્ષણે ખેંચાયા જાય છે; અને એ માટે, સમુદ્ર, ચંદ્રની સામાં આવ્યો, એટલે પછી તેનું પાણી ઘણા વેગે કરીને ચંદ્ર તરફ ઉચકાઈ આવે છે. પછી પાણી વધતાં વધતાં છેલ્લી વારે પૃથ્વીની ગતિથકી બીજાં ઠેકાણાંનું પાણી‡ ચંદ્રની સામાં આવે છે, તેથી પ્રથમ ઠેકાણાંનાં પાણી ઉપર ચંદ્રનું આકર્ષણ કમી થતું જાય છે.

પૃથ્વીના જે ભાગ ચંદ્રની પાસે હોય છે, તેના ઉપર તેના આકર્ષણે કરીને ભરતી આવવા લાગી એટલે તે જ વખત તેની હેઠળના સામા ભાગમાં પણ એટલે પૃથ્વીની બીજી બાજૂએ પણ ભરતી આવવા માંડે છે. એ કારણ માટે પૃથ્વીનો જે ભાગ ચંદ્રની પાસે હોય છે, તે ઉપર એક તથા તેથી જ નીચલા સામા ભાગ ઉપર એક એવી બે ભરતી એકદમ થાય છે. ચંદ્રની પાસે જે પૃથ્વીનો ભાગ આવે છે, તે ઉપર તેનાં આકર્ષણે, ભરતી આવે છે એ વાત તો સેહેજ સમજાય તેવી છે; પણ તે જ વેળાએ ને તે જ કારણોથી, પૃથ્વીના સામાં ભાગમાં ભરતી આવે છે એ કેમ એ અજાએબ જેવું અને ન મનાય તેવું દેખાય છે ખરું, પણ તે જુઠું નથી; ખરું જ છે તથા તે સિદ્ધ પણ થઈ શકે છે. દુરના ભાગ કર્તાં પાસેના ભાગ ઉપર આકર્ષણ

---

* સમુદ્રનું પાણી સ્થિર તથા વાસ મારતું હોત તો પૃથ્વી ઉપર માણસથી રેહેવાત નહીં. કારણ કે, ચંચળ સમુદ્રથી હવા જેવી શુદ્ધ થાય છે તેવી સ્થિર સમુદ્રથી થાત નહીં. ઉલટી, સમુદ્રમાંથી દુર્ગંધ નિકળીને તેથી હવા ખરાબ થઇને તે પ્રાણીઓના તથા વનસ્પતિયોના ઉપયોગમાં કંઈ જ આવત નહીં.

‡ ચંદ્ર બરોબર ખસ્વસ્તિકમાં આવે છે (જેવો આકાશમાં દેખાય છે) એટલે તરત જ મોટી ભરતી થાય છે એમ નથી. ઉગ્યા પછી બે ત્રણ કલાકે ઘણાં પાણી ભરાય છે. કંહી કંહી કિનારાના છેડા પાણીમાં ગયાથકી અને કંહી કંહી સાંકડી સામુદ્રધુની હોવાથકી, ભરતીનાં પાણી ભરાવાને અડચણ પડે છે ને તે ઠેકાણે સમા ઘણી જ મોડી થાય છે. મોટા ભરદરીઆમાં ભરતી આવવાને કોઈ અડચણ નથી, તોપણ ચંદ્ર ખસ્વસ્તિકથકી (ઉગવાનાં ઠેકાણાંથકી) ખસ્યાને ૨॥ કલાક થયા વગર સમા થતી નથી. કારણ કે, ચંદ્ર બીજે ઠેકાણે જાઇને અહીંનું પાણી ખેંચીને તહીં લઇ જાય તાંહાંસુધી અહીંઆં પાણી ભરાયાં કરે છે.

વધારે હોય છે. હવે પૃથ્વીના બીજા ભાગ ઉપર એટલે અતિ દુરના ભાગ ઉપર જે સમુદ્ર હોય છે તે, તે ભાગની જમીન કર્તાં ચંદ્રથકી વધારે દુર હોય છે, માટે આકર્ષણ, તે સમુદ્ર ઉપર જેટલું હોય છે તેના કર્તાં તે ભાગની જમીન ઉપર વધારે હોય છે અને એટલા સારુ, તે જમીન, સમુદ્ર કર્તાં ચંદ્ર તરફ વધારે ખેંચાઈ જાય છે એટલે ભરતી આવ્યા પ્રમાણે જ તે પાણી તાંહાં ઉંચું ઉંચું થવા માંડે છે.

આ બાબતનું સારી પઠે લંબાવીને બયાન કીધાથી જેટલું ધ્યાનમાં આવશે, તેના કર્તાં પણ બતાવેલી આકૃતિ જોયાથકી વધારે સારું ધ્યાનમાં આવશે. આ બાબત સારી સમજાય તેવી કરવાસારુ આપણે એવી કલ્પના કરવી કે પૃથ્વી બીલકુલ ગોળાકાર છે તથા તેની ઉપરની સપાટીઉપર પાણી પસરેલું છે. હવે પૃથ્વી ઉપર ચંદ્રાદિ કોઈ પણ બહારના પદાર્થનું આકર્ષણ ન હોત તો નારંગીના ઉપર આસપાસ જેવું આવરણ હોય છે તેવો તેની આસપાસ સરખી ઉંચાઇનું પાણીનું આવરણ હોત. પણ તેના ઉપર ચંદ્રાદિ બહારના પદાર્થોનું આકર્ષણ છે, માટે ઉપર કહ્યા પ્રમાણે વાત બને છે.

એ આકૃતિમાં અવકડ એ પૃથ્વી છે, ચ ચંદ્ર અને સ સૂર્ય છે—અ એ ચંદ્રની પાસેનો પૃથ્વીનો ભાગ તથા વ એ અતિદૂરનો ભાગ, એ ઉપર ભરતી આવીને સમા થઇ છે એવું દેખાડ્યું છે. અને ક તથા ડ એ બંને ઠેકાણે પાણી નિખાર થયું છે, કારણ અ અને વ એ ઠેકાણે પાણી વધીને ક તથા ડ એ ઠેકાણે પાણી કમી થયું છે. અમાસે તથા પુનેમે ચંદ્રનું આકર્ષણ તથા સૂર્યનું આકર્ષણ એ બે એકઠાં થાય છે તેથી બીજા દિવસો કર્તાં સમુદ્રમાં એ બે દિવસે ઘણી જ વધારે ભરતી આવે છે. પણ ચંદ્રની આકર્ષણ લીટી ઉપર સૂર્યની આકર્ષણ લીટી લંબ હોય છે તારે, ચંદ્રના આકર્ષણે જે પાણી ભરાતું હોય છે, તે સૂર્યને આકર્ષણે કમી થાએ છે; માટે તે વખતની ભરતી ન્હાની હોય છે. ચંદ્ર તથા સૂર્ય એ બંને, એકલીટીએ પાણીને ખેંચતાં છતાં જે ભરતિ આવે છે તેને ઉધાનનાં પાણી કહે છે; તથા તેઓનાં આકર્ષણો એકમેક ઉપર લંબ છતાં જે ભરતી આવે છે, તેને ઓટનું પાણી કેહે છે. ઉપરની આકૃતિમાં ઉધાનનાં પાણી કેમ થાય છે તે બતાવ્યું છે. અમાસે ચંદ્ર તથા સૂર્ય એઓનાં આકર્ષણ એકઠાં થયેથી તેઓ પોતાની પાસેનો જે પૃથ્વીનો ભાગ તે ઉપરનાં પાણીને ખેંચે છે તથા તેથી તેની હેઠળની બાજુનું પણ પાણી ઉંચુ જવા માંડે છે. પુનેમે ચંદ્ર સૂર્ય સામસામા આવીને પાણી ખેંચે છે, તારે પણ ઉધાન જ થાય છે. કારણ કહેલું જ છે કે પૃથ્વીના એક ભાગમાં ભરતી અથવા ઓટ થતી હોય છે તો તે ભાગની સામેના નીચલા ભાગમાં ભરતી અથવા ઓટ થાય છે તે પ્રમાણે અહીં પણ.

બીજી આકૃતિમાં ઓટનું પાણી દેખાડ્યું છે. ચ એ આઠેમનો ચંદ્ર અને સ એ સૂર્ય છે. હવે વ ઠેકાણે ચંદ્ર પાણીને ખેંચે છે અને ડ ઠેકાણે સૂર્ય ખેંચે છે માટે ચંદ્રનાં આકર્ષણને સૂર્યનું આકર્ષણ અટકાવ કરે છે, માટે ચંદ્રની સામેની

જગાએ ઘણું પાણી ચડતું નથી અને તેથી વ ઠેકાણે ઉધાનનું પાણી થતું નથી તથા ક ઠેકાણે પાણી નિખાર થતું નથી. સુદ આઠેમે, વદ આઠેમે હમેશ પ્રમાણે ભરતી ઘણી આવતી નથી તથા ઓટ પણ મોટી થતી નથી. અમાસે તથા પુનેમે હંમેશ કર્તાં ભરતી ઓટ મોટાં થાય છે.

સૂર્યની પેઠે ચંદ્રનું પણ આકર્ષણ વિષુવવૃત્ત ઊપર વધતું હોય છે, માટે તેની પાસેની ભરતી તથા ઓટ મોટી મોટી થાય છે. અને ધ્રુવો પાસે કમી હોય છે માટે તાંહાં ભરતી ઓટ એટલી તો થોડી થાય છે કે, તે થઈ ન થઈ એ જલદીથી સમજાતું નથી.

મહાસાગરોમાં તથા જેમાં અડચણો નથી એવા મોટા મોટા સમુદ્રોમાં ભરતી નિમેલે જ વખતે થાય છે અને તેની ઊંચાઈ એક બે ફુટ કર્તાં વધારે નથી હોતી, એવી વાત પાસિફિક મહાસાગરમાંના બેટો પાસે બને છે. પણ ભરતીને ભૂશલાકા અથવા કિનારા નડતા હોય છે તો અથવા તેને ખાડીમાં થઇને જવાનું હોય છે તો તાંહાં ઉલટા પ્રવાહ સામા મળે છે તેથી ભરતી આવવાની વેળાનો નિયમ રેહેતો નથી તથા પાણી પણ પુષ્કળ ચઢે છે. પવનને લીધે પણ કદી કદી ભરતી આવવાના વખતમાં તથા તેની ઊંચાઇમાં ફેર પડે છે.

મહાસાગરથકી દૂર એવા જે બાલ્ટિ સમુદ્ર, ભૂમધ્ય સમુદ્ર વગેરે એઓની સપાટીનો વિસ્તાર એટલો ન્હાનો છે કે તેઓની સઘળી સપાટી ઉપર ચંદ્રનું આકર્ષણ સરખું પડે છે, માટે તે ઠેકાણે ભરતી આવી હોય છે તો પણ તે સાફ જણાયામાં આવતી નથી. હડ્સનનું અખાત, બાફીનનું અખાત, રાતો સમુદ્ર ઇત્યાદિઓમાં મહાસાગરોમાંથી ભરતીના મોટા મોટા પ્રવાહોને આવવાના રસ્તા છે, માટે તાંહાં નિમેલે વખતે મોટી મોટી ભરતી તથા ઓટ થાય છે. બ્રિટિશ ચાનલમાં કદી કદી ૪૦ અથવા ૫૦ ફુટ ઊંચાઇની ભરતી આવે છે અને ફંડીના અખાતમાં તો ૬૦ ફુટ ઊંચી ભરતી આવે છે તથા તે એટલા વેગથી આવે છે કે, કીનારા ઉપર ચરનારાં પશૂ ઢોરોને નાસી જવાને જોગવાઈ પણ મળતી નથી ને વેળાએ તે તણાઇને ડૂબી જાય છે. જેમાં ભરતીના પ્રવાહને આવવા સારુ મારગ હોય છે એવી જે ગંગા, સિંધુ ઇત્યાદિ નદિયો તેઓના મુખપાસે ૩૦–૪૦ ફુટ ઉંચી ભરતી આવે છે અને કદી કદી તે ઘણી જલદીથી આવે છે, તેથી ઘણો નાશ થાય છે.

## પ્રવાહ વિષે.

સમુદ્રમાંથી જુદે જુદે વેગે જુદી જુદી દિશાએ પાણીના પ્રવાહ જાય છે. એથકી સમુદ્રનું પાણી હમેશાં હાલતું ચાલતું હોય છે. વિષુવવૃત્ત ઉપરના, તથા ધ્રુવની પાસેના પ્રવાહો નિરંતર વેહેનારા તથા નિયમસર હોય છે; પરંતુ કેટલાએક પ્રવાહોને પેદા કરનારાં કારણો અનિયમિત હોય છે તથા તેમાં વારે વારે ફેરફાર થાય છે, એટલાસારુ તે પ્રવાહો પણ અનિયમિત હોય છે.

વિષુવવૃત્તમાંનો મહાપ્રવાહ હમેશાં પૂર્વથી તે પશ્ચિમ તરફ વેહે છે. એ પ્રવાહ બીજા સહુથી મોટો છે. એ, વિષુવવૃત્તની બંને બાજુએ ૩°–૩° અંશ સૂધી છે. આટલાંટિક મહાસાગરમાં ક્રાંતિવૃત્તની અંદર આફ્રિકાના કિનારાપાસે આ પ્રવાહનો

આરંભ થાય છે, અને દક્ષિણ અમેરિકાનો જે ભાગ પૂર્વે તરફ સમુદ્રમાં ગયલો છે, તાંહાં આવ્યા પછી તે પ્રવાહની બે શાખા થાય છે. એક શાખા બ્રેઝીલ દેશને કીનારે થઇને જતાં જતાં માજીલનની સામુદ્રધુનીમાંથી પાસિફિક મહાસાગરમાં જાય છે; તથા બીજી શાખા વાયવ્ય દિશાએ જઇને કારેબીયન સમુદ્રમાં વળે છે; તથા કયૂબાની પશ્ચિમ સીમા અને યુકતાન એ બેથી થયલી સામુદ્રધુનીમાં થઇને મેકિસકોના અખાતમાં જાય છે. પછી વેરા ક્રૂસ શેહેર પાસેથા રયો-દેલ નાર્તે એ નદીના મુખ સુધી જે જે કિનારાના ફાંટા છે, તે ત્વળણે મિસિસિપીના મુખ અગળ આવે છે; તાંહાંથી ફ્લારીડા આંતને પશ્ચિમ કિનારે કિનારે જઇને ફ્લારિડાના અખાતમાં પેસે છે; અને તાંહાં તેને અખાતનો પ્રવાહ કહે છે.* એ પ્રવાહ ખલાસી લોકોને ઘણો કામનો થઈ પડે છે. મેકિસકોના અખાતના કિનારા ઉપર તે પ્રવાહનો મોટો આઘાત થાય છે, ( તે જોરથી અથડાય છે ) તેથી તેનો પ્રત્યાઘાત પણ મોટો થાય છે; તથા તે અખાતમાં જઇને પડનારી નદીઓનાં પાણી તે પ્રવાહને મળે છે; એ અને તે પ્રવાહ જે સામુદ્રધુનીમાંથી બહાર પડે છે તે ઘણી સાંકડી છે; એ સઘળી વાતને લીધે તેનો વેગ ઘણોજ વધે છે. બાહામા નામની સામુદ્રધુનીમાંથી બાહાર નિકળ્યા પછી તે ઈશાન તરફ વળે છે; પછી તેનો વેગ કમી થઇને તે યૂનૈટેડસ્ટેત્સને કિનારે કિનારે જઇને છેલ્લી વારે ન્યુફૌંડલાંદની દક્ષીણ તરફના કિનારા ઉપર અથડાય છે. પછી તે અગ્નિકોણતરફ વળીને અજોરીસ† નામના બેટો સુધી જાય છે અને તાંહાંથી દક્ષિણ તરફ વળીને યુરોપ અને આફ્રિકા એઓને કિનારે કિનારે કેનેરીસ નામના બેટ તરફ જાય છે. છેલ્લી વારે કેપ બ્લાંકે એના અક્ષવૃત્તપર આવીને ફરીથી વિષુવવૃત્તના પ્રવાહને મળે છે. પછી એ ઠેકાણે તેની પ્રદક્ષિણા પૂરી થઇને તે પાછો અમેરિકા તરફ જવા લાગે છે.

---

* ફ્લારિડાના અખાતમાંથી બહાર નિકળતાં તે પ્રવાહનો વેગ દર કલાકે સુમારે પાંચમૈલ હોય છે. જાર્જ્યા અને કારોલૈનાસ એઓને કિનારે કિનારે જાતાં તેનો વેગ દર કલ્લાકે ત્રણ થકી તે બે મૈલ સુધીનો હોય છે. એ ઠેકાણે એ પ્રવાહ કિનારા થકી સમુદ્રમાં સુમારે ૭૦ મૈલ ઉપર છે તે જેમ જેમ ઉત્તર તરફ જાય છે તેમ તેમ કિનારા થકી તેનું અંતર વધતું જાય છે. મધ્યમ પ્રમાણમાં તેની પોહોળાઇ સુમારે ૬૦ મૈલ છે. તે પણ ઉત્તર તરફ જવા લાગ્યા એટલે વધતી થાય છે. જેમ જેમ તે થંડા દેશમાં જાય છે તેમ તેમ તેનો સુંદર લીલો રંગ તથા તેની વધતી ગરમાઇ તથા તેમાંથી વિશેષે કરીને ન્યૂફૌન્ડલંડ આગળ નિકળનારો બાફ એ સહુ ઉપરથી તે ઓળખવામાં આવે છે.

† સુમારે પંદરમાં શૈકાને અંતે એટલે અમેરિકાનો શોધ લાગ્યો તેની પેહેલાં થોડાં વર્ષ ઉપર એવી વાત બની કે અજાણી જાતીનાં માણસનાં બે મુડદાં પ્રવાહથી તણાતાં તણાતાં અજોરિસ નામના ટાપુઓને કાંઠે ઘસડાઇ આવ્યાં. એ વાત ઉપરથી કોલમ્બસની પક્કી ખાતરી થઇ કે, પશ્ચિમ તરફ પણ એકમ્હાદ્વીપ છે. અમેરિકાના ઉષ્ણકટિબંધમાંનાં ઝાડો એ પ્રવાહથી તણાઇને આવેલાં નાર્વે તથા સ્કાટ્લાંદના કિનારા ઉપર ઘણી વાર માલમ પડયાં છે. એક વખત તો એવું બન્યું હતું કે, પશ્ચિમ ઇંડીસ ટાપુમાં બળી ગયલાં વાહાણની ડોલકાઠી હેબ્રીડીસ બેટઉપર ઘસડાઈ આવી હતી.

પાસિફિક મહાસાગરમાં, વિષુવવૃત્તમાંનો મહાપ્રવાહ અમેરિકાને પશ્ચિમ કાંઠે થકી એશિઆ તથા ન્યૂહાલંદ એઓના પૂર્વ તરફના કિનારા સુધી હંમેશા એકસરખો જાય છે. એ કારણ માટે તાંહાં જનારા ખલાસીઓને તે ઘણો ઉપયોગી પડે છે—તાંહાં આવ્યાપછી વચમાં અડચણ આવીને તેના અનેક જુદાજુદા પ્રવાહો થાય છે. એમાટે ન્યૂહાલંદ અને એશિયાખંડ એ બેની વચ્ચે જે અનેક બેટો છે, તેઓની વચમાંથી વાહાણો લઈ જવાં ઘણાં જ કઠણ છે તથા ધોક્કો લાગ્યા વગર રેહે નહીં એવું તે કામ છે. તે પ્રવાહમાંનો એક મોટો પ્રવાહ ન્યૂહાલંદના દક્ષિણ કિનારાને ફરતો જાય છે તેથી ન્યૂહાલંદ અને વાંદીમન્સ્લાંદ એ બેની વચમાંના અખાતમાં અનેક મોટા મોટા પ્રવાહો થયા છે. ન્યૂહાલંદને કિનારે રહી જતા છતાં માદાગાસ્કર અને આફ્રીકા એ બેના કિનારા તરફ પશ્ચિમમાં તે ફરીથી વળે છે.

ધ્રુવ પાસેનો પ્રવાહ ધ્રુવ થકી વિષુવવૃત્ત તરફ વેહે છે. એ માટે ધ્રુવ તરફથી સમશીતોષ્ણકટિબંધમાં બરફના ગોળા વેહેતા આવે છે; તેણે કરીને, આટ્લાંટિક મહાસાગરની ઉત્તર તરફના ભાગમાં, વિશેષે કરીને ધુમસના દહાડામાં વાહાણો લઈ જવાં એ મોટું જોખમ ભરેલું કામ છે. કપ્તાન પારી સાહેબે વગર પૈડાની ગાડી સરખી હોડીઓ તથા રેનડીઅર એઓની મદદથી ઉત્તર ધ્રુવ તરફ જવા સારુ પ્રયત્ન કીધો, પણ ઉત્તર ધ્રુવ તરફથી સામાં આવતા એવા જે પ્રવાહ તેણે-કરીને તે નિષ્ફળ થયો. તે સાહેબ જેમ જેમ બરફ ઉપરથી ઉપર તરફ જતો ગયો, તેમ તેમ તે બરફ તે પ્રવાહને લીધે વધારે વેગથી દક્ષિણ તરફ આવતું ગયું

પાણીથી ભરેલાં પીપમાંથી લોટો ભરીને કહાડી નાંખ્યો હોય તો તાંહાં ખાલી જગા પડે છે તેમ ચારે તરફથી પાણી મોટા વેગથી આવીને ફરી વળીને સરખું થાય છે. તેમ વિષુવવૃત્તની પાસેના પાણીમાંથી બાફ થઇને ઘણું પાણી ઉડી જાય છે તેથી તાંહાંનું પાણી કમી થઇને તાંહાંની સપાટી ભાગી જાય છે તે પેહેલાં સરખી કરવાસારુ બંને ધ્રુવ તરફથી પાણી આવવા લાગે છે.

આ વાત ક્રાંતિવૃત્તમાં, પાણીનું વ્હેવું પશ્ચિમ તરફ હોય છે માટે, જે પૂર્વે કહ્યું તેને વિરુદ્ધ દેખાય છે, પણ ખરેખરું જોઈએ તો તે વિરુદ્ધ નથી એ વાત નીચે લખેલી છે તે ઉપરથી દિસવામાં આવશે. ધ્રુવ તરફ કર્તાં વિષુવવૃત્ત પાસે પૃથ્વીનો વેગ વધારે હોય છે અને એટલાસારુ ધ્રુવ તરફ આવનારા પ્રવાહ પછ-વાડે એટલે પશ્ચિમ તરફ રહી જાય છે. કારણ પૃથ્વી પશ્ચિમ તરફથી તે પૂર્વે તરફ ફરે છે ને એમ છે વાસ્તે તે પશ્ચિમની તરફ વળ્યા જાય છે એમ દેખાય. વિષુવવૃત્ત ઉપરના વેગ પ્રમાણે જેનો વેગ નથી એવું પાણી ધ્રુવ તરફથી નિરંતર આવે છે માટે, તે પશ્ચિમ તરફ નિરંતર જાય છે એવું દેખાય છે.

સમુદ્રમાં એકમેકની બાજુએ સામસામી દિશાએ વેહેનારા એવા પ્રવાહ પુષ્કળ ઠેકાણે માલમ પડે છે. અંતર્વાહી પ્રવાહ, એટલે ઉપરનો પ્રવાહ એક દિશાએ જતો હોય અને તેની નીચેથી તેનાથી ઉલટી દિશાએ અથવા જુદી દીશાએ જે પ્રવાહ જતો હોય તે. કચાડગેટ અહિંયાં એક પ્રવાહ જટ્લંડને કિનારેથી બાલ્ટિક

સમુદ્રમાં જાય છે અને સ્વીડન દેશને કિનારેથી બીજો પ્રવાહ તે સમુદ્રમાંથી બાહેર પડે છે. જીબ્રાલટરની સ્ટ્રેટમાંથી એક મોટો પ્રવાહ ભૂમધ્ય સમુદ્રમાં જાય છે તથા તે જ સમુદ્રનું પાણી અંતર્વાહી પ્રવાહ રૂપે થઇને ફરીથી આટલાંટિક મહાસાગરમાં આવે છે, એવું કેટલાએકનું મત છે.*

એક મેકની સામેથી આવનારા પ્રવાહોનું મળવું થયું તો કદી કદી તે ચક્રની આકૃતીમાં ગરગર ફરવા લાગીને તેથી મોટા મોટા ભમરા ને વમળ થાય છે. વિશેષે કરીને સાંકડી સામુદ્રધુનીમાં સામસામા પ્રવાહનાં એકઠાં મળવાથી એ વાત બને છે. અસલના વખતના ખલાસી લોકોને ઘણું ભય પેદા કરનાર એવો જે કારિબ્દિસ નામનો ઘણો જ પ્રસિદ્ધ ભમરો તે એવા પ્રવાહોથી બનેલો. કારિબ્દિસ કર્તાં પણ વધારે નુકસાન કરતો એવો જે મેલસ્ટ્રોમ નામનો એક ભમરો નાર્વે દેશના કિનારા ઉપર છે તે પણ તેમજ બનેલો છે.–તેનું જોર એટલું છે કે, બે મૈલ ઉપરનાં વાહાણો તથા વધારે તો શું પણ મોટા મોટા મગરમચ્છ ઘસડાઇ જઇને તેમાં ડુબી જાય છે. એ ભમરાનો અવાજ મોટો થાય છે. વિશેષ કરીને તોફાન થયું એટલે તેની મોટી ગર્જના થાય છે અને કદી કદી નવ મૈલ સૂધી તેની તાણ હોય છે.

સમુદ્રમાંના પ્રવાહ થંડા દેશમાંથી ગરમ દેશમાં વહ્યા જાય છે; એટલામાટે ચારે તરફનાં પાણીમાં ગરમી સરખી રેહે છે એટલું જ નહીં પણ તેથી પૃથ્વી ઉપરની ગરમી પણ સરખી થાય છે. આસપાસ ફરતા ભાગના સમુદ્રમાં સમશીતોષ્ણતા ન હોત તો અતી શીતે કરીને પૃથ્વીના કેટલાક ભાગમાં વસ્તી બીલકુલ ન હોત. (મરેઠી ઉપરથી ભાષાંતર.)



## ૪૨. નદી અને સરોવર.

નદીઓના ઉગમ, પર્વતોમાં અથવા બીજાં ઉંચાં ઠેકાણાંમાં હોય છે. જે પાહાડોમાં નદીઓનો ઉગમ હોય છે, તે પાહાડો જેવા ઉંચા અથવા નીચા હોએ છે; તથા જે દેશમાં થઇને તે નદીઓ તથા તેની શાખાઓ વેહે છે તે દેશ જેવા લાંબા પોહોળા અથવા ટુંકા સાંકડા તથા સપાટ અથવા ઉંચા-નીચા હોય છે, તથા તાંહાંની જમીન જેવી દમવાળી તથા હવા જેવી થંડી હોય છે, તે પ્રમાણે તે નદીઓ મોટી અથવા ન્હાની તથા ઘણે અથવા થોડે વેગે વેહેનારી હોય છે.

* કારિબિયન સમુદ્રમાં કેટલેએક ઠેકાણે વિષુવવૃત્ત તરફના પ્રવાહ ઘણા વેગથી વેહે છે. એવું કેહે છે કે, તેમાં હોડી ચાલતી હોએ ને તે પરથી એકાદું મોટું વજન મુકી દીધું હોય તો તે પોતાને ઠેકાણેથી ખસનાર નહીં. એ ઉપરથી એવું માનવામાં આવે છે કે, બુડેલો પદાર્થ ઉપરના પ્રવાહની ઉલટી દિશાએ વેહેનારો જે અંતર્વાહી પ્રવાહ તેમાં રેહે છે અને ઉપરનો પ્રવાહ જેટલા જોરથી હોડીને ખેંચે છે તેટલા જ જોરથી નીચલો પ્રવાહ તે પદાર્થની ઉલટી દીશાએ હડસેલે છે માટે, તે પદાર્થ એક જ ઠેકાણે સ્થિર રેહે છે.

અમેજન નદી તથા બીજી મોટી નદીઓ જે દેશમાં થઇને વેહે છે, તેઓના વિસ્તાર નકશા ઉપર અથવા ગોળા ઉપર જોયા હોય તો એ વાત તે જ વખત નજરમાં આવી જશે. અમેજન નદી અને તેની શાખાઓ જે દેશમાં થઇને વેહેતી જાય છે, તે દેશ સુમારે આખા યુરોપખંડ જેવડો મોટો હશે. મિસિસિપિ તથા લાપ્લાટા એ નદીઓ જે દેશમાં થઇને વેહેતી જાય છે, તે પણ ઘણા મોટા છે. તો પણ, તેમાંનો કોઈ પણ દેશ અમેજન નદી જે દેશમાંથી જાય છે, તો દેશના અર્ધ બરોબર પણ નથી.

અમેરિકાની નદીઓનો ઉગમ જે પર્વતોની હારમધ્યે છે તે હારની લંબાઈ ઘણી મોટી છે તથા તે પર્વતો પણ ઘણા ઉંચા છે. પૂર્વ મહાદ્વીપમાં પણ જે મોટી મોટી નદીઓ છે, તે મોટા મોટા પર્વતોની હારમાં છે. નદીઓ જે ઠેકાણામાં થઇને વેહે છે તે જેમ જેમ ઢોળાવ પડતું ઉતરતું હોય છે, તેમ તેમ નદીઓનો વેહેવાનો વેગ વધારે હોય છે. નદીઓને પોતાના મારગમાં એકાએક ઢોળાવ આવ્યો કે તે મોટા વેગથી દોડે છે તથા તે ટેકરા ટેકરી ઉપરથી પડવા લાગી એટલે ધબધબાટ થાએ છે.

નદીના પાત્રમાં (જે તળજમીન ઉપર નદીનું પાણી હોય છે તેમાં) જેમ જેમ પાણી વધતું હોય છે તેમતેમ તેનો વેગ વધારે થાય છે. એટલા માટે જ, પોહોળાઇનાં પ્રમાણમાં જેવું નદીનું ઉંડાણુ અધિક હોય છે તેવો તેનો વેહેવાનો વેગ અધિક હોય છે. કારણ કે, પોહોળાઇના કર્તાં જેવું નદીનું ઉંડાણુ વધતું હોય છે તેવો આગળનાં પાણી ઉપર પાછળનાં પાણીનો દાબ વધારે બેસે છે. પાછળનાં પાણીનો દાબ આગળનાં પાણી ઉપર થાય છે એટલું જ નહીં પરંતુ ઉપરનાં પાણીનો પણ દાબ નીચલાં પાણી ઉપર બેસે છે માટે જ તે મોટાં મોટાં મેદાનમાં થઇને મોટા મોટા વેગે વેહે છે.*

અમેજન નદીનાં મુખથકી પાછાં હઠતાં ૬૦૦ મૈલ સુધી ૧૦$\frac{૧}{૨}$ ફીટ ઉતરણ છે, એટલે તે અંતરના દર હજાર ફુટે ઇંચનો $\frac{૧}{૨૯૯}$ મો ભાગ છે. પારાગવે નદી ઘણીજ દુર જાય છે તાંહાં લગી તેનું પાત્ર દર મૈલ $\frac{૧}{૩૪}$ ઇંચ ઉતરતું છે.

નૈલ, ગંગા, વાલ્ગા, નૈજર ઓરીનોકો–હૈન ઇત્યાદી બહુએક મોટી નદીઓ અનેકમુખે, સમુદ્રને મળે છે; લાપ્લાટા, સેંટ લારેન્સ ઈત્યાદિ કેટલીએક મોટી નદીઓ એકજ મુખે દરિયાને મળે છે; લાપ્લાટા નદીનું મુખ ૧૫૦ મૈલ પોહોળાઇનું છે.

નૈલ, ગંગા, સિંધુ, મિસિસિપિ ઇત્યાદિ કેટલીએક મોટી નદીઓને નીમેલે વખતે પૂર આવે છે. ચોમાસામાં વિશેષે કરીને ઉષ્ણકટિબંધમાનાં ચોમાસામાં જે મોટો વરસાદ પડે છે તેણે કરીને તે નદીઓને પૂર આવે છે.

---

* પાત્ર સમાન હોય તો ફક્ત ઉપરનાં પાણીના દાબેજ પાણી વેહે છે. એટલા સારું નદીનું અથવા નેહેરનું ઉંડાણ વધારે કરીને પોહોળાઈ તેટલીજ રાખી હોએ તો પાણીનો વેગ વધારે થાય છે.

વર્ગ ૩. ૨૦૦૦ મૈલથી માંડીને તે ૧૫૦૦ મૈલલગીની લંબાઇની નદીઓ.

| | | | |
|---|---|---|---|
| સઘેલિયન અથવા આમૂર ... | ૧૯૦૦ | મેકેનજી... ... ... | ૧૯૦૦ |
| ડાન્યૂબ ... ... | ૧૮૦૦ | ઓરીનોકો ... ... | ૧૮૦૦ |
| મદીરા ... ... | ૧૮૦૦ | યૂફ્રાતીસ ... ... | ૧૮૦૦ |
| સીંધુ... ... ... | ૧૭૦૦ | ભાગીરથી ... ... | ૧૬૫૦ |
| બ્રહ્મપુત્રા ... ... | ૧૬૦૦ | ઈરાવતી ... ... | ૧૬૦૦ |
| રીયોબાવો અથવા દેલનોર્તે... | ૧૫૦૦ | | |

વર્ગ ૪. ૧૫૦૦ મૈલથી માંડીને તે ૧૨૦૦ મૈલલગીની લંબાઇની નદીઓ.

| | | | |
|---|---|---|---|
| લાપ્લાટા ... ... | ૧૪૦૦ | રેડરિવર, એટલે રાતી નદી ... | ૧૪૦૦ |
| કોલંબિયા ... ... | ૧૪૦૦ | નેલસનની નદી ... ... | ૧૪૦૦ |
| તોકાંતીન ... ... | ૧૪૦૦ | ઓહિયો ... ... | ૧૨૦૦ |
| આકસસ અથવા જિહોન... | ૧૨૦૦ | | |

વર્ગ ૫. ૧૨૦૦ મૈલથી માંડીને તે ૧૦૦૦ મૈલલગીની લંબાઈની નદીઓ.

| | | | |
|---|---|---|---|
| નીપર ... ... | ૧૧૦૦ | ડાન ... ... ... | ૧૦૪૦ |
| તેનિસી ... ... | ૧૦૦૦ | કોલેરાડો ... ... | ૧૦૦૦ |
| અરગ્વા ... ... | ૧૦૦૦ | યલોસ્તોન એટલે પીળાપથરાનીનદી | ૧૦૦૦ |
| સૅંટફ્રાન્સિસ્કો ... ... | ૧૦૦૦ | પ્લિકોમાયો ... ... | ૧૦૦૦ |
| પરાના ... ... | ૧૦૦૦ | | |

વર્ગ ૬. ૧૦૦૦ મૈલથી માંડીને ૮૦૦ મૈલલગીની લંબાઇની નદીઓ.

| | | | |
|---|---|---|---|
| સેનીગાલ ... ... | ૯૫૦ | તૈગ્રિસ ... ... ... | ૯૫૦ |
| સિહોન અથવા જાકસાતીસ | ૯૫૦ | ગારીપ અથવા નારંગીની નદી | ૯૦૦ |
| સતલજ ... ... | ૯૦૦ | સાયામની નદી અથવા મિનામ | ૮૫૦ |
| ર્‌હૈન ... ... ... | ૮૪૦ | માગદલીના ... ... | ૮૦૦ |
| ગોદાવરી ... ... | ૮૦૦ | | |

વર્ગ ૭. ૮૦૦ મૈલથી માંડીને તે ૬૦૦ મૈલની લંબાઇની નદીઓ.

| | | | |
|---|---|---|---|
| જમના ... ... | ૭૮૦ | ઉત્તરદ્વૈના ... ... | ૭૫૦ |
| ગાંબિયા ... ... | ૭૦૦ | નીસ્તર ... ... ... | ૭૦૦ |
| એલ્બ ... ... | ૬૮૦ | વિશ્ચુલા ... ... | ૬૫૦ |
| સરિકવહાના ... ... | ૬૨૦ | લાયર ... ... ... | ૬૨૦ |

વર્ગ ૮. ૬૦૦ મૈલથી માંડીને તે ૪૦૦ મૈલની લંબાઇની નદીઓ.

| | | | |
|---|---|---|---|
| ઓદર ... ... | ૫૮૦ | થીસ ... ... ... | ૫૭૦ |
| દક્ષિણ દ્વૈના ... ... | ૫૭૦ | તૈગસ ... ... ... | ૫૫૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | મૈલ. | | | મૈલ. |
| નૈમેન | ... ... | ૫૧૫ | મ્યુસ | ... ... ... | ૫૧૧ |
| બાગ ... | ... ... | ૪૭૦ | બ્હોન | ... ... ... | ૪૬૦ |
| ગ્યાડિયાના | ... ... | ૪૬૦ | સીન | ... ... ... | ૪૫૦ |
| સેવ ... | ... .. | ૪૫૦ | વેસર | ... ... ... | ૪૪૦ |
| પ્રુથ ... | ... ... | ૪૩૦ | પો | ... ... ... | ૪૧૦ |
| દોરો ... | ... ... | ૪૧૦ | ઇબ્રો | ... ... ... | ૪૦૦ |
| | | | ગારોન | ... ... | ૪૦૦ |

વર્ગ ૯. ૪૦૦ મૈલથી માંડીને તે ૩૦૦ મૈલ લગી લંબાઇની નદીઓ.

| | | | | |
|---|---|---|---|---|
| કન્નૈકિટકટ નદી... | ... | ૩૮૦ | દ્રેવ ... ... ... | ૩૮૦ |
| ગ્વાદાલ કિવ્વર... | ... | ૩૪૦ | દેલોવર... ... ... | ૩૨૦ |
| હડસન ... | ... | ૩૦૦ | ગ્લામેન... ... ... | ૩૦૦ |
| મેયન... ... | ... | ૩૦૦ | તાર્ન્યો ... ... ... | ૩૦૦ |

વર્ગ ૧૦. ૩૦૦ મૈલથી માંડીને તે ૨૦૦ મૈલ લગીની લંબાઇની નદીઓ.

| | | | | |
|---|---|---|---|---|
| તેમ્સ... ... | ... | ૨૦૦ | શાનન ... ... ... | ૨૦૦ |
| સેવર્ન... ... | ... | ૨૦૦ | તૈબર ... ... ... | ૨૦૦ |

## સરોવર વિષે.

સરોવરના વર્ગ ચાર કીધા છે, તે અનુક્રમે લખીએ છૈએ.

વર્ગ પહેલો:—જેમાં બહારથી પાણી આવતું નથી તથા જેમાંથી બહાર પણ જતું નથી એવાં. એવાં સરોવરો ઘણુંકરીને ન્હાનાં હોએ છે અને એ સરોવરો જ્વાળામુખીનો અગ્ની હોલવાઈ ગયાથી થયાં છે, એવો વિદ્વાન લોક તર્ક કરે છે.

વર્ગ બીજો:—જેમાં બાહારથી પાણી આવતું નથી પણ જેમાંથી નદીઓ ઉભરાઇને બાહેર જાએ છે એવાં. એવાં સરોવરમાં અંદરનાં ઝરા વેહેતા હોએ છે.

વર્ગ ત્રીજો:—જેમાં બહારથી પાણી આવે છે અને જેમાંથી નદીઓ નિકળે છે એવાં. આવાં સરોવર પૃથ્વી ઉપર પુષ્કળ છે. અમેરિકામાંનાં સરોવરો અને લાદોગા, ઓનિગા, કાન્સ્તન્સ, બૈકલ, ઈત્યાદિ સરોવરો એ વર્ગમાં છે. એ વર્ગનાં કેટલાંએક સરોવરો, તેમાંથી વેહેનારી નદીઓનાં પાણી ઉભરાઈ ગયાથી થયાં છે એવું કહ્યું હોએ તો ચિંતા નહીં. એનું ઉદાહરણ—અમેરીકાનાં મોટાં સરોવરો સેંટ લારેન્સ નદીના ઉભરાઈ જવાથી થએલાં છે; જીનીવાનું સરોવર હૈન નદીના ઉભરાવાથી થયું છે: કાન્સ્તન્સ સરોવર હૈન નદીના ઉભરાઈ જવાથી થયું છે; આબીસીનીઆ દેશમાંનું ડેંબિઆ સરોવર નૈલ નદીનાં ઉભરાયાથી થયું છે; આલ-નરી અને દર્ગ એ ઐલંદનાં સરોવરો શાનન નદીનાં ઉભરાયાથી થયાં છે.

વર્ગ ચોથો:—જેમાં મોટી મોટી નદીઓ આવીને મળે છે, પણ જેમાંથી પાણી બહાર જતું દેખાતું નથી એવાં કયાસ્પિયન સમુદ્ર, અરલ સમુદ્ર અને આફ્રિકાનું ચાંદ સરોવર પણ આ વર્ગમાં છે. એવાં સરોવરોમાં બહારથી પાણી આવે છે,

તોપણ સરોવરમાંનું પાણી વધતું નથી; કારણ કે તે પાણીનો બાફ થઇને ઉંચે હવામાં ઉડી જાય છે અથવા જમીનમાંથી ઝરાને રૂપે જાય છે.

કાસ્પિયન સમુદ્ર, અરલ સમુદ્ર, ઉરુમ્યા કરીને ઈરાન દેશમાં એક મહા સરોવર છે તે, ઇત્યાદિ ચોથા વર્ગનાં ઘણાંએક સરોવરો ખારાં છે. ગરમ દેશમાં, તથા આફ્રિકા, એશિયા, અને અમેરીકા એમાંના રેતીના અરણ્યમાં ખારાં સરોવર ઘણાં છે. તે એવાં કે તેમાંનાં પાણીનો બાફ થઇને તે ઉડી જાય છે અને નીચે ખારની પોપડીઓ એકઠી થાય છે. તેમાંથી તાંહાંના લોકોને મીઠું મળે છે. કેટલાંક સરોવરને તળીએ સાજીખાર એકઠો થાય છે. ઈજિપ્તપ્રદેશમાં આ પ્રકારનાં છ સરોવરો છે તે ઘણાં પ્રસિદ્ધ છે. તેમાં સાજીખાર ઘણો ઉત્પન્ન થાય છે તથા તેનો વેપાર પણ ઘણો ચાલે છે. દક્ષિણ અમેરીકામાં મારાકાએબુ—અહીં એક સરોવર છે તેમાં બે વરસમાં ૧૦૦૦ પૌંડ કર્તાં વધારે સાજીખાર એકઠો થાય છે. તાંહાના ઈંડિયન લોક ડુબકી મારીને તે ખાર ઉપર કહાડે છે. હંગરી દેશમાં આ પ્રકારનાં કેટલાંએક સરોવરો છે.

કેટલાંક સરોવરોમાં નિમેલી વેળાએ પાણી આવે છે તથા નિમેલી વેળાએ પાણી જતાં રેહે છે. ઇલિરિયા દેશમાં કર્કેન્તિસ નામનું સરોવર છે, તથા પારાગુવે નદી ઉપર જારાએસ સરોવર છે, તે ઉપર કહેલા પ્રકારનાં છે. જારાએસ સરોવરને કદી કદી પાણી હોય છે તથા કદી કદી નથી હોતું. એટલામાટે તે સરોવર દક્ષિણ અમેરિકાના નકશા ઉપર કહાડીને ભુસી નાખેલું હોય છે. એવા સરોવરને જે ઝરા હોય છે તેઓનું પાણી વધતું થયું એટલે સરોવર ભરાય છે તથા કમી થયું એટલે રેતી કોરીકટક થઇ જાય છે.

પૃથ્વી ઉપરનાં મુખ્ય મુખ્ય સરોવરોનાં ક્ષેત્રફળનો સુમાર નીચે પ્રમાણે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| કાસ્પિયન સમુદ્ર | ... | ૧૨૦,૦૦૦ | અરલ સમુદ્ર | ... | ૪૦,૦૦૦ |
| સુપીરીયર સરોવર | ... | ૨૪,૦૦૦ | બૈકલ સરોવર | ... | ૨૦,૦૦૦ |
| હુરોન | ... | ૧૯,૦૦૦ | મિચિગાન | ... | ૧૫,૦૦૦ |
| ચાંદસરોવર | ... | ૧૨,૫૦૦ | સ્લેવ સરોવર | ... | ૧૧,૮૦૦ |
| ગ્રેટબેર સરોવર | ... | ૧૦,૩૦૦ | વિનીપેગ | ... | ૮,૦૦૦ |
| એરી સરોવર | ... | ૮,૦૦૦ | લાદોગા | ... | ૬,૩૩૦ |
| ઑંતેરિયો | ... | ૫,૫૦૦ | નિકારગવા* | ... | ૪,૮૦૦ |

* નિકારગવા સરોવર ૧૧° અને ૧૨° ઉત્તર અક્ષાંશમાં તથા ૮૪° અને ૮૫° પશ્ચિમ રેખાંશની વચમાં છે. પાસિફિક મહાસાગરથી એ સરોવર સુમારે ૧૨ મૈલ ઉપર છે તથા કારેબિયન સમુદ્રથી સુમારે ૬૦ મૈલ ઉપર છે. કારેબિયન સમુદ્ર તથા એ સરોવર એ બેની વચમાં સેંટ જુઆન નામની નદી છે. તેણે કરીને બન્યો એકઠાં જોડાયલાં છે. એ નદી તથા એ સરોવર એમાંથી આટલાંટિક મહાસાગર તથા પાસિફિક મહાસાગર એ જોડી નાખવા, એવી કલ્પના ઘણા લોકોનાં મનમાં ઘણી વાર આવી છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| તિતિકાકા* | ... | ૪,૦૦૦ | ઓનિગા | ... | ૩,૩૮૦ |
| વેનેર | ... | ૨,૧૩૫ | દૂઁબિયા | ... | ૧,૧૩૦ |
| વેત્તર | ... | ૮૪૦ | મીલર | ... | ૭૬૦ |
| વાન સરોવર | ... | ૫૬૦ | મૃત સમુદ્ર | ... | ૩૧૦ |
| પાલ્તે | ... | ૩૦૦ | જિનીવા | ... | ૨૪૦ |
| કાન્સ્તાન્સ | ... | ૨૦૦ | ગાર્દા | ... | ૧૮૦ |
| માજીઓરી | ... | ૧૫૦ | વાલાતોલ | ... | ૧૫૦ |
| લુકુનીયા | ... | ૧૦૨ | નુશાતેલ | ... | ૬૬ |
| કોમો | ... | ૫૪ | લામોંદ | ... | ૨૧ |
| નેસ | ... | ૧૫ | વિંદર મીર | ... | ૭½ |

( મરેઠી ઉપરથી ભાષાંતર.)



* દક્ષિણ અમેરિકાનાં સર્વે સરોવરોમાં તિતિકાકા એ મોટું સરોવર છે. સમુદ્રની સપાટીથકી એની ઉંચાઈ સુમારે ૧૨૭૯૫ ફુટ છે.

## ૨. ડાંડિયામાંના વિષયો.*

### ૧. ડાંડિયો.

( દોહરા )

અમાસ નિશ ઘનઘોરમાં, ચોરિ ધાડનો ભોય;
ઘરમાં વસ્તી દીપની, બ્હાર ડાંડિની હોય—૧

* વિલાતમાં લોકો પોતપોતાનાં મંડળો કરી અઠવાડિયામાં અમુક અમુક ઠેકાણે અમુક અમુક દિવસે થોડીવાર મળે છે.—ચાહ, કાફી, દારૂ, પીયે છે,—વેળાએ સાથે જમે છે,—નાના પ્રકારની ગોષ્ટીઓ કરે છે. એવાં મળવાંને કલબ કરીને કહે છે. જેમ ઉત્તમ મધ્યમ ને કનિષ્ઠ વર્ગના લોકોની કલબો હોય છે, તેમ વિદ્વાનોની પણ હોય છે. વિદ્વાનોની કલબોએ ઘણાં ઘણાં દેશહિતકારી કામો કર્યાં છે. એવી એવી કલબો વિષે અને ટેબલટાક (જમતાં જમતાં ચાલતા તડાકા) વિષે ઘણુંએક મારા વાંચવામાં આવેલું, તે ઉપરથી આજથી પાંચ વરસ ઉપર માહારી એવી ઇચ્છા થયેલી કે આપણા સુધારાવાળા ભાઇઓ એકાદી કલબ કાહાડે તો સારું. પણ આપણામાં જ્ઞાતિપ્રતિબંધ જ્યાંહાં ત્યાંહાં આડો આવી નડે છે, એટલે સાથે ખાવાપીવાના મોટા વિચારની વાતોને લીધે કોઇ કલબનો પાયો નાખવાનો દાહાડો આવી શક્યો નહીં

ગયાં વરસમાં જ્યારે સુધારાવાળા મિત્રો શેરબજારનાં મોહોટાં ખેતરમાં, મારવાડનાં તીડનીપેઠે ધુમાધુમ કરી રહ્યા હતા અને પોતાને નીતિમાન કહેવડાવતા છતાં પણ હરામનું લુટવાઉપર મોડાનીપેઠે મંડી પડેલા હતા, તે એવા તો ઊંચે ડોળે ફરતા કે કંઈ કહ્યાની જ વાત નહી. સભા ગઈ હતી સુઈ–ખાનગી પણ મળતા નોહોતા કોઈ—પોતપોતાના સ્વારથની ઝૂમમાં પોતપોતીકાંને જખમી કરવાને ખંચાતા પણ નહીં. એવી હાલતઉપર મને ઘણી દયા આવતી કે પ્રભુ આ માહારા સમજુ ભાઇયો કેમ ઘેલા બની ગયા છે! માહારે ત્યાંહાં નિત્ય પ્રમાણે અહિંના અને દેશાવરના લોકોનું આવવું તો થતું. પણ મારા મિત્રો તો કોઈ મોહોડાં દેખાડતાજ નહીં; તેમ હું પણ ટેકમાં તેઓને ત્યાંહાં તેઓના નાણાંના વિચારમાં ખલેલ પાડવાને જતો નહીં. મને ભાષણો કરવાની અને વિદ્વાન મંડળોમાં બેસવાની ટેવ પડી ગયલી તેથી હું મનમાં ઘણો મુંઝાતો હતો. એવી હાલતમાં એલફિન્સ્ટન કાલેજનો વિધાર્થી મારો પરમસ્નેહી ગિરધરલાલ દયાળદાસ, જે એક મારી પેઠે શેરબજારથી અળગો રહેલો તેને મેં વાત કહી.—કે ભાઈ આ પ્રમાણે મિત્રો તો ગાંડા બની ગયા છે, તેઓ મંત્રીધર્મ કંઈ સમજતા નથી.—પણ તેઓની વાત મુકી દઇને આપણે ત્રણ ચાર જણ અઠવાડિયામાં એકવાર મળવાનું રાખિયે, અને ત્યાંહાં ચાહા, કાફી, બીડી હુક્કા વગેરે પાનસોપારીના ઉપભોગસાથે નાના પ્રકારની વિદ્યા સંબંધી ને દેશસુધારા સંબંધી વાતો કરિયે. અને તેમાં જે કાંઈ બ્હાર કહાડવા જેવું હોય તેને નોંધી રાખીયે, કે વખત આવે એટલે છપાવી પ્રગટ કરિયે.—ટુંકામાં એક લિટરરી કલબ કહાડિયે; ને ત્યાંહાં ટેબલટાક કરિયે. ભાઈ ગિરધરલાલે કહ્યું કે, એવી રીતે તો ઘણા દહાડા નિભશે નહીં, પણ કંઈ લખી છપાવવાનું રાખિએ તો ઠીક. મેં કહ્યું, એમ થાય ત્યારે પછી જોઇયે જ શું. આપણે તો આપણા કામમાંથી વખત કાહાડી લખીશું, પણ બીજાથી કેમ બનશે? પણ આખરે એ જ વિચાર કરયો અને પછી બીજા ચાર જણ હમને મળ્યા. તે આ છેઃ—

ડાંડિ વગાડે ડાંડિયે, હોય ડાંડિયો જેહ;
મુકે ડાંડપણુ ડાંડિયો, મરતી કરતો રેહ—૨
નહીં ડાંડિયા રહાંડિયા, પણ વળિ લોક અજાણ;
ન્હાંનાં મ્હોટાં નાર નર, સરવે થાય સુજાણ—૩

---

નગીનદાસ તુળસીદાસ ને ઠાકોરદાસ આત્મારામ (કાલેજના વિદ્યાર્થીઓ), કેશવરામ ધીરજરામ (શેર બ્રોકર) અને શ્રીધર નારાયણ (ગુજરાતી મેહેતાજી)

હમે હમારી કલબનું નામ સાક્ષર મંડળ એવું રાખ્યું—એટલે જેમ વ્રત ઉધાપન—વ્રત ઉજવવામાં ચોખાનાં મંડળો પુરેલાં હોય છે, તેમ નાના પ્રકારના વિદ્યાના અને દેશહિતકારી વિચારો જેમાં ભરચા રહ્યા છે, એવા સાક્ષર એટલે વિદ્વજ્જનનોનું મંડળ. હમે એકઠા મળી એવો વિચાર કરચો કે, આપણે દર અઠવાડીયે મળવું ને વિષયો લખી લાવ્યા હોઈયે તે તપાસી નક્કી કરી પંદરે દહાડે ચોપાનિયાના આકારમાં છાપી પ્રગટ કરવા. પખવાડિયે એટલા સારૂ કે લખવું બની આવે ને ખરચ પણ થોડો થાય. રાખજો, લોકને ગદ્ય વાંચવાનો બિલકુલ શોખ નહિં તેથી તેઓ અંગર વગર ખુશામતે પૈસો ખરચી આપણું છાપું લેવાના નહિ. ગાંઠથી ખરચ તો કરવો પડશે તો પણ, સ્પેક્ટેટરના જેવું લખાણ કહાડવું તો ખરૂં. પછી એમ અક્કેક જણે વારા ફરતી, કહાડવાના છાપાંનું નામ પાડવા માંડ્યું, તેમાં નગીનદાસે કહ્યું કે ડાંડિયો રાખિયે. મેં કહ્યું ઠીક છે. કેમકે મોહટું નામ રાખી હલકું કામ કરવું, તેના કરતાં હલકું નામ રાખી મોટું કામ કરવું વધારે સારૂં અને ડાંડિયા શબ્દના બે ત્રણ અર્થ થાય છે માટે, મારી નજરમાં પણ એ નામ દુરસ્ત લાગે છે. સહુએ એ નામ કબુલ રાખ્યું, ને પછી તા૦ ૧ લી સપ્ટેમ્બર ૧૮૬૪ થી ડાંડિયો કહાડવો શરૂ કરચો. પેહેલા બે નંબર તો મફત લુટાવી દીધા ને પછી વરસ દહાડાનો રૂપીયો એવું જુજ નામનું લવાજમ રાખ્યું.

ડાંડિયાથી લોકનું કલ્યાણ થતું હોય કે નહિં તેનો, લોકે વિચાર કરવો. ડાંડિયો પેહેલેથી તે આજ સુધી વખણાતો આવ્યો છે, તેને સારૂ હમે મગરૂબ નથી પણ એક વાત જે હમણા સપનામાં ન્હોતી, તેથી હમે ઘણા જ મગરૂબ છૈયે. તે આ છે કે, ડાંડિયાથી લોકોમાં ગદ્યગ્રંથો વાંચવાનો શોખ ઉત્પન્ન થયો છે.

ગુજરાતીઓમાં સરકારી નિશાળે ચાલતી છોકરાંને કામની ચોપડિયો સિવાયે અને બુદ્ધિવર્દ્ધક, બુદ્ધિપ્રકાશ ને શાળા પત્રક ચોપાનિયાં સિવાયે જેને ખરેખરો ગદ્યગ્રંથ કેહવો જોઈએ, તેવો કોઈ જ નોહોતો, તે આ ડાંડિયો છે. બુદ્ધિવર્ધકના વાંચનારા થોડા છે. બુદ્ધિપ્રકાશ વધારે વંચાય છે પણ તે જિલ્લાઓમાં, ને વધારે વંચાય છે તેનું કારણ કે, તેમાં કવિ દલપતરામની કવિતા પ્રથમથીજ લખાતી આવીછે—એ ચોપાનિયાંના ન્યુ ઘરાકો મુંબઇમાં પેહેલેથી તે આજ લગતમાં ૧૦ થી વધારે નહિ હોય. શાળાપત્રકમાં ઘોણું તો નિશાળો સંબંધી આવે છે. ડાંડિયાની ભાષા ને ડાંડિયાના વિષયો બંનેની ઢબ જ એવી છે કે, જેથી તે, થોડી મુદતમાં આખી મુંબઇમાં, આખા ગુજરાતમાં, આખા કાઠીયાવાડમાં ને આખા કચ્છ હાલારમાં અમર પ્રસિદ્ધિ પામી ચુકયો છે. જેમ મોર બપૈયા મેઘનેમાટે આતુર હોય છે તેમ ગરીબ તવંગર, મૂરખ ભણેલ, સ્ત્રી ને પુરૂષ સહુ પેહેલી પંદરમીના ડાંડિયાને માટે વાટ જોતા બેસી રેહે છે.

જોકે ડાંડિયામાં ઘણા જણનાં લખાણ છે, તોપણ તેની ઢબ ઘણુંકરીને એક સરખીજ છે.

મેં ૧૮૬૦ થી ગદ્ય લખવું બંધ કરયું હતું, તે પાછું તા૦ ૧ લી સપ્ટેંબર ૧૮૬૪ થી ડાંડિયાથી પાછું શરૂ કર્યું છે.

ડાંડીની મ્હેનતથકી, ધજાડાંડિ સોહાય;
દેશતણો ડંકો વળી, બધે ગાજતો થાય—૪

ડમ ડમ ડંમ, ડમ ડમ ડંમ, ડમ ડમ, ડંમ, ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડંમ—જાગજો રૈયત, બાર વાગા બાર! કાલે રોનવાળાઓએ મને કેહેલું છે કે, આજકાલ ખાતર ધાડ ઘણાં પડે છે—ચોર જુગારી છિનાળવા રાંડબાજ ઠગ ધુતારા ખુની વગેરે હરામનું તકાવનારાઓની ટોળીઓ ઠામ ઠામ જોવામાં આવે છે—રે તેમાં મોટ મોટાઓ છે—બડે બડે વેપારીયો છે—સરકારી ઓ-હ્‌દ્દારો છે—પઢેલા લોકો છે—તેઓએ પોતપોતાનો આબરુદાર ધંધો કરવો છોડી દીધો છે—તેઓ હરામનું ખાવાની (આડીવાટની ધૂળ ખાવાની) અને તેથી ગરીબ રૈયતને પાયેમાલ કરી નાખવાની તજવીજો કરે છે. મૂરખ અને નીચ લોકોની ટોળીયો તો ઝટ વિછુટી પડે, પણ મોટાઓની—પૈસે વગે અક્કલે ભરપૂર એવા લોકોની ટોળી વિખરવી મુશ્કેલ છે—("આભ ફાટે તાંહાં ઠીગડું કેમ દેખાય?") —ધરમ, નીતિ—પ્રમાણિકપણું, વિદ્યા, બુદ્ધિ, ઉદ્યોગ, વગેરે જતાં રેહે છે અને તેને બદલે પાખંડ—ઢોંગ ધતુરા, અનીતિ—વ્યસન—અપ્રમાણિકપણું, વેહેમ અજ્ઞાન, જડપણું, આળસ વગેરે હરખમાં કુદતાં કુદતાં આવતાં દેખાય છે.—એથી શેહેરે શેહેરના અને પછી દેશના લોકને ઘણું નુકસાન છે. ફક્ત નાણાંથી કંઈ દેશની આબાદાની થતી નથી. ઘરમાં રૂપીઆનો ઢગ કર્યો તો તેથી કંઈ તે ઘર આબાદાન ન કેહેવાય. ઘરની આબાદાનીને માટે નાના પ્રકારની હંમેશ સુખ આપનારી વસ્તુઓ જોઇએ. એટલું જ નહીં પણ ઘરનાં સહુ માણસો એક બીજાની સાથે સંપમાં ઉદ્યોગસર રેહેવાં જોઇએ કે જેથી ઉદ્યોગના ફાળામાં—સુખ ભોગની વસ્તુઓમાં વધારો થાય. વળી એ માણસોએ નીતિથી રેહેવું જોઇયે; કારણ અનીતિમાન સુખ ભોગવે છે તેમાં આખરે જે નથી હોતો—આખરે જે નીતિમાનનો જ છે. સાચો (દેખાડવાનો નહીં) ઉદ્યોગ, પૈસો ને નીતિ એ ત્રણ જાંહાં હોય, તાંહાં જ આબાદાની પોતાનો વાસ કરે છે.

રોનવાળાઓએ કેહેલું છે કે, ઉપરીઓ પણ વહી ગયા છે. આજ કાલ દાહાડો તે રાત જ છે—કેમકે વ્યસની ને વેહેમી આંધળા હોય છે.—જેઓ પોતાના ઉદ્યોગથી દેશનું ભલું કરનારા, તેઓ જ આજે પોતાની મસ્તીમાં આંધળા થયા છે.—આંધળાઓને દાહાડો શેનો હોય? સદૈવ રાત જ હોય છે.

ઓ લોકો, આ હું ડાંડી પીટુંછ: ઓ ગરીબ લોકો સાવધ થાજો. ઓ આંધળાઓ, લુચ્ચાઓ અને ખોટાઓ, પાછા દેખતા, પ્રમાણિક અને ખરા ઉદ્યોગ કરવે ખરા થાજો.

ઓ લોકો, એમ ન જાણશો કે હું ડાંડીયો ડમ ડમ ડમ ડાંડી પીટી જ જાણુંછું—રૈયતને જુલમીઓના જુલમમાંથી બચાવવાને, લુચ્ચાની ટોળી વિખેરી નાખવાને, તમારામાંથી અજ્ઞાન, વેહેમ ને અનીતિ કાહાડી નખાવવાને, દેશનું ભલું

થાય તેમ કરવાને, હું થોડોઘણો લાયક છઊં: મેં તરેહતરેહવાર આદમીયો જોયા છે—પંડિત સાથે, મૂરખ સાથે, નીતિમાન સાથે, અનીતિમાન સાથે, ભલા અને ડાંડ—ડાંડગા—ડાંડીયા લોકો સાથે મારે ઝાઝો પ્રસંગ પડેલો છે—પૈસાદાર અને ગરીબના ઘરોમાં ફરી વળ્યો છઊં,—ગાડી ઘોડે બેઠો છઉં ને જંગલોમાં ચાલ્યો છઉં—સાહેબી ને વેઠ કરી છે—મતલબ કે મેં દુનિયાંને સારીપેઠે ઓળખી છે. હું ડાંડિયાના ભેદપ્રપંચો જાણુંછઊં—(ડાંડીયાપણું કર્યું નથી) માટે ડાંડીયાઓની વાત હું બહાર કાહાડીશ અને તે ઉપરથી તેઓ મને ડાંડિયો કેહેશે, માટે હું માહારી મેળે પેહેલેથી જ ડાંડિયો છઊં એમ કહુંછું.—ખબરદાર.

એ લોકો, દેશી નરસી ચાલચલણ, વેહેમ, અજ્ઞાન કાહાડવાને—તેઓને હસી-નાખવાને, તેઓને મ્હેણાં મારવાને મારીપાસે મજબુત ડાંડિયો—સોટો છે, એટલે ડાંડિયા મારવાની મારામાં શક્તિ છે, એટલે કે જાણે હું જ ડાંડિયો છઊં એમ સમજજો.

એ રીતે હું ત્રણ રીતે ડાંડિયો છઉં; તોપણ કોઈના ઉપર વગર કારણે હું હુમલો કરનાર નથી; કારણ કે હું ઉંચકુળનો, ભણેલો, વિવેકી, નીતિમાન, દુનિયાદારી જાણનાર, સુખદુઃખનો અનુભવી, ટેકને સમજનાર અને જ્ઞાનથી ક્ષમાનો ગુણ ધારણ કરનારો છઉં. તોપણ, દેશના કલ્યાણને માટે મેહેનત કરવામાં ડાંડિયા—ડાંડગાનીપેઠે ડાંડિયા—સોટા મારવામાં અને અજ્ઞાની લોકોની લુચ્ચાઈ–અનીતિ—વેહેમ બાબતની ડાંડી પીટવામાં આળસ કરનાર નથી. તેમ ઘણો રસિક છઉં, એટલે વેળાએ વેળાએ થોડાનું મન દુખવી ઘણાઓને ખડખડ હસાવ્યાવના પણ રેહેનાર નથી–

જાગતા થાઓ, જાગતા રોહો લોકો.—ડમ ડમ ડંમ, ડમ ડમ ડંમ, ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડંમ—વાહાણું વાશે!

---

## ૨. રાજ કાજતરફ નજર રાખવા વિષે.

આ પ્રાંતમાં ધર્મ–નીતિ–ઘરસંસાર ને વિદ્યાસંબંધી સુધારા કરવાના ઉપાયો થોડાઘણા કામે લગાડવામાં આવેલા છે, પણ રાજનીતિ—રાજકાજ સંબંધી, લોકો જાણીતા થાય તેવું કંઈજ જોવામાં આવતું નથી. 'બોમ્બે આસોશિયેશને' પહેલી પહેલી કંઈ ધામધુમ કરી, પણ આજકાલ તો તે, માંહોમાંહેના કુસંપથી અને રખેને સરકારની ઈતરાજી થાય તેની ધાસ્તીથી મરતી પણ નથી ને માચો મુકતી પણ નથી એવી હાલતમા જીવેછ એમ કેહેવડાવ્યાં કરે છે. 'રાસ્તગોફતાર,' 'ઈન્દુપ્રકાશ ને 'નેટીવ ઓપિનિયન' એમાં વખતે વખતે કંઈ કંઈ આવે છે, તે ખરી પોતાની મેહેનતના અને અનુભવના વિચારનું નહીં, પણ દેખાદેખીથી તાલમેલિયું ડાહ્યુંઘેલું આવે છે. આ તરફના કિયા દેશીએ રાજકાજ સંબંધી આજ તીસ વરસમાં નવો વચાર જણાવેલો છે! ખરેખર એ બાબત ઉપર આ પ્રાંતના ભણેલાઓ કંઈ જ

વિચાર કરતા નથી. માટે, ભાઇ ડાંડીયા, એ બાબતસર કોઈ કોઈ વખત તું ડાંડી પીટ્યાં કરજે કે લોકના સમજવામાં આવે કે રાજનીતિ તે આ, અંધેર તે આ, જાગૃતી તે આ, સાચાઈ તે આ, ને તાલમેલ તે આ.—



## ૩. આજકાલ.

### (દોહરા.)

આજકાલ જન મોહના, મ્હોમાં જઈ હરખાય;
નથી જાણુતા બાપડા, ચૂસઈ મરી જવાય.—૧
આજકાલ જન ગાલ તે, લાલ બ્હાર દેખાય;
સનેપાતની ચાલ તે, પછી આણુતી હાય.—૨
આજકાલ લક્ષ્મીતણા, સેવક સહુ જન થાય;
ચંચળ કરિને ચંચળા, પછી છેતરી જાય.—૩
આજકાલના તાલથી, આળ ચ્હડે બહુ ભાત;
કાળઝાળથી ખાળમાં, પડેજ સાચી વાત.—૪
આજકાલ તો ભાળમાં, રાતૂં શોભે જેહ;
લીલૂંછમ તે આખરે, ખરે પડીને રેહ.—૫
આજકાલ છે માલમાં, મોટી લક્ષ્મી નાર;
ભક્તિ નીતિ તો તુચ્છ છે, એમ કહે નરનાર.—૬
આજકાલ જન ભાળશે, ભાવે ભાવી તો જ;
ઊગરશે ત્રણ તાપથી, સત્સુખ લેશે રોજ.—૭

આજકાલ સહુના માથામાં એ જ ધુન ભરાઈ રહેલી છે કે, પુરકળ ધન કમાઇને ગાડી–વાડી–લાડીનો ઉપભોગ કરવો, એ જ જીવ્યાનું સાર્થક છે—ખ, પ, ચ એ બીજઅક્ષરો, પૂરા સધાયા એટલે આઠસિદ્ધ ને નવનિધિ પાપ્ત થઈ—સાધનારો કૃતાર્થ થયો, એમ મનાય છે.—સઘળું સુખ ને સાચું સુખ એ ત્રણમાં જ છે એમ કેહેવાય છે. એ વિચાર અજ્ઞાની લોકોમાં (નિર્ધનને અને ગર્ભ-શ્રીમંત એ બંનેમાં) પરંપરાથી ચાલતો આવ્યો છે, માટે એમાં કંઈ નવાઈ જેવું નથી. પણ આજકાલ ભણેલા જ્ઞાની લોકો માયાના પાશથી એ વિચારના થઈ પડ્યા છે, એ મોટું આશ્ચર્ય છે. ઠીક ઠીક!.

ગુજરાત—વિષે કેહેવત ચાલે છે કે 'ગાંડા ગુજરાત આગુસેં લાત ઓર પીછેસેં બાત.' એ કેહેવત કહાડનારને ખરેખર ધન્ય છે. એ કહેવત કાહાડનારે જોકે કંઈ વધારે નથી કહ્યું, તો પણ જે કહ્યુંછ તે એટલું તો ખરું છે કે સર્વને એકસરખું લાગુ પડેલું છે, પડે છે ને પડશે.—ગાંડા તે ગાંડા—જેપર ચાલ્યા તે ચાલ્યા. ભણવા લખવામાં ઘટતા ઉદ્યોગ કરવામાં, ગાંડાની પેઠે ચાલ્યાં કરતા હોય તો સારું, પણ

નરસી વાતમાં અંતે કામ કર્યા જાય છે.—ન્યાતવરા ને વરઘોડા કરવા તો તે જ મહારાજોને ભજવા તો તેમજ, પુનર્વિવાહ ને પ્રવાસ ન કરવા–તો તે નજ કરવા વગેરે વગેરે–ઠીક ઠીક!

આજકાલ સહુ પૈસાની પછવાડે લાગેલા છે. નાહના મોટા, ભલા ભુંડા, ઉંચા નીચા, સહુજ પૈસાની પછવાડે લાગેલા છે. પૈસાની પછવાડે લાગવું, એ કંઈ નરસું નથી. પણ ખોટે ઉદ્યોગે—સટ્ટાથી–જુગારથી પૈસા કમાવા પછવાડે લાગવું, એ ઘણું હીણું છે. પૈસાની પછવાડે લાગવું, પણ શું બીજી ભણવા લખવાની અને ખરા ઉદ્યોગની વાતથી દૂર રેહેવું! અંગ્રેજ વેપારીયો વેપાર ધંધાના ઉદ્યોગ શરુ કરે છે, તેની અગાઉ તેઓએ કેટલો અભ્યાસ કર્યો હોય છે! તેઓને દુનિયાં સંબંધી કેટલી માહીતી હોય છે! વેપાર અને રાજમામલાને કેટલો સંબંધ છે તે તેઓ કેટલું સમજે છે વગેરે. આ પ્રાંતના હજાર વેપારીઓ લઇએ (ધંધાદારને બાજુએ રાખીને) તો તેમાંથી ૨૫ ભાગ્યેજ નિકળવાના કે જેને હજાર અંગ્રેજોમાંના ઓછામાં ઓછા ૫૦૦ ની સાથે સરખાવતાં મને શરમ આવે છે.

આજકાલ આપણા થોડાક વેપારીયો અને ધંધાદારીયો ખરામાલનો વેપાર ધંધો કરે છે. બાકી ઘણાએક એ અને બીજાઓ સટ્ટાનો ધંધો કરે છે. ઉપર કહ્યા જે થોડાઓ, તે પણ અંદરખાને રૂખ જોઇને કોઇને નામે સટ્ટો કરે છે. કેટલાક માણસો પોતાની શાખ વધારવાને ઉજળા ઠગનીપેઠે (બેસવાને મકાન તો જોઇએ માટે) એક ઠેકાણે બે ત્રણ ખુરસી ને એક ટેબલ માંડી એ ઉપર એક બે ન્યુસપેપરો મુકી—આપીસ કાહાડી એવું કેહેવાડે છે.–અને ત્યાં પછી સુખેથી સટ્ટા કરે છે. ઠીક ઠીક!

રાજધાનીના લોકની સાથે જીલ્લાના લોક પણ ગાંડા બની ગયા છે—તેઓ આડતિયા અને મારફતિયાની મારફતે અફીણ રૂ ને શેરોના સટ્ટા કરે છે. હલકા-વાગાના લોકો દલાલાં કરવાને કીડીઓની પઠે અહિં ઉતરી આવે છે. એ પ્રમાણે સહુ એમજ જાણે છે કે, અમેરીકાની લડાઇથી છુટેલા પવનથી મુંબઇમાં આજકાલ પારીજાતના ઝાડની પઠે પૈસાના ઝાડો ખંખેરાય છે, તે વીણી લુટી લઇયે. ઠીક ઠીક!

આજકાલ ધનવંતો પોતાના લોભ, મદ, મમત અને સરસાઇના જોમમાં, પોતાના ધનમાન વધારવા સારુ પ્રથમ ગરીબને નાખી દેવા ને પછી પોતાને ઝંપલાવાને અને શેવટે દેશને પાડવાને, ખરારીનો ખાડો ખોદે છે–ધન કાહડવાને ખાડો ખોદે છે એમ દેખાય તોપણ આખરે તે ખાડામાંથી હુની જવાળા નિકળ-વાની કે જેણે કરીને ખાડામાં પડેલા પેહેલા ને ન પડેલા પછી, વેહેલા મોડા સરવે દેશીજન બળી મરવાના. અ રે રે રે રે!

આજકાલ બધા બ્હાવરા બ્હાવરા બની રહ્યા છે.—ઓ ભાવ વધ્યો, ઓ ઘટયો, એમ રાત દાહાડો કર્યાં કરે છે—ચાર મિત્ર એકઠા મળ્યા તો ત્યાંહાં પણ

તે જ વાત. ઘરમાં રાતે કુટુંબ સાથે જમવા બેઠા, તો ત્યાંહાં પણ પોતે પોતાના વિચારમાં જ. હાં; હાં!

આજકાલ પરિણેત સ્ત્રી પુરુષની કુળદેવી **ઝંપ** પારકાં સ્ત્રી પુરુષની કુળદેવી થઈ છે. **સરસ્વતીયે** કુંભકરણની નિદ્રા લીધી છે. અખંડ **પ્રીતજોત,** બેવચનીપણું તથા વિશ્વાસઘાત એના ઝેરી વાયુથી ઘેરાઈ ગઈ છે. માયાવી રાક્ષસી લક્ષ્મીનું રાજ જોઈ બચારી **ભક્તિનીતિ** ખુણે ખોતરે ભરાઈ રહ્યાં કરે છે.—**ઇશ્વર** તો બુદ્ધ અવતાર જ લઇને બેઠો છે. ઠીક ઠીક!

ચ્હડે તે પડે—સૂર્ય પણ ઉંચો ચ્હડી પાછો ઉતરવા માંડી આખરે રડતે મ્હોડે અસ્ત પામી જાય છે—મોટાં મોટાં રાજ્યો પાયમાલ થઈ ગયાં છે—માણસો જુવાનીમાં આવી ઘરડાં થઈ મરી જતાં રોજ જોવામાં આવે છે. મોટ મોટા ધનવંતો ચીંઠરેહાલ થયા છે—હમણાં હમણાંના જ ધંધાસટ્ટાથી ચ્હડી નવી દોલત કેહેવાઈ હસતે મોહોડે ગાડી ઘોડે ફરતા તે પાછા હમણાંના હમણાજ રડતે મ્હોડે ટાંટિયા ઘસે છે. એ પરમાણે દુનિયાંનો નીમ છે. હા, હા.—

'સૂર્ય ઉગે તે પામે અસ્ત,' 'ફિક્કૂ પડે જે થાયે મસ્ત;'
'ખીલ્યું ખરે ને જન્મ્યૂં મરે,' ચ્હડયૂં પડે ને હસતૂં રડે.

(નર્મકવિતા.)

વારુ, ખૂબ કમાયા પણ પછી તેનો ઉપભોગ કરવો એ દુર્લભ. વળી કમાયલું કંઈ સાથે આવવાનું નથી, એ પણ નીમ છે. જાણ્યું?

ભૂપૂં ભૂપૂં ભૂપૂં—,ભુપું ભુપું ભુપું ભુપું, ભૂં ભૂં ભૂં ભૂં ભૂં પૂ—સાંભળ્યું?

## ૪. 'હૈયે તેવું હોઠે.'

એક વખત હું મહારા એક હિંદુ દોસ્તને ઘેર સેહેજ મળવા ગયો હતો. તાંહાં એક તેનો પારસી દોસ્ત તાંહાં આવેલા એક દરજી સાથે વાત કરતો હતો. એ પારસીયે પેલા દરજીની મશ્કરી કરતાં કહ્યું કે આજ તું કહે ના કહે પણ તેં દારુ પીધોછ વગેરે વગેરે. એ સાંભળી પેલો માહારો આબરુદાર દોસ્ત સમજ્યો કે મેં દારુ પીધોછ તે પેલા પારસીએ જાણ્યું અને તે પેલા દરજીને કહીને મને સંભળાવે છે. થોડી વારપછી દરજી ગયો એટલે મારો દોસ્ત પારસીને કેહેવા લાગ્યો કે, જાઓ જાઓ તમે છેક આવી મશ્કરી કરોછ તે ઠીક નહીં. આજ મેં ઘણી જ ભાંગ પીધીછ તે ઉપરથી હું નીશામાં છઉં ખરો પણ તમે પેલા દરજીની આગળ દારુની વાત કરીને તમે તમારાં મનમાં એમ સમજ્યા કે મેં દારુ પીધોછ ને તેમ સમજી પેલા દરજી દેખતાં મારી એબ ઉઘાડી; એ તમે ઠીક ન કીધું. એવી વાત નોતી કહાડવી. બચારો પારસી ઝંખવાઈ ગયો ને માહારા દોસ્તને કેહેવા લાગ્યો કે હું કંઈ એવું નો'તો જાણતો કે તમે કેફ કર્યો છે. તમારા કેહેવાપરથી જાણુંછ કે તમે ભાંગ પીધીછ. તમે નિશો કર્યો હોય એવું મને કંઈ જ લાગતું નથી.

એ પ્રમાણે ગયે ફેરે મારી ડાંડીથી થયું છે ને હંમેશ તેવું થયાં જ કરશે.—જરાકે કીનો ન રાખતાં એક સાધારણ વાતની ડાંડી પીટતાં તે વાત અગર કદાપિ કોઇને બરાબર લાગુ પડી તો તેમાં ડાંડિયાએ કીનો રાખી ફલાણાનું છાનું ઉઘાડ્યું એમ કેહેવાય નહીં. એક જણથી મારા સાંભળ્યામાં આવ્યું કે, 'ડાંડિયાએ બચારા ફલાણાના ઉપર નાહક ડાંડિયા માર્યા, એ ઠીક કીધું નહીં.' જાંહાં સુધી દોસ્તે મને જણાવ્યું તાંહાં સુધી તે ફલાણાનું નામ મારા સ્વપ્નમાં પણ નહીં હતું.

મારી ડાંડી અને મારો ડાંડ કોઈ એકાદા ચોક્કસ માણસને માટે નથી; વર્ગ વર્ગોને માટે છે ને વર્ગમાં જે કોઈ હોય તેને તો લાગુ પડવી જ જોઇયે ને એવો કોઈ, 'અન્ન તેવો ઓટકાર,' 'હૈયે તેવું હોઠે' આણી, 'ખરું કેહેનારાને માથાંનું વાઢનાર' જાણે તો તેમાં ખરું કેહેનાર ડાંડિયાનો કંઈ જ વાંક નહીં. ઘણીવાર "કાગનું બેસવું ને તાડનું પડવું' એના જેવું થાય છે.

---

## ૫. સુખ.

(દોહરા.)

જેણે જે માનીલિધૂં, તે તેને છે સૂખ;
સૂખ મળ્યૂં ત્હાં જાણવૂં, મટી ગઈ જહાં ભૂખ.—૧
સૂખ માન્યું કહિ સર્વને, વજને સરખૂં હોય;
જાતવિષે અંતર ઘણો, જ્ઞાની જન તે જોય.—૨
સૂખ ઊંચું સદ્જ્ઞાનનૂં, દુર્લભ ભવમાં જાણ;
ભણે ગણે માયા હણે, થાયે પ્રાપ્ત પ્રમાણ.—૩

વીસેક દાહાડાની વાત ઉપર હું સાંજે લીલોતરી જોવાને ખંભાળે થઈ, દરિયાકાંઠે થઈ, મહાલક્ષ્મીના તળાવની સાંમેની નળોકડીમાં થઈ, ઊંચે ડુંગરપર ચ્હ્યો હતો. ઉપર ફરતાં ફરતાં વાવટા કાઢી આગળ આવી, અંહીંથી મેં અંધરાયલા આકાશ નીચે મુંબઈની હવેલીયો, માહાડ તાડની ઘટા અને દરિયાનો ગંભીર દેખાવ જોયો, થાકનો નીશો છતે, કુદરતના વિચારનો નિશો છતે, વળી ત્રીજો ખરેખરો નીશો મેં કર્યો અને પછી ધીમેધીમે, આનંદમાં ડોલતાં, જ્ઞાનનાં ઉંડાં પણ અજવાળાં ઝગારે જાય તેવાં ઘરમાં ઉતરવા માંડ્યું.—

રે જીવ તું મોટો ભાએગશાળી છે—તું રાત દાહાડો ઉદ્યોગ કરે છે, ગુજરાન જેટલું ને કંઇક વધારે પણ પેદા કરે છે, નાનાપ્રકારના નિર્દોષ વિલાસ વૈભવ કરે છે, શરીરે નિરોગી છે, કોઇનો તાબેદાર નથી, શક્તિપ્રમાણે તનમનધનથી લોકનું કલ્યાણ કરે છે, તને તારી યોગ્યતા પ્રમાણે બધેથી માન મળે છે, તારા ઉપર સરવે જનનો લોભ છે—હવે તારે શું કરવા રડવું જોઇયે? હા, તું રડેછ તે, એક તો તારો ટેક નીભ્યો જશે કે નહીં, એ વિચારથી પેદા થતી ધાસ્તીથી; પણ હોય, ચ્હડતી પડતી સહુને જ છે—હમણાં જારે તું આટલું સુખ ભોગવેછ,

તારે પછી દુઃખ પણ સોસજે. રે જ્ઞાનીને વળી દુઃખ કેવું? એને તો રડવામાં પણ પ્રભુનો ખેલ જાણી આનંદ જ છે. બીજું તું રડેછ તે એટલા સારુ કે તું લોકની સાથે સીધો છતાં લોકો કેમ તારી સાથે આડા ચાલેછ ને એવાઓનું જગતમાં ફાવેછ કેમ? હા, તું તારી પોતાની વાતથી નિવૃત્ત (નિરાંત પામેલો) છે, પણ ઉપર કહેલી બીજી વાતો જોતાં તું ઘણો પ્રવૃત્ત (રોકાયલો) છે અને એથી તું ઉદાસ રેહે છે.

'ચાકર ચકવા ચતુર નર,' 'નિતપત રહત ઉદાસ;'
'ખર ઘૂઘૂ મૂરખ પશુ, સદા મગન અથિરાજ.'

તને તેઓના જેવું થતાં આવડે છે, પણ માયાનો પસારો જાણી તેમાં ફસવાને તું ઇચ્છતો નથી તેમ સામાની ઉછાંછળી ચાલ જોઈ દયાથી તું તારા દીલમાં દાઝે છે. પણ સમજ—જગતમાં ભલા થોડા જ હોય છે; જો કે ભુંડા ઘણા જ છે તોપણ એઓ, પેલા થોડાને વેહેલું મોડું માન આપે છે; વળી ભલાનું સદૈવ કલ્યાણ છે અને ભુંડાનું અંતે કલ્યાણ નથી. હશે! ઓઃ હો, આ શી કુદરત ખીલી રહી છે!

પૈસાદાર સુખી છે કે દુઃખી? દુઃખી જ. જો કે પૈસાદારને પેટ ભરવાની કાળજી નથી અને તેઓ મનમાનતી વસ્તુઓનો ઉપભોગ કરવાને શક્તિમાન છે, તોપણ તેઓ રોગ, ચિંતા, કુટુંબકલેશ, નઠારાં વ્યસન અને ધનમાલના લોભ (તૃષ્ણા) મદ, મમત, અદેખાઈ, ગુસ્સા વગેરે નઠારા જોસ્સાઓથી ગભરાયલા હોય છે. પૈસાથી ઘણી અડચણો દુર થાય છે તથા જોઈતી ચીજ સેહેજ મળી આવે છે અને ગાડી ઘોડા વાડી બંગલા વગેરેનો ઠાઠ બની રેહે છે, તેથી અજ્ઞાનીયો સમજે છે કે, પૈસાદારને ગરીબના કર્તાં વધારે સુખ છે. પણ નથી જાણતા કે,

'ઠાઠ બ્હારનો જોઈને, લોક ભુલાવો ખાય;'
'ભીતર ભડકો બાળતો, તે નવ જાણે કાંય.' ૧

(નર્મકવિતા)

પૈસાદારને રોટલા પેદા કરવાની ફીકર નથી; ગરીબને છે. પણ ગરીબને એ જ ને પૈસાદારને પોતાનો પૈસો તથા પોતાની આબરુ વધારવાની અને માંહોમાંહે મમતથી એક બીજાથી સરસ થવાની કાળજી હોય છે. તુળસીદાસ કહે છે કે,

'રાજ કરો તો શેરભર, રહામેં રહો તો શેર;'
'તુલસી તાતેં હરિ ભજો, નહીં શેરમેં ફેર.' ૧

પૈસાદાર બાપનું રળ્યું ખાય છે, ગરીબ પોતાનું રળ્યું ખાય છે; (એ કેવો સંતોષ!) પૈસાદારને વાડી બંગલા છે, પણ એ રોજના તેથી એ ઉપરથી મોહ ઉતરી ગયેથી તેઓને આનંદ થતો નથી. ગરીબ દરરોજ નવે નવે ઠેકાણે જઈ ઝાડપાનની શોભાથી મોહ પામી આનંદી રેહે છે; પૈસાદાર જોડીની ફાઈટનમાં બેસે છે, ગરીબને

પોતાના ટાંટિયાની જોડીનું જોર છે; પૈસાદારને ધણીક વાતે છુટ નથી, ગરીબને ધણીક વાતે મરજીમાં આવે તાંહાં ફરવાની અને મરજીમાં આવે તેમ કરવાની છુટ છે, પૈસાદાર નીતિમાન નથી હોતા, ગરીબ નીતિમાન હોય છે; પૈસાદાર રોગી ને ગરીબ નિરોગી હોય છે; પૈસાદારને લોક વળગતા રેહે છે તે તેઓની પાસથી નાણાં કહડાવવાને; ગરીબને તેના દોસ્તો વળગી રેહે છે તે દુઃખમાં દીલાસો દેવાને; પૈસાદારને જીવતે જ માન છે અને ગરીબને (વિદ્વાનને) મુઆ પછી પણ છે; પૈસાદાર જેટલો દોર ચલાવે છે તેના કર્તાં ગરીબ (વિદ્વાન) વધારે દોર ચલાવે છે; પૈસાદાર મુરખ ને ગરીબ ભણેલો હોય છે, વગેરે વગેરે.

ને એમ કરતાં પૈસાદારને જ સુખ છે તો શું છિનાળવા રાંડબાજ જુગારી ચોર લુટારાને નથી? જંગલી માણસને નથી? મજુરને નથી? અહીંથી તહીં વેચાતા હબસી ગુલામને પણ સદવાસ થયા પછી શું સુખ નથી? વિદ્વાનને નથી? જપ-તપ-પૂજા-પાઠ કરનારને નથી? સંતસાધુને નથી? સહુને જ સુખ છે.—જેણે જેમાં સુખ માન્યું, તેને તેમાં સુખ જ છે.

રોગ, ચિંતા, ખટપટ એ ત્રણ અને એનાં પેટાંઓથી છુટાં રહીને ખુશીમાં રેહેવું તેનું નામ સુખ. એ ત્રણથી કોઈ પ્રાણી પુરેપૂરું છુટું નથી. જે પ્રાણી જનમથકી તે મરણલગી (પછીની વાત શી હમણાં કરવી!) ઉપર કહેલાં ત્રણથી છુટું રહી નિત્ય આનંદમાં રેહ, તે જ પૂરું સુખી. એ ત્રણે વાતથી છુટા અને આનંદી ખરા ભક્ત, ખરા વિરાગી ખરા જ્ઞાની, ખરા યોગાનંદી અને ખરા બ્રહ્માનંદી સિવાયે, સંસાર સાથે કામ પાડી રાખી રેહેનારામાં થોડા મળી આવવાના, કે જે પુરા સુખી છે.

ઉપર કહેલાં સર્વ જાણને માની લીધેલું સુખ છે, ને તે સુખ સર્વેને વજનમાં બરાબર હોય ને જાણે છે તોપણ તેઓનાં સુખની જાતમાં ઘણો ફેર હોય છે. શું પશુ પક્ષી નરમાદાનું સુખ, અભણ્યાં ઊદમાતિયાં છિનાળવાનું સુખ અને ભણેલાં રડતાં પ્રેમીજનોનું સુખ એકજ જાતનું છે? ના, ના; ઇંદ્રીયોને નાનાપ્રકારનું સુખ આપનારી વસ્તુઓના ઉપભોગથી થતો આનંદ (વિષયાનંદ), વિદ્યાશાસ્ત્રાદિકના અભ્યાસથી થતો આનંદ (વિદ્યાનંદ), બધાવિષયો-પ્રવૃત્તિમાંથી મન કહાડી નિવૃત્તિમાં અથવા પોતાના આત્માસંબંધી વિચાર કર્યાં કરવાથી થતો આનંદ (આત્માનંદ), જોગાભ્યાસથી થતો આનંદ (યોગાનંદ) અને બ્રહ્મમાં સમાઈ ગયાથી-ઇશ્વર સાથે લાગેલી નિત્યની લેહેથી થતો આનંદ (બ્રહ્માનંદ)-એ પાંચ આનંદ જુદા જુદા અને એક એકથી ચડતી પંક્તિના છે.

સહુથી છેલ્લો ઉતરતા દરજ્જાનો વિષયાનંદ છે. એ આનંદ થોડીવારનો છે. વિષયભોગીને વેહેલું મોડું દુઃખ છે જ ને એ વિષયાનંદમાં પણ પેહેલો, ભણેલા રસિકજનોનો, પછી અભણ્યા અરસિક જનોનો અને પછી પશુ પક્ષીયોનો. એ ઉપરથી જોતાં મૂરખ પૈસાદારોનું સુખ જનાવરનાં સુખ કરતાં વધારે ખરું.

પૈસાદારનાં સુખ કરતાં ખેડુત કણબીનું સુખ ઊંચા દરજ્જાનું છે—કેમકે જો કે એ સૃષ્ટિસૌંદર્યનો રસ સમજતો નથી, તોપણ એ પોતાના જનમથકી જ તે રસ પીયાં કરે છે ને એ રસ, પૈસાદારના ઠાઠથી પેદા થતા રસ જેવો નથી. પેહેલા પરથી મોહ ઉતરતો નથી પણ બીજાપરાથી જલદીથી ઉતરી જાય છે.—એકાંતમાં સાદું રેહેવું, નદી પર્વત સમુદ્ર વન ધોધવા ઝરા ઝાડપાન વગેરે ઇશ્વરી લીલાનું પાનકરવું એ તો મોટું ભાગ્યોગ. કણબી અભણ્યો હોય છે તેથી તે કુદરતની લેહેજત વિધિથકી સમજતો નથી, પણ લે છે ખરો.—જેમ કવિતાનું શાસ્ત્ર ભણ્યાવના પણ કવિ, સારી કવિતા કરી શકે છે તેમ.

આ સંસારમાં ખરો સુખી તે જ (પછી ગરીબ હોય કે પૈસાદાર હોય) કે જે વિષયાનંદનો દુઃખ ન થાય તેવો (નિર્દોષ), થોડોઘણો પણ અનુભવ કરી લઈ, વિદ્યાનંદ અને આત્માનંદનો પૂરો અનુભવ કરે છે. જે જન શરીરે નિરોગી, ગુજરાન–ધન–માનની ચિંતાથી છુટું, ઉદ્યોગી છતે સંતોષી, બહાર પ્રવૃત્તિમાં છતે ભિતર નિવૃત, સર્વ મિથ્યા છે એમ સમજતું ને એમ સમજવા છતાં નિત્ય સદ્વિચારમાં તથા આનંદમાં રેહેતું હોય છે તે જ ખરું સુખી છે.

---

## ૯. એક રંડાયલા શેઠને એક વિધવાનો કાગળ.

પણ હવે આ કાગળ રસ્તામાંથી જે જડ્યો તેનું કેમ કરવું? લખનારનું તો નામ નથી કે તેને પાછો આપું. શેઠિયાઓમાં જીવનશેઠ કરીને તો કોઈ છે જ નહીં. અં અં, મારાં જીવન એવા શેઠ. ઓઃહો, પ્યારાપ્યારીનો કાગળ! એ વાંચવો નીતિ તો નહીં, પણ ખુલ્લો છે તો! ને વળી એવા સીકલાંઓના સીકલા ઢંગવગરના પ્યારને ધિક્કારવો જ જોઇયે. ના ના યાર, આમાં તો કંઇ સારી સારી વાત છે—અસંગળ સંગળ થાય તેવું છે? હશે, મોટેથી જ વાંચોની–ડાંડિયો (વાંચે છે): 'મારા જીવન શેઠ!'

'તમે મને ગરીબને ઓળખતા નથી, પણ હું તમને પૈસાદારને સારી પઠે ઓળખું છઊ, તમારે ને મારે કંઈજ ઓળખાણ ન છતાં મેં અબળાએ તમને પેહેલો કાગળ લખવો અને વળી પેહેલાં કાગળમાં જ જાણે ઘરની હોઉંની, એવી રીતે મોટી મોટી ને ડાહી ડાહી વાતો લખવી એ મને ઘટતું નથી; તોપણ સ્વારથી આંધળું, કામી આતુર, ને વટિયો વટિયો—હડ હડ થયલું મરણિયું હોય છે, તેવી હું બની જઇને થોડુંક પણ સાચેસાચું બોલું છઊં.

'મારા જીવન શેઠ!' ઘણું જ માઠું થયું છે. શેઠાણી ખરેખર ઘણાં જ સારાં હતાં—'હું વળી શેઠાણી ને મારે વળી આટલી સાહેબી' એવા વિચાર તે બિચારીમાં ન હતા. જો કે ઘણાં ભણેલાં ને ચતુર નો'તાં, તોપણ સ્રીધર્મ સારીપઠે સમજતાં. કંઈ મરવાજેવાં નોતાં; એટલીઓને તો અધરણી આવે છે—એ તો

પરમેશ્વરની કીરપા કે ચાર પાંચની મા થયાં! મોતની આગળ કોઇનું ચલણ નથી—વારુ, ધાટડી હોડી તમારી ખાંધે ચડીને ગયાં અને સારાં હતાં એવું કેહેવાય છે, એ કંઈ જેવું તેવું તેનું પુન નહીં.'

'હવે રહ્યું પાછળનાંને દુઃખ! મા વગરનાં ચાર પાંચ નાનાં નાનાં ભુરકસોને જુવાન બાપે ઘઝરાતાં જોવાં, એ કંઈ તેને થોડું દુઃખ? તમારી પ્રીતિ તેનાં ઉપર શું ઓછી હતી? ના, ના. તમે મોટા પૈસાદાર છતે આજકાલ તો ઘણા ગરીબ બ્ચારા થઈ ગયાછો.'

'શેઠ હું તમારાથી નાનીછઉં, એટલે મારે આટલો દીલાસો દેવો ઘટતો નથી; તોપણ તમારી ઉપર હું જુદી જ નજરે જોઉછઉં, તેથી ભલામણ કરુંછઉં કે જગતમાં ચાલ્યું જ આવ્યું છે એમ મનવાળી, દિલમાંથી દલગીરી કાહાડી જે રીતે પાછું તમારું ને મા વનાનાં ભુરકસોનું વેહેલું વેહેલું સારું થાય, તેવું કંઈ વેહેલું વેહેલું કરો.'

'મારા જીવનશેઠ!' તમે ઘરડા નથી—બતરીસેક થયાં હશે. મારી આંખે તો તમે બાળેવેશે દેખાઓછો. તમે નવી પ્રીત કરવાને આચકો ખાશો, પણ શું છોકરાંને માટે અને પોતાની નીતિ જાળવવાને માટે, કર્યા વગર કંઈ ચાલવાનું છે? હમણાં નહીં ને બે મહીના પછી પણ કરવું તો પડશે જ ને તમે કરશો પણ ખરા.'

'જીવનશેઠ! ગુસ્સે ન થશો. બૈરી સામું માગું કરેછ તે ઉપરથી તમે મારી નીતિવિષે જરાકે શક ન લાવશો. ખરા પ્રેમનો ઉભરો અને ભણ્યાથી પેદા થતી છુટ એ બેથી અને રખેને બીજે ઠેકાણે ઝડપાઈ જાઓ એની બીકથી, હું આકળી થઈ રુકમણીની પઠે મારા કૃષ્ણને વિનવું છઉં.'

'મારા શેઠ! હું સોળ વરસની સુંદરી છઉં; ભણેલી છઉં; ને સુધારામાં છઉં. તમે તો વખતે ગભરાઇને સુધારો મુકી દો, પણ હું તો નજ ગભરાઉં. તમે જેમ તમારી ગભરામણમાં લોકનું માની શેઠાણી નિમિત મંદિરની ભેટો કાહાડી અને ગાડીયે બેસીને આવેલાં બૈરાંઓને કુટવા દીધાં, તેમ હું તો ન કરવા દઉં જો! કરવા દઇયે તારે પછી સુધરેલાં શેનાં? પણ એમાં કંઈ જીવ નહીં. પેલી વાતનું?

'જીવન શેઠ! હું તમારા પૈસાપર નથી પડતી, તમને ને તમારાં છોકરાંને વેહેલું વેહેલું સુખ થાય ને વળી તમારો દાખલો જોઈ, જેમ તમારાથી હું તેમ બીજાઓથી મારા જેવીયો નવો જનમ લે, એટલાસારુ હું આટલી કુદાકુદ કરી રહી છઉં.'

'મારા જેવીયોના નવા જનમથી દેશનું દુઃખ ગયું સમજજો. મોટાં કામ મોટાથી જ થાય. પૈસા ને વગ એ બેથી મોટાને જથો હોય છે અને વળી મોટાનું જોઇને બીજા કરે, માટે થોડા લોકના થોડીવારના બોલવા સામું ન જોતાં, અખુળાના બંધ છોડવ્યાની અમર કીરતી હમણાં ને પછી રાખવા ઉપર ધ્યાન પોંહોચાડજો.'

'મારા જીવનશેઠ! ચતુરને વધુ શું ચેતવું? તક ખોવી ને મોટું નુકશાન કરી લેવું એ એ એક જ.'

'હાલ મારું નામ લખવું હું દુરસ્ત ધારતી નથી, પણ તમને જો દાઝ આવે ને કોઈ પણ રીતે મંગળનાં થઈ જાય તેવું હોય તો ડાંડિયાને ચણુતરે કાગળ લખજો.

ઘડિયે ઘુંટ ભરાય છે તેવી હાલતમાં જવાબની રાહ જોઈ બેસી રેહેનારઃ—

**એક રૂપગુણવંતી પણ ચાંલ્લાચુડી વનાનીનું પગે લાગવું વાંચજો.**



## ૭. રસિક જનને પ્રીતિસંબંધી પ્રશ્ન.

**ભાઈ ડાંડિયા,**

આ નીચે લખેલા સવાલો તારી ડાંડીની મારફતે જાહેર કરજે—એના જવાબ તો, જેઓ અનુભવરસિક, દુઃખી, ચતુર અને ભણેલા હશે તે જ દઈ શકશે.

૧ કેવી પ્યારીનો તે પ્યારો છે કે જે જુદાઈમાં પોતાની પ્યારી કર્તાં રૂપ ગુણમાં વધારે એવી બીજી સ્ત્રીના કાલાવાલાને માનતો નથી?

૨ કેવા પ્યારાની તે પ્યારી છે કે જે જુદાઈમાં પોતાના પ્યારા કર્તાં રૂપ ગુણમાં વધારે એવા પુરુષના કાલાવાલાને માનતી નથી?

૩ ઇંદ્ર સ્વર્ગમાં ઇંદ્રાણી સાથે અને ભૂંડ ઉકરડામાં ભુંડણ સાથે સુખ ભોગવે છે, એ બેનાં સુખમાં તફાવત શું?

૪ કઈ પ્યારી પોતાના પ્યારાને જીવતાં સુધી ને મુવાં પછી પણ વફાદાર રેહે છે?

૫ કયો પ્યારો પોતાની પ્યારીને જીવતાં સુધી ને મુવાં પછી પણ વફાદાર રેહે છે?

૬ પ્યારનો બળેલો પુરુષ શી રીતે ઓળખાઈ આવે છે?

૭ પ્યારની બળેલી સ્ત્રી શી રીતે ઓળખાઈ આવે છે?

૮ ઉત્તમ પ્રીતિ બંધાવામાં જાત, ગુણ રૂપ ને ધનની જરૂર છે કે નહીં?

૯ બેન મા બૈરી બેટી માશુક વગેરેની પ્રીતિ છે, પણ કઈમાં બધીનો સમાવેશ થાય છે?

૧૦ એ બધી પ્રીતિમાં ઉત્તમ કઈ?

૧૧ પુછપાછ, ખોળ, મેહેનત, પૈસો, વગેરેથી સદા નીભે એવી પ્રીતિ બંધાય છે કે બીજાં કેશાંથી?

૧૨ જો. સદા સંજોગ જ હોય તો પ્રીતિ નીભે કે નહીં?

૧૩ સહુથી ઉત્તમ પ્રીતિ કઈ? ઘરની સ્ત્રીની, પારકી સ્ત્રીની કે વેશ્યાની?

૧૪ વેશ્યાની પ્રીતિ એક રીતે સરસ છે તે કયારે?

૧૫ પાંચ રીતની જુદાઈ તે કઈ અને કઈનું દુઃખ વધારે ?

૧૬ જુદાઈનાં દરદની દવા શું ?

૧૭ રસિકસુંદરીનો સ્વયંવર થાય ને તેમાં ધન રૂપ શૌર્ય ચાતુર્ય આદિક પણવા આવે તો તે સુંદરી કોની સાથે વરે ?

૧૮ હંમેશ સ્ત્રીની વફાદારીમાં રેહેવું અને તલવારની ધાર ઉપર સુવું, એ બે સરખી વાત છે કે નહીં ?

૧૯ અરસિકને સુખ હોય છે ને રસિકને દુઃખ હોય છે, તારે રસિક થઈ વિષય રમવો કે અરસિક થઈ ?

૨૦ અનંગરંગ અથવા કોકશાસ્ત્રનું બીજ શું ? કે જેઉપર એ શાસ્ત્ર રચાયું છે.

૨૧ પાંચ જાતના રસિક તે કિયા ?

(બિકસે કો દામબિના રનજીત.)

---

## ૮. રાસ્ત ગોફ્તારને સૂર્યોદયની તકરારનું શેવટ ધૂળ છે.

ગાળ ખાઈ જવી એ ઉત્તમ, ગાળ સામી દેવી એ મધ્યમ અને ગાળથી મારવા ઉતરવું એ કનિષ્ઠ નીતિ છે. અરે ઓ રાસ્તગોફ્તાર, સૂર્યોદય ને સમાચાર, સમજો. તમે બે ત્રણ મહિના થયા થોડા મૂરખ રસિયાઓને ખુશ કરવાને જે જે ટાહેલાં કરોછો અને કામાઓની તતુડી ફુંકી એક બીજાનાં છાનાં ઉઘાડો છો, તેમાં લોકને શું ફાયદો કરોછ? હડખાયાંની પઠે એક બીજાની સામે ઓઠ પીસીને દાંતિયાં શું કરોછ? તમારી તકરારનું શેવટ ધૂળ છે. 'પાડાની લડાઇમાં ઝાડનો ખો.' માટે, લોકનાં નાણાં લોછ, તેનો બદલો નકામાં ટાહેલાંથી ન વાળો. કામાઓ, હવે જલદી જલદી આબરુ ભેર ફુલપાઇન્ટો બની રોહો, નહી તો કે મારા ડાંડથી પૂરેપૂરા બની ટીપાઈ જશો.

---

## ૯. માણેકઠારી પુનેમ.

(રેખતો.)

આહા પૂરી ખીલી ચંદા, શીતળ માધુરી છે સુખકંદા—આ૦ ૧
પાણીપર તે રહી પસરી, પવન આવે લ્હેરે મંદા—આ૦ ૨
શશીલીટી રૂડી ચળકે, વીજે હીલે તે આનંદા—આ૦ ૩
ઊંચે ભૂરું દીપે આસમાન, વચે ચંદા તે સ્વચ્છંદા—આ૦ ૪
નીચે ગોરી ઠારે નેનાં, રસે ડૂબ્યા નર્મદ બંદા—આ૦ ૫

(ન૦ ક૦ પુ૦ ૨ અં૦ ૨)

આજે માણેકઠારી છે માટે ઓ લોકો, તમે તમારાં કુટુંબ મિત્ર સાથે અગાસીમાં બેસીને દુધ પૌઆ ગોવારસિંગ ખાવાના, રાધંતી ચીરી ચાટવાના અને રાગ-

તાનમાં ગુલતાન બનીને રંગમાં રાત કાઢવાના, તારે હું શું કરવા તમારા રંગમાં ભંગ પાડું? ને હું પણ તેવી મઝા કાં ન કરું? તેમ ડાંડી પીટયાવના ન જ ચાલે તેવું જરૂરનું જણાવવાનું કંઈ નથી. માટે, આજે હું ડાંડિયાનું કામ નથી કરતો તોપણ, નીમમાં ચુકવું એ શિક્ષાગુરુનું લક્ષણ નહીં અને મારે તો રોજ જ માણેક-ઠારી છે, માટે હું પોતે દુધ પૌંઆ ખાવાનું મુકી દઈ, તમે તમારાં દુઃખને વિસરી હોંસે હોંસે દુધ પૌંઆ ખાઓ અને ગાન સાંભળો તેને સારુ, હું રસિકતાના કસુંબાની પ્યાલીયોનું લ્હાણું કરુંછઉં, તેને તમે સહુ કબુલ રાખજો. રખેને આચકો ખાઓ. મારા કસુંબાનો ગુણકારી ને મધુરો નીશો છે. બાળક ને ઘરડાં; સ્ત્રી ને પુરુષ, માંદાં ને સાજાં, રડતાં ને હસતાં, કાયર ને શૂરાં સહુએ એને બેધડક પીઈ જજો.

ગઈ માણેકઠારીની મઝા.

(પ્રેમચંદ શેઠ બારિયેથી) કેમ ભાઈ તલકચંદ, કાંહાં જાયછ? આવની.

(તલકચંદ) આ અહીં જરા કામ છે તે કરીને આવુંછ.

(પ્રે૦) આવની હવે, મોઘો શેનો થાયછ? કામ કાલે થશે. આજ તેં માણેકઠારી કરવી કાંહાં ધારીછ?

(ત૦) માણેકઠારી કરવાનું તમને શેઠોને સોંપ્યું. બૈરાં છોકરાંવાળાને અને મળવું થાતું હોય તેવાં પ્યારાપ્યારીયોને માણેકઠારી. હમારે કુંવારાને શું? પનિયાં લઈને કિલ્લાના મેદાનમાં પીછોડી પાથરી સુઈ રેહેવાનું.

(પ્રે૦) આજ રાતે આપણે તાંહાં જ આવજે. પછી ત્યાંહાંથી ડુંમસને બંગલે જઈશું; એક નવો તાયફો આવ્યોછ તેને બોલાવ્યો છે.

(ત૦) તારે તો બીજા સાથીયો પણ હશે.

(પ્રે૦) હા, છે. ખસૂસ આવજે તલકચંદ.

(ત૦) વારુ શેઠ, હું સાડે પાંચ વાગતે આવીશ.

(ત૦) (મનમાં) કોણ જાય ગાંડગુલામી કરવા! જોડા ફાડતાં ત્રણ મહિના થયા પણ હજી દોકડો રળાવ્યો નથી. શેઠ એના ઘરના. આપણે તો કંઇ નથી જવાના.

(પછી સમીસાંજે)—

(નવલચંદ) બાપા બાપા, જુઓ જુઓ પેલો ચાંદો કેવો ઉગે છે તે!

(પ્રે૦) ઘરમાંથી છોકરાંઓને બોલાવી દેખાડ.

(ગુલાબચંદ, નવલચંદનો ઇસકોલનો જોડીયો) શોભાગ શેઠાણી, કેવો ઘેરો ગુલાબી ને કંઇક પીળો દેખાય છે તે! આહા, આપણા સુરતના કવિએ કેવું સારું વર્ણન કરયું છે!!

(શાર્દૂલવિક્રીડિત વૃત્ત)

જો જો બિંબ તું પૂર્વમાં શુભ કંઈ પીળું ઘણું લાલ તે,
થાળી જેવડું મ્હોટું ષોડશ કળે સંપૂર્ણ શોભી રહે;
ધીમે ન્હાનું સફેત થાય ચઢતાં આકાશમાં તેહ રે,
હેડું કોમળ કીરણે નયનમાં પેસી જ ઠારે ખરે.—૧

(ઋતુવર્ણન)

(ન૦) માણેકકાકા, આજની પુનેમને માણેકઠારી કેમ કેહે છે!

(મા૦) હસ્ત નખેતર પછી આસો મહીનામાં સ્વાતી નખેતર આવે છે અને એ નખેતરમાં પુનેમને દાહાડે દરિયામાં વરસાદ થાય છે તેનાં બુંદ સીપમાછલીયો મ્હોડાં વિકાસી ઝીલે છે, તેનાં મોતી બને છે માટે એને માણેકઠારી કેહે છે.

(ન૦) અગ્રેજી ચોપડીમાં તો એવું કંઈ નથી લખતા. તેમાં મોતી તો સીપ-માછલીનાં પેટમાંનો એક રોગ છે, એવું કહ્યું છે.

(ગુ૦) શરદ પુનેમે જો વરસાદ થતો હોય તો પછી ચાંદરણું હોય શાનું ને હોય તો વખાણવા જેવું ન હોય. હું તો એમ સમજુંછ કે, ખરેખરો વરસાદ નહીં, પણ ચંદ્રની અમીનો વરસાદ (કલ્પેલો). ઠાર તો પડે ખરો.

(પ્રે૦) માણેકકાકા, તારે શું મોતી ને માણેક એક જ કે! નવ રતન કેહેવાય છે તેમાં તો મોતી ને માણેક જુદાં ગણ્યાં છે.

(ન૦) બાપા, નવ રતન તે કિયાં?

(પ્રે૦) હીરો (સફેદ—શુક્ર), માણેક (કસુંબાથી ઉતરતા—ગુલબાસ ફુલના રંગનું—સૂર્ય), મોતી (સફેદ—ચંદ્ર), પાનું (લીલું—બુદ્ધ), પોખરાજ (સુના જેવો પીળો બ્હસ્પતિ), ગોમોદક (આમરસિયા રંગનો—રાહુ, લસણિયો (આછા પીળા રંગનો,)—કેતુ), પરવાળું (સિંધુરિયા રાતું—મંગળ) અને લીલમ (આસમાની રંગનું—શનિ.)

(ન૦) બાપા, મારી નજરમાં એમ આવે છે કે, આ પુનેમનો ઊગતો ચંદ્ર માણેકના રંગનો હોય છે અને બીજી બધી પુનેમ કર્તાં આ શરદ પુનેમની ચંદની ઘણી જ સારી હોય છે. એ ચંદની, પ્રાણીમાત્રને આનંદ પમાડે છે અને નિર્જિવ વસ્તુના ઊપર પોતાનાં માણેક જેવી સુરખી મારતા કીરણો પાડી—ઠારી તેમને આનંદ આપે તેવી કરે છે.—આખું જગત મધુર શીતળ સુંદર રળિયામણું થઈ રેહે છે માટે માણેકઠારી નામ પડ્યું હશે.

એક વખત મારા માસ્તરે ચંદ્રકાંત નામના કલ્પિત પથરાવિષે કહ્યું હતું કે, તે ચંદ્રના કીરણો ઠરી ગયેથી બને છે ને જારે તેનાપર ચંદ્રનો પ્રકાશ પડે છે, તારે તે પાછો ઝરવા માંડે છે. તેમ એક જાતનું કલ્પિત માણેક, શરદ પુનેમના ચંદ્રના કીરણોના ઠારથી બંધાતું હશે (?). કોઈ પણ જાતનો કિમતી પથ્થર રાતરે અજવાળું

આપતો નથી. સત્રાજિતનાં મણિવિષે અને નાગનાં મણિવિષે રાત્રે અજવાળું કરવાની વાતો ચાલે છે તે ખોટી છે, એમ પણ માસ્તરે કહ્યું છે.

( મા૦ ) આજકાલના છોકરાઓ વહી ગયા. છોકરાઓને અંગરેજી શીખવીને આવા સાર કઢાવવા. ઘરડાં કેહે તે ખોટું, શાસ્ત્ર પુરાણ કેહે તે ખોટું ને અંગ્રેજ કેહે તે ખરું. પ્રેમચંદ ભાઈ, હવે એ વાતોના કુથલા બંધ કરાવો.

( પ્રે૦ ) ચાલો છોકરાઓ–હવે ચાંદરણું સારું ખીલ્યું છે–ભાણાંની તૈયારી કરાવો; પછી હમારે બહાર જવું છે. રે ભાઇયો, જેને રંગપાણી કરવા હોય તે કરીલો. પેલો તલકચંદ ન આવ્યો કે ? ગયો વળી કોઈ ઠેકાણે.

(પછી લીલાગરોની જુદી મંડળી ભરાઇ. તેમાં એકજણે આ પ્રમાણે લાવણી ગાઈ.)

ચલો ચલો શું વાર લગાડો, ચલો પીવા માંડો,
ચાંદની આ તો, ખૂબ ખીલી રહી, મસ્ત બનીલાડો.—ટેક.
અગાસિ સુંદર, ચાંદનિ સુખકર, ભર્યાં જામ રંગે,
સ્હોડે માશુક, ખરું એ મ્હાસુખ, સતાર છે સંગે,
સમો ન આવે, ફરી ફરી આ, ધરો ઉલ્લટ અંગે,
બજાવો ગાઓ, મુખડાં નિરખી, તાલ લઈ ચંગે.—હરહાં.

ઝુલ.

કેવું ઉચે ભુરું આકાશ, દીપે આ ટાણે,
જૂઓ દિશ ચળકતા નિચી રતનની ખાણે,
કેવી લ્હેર પવનની રમે મઝો શી આણે,
હવે રંગ જોઇને રમો રસિકડાં, શોક સમૂળ કહાડો.—ચાંદ૦ ૧
કામકાજ તો સર્વ દિવસનાં, વળી સર્વને છે,
ફિકર રોગ ને ખટલું લફરું, સકળ સ્નેહિને છે;
નદી નાવસંજોગ સમાણી, સજન ભેટ તો છે,
માટે લ્હાવો લઇલો સહુજન રુડો ઓરતો છે.—હરહાં.

ઝુલ.

પિયો દુવા દેઈ તેહને સજન જે સાચૂં,
પિયો દુવા સજનની લઈ તંન છે કાચૂં,
જુઓ માંડ્યું વાગવા સુણો સુકનમાં વાજૂં,
રે પિયો પિયો ખુબ આજ, ચુમી લો, સૂર મધુર કાહાડો.—ચાં૦ ૨
પીઈ કરીને જુઓ ચાંદની મ્હો હસતું રાખી,
પછી જુઓ માશુકની સામાં ખભે હાથ નાખી;
ખસેડી જમણો હાથ ધિમે રહી રમો પ્રીતબાજી,
જુઓ પેલી જે તન સંકોચે નીચું હસી લાજી.—હરહાં.

**ઝુલ.**

જુઓ કાન ઘણા કરડાય પરસ્પર પાસે,
જુઓ આંખ ઘણી ઘોળાય પરસ્પર સામે;
જુઓ હાથ ઘણા ચંપાય પરસ્પર હાંસે,
કરે સતાર તનનન તુંમ, ધુમે છે, નર્મગીત કહાડો—ચાં૦ ૩

(ન૦ ક૦ પુ૦ ૩.)

(એમ લીલાગરોએ મીઠાં પીધાં ને અડધા કલાક પછી સહુ જમવા બેઠા.)

ચુને ઘોળાવેલી અગાસીમાં ચંદ્રમુખીયોને સફેદ સાડી પેહેરીને રૂપાની થાળીમાં પૌંઆપુરી ખાતી અને રૂપાને વાડકે દુધ પીતી જોવી, હીંગળોકિયા ઓઠ ઉઘાડી દાડમકળી જેવી બતરીસી બતાવતી–મલકાતી જોવી, અને વચમાં વચમાં ચંદ્ર સામું અને વચમાં વચમાં પોત પોતાના પ્યારા સામું જોઇ ગાલપર ઊમળકાની લાલાસ અને શરમની ફિકાસ આણતી જોવી, એ આનંદ શું જેવો તેવો ને સુખ શું જેવું તેવું? એ આનંદના આવેશમાં (દેવચંદ બોલી ઊઠયો) પ્રેમચંદભાઇ, આવી મઝા મુકીને આ રંગમાં ભંગ કરીને બહાર જવું તમને કેમ સારું લાગેછ? આ મેળાવડો કંઈ જેવો તેવો સમજો છો?

(પ્રે૦) ના દોસ્ત, આજ મોટો ઓચ્છવ છે. પણ જેવી ઘરની ચાંદની જોઈ, તેવી બાહારની જોવી કે નહીં?

(દો૦) બહારની ચાંદની જોવાની ઇચ્છા હશે તો કાલે જઇશું. મને તો આજ બહાર જવું ગમતું નથી.

(સહુ જમી ઉઠયાં ને બૈરાં ઘરમાં ગયાં એટલે)

(દે૦) પ્રેમચંદ ભાઈ, આપણે બધા જઇએ તારે આપણાં બઇરાં નીસાસા ના મુકે? આપણે મઝા જોઇયે તારે તેઓને ન જોઇયે? ને તેઓ આપણી ગેરહાજરીમાં ગુમાસ્તા ચાકરો સાથે કુથલા વાતો કરી વખત ન ગાળે? (ઓઠમાં–મોટે મોટે ઘેર ઘણું ખરું એમ જ હોય છે) માટે બંગલે જઈ તાયફા નચાવવાની વાત છોડિ દો–ગુમાનીને ચિઠ્ઠી લખી ના કેહેવડાવો ને પંદર રૂપિયા મોકલાવી દો. તાયફાને બદલે આપણા ઘરના ખુબસુરત તાયફાઓ પાસે ગરબીઓ ગવડાવો. આજ છેલ્લો દાહાડો છે. ઓણને વરસે કેથે સારા ગરબા નથી સાંભળ્યા. પરારને વરસે નાગરીઓએ ખુબ કરી હતી. વાહરેવા! મોગલીસરાની બીબીઓ પણ ગાડીમાં બેસી બેસીને સાંભળવા આવી હતીયો ને તારીફ કરતી હતીયો ને એમ કરતાં તમારે બાહાર જવું જ હોય તો સાથે બઇરાંને પણ લો.

દેવચંદના બોલવાને પ્રેમચંદ શેઠ હંમેશ માન આપતા તેથી અને પોતે પણ ઘરનાં બઇરાંની પુનેમની છબીપર મોહિત થઈ ગયા હતા તેથી, તેઓએ નાચ કરાવવાનું અને બહાર જવાનું માંડી વાળ્યું ને બઇરાંઓને ગરબા ગાવાનું કહ્યું. પછી બઇરાંઓએ ઘણુંક ગાયું, પણ તેમાંની જે ગરબી મને પસંદ પડી ગઇ તે આ હતી:—

ઉઠો બ્હેની સાહેલડીરે, સહુ ગરબા ગાઇયે,
હાં હાં રે સહુ ગરબા ગાઇયે.—૧
વળી હરી ચરિત અલબેલડીરે, સખી પ્રેમે ગાઇયે,
હાં હાં રે સખી પ્રેમે ગાઇયે.—૨
ખુબ ખીલી શરદની રાતડી રે, રંગ ભરી ભીની છે,
હાં હાં રે રંગ ભરી ભીની છે.—૩
જુઓ ગંભીર ગગની ભાતડીરે, ભલી ભુરી ખીલી છે,
હાં હાંરે ભલી ભુરી ખીલી છે.—૪
જોઈ ચંદ્ર નખેતર છાતડીરે, ઠરી સુખે ફુલે છે,
હાં હાંરે ઠરી રસે ફુલે છે.—૫
નદિ નીર પરવતની વાતડીરે, શી હરખ હસે છે,
હાં હાંરે શી હરખ હસે છે.—૬
કુમુદાદિક ફુલ જાતડીરે, ખુલિ રત્ત રહે છે,
હાં હાંરે ખુલી રત્ત રહે છે.—૭
સખી રાગમસ્ત બની ઘેલડારે, ગુણી ગોવિંદ ગાઇયે,
હાં હાંરે ગુણી ગોવિંદ ગાઇયે.—૮
થઈ નિરમળ રંગની રેલડીરે, હવે લ્હાણી લાહિયે,
હાં હાંરે હવે લ્હાણી લાહિયે.—૯

(છેલ્લી એ ગરબી ગવાઈ, લ્હાણીયો વેંહેંચાઈ અને સહુ બાહારનાં પોતપોતાને ઘેર ગયા. છોકરાં સુતા કે નહીં એની ખબર કહાડીને પ્રેમચંદ શેઠ તથા શોભાગ શેઠાણી સાથે સુવાને ગયાં.)

વાહાલાનાં વિજોગીયો! જોકે આજની રાત સર્વ જગતને આનંદ પમાડે તેવી છે, તોપણ તે તમને બહુ દુઃખદેતી થશે. આજની રાત હૈડાં થંડાં કરવાને બદલે તમને બાળે તેવી થશે. પણ એમાં રાતનો વાંક નથી. વિચારથી જે દુઃખ થાય તેને વિચારથી દુર કરવું જોઇયે. વેહેલું મોડું સહુને જવું છે, થોડું ઘણું દુઃખ સહુને કરમે ચોટેલું છે, ને શોક કરેથી ફળ નથી એમ સમજી દલગીરીના ખ્યાલો દીલમાંથી કાઢી નાખી ઇશ્વરે આનંદને માટે શરદચાંદની કરી છે, તેને તમે રડીને ના ધિક્કારો. જેમ જુવાન છોકરીનાં રંડાપાનાં દુઃખ છતાં માબાપો પોતાના છોકરાના લગનની ખુશાલીમાં સામેલ થાય છે, તેમ તમે પોતાના દુઃખમાં છતાં આ ગંભીર ને શાંત ચાંદનીના રસ પિયો ને એ ઉપરથી પ્રભુની અકળ લીલા ગાઓ. જો કે એ ચાંદની પેહેલે તો તમને થંડક નહીં કરે, તો પણ તમે તેને જોયાં કરો; ને એમ જોયાં કરવાથી અને તે ઉપરથી મળતા દીલાસાસંબંધી અને ઇશ્વર સંબંધી વિચાર કરયાં કરેથી, તમે તમારું દુઃખ ભુલી જઈ આનંદ પામશો ને અગર એવા વિચાર કરવાની તમારામાં શક્તિ નહીં હોય અથવા ઘણી જ દલગીરીને લીધે એવા

વિચાર તમને નહિ આવે તો પણ તમે ચાંદની સામાં જોયાં કરજો-ને એથી તમારા તન મન ઊપર અસર થઈ નીરાંતની ઉંઘ આવી જશે ને એટલે ઊંઘમાં ને ઉઠયા પછી પણ તમે સુખ પામશો જ. ચાંદનીમાં દલગીરીના વિચાર કરવામાં પણ એક જાતનું સુખ રહ્યું છે. હોનાર મિટનાર નથી–'કૃષ્ણને કરવું હોય તે કરે, જીવ તું શીદને ચંતા ધરે' એમ બોલી જ્ઞાનથી દલગીરી કહાડી, વરસ દાહાડાનો દાહાડો એવો અને ઈશ્વિરના ઘરનો એવો જે માણેકઠારીનો ઓચ્છવ, તેના આનંદમાં સામેલ થાઓ.

---

## ૧૦. જે ઘડી જાય તે સુકૃત ને આનંદમાં કહાડવી.

"ગયી દિવાલી હોલી આઈ, હુઆ ફજર ફિર ગજર બજાઈ,
ગુજરી ઊમર ખેલમેં સારી, તોભી ન ગઈ તુજ દુનિયાદારી."—૧
"રાત ગઈ ને વાયુ વ્હાણું, દીપ દિવાળી હોળી ટાણું,
ખટપટ કરતાં ઊંમર ખટી, તોય ન તારી આશા તૂટી."—૨
(ચર્પટ પંજરી.)

આજ તે કાલ, કાલ તે પરમ, પરમ તે ચોથો દાહાડો, ચોથો તે પાંચમો–એમ, ઓણનું પોર, પોરનું પરાર, પરારનું ચોથું વરસ, ચોથું તે પાંચમું—એમ, પાંચશેમું, પાંચ હજારમું, પાંચ લાખમું—વગેરે થાય છે. દાહાડાના દાહાડા ને વરસના વરસ વહી જાય છે.

કાળને જતાં વાર નથી લાગતી ને જીવતરનો તો વિશ્વાસ થતો નથી કે આજનું કામ કાલે કરીશું એમ ખાતરીથી કેહેવાય. તેમાં વળી 'રાત થોડી ને વેશ ઘણા' જેવું છે.—ઘણી ઘણી રીતે જોસ્સાને અને જોગવાઇને તાબે થવું પડે છે; ફીકર માંદગી ને ખટલાના ઓડ તો પાછળ વળગેલાં જ છે; એવું છે તો ખરું; તારે શું રડ્યાં કરવું? ના, ના. જે ઘડી જાય તે આનંદમાં અને સુકૃતમાં કાહાડવી.

તરકટો કરી ગરીબનાં ડોકાં કાપી પૈસા મેળવી મદે ભરાઈ કીરતીઘરમથી અમરનામ કરવાસારુ મોટી મોટી રકમો દેશના બાહારના સણગારમાં (ઇમારતોમાં) કાહાડવી, એમાં શું ખરું સુકૃત છે? ના, ના.

ખરી મેહેનતે વાજબી રીતે પૈસા મેળવી (પછી થોડા તો થોડા ને ઘણા તો ઘણા) સંતોષે રહી દુરાચારો દુર કરી ગરીબનાં કાળજાં ઠંડાં કરી આનંદમાં રેહેવું, તેજ ખરું સુખ છે. અને નામને માટે નહીં, પણ ખરી દાઝથી અને ફરજ છે એમ સમજી, દેશના લોકોની અંદરની હાલત સુધારવાસારુ વિદ્યા વધારવી, એ ખરું સુકૃત છે. પૈસાથી વિદ્યા વધે છે ને વિદ્યાથી પૈસા વધે છે.

અરે ઓ લોકો, લડાઇમાં કેટલાક મરી ગયા છે ને કેટલાક મરી જાય છે ને કેટલાક મરી જશે તેનો તમે વિચાર નથી કરતા, પણ ખાવાના આહુતાની પેઠે વગર મેહેનતે જુગારથી નાણાં પેદા કરવાના આહુતાથી તમે સનેપાતને ઘેર જાઓ છો, એ

ઠીક નથી કરતા. હજી વખત છે; નથી વહી ગયો; આટોપવા માંડો; ને પછી મેળવેલાં ધનની ઘટતી વ્યવસ્થા કરો.



## ૧૧. નસીબ ચાર ડગલાં આગળનું આગળ.

'નસીબ ચાર ડગલાં આગળનું આગળ.' એક બનુમિયાં નામનો ઘણો જ સારો ગવૈયો હતો. તે મોટાં મોટાં રાજ્યોમાં ફરી વળ્યો, પણ ક્યે તેનો પાસો સવળો પડ્યો જ નહિ—કોઇયે તેના કસબની કદર બુઝી વાહવા પણ ન આપી ને દયા આણીને રકમ પણ ન આપી. ઘણો નિરાસ થયાથી તેણે એવો વિચાર કીધો કે, હવે આડે રસ્તે ઉતરી પડવું કે સુખે રોટલા તો ખાઇયે. એમ વિચારી ચોરોની ટોળીમાં ભરાયો. એક રાતે એ તથા એના સાથીયો કોઈ અમીરને તાંહાં ચોરી કરવે ન ફાવ્યા, તેથી એક કલાલની દુકાનમાં ચોરવા ભરાયા. અહીંથી બીજું વધારે તો મળ્યું નહીં, પણ એક નાહાનું સરખું પીપ હતું તેને ગલ્લો જાણી તે અને એક ઢોલક એ બેને ઉપાડી તેઓ બાહાર આવ્યા. પીપમાં જોયછ તો દારૂ. મેહેનત નામી જાય તેવું શું કરવા કરે, માટે પોત પોતાથી જેટલો પીવાયો તેટલો પીધો ને બાકીનો તો ઢોળાઈ ગયો. પછી કેહેવું જ શું? ઉડ્યા વા પર. પોત પોતાના પરાક્રમ ઓઠ બાહાર કાઢવા લાગ્યા. ગવૈયે કહ્યું કે મને એવું સરસ ગાતાં આવડેછ કે, તમે સાંભળીને ડંગ થઈ જશો. સાથીમાંના કેટલાકે કહ્યું કે, તારો કસબ બતાવો બંધ રાખ, આપણે બધાએ બંધાણા જઇશું. ગવૈયે કહ્યું મેં ખરજકે સૂરમેં ગાઊંગા, તુમ મત ગભરાવ. પછી ટોળીમાંના એકની નજરમાં આવ્યું કે છોને બચારો ગાય. આપણે આપણું ગાઇયેછ, તારે તેનું તેને કેમ ન ગાવા દઇયે? ભાઈ ધીમે સાદે ગાજે. પછી ગવૈયા ભાઇયે બે ત્રણ સૂર ખરજમાં કાઢતા કે એવી તો ઊંચી તાન લીધી અને ઢોલકપર એવી તો જોરમાં થાપ મારી કે કલાલ જાગી ઉઠ્યો ને પછી આગળ ચોર ને પછવાડે સિપાઈ, એમ દોડાદોડ થઈ રહી. ગવૈયા તો ઢોલક લઇને જ દોડેલા. ગામનું પાદર મુકયું કે કપાસના ખેતર આવ્યાં તાંહાં ઢોલકપર કપાસની ડાળિયો પડે તેથી તે ડમ ડમ વાગતું ને તેમ તેમ સીપાઇને માલમ પડતું કે ચોર આ રસ્તેથી જાય છે. સાથીયો કેહે કે ઢોલને નાખી દે, પણ પેલો એટલો ગભરાયલો કે તેનાથી તે ખભે ભેરવાયલું કઢાય પણ નહીં. વળી સાથીયે કહ્યું કે અલ્યા નાખી દે તારા ઢોલકને, આ શું? વાગેછ તે ઠીક નહીં. ગવૈયો કહે એ ઢોલક નથી વાગતી, પણ મારું ને તમારું બધાનું નસીબ વાગે છે. સાથીયો પેલા ગવૈયાને ખેતરમાં પાડી નાખી આમ તેમ સટ્ટી ગયા.



## ૧૨. વિધવાનો પ્રશ્ન ને ડાંડિયાનો ઉત્તર.

ભાઈ ડાંડિયા,

રાંડેલીને માંડેલી કરવાસારુ સુધારાએ ઘણી ઘણી જુગતીયો કામે લગાડી, પણ આખરે તે હારીને બેઠો છે. રંડાયલીનું નસીબ રંડાયલું જ રેહે છે. કોઇ કેહેછ કે સરકાર માથે લે, તો કોઈ કેહેછ કે જાતી ભેદ તુટી જાય તો પુનર્વિવાહનું કામ વહેલું ચાલતું થાય. પણ હુંતો જાણુંછ કે એ તો બધાં ફાંફાં છે—સરકાર માથે લે નહીં ને જાતીભેદ કંઈ આજકાલ તુટે નહીં. કોઇનો શો વાંક? 'કરમવનાનો ખેતી કરે, બળદ મરે સુકવણું પડે,' 'જનમ આપે જનેતા પણ કરમ ન આપે કોય' માટે આજકાલ કંઈ હમે માંડણ કહડાવી ઘર માંડિયે તેવું દીસતું નથી. કેમ તને કંઈ સુઝેછ? **વાહાલી વહુ.**

વાહાલીવહુ! સાંભળ. તમારું કામ આ રીતે તો ખરેખર વેહેલું પાર પડે—તમે એવો સરાપ દયા કરો કે, 'ઓ લોકો! તમારી બેનો, તમારી છોડીયો, તમારી બેટીયો વેહેલી વેહેલી રાંડો ને હમારાં દુઃખો ને હમારાથી થતાં પાપો તમારી નજરે બહુ બહુ પડો.' અલબત જારે સહુની મા બેન બેટીયો રાંડે તો રાંડેલીયો પાછી વેહેલી વેહેલી માંડેલી થઈ જાય. **ડાંડિયો.**



## ૧૩. હસવું સારું કે રડવું સારું?

### (દોહરા)

હસવું વ્હાલું સર્વને, રડવું થોડાને જ;  
રડવામાં હસવાતણો, રસ વિરલા જન લેજ—૧.  
હસવે જે સુખ ઊપજે, લ્હેરપડે વહિ જાય;  
ખસિયાણા ખસવું પડે, વસવું વસમું થાય—૨.  
રડવામાં રસ ગુણ બહુ, હસવામાં છે હાનિ;  
હસવે રીઝે મુર્ખ પણ, રડવે રીઝે જ્ઞાનિ.—૩.

એક અમીરના દિવાનખાનામાં સામસામે બે ચિત્ર ટાંગેલાં છે. બારણાની સામે જે છે તેમાં એક બૈરી પોતાના પ્યારાની ખાંધપર પોતાનો ડાબો હાથ નાંખીને જમણા હાથના ચાળા (હાવભાવ) સાથે સુંદર ગાતી બેઠી છે. ગાતાં ગાતાં વચ્ચમાં વચ્ચમાં વાંકી વળી ગાલમાં હસી પોતાના પ્યારાને મીઠી નજરથી જોયછ અને તેમાં એવી ઈસરાત કરેછ કે આ કટોરો ઢાંસ. દીવાની ઝલ્લુસ, ગાલીચાની ભભક, સતાર તાઉસ તબલાં વગેરે સાજનું અહિં તહિં વેરાતું પડવું–એ બધાં પોત પોતાની તરફથી રંગ પૂરી અચ્છો બહાર આપી રહ્યાં છે.

બીજું ચિત્ર બારણાંની બાજુએ જે છે (અમીર શઠ છે માટે અહિં મુકયુંછ) તેમાં આવું છે કે એકતીસ વરસની બૈરી છુટે ચોટલે પોતાના મુએલા પ્યારા ભરથારની લાસ સામું જોઈ જોઈ વિલાપ કર્યાં કરે છે. તેની સાત વરસની એક

દીકરી તેને ખભે વળગીને પછવાડેથી તેના આંસુ લુછે છે અને બીજાં બે બાળકો દયામણે મ્હોડે પોતાની માને ટકટક નિહાળ્યાં કરે છે.

એવી રીતનાં બે ચિત્ર છે. તેમાં રડતા ચિત્રને, રડતાં તથા ભણેલાં જનો ધારી ધારીને જોયછ અને હસતાં ચિત્રને, હસતાં તથા મૂરખ જનો ઉપરા ઉપરી પડી પડીને જોયછ. હું વિચારુંછ કે મને તથા બિજા થોડાઓને રડતું જ કેમ ગમેછ ને પેલા ઘણાઓને હસતું ચિત્ર શાસારુ ગમેછ? તેઓ પણ માણસ છે ને હમે પણ માણસ છૈએ; તે પણ ચિત્ર છે ને આ પણ ચિત્ર છે. ચિત્રની શી વાત? બિજું બધું જ એવું છે.—અજવાળું—ચ્હડતી દશા સહુને ગમે ને અંધારું—પડતી દશા થોડાને જ ગમે છે. બાળકને એક રૂપિયો ને એક દોહોડીયું બતાવીયે તો બાળક રૂપિયો લેવાને હાથ લંબાવે છે.

જેણે સદા શીળું જોયુંછ તેને, તડકાનાં દુઃખની, એ દુઃખની અંદર જે છુપું સુખ રહ્યુંછ તેની અને તડકામાંથી શીળે આવ્યા પછી જે સુખ થાયછ તેની, શી ખબર પડે?

પેહેલું ચિત્ર જોવાથી જેઓને ખુશી થાય છે તેઓ પોતાની મોટી ખુશી દિવાનખાનામાં જ અથવા રસ્તામાં મુકીને ઘેર આવે છે અથવા ઘેર આવીને તેને વિદાય કરે છે. વળી, 'આપણે આ લ્હાવો ન લીધો જો' એવા વિચારથી કેટલાકને પાછળથી દલગીરી થાય છે. વળી કેટલાક તે સુખ શોધવાની કાળજીથી હેરાન થાય છે અને વળી કેટલાક સુખ મેળવી તે ઘણી વાર ન રહેથી પાછા બમણા દુઃખી થાય છે.

હસવાની સારી અસર પણ થોડી ને થોડીવારની છે. હસતું ચિત્ર સારું ને રડતું નરસું એમ કેહેવું એ કેવળ અજ્ઞાન છે. સારું નરસું માણસની રુચી ઉપર આધાર રાખે છે. તોપણ, જેને ભણેલાઓએ (પછી થોડા હોય તો પણ) સારું કહ્યું તે જ સારું સમજવું.

રડતું ચિત્ર જોવાથી જોકે પ્રથમ દલગીરી થાય છે, તોપણ પછી તે દલગીરી થોડીક વાર જારી રહ્યાથી તેમાં એક ઉંચી જાતની છુપી ખુશી રહી હોય છે તે બાહાર પડે છે; પોતાના દિલને દિલાસો મળે છે કે, આપણાં જેહેવાં અથવા આપણાથી વધારે માઠી હાલતનાં બિજાં ઘણાં માણસો છે; દયા ને પરોપકાર બુદ્ધિ ઉભરાઈ આવે છે; અને, અંતે સહુની તેજી જાય છે અને જતી તેજીમાં પણ લ્હેજત છે એ જે નશીયત દેતી કુદરત, તે આપોઆપ માલમ પડી આવે છે:—

'ચ્હડતી પડતી સહુની ખરે પ્રીતિ કળી ખીલી તે ખરે'—૧.
'આથમતા રવિકેરું તેજ જોઈ ધીરજ રાખો સ્હેજ'—૨.

(નર્મકવિતા.)

'પીપળપાન ખરંત, હસતી કૂંપળિયાં'
'હમ વીતી તમ વીતશે, ધીરાં બાપલીયાં.'

—✻✻✻—

## ૧૪. જાણવાજોગ ખબર.

૧ ગુજરાતી ભાષાના વિદ્યમાન (જીવતા) કવિઓ આ છેઃ

**નર્મદાશંકર.** (સુરતનો–વડનગરો બ્રાહ્મણ. સુધારાસંબંધી સર્વ વિષય ઉપર સર્વ રસમાં લખનારો. ઊંમર ૩૧ ની)

***દલપતરામ.** (કાઠીયાવાડ–વઢવાણનો શ્રીમાળી બ્રાહ્મણ. ઘરસંસાર સુધરાવત ઉપર લખનારો. ઊંમર ૪૫ સેકની)

**નભુલાલ દાનતરામ.** (નડિયાદનો–સાઠોદરો નાગરબ્રાહ્મણ–રાધાકૃષ્ણના શૃંગારસંબંધી અને ભક્તિ વૈરાગ્ય જ્ઞાન સંબંધી લખનારો. ઉમર ૫૦ ઉપરની)

**રઘુરામ.** (ડાકોરમાં રેહેતો વડનગરો બ્રાહ્મણ. રાધાકૃષ્ણના શૃંગાર સંબંધી અને ભક્તિ વૈરાગ્ય જ્ઞાન સંબંધી લખનારો. ઊંમર ૪૫ સેકની)

**છોટમલાલ કાળિદાસ.** (પેટલાદની પાસે એક ગામ (મલાતજ) છે ત્હાંનો સાઠોદરો નાગરબ્રાહ્મણ. નીતિ ભક્તિ વૈરાગ્ય જ્ઞાન સંબંધી લખનારો. આગળ શૃંગાર લખેલો ખરો. ઊંમર ૫૦ સેકની)

**હીરાચંદ કાનજી.** (કાઠિયાવાડ—મોરબીનો દશોશ્રીમાળી વાણિયો—ઘર સંસાર સુધરાવટ સંબંધી લખનારો–ઊમર ૪૦ ઉપરની.)

**ઉત્તમરામ પુરુષોત્તમ.** (ખંભાતનો બ્રાહ્મણ. પુરાણ ઉપરથી ભાષાંત્તર કરનારો—ઊમર ૪૦ ની લગભગ.)

**મનમોહનદાસ રણછોડદાસ** (ભરુચનો વાણિયો. ઘરસંસાર સંબંધી લખનારો. ઊંમર ૩૦ ની ઉપર.)

☞ એ અનુક્રમ કવિની પદવી બતાવે છે એમ ન જાણવું.

---

**મનચેરજી કાવસજી લંગડાના—મનસુખ.** એ આજકાલ નામીચો પારસી શાહેર કહેવાય છે.

---

સંવત ૧૯૨૦ ના આસો વદ ૧૦ વાર ભોમ્મે, તા૦ ૨૫ મી અકટોબર સન ૧૮૬૪ ની રાતે, નર્મદાશંકરના મકાનમાં પચ્ચીસેક ગવૈયાઓની મેફલ મળી હતી, તેમાં નીચે લખેલા ગવૈયા સારા માલમ પડ્યા છે.

**હરીબિલાસ** (ગ્વાલિયરનો), **શેરખાં** (અકબરાબાદનો), **રાવજી**—(બેલબાગકર પુનાનો), **વામનરાવ** (ધારના) **સાજાપોરનો બાવો** અને **શિવ-**

---

* દલપતરામે, સ્વામીનારાયણ પોતે ઇશ્વર છે એ આદિ વિચારોનું એ માર્ગને લગતું અને બિજું કેટલુંક શૃંગારરસ સંબંધી લખ્યું છે પણ જાહેર પડેથી લોકોમાં અપ્રતિષ્ઠા થાય તેની બિહિકે તે છપાવતા નથી. સ્વામીનારાયણના માર્ગ સંબંધી લખ્યું છે, એ વાત ખરેખરી છે, પણ શૃંગાર સંબંધી લખ્યું છે, એવી જે વાત ચાલે છે તે ભરોસો રાખવા જેવી નથી.

**રામ** (વડોદરાનો સાખી ગાવામાં). એ ટાણે **મિરજાં** નામનો ગ્વાલિયર તરફનો કાબેલ ટબલચી હતો.

---

આજકાલ મુંબઈમાં નામીચી ગાનારીયો આ છે:

**તારા** (અંબાઈદાસ ઉસ્તાદવાળી), **બેના, લાર, ભીખુ** ને **તારા** (પુતીની છોકરિયો), **બાયા, રાધા** ને **સાજૂ** (દક્ષણી લાવણી ગાનારી.) **અમીરબક્ષ** (બીડની), **અમીનબક્ષ** (પુનાની) અને **બીજાન** (મનાજી સતારાવાળીની છોકરી).

સતાર વગાડવામાં **જીવણલાલજી મહારાજ** નામાંકિત છે.

---

## ૧૫. ચેતવણી.

**સત્યદીપક!** ઘેર જવું હોય તો જા. વડો તો થઈ જ ચુક્યો છ, પણ મોગરામાંથી કંઈ કંઈ ચિંગારી ચળકાવે છે તે હવે પૂરી બંદ કરી દે. તને તો જીવવાની આશા છે પણ તારા ધણિયોમાં અને તારા પૂજારીમાં કંઈ રામ જણાતા નથી કે તને પાછો જાગૃત કરે. સત્યપ્રકાશ તો રાસ્તગોફ્તાર સાથે મળ્યું ને રાસ્તગોફ્તારમાં હિંદુસંબંધી હકિગત તો મળે નહીં. અજ્ઞાન કાઢવાને સત્યદીપકની સ્થાપના થઈ. અજ્ઞાન કઢાઈ ચુક્યાં ને સત્યદીપક વડો થઈ જવા આવ્યો! શરમ! શરમ! શરમ! વાંચનાર સમજે તેને—

૨ **સુધારાવાળા ભાટિયા** એક બે સિવાયે આજકાલ નવી દોલતના મદમાં દોહોડ ડાહ્યા, તોછડા, જુઠા, બેવચની, ઓછા પેટના, છંદી, ન ઘટે તાંહાં ઉદાર અને ઘટે તાંહાં કંજુસ થાય છે. તેઓને વિષે ઘણી ઘણી ફરિયાદ આવી છે માટે તેઓએ ચેતવું, નહિ તો ડાંડિયો સુરંગ ફોડી દેશે. પૈસાની અને કાયદાની ધ્હાયરી ડાંડિયા આગળ ચાલવાની નથી. અક્કેકની વિગતવાર હકીકત સમો જોઈને આપવામાં આવશે.

૩ **કવિ દલપતરામ ડાહ્યાભાઈ**ના સ્વભાવ અને એની કવિતાની વિરુદ્ધ ઘણી ઘણી વાતો ચાલી રહી છે, માટે **ગુજરાતના કવેસરજી**, હોશિયાર રહેજો.— ડાંડિયાના ડાંડ ઝિલી લેવાને ઢાલ તૈયાર રાખજો.

૪ **સટ્ટાખોર ગરીબો!** ડાંડિયો કેહેતો આવ્યો છે તે ખરું પડતું જાય છે ને પડશે જ. પૈસાદાર લોકો જે હાલ મોટા નુકસાનમાં આવતા જાય છે, તેઓ તરકટ કરીને પોતાના માથાનું જોખમ તમારાપર નાખશે, માટે હજુએ ચેતજો. લાંબાં ડગલાં ભરવાં મુકી દેજો. મોટાના તેજમાં અંજાઈ ન જશો. આખરે ધૂળે ધૂળ છે. હવે વખત સંકેલી સાચવી બેસી રેહેવાનો છે.

---

## ૧૬. ઊંચ કુળ કોને કેહેવું?

### (રોલાવૃત્ત.)

અરે કહાં તે પ્રેમ, ભક્તિ ને પણ પ્રેમીમાં;
શક્તિ શૌર્ય ને યશ, હુતાં પૂર્વે દેશીમાં?—૧.
વિના પ્રેમ ને શૌર્ય, વિના હિંમત ને સાહસ;
વિના ખંત ઉદ્યોગ, મળે નહિ કામોમાં જસ—૨.
દુઃખ ખમી થઈ ખરાં, ખરાં થઈ સાહસ કરતાં;
વિવેકી રેહેતાં રોજ, હઠે દુર વિઘનો નડતાં—૩.
વિના સદ્‌ગુણો ઊંચ, પ્રેમ ને શૌર્ય પ્રથમ લઈ;
થવાય નહિં કદિ ઊંચ, માત્ર ધને ફુલાઈ જઈ—૪.

(ન૦ ક૦ પુ૦ ૩)

(એક કુલીન શ્રીમન્ત વૃદ્ધ ગૃહસ્થે, પોતાને મરવાના પંદર દાહાડા અગાઉ પોતાને બે મોહટા ૧૬–૨૦ વરસના છોકરાઓને પોતાની પથારી આગળ તેડીને કહ્યું)—ભાઇયો, આ પ્રમાણે મારી તો અવસ્થા છે; હું હવે બે ચાર દાહાડે તમારાથી છુટો થઇશ; સંસારમાં આવી જે જે કામ માહારે કરવાનાં હતાં, તે મેં મારાં ગજાપ્રમાણે કર્યાં છે અને તે ઇશ્વરની કૃપાથી એવી રીતે થયાં છે કે, આ સમયે મને કોઈ વાતે પશ્ચાત્તાપરૂપી પીડા થતી નથી. હું આનંદમાં છઊં ને એમાં જ હું મુક્ત થઈ જઇશ.

તમને આજે મારી પાસે બોલાવવાનું કારણ એ કે, તમારી છેલ્લી ભેટ કરૂં, જે સોંપવાનું છે તે સોંપું, અને જે કેહેવાનું છે તે કહું. આ હું તમને હૈયાસરસા ચાંપુંછ ને અન્તઃકરણથી આશીર્વાદ દઉંછ કે ઇશ્વિર તમને ત્રિવિધતાપથી મોકળા રાખે. જે જે માલ મિલકત છે તે સંબંધી વસિયત તો આગળ કરેલું છે તે તમે જાણો જ છો ને તેથી હું આશા રાખુંછ કે તમે ભાઇયો પરસ્પર કલહ ન કરતાં મરણપર્યંત સલ્હાસંપથી હળીમળીને ચાલશો.

હવે તમારી ઇચ્છા હોય તો બે બોલ બોલું. તમારા હિતની વાત કહુંછ, પછી માનવી ન માનવી તમારે હાથ છે. તમે મોટા છો, દ્રવ્યથી અનુકુળ છો—સઘળી રીતે લાયક છો, પણ સંસારઅનુભવની નિશાળમાં નવા નિશાળીયા છો. ગ્રંથ વાંચેથી ઘણી ખરી વાતની જાણ થાય છે તેના કર્તાં અનુભવી જનોની વારતા તેઓને મ્હોડેથી સાંભળતાં વધારે ખાતરીની વધારે જાણ થાયછે અને જારે એ વાંચવા સાંભળવા પ્રમાણે વાંચનાર સાંભળનારને પોતાને અનુભવ થાય છે, ત્હારે પછી તે ખાતરી, તે જાણ અને તે આનંદની શી વાત!

મારાથી ઘણું બોલાતું નથી માટે થોડામાં સમજી લેજો. ભાઇયો, દ્રવ્ય કર્તાં કુળને વધારે પૂછજો ને પૂજજો. દ્રવ્યના ઠાઠ—મદમાં કુળને ડાઘ ન લગાડશો

ભીખારી થજો પણ કુળનું નામ તરતું રાખજો. દ્રવ્ય કર્તાં કુળ શ્રેષ્ઠ છે. કુલીનપણું છોડી દો તેની અગાઉ પ્રાણ ત્યાગ કરજો, દ્રવ્ય જોઇને રાચશો નહી પણ કુળ જોઈને રાચજો. એ વિષે જરા વધારે બોલુંછ તે ધ્યાનમાં લો.

જગતમાં સમજુક થોડા ને અણસમજુક લઈ દોડેલા ઘણા હોય છે—એ ઘણા એમ સમજે છે કે, પૈસાથી કુળ ઊંચું થાય છે, માટે ભલે ભુંડે કોઈ પણ રસ્તે પૈસો ભેગો કરવો, એટલે પછી તેની પછવાડે સુઘડતા, ઠાવકાપણું, વિવેક, પરમાર્થબુદ્ધિ આદિ લઈ સદ્ગુણો પોતાની મેળે ચાલ્યા આવે. છોકરાઓ, ઘણેખરે શ્રીમંતને ઘેર એવુંજ બ્હારથી દેખાય છે માટે તમે ભુલાવો ન ખાશો; પૈસા મળ્યા પછી તો ખરેખરા સદ્ગુણો તેઓમાંથી જતા રેહે છે. સુઘડતા સાબુથી આંગ સાફ કરવાની ને ઉમદા કપડાં પેહેરવાની હોય છેઃ ભિતરમાં તો કુટુંબકલેશ, આળસ, અરીશ્યા, વેર, છળ, જનાવરની રીતની પ્રીત આદિ લઈ દુર્ગુણોની મલીનતા હોય છે. ઠાવકાપણું અને વિવેક તો બ્હાર થોડું બોલવામાં, ઘરનાં ને પારકાસાથે બ્હાર તજવીજ હળવામળવામાં, નિઃસ્પૃહપણું, ટેકીપણું, બ્હારથી બતાવવામાં; બાકી ભીતરમાં—ગુસ્સો કરવાની—ભુંડા ભુંડા બોલ બોલવાની, વિદ્વાનોને તુચ્છ ગણવાની ઘેલાઈ અને ખુશામત કરવાનો, વચન તોડવાનો, ટેક મુકી આમતેમ લટી જવાનો, હક વગરની પારકી વસ્તુ તકાવવાનો આદિલઈ દુર્ગુણોનો અવિવેક હોય છે. પરમાર્થ બુદ્ધિ તો ગરીબનું સારું થાય તેમ સમજી નહીં, પણ લોકોમાં વાઃવા થાય તેટલા માટે—કીરતી ધરમને સારુ, ખુશામતિયાને વરતાવવા કે એ વાઃગાની ભુંગળ ફુંકે.

ભુંડે રસ્તે ઘણો પૈસો મેળવ્યો અને પછી કીરતીધરમ કીધો, એને હું યશ નથી કહેતો. પૈસો મેળવી કીરતીધરમ કોણ ન કરે? ન કરે એવા પણ કેટલાક શઠ હોય છે, પણ તે થોડા. ખોટે મારગે પૈસો મેળવેલો એવાઓને તો પોતાના કરતુકોનો ઢાંકપિછોડો કરવા સારુ પાછળથી કીરતીધરમ કરવાની જરુર છે જ.

ખરે ઉદ્યોગે દેશકલ્યાણ સંબંધી મોટાં મહાભારત સાહસ કામ કરવાં અને તેમાં ન ફાવતાં ગભરાટમાં અનીતિ ન કરવી અને ફાવતાં મદમાં ફુલાઈ ન જવું, તેનું નામ યશ. પછી કામ પાર પડો અથવા ન પડો તોપણ તે કરનારને ધન્ય છે. દીનની દાઝે જે પરમારથ થયો અને પાત્રને થયો, પછી દ્રવ્યબળે, બુદ્ધિ-બળે, અંગબળે કોઈ પણ બળે તે યશ ખરો.

જે મૂળપુરુષે નીતિ રાખી યશ મેળવ્યા હોય અને જે મૂળપુરુષ યશ મેળવ્યા પછી મદમાતો અભિમાની છંદી આળસુ ન થયો હોય, જેના સ્ત્રી—વંશજો શીળ પાળનારાં, સુઘડ, ભણેલાં ને રસિક હોય, જેના પુરુષ—વંશજો ભિતર બ્હાર સુઘડ, સદાચારી, ઉદાર, વિવેકી, ટેકી (બે ગોળીના ચડવા નહિ) રસિક, ભણેલા, પ્રેમી ને શૂરવીર હોય તે ઉંચ કુળ કેહેવાય.

પૈસા આજ છે ને કાલે નહીં. પૈસા ઘેડાને તાંહાં હોય છે; પૈસા પાતરને તાંહાં હોય છે; અને મૂરખને તાંહાં પણ હોય છે. આજ કાલ આ દેશના ઘણુા ખરા પૈસાદારો મૂરખ જ જોવામાં આવે છે.

જગતમાં ફેરફાર કરનારા શ્રીમંત અથવા ગરીબ કુલીન પુરુષો છે—નીચ કુળના પૈસાદારો નથી. એઓ તો દેશના ઉપર મોટો બોજો થઈ રેહે છે.

ભાઈયો, એ પ્રમાણે દ્રવ્ય–કુળવિષે મારા વિચાર છે. જેમ જેની સમજમાં ઉતરે તેમ તેણે વર્તવું. તોપણ મને 'ખાતરી છે કે, તમે એ મારી પ્રસાદ શિક્ષા, અંગીકાર કરશો જ. જાઓ ભાઈ, હવે તમે તમારાં કામકાજ કરો.

( છોકરાઓએ સાષ્ટાંગ દંડવત્ કર્યો ને કહ્યું કે, 'બાપા! આ તમારા અનુભવનાં વચન હમને દુર્લભ છે. એ શિક્ષા પ્રાણની સાથે જ છે એમ સમજજો. બાપા હાથ મુકો હમારા માથાપર કે તમારા આશીષથી કુલીન છૈયે તેવા મરતાં લગી રહિયે અને પછી પણ કેહેવાઇએ. )

(બાપે સજળ આંખથી હાથ મુકયો અને પછી સહુ પોતપોતાને ઠેકાણે થયા.)

---

## ૧૭. થઈ ગયલા ગુજરાતી કવિયો.

ગુજરાતી ભાષાના થઈ ગયલા કવિયો ઘણા છે. પણ ખરેખરા કવિપદને યોગ્ય એવા તો નરસિંહ મેહેતાથી આરંભ કરતાં ૪૦૦ વરસમાં ભાગ્યેજ ૧૫ થયા હોય. એમાંના કેટલાકના, કવિ દલપતરામ આ પ્રમાણે વર્ગ કરે છે; પેહેલો સામળ ને બિજો પ્રેમાનંદ—એ બે પેહેલા વર્ગની પેહેલી ટુકડીમાં તથા વલ્લભ, કાળીદાસ, પ્રીતમ, રેવાશંકર, મુક્તાનંદ, બ્રહ્માનંદ ને દયારામ એઓ પેહેલા વર્ગની બીજી ટુકડીમાં અને નરસિંહ મેહેતો, વિષ્ણુદાસ, શિવદાસ, ને નિષ્કુલાનંદ, એ બિજા વર્ગમાં. દયારામને પેહેલા વર્ગમાં મુકવા માંડ્યો તે સને ૧૮૫૯ માં પોતે અહીં આવ્યા હતા તે વખત, નર્મદાશંકર દયારામને વખાણતા હતા અને રણછોડ ગિરજા નામના દયારામના સાગીર્દો દયારામની કવિતા ગજવતા હતા તેપરથી. કવિ દલપતરામનો વિચાર દયારામવિષે ઘણો સારો નથી, તોપણ સને ૧૮૫૯ ની અગાઉ હતો તેના કર્તાં હાલ વધારે સારો છે ખરો). સારા દાખલ ગુજરાતમાં પ્રસિદ્ધ એવા આ છેઃ પ્રેમાનંદ, સામળ, વલ્લભ, દયારામ, નરસંઈ મેહેતો, પ્રીતમ, અખો, ધીરો ને મીરાંબાઈ. એમાં પ્રેમાનન્દ સહુથી ઉંચી પદવી ધરાવે છે. કવિ નર્મદાશંકર માત્ર ચારને જ પેહેલા વર્ગમાં મુકે છે. પ્રેમાનંદ, સામળભટ, દયારામ ને વલ્લભભટ. (બુદ્ધિપ્રકાશને સામળનું વ્હાલું લાગે છે, પણ ડાંડિયાને તો શાળાપત્રકના પ્રેમાનંદની કવિતા સરસ લાગે છે). ખરું પુછાવો તો સંસ્કૃત ને અંગ્રેજી કવિયો આગળ આપણા કવિયો કંઈ જ વિસાતમાં નથી. તેમ કેટલાક હિંદુસ્તાની મરેઠી કવિયોની આગળ પણ એક પ્રેમાનંદ જ થોડો ઘણો ટકી શકે. ગુજરાતી કવિયો વિષે

નર્મદાશંકરે એક નિબંધ રચવા માંડ્યો છે, તે બ્હાર પડેથી એ વિષે ઘણુંએક જાણવામાં આવશે. (એ તે વળી કાં ડાંડિયાના ડાંડથી બચવાનો છે?)

**નરસંઈ મેહેતો.** (જુનાગઢનો વડનગરનો નાગર. સને ૧૪૫૬ માં એટલે અંગ્રેજી આદિકવિ ચાસરના મરણ પછી ૫૦ સેક વરસ ઉપર.)

**મીરાંબાઈ.** (ઉદેપૂરની રાણી. સને ૧૫૬૦ એટલે શેકસપીયરની લગભગમાં.)

**અખો.** (અમદાવાદનો શ્રીમાળી સોની. સને ૧૬૪૯ માં એટલે અંગ્રેજી કવિ મિલ્ટનના વખતમાં.)

**પ્રેમાનન્દ.** (વડોદરાનો ચોવીસો બ્રાહ્મણ. સને ૧૬૭૬ માં એટલે મિલ્ટનના વખતમાં.)

**સામળ.** (અમદાવાદ પ્રગણામાંના વેગણપુર જેને હાલ ગોમતીપુર કહે છે, ત્યાંનો શ્રીગોડમાળવી બ્રાહ્મણ. સને ૧૭૨૫ માં એટલે અંગ્રેજી કવિ પોપના વખતમાં.)

**વલ્લભ.** (અમદાવાદનો ભટ મેવાડો બ્રાહ્મણ. પોપની વખતમાં.)

**પ્રીતમ.** (પેટલાદ પ્રગણાના સંધેસરનો ભાટ. સને ૧૭૮૨ માં. અંગ્રેજી કવિ ગોલ્ડસ્મિથના વખતમાં.)

**ધીરો.** (વડોદરા જિલ્લાના સાવલી ગોઠડા ગામનો ભાટ. સને ૧૮૨૮ માં. અંગ્રેજી કવિ બાઇરન, વર્ડ્ઝવર્થના વખતમાં.)

**દયારામ.** (ડભોઇનો સાઠોદરો નાગર. સને ૧૮૪૮ માં. અંગ્રેજી કવિ બાઇરન, વર્ડ્ઝવર્થના વખતમાં.)

---

## ૧૮. ડાંડિયાની વર્તણુક.

ડાંડિયાની વર્તણુક (જેને ડાંડિયા પડતા હશે તેઓ ગમે તેમ સમજે) નીચી નથી. એક સારો ગૃહસ્થ સાક્ષર મંડળમાં બોલી ગયો કે, ‘ડાંડિયો પોતાનું કામ ઘણી જ સારી રીતે બજાવે છે.’ પણ એટલું ખોટું કરે છે કે, જેની સાથે આગળ મિત્રાઈ અથવા જેના પાંચ પૈસા ખાધેલા, તેની સામાં (પછવાડેથી મતલબ ન સરી માટે) બોલે છે. એનો જવાબ ડાંડિયાએ તરત વાળ્યો કે, ‘તમે ધારોછો ને કોહોછો તેવું કામ ડાંડિયો કરે તેવો નથી.’ વધારે ખુલાસો આ પ્રમાણે કીધો; (દાખલાને માટે) ડાંડિયાને કેટલાક મિત્રો મતલબિયા મળ્યા હોય, તે મતલબિયાઓએ ડાંડિયાપાસે કામ કડાવી લેવાને ડાંડિયાની મૈત્રી બાંધી હોય—ડાંડિયો તે સમજતો હોય તોપણ, દેશને કંઈ લાભ છે એમ સમજી મતલબિયા મિત્રોનું કામ કરતો હોય—એ મિત્રો (વ્યાધિ ગયો કે વૈદ વેરી તે પ્રમાણે) ગરજ સરી કે ડાંડિયાના સામું પણ ન જોતા હોય—(મદદ તો શાંની કરે)—ઉલટા ડાંડિયાની નિંદા કરતા હોય—તે સહુ ડાંડિયો સાંખી રેહેતો હોય—એવી હાલતમાં, સાચો, ટેકી, પરમારથુ

ને જોસ્સાવાળો ડાંડિયો, કોઈ વેળા, 'હું સઘળું સમજુંછ બચ્ચાજીઓ' એમ જણાવવાને અને તેઓને આડીવાટે જતા અટકાવી સુધે રસ્તે રાખવાને પોતાના મતલબિયા મિત્રોવિષે સંકેતમાં ટીકા કરે તો તેમાં કોઈ રીતે ડાંડિયો નીચો થતો નથી.

તેમ, મતલબિયા મિત્રો પોને નબળા ને બાયલા માટે, ડાંડિયાપાસે મોટાં વચનો આપી મોટાં સાહસ કામ કરાવતા હોય—ડાંડિયો મૈત્રી નિભાવવાને મૈત્રીની ખાતર વચન ઉપર ભરોસો રાખીને તે કામ કરતો હોય—જે જસવાળાં કામ જોઇને મતલબિયા પોતાના કાળજાં થંડાં કરતા હોય—ડાંડિયો મેહેનતના બદલામાં ખરી મૈત્રી જ માંગતો હોય, તોપણ તેઓ મોટાસમાં નાણાંની મદદ કરીયેછ એમ કહેતા હોય—પછી આપે તારે આડીવાટની ધુળ—ધુળ આપે તોપણ કહી દેખાડે કે હમે હમારા મિત્ર ડાંડિયાને મદદ કરિયેછ—ડાંડિયો મૈત્રીની શરમ રાખવાને અને પરમારથને માટે ધૂળ પણ માથે ચ્હડાવે (ડાંડિયો પોતાને માટે લે તેવો છે જ નહીં) ને એટલું છતાં પેલા મતલબિયાઓ ડાંડિયાની નિંદા કરતા હોય—તે સહુ જોસ્સાવાળો ડાંડિયો ઘણી વાર સાંખી રેહેતો હોય—એવી હાલતમાં ઘાયલ થયલો ડાંડિયો, (ઉભરો તો કહાડવો જોઇયે ને મિત્ર તો મતલબિયા મળ્યા ત્હારે) 'હું સઘળું સમજુંછ બચ્ચાજીઓ' એમ જણાવવાને મતલબિયા મિત્રોની ટીકા કરે, તેમાં કોઈ પણ રીતે ડાંડિયો નીચો થતો નથી.

ઘણું નિભાવ્યું. હવેથી ડાંડિયો મતલબિયા મિત્રોનો મિત્ર રેહવાને ઇછતો નથી. હવે જો તેઓની તરફથી કંઇ પણ ડાંડિયાની વિરુધ બોલાયું તો નક્કી ડાંડિયો પોતાના બચાવમાં ખરું ખોટું દેખાડવાને પડદો ખોલી દેશે—મતલબિયા મિત્રોનાં કાવતરાં જાહેરમાં આણશે. ડાંડિયો ગમે તેટલું બોલશે તોપણ તે સજ્જનની નજરમાં હલકો ઠરવાનો નથી. હલકા તો ઉપરની વાતથી જે ઠરવાના હતા તે ઠરી જ ચુકા છે. ખરું ખોટું બતાવી આપતી વેળા ડાંડિયાથી થયલી ભૂલો પણ ડાંડિયો આંચકો ખાધા વગર જણાવશે ને કાનની બૂટ ઝાલશે. પણ રખેને પેલા મતલબિયાઓને નુકશાન થાય એટલાસારુ ડાંડિયો પોતાના ઉભરા ડાબી રાખે છે—આહા કેવી ભલાઇ છે ડાંડિયાની. પણ શું તારીફ કરવાં લાયક નથી? મતલબિયા મિત્રોની ભુંડાઈ!!! ડાંડિયો કેહેછ તે સાચું છે એમ શાહેદી પૂરવાને, ડાંડિયાની તરફના થોડાક પણ સાચા સ્નેહીઓ (જેઓ ડાંડિયાની કદર બુજે છે તેઓ) ડાંડિયો બોલાવે તારે આવવાને તૈયાર છે. ધન્ય છે એ મિત્રોને!

---

## ૧૯. સત્યદીપકના હિમાયતી.

સત્યદીપકના હિમાયતી—ભાઇરે, સાંભળ. તું કહેછ કે, ધણીમાં તો રામ છે, પણ પૂજારી મળતા નથી. પણ, "જર ચાહે સો કર." સંસારમાં પૈસા ખરચતાં શું ન મળે? સહુ મળે; એક મરી ગયલાં માબાપ ન મળે, એવું કહેવાય છે. હાલની મોંઘવારી પ્રમાણે ધણી જો એકના ચોગણા ખરચે (કમાયા હશે

ખૂબ અને બીજા ખરચો વર્ધાર્યા હશે ખૂબ માટે કહેવાય) અને પૂજારીપાસે પોતાનું ફરમાવેલું નહીં પણ સ્વતંત્ર વિચારનું પૂજન કરાવે તો જેટલાં જોઇએ તેટલા પૂજારી આણી આપવાને ડાંડિયો બિડું ઝડપે છે. આધા શું કરવા જઇએ? છ ડાંડિયા તો હમે જ છૈયે. સ્વતંત્ર રહી ખરું કેહેવું એટલા જ માટે કોઇની સહાયતા માગ્યા વિના હમે હમારાં ધન અને શ્રમ ખરચીયે છૈયે. ચલ ભાઇ, તારા દેશહિતેચ્છુ પરમારથુ (જો પરમારથને જ માટે દીપકની સ્થાપના કરી હોય તો) ધણીને કેહે કે છ ડાંડિયા અને બિજા પચીસ પૂજારીયો સત્યદીપકને પૂજવાને તૈયાર છે. કેટલાને રાખવા છ? જો ધણીયો પૂજારીયોને, સારીપઠે આપે ને સ્વતંત્ર રાખે તો ખરેખર આપણો દેશ, દોષ સહુ કાપે ને લાભ બહુ ચાખે.

---

## ૨૦. 'લેને ગઈ પૂત—ખોઆઈ ખસમ.'

'સખ્ખે પીંજણી પીંજતીતી ને કહાં કમબખ્તી ધાઇરે અલ્લા,
'પીંજણી પીંજકર પટાકડી લિઇ, ગેબકી ગોલી આઇ રે અલ્લા.' ૧

આપણામાં 'રાંડી પૂતા શાહજાદા' એ કેહેવત ખરેખરી છે. બાળક, બાપના કર્તાં માની પાસે વધારે રેહે છે તેથી તે, માને વધારે લાડકું હોય છે અને વધારે લાડકું તેથી તે, માના ધાકને ગણકારતું નથી. તેમાં વળી જારે મા રંડાય, વિરહ તથા વેહેમને લીધે ખુણો પાળતી થાય તારે અને પાછી બૈરી જાત પડી એટલે તે બાહાર રખડતા છોકરાને શી રીતે સંભાળી શકે? તેમ એ લાડકવાયો કોઇપણ રીતના અંકોશવના મકના હાથીની પઠે નઠારી સંગતમાં કેમ ના ગુંને અને આંધળો થઇ 'પેલી તરફ ઉભી રહેલી હાથણીને મળવા સારુ ખાડાઉપર બિછાવી રાખેલા ઘાસને જમીન સમજી, એ ઉપર દોડતાં માહે (ખાડામાં)' કેમ ના પડે?

'એક રાંડીરાંડ પીંજારણના છોકરાને બંધુક ફોડવાનું મન, તેથી તે નીત માની સાથે ટંટો કરે. એક તો બંધુક ફોડતાં વેળાએ જીવ જોખમાય અને બીજું પાછું બંધુક ખરીદવાને પાસે પૈસા પણ ન મળે, એ બે મોહોટાં કારણથી પેલીયે હા લઇ આપુંછ, આજ લઇ આપુંછ, એમ કહી કહીને દાહાડા લંબાવ્યા કીધા. પણ આખરે જારે કંઈજ ન ચાલ્યું તારે પીંજણીની કમાઇમાંથી ઘણે દાહાડે થોડુંક જે એકઠું કરેલું, તે નાણું છોકરાને બંધુક લેવાને આપ્યું. ભાઈ તો તાબડતોબ લઈ આવ્યા અને બાર કરવા લાગ્યા. એમ થતાં એક દાહાડો બંધુક આંચકાની સાથે પોતાની સામે છુટી ગઈ ને પીંજારા સિપાઈ ભાઇ ભાંયપર ઢળી પડ્યા. એ રીતે જારે બંધુક છોડતાં દીકરા મુઆ તારે માએ ઉપર કહેલી રીતે પોતાનું રડતું પીંજ્યું.'

'જેનું કામ તે તે જ કરે' 'લાંબા સાથે ટુંકો જાય, મરે નહીં પણ માંદો થાય.' એક તો પીંજારણના છોકરા—તરકડા ભાઇ કહેવાતા—ને વળી રાંડીરાંડના—

તેણે વળી બંધુકડી લેવી—બંધુકડી લઈ સિપાઇમાં ખંપવું-સિપાઈમાં ખપી ખરેખર બંધુકડી છોડવી—છોડતાં જીવ ગુમાવવો—એ, આહા કેવી મરદુમી?!

હવે થોડા દહાડામાં ફિનાનશિયલો રંડાશે અને સટ્ટાખોરો રાંડીપૂતા કહેવાશે. એ શાહજાદાઓ પોતાના પડતા વખતમાં પોતાની છેલ્લી મરદુમી બતાવવાને તરકટના તરગસો કંમરે બાંધશે, બાંધીને વગર કસરતના પટા ખેલશે અને પટા ખેલતાં પોતાના પ્રાણ ખોશે. પછી, એમાંના અદસસ્તીઓને અને બિજા પછવાડે રહેલાઓને પસ્તાવાના બળાપામાં પીંજારણનો વિલાપ આગમાં તેલ પડ્યા બરોબર થશે.

લોકો, ગાંડા ન બનો.—વર્તમાનના મોહપાશમાં સપડાતા પેહેલાં ભાવી દશાનો કંઇ વિચાર કરો—હું કહુંછ માટે ને કહુંછ તારે નહીં કરો.—પછવાડેથી કરશો પણ તે મિથ્યા છે. ખૂબ યાદ રાખો કે, પછી બેવડો બળાપો થશે—એક તો દુર્દશાનો ને બીજો પશ્ચાત્તાપનો ને ત્રીજો ડાંડિયાના મેહેણાંનો નહીં કે? ડાંડિયાને હમણાં તમારી દયા આવેછ, પણ પછી નથી આવવાની. બેહેરાઓ, તમે તમારા કાનને સારુ ભુંગળાં કરાવો ને આ માહારી તતુડી સાંભળો.—

---

## ૨૧. વર્તમાનપત્ર અને ચોપાનિયાં.

વર્તમાનપત્ર અને ચોપાનીયાં કાંહાં કાંહાં નિષ્પક્ષપાત અને ખરાં દેશહિતેચ્છુ સમજવાં?

જાંહાં તેના તેજ ધણી અને તેના તેજ અધિપતિઓ હોય છે તાંહાં. અથવા ધણીઓએ અધિપતિને કુલ મુખત્યારી આપી હોય છે તાંહાં. અને જાંહાં અધિપતિની ઇચ્છા, વેળાએ પોતાના ગજવાંમાંથી પણ કંઇક કાહાડીને (ગજવું ભરવાને નહિ) અને સર્વજન સંબંધી જ વાત કાહાડીને (પેટ બળ્યો ગામ બાળે તેમ નહિ) દેશને સુધારવાની હોય છે તાંહાં. એવાં વર્તમાનપત્ર આજ કાલ એક બે હશે, શાસ્ત્રીય અને ભાષા વિષય સંબંધી ચોપાનીયાં વિષે બોલવાની જરૂર નથી, પણ ચોપાનીયું અને વર્તમાન પત્ર એ બેનું કામ કરતું એવું પત્ર તો આજ કાલ એક છે.—જેમાં સર્વ વિષય ઉપર નિષ્પક્ષપાતે થોડું ઘણું પણ લખાય છે.–જેના લખનારાઓના વિચાર કેટલીક વખત જુદા પડે છે તો પણ, (તેના તેજ પત્રમાં આજ આ ને કાલ તેથી ઉલટા બીજા એવા વિચાર ન આવવા જોઇએ એવી રીત છતાં) તેઓ પોતાની જવાબદારી ઉપર પોતપોતાના જુદા જુદા વિચારો પાસપાસે છાપે છે–જે ચોપાનીયું પોતાના માલેક તથા લખનારનાં મતની સામાના મતો પણ છાપવામાં હરકત જોતું નથી–જેને ઘરાકો કરવાને લોકની ખુશામત કરવી પડતી નથી–જેને બિજાં ચોપાનીયાંની પઠે શરુઆતમાં ધનવંતોનો આશરો મળ્યો નથી ને હજી પણ મળતો નથી–જે ચોપાનીયું ઉપર પ્રમાણે પોતાની જ તારીફ પોતે જ

કરે છે, જે ચોપાનિયું, "ડાંડીયો ખુબ દોર સાથે લખાય છે, લોકો વાંચીને ખુશ થાય છે, તેમાં સમજુ તો બહુજ આનંદ પામે છે" એવી તારીફ રણછોડદાસ ગીરધરભાઇ સરખા વિદ્વાન ગ્રહસ્થોની કરેલી તેથી ફુલાતું નથી, પણ હળવે હળવે પોતાનું ધાર્યું કામ કર્યું જાય છે અને જે ચોપાનીયું, ડાંડીયા જેવું નીચું નામ ધરાવે છે તથા વેળાએ પોતાની પણ નિંદા કરવાને ચુકતું નથી તે તે.

---

## ૨૨. ગુજરાતી કવિતા.

'ઉજડ ગામમાં એરંડો પ્રધાન, 'અધુરો ઘડો ઘણો છલકાય,' 'ખાલી ચણો વાગે ઘણો,' 'વાંદરાને નીસંડી મળી' ને 'ચણાના ઝાડપરથી કુદી પડ્યા' વગેરે વગેરે—એ પરમાણે આજ કાલ લઈ દોડેલા—ઉછીતું માગીને, અથવા ચોરી કરીને અથવા કોઇ ન ગાંઠે તારે બામણ છૈએ ભીખ આપો, એમ કહીને જ્ઞાનની દોલત ભેગી કરેલી એવા—કોઇ પણ નિયમિત વિદ્યાભ્યાસ ન કરેલા એવા—કેટલાક અભીમાની ખોટા પંડિતોએ પોતાની પંડિતાઈ ગજાવવા માંડી છે. જહાં સુધી મૂર્ખોની ગર્જનાથી લોકના મ્હોડાં ઉપર જ અસર રેહ (લોકો વાત કરીને જ રેહ) તાંહાં સુધી તો નમ્ર સાચા પંડિતો નાદાનોની સામાં કોણ બોલે—છોકરાઓ છોને બકતા, એમ સમજી ઘરમાં બેસી રહે છે; પણ જારે તે હમેશની ગર્જનાથી લોકના દિલપર અસર થવા માંડે છે, અને તેથી આગળ જતાં નઠારા પરિણામ નિકળવાની વકી થાય છે, તારે તો પેલા સાચા પંડિતો ઘણા ગભરાય છે. ગભરાય છે તોપણ લોકાપવાદ અને મૂર્ખની શત્રુવટ, એ બેને ભયે કંઇ જ બાહાર ન બોલતાં, માત્ર પોતાનાં જ મંડળમાં એ વાત ચરચે છે, અને તું બાહાર પડ, તું બાહાર પડ, એમ એકેકને ઉસકેરે છે.—ને એમ કેટલેક દાહાડે એમાંથી એકાદ જણ લોકાપવાદ, મૂર્ખની શત્રુવટ, ઉદ્ધતાઇ, અભિમાન વગેરેનો દોષ માથે હોરી લઈ, લડાઇના મેદાનમાં એક જ તલવાર ને એક જ ઢાલ સાથે છડો બાહાર પડે છે, અને કોઇની પરવા ન રાખતાં પોતાના વાદરૂપ પટા યથાસ્થિત ખેલી ખરી વાતનો બોધ દઈ લોકનું કલ્યાણ કરી પોતાના સાથી પંડિતોને જશ અપાવે છે.

ગુજરાતી લોક હિંદુસ્તાનના બીજા ભાગના લોક કર્તાં એક પૈસા સિવાય બીજી બધી વાતમાં—રાજ ધર્મરૂઢી વિદ્યાની વાતમાં ઘણા ઘણા જ પાછળ છે. બીજી બાબતમાં ગમે તેમ હો, તે આ ઠેકાણે વાત નથી કરવાની, પણ ગુજરાતીઓ વિદ્યાની વાતમાં પાછળ છે, એની તો કોઈથી ના નહીં જ કેવાય. ગુજરાતીમાં બ્રાહ્મણ સિવાયે સઘળી ન્યાત બોહોળા વેપાર ધંધામાં ગુંથાયલી છે. બ્રાહ્મણોનો $\frac{૧}{૪}$ શ્રીમંત જજમાનોનું ગોરપદું કરે છે. $\frac{૧}{૪}$ ચાકરીમાં ગુંથાયલો છે, અને $\frac{૧}{૪}$ શાસ્ત્રી પુરાણી હશે, અને $\frac{૧}{૪}$ નો શતાંશ ખરા ભણેલા પંડિતો હશે. પણ ગુજરાતી ભાષાના પંડિત અસલ, ને આજ કોઈ નહીં. રજપુત રાજા હિંદુસ્તાનીને હિંદુસ્તાનીમાં લખેલી તે ગુજરાતી ભાષા ન કેહેવાય. પંડિતો નહી તેથી ગુજરાતી ભાષા સુધરી નહીં, ને એમ

ગુજરાતી ભાષા સુધરી નહીં તેથી તેમાં આજ કાલ પંડિતો જોવામાં આવતા નથી. ગણવાને યોગ્ય નથી તે છતાં પણ 'ન મામા કરતાં કાણો મામો સારો' તેમ ગણીએ તો ગુજરાતી ભાષાના કવિઓ એ જ આપણા ગુજરાતી ભાષાના પંડિત, અને તેઓની કવિતા અને થોડાંક સંસ્કૃત ભાષાંતર એ જ આપણાં પુસ્તક—બાકી બીજી સંસારી, નીતી, ધર્મ, રાજદરબારી બાબતમાં નિયમસર ગદ્ય પુસ્તકો નહીંજ. ગુજરાતી ભાષા સુધરેલી નહીંજ એની એજ સાબેતી કે કોશ ને વ્યાકરણ હજી થયાં નથી. અર્થાત્ ગુજરાતી ભાષાના પંડિતો કોઈ થયા નથી. ગુજરાતી ભાષામાં કવિતા-સિવાયે બીજાં પુસ્તકો નથી; અને કવિઓ એને જ ગુજરાતી ભાષાના પંડિતો માની લેવા.

પટારા ઉઘાડ્યા ને ગુજરાતી ભાષાનાં પુસ્તકો બાહાર નિકળ્યાં, ને તેમાંથી હાલ કાવ્યદોહન નામનું પુસ્તક છપાઈ બાહાર પડ્યું છે. એ કાવ્યદોહન ગુજરાતી કવિતારૂપ છાસમાંથી કાડેલું માખણ છે. કાવ્યદોહનમાં આપેલા નમુના, કવિયોની સરસ કવિતાના નમુના છે, તો ગુજરાતી ભાષાની ઘણી ખરી કવિતા પટારામાં પાછી બંધ પડી રહી ઊંધાઈથી ખવાઈ જાય તો સારું, અથવા સરૈયા ગાંધીને દુકાને વેચાઈ જાય તો સારું; અને કાવ્યદોહનમાં આપેલા નમુના, કાવ્યદોહન નામ આપ-નાર અને કાવ્યદોહન કરનારની કાવ્યવિવેચન શક્તિના નમુના હોય, તારે તો જુની ગુજરાતી કવિતાનો દોષ નહીં પણ દોષ આપણા પોતાની મેળે કહેવડાવતા, અથવા મૂરખાઓએ માનેલા, અથવા ગરીબને વધારવાસારુ કેટલાક અંગ્રેજોએ તતુડી ફૂંકેલી તેથી કેહેવાતા ગુજરાતના કવીશ્વર દલપતરામજી ડાહ્યાભાઈજીનો, અને થોડો ઘણો સરકારનો જે બે ત્રણ અંગ્રેજોની ભલામણ ઉપરથી પુરતી તપાસ કર્યાવના રૂપીયા આપી મિ૦ હોપની સાત ચોપડીને સારુ નવી કવિતા કરાવી અને કાવ્યદોહન કરાવ્યું અને વળી એક નવું કરાવે છે. ગુજરાતમાં બે નિકળ્યા.—દલપતરામજી ગુજ-રાતના કવીશ્વર, અને ઉતમરામજી નામદાર કવેસર. દલપતરામના ફાવવાવિશે, કાવ્યદોહન વિષે, મિ૦ હોપની સાત ચોપડી વિષે, વગેરે વગેરે વિષયો, પ્રસંગે પ્રસંગે નિકળશે પણ વાત આટલી તો ખરી કે 'કાવ્યદોહન' શબ્દ કાવ્યદોહનમાંના નમુનાને ઘટતો નથી. એ નમુના તે ખરા નમુના નથી. કાવ્યદોહન સરખો ગ્રંથ જેવો છે તેવો ન જોઇયે પણ જુદી રીતથી લખાવો જોઇએ અને એવા ગ્રંથનો રચનાર કવીશ્વર દલપતરામ જેવા ન જોઇયે.

---

## ૨૩. અક્કેકા પ્રાંતની અક્કેકી વિદ્યા.

જે જે પ્રાંત જે જે વિદ્યાને માટે વિશેષે કરીને નામાંકિત ગણાય છે તે આ છેઃ—

૧ તૈલંગનો વેદ; મૈથિલનું વ્યાકરણ; બંગાળાનું (નદિયાશાંતિપૂરનું) ન્યાય; દ્રવિડનો વેદાન્ત; કાશીનું સાંખ્ય; હરદ્વારનો યોગ; મારવાડનું જ્યોતિષ; દ્રવિડનો (શિવકાંચી વિષ્ણુકાંચીના) રસાલંકાર; અને ગુજરાતનાં કાવ્ય પુરાણ.

૨ વ્રજ ને ઉત્તર હિંદુસ્થાનની શૃંગારરસ કવિતા; રજપુતસ્થાનની વીરરસ કવિતા; ગુજરાતની કરુણા રસ કવિતા પણ બાયલી જ—શુરવીર સ્ત્રી પુરુષનાં રુદનની નહી ); મહારાષ્ટ્રની શાંતરસ કવિતા.

૩ ઉત્તર હિંદુસ્તાનનું ગાયન અને કરનાટકનું નૃત્ય.

---

## ૨૪. સુરત બૅંક.

સુરતને પણ ચેપ લાગ્યો! જો ન લાગે? એ તો આપણા પ્રેમચંદભાઇની જન્મભૂમિ તે વળી બાકી રહી જાય? ના ના ખાસું; સુરતના પડતી હાલતમાં આવેલા અને તેથી ભુખડુબારસ, દેવાળિયા, લાલસાહેબ, આળસુ, નિંદ્રાખોર થઇ ગયલા લોકોને પાછા સારી હાલતમાં લાવવાને શ્રી ગણેશાયનમાં સટ્ટો—જુગાર જ જોઇએ !! સુરત બૅંકના શેરો નિકળ્યા પેહેલાંજ તેના ચાળીસ ટકા પ્રીમિયમ ? આગળ જતાં મ્હાડ, નક્કી ઊંદર વિયાવાનો! પણ પ્રભુ એમ ન કરાવે! સટ્ટો કરવો એ નઠારું જ છે. સટ્ટાના પરિણામ ૧૦૦એ ૯૦ વખત નઠારાં જ નિકળે ને ૧૦ વખત સારાં નિકળે. દેશ કાળ સ્થિતિ—જોસો ને જોગવાઈ એ ઉપર સઘળો આધાર છે.—એમ પણ બને કે પ્રેમચંદભાઈ સરખા યશસ્વી મહારથી—શિકન્દરને પ્રતાપે, રે સટ્ટાથી પણ સુરતની આબાદાની થાય!—ન થાય તેમ નહીં. હમે તો પ્રભુપાસે એટલું જ માંગીયે છ કે, સુરત શેહેરની પછી સારે કે નઠારે કોઇપણ રસ્તે પાછી ચડતી થાઓ. કેમકે હમે ત્રણ ચાર ડાંડિયા પણ સુરતના જ છૈયે ને હમને હમારી જન્મભુમીનું અભિમાન પંદર વરસના હતા ત્યારનું છે—હમણાં તમણાંનું નથી.



## ૨૫. ધૂળેધૂળ.

'મફતનું ખાવું ને મસીદે સુવું, એવું હોય, ગપ્પાં મારતાં ને માખણ લગાડતાં પૈસો મળતો હોય તાંહાં ખરો ઉદ્યોગ કોણ કરે? ઇશ્વરે જુદાં જુદાં માણસોને, જુદો જુદો ઉદ્યોગ કરવાને અને તે બધા એકઠા ઉદ્યોગથી દેશની દોલત વધાર્યાં કરવાને, નિર્માણ કર્યાં છે; પણ આજ કાલ લોકની વૃત્તિ જુદી જ છે. જેમ 'જૈન આચાર્યે જૈન ધર્મ ખરો છે એના પ્રમાણમાં અમાસને દાહાડે ચંદ્ર બતાવ્યો હતો, જેમ પાખંડી ધર્મ ગુરુઓએ જુગતિયોથી પોતાના સેવકોને ઠાકોરજીનાં સાક્ષાત્ દર્શન કરાવ્યાં છે, જેમ રાક્ષસોએ નાના પ્રકારની માયાઓ કરી છે, તેમ આજ કાલ લક્ષ્મીએ સહુને ગાંડા કરી મેહેલ્યા છે. સહુ લક્ષ્મીને જ પરમ દૈવત સમજી એને જ જપ્યાં કરે છે.—પણ નથી જાણતા કે, એ પરેસાન પાતર આખરે ધુળ ફકાવ્યા વિના રેહેનાર નથી.

'ફેરફાર છે જગનો નીમ, વધ ઘટ ચ્હડતી પડતી નીમ.'

(નં૦ ૬૦ અનુભવ લહરી.)

ભરતી પછી ઓટ, ઉદય પછી અસ્ત, જનમ પછી મરણ, ચડતી પછી પડતી છેજ. નર્મ કવીતા પુ૦ ૩ જામાં આખરે ધૂળે ધૂળની કવિતા છે તે આ ઠેકાણે ટાંકવા જોગ છે.

(ગરબી)

નર્મદ આખરે ધૂળે ધૂળ, શાને થાએ આકળો;
સાચું નિત્યનું અહિંયાં ન કાંઈ, અંતે સંધે છે સળો.—૧
વસા માન નવ્વાણું અહિ દુઃખ, વસો એક સુખનો;
વળી એ પણ સુદ્ધ ન હોય, ઘણો ભેગ દુઃખનો.—૨
ગાઢ અજ્ઞાનથી ન જણાયે, મારે લ્હેર મનરે;
ત્હારે જાણીયે પામીયે સૂખ, બાકી હોયે દુઃખરે.—૩
સુખનું બંધ થવું નહિં દુઃખ, નહિં પ્હેલું સૂખરે;
દુઃખનું ભાન ન હોવું તે સૂખ, સદાકાળ દુઃખરે.—૪
કાયા આખર થાયેછે ખાખ, ધોવાઈ વેરઈ જાયરે;
પછી કદરૂપી પુટડી તે હોય, પાપી ધરમી હોયરે.—૫
રૂપ ગુણવંતી કુલીન પ્રિયા સાથ, રેહેવા સારુ શોધતો;
શ્રમ કરતાં મળે નહિં તેહ, ત્હારે શોક તો થતો.—૬
નર્મદ આખરે ધૂળેધૂળ, જુનું થાયે વ્હાલરે;
મરતાં સૂધી પ્હેલું નવ રેહ, વંઠી જાયે તાલરે.—૭
કદી વેળાએ મળતી તોય, વચની તેના રેહ રે;
રોગે રીબાઇ મરતી તેહ, શેનું સૂખ કેહરે.—૮
દ્રવ્યસારુ ફાંફાં મારે રોજ, આશાભેર રેહનો;
કાવા દાવા કરે બહુ ભાત, તોયે નહિં ફાવતો.—૯
કદી ફાવ્યો તોયે પણ કેમ, કેવાયે રેહેશે તે ઠરી;
લક્ષ્મી છોડે તુને અથવા, તેને છોડે તું મરી.—૧૦
માનકાજ મથે ઘણું ભાઈ, મળે ઇચ્છા ના મળે;
મળે તો પણ અંતે ચુપ, વ્હેલું મોડું તે ગળે.—૧૧
ભણ્યા મુરખ રાજા ને રંક, અંતે ધૂળ થાયરે;
બ્રહ્મદેવ તપસ્વી જંત, થાયે કોદી શૂન્યરે.—૧૨
નર્મદ આખરે ધૂળેધૂળ, તોયે લોભ હોયરે,
બળો લોભ બળો સહુ આશ, બળો જાત આ અરે.—૧૩
જ્ઞાની નર્મદ હારી ન જાય, ધુળો સંધી વીણવી;
રાખી ધીરજ રેહવું પ્રસન, ઘણી શીખ નાણવી.—૧૪
નર્મદ આખરે ધૂળેધૂળ, એનો એ નહિ પારરે;
એજ અકળ કળા ગા નીત, એમાં સાચ સારરે.—૧૫

---

## ૨૬. સુરત બેંક અને પ્રેમચંદભાઈ.

સુરત બેંકનાં આલોટમેંટ નિકળતાં પેહેલાં લોકોએ પોતે માગેલા શેરોમાંથી થોડાઘણા મારટગેજ કરવા માંડ્યા હતા—આલોટમેંટ થયા પછી કાલનેસારુ વળી કેટલાજણ મારટગેજ કરશે જ. એવી હાલત છતે હમારા સાંભળવામાં આવ્યું છે કે, એ બેંકના મુખીને ગઈ વખતના ડાંડિયાથી સારું ઉત્તેજન મળ્યું છે—જન્મભૂમીનું અભિમાન સારીપઠે જાગ્યું છે, અને તેથી તે, બેંકના શેરોનું સોએ સો પ્રીમિયમ કરનાર છે—(હજાર કાં નહીં?). એ વાત વિષે લોકોએ ખબર કાડવી. હમને તો એ અફવા ખરી પડે તેવી લાગે છે. માટે જેમ બને તેમ હવે લોકોએ એ બેંકના શેરો ખરીદ કરવાની કાળજીમાં રેહેવું ને એમ થશે તારે જ સુરતનું નસીબ ઉઘડશે. પણ રખે એમ ન થાય કે સુરત બેંકથી સુરતના લોક ન કમાય ને મુંબઈના કમાઈ જાય. બિજી અફવા એ છે કે, મુખીનું ગુજરાતીમાં કરેલું આલોટમેંટ અંગ્રેજીમાં માનેજરોની તરફથી બદલાઈ ગયલું છે, એટલે મુખીને ને માનેજરો વચ્ચે પણ અંદરખાને ખટપટ જેવું છે—રે 'કાંણીનાં લગન ને કોડસેં વિઘન' જેવું ન થાય?

ખરી વાત છે કે, માણસ ગમે તેટલાં યશસ્વી કામ કરે, તોપણ જાંહાં સુધી તે જન્મભૂમીનો અભિમાની થઈ તેનું સારું નથી કરતો, તાંહાંસુધી તે ખરો વીર ન કેહેવાય. જુલીયસ સીઝરે પોતાના દેશના અધિકારીઓની આગળ પોતાની જીતોનો હેવાલ આપતાં આમ કહ્યું હતું કે 'હું આવ્યો (ગયો), મેં જોયો ને મેં જીત્યો' (દેશ). એવી રીતના જુલીયસના પરાક્રમ ઊપરથી તેને ઈમ્પરેટરના ખિતાબસાથે હમેશનો ડિકટેટર બનાવ્યો હતો. જે પ્રમાણે જુદ્ધરણમાં સીઝર તે પ્રમાણે સટ્ટારણમાં પ્રેમચંદભાઈ મોટા સાહસિક શિકારી છે ને એઓ પણ સીઝરની પઠે પોતાના મિત્રોમાં બોલતા હશે કે હું **તાકુંછ** ને હું **મારુંછ** ને એ પ્રમાણે ઈશ્વરના ચારે હાથથી પાસો સવળો પડતો જોવામાં આવે છે જ—તારે હવે આપણી મહારાણીની તરફથી એ ભાઈને **સર**નો ખિતાબ મળતાં શા સારુ વાર લાગવી જોઈએ?

જારે સુરતના પ્રેમચંદભાઈને સરનો ખિતાબ મળશે તારે પછી હમે જે સુરતના ડાંડિયા તેના બાહાર જોઈ લેવા!

---

## ૨૭. ડાંડિયો નિંદાખોર નથી.

કેટલાક લોક કેહે છે કે, ડાંડિયો કેટલાકની વાત બોલે છે ને કેટલાકની નથી બોલતો—તેમાં મિત્ર અને શ્રીમંત વિષે બોલતાં વધારે આચકો ખાય છે. એ વિષે ડાંડિયાએ ખુલાસો કર્યો છે, તોપણ પ્રસંગે અહીં પણ કંઈ કરે છે—ડાંડિયાને માથે બંને ગમથી ખોટો બટ્ટો મુકાય છે. જો કોઈની વાત છાપેછ તો તે દ્વેષ રાખેછ (પણ એ દ્વેષની ડાંડિયો દરકાર થોડી જ રાખે છે), એટલું જ

નહીં, પણ તે એમ સમજેછ કે મારી પાસથી નાણું કઢાવવાને મારી નિંદા છાપે છે ને લોકો પણ એમ સમજે. જો કોઇની વાત નથી છાપતો તો એમ કેહેવાય છે કે, મિત્ર પૈસાદારનું છાવરેછ ને પૈસાદારની પાસથી ડાંડીયાને કંઈ ખાનગી મળતું હશે. લોક ગમે તેમ બોલો;–મિત્ર, શ્રીમંત ગમે તેમ સમજો;–હમે નિંદાખોર નથી–પછી લોકો શિક્ષાને નિંદા સમજો તો સમજો. આઠ પાનામાં–થોડામાં ઘણું લખવુંછ એનો સુમાર બાંધી, વિદ્વાન બુદ્ધિમાન, ચતુર, વિવેકી ને ન્યાયી ડાંડિયો પોતાનું કામ સમજીને જ કર્યો જાય છે.

## ૨૮. 'અભી બોલા ઔર અભી ફોક.'

અફ્સોસ! સાંભળ્યામાં આવે છે કે, કેટલાક જસ્ટીસ ઑફ્ ધી પીસ, કેટલાક વકીલ, કેટલાક ડાકતરો, કેટલાક વિદ્વાનો, જેઓ જાહેર અથવા છુપી રીતે અથવા બીજાને નામે શેરોનો ધંધો તો કરે છે જ, તેઓ તે ખોટું કરે છે તે વિષે તો હું બોલતો નથી. પણ એમાંના કેટલાક, દલાલને રજા આપી પછ-વાડેથી (ભાવ ચડે ઉતરેથી) રજા નથી આપી એમ કહે છે અથવા નાણું આપતાં દાહાડા કાહાડે છે, અથવા નાણું ન આપવું પડે તેવી રીતનું દલાલને સમજાવી નસાડી મુકે છે, અથવા આખરે ન ચાલતાં આપે છે તો કપાળ કુટીને આપે છે. વિદ્વાનોએ અને અધિકારીઓએ 'અભી બોલા ઔર અભી ફોક' એમ જ કરવું જોઇએ! શરમ! શરમ! શરમ!

## ૨૯. ગરબીભટ.

પેલો ગરબીભટ, ભટાઈ કરીને અને ભીખ માંગી માંગીને થાકયો, ત્યારે હવે સટ્ટાના સટ્ટાનો માર્યો નીતિ બીતીની વાતો લવવી એક કોરે મુકીદઈ, એકદમ લખેસરી થવાના સનેપાતમાં હવાતિયાં મારે છે. ને જોકે ભીખી ભરડીને પણ સારું એકઠું કર્યું છે, તોપણ પોતાનો દલ્લો વધારવાને રાતરે ખુબ રખડે છે. તેમાં એક વખત એવું બન્યું કે એક ન્હાના સરખા કીકુભાઈ જેવાથી તે ફસાઈ ગયો. અને એમ થયું તારે તે બચારો બે ચાર સજ્જનોની દયાને શરણે જઈ હાથે પગે પડી આંખમાં પાણી લાવી કરગરી જાચના કરવા લાગ્યો, તેથી તે હાલ તો નીચે પડતો બચ્યો છે.—સાતડે સાત તો થઇ જ ચુકો છે. વાહરે વા! ગરબીભટ! ધંન તારી હોંશિયારીને કે નાના સરખા કીકાએ પણ તને છેટક્યો?

## ૩૦. ઝાંસા શા ખાવા ?

### ( કબીરપદનો ઢાળ. )

ઝાંસા શા ખાવા ભાઈ, હિણપત મોટી નામરદાઈ.—ટેક.
માનભંગથી મરવૂં સારું, એક વાર દુઃખ મરવે;
માનભંગથી નિત્ય નિત્ય દુઃખ, આંગળિ કરશે સરવે.—ઝાંસા. ૧
મેળવિ જસ ને મરવૂં વ્હેલૂં, ઉત્તમ નર એ ચ્હાયે;
અધમ કાયરો ઘણું જિવીને, અપજસમાં રીબાયે.—ઝાંસા. ૨
માન સરીખૂં કલ્પવૃક્ષ કો, સંસારે નવ રહોએ;
સૂખ આપીને અમર રાખતું, ઉત્તમ અંશી જોએ.—ઝાંસા. ૩
ગયૂં ધન તે પાછું આવે, ગયૂં માન ના આવે;
ગયૂં માન કે ત્રણે તાપો, દુઃખડાં ઝાઝાં લાવે.—ઝાંસા. ૪
રખે મળે અપજસ કો વાતે, માટે બ્હીતા ચાલે;
શૂરવીર સાહસ કરનારા, તલવારે ને ઢાલે.—ઝાંસા. ૫
ભોગ જોગ એ હાર ખાય તે, મદદ ન આવે આડે;
તસકા કયમ સ્હેવાશે માટે, જાતે જાનો કહાડે.—ઝાંસા. ૬
વિના કારણે મદે ભરાઈ, ઉપરી તસકા તોડે;
થોડિવાર તો ખમી જવું પણ, પછી ન રહેવું જોડે.—ઝાંસા. ૭
સમજાવે તે માને નહીં તો, ક્રોધ કરીને ઉઠવૂં;
વેર ધરીને શિક્ષા કરવી, સરવસ તેનું લૂટવૂં.—ઝાંસા. ૮
ભણી ગણીને ટેક રાખતાં, વળી રખાવી જાણે;
તે જણ જસનું બીડૂં ચાવે, નર્મદ બોલ પ્રમાણે.—ઝાંસા. ૯

( ન૦ ક૦ પુ૦ ૨ અં૦ ૧. )

આપણું ઘર વાપરે, આપણું ખાય, આપણી પાસે ચાકરી કરાવે, આપણને બેવકુફ સમજે ને કેહ તેનું તો શું કરવું ? ઉપાય જ નહીં ત્હાં શી વાત ! પડ્યા ઉપર પાટુ ને દાઝ્યાપર ડાહામ હોય જ. હેક્ટર સરખા ખરેખરા વીર જોદ્ધાના મડદાંપર એકીલીઝે વેર લીધું તેમાં હેક્ટરને શું ? ધિક્કાર એકીલીઝને ! સીસરોનાં મરણ પછી તેની જીભ ઉપર ડાહામ દીધા તેમાં બચારા સીસરોને શું ! ધિક્કાર પેલી ચંડાળણીને ! ઉપકારને બદલે અપકાર કરે તેવા અપકાર કરનારને ધિક્કાર. કેહેવડાવું તારે ક્રિશ્ચિયન, પાલક, વિદ્વાન અને વર્તવું તારે રાક્ષસ, ઘાતક, મૂર્ખની પઠે ! હોય, દાહાડો છે !

અલબત, આપણે ઘણાએક, નબળા છૈયે—જે પ્રમાણે ઘરના ચાકરને ઝાંસા કરેયેછ ને મારેયેછ ને તે બચારો સાંખી રેહે છે કેમકે તે તાબેદાર છે, તેમ આપણે તાબેદાર છૈયે એટલે ઉપરીના ઝાંસા ને માર ખાઇયે છૈયે. ચાકર તો સાંખે, પણ

ઊંચી પદવીનો ન સાંખે. ઊંચી રીતના સંબંધ રાખનારા સાંખે નહીં. તેમ, આપણામાં જેઓ તન મન ધન પદવીયે સબળ છે, તેઓએ વગર કારણે અને નમ્રતા રાખ્યા છતાં શાસારુ ઝાંસા ખાઈ રેહેવા? ખાઈ રેહે તેમાં તેઓનો મોટો વાંક! એવા એવા ઝાંસા આપણે સાંખી રહીયે ને પછી ઝાંસા કરનાર જ અને કેટલાક આપણામાંના પણ આપણને લાગણીવનાના–અક્કલવનાના–પાહાણા–ટેકવનાના–માણસાઈવનાના–મરદાઈવિનાના–હીજડા કેહે તેમાં શો શક? એકાદા કુળવંતા શેઠને, તેની રાખેલી રાંડના ઘરમાંનો તબલાં વગાડનારો તુચ્છકાર કરે તો ને પેલો સાંખી રેહે તો તેમાં તે કાળો શેઠ પેલા ગોરા ટબલચીથી નીચો નહીં કે? હાય હાય! હિંદુઓમાં માણસાઈ ને મરદાઈ કાહારે આવશે?

ઘણા જણ કેહે છે કે, બોલીને ફળ શું? કરી બતાવેથી ફળ છે. પણ બોલનાર આગળથી નિકળ્યા હોય તો પછી કરી બતાવી આપનારાના ટોટા નથી. પણ જેઓએ બોલવું જોઇયે—જેઓથી બોલાઈ શકાય છે—જેઓના બોલવાને વજન મળે છે તેઓ જ વગર કારણે તસકા ખાઇને જારે ખુણા શોધે, તારે પછી કરી બતાવનારા શું કરે? શત્રુ તિરસ્કાર કરે ને સામો સરદાર તે સાંખી ખુણે ભરાય તો પછી સેન બચારું શું કરે? મિત્ર કહેવડાવી તિરસ્કાર કરે અને પછી મનમાં પસ્તાઇ બાહાર પોતાની પતરાજમાં આ રીતે બોલે કે હું નીશામાં હતો તેથી અથવા ફરજ બજાવતો હતો તેથી (એવાં એવાં બાનાંથી) વખતે મારાથી બોલાયું હશે અને એથી જો દોસ્ત તને માઠું લાગ્યું હોય તો તેને સારુ હું દલગીર છઊં, તો, તેવા (લુચ્ચા) મિત્રને તેની કસુરને સારુ એ વચન ન કહેવાં? ધની લોક તો નિરધનીઆંના પ્રતિનિધિ છે—રાય જો તસ્કા ખાઈ રહે તો પછી રાંકની શી દશા? એ બચારાની તરફથી પછી કોણ બોલવાનું? પણ શેના મોટા? ખુશામતીયા ભાજીખાઊ કીડા–જેને ખુશામત જ ગમે તેઓથી શું નિપજવાનું છે? જે મોટા એમ સમજે કે, હમારી સહુ ખુશામત કરે ને જે, પોતાના હીતુ રાંક મિત્રની સામાં પણ ન જોય તે મોટાને પણ માન મેળવવાને પાછા પોતાનાથી વધારે મોટાની ખુશામત કરવાની હોય કે નહીં? જેટલા ગરીબ દોસ્તો કામ લાગેછ, તેટલા પૈસાદાર દોસ્તો કામ નથી લાગતા. ઉજળા કોકાવાળા, છતી મરદાઇયે નામરદ થતા; એવા સરદારો દેશમાં ન હોય તો સારા. એઓને ઢાંકડીમાં પાણી ઘાલી ડુબાડી દેવા જોઇયે ને એઓ ઢાંકડીમાં જ ડુબે તેવા છે.

મોટા વગવાળા પંડિતો સરદારોને ઝાંસા ખાતા જોઈ દીલમાં દાઝે ખરા, પણ પાછા ઝાંસા કરનારના ખુશામતીયા થઇને હા હો કરી પછી સંતાઈ જાય તો તેને કેવા કેહેવા?—રાજદ્વારી કામ અને સંસારનીતિસંબંધી મોટાં ભાષાણો કરી આખાં નગરમાં હું હું કરી મેહેલવું અને સેહેજ આવેલા જેવા તેવા પ્રસંગો ઉપર, રે પદવીવાળા મિત્રોની ખાતર, કરવામાં ઉં: ઊં: કહી ખુણે ભરાવું એ શું?

હમને ડાંડિયાઓને લાગેછ તો ઘણું, પણ શું કરીયે? દ્રવ્યની વાતમાં હમારી પદવી ઉતરતી છે; બાકી તો બતાવી આપીયે. હમારી પાસે સ્વતંત્રતા મોટું ધન અને મોટી પદવી છે, જેની આગળ ખુશામત ધન અને ખુશામત પદવી કંઈ જ નથી. જુઓ લોકો, હમે ડાંડિયાઓ હોળીના ઘેરીયાની પઠે હાં રે હાં બોલતાં ડાંડિયાની રમત રમીયેછ, એટલામાં હમે કેટલું કરીયેછ ને લોકમાં કેટલો દોર ચલાવીયેછ!!! આખા, ગામમાં હમારો ત્રાસ છે, તો પૈસાદાર લોક પોતાનાં દ્રવ્યબળે અને પદવીબળે શું કરવાને સમર્થ નથી? પણ હાયરે, તેઓ કરતા નથી. પણ ખરી વાત, જેઓ ગર્ભથી કુલીન, ટેકી ન હોય પણ નવી દોલતે તેવા કેહેવાતા હોય તેઓ બચારા શું કરે? એકાદ દાહાડો એવો પણ આવશે કે, ડાંડિયાઓ ખુબ નીશો કરી તૈયાર બન્યા હશે અને તારે પછી તેના તારમાં કાયરોનાં કુળ અને તેઓના આગલા ધંધાવિષે સારીપઠે બકી જશે. સ્વતંત્રતાને માટે ખરા જોદ્ધા પ્રમાણે સર્વસ ખોઇને મરીશું, પણ ધન પદવી માનને માટે ગંડુ કાયર પ્રમાણે સર્વસ સમાલી રાખી ભોગવવાને નહીં જીવીયે.

---

## ૩૧. હીરાચંદ કવિ અને પ્રેમચંદ શેઠ.

હીરાચંદ કવિ પોતાનો ટેક મુકીને પ્રેમચંદશેઠ પાસે ભીખ માંગે છે અને હવે પ્રેમચંદશેઠ એને કદી કંઈ આપનારા નથી એમ ગામમાં કેહેવાય છે. વળી એમ પણ સંભળાય છે કે પ્રેમચંદશેઠ પણ ઘણા નાખુશ થઈ ગયા છે. પ્રેમચંદશેઠ હવે કંઈ નહીં આપે તેમાં હીરાચંદનું કંઈ જવાનું નથી; શેઠની મરજી.—પણ હીરાચંદે ટેક મુકી વિવેકની બાહાર જઈ પ્રેમચંદશેઠને માઠું લાગે તેવી રીતે જાહેરમાં ભીખ માંગી, એવિષે હમે થોડું બોલીયે છૈયે—

હીરાચંદે અવિવેકે માગ્યું એ ખોટું કીધું એમાં તો કંઈ જ શક નથી, પણ જારે પ્રેમચંદશેઠના અવિવેક જોઇયેછ ત્યારે હીરાચંદ કવિનો અવિવેક હમને મેરુ આગળ તરણાંજેવો ભાસે છે. પણ જુઓ;—ભુખ્યો, ભરેલાના સામું જોઈ આશા ન કરે? પછી નસીબમાં હોય તો ટેહેલીયાને મળે ને ન હોય તો ન મળે.

પ્રેમચંદશેઠ, ટાવર બંધાવી તે ઉપર માની મૂર્તિ બેસાડવામાં, અંગ્રેજ લોકના કહ્યા પ્રમાણે કરવામાં, ખુશામતીયાઓને વરતાવવામાં લાખો રૂપીયા વાવરી વેરી નાંખે અને સાંભળ્યા પ્રમાણે, વરનાક્યુલર સોસૈટીમાં મોટી રકમ આપવાની કહીને પછી ચાર પાંચ નામથી નાહાની રકમ ભરે, બુદ્ધિવર્ધકસભા જે ગુજરાતી હિંદુઓની કેહેવાય (પછી ગમે તેવી) જેને એક મકાનની ઘણી જ જરૂર છે તેને માટે બુ૦ વ૦ ના કારભારીઓને ધક્કા દઈ ઉડાવ્યા કરે—સરકાર સાથે સભાનો સંબંધ કરવાને કેહે, ગ્રંથકારોને પોતાનાથી નીચા સમજી દેશી વિદ્યાવૃદ્ધિનાં કામને હલકી ગણે (અંગ્રેજી વિદ્યાવૃદ્ધિનાં કામને ઊંચું ગણી અહીં ને કલકત્તે યુનિવર-

સીટીમાં આપે), હીરાચંદ કવિની વિવેકની ચિઠ્ઠીને વાંચે પણ નહીં, પરદેશીનાં મ્હોડાં હસતાં રાખે ને સ્વદેશીનાં રડતાં રાખે, ભર્યામાં ભરે ને ભુખ્યામાં ભુલે, પાંચ બાકળેના બદલામાં પાંનસેં ઝાંસા ખાય, એ શું અવિવેક નહો? હીરાચંદકવિ માનભંગ થયાના કારણથી જોસ્સામાં આવી જઇ દૈવપર રીસાઈ કપાળ કુટી વિલાપ કરે તેમાં તેણે, ઉપર કહેલા, શેઠના અવિવેકસાથે સરખાવતાં શો અવિવેક કીધો?

કેટલાક લોકો, ઉપર ઉપરથી જોઈને ખરા કવિઓને અવિવેકી ને ઉછાંછળા કહે છે, પણ હમને તો તેવા કવિઓની દયા આવે છે. સાચો કવિ પોતાના દીલની વાત પોતાના ઉભરામાં બાહાર કાહાડી નાખે છે—તે કવિ પોતાનું ભિતર કવિતામાં ચિતરી બતાવે છે—પછી લુચ્ચો—સોદો—છિનાળવો—લોભી—પાપી ગમે તેવો દુર્ગુણી હોય છે તે પણ; અને બોધ કરે છે કે મારા નઠારા ગુણ ન લેશો. ઉદ્ધતાઈ રાખવી એ સારું નહીં, પણ જેઓ પોતાનું કોહેલું ભિતર બાહાર દેખાડતા નથી, પોતે જેવા બાહાર સારા દેખાય છે તેવાજ અંદર છે એમ જેઓ સમજાવે છે, જેઓ બાહારથી વિવેકી ને અંદરથી અવિવેકી હોય છે તેઓના અવિવેક કર્તાં દુઃખથી ગભરાયલા કવિના અવિવેકને હમે મોટી ખુશીથી ઝીલી લઇએ છૈયે. સાચા કડવાબોલાને હમે ખરા નર કહીએછ ને ડોળ ઘાલનારાઓને હીરાચંદના અવિવેકમાં ખરા ખર કહીયે છૈયે.

હીરાચંદ આટલો કાચો—શું તેને પોતાનો ઉભરો કાહાડવાને બીજી વિવેકવાળી જુગતીયો નોહોતી? હશે—

પ્રેમચંદભાઈ હમારે વિષે ગમે તેવો આડો વિચાર લાવે, પણ હમે તો અંતઃકરણથી હમારા દેશીભાઇના સ્વનગરના નામાંકિત પુરુષના અભિમાની છૈયે. પૈસાને લીધે હમે પ્રેમચંદભાઇના લેખામાં નથી, પણ તે તો હમારા લેખામાં છે. આટલાજ માટે કે તે પણ હમારો ઉજળો દેશી છે.—બાકી પૈસાની વાતમાં જેમ તેના લેખામાં હમે નથી, તેમ પૈસાની જ વાતમાં પણ હમારા લેખામાં તે નથી—હીરાચંદના અવિવેકમાં કહીયેછ કે (પ્રમાણમાં) હમે ડાંડિયા પણ હમારા પૈસાના પૈસાદારો કર્તાં વધારે સારી વ્યવસ્થા કરીયે છૈયે. લક્ષ્મી થોડી વારમાં પૂજાઈ રેહે છે અને સરસ્વતીની મહાપૂજા 'યાવચ્ચંદ્રદિવાકરૌ' ચાલ્યાં જ કરે છે.

આ ઠેકાણે હમારાથી હીરાચંદના અવિવેકમાં (કેમકે પૂછ્યાવના કહીયેછ) ભલામણ કર્યાવગર રેહેવાતું નથી કે ક્ષણભંગુર માનના લોભમાં આડે રસ્તે નાણું વપરાય છે તેના કર્તાં નિરંતર રેહે એવા માનના લોભમાં ધોરી રસ્તે નાણું વપરાય તો વધારે સારું ખરું. એવા ધોરી રસ્તા ઘણા છે, પણ પ્રેમચંદભાઇને માટે તો આ છે કે તે બે અથવા ત્રણ લાખ રૂપીઆ આપે અને પછી તેમાંથી નવાં નવાં પુસ્તકો છપાઈ પ્રગટ થઈ સસ્તે ભાવે વેચાઈ વેંહેચાય; અને દરેક છપાઇ બાહાર પડતાં પુસ્તકનાં ટાઇટલ પેજને મથાળે From the *Premchand Rayachand's endowment for the diffusion of knowledge*

*amongst his countrymen*-'દેશીયોમાં જ્ઞાનનો પ્રસાર કરવાસારૂ કાહાડેલાં પ્રેમચંદ રાયચંદના ફંડમાંથી', એવું નિરંતર લખાર્યા કરે.

---

## ૩૨. ગોસાંઇજી મહારાજ.

લાઇબલ કેસે ગોસાંઇઓને મુંબઇથી નસાડ્યા હતા. પણ આજ કાલ વૈષ્ણવોમાં દ્રવ્ય સંપત્તિ વધી જાણીને તેઓ પાછા આવ્યા છે. આજકાલ મંદિરોમાં પાછી વૃંદાવનની લીલાની ધુન મચી રહી છે, પરંતુ એક ગોસાંઇને ત્યાંહાં રંગમાં ભંગ થયો છે. એ ગોસાંઇ એક મારવાડણ રંડી લઈ આવ્યો છે તેની સાથે તે રાત દહાડો ચમન ઉડાવે છે. પણ એ વાત તેની પણિયત બાવીને જણાઈ પડેથી ઘરમાં ટંટો ચાલ્યો છે. એ બાવીસાથે પેલા ગોસાંઇને અસલથી જ બનતું નથી, તેમાં વળી સોકનું સાલ જોઇને પેલી બળીબળી થાય છે. એ બાવીનો બાળાપો એટલો તો વધી ગયોછ કે તેણે પોતાનો ઉભરો એક સેવકની આગળ કહાડ્યો છે. તે કેહે છે કે, જેમ તેમ કરી આ સંકટમાંથી મને કહાડો, નહીં તો હું આત્મઘાત કરીશ. એ સેવક જે આગળ મોટો ભાવિક હતો, અને બીજા સેવકો જે ગોસાંઇઓના મોટા ભાવિક હતા, તેજ આજકાલ, લોભી લંપટી ગોસાંઇયો, જેઓ સેવકનાં તન મન ધન લુટતા આવ્યા છે તેઓના ત્રાસથી કંટાળી ગયા છે—અરે ભોળાઓ! તમારામાં શૂરપણું કાંહાં છે? મંદીરે જવું બંધ કેમ નથી કરતા?! તમારા બૈરાંઓને જાણી જોઇને શામાટે મંદિરે મોકલોછો? નવું મંદિર કેમ નથી કરતા? હજી સમજો. હજી વખત છે, પછે પસ્તાશો.

---

## ૩૩. શેરના કાગળના કનકવા.

આહા! જોતાં જોતાંમાં બજારમાં શો ફેરફાર થઇ ગયો છે! "બચ્ચાજીઓ સમાલો. 'કાકા કેહેતા તે ખરું, એમ કેહેવું પડશે" એવું જે ડાંડિયો કેહેતો તે, તેનું ચઢી વાગ્યાથી તે ફુલાતો નથી, પણ બજારને પડતો જોઈ ઉલટી સટોરિયાની દયા ખાય છે. 'ઘણું તે થોડાને માટે, 'હસવું તે રડવાને માટે'. 'સુખે સોની ને દુઃખે રામ, 'જાને જગજીવનદાસ ને કાંણે ફીકાભાઈ.' આગળ બજારમાં લગનના જેવી ધામધુમ હતી અને આજકાલ લેમેહેલ મોકાણની ચુપાચુપી છે—હા હજી રડારડ કુટાકુટ ને ઓ, ઓ થયું નથી, પણ તે સહુ હવે જે ઘડિ જાય છે તેમાં થવાનું. રોકડને બદલે ખોખાં આગળ કાહાડી બતાવવામાં આવે છે.

છોકરાઓ રે, તમારે મઝા છે—શેરનાં કાગળિયાંના કનકવા બનાવી ચગાવવાનું ઠીક થશે. એ કનકવા ચગશે તારે તેમાં ફીનાનસો અને બેંકો દેખાશે અને પછી એકદમ ગોથ ખવાડી તમારા મોટેરાઓને બતાવજો કે, તમારી ફીનાનસો અને બેંકો આમ જ હવામાં ચડી ચળકી હશે ને આમ જ પાછી નીચે પડી સુઈ ગઇયો હશે અને પછી 'આનું કરનાર તો આમ ગયું ને અંડળગંડળ હાથમાં રહ્યું' એમ

બોલી હૈયાશોકે હાથમાંની દોરી પણ મુકી દેવી પડી હશે. છોકરાઓ, હવે તમારો વારો છે. પણ જરા ધીરા રોહો—દોરી, માંજો, લાહી, કામડી તૈયાર કરવા માંડો, એટલે કનકવાના કાગળો (શેરનાં ખોખાં) પણ રસ્તે કુદતાં કુદતાં તમારી પાસે આવશે! હોળીઆઓરે હોળીના દાહાડા ગયા નથી—પાસે આવે છે—હું તમને હોળીના ગીત ગવડાવીશ, પણ હમણાં એક વાર બોલો તો જોઉં ભડ ભડ ભડ ભડાકા ગોદડાં—રામ બોલો ભાઈ રામ!

—※※※—

## ૩૪. ગુજરાત ટાઇમ્સ.

ગુજરાત ટાઇમ્સનો પેહેલો અંક જોવામાં આવ્યો છે. પેહેલું તો એ કે ગુજરાતી તથા અંગ્રેજી એવાં ન્યુસપેપરનું નામ, ભભકામાં "ગુજરાત ટાઇમ્સ" રાખ્યું છે, તે તેના કાહાડનારને ઘટતું ન્હોતું. અંગ્રેજ વ્હાલો અને અંગ્રેજનું જ વ્હાલું લોકને કેમ લાગે છે.? વારુ "ટાઇમ્સ" નામના ન્યુસપેપરોમાં કેવા વિષય જોઇયે અને તેના લખનારામાં કેટલું કૌવત અને કેવું આચરણ જોઇયે તેનો તો વિચાર "ગુજરાત ટાઇમ્સ" ના માલેકો અને અધિપતીઓએ આગળથી સારીપેઠે કર્યો જ હશે (?). પેહેલો અંક દ્વેષ બુદ્ધિ બતાવે છે. એ ટાઇમ્સ કાહાડવાની મતલબ ફક્ત ગુજરાતમિત્રને હલકું પાડવાની જણાય છે. શું બીજા વિષય ન મળ્યા કે પેહેલામાં જ, મોતીરામ દલપતરામની તરફેન ખેંચી ગુજરાતમિત્રની નિંદા કીધી? પેહેલો અંક જોઇને તો હમે ઘણા જ દલગીર થયા છૈયે.

~~~~~~

## ૩૫. દુર્ગારામ મેહેતાજી.

દુર્ગારામ મેહેતાજીએ ભાઇ મહિપતરામને જમાડ્યા, તે ઉપરથી ન્યાતીલાઓએ, મેહેતાજી સાથે, એ, મ્હો મુછ મુડાવે ત્યાંહાંસુધી જમવાનું બંધ રાખ્યું છે. ન્યાત તો અજ્ઞાનને લીધે હઠીલી છે જ, તેમ મેહેતાજી પણ ટેક મુકતા નથી. ડાંડિયો કેહે છે કે મેહેતાજીનો એ ટેક ખોટો છે. ખરો ટેક ક્યારે કે જ્યારે મેહેતાજી, ભાઈ મહિપતરામને વારે વારે જમવા તેડ્યાં કરે ત્યારે. એકવાર જમાડીને પછી દુર રહેવું, બ્હારથી મુછ મરડવી ને અંદરથી જીભ કરડવી, એ કાંઈ મરદાઈ નહીં. હાલમાં તો મહેતાજી બીજી એક આફતમાં આવી પડ્યા છે. છોકરી મોટી થઈ છે. પણ પણનાર તથા પરણાવનાર ગોર ન્યાતથી ઘણા બિહે છે. અરે પ્રભૂ! માનના ભુખ્યા ઉપર આટલો જુલમ શું કરવા ગુજારે છે! મેહેતાજી અને નાગરી ન્યાત વિષે હવે પછી બનશે તો સારી પેઠે બોલીશું.

—:o:—
~~~~~~

## ૩૬. દો દાન છુટે ગીરાન.

આજ કાલ શેર બજારમાં સોદા બંધ છે; ભાવ બોલાય છે, પણ તે બોલાય છે જ—ખરેખર લેવાતા અપાતા નથી—સઉને ગળે ફાંસા છે—ને એટલા માટે પોતપોતીકું સહુ સમાલી રાખે છે; પોતપોતાની કાળજીમાં સહુ એક બીજાને ચોર દેખે છે—કોઈ કોઈને ધીરતું નથી; આપતી વેળા હાથ ઉઠાવી બતાવે છે અને જેઓ ઘણેજ નુકસાને ગોદડાં વેચી તરતનાં તરત નાણાં લેવાને હાથ ધરે છે, તેઓને પણ ઘણું કરગરવાથી થોડુંક મળે છે. જ્યાં ધામધુમ મચી રહેતી ત્યાં સુનકાર થઈ રહ્યું છે. મ્હોટ મ્હોટા વેપારી ને મ્હોટ મ્હોટા દલાલો હારી જઈ ખુણા શોધતા ફરે છે. માગનારાઓને ઉડાવ્યાં કરે છે. હિંમત ચલાવામાં અને વાયદા લંબાવાની તથા થોડું થોડું નાણું ભરવાની વગેરેની જુક્તિઓ કરવામાં મ્હોટ મ્હોટાઓ કસર રાખતા નથી, તો પણ જ્યાં પાણી ભરાઈ ગયાં ત્યાં તેઓનું શું ચાલી શકે? માટે તેઓ આંગળાં કરડી બેસી રહ્યા છે. હવે તો થોડા દહાડા ટકટક જોયાં કરવાનું જ છે.

ભાઈઓ, ગભરાશો નહીં. હમે ડાંડિયાઓ તમને આગળથી કહેતા આવ્યા છ તે પ્રમાણે થયું જાય છે. તમે હમારું કહ્યું ન માન્યું તેથી હમે ફુલાઈને પચ્ચાપર પાટું ને દાઝયાંપર ડાંમ દેવા જેહેવું કરતા નથી. હમને દયા આવે છે, જે આગેવાનોએ આગળ પડી લોકને ખરા બેહાલ કર્યા છે અને પોતાનાં ઘર ભર્યાં છે તેઓના ઉપર ચ્હીડ તો ઘણી આવે છે પણ એ ચ્હીડ હમે બતાવતા નથી; કારણ કે તે મ્હોટેરાંઓના મ્હોડાં પોતાની મેળેજ ચપટાંનાં લાંબાં, તેજદારનાં ફીકાં અને ઉજળાનાં કાળાં સ્હાઈ જેવાં થઈ ગયાં છે. ખોદે તે પડે એમાં કાંઈ નવાઈ જેહેવું નથી.

હવે કરવું શું? હમારા ડાંડિઓના વિચારમાં એક વાત છે તે જો મ્હોટેરાઓ અમલમાં આણે તો બજાર પાછો ઠેકાણે આવે ખરો; પણ તે મ્હોટેરાઓ માને તારે બને. જ્યારે મ્હોટેરાઓ ચોર દાનત રાખે અને પોતાનું હરામનું રળેલું બખીલની પેઠે સંતાડી રાખે તારે તો ન બને. જે લોકોએ ગરીબ ગરબાને રડાવી શેરને ભીખારી કરી પોતાની તીજોરીઓ તાજી કરી છે. તેઓએ આ વેળા એમાંથી થોડું ઘણું બાહાર કહાડવું જોઈએ. એમ જો તેઓ કરે ને જે કરવામાં ખરું વિચારતાં તેઓને આનાકાની કરવાનો સબબ નથી, લોકનું કલ્યાણ થાએ છે, હડતાળ પડેલી એવી બજાર ઉઘડે છે અને જેહેમાંથી પાછો પોતાને પણ લાભ થવાની વકી છે. તે તેઓ કરે તો બેશક સઘળું ઠેકાણે આવી જાય.

હોય, લડાઈ છે.—હારજીત થાય. એમ જ સમજો કે આપણે સટોરિયા પીંડારા સીપાઈઓ હારી ગયા છ, પણ આપણામાંથી જ સટોરિયા સરદાર પોતાનાં ગરીબડાં સૈનને ભુખે મરતું જોઇ તેને અરથે પોતાના ઘરમાંથી થોડીવારને માટે પોતાનું બાહાર કહાડે તો તે પણ એક મરદાઈ અને લડાઈની નીતિ કેહેવાય.

હવે હમો ડાંડિયાઓને સદ્દાના મ્હોટેરાઓની ખરી મરદાઈ, તેઓનું ખરું ધીતાળપણું, તેઓની ખરી ઉદારતા, તેઓની ખરી દયા—ટુંકામાં તેઓની ખરી માણસાઈ, જોવાનો વખત આવ્યો છે.

લશ્કરને રડતું રાખી સરદારે પોતાનાં નીચાં કર્મથી શરમાઈને ખુણે ભરાવું, ત્યાં પછી દેખવું નહીં ને દાઝવું પણ નહીં તેમ, અને વળી પોતે તો તાજા જ છે એટલે દોસ્તદાર ભાઈબંદોમાં ચમન ઉડાવવી એના સરખું લજામણું બીજું કંઈ જ નથી. ખોટે રસ્તે પેદા કરીને પોતાનાં નીચા કામનો ઢાંકપીછોડો કરવા સારુ આડે રસ્તે પણ કીર્તિધરમ કરવો અને તે કીર્તિ પણ પછવાડેથી ખોઈ બેસવી અર્થાત્ જસના વરઘોડામાં વર થઈ કીર્તિનો ખૂંપ બાંધવો અને અપજસીયા હોળીની ધીસના વરઘોડામાં વર થઈ સાવરણીની પીંછીની ચમ્મર કરાવવી ને લોકોની ગાળ ખાવી એ તે ખરેખરો સંસારનો લાહાવો કેહેવાય. બેંકો ને ફીનાન્સો જોડાઈ જાય અને મ્હોટેરાઓ પોતાના સંચી રાખેલાં રળતરમાંથી થોડું ઘણું વેહેવારીઆઓને સારુ બાહાર કાહાડે—રે દાન રૂપે—તો આજકાલ બજારમાં જે ગ્રહણ (પછી સૂર્યનું કે ચંદ્રનું તેનો લોકોએ વિચાર કરવો) થયું છે તે છુટી જાય. માટે ડાંડિયાઓ લોકોની તરફથી મ્હોટેરાઓને પોકારી પોકારીને કેહે છે કે 'દો દાન છુટે ગિરાન.'

---

## ૩૭. દુર્ગારામ મેહેતાજી.

નારે મેહેતાજી ઠીક કીધું—'ગાજરની પપુડી વાગી ત્યાં સુધી વગાડી'. તમારા જ મનમાં હતું કે લાગ્યું તો તીર નહીં તો તુક્કા! પણ એ નીતિ તમે તમારા મદમાં ભુલી જઈને મુંછ મુડાવતાં આટલા દહાડા વાર લગાડી અને વચમાં બ્હાવરાની પેઠે ન કરવાનાં સાહસ કામો કીધાં એટલો જ હમે ડાંડિયા તમારો દોષ કાહાડિયે છેયે. જહાં સઘળું જ લુચ્ચું વાર્જુ ત્હાં, અને જહાં પોતાના મનમાં પણ કંઈ પાપ જેવું ત્હાં, બ્હારથી ટેક બતાવવો તે કેમ નીભે! આજકાલ ટેક રાખવાનો વખત નથી. પણ ના; દોહોડ વરસ રાખ્યો (પછી ગમે તેવી રીતે તોપણ) તે તમારી ધીરજનો નમુનો છે. પણ પ્રીતિ આગળ નીતિ ટકે જ નહીં, અને પોતાનું જ મંડળ જ્યાં ઉલટું ત્યાં પછી તમારા એકલાનું શું ચાલે? મેહેતાજી સાહેબ, ટેક રાખવા એ તમારા સરખાનાં કામ નથી; તે રાખનારા જુદા જ હોય છે. 'ખસે ખાડા પણુ ન ખસે હાડા.' મુંબઈના સુધારાવાળા વાણીયાઓનો ટેક તો ખરો—એવા જે હોય તેજ ટેક રાખી શકે. એવાઓને પ્રીતિ પણ અટકાવી શકે નહીં. હવે તમારે મુંછના એકેકા બાલની કિંમત ન ઉપજયાનો પસ્તાવો કરવો નહીં. હવે સુખેથી તમારા ઘરનાં કારજો કરો. પણ મેહેતાજી સાહેબ, તમારું મુંછ મુંડાવેલું અને છાંણુ મુતર

મ્હોડામાં ઘાલતી વખતનું સ્વરૂપ હમે કમનસીબ ડાંડિયાઓના જોવામાં નહીં આવ્યું એથી હમે ઘણા દલગીર છયે?

## ૩૮. કચ્છમાં સંસ્કૃત પાઠશાળા.

હમારા સાંભળ્યામાં આવ્યું છે કે કોઈ ઠક્કર કાહાનુ ખેતસી નામના ભાટિયાયેં કચ્છ માંડવીમાં સંસ્કૃત પાઠશાળા કાહાડવાનાં કામમાં રૂ. ૪૦૦૦૦ આપવાની આજથી બે વરસ ઉપર ઇચ્છા દેખાડી હતીઃ—એવી સરતથી કે ઠક્કર મથુરાદાસ લવજી કચ્છના રાહપાસથી મકાન બંધાવી અપાવે તો. એ વાતને આજ અઢી વરસ થયા તોપણ કંઈ ઠેકાણું જણાતું નથી. ઠા. મથુરાદાસ પણ હાલ કચ્છ પરણવાને ગયા છે માટે તે રાહને સમજાવે તો ઠીક. અને હમે ડાંડિયા પણ વચમાં પડી આ લખવાથી રાહમાહારાજને વિનંતી કરિએ છૈયે કે એ શુભ કામમાં અને જ્યારે પાઠશાળાનો ખરચ ચલાવવાને ઠક્કર કાહાનુ મદદ આપે છે ત્યારે તમારે મકાન બંધાવી અપાવવામાં ઢીલ ન કરવી. એ મકાન એ પાઠશાળા તમારા દેશનું એક મોટું ભુષણ થઈ પડશે.

## ૩૯. બેંકબાઇનો વિલાપ (સ્વપ્નુ).

હાય હાય રે તાયકાં તીર લાગ્યાં, હાય હાય રે વજ્જર બાણ વાગ્યાં,
હાય હાય રે ઘર ને હાટ ભાગ્યાં, હાય હાય રે ભાઈના ભોગ જાગ્યા.

આઠેક દહાડા ઉપર હમે ડાંડિયાઓ ચઉતરા આગળ મળ્યા હતા, ત્યાંહાં પેહેલે તો સહુના મોહોડાંમાંથી એજ નિકળ્યું કે 'આપણો ડાંડિયો તે ડાંડિયો જ છે. વારુ, તન મન ધન ખરચાય છે તે સમારગે ખરચાય છે; મુંબઈ, ગુજરાત, કાઠિયાવાડ અને કચ્છમાં ડાંડિયો ડાંડિયો થઈ રહ્યું છે! રે નકલ તો ૩૦૦ છપાય છે પણ ૩૦૦૦ જણના વાંચવામાં આવે છે! ખોટું નથી. ચલો ચલો, બડાઈ ન કરો, પગનો અંગુઠો કરડો, ગાલે તમાચા મારો, હેંકાર કોઇના રહ્યા નથી. આઘા શું કરવા જાઓ છો, ચડેલા સટોરિયા કેવા પડયા છે! એમ હમારામાંનો એક જણ બોલી રહ્યો કે બીજો બોલ્યો, ચલો એ વાત જવાદો, યાર બફાઇ જઈએ છ, બ્હાર ને અંદર ધિકિયે છ; વાદળી તાપ મારી નાંખે છે, પણ શું કરીયે! રડતા સટોરિયાઓ બપોરી વેળા તડકામાં તારાઓ જોય છે, તેમ આપણે તેવા તારાઓ શાને સારુ જોયાં કરિયે? હશે, ત્રિજો બોલ્યો, રડશે રૂવાળો ને રડશે શેરવાળો, આપણે લેવા કે દેવા. ચલો, આપણ કોઇ ટેકરી ઉપર ઉજાણી જઇએ, અને ત્યાં નીરાંતે ગપ્પાં માર્યાં કરિયે. ચોથો બોલ્યો, સટોરિઆઓએ યાર મઝા તો ખુબ કરી લીધી, ગાડી ઘોડા ને રાંડોની સેહેલ ખુબ કરી લીધી,—સટ્ટાથી ખરી કમાણી તો રાંડોને થઇ છે; અરે! પેલો મુરની આરીસમાં વેચાવવા આવેલો

રૂ. ૧૩૦૦૦) નો હાર કોની છાતીપર રમે છે; એની ખબર કાહાડવી જોઇયે. પાંચમો બોલ્યો, બધા કેહે છે કે મોટમોટા ખરા બેહાલ થયા છે. અલબત નાણાંની તંગીને લીધે દેવાળિયા તો ખરાજ, પણ વારુ સટ્ટો કરવા માંડ્યાની અગાઉ જે હાલત હતી તેના કરતાં શું પૈસાની વાતમાં તેઓની વધારે સારી હાલત નથી? અલબત છે. શું ગાડી ઘોડા ને વાડી બંગલા નથી વાપરતા? હા, એક આબરુ તો ગઈ, પણ હોય 'નાક કટ્ટા તો કટ્ટા પણ ખીર તો ચટ્ટા?' સટોરિયાઓ તો લુચ્ચા છે. પોતાનું નાણું મ્હાર કહાડતા નથી. છઠ્ઠો બોલ્યો, જ્યાંસુધી સટોરિયા સરદારો પોતાની પાસનું કાહાડીને ધીરધાર નહિ ચલાવે, અથવા એકદમ જાહેરમાં પાઘડી ફેરવીને નહિં બેસે ત્યાંસુધી લોકો પોતપોતાનો ખરો ઉદ્યોગ હાથમાં ધરવાના નથી. બળિ એ વાત. ચલો યાર, કહીં પણ જઇયે. વૈતરું તો રોજનું છે. પણ શિખંડપુરીનાં જો ભાઈ,–રત પરમાણે જમણ.

પછી હમે તો ચબુતરેથી બ્હારોબ્હારજ ફજેતીની ટેકરી (ફજેત થયેલાઓની ફજેતીની અકળામણરૂપી ગરમી જે ટેકરીની થંડી હવાથી સમી જાય છે તે) ઉપર આગગાડીની વાટે અને પછી ભાઇઓની ખાંધે ચઢીને ગયા. જતાંવારને તો બંગલામાં પાઘડી અંગરખાં બુટ કાહાડ્યાં, ને પછી ભટને શિખંડપુરી બનાવવાની વરદી આપીને થાકયા કીધા સુઈ ગયા. ત્રણેક વાગ્યા કે હમે સહુએ મસાલેદાર મીઠી ભાંગ પીધી. હમારી સાથ એક સાવક હતો. તેને તો ભાંગ પીવી ગમી નહીં, તેને તો લોહી વધારવાનો રાતો પોર્ટવાઇન જોઇતો હતો, પણ તે હમારી પાસે ન હોવાથી તેને ભાંગજ પાઈ. પછી પાંચેક વાગે હમે જુદી ન્યાતના છતે સાથે બેસીને શિખંડપુરી ઉડાવ્યાં. જમી ઉઠીને અગાસીનાં ચાંદરણામાં હુક્કા ગગડાવતા હતા એટલામાં એક સોળ સણગાર સજિત એક જુવાન સ્ત્રી મેદાનમાંથી આવતી હમારી નજરે પડી. નીશો કરીને, મિષ્ટાન લઇને, હુક્કો ગગડાવીને, ચાંદરણું જોઈ જોઇને, પુરી લેહેરમાં આવી રહેલા એવા ડાંડિયાઓ પેલી જુવાન સ્ત્રીને પોતાની તરફ આવતી જોઈ એકાએક ઉભા થયા. હમારી સાથે ભાણાભાઈ નામનો એક સટોરિયો પણ હતો, તે તો શરમ મુકીને હિંમતથી સાંમો દોડ્યો જ, પણ હમે તેને ધમકાવીને પાછો બોલાવી બેસાડ્યો. એટલામાં પેલી પણ જોસભેર આવી પોંહોચી. પેલી હમે દેખિયે તેમ સાંમે ઉભી રહીને એકદમ સણગાર ઉતારવા લાગી. તે છુટા બાલવાળી ચંદ્રમુખીએ તે સણગારો ચારપાસ ફેંકી દીધા, પથ્થર લઇ ચૂડી ફોડી નાખી, કેડે ખોસેલી કાતેરથી નીમાળા કાતરી નાખ્યા અને બાંટનો છેડો કંમરે વીટી કુદતી કુદતી છાજિયાં લેવા મંડી ગઈ. તે આ રીતે–

સવામણ ને પાનશેર, બાવળિયો કે એન ખેર,
વીહીલે મોહોડે બેઠો ઘેર, હાય હાય આશો કહેર. મારી નાખ્યાંરે.
હાય હાય કેહેર થયો, હાય હાય ગરથ ગયો,
હાય હાય ટેક ગયો, હાય હાય સ્હને ગયો,
હાય હાય કંથ ગયો. દુખદરિયામાં ડુબાડ્યાંરે.

હાય હાય દૈવ રુઠયો, હાય હાય આણુ લુટયો,
હાય હાય શ્હેર ઉઠયો; હાય હાય બાપ કુટો,
હાય હાય આવરકુટો, રાંકડાંઓનો આવી રહ્યો રે.

પછી તો હમારામાંનો મોટેરો નીચે જઇનેતેની સાથે બોલ્યો કે 'બાઈ' ગભરાઓ નહિ ધીરાં પડો, આ તમે શું કરોછ તે હમે કાંઈ સમજતા નથી. ત્યારે તે બોલી, કે હું મારું નામ તો તમને નહીં કહું પણ મારા નામની પછવાડે કોર, લખમી, ગવરી, વહુની પઠે બૅંક આવે છે. વારુ, ત્યારે બીજો સાથી બોલ્યો કે, તમારા નામની પછવાડે બૅંક આવે છે, તો તેની પછવાડે હમને બાઈ લગાડવાદો. હું પુછુંછ બૅંકબાઈ, તમે શું કહોછો તે હમને સમજાવો. બૅંકબાઈ બોલ્યાં, શું સમજાવું કપાળ? મારો બાપ તો ગાંડો થઈ ગયોછ, અને મને ઘેલછામાં મારી નાખવાની તજવીજ કરેછ. વાણિયો પણ રજપુત થાએ છે! અરે એણે બજાર-માંથી પતીજ નસાડી મુકીછ, મિત્રોને ઠાર કર્યાછ, હું કહેતાં લજવાઉં છઉં. હજી પણ તે મોચીપઠે લોકનાં ચામડાં કરડવા જાય છે. મને ચુસે છે, તો બીજાને કેમ ન ચુસે. પણ હવે તેને પોતાનાજ ર્‌હોંચાનાં ચામડાં કરડવાનો દહાડો આવે છે. પસ્તાગિયાઓ, પિંજારાઓ—નિર્ધન પુરુષો, રેંટિયા કાંતનારી, લોટ દળનારી—અબળા રાંડીરાંડો મારા બાપને નામે પોકેપોક મુકે છે. ગરીબની આંતરડી કકલા-વેછ, તે મારાથી જોવાતું નથી. આ હું તમને કેહેવા આવી છું કે તમે ડાંડિયાઓ મારા બાપનો જુલ્મ ને મારા બાપની ઠગાઈ લોકમાં જાહેર કરો. મેં હજી સંસારનો લ્હાવો લીધો નથી; હજી મને હઘરણી આવ્યું નથી; રે કોઇનાં પાલણ પોષણ કરી ઉછેર્યાં નથી; માહારે રે આ મુરખ સાથે પાનું પડયું છે. દસેરાએ જ હું રંડાવાનીછ, ને પછી માહારે ઝેર ખાઇને જ મરવુંછ—સતી તો શેની થાઉં—તર્કટી કોમનેસારુ સતી થાઉં એ મને ઘટે નહીં. ઝેર ખાઇને જ મરવું એ વાત વધારે સારી છે. ડાંડિયાઓ હોશિયાર? એમ બોલી પેલી ભડકો થઈ રહી.—

હમે વિચારમાં પડ્યા આ તે શું કહેવાય? બૈરી કેવી ને વાત કેવી? એ લોકો એ પરમાણે હમો ડાંડિયાઓએ ફૂજેતીની ટેકરી ઉપર, ઉપરવર્ણી તેવી ચુડેલ જોઈ છે. સુધારાવાળા કેહેશે કે ચુડેલ બુડેલ દુનિયામાં છેજ નહીં, પણ હમે ન ઠગાઇયે એવા ડાંડિયાઓએ નજરે જોઈ તે કંઈ ખોટી કેહેવાય! હમને તો નક્કી છે કે બૅંકો જીવતી ડાકણ છે તે, જેવી હમારી નજરે પડીછ, તેવી ચૂડેલ થશે. ને પછી તેના બાપને જ બિહિવાડી બિહિવાડી ચુસી લેશે. અરે! સાળું આવું તે સપનું હોય??

---

## ૪૦. સટા ઉપર ઇશ્વરનો કોપ.

સામળદાસની મડાપચ્ચીસીની વાતમાંના પેલા સિદ્ધે અમૃત સિદ્ધ કરવાને સારુ ૧૦૮ બતરીસ લક્ષણાઓને ફોસલાવી તેલની કઢામાં નાખ્યા હતા તે પર-

માણે સટોરિયા સરદારોએ પોતાની મતલબને માટે હજારો અહીંની ને દેશાવરોની રાંક રૈયતને મોહજાળમાં નાખી—આંતરડી કકળાવી—તરફડ તરફડ કરાવી મારી નાખી છે, તે જ હાલ તો પેલા સિદ્ધનીપઠે ફસાઈ ગયા છે. ઇશ્વિર ન્યાયી છે. ખરેખર સટ્ટા કળજુગથી એટલું તો પાપ વધી ગયું હતું કે, ઇશ્વિરે કોઇને આગળથી સ્વપ્નમાં પણ ન સુઝ્યું તેવી રીતે એકાએક કલંકી અવતાર શક્તીથી સહુ સટોરિયાઓનો સંહાર કરી નાખ્યો કે પાછું ધર્મ સ્થાપન થાય—ખરો ઉદ્યોગ ચાલવા માંડે. અમેરીકામાં લાખો માણસ કપાઇ જતાં તે પાપનો કોઈ વિચાર કરતું નોહોતું પણ તે થાય છે તે સારું થાય છે કે આપણું ઘર ભરાય છે એવું જે સમજતા તે પાપી ચંડાળોને શિક્ષા થઈ છે તે ઠીક જ થઈ છે. કેટલાક ખરા ઉદ્યોગી, ખરા ભક્ત, ખરા પરોપકારી ને ખરા દેશાભિમાની ખરા મરદો મનને મારી મારીને સટ્ટામાં પડ્યા નથી ને ઇશ્વિરની પ્રાર્થના કર્યાં કરતા હતા કે 'પ્રભુ લડાઇનો અંત વેહેલો આણ, સટોરિયાઓના મદને તોડી ભુમીભાર ઉતાર.' તે મરદોનીજ પ્રાર્થનાથી હજી પણ આ વખતે સપડાયલા સટોરિયા થોડા ઘણા ઇશ્વિરના કોપથી બચશે.



## ૪૧. શેઠ મુનીમનો ફજેતો.

કુમારગે પૈસો પેદા કરેલો અને એમ કરી ક્ષણભંગુર કીરતીધરમનેસારુ કઠેકાણે વાવરેલો, એવાઓપણ પૈસાને લીધે મુરખ લોકથી કુળવંતા કેહેવાય છે, અને એઓ પોતે પણ ઊંચ કુળના છૈયે એમ સમજે છે. એઓનાં ભોપાળાં નિકળવાના દહાડા પાસે આવતા જાય છે.

મોટા આબરુદાર મુનીમો કહેવાઇને વિશ્વાસે રહેલા એવા શેઠોની તિજોરીમાંથી ઊચાપત કરવી-બીજા કોઇએ ઉચાપત કીધી હોય તો તેને અનીતીમાન કેહવો ને પોતે સપડાય, ત્યારે નીચું જોવું એ તે કુળવંતાનાં લક્ષણ! પકડાઈ તે છિનાળી ને પકડાઈ તે ચોરી, બાકી ખરેખર જોતાં આજકાલ પૈસાદાર ને આબરુદાર કહેવાતામાંના ઘણાએક નીચકુળના દુર્ગુણોથી ભરેલા છે. દરેક શેઠનો પોતાની પેઢીનાં માણુસો ઉપરથી ઇતબાર ઉઠી ગયો છે. પણ હોય, શેઠ, તે શાને લોકોનાં ગળાં કાપવામાં સખણા રહ્યા હોય? આ વેળા આંબાનો પાક ઘણો નથી. એટલે કેરીઓ મળવાની નથી. સાખીયાં ને રસ જંબાના વાંધા તો પછી ગોટલા ચોળેલા એવા પાણીને ઉકાળીને બનાવેલો જે ઝમઝમાટ ફજેતો તે તો ક્યાંહાંથીજ ફડકાવામાં આવવાનો, માટે, હવેતો ઘરમાં ને બજારમાં જે ફજેતો લુટાય છે તેને બોડે માથે નીચી ડોક્ે સંતાઈ સંતાઇને જેટલો હાથમાં આવે તેટલો લઇને મોહોમાં તો કાંથી-મુકાય માટે લપેડાયલા હાથો ગાલઉપર જોરમાં તડતડ માર્યાં કરો. વાહવા ખરે-ખરો ફજેતો!

## ૪૨. સટોરિયાઓને ચેતવણી ને ધીરજ.

ઓ સટ્ટા કરનારાઓ, તમે હમારૂં કહ્યું ન માન્યું તેથી ફસાયા. હમને તો હજી પણ તમારી દયા આવેછ, તમારા ભલાંને માટે કહિયેછ, કે હજી પણ ચેતજો. મોટા વેપારી અને મોટા દલાલો વાયદો લખાવવાની અને ધીરધાર કરવાની પાછી તજવીજો કરે છે, પણ ખુબ સમજજો કે તેમાં તેઓ અંદરખાને પોતાનીજ મતલબ પાર પાડવાના છે. પાર તો શેની પડવાનીછ, પણ વારુ, બળતે ઝુંપડેથી જે કહાડ્યું તે ખરું. હવે જો લોભમાં મોટાના તેજમાં અંજાયાછ તો ફરી કદી તમારૂં ઠેકાણું લાગવાનું નથી. જે પંચ એકઠા થયા હતા, અને જે રીતે યુક્તિઓ ચલાવવાનો બંદોબસ્ત કર્યો હતો, તે પરમાણે શું અમલમાં આવે છે? બંદોબસ્ત કરશો પણ લોકમાં પતીજ બેસતી નથી તેનું કેમ?

નક્કી સમજજો કે બજાર કમરમાંથી લુલો થઈ ટાંટિયા અમળાવી લાંબો થઈ પડ્યો છે, તે પાછો ટટાર થનાર નથી. મોહોટાઓ પોતાની મતલબનેસારુ કોઈ ડાકટરોની મારફતે વિજળીના ધક્કા લગડાવી થોડીવારને સારુ કદાપી ઉઠાડશે, તોપણ તે પાછો વેહેલો પડશે જ. હવે સટ્ટાનું નામ બાળો, કાંતો થોડું થોડું આપો. ને કાં તો પાઘડી ફેરવી બેસો. હમારો વિચાર તો એ કે તમે દેવાળિયા તો ઠરીજ ચુક્યાછ. 'લેના દેના તો ગાંડુકા કામ, મરદોકી તો બાતાં;' પણ બેંકોને નુકશાન લાગે માટે જરા તરા ટકાવવાનો વિચાર કરોછ, પણ એ મિથ્યા છે. તમે પાઘડી ફેરવીને બેસો, બેંકોને બારણે તાળાં દેવાવા દો, અને જો કે એથકી ત્રાહ્ય ત્રાહ્ય થઈ રેહશે, તોપણ તેની ધાસતી ન રાખતાં પડ પડ તો કે સદાવડી એમ વિચારી જે થાય તે જોયાં કરો. અને પછી ધીમે ધીમે ખરો ઉદ્યોગ કરવા તરફ મન લગાડો. અને દુખ થાય તો તેમાં આ પરમાણે કવિતા ગાજો,

દોહરો.

કહાં ચંદન કહાં મળિયાગીરી, કહાં સાહેર કહાં નીર;
જેમ જેમ પડે વિપત્તડી, તેમ તેમ સહે શરીર. ૧

બજારને જોઈને રડવું આવતું હોય, તો તેને બળદિયો સમજી નર્મકવિતામાં "ટકટક જોયાં કરવું બળદિયા" એ ટેકની કવિતા છે તે ગાયાં કરજો.

---

## ૪૩. અંગરેજી વેપારિયોને વિનંતિ.

જે અંગ્રેજ વેપારિયો તાજા થઈ લાખો રૂપીયા લઈને વીલાત જઈ અથવાં અહીં ઉંચા બેઠા છે તેઓને કરવામાં આવે છે કે તેઓએ, આ વખત પડતી હાલતમાં આવેલા શાપુરજી, બેરામજી, મેહેરવાનજી, બરજોરજી, સોલાજી, કોલાજી, ડોલાજી, પ્રેમચંદ, કરમચંદ, જેમચંદ, તેમચંદ, ગેમચંદ, ખેલચંદ, આતમારામ, સખારામ, ટોટારામ, ઢોંડારામ, ગડગડલાલ, દડદડલાલ, ચાંપારાવ, છોડાંરાવ, ગપ્પીદાસ,

ટપ્પીદાસ, ઍવર, બૈવર, સૈવર, ડૈવર, વગેરે મોટાઓને સારીપઠે મદદ કરવી. એ અંગ્રેજો કુળવંતા ને આપણા દેશના હિતુ સંભળાય છે માટે તેઓએ આ પ્રસંગે મદદ કરવીજ કરવી.

—⁂—

## ૪૪. સુરતના ત્રણ અમલદારો ને ડાંડિયો.

સોળમા અંકમાં કહ્યું હતું કે આ વખત તો ડાંડિયો એ વિષે પોતાની તરફનું કંઇજ બોલતો નથી. તે હવે તેને બોલવાનું કંઈ રહ્યું નથી. ડાંડિયો કંઈ રોજ નિકળતું પત્ર નથી કે તેમાં લાંબું લખાણ થઈ શકે.—ડાંડિયાએ સુચના કરી એટલે બસ છે. અફસોસ છે કે બીજાં ન્યુસપેપરો ડાંડિયાની વાત ઊંચકી લેતાં નથી—પણ સરકાર ઊંચકી લેછ એટલે પછી બીજા કોની જરૂર રહી? હમારો વેતાળ હમને ખબર આપી ગયોછ કે એ બાબત કલેકટરે પ્રેમાભાઇને પુછાવ્યું છે પણ પ્રેમાભાઈ પેલાઓને બચાવવાની મતલબથી તાલમેલથી જવાબ લખવાનું ધારે છે. વાત પણ ખરી હોય, માણસ ભુલે–સરકારને હમારી વિનંતી છે કે હવે વધારે ચુંથાચુંથ ન કરી પેલાઓને નોકરીમાં કાયમ રેહવા દે—હવે સરકારને એમજ કરવું ઘટે છે.

હમારા ઉપર લાઇબિલ આવવાનો હતો. એ દાહાડો ક્યાંથી કે હાનરેબલ, મામલેદાર, ફોજદાર, તીજોરર, મુનસફ, ડીપૂટી, વકીલ, સાહુકાર, મુનીમ, મેહેતા ને ડાંડિયાઓ એકજ મામેરામાં મ્હાલત?

ડાંડિયાની દાઝ લાવનારા લોકો! હમારે માટે ગભરાશો નહીં. તે લોકોએ રૂપીઆ પ્રેમાભાઇને પાછા આપ્યા છે. હવે લાઇબેલ તો નહીં આવે પણ જારે હમો ગુજરાતમાં રહીશું તારે હમારા ઉપર તરકટ ઉભાં થશે—ને પછી હમારે રડવાં પડશે.

——o——

## ૪૫. જીલ્લાના અમલદારો અને ડાંડિયા છોકરાઓ.

ડાંડિયા છોકરાઓ ખુબ ફાટયા છે, તેના ઉપર જખમી થયલા અમલદારો તોહમત ઉઠાવે એમાં કંઈ તેઓની ઓછી બહાદુરી નહીં. પેટ બળ્યો ગામ બાળેજ. પણ ઓ જીલ્લાના અમલદારો, ખુબ યાદ રાખજો કે હવે આગળના દાહાડા ગયા છ—હવે તમે રાજધાનીની પડોસમાં છો—હવે તમારા ભભકા અજ્ઞાનીઓ ઉપર ગામડામાં જશો તાંહાંજ ચાલશે. તમે તમારા ઉપરીઓના કેવા કેવા ઠપકા કેવી રીતે સાંભળો છો તે હમે જાણીયેછ. ગામડાના લોક શું જાણે? માટે હમે ગભરાવાના નથી. જુઠું ને જુગતું રચી હમને ફાંદામાં લેશો ને તેથી વખતે હમે કેદમાં જઇયે (કેદમાં મોકલાવીયે તેવા છૈયે) તોપણ હમે હમારી ખરી તલવારના હાથ કર્યા વગર રેહેવાના નથી. આજકાલ તો છોકરાઓ સહુને ડરાવે તેવા છે.

## ૪૬. શેરબજારનો એક શેઠ.

હમારા શેઠ કેહેતા હતા, કે 'હું તો નર ક્યારે કે મુંબઇના લોકને શેરોનાં કાગળિયાં લઇને નાણાંને સારુ મારે ત્યાં આવતા કરું'. વાત ખરી છે. એ શેઠ તો ગબ્બર છે. કાં ન હોય? સઘળું લુટીને પોતાનું ઘર ભર્યું ત્યારે ઓરડે તો અજવાળાં હશેજ, પણ દીવાનખાનામાં તો પોકશ્રાદ્ધ થયાં કરે છે. ગરવ કોઇના રહ્યા નથી. અજાણ્યાને છેતરી લુટી પોતાનું ગજવું ભરવું એ તે કંઈ મરદાઈ? એ શેઠની જે હોંશયારી આગળ વખણાતી હતી તે બધી ક્યાંહાં ગઈ? આજ કાલ તો એની દગલબાજી દુનિયામાં જાહેર થઈ ગઈ છે. લુચ્ચાઇથી પૈસા મેળવી ફીરતીધરમ કીધા તેમાં શું મરદાઈ? પાસે દોડિયાં ન હોય ને મરદાઈ બતાવે તે જ ખરી મરદાઈ. જહાંસુધી શેઠની સાખ હતી, ત્યાંસુધી તેણે ચાર દહાડાનાં ચાંદરણામાં ઠીક રાજ કર્યું. પણ આખરે ઘોર અંધારી રાત પડી. ગારુડી પોતાનો ભરમ છુપો રાખી શક્યો નહીં. એ લાલજી ભડાકના પાપથી અમે સાંભળીને દલગીર છૈયે કે થાપડ થાપડ ભાણા કરનારો, બે ગોળીનો ચડવો, પણ ડાહ્યો એવા એક આપણા શ્રીમંતને મુંબઈ છોડવું પડે છે.

'કયા કરે નર ફાંકડા, થેલીકા મુહ સાંકડા;'
થેલીકા મુહ ખુલ્લા (તો) રાજ કરે ગુલ્લા. (ગોલા)

---

## ૪૭. ભૂલ્યા ત્યાંથી ફરી ગણો.

### ગ્રંથકારોને સૂચના.

સન ૧૮૬૫ નું વરસ તો લીલા દુકાળનું છે. નઠારું થાય છે તે સારાને જ સારુ. લોભ એ પાપનું મૂળ છે ને પાપની પછવાડે દુ:ખ હોવું જ જોઇયે.—દુ:ખથી નીતિ સમજાય છે અને નીતીથી પાછું સુખ થાય છે. આપણે તો દુ:ખ પડ્યું પણ આપણા દાખલાથી આપણા છોકરાંઓને સુખ થવાનું—તેઓ સટ્ટા કરશે તે વિચારીને જ કરશે. આપણે તો આ વખત મોટો દીલાસો એ લેવાનો છે કે આપણી આફતથી હવેના લોકો સાવચેતીમાં રહી ખાડામાં નહીં પડે. આપણે ભૂલ્યા એ વાત ખરી. આપણી આગળ એવા દાખલા ન બનેલા કે આપણાથી સાવચેતીમાં રેહેવાય. વિલાતમાં પણ "સાઉથસી" ના સટ્ટાથી ત્યાંના લોક ખરા બેહાલ થઇ ગયા હતા અને ત્યારથી તેઓ હવે સારી પઠે સમજી ગયા છે. સટ્ટાની તવારીખો અને દેશની દોલત વધારવાનાં સાધનો સંબંધી પુસ્તકો આપણામાં નહીં અને વળી જાતે ભણેલા પણ નહીં, તેથી મદમાં આવી જઇ છેકજ ચડી ગયા હતા. હાય! હવે એ વાત ભૂલી જવી.

ગ્રંથકારો બેસી શું રહ્યાછ! આ વખત બેસી રેહેવાનો નથી. આ વખત નોધ રાખવાનો અને ગ્રંથો લખવાનો છે. હાલમાં નીચે લખેલી બાબતો ઉપર ઘણાએક ગ્રંથો થવા જોઇયે.

૧ સટ્ટાથી થયલી મુંબઈની ચડતી પડતી.

૨ સટ્ટાના પરિણામો.

૩ મોટી મોટી પેહેડીઓ અને બેંકો શી શી રીતે ભાગી, તેની વિગતવાર હકીકતો.

૪ સટ્ટા દલાલોનાં કાવતરાં.

૫ પ્રેમચંદભાઈનું જન્મચરિત્ર.

૬ લોકની ચડતી ને પડતી (કવિતામાં).

૭ સુધારાની હાલત.

૮ સટ્ટાથી થયલી સરકાર ઉપર અસર. સરકારની અને સરકારી કામદારોની વર્તણુક.

૯ મુંબઇની હવે થવાની વેપાર સંબંધી તથા રાજસંબંધી (સ્થિતિ).

---

## ૪૮. સને ૧૮૬૫ ની ૧ લી જુલાઈ.

### કાળું બ્હાવલું.

(દોહરા.)

હાય જુલાઈ આવિ રે, વરસી રહિછે લ્હાય;
રાય રંક સીઝાય રે, કટકટ નાક કપાય. ૧
કાળાં મ્હોડાં થઈ ગયાં, નહીં લોહિ ને માંસ;
ખરેખરા તે ચાડિયા, પૂરા થયા નિરાસ. ૨

૧૮૬૫ ની ૧ લી જુલાઈ ઇતિહાસમાં નોંધી રાખવાજોગ છે. જેમ મોટાં કામની યાદદાસ્તને માટે મીનારાઓ અને મોટાં કામ કરનારાઓનાં બાવલાં કરવાની દેશેદેશમાં ચાલ છે, તેમ તારીખ ૧ લી જુલાઈ નિમિત્ત કંઈ થવું જોઇયે, ને એમ કરવાનેસારુ ઉજળાં કામ કરનારાઓની સભામાં હમે ડાંડિયાઓ નીચે પ્રમાણે દરખાસ્ત કરિયે છૈયે. આશા રાખિયે છૈયે કે તે સઘળાને મતે પસાર થઈ તાકીદથી અમલમાં આવશે.

જે પ્રમાણે સર્વ દેવોનાં તેજ એકઠાં થઇને દેવી ઉત્પન્ન થઈ હતી, તે પ્રમાણે જેઓનાં કાળાં મ્હોડાં થઈ ગયાં છે, તેઓની કાળાસ એકઠી કરીને તેમાં ઘણાં કાળાં કરનારાઓમાંથી ઘણો ભાગ લઇને એક મોટું કાળું બાવલું કરવું, ને તેને જે ઠેકાણે કાળાં કામો થયલાં છે તે ઠેકાણે ઉભું કરવું.

કાળું બાવલું બનાવવાનેસારુ વિલાતથી કોઈ તરતની ઉઘડેલી ખાણના કોલસાઓ કહડાવવાસારુ આરડર મોકલવો, ને તેનું, કોઈ કાળાં કામ કરનારો, પણ શિક્ષાથી છુટી ગયલો એવા કારીગર પાસેજ બાવલું બનવાવવું.

એ બાવલાંના ડિઝાઇનમાં વિશેષે આવું હોવું કે બાવલાંનું નાક કપાયલું ને માથે પાઘડી ઉલટી ફેરવેલી રાખવી; વળી તેને બૉંબે બૅંક તથા એશિયાટિક બૅંકની સાંમે નીચે મ્હોડે ડાબી તરફ ઘુરકાવતું ઉંચું કરવું; ને તેનો જમણો હાથ સીધો પેલી બૅંકોને બતાવતો રાખવો, ને ડાબો હાથ લટકતો, મોટાં બાવલાંની ડાબી પાસે નાંહનાં નાંહનાં ઊજળાં પણ ફસાયાથી ફીકાં પડેલાં એવાં માણસોને બતાવતો રાખવો; તેમ તેનો જમણો પગ પેલાઓને કચરી નાખવા જતો હોય તેવો ઉંચકાયલો દેખાડવો. બીજું તો કારીગરે પોતાની નજરમાં આવે તેમ કરવું.

અને બાવલાંની બેસણી ઉપર આ પરમાણે ટુંકો લેખ કોતરાવવો, કે—મુંબઇનો ચંદ્ર, તા૦ ૧ લી જુલાઈ ૧૮૬૫ એ, ફરી ચાંદબીજ ન થાય તેવી રીતે, આખા મુંબાઈ દલાકાની ગાળ ખાતો સામટો છેલ્લો અસ્ત પામ્યો છે.

---

## ૪૯. ફસાયલા સટોરિયાને દિલાસો.

ઓ ફસાઈ ગયલાઓ, તમે, ઓરતની બેવફાઇથી રીબાતા આશકોની હાલતમાં આવેલા છો પણ લાઇલાજ વાત ત્યાંહાં શું કરવું? દિલાસાનેસારુ બેવફાઇની કવિતાઓ વાંચો ને દલગીરી કાહાડી નાંખી પાછા ઉદ્યોગે મંડો. હમે હમારા વાંચનારાઓને નર્મકવિતામાંની એક ન્હાની લાવણી લખી બતાવી ભલામણ કરીએછ કે એવી લાવણીયો ગોવાગરણીઓ પાસે ગવડાવી સાંભળવી. જેની બઇરીને સત્યાશી હજારનો હાર મળ્યો, ને જેના ભાઇએ તેર હજારનો હાર પોતાની વેશ્યા માશુકને બક્ષીસ કર્યો, તે વેશ્યાને મોહોડે નિચલી લાવણી સાંભળવામાં આવે તો નારદમુનિની નિત્ય ઉભી રેહેતી ચોટલી પણ શરમથી નીચી પડી જાય.

### લાવણી.

( 'તુમ સુધર દિલ્લકે જીગર' એ ચાલની )
કહાં ગયૂં કનેથી મ્હારું રમકડું પ્યારું,
શું થયૂં હતું શું ધાર્યું હવે દિલ હાર્યું;
રસ પૂર્ણ પુનમે પાઈ બનાવ્યો કરી,
પછિ ધિમે ખસેડી દિધો ફરેબી એવી;
થઇ અમાસ મ્હારે આજ અરે વરસોની,
ખુનિચંદિરેડિ ધિકપ્રીત બિજી કહું કહોની?

---

## ૫૦. ઓ ભાઇઓ દેશ ઉપર કસુંબા.

### પદ.

રડ્યાં કરે શૂં વળશે, ભાઈ, રડ્યાં કરે શૂં વળશે—ટેક.
ભૂતતણો બહુ શોક કરંતાં, ભવિષ્યમાં શૂં મળશે?—ભા૦ ૧
શરમાઇને બેસિ રેહતાં, દલદર તે શૂં ટળશે—ભા૦ ૨

નહિં નહિં એમ કંઈ નહિ સધરે, ઉલટો જીવડો બળશે—ભા૦ ૩
કમર કસી તજવીજો કરતાં, ઉદ્યમ ઝાઝા ફળશે ?—ભા૦ ૪
ડહાપણ ચાનક હિમત ધરતાં, વિઘનો સંધાં ગળશે—ભા૦ ૫
ધીરજથી દલગીરી કહાડે, નર્મદ ભાગ્યેગ ભગશે—ભા૦ ૬

(નં૦ કં૦ પુ૦ ૨ અં૦ ૧)

આ ભાઇયો, 'દેશ ઉપર કસુંબા' કર્યાથી હાલત ભુંડી તો થઇ, પણ શું હવે એ હાલતમાં રીબાયાં કરવું? ના ના ઉઠો; પાછો ઉદ્યોગ કરવા માંડો, અને તમે જોશો કે ત્રણ ચાર મહિનામાં મુંબઈ પાછી ઠેકાણે આવીજ છે! આખા હિંદુસ્તાનમાં મુંબઈ જેવું બીજું વેપારનું મથક નથી, માટે અહિં કંઈ ઉદ્યોગ બંધ પડી રેહવાનો તો નથીજ, તોપણ મુંબઇના મોટેરાઓએ પોતાના અને પોતાના ઉપર વિશેષે આધાર રાખતા ગુજરાતી દક્ષણી ભાઇઓનાં કલ્યાણનેમાટે ખંત રાખીને ખરા ઉદ્યોગ કરવા લાજમ છે.—પણ રખે પાછા શેરથી લપટાઈ દબાઓ હો ? ઉદ્યમ શું એકજ રીતનો છે ? હજારો ઉદ્યમ છે તેમાંના ફાવતા કરો. અલબત, શેરના ધંધાથી જેમ તમે એકદમ નવલસાહિરજી થઇ ગયા હતા તેમ ઉતાવળે દોલત મેળવવાનો ખ્યાલ મુકી દેજો.—લક્ષ્મીબાઈ સાથે ધીમેધીમે પ્યાર બાંધશો તો તે તમારી થઈ રેહશે, અને ખરું સુખ આપશે પણ જો ઉતાવળ કરી તો તે પાતરની પઠે તમને અધવચ મુકી દઇ લોકમાં ફજેત કરી સારીપઠે રોવડાવી ખરા બેહાલ કરી નાખશે. (એ વાત તો તમને તરતનીજ વીતેલી છે એટલે વધારે કેહવાની જરૂર નથી.)

મુંબઇમાં થઇ ગયલા કેટલાએક વેપારીઓએ પ્રથમ નઠારે માર્ગેજ પૈસો મેળવેલો, તોપણ તેઓએ પાછળથી સારાં કર્મો કરેલાં તેથી તેઓનાં નામ અમર રહ્યાં છે; માટે ઓ હમણાના સટોરિયાઓ, તમારાં કરમ તો ઘણાંજ ભુંડાં છે, તોપણ તમે જો પસ્તાઇને પાછી પાક દાનતથી ખરા ઉદ્યોગ કરવા માંડો તો તમારાં કરતૂકોનો પણ પછવાડેથી વેળાએ ઢાંકપીછોડો થાય ખરો.

માટે હવે ગઈ ગુજરી વિસારી દઇને ગઈ આબરુ ને ગયું ધન એ બેની દલગીરી ન રાખવી ને પાછી મેળવવાની આબરુ ને પાછું મેળવવાનું ધન એ બેની કાળજી રાખીને આશા હોંસથી ઉદ્યોગ કરવા મંડો. 'જીવતો નર ભદ્રા પામશે.'

દોહરો.

ધીરજ હિંમત ધારતાં, રાખી હરિવિશ્વાસ;
કરતાં ઉદ્યમ ખંતથી, ફળે નક્કિ મનઆશ.—૧

## ૩. હેન્ડબિલ—ન્યુસપેપરોમાંનાં ઘરમાંનાં વગેરે.

### ૧. વિજ્ઞપ્તિ.*

સર્વ નાગરી ન્યાતના ગૃહસ્થ તથા ભિક્ષુક બ્રાહ્મણોને વિજ્ઞપ્તિ કરીયે છૈયે કે તા૦ ૬ ના સમશેર બાહાદુર પત્રમાં ભાઈ મહીપતરામ રૂપરામ વિલાત જાય છે, એ બાબતમાં એક કલમ એવી મતલબની છે કે, "એને નાગરી ન્યાતે રજા આપી છે' એ ઊપરથી અહીંના કેટલાએક વાંઢા અને વછીયાત ભિક્ષુકોએ કુલ નાગરી ન્યાત અને શુદ્ધ નાગર તો હમેજ છૈયે એવું અભિમાન ધરાવી એક દસ્તાવેજ ઊભો કીધો છે તેની મતલબ એટલી જ છે કે દેશાવરોના નાગર ભાએડાઓએ રજા આપી છે એ હમને માલમ નથી અને હમે નીચે સહી કરનારે આપી નથી". એ લેખ હમને દેખાડવામાં આવ્યો તારે હમે નીચે લખેલાં કારણો બતાવીને કહ્યું કે એ લેખ ઉપર હમે સહી કરી આપવાને ઇચ્છતા નથી.

૧. જે માણસે રજા માગી નથી તેને વિષે રજા આપી નથી એમ જણાવવાનું કંઈ જ પ્રયોજન નથી. ન્યાતે રજા આપી એવું જે સમશેરમાં છપાયું છે તે ભાઈ મહીપતરામે અથવા હમારામાંના કોઇએ છપાવ્યું નથી.

૨. હિંદુસ્તાનની કુલ નાગરી ન્યાતમાં માત્ર મુંબઈના જ વાંઢાવછીઆત નાગરો છે અને બીજા નથી એમ નથી.

૩. અહીંના લોકોનાં વડીલ સગાં વાહાલાં અને નાતીલા દેશાવરોમાં છે અને તેઓના શુભાશુભ કારજો પણ ત્યાંહાં જ થાય છે, કદાપી દસ્તાવેજો બનાવવાના હોય તો તેઓ બનાવે.

૪. અહીં જુદા જુદા ગામના લોકો છે—એ લોકો પોતપોતાના ગામના નાતીલા અને વડીલોની ઉપરાંત થઇને શી રીતે આગળથી પોતાના વિચાર જણાવી શકે?

૫. ભાઈ મહીપતરામ ગુજરાતમાંથી આવ્યા તે ત્યાંહાંના નાગર ભાએડાઓને જાણ કરતા આવ્યા છે.

૬. ભાઈ મહીપતરામ સુરતના છે—સુરતની ન્યાત પ્રથમ શું કરે છે તે જોઈને પછી બીજાઓએ વિચાર કરવો.

૭. ભાઈ મહીપતરામ હજી વીલાત ગયા નથી;—જવાનો વિચાર કરે છે. જે વિચાર કરવાના હોય તે તેઓ જઇને પાછા આવે તારે કરવા.

૮. સમશેરમાં ફરીથી લખાવવું કે ન્યાતે રજા આપ્યાની વાત ખોટી છે પણ તેમ ન કરી હાલની પઠે આટલી ગરબડ કરવાની કંઈ જરૂર નથી.

---

* એ (હેંડબિલના આકારમાં) જાંહાં જાંહાં નાગરી ન્યાત છે તાંહાં તાંહાં મોકલવામાં આવી હતી. પછી તે તરતજ તા૦ ૧૫ મી જાનેવારી ૧૮૬૦ ના સત્યપ્રકાશમાં અધિપતીની તરફથી છાપવામાં આવી હતી.

૯. અહીંની ન્યાતના ચાર મતીઆઓએ કેટલાકને ફોસલાવી ફસાવીને અને કેટલાકને પુછ્યાવનાજ કામ કીધું તે ગ્નાતે કામ કીધું એમ કેહેવાય નહીં.

૧૦. ભાઈ મહીપતરામ રૂપરામ સુરતના નાગર ગૃહસ્થ છે. તેને વિષે અહીંના ભિક્ષુકોએ બંદોબસ્ત કરવાની જરૂર નહીં.

હમારા જવાબથી નાખુશ થયાથી અને હમે હમારા અહીંના કેટલાએક વગર સમજના ન્યાતીલાઓના વિચારને મળતા ન આવ્યા તેથી અને માત્ર તેથી જ હવે તેઓ હમારાથી જુદા પડવાની જુક્તીઓ શોધે છે, એ અઘટિત છે. એમ કરવાનો એમનો અધિકાર નથી. એવી રીત તો નાગરી ન્યાતમાં નથી જ. નીચ વર્ણોમાં છે. એ એઓનો દસ્તાવેજ થોડા દિવસમાં ગુજરાતમાં જઇ પોંહોચશે એવું સંભળાય છે માટે સર્વ મંડળીએ ઘટતો નિષ્પક્ષપાત વિચાર કરવો.

એ પ્રકરણ સંબંધી જે અઘટિત ચાલ અહીંના કેટલાએક દોહોડડાહ્યાઓએ ચલાવી છે, તે સઘળું પછવાડેથી જણાવીશું.

હમારી અલ્પબુદ્ધિ પ્રમાણે હમે વાસ્તવિક કહિયે છૈયે કે એ વાત વધી ગયાથી નાગરી ન્યાત ચુંથાઈ જશે, જુદાં જુદાં તડો પડશે, ઢાંકી વાત ઉઘાડી થશે, કજીઆ કંકાસ ઘર ઘાલશે અને જેમ તેમ કરી લોકો ઠેકાણે આવતા જાય છે તે નઠારી વૃત્તિમાં પડશે અને ઉદ્ધત ટંટાના ઊપજાવનારાઓની બેવકુફી બાહાર પડ્યાથી તેઓ મોટી મુસીબતમાં આવી પડશે. માટે આવો ઘોળ ઘાલવાની કશી જરૂર નથી.

લા. તમારા આગ્નાંકિત,

**દવે લાલશંકર પુરુષોત્તમ**—સુરતના.
**પંડ્યા માણેકરામ કૃષ્ણારામ**—સુરતના.
**જાની ઝવેરીલાલ ઉમીયાશંકર**—નડિયાદના.
**દવે નર્મદાશંકર લાલશંકર**—સુરતના.
**ત્રવાડી કેશવરામ ધીરજરામ**—સુરતના.
**પંડ્યા પરભુરામ નવલરામ**—સુરતના.
**શુકલ વિજયાશંકર ભીમાનંદ**—સુરતના.



## ૨. જદુનાથજી સાથે પુનર્વિવાહનો વાદ કરવા સારૂ સભા ભરવા સંબંધી મારા કાગળો.*

જદુનાથજી મહારાજને વિનંતી કરૂં છઊં કે જ્યારે હું સુરતમાં હતો, ત્યારે તમે મને પુનર્વિવાહવિશે વાદ કરવાને તેડ્યો હતો, પણ તેમ કરવાની મને ત્યાંહાં જોગવાઈ મળી ન હોતી. તમે અહીં આવતાં વારને પણ ઘણાએકને મોહોડે કહ્યું હતું કે મારે નર્મદાશંકર સાથે પુનર્વિવાહ વિશે વાદ કરવો છે. પરંતુ હાલમાં તમે

* મુંબઇના સુધારાવાળા વાણીઆ ભાટીયાઓ ને (શેઠિઆઓપણ) જદુનાથ મહારાજને વિશે એવું મત ધરાવતા હતા કે એ કોઇ સુધારાને ઊત્તેજન આપનાર છે અને તેથી તેઓ. તેને મોટું માન આપતા હતા. હું અને એક મારો કાએચ મિત્ર જે સુરતના, તે હમે સારીપઠે સમજતા હતા કે જદુનાથ મહારાજ કેટલા સુધારાવાળા છે. મેં ઘણી ઘણી રીતે મારા મિત્ર કરશનદાસ મુળજી વગેરેને સમજાવ્યા કે તમે પછવાડેથી પસતાશો, પણ તેઓની નજરમાં કંઈ મારી વાત આવી નહીં. મેં નનામાં ચરચાપત્ર લખ્યાં હતાં. પણ તે સત્યપ્રકાશ ને રાસ્ત ગોફ્તારના અધીપતીઓની તરફથી દાખલ કરવામાં આવ્યાં નોહતાં. ને સત્યપ્રકાશના અધીપતીએ તો એક વખત તા૦ ૧૨ મી આગસ્ટ ૧૮૬૦ ના પત્રમાં મારે વિષે પોતાના પત્રમાં એવી મતલબનું લખ્યું હતું કે મહારાજ તો સારા છે પણ હમારા કેટલાક મિત્રો મહારાજની સાંમા છે તે જોઇને હમે ઘણા દલગીર છૈયે. હું લાચાર એકલો રહ્યો. હું ને કાએચ મિત્ર તો મહારાજના પ્રપંચો પ્રથમથીજ જાણતા હતા, પણ હરીલાલ મોહનલાલ નામનો એક વાણીયોમિત્ર અને બીજા કેટલાએક, જેઓએ મહારાજને કેટલાક ધર્મ સંબંધી પ્રશ્નો કર્યા હતા (સમશેર બાહાદુર જોવું) તેઓની પણ ખાતરી થઈ હતી કે મહારાજ પોતાના સેવકોને જાુદું સમજાવે છે અને સુધારાવાળાઓને જાુદું સમજાવે છે જદુનાથ મહારાજ, સુધારાવાળાઓને એવા તો માનીતા થવા આવ્યા હતા કે તે મહારાજે નર્મદાશંકર કેવળ નાસ્તિક છે એવું પ્રગટ સભામાં ઠરાવવાને લખમીદાસ ખીમજીની મારફતે એક સભા ભરવાની ગોઠવણ ખાનગી કરી હતી. તે વાતની મને ખબર પડી કે મેં તરત ઊપલું હેન્ડબીલ છપાવી પ્રગટ કર્યું. મતલબ કે સુધારાવાળાઓ ન ઠગાતાં પાછા વ્હેલા વ્હેલા ઠેકાણે આવે. એ હેન્ડબીલ નિકળ્યા પછી મારા સાથીઓ મને ઘણું બીવડાવતા હતા ને મારી ઘણી મશ્કરી કરતા હતા ને કેહેતા કે હમે તમારી સાથે નહીં આવીયે. હું કેહેતો કે 'દીયર ઉપર શું દીકરી જણી છે? જાઓ જાઓ બાયલાઓ, હું એકલો જઇશ. ખરે તેઓ પછી સભાને દાહાડે આવ્યા જ નહીં. મારો કાએચ મિત્ર પણ આવ્યોજ નહીં. આવનારમાં લખમીદાસ ખીમજી, ત્રિભોવનદાસ દુવારકાદાસ, મોતીરામ ત્રિકમદાસ, બાવા કિસનદાસ, ગંગારામ અને રઘુનાથ બાબાજી એટલાજ હતા. ભાઇ ઝવેરીલાલ ઊમીયાશંકરે મને જદુનાથ સાથે વાદ કરવામાં સારી મદત કરી હતી. તેમ અજ્ઞાનીઓની તરફથી થવાના હુલ્લડની સાંમે થવામાં પેહેલવાન બાવા કિસનદાસ અને છાતીવાળા રઘુનાથની મને સારી કુમક હતી. પણ પછી હુલ્લડ તો થયું નોહોતું, પણ હો હો ઘણી થઇ રહી હતી. એ સભા તા૦ ૨૧ મી આગસ્ટ ૧૮૬૦ એ મળી હતી તેનો સવિસ્તર હેવાલ તા૦ ૨૬ મી આગસ્ટના સત્યપ્રકાશમાં છે. તેમાં મારા કાગળો, મહારાજની તરફના જવાબો અને હમારી વચ્ચે ચાલેલો સંવાદ પણ છે.

એ વાત કંઈ બોલતા નથી. તમે મને કહ્યું હતું કે "હું અહીં ચાતુર્માસ રહેવાનો છઉં." હવે ચાતુર્માસની આખર આવવા માંડી છે ને તમે એમના એમ જતા રેહેશો અને તમારો મનોરથ પાર પડશે નહીં એમ મને લાગે છે. માટે હવે હાલ બીજાં કામો મુલતવી રાખીને પેહેલી જ જોગવાઇયે પુનર્વિવાહ ન કરવો એવિશે તમારો, મારી સાથે વાદ કરવાનો ઘણા દહાડાનો જે આગ્રહ છે તેને અમલમાં લાવવાસારુ તમારે કોઈ ત્રાહીતને ઘેર એ કારણસર જાહેર સભા ભરવી. જ્યાંહાં કે પારસીભાઇયો પણ આવી શકે.

આ વિનંતી તમે માન્ય કરશો તો ખરો ખોટો વાદ લોકના જાણ્યામાં આવશે અને બુદ્ધિવર્ધકના સુધરેલા સભાસદો, અને સુધરેલા શેઠીયાઓ જેઓ તમારી મારફતે ઘણાં સારાં કામ કરાવવાને આતુર છે અને જેઓ ઘણા દિવસ થયા એ બાબતનો નિવેડો જોવાને ઘણા અધીરા છે તેઓના ઉપર મોહોટો ઉપકાર થશે. તેમ પારસી ગૃહસ્થો જેઓની મદદ હિંદુસુધારામાં ઘણી છે, તેઓને પણ થોડી ખુશી નહીં થશે.

તા૦ ૧૫ મી આગસ્ટ ૧૮૬૦.

લા૦ નર્મદાશંકર લાલશંકર.

સુધારાની તરફથી.

જદુનાથજી મહારાજ,

વિશેષ ગંઈ કાલે સાંજે આસરે છ કલાકે તમે મને ચિઠ્ઠી લખી જણાવ્યું કે લાડની વાડી બદલીને ફિરંગીનાં દેવળ આગળ ધીશજી મહારાજની જગા છે ત્યાં સભા ભરવાનો ઠરાવ તમે કીધો છે. પણ એ જગા સભા ભરવાને લાએક નથી. એ કામનેવાસ્તે કોઈ સારી જગા જોવાની ઘણી જરૂર છે કે જેમાં સારા લોકોને આવવાને હરકત રેહે નહીં, તથા જેમાં ઘણા જણાનો સમાસ થઈ શકે.

૨. તમે આજે બપોરનાં બે કલાકે સભા ભરવાનો વખત રાખ્યો છે, તે મારે તથા મારા મિત્રોને અનુકુળ નથી. મારા ઘણાએક મિત્રો જેઓ એ વખતે પોતપોતાના ઊદ્યમમાં લાગેલા હોય છે, તેઓથી આવવાનું બને તેમ નથી.

૩. વળી મારા સાંભળ્યામાં આવ્યું છે કે, તમે પોતાને બેસવાસારુ ખુરસી અથવા કોચની, અને બીજાઓને ભોંયપર બેસાડવાની ગોઠવણ કરી છે, તે યોગ્ય નથી, માટે તમારે કૃપા કરીને સહુને વાસ્તે એકસરખી બેઠક કરવી જોઇએ; અથવા સેઠ મંગળદાસની ઈસકોલમાં થોડા દહાડા ઉપર તમે પધાર્યા હતા તે વખતે જે ગોઠવણ થઇ હતી તેવી ગોઠવણ થાય તો પણ સારું. કેમકે એ સભામાં સભ્ય વિદ્વાન પ્રતિષ્ઠિત ગૃહસ્થો આવશે એવી અપેક્ષા છે. માટે તેઓનો તેઓની યોગ્યતાપ્રમાણે સત્કાર થવો જોઇયે.

૪. જે પ્રમાણે અત્રે સુપરીમકોર્ટ વગેરે ઇનસાફની જગામાં વાદી પ્રતિવાદી પોતપોતાના હીમાયતિઓની મદદથી સલુકાઇથી પોતાનું કામ ચલાવે છે તે પ્રમાણે

આપણું કામ ચાલે અને કાંઈ ઉતપાત ઊઠે નહીં, તેને વાસ્તે પોલીસની તરફનો તમે શો બંદોબસ્ત કીધો છે તે કાંઈ જાણવામાં આવ્યો નથી.

૫. પુનર્વિવાહસરખી ઘણી અગત્યની બાબતમાં બંને તરફથી જે તકરાર ઊઠે તે લખી રાખીને તેના ઉપર નિષ્પક્ષપાત અભિપ્રાય આપવાને, તથા લોકોમાં પ્રસિદ્ધ કરવાને રાખરખાવટ ન રાખે એવા પ્રમાણિક પંચ નેમવાની જરૂર છે. એ પંચ, સભામાં વાદવિવાદ કરવાસંબંધી જે કાયદાઓ ઠેરવે તે પ્રમાણે ચાલવાને બંને પક્ષવાળાઓએ અગાઉથી કબુલ થવું જોઇયે.

૬. વાદવિવાદ કરવાનું કામ ગુજરાતીભાષામાં જ રાખવું, કે જેથી કરીને તમારા વૈષ્ણવ વગેરે જેઓ ત્યાં એ વિષય સાંભળવાને હાજર થયા હોય, તેઓ સમજી શકે.

૭. એ ઉપર લખેલી કલમો વિશે તમે શો બંદોબસ્ત કરવા માંગો છો તે કૃપા કરીને આ ચિઠ્ઠી પોંહોંચ્યા પછી બે કલાકની અંદર તમારે હમને લખી જણાવવું, કે જેથી હમને વિચાર કરવા સુઝે. પુનર્વિવાહ સરખી ઘણી અગત્યની બાબત વિશે સભા મેળવવી, તથા કામ શી રીતે ચલાવવું એ બાબત આપણે બેઉએ અગાઉથી બંદોબસ્ત પત્રદ્વારે કરવો જોઇયે. સંવત ૧૯૧૬ ના ભાદરવા સુદ ૫ વાર ભોમ્મે ૮ કલાકે. તા૦ ૨૧ મી આગસ્ટ ૧૮૬૦

લા૦ નર્મદાશંકર લાલશંકર.
સુધારાની તરફથી.

---

તા૦ ૨૧ મી આગસ્ટ ૧૮૬૦

જદુનાથજી મહારાજ,

તમારો પત્ર આજે ૧૧ કલાકે મળ્યો તે વાંચી જોતાં હમને કંઈ મનપતી જ ખુલાસો થયો નથી.

સમય થોડો રહ્યો છે તેને લીધે હમે તમને એટલું જ હાલ જણાવીયે છૈયે કે શેઠ જગંનાથ શંકરશેઠ, શેઠ મંગળદાસ નથુભાઈ તથા દાકતર ભાઉદાજી તમારી વિનંતિ ઉપરથી પુનર્વિવાહસંબંધી તકરાર સાંભળીને પોતાનો અભિપ્રાય પ્રસિદ્ધ કરવા કબુલ થયા હશે તો તમોએ હમારી સંમતિ લીધા વગર જે જગા તથા વખત સભા ભરવાને નેમ્યાં છે તેને અનુસરીને હમે આવવા તૈયાર છૈયે. તમારી તરફના ઠરેલા સદરહુ પંચ સભામાં આવીને બિરાજ્યા છે એવી હમને સૂચના થતાં જ હમો તરત આવીને જે હમારે વિદિત કરવાનું છે તે તેઓની આગળ કરીશું.

આજે બેથી તે પાંચ વાગતાસુધી જો તમારી તરફના સદરહુ શેઠિયાઓ, સભામાં આવ્યા તો ઠીક ને જો તેઓ એટલી વખતમાં આવ્યા નહીં તો તેઓ સભામાં હાજર થવાને રાજી નથી એમ હમે સમજીશું.

મહારાજ—! !! તમે એવું તો કદી મનમાં લાવતાજ. નહીં, જે હમો તમારી સાથે પુનર્વિવાહસંબંધી તકરાર કરવા એકવાર જાહેર રીતે કબુલ થયા પછી છટકી જશું. કદાપિ રખેને કેહેવત પ્રમાણે તમારા હઇડાંની વાત તમારે હોઠે આવતી હોય! હમે તો તમારી યોગ્યતા ઉપર નજર રાખીને ઉત્તમ બંદોબસ્ત કરવા સંબંધી પત્ર લખ્યું હતું. હાલ, એટલુંજ.

લા૦ નર્મદાશંકર લાલશંકર.

સુધારાની તરફથી.

તા૦ ક૦—માત્ર સભાસદ એ શબ્દ રાતી સાહીથી છેકેલો છે.

ન૦ લા૦



## ચરચાપત્ર*

સત્યપ્રકાશના અધિપતિ જોગ.

આ નીચેના કાગળનો જવાબ મને હજી લગી મળ્યો નથી. એ ઉપરથી મહારાજની સંસ્કૃત વિદ્વત્તા વિશે લોકોએ સમજી લેવું. બીજું એ મહારાજને ગુજરાતી લખતાં વાંચતાં પણ સારું આવડતું નથી અને એટલાસારુ ગુજરાતીમાં વાદ કરવાને તેઓ બીહીતા હશે.

"જદુનાથજી મહારાજને માલમ થાય જે, તા૦ ૨૧ મી આગસ્ટે જે સભા થઈ તેહેમાં, શાસ્ત્ર ઈશ્વરકૃત છે કે નહીં, એ વિશે વાત નિકળી હતી. શાસ્ત્ર ઈશ્વરકૃત છે એ વાત જો હમે કબુલ કરીએ તો જ તમે પુનર્વિવાહ વિશે વાદ કરો પણ સદ્બુદ્ધિબળે તો કરો જ નહીં, એ પ્રમાણે તમે વિચાર જણાવ્યા. હું તે જ વેળા તેજ વાત ચલાવત પણ ત્રણ વાગ્યાથી તે પોણા આઠ વાગતાંસુધી બેઠેલા એટલે એ વાત મુલતબી રાખી. માહારા વિચારમાં એમજ હતું કે પ્રથમ એ વાત નક્કી કરીને પછી પુનર્વિવાહ વિષે વાત ચલાવવી, પરંતુ સત્યપ્રકાશના અધિપતિ, શાસ્ત્ર ઈશ્વરકૃત છે કે નહીં એ તકરાર આડી છે, એમ સમજીને પુનર્વિવાહસંબંધી તકરાર કરવાને તઇઆર થયા તેથી શાસ્ત્ર ઈશ્વરકૃત છે કે નહીં એ બાબત અને તમારા મારગસંબંધી મારે જે જે વાદ તમારી સાથે કરવાના છે તે બાબત બોલવું હાલ મુલતબી રાખું છઊં."

"તમે વારેવાર ઘણા લોકોને મોહોડે કોહો છો કે નર્મદાશંકરને સંસ્કૃત આવડતું નથી; અને એવા અજ્ઞાનીની સાથે શું વાદ કરવો. જે વાત અધુરી જાણ્યા છતાં પુરી જાણું છઊં એમ જણાવી મૂરખમાં પંડિત કેહેવડાવવું એ વિવેક મને તો આવડતો નથી. તમને આવડતો હશે. એટલા ઉપરથી મેં કહ્યું કે હું સંસ્કૃત જાણતો નથી. કદાપિ સંસ્કૃત ભાષામાં ભાષણ ન કરાયું તો શું તે ઉપરથી એમ

* તા૦ ૩૦ સપટેમબર ૧૮૬૦ ના સત્યપ્રકાશમાં છપાવ્યું હતું.

જાણવું કે સંસ્કૃત વિષયજ જાણ્યામાં નથી? સભામાં જે જે મેં જવાબો આપ્યા છે તે શાસ્ત્રયુક્ત નથી એમ કોણ કેહેશે? જે જે જવાબો મેં આપ્યા હતા તે તે તમારા આશ્રિત શાસ્ત્રી વગેરે સહુ માન્ય કરતા હતા. એ ઉપરથી શાસ્ત્ર વિશે શું મારું અજ્ઞાન તમને ભાસ્યું કે તમે એમ બોલોછો. હું તો કહું છું કે મને સંસ્કૃત બોલવાનો માહાવરો નથી પણ એ ઉપરથી તમે તમારા આશ્રિત શાસ્ત્રીઓની અને સાથે બેસનારા મહારાજોની ઊંફે ફાવીજવાનું કરો છો તે બાબત હું પુછું છું કે—

પ્રશ્ન.

"શાસ્ત્રીઓની સહાયતા લીધા વના તમે એકલાજ જાતે સંસ્કૃત વાણીએ વાદ કરવાની અને સંસ્કૃત ગ્રંથોના અર્થો અન્વય સમાસપુરસ્સર કરી બતાવવાની શકિત ધરાવો છો?"

"ધરાવતા હો તો હમને લખી જણાવવું કે જારે હમારે તમારીસાથે વાદ કરવાનો પ્રસંગ આવે તારે હમારી તરફથી શાસ્ત્રીઓને તેડતા આવિયે. મારે શાસ્ત્રીઓસાથે વાદ કરવો હશે તો તમારી મારફતે કરવાની મને જરૂર નથી. મારે તો તમારી જ સાથે વાદ કરવો છે. તમે જાતે સંસ્કૃતમાં વાદ કરવાની શકિત ધરાવતા હો તો મારીતરફના શાસ્ત્રીની મારફતે હું તમારી સાથે વાદ કરું ને તમે જાતે સંસ્કૃતમાં વાદ કરવાને શકિતમાન ન હોતો તમારે મારીસાથે ગુજરાતીમાં જ વાદ કરવો અને પ્રમાણને અર્થે સંસ્કૃત શ્લોકના અર્થ આપણે શાસ્ત્રીઓની સમક્ષ કરી આપવા. કેમ મહારાજ! ખરું કહું છું કે નહીં?"

"તમે કિયાં કિયાં શાસ્ત્રોનું અધ્યયન કર્યું છે તે મને લખી જણાવવું. કે તે બાબત ઉપર તમારી સાથે વાદ કરવાનો હું વિચાર રાખું."

"આનો જવાબ મને જલદીથી આપવો જોઇએ."

"નર્મદાશંકર લાલશંકર."

---

## ૩. આકાશવાણી.

સુધારા! સુધારા! સુધારા!

અરે ઓ સેવકો,

બાવરું બાવરું ઊંચે શું જુઓ છો? હું નથી દેખાવવાની. આ, જે માહારી વાણી થાય છે તે તમારા હિતની છે, તે તમે કાન માંડીને સાંભળો, અને પછી માહારી આજ્ઞા તરતજ માનવી હોય તો ઊંચે જોજો હું તમને દર્શન ને વરદાન આપીશ, ને ન માનવી હોય તો નીચે જ મ્હોડે બ્હેલા બ્હેલા ઘરમાં ભરાઈ જઈ ચમકીને નાઠા એમ જગતમાં ચરચાઈ માહારા સરાપથી ખૂબ રીબાઈ મરજો.

માહારું નામ સુધારા—દેવી છે એટલે માહારી બ્હેન જે સરસ્વતી તેનું સેવન જે સારી રીતે કરે છે તેહેને હું અમૃત આપું છું.

---

* એ હેંડબિલ તા૦ ૧૫ એપરેલ ૧૮૬૧ ની રાતે રા૦ ભાઉદાજીને વાંહાં ભાઇ મહિપતરામને માન આપવાને મળેલા મિત્રોમાં વેહેંચવામાં આવ્યું હતું.

આ વાણીથી તમને ચેતાવવાનું કારણ એટલું જ કે તમે મને છેક વગોવી નાખી છે, માહારે વિશે લોકો તરેહ તરેહની કલ્પના કરે છે, અને જે ખરી કલ્પના કરે છે, તે લોકોમાં સાહસ અને ઉછાછલા ગણાય છે, માટે ભરમ દુર કરવાસારુ અને માહારી ખરી ઇચ્છા જણાવવા સારુ આ પ્રસંગે હું તમને કેટલોએક ટુંકામાં બોધ કરું છું.

જે જે દેશો સુધરેલા કેહેવાય છે તેઓની ચડતી થવાનાં કારણોમાં મુખ્ય કારણ એ છે કે તેમાં આપણા જેવો જાતિભેદ નથી. અને એ વાત તમારામાંના ઘણાએક જાણોછો જ ને હું આજ તમને ખરેખર કહું છું કે, જ્યાંસુધી જાતિબંધ કપાયો નથી ત્યાંસુધી દેશની સ્થિતિ સારી થનાર નથી. હવે જ્યારે એમ છે ને તમે સમજો છો ત્યારે આ અવસરે તમે કેમ બહાર પડતા નથી? મેં જ સરકારને પ્રેરણા કરીને મહિપતરામને વગર ખરચે વિલાત મોકલાવ્યો ને તે એકલો ગભરાઈ ન જાય માટે શેઠિયાઓની તરફથી પણ સારી પઠે મદદ કરાવી ને પાછો આવ્યો તેની અગાઉ રાવસાહેબનો ખિતાબ ને દોહોઢસોના પગારની ઉંચા દરજ્જાની નોકરી બક્ષીસમાં અપાવી છે. એ મહિપતરામને તમારે સારી મદદ કરવી ઘટે છે એટલે એમ નહીં કે ઉપર ઉપરથી તેનાં વખાંણ કરવાં ને જમવાખાવાનો વેહેવાર ન રાખવો. હું એમ નથી ઇચ્છતી કે મોટું માન આપવાને ઠાઠમાઠ કરી મંડળીઓ મેળવો, અને ઉપર ઉપરથી જ તમારા પોતાના અંદરના સ્વાર્થને સારુ મહિપતરામને માન આપો. લોક સરકારથી આબરુ કમાવવા સારુ સુકો ભભકો અને ઢગાઈ કરવાં એ મને પસંદ નથી. આ વેળા હું તમને કસવાને આવીછું. માહારી એ જ ઇચ્છા અને આજ્ઞા છે કે, જે જે માહારા ખરા ભક્ત છે તેઓએ મહિપતરામની સાથે એકપંગ્તિએ ભોજન કરી નવી ન્યાત ઉભી કરવી. રખે તમે બ્હીતા, રખે ગભરાતા; તમારાથી એમ કહ્વાવનાં તો ચાલવાનુંજ નથી કે જાતિભેદ કપાયા વગર દેશની ચડતી થનાર નથી. તમે એમ કેહેશો કે જાતિભેદ તો તોડવો જોઇયે, પણ હજી તેમ કરવાનો સમય આવ્યો નથી; તો હું તમને કહુંછું કે એ તમારાં લુલાં બ્હાનાં છે. તમે કેહેશો કે ઘરડાં માબાપને તથા સગાંવાહાલાંને છોડી જુદા કેમ પડિયે? ત્યારે શું તમે એમ સમજોછો કે મહિપતરામ માહારી આજ્ઞાથી પોતાના ઘરડા બાપની તથા ન્યાતની મરજી ઉપરાંત થઈ વિલાત જઇ આવ્યો છે તે શું અપરાધી છે? એમ જો અપરાધી તમને લાગતો હોય તો તમારે એને મદદ કરવાની જરૂર નથી. ધન્ય છે મહિપતરામને કે તેણે પોતાના દેશના હજારો લોકોનાં કલ્યાણને અર્થે વ્હેમરૂપી દુશ્મનને છુંદી રસ્તો મોકળો કીધો. એ પરાક્રમના બદલામાં જશનો હાર પેહેરાવવાને શું તેને બ્હિકણ, બાએલા, અને તાલમેલિઆ જ મિત્રો મળશે? નહીં નહીં.—આ પ્રસંગે તો ખરેખરા શૂરાઓનું કામ છે. સેવકો, તમે કેહેશો કે થોડાક જણ ન્યાતબહાર પડવાથી માહારો મહિમા નહીં ચાલે. પણ એમ નહીં થાય;—તમારી હિંમત જોઇને, તમને સુખી જોઇને;

બીજા લોકોને પણ તમારો દાખલો લેવો પડશે. ખરેખરું કહુંછું કે, તમારી બ્હીક અને ઊંડી ઠગાઈ જોઇને લોકો વધારે સાવધ રહી મને નિંદે છે. ખૂબ સમજજો કહ્યા કત । કરી બતાવવું એ પુરુષા ને સાર્થક છે.

કેટલાએક સ્વારથિઆ મિત્રો, ઉપર ઉપરથી જસ લઈ જવાને એવો ફાંકો રાખે છે કે એની ન્યાતનાઓએ જ એની સાથે બેસીને જમવું. આ શું ઠગાઈનું બોલવું નથી? શું માહારો ખરો ભક્ત વ્હેમી અને મમતી ન્યાતિલાઓની સોડે બેસવાને લાયક છે? અને તેમાં પાછાં ભરાઈ તેણે વ્હેમનો વધારો કરવો લાયક છે? અને કદાપિ પ્રાયશ્ચિત કરી મહિપતરામ ન્યાતમાં આવ્યો તો પછી તેના ઉપર ભરોસો રાખીને તેની ન્યાતના કેટલા જણો ધર્મ સાચવી વિલાત જશે? મહિપતરામના વિચારના એના મિત્રો જેઓ પણ મહિપતરામની પઠે ન્યાતના દોરથી અકળાઈ ગયલા છે, તેઓએ, થોડે ઘણે દહાડે પાછાં ન્યાતમાં આવીશું એવી કલ્પનાથી પોતાનાં સગાંઓને છોડી મહિપતરામની સાથે જુદાં રેહેવું ઘટે છે? સગાં વાહાલાંને છોડી મહિપતરામ સાથે બે ત્રણ જણાએ રેહેવું, રહીને પાછાં ન્યાતમાં આવવાની આશા રાખવી અને પછી કેટલેક દહાડે ન્યાતમાં આવી, લોકોને ઉત્તેજન આપી તેમાંથી કેટલાએકને વિલાત જવાને તૈયાર કરવા એ કેવું અઘટિત ને ન બને તેવું છે તે જુઓ. મહિપતરામની ન્યાતના બે ત્રણ મિત્રે એની સાથે રેહેવું એતો મુનાસિબ નથી.–મુનાસિબ તો એજ છે કે, જેટલા માહારે નામે ઓળખાય છે—(સુધારાવાળા કેહેવાય છે) તેઓએ એકદમ બાહાર પડવું ને એમ કીધાથી ઘરડાં માબાપો, સગાંવ્હાલાં અને ન્યાતિલાઓ ભાવે અથવા કભાવે પાછાં એકઠાં થશે જ. ફરી ફરીને આવા વખત થોડા જ આવશે. માટે આ ટાણે માહારા ખરા ભકતોએ બાહાર પડવું.

કેટલાએક સુધારાવાળાઓ માંહોમાં જાતિભેદ કંઇ જ રાખતા નથી. ને પોતાની ન્યાતને એ વાતની જાણ ન કરી છુપા ગુન્હા કરે છે, હવે એ ગુન્હા કરવા કરતાં લોકને ખરેખરું દેખડાવવું એ કેવું સારું! જો સઘળા મિત્રો એવીરીતે એકદમ મળી જુદા પડતા હોય તો પોતાનું જોર કેટલું બધું વધારે, પોતે કેટલા સુખી થાય, કેટલો જશ મેળવે, કેટલો પરમાર્થ કરે, અને કેટલાં માનને લાયક થાય?

આ પ્રસંગે એક ૧૦૦ જણા હિમત ધરે તો બીજે દહાડે તેઓની સંખ્યા દસગણી થયા વગર રેહેજ નહીં. જુદાં ન પડવાના બે સબબ મ્હોટા દેખાય છે—એક તો ગુજરાનના વાંધા પડે તે અને બીજો શુભાશુભ કારજ સમયે અડચણ પડે તે. જેઓ હાલ એમ કરવાને લાયક છે તેઓને આ બે વાતની અડચણ પડે તેમ નથી. તેઓ તો ઉલટા વધારે સુખી થશે ને બીજાઓને સુખી કરશે કેમકે જેઓ એ કામને લાયક છે તેઓ મ્હોટી પદવી ધરાવનારા, પૈસાદાર અને વગવસીલાવાળા છે. અરે પેલી પરમહંસસભા ક્યાં સુઈ ગઈછે? પંદર પંદર વરસ

થયાં ઊંઘ્યા કરે છે એ તે શું? એના બ્હીકણુ ઉત્પન કરનારાઓને કંઈ શરમ નથી આવતી? બુદ્ધિવર્ધકે પોતાનાં છોકરાંઓને બ્હીકણુ ને બાયલાંજ કીધાંછ? જ્યારે સુધારાવાળાઓની મૂળ મતલબ (પછી ઘણીવારે) જુદાં પડવાની છે તોપણ જ્યારે બની શકે છે ત્યારે હમણાં કાં નથી પડતા? જો મંગળદાસ નથુભાઈ અને ગોકળદાસ તેજપાળ તથા લખમીદાસ ખીમજી બાહાર પડે તો ઓહો! તેઓની સાથે કેટલા સામેલ રેહે! દાદોબા અને આતમારામ પાંડુરંગ, રામ બાળકૃષ્ણ, બાલાજી પાંડુરંગ અને ભાઉદાજી મેદાન પડે તો તેઓની સામાં કિયો શત્રુ ટકી શકનાર છે? પરમહંસ સભાના અંગીઓ અને બુદ્ધિવર્ધક સભાના અંગીઓ ગંગાદાસ કીશોરદાસ, કાહાંનદાસ મંછારામ, નાહાનાભાઈ હરીદાસ, કરસનદાસ માધવદાસ, માણેકલાલ તથા દેવીદાસ પરસોતમદાસ, નારણદાસ કલ્યાણદાસ, ડાકતર ધીરજરામ દલપતરામ, વગેરે જુવાનીઆઓ બાહાર પડે તો શું તેઓનાં સગાંઓ સામેલ ન થાય? ને કદાપિ ન થયાં તો તેઓનો વ્યવહાર શું અટકી પડવાનો? પેલો ગુજરાતનો સુધારો કરનાર ન્યાતિનિબંધનો લખનાર કવિ દલપતરામ ડાહ્યાભાઇ, પુનર્વિવાહવાળો નર્મદાશંકર અને સત્યપ્રકાશવાળો કરસનદાસ મુળજી એઓ, પોતાના સામ, દામ, ભેદ, અને દંડ ઉપાયથી શું નહીં કરી શકે?

એ સઘળાઓ એકઠા થઇ નવી ન્યાત કરી, નવો ધર્મ રાખી, નવા સંસાર-કાયદા કરી, દેશને તાબે કરે તો શી વાર છે? એકલા શંકરે, એકલા વલ્લભે, એકલા સ્વામિનારાયણે, એકલા રામદાસે, એકલા નાનકે, એકલા દાદુએ, એકલા કબીરે, આટલા આટલા ફેરફાર કર્યા તો તમે આટલાબધા, થઇ ગયલી–પાછલી વાતોને સારીપઠે જાણ્યા છતાં, પૈસે વિદ્યાએ બુદ્ધિએ ચતુરાઇએ સર્વ વાતથી અનુકુળ હોવા છતાં, તમે માહારો સુધારાનો મહિમા વધારવાને કાં આચકો ખાઓછો? જેને કરવાનું મન નથી તે હજાર બ્હાનાં કાહાડશે. તેમ તમે બાહાર પડવાના તો નથી પણ માહારી ઇચ્છા છે તે તમને કહુંછું. આ સમય બાયલા થઇને બેસી રેહેવાનો નથી. જો આ પ્રસંગ તમે ચુકશો તો તમારા જેવા ઠગ બીજા કોઇજ નહીં. તમે માહારા નામને બટ્ટો લગાડો છો. આ વખત તો હિંમતરૂપી મદિરાનું પાન કરી રજપૂતની પેઠે એકદમ બાહાર નિકળો અને હું તમારેમાટે સર્વ દેવની વિનંતિ કરીશ કે માહારા ભક્તોની સંખ્યામાં વધારો કરી તેમને સુખી કર. વાસ્તે છેલ્લું એજ કહુંછું કે, એક સારે ઠેકાણે દક્ષણી ને ગુજરાતી વાણિયા, બ્રાહ્મણ, ભાટિયા વગેરે સર્વ સેવકોએ રુડાં ભોજનનું મને નૈવેદ ધરાવી, તે પ્રસાદી સર્વે જણાએ એકપંગ્તિએ બેસીને મોટી ખુશીથી માહારા સાચા ભક્ત મહિપતરામસુદ્ધાં આરોગવી.

---

# ૪. ગંજનામું.

એ મોટાં પાંચશો પાનાનું પુસ્તક જેવું ને જેટલું બાહારથી સણગારવામાં આવ્યું છે તેવું ને તેટલું તો નહીં પણ ઘણુંખરૂં માંહેથી પણ સણગારવામાં આવ્યું છે. પછી કેટલાક જાણીતા લોક કહે છે કે બેઠકને શોભાવવાને સામાન ભાડાંનો અથવા કોઇના માગી આણેલા છે તોપણ એણે તેને જુગતે ઠેકાણે વાપરી દીપાવ્યો છે એ કાબેલીઅત થોડી ન કેહેવાય. આધાર વગર કોણે કીધું છે ને કોણ કરે છે? કોઇ પારકાનું ઘણું લે ને પોતાની તરફથી થોડું ઉમેરે; કોઈ પારકાનું થોડું લે ને પોતાની તરફથી ઘણું ઉમેરે. એ પુસ્તક જેવું જોઇએછ તેવું તો સારું છે ખરું. એ પુસ્તકના ત્રણ ભાગ કરીએ તો એક ભાગ સાદી ઇબારતમાં છે અને બે ભાગ કવિતાની ઇબારતમાં છે.

કવિતા તો નહીંજ કેહેવાય.—એમાં કવિતાનું માપ અને કવિતાની રીત બીલકુલ જોવામાં આવતાં નથી. સાદી ઇબારતમાંના વાકયોની મીસાલે ગંજનામાંના વાકયો વંચાય છે. કર્તા, ક્રિયાપદ, વિશેષણ વગેરેની જરાકે ઉથલ પાથલ નથી. બીલકુલ સાદી ઇબારત છે ને બલકે એક તો ઘણું જ નઠારું છે કે વિભક્તિના પ્રત્યયો થી—માં—નો એ બીજી લીટીઓમાં મુકેલા છે. એક છેલ્લા કાફીઆ મેળવેલા છે એ વાત ખરી. કેહેવાનો મજકુર એટલો કે ગંજનામાંમાં માપ વજન તાલવાળી કવિતા નથી. કોઇ કેહેશે કે બેતો એવી જ હોય તો તેમાં પણ તેઓ ફાવશે નહીં. બેતોમાં કાયદો અને શબ્દોની ઉથલ પાથલ અને જોસ્સો હોય છે. બેતોમાં તાલ હોય છે. એ પરમાણે કવિતાનું બદન તો સારું નથી. રાગડો કાહાડીને ગાઇએ તો કવિતા જેવું શું ન લાગે? ગાવું તેતો અવાજ કાહાડવાની રીત છે અને કવિતા તેતો વિચારને અક્ષરોના બરાબર માપમાં ઉતારવાનું કામ છે.

જોકે કવિતાનું બદન સારું નથી તોપણ ગુણ સારા છે કે નહીં એમ સવાલ કાહાડતાં બેધડકથી કહીએછ કે મનસુખ શાએર છે. શાએરમાં તર્કો કરવાની અને દીલના જોસ્સા ઉપર અસર કરવાની થોડી ઘણી શક્તી જોઇએ. તે શક્તી મનસુખનામાં થોડીઘણી છે એમાં તો કંઇજ શક નહીં. કવિતાના વિચારો કેટલેક ઠેકાણે તો ઘણા ઉમદા છે.

૧–૨ જા ભાગમાં બેતરીતી છે. પણ એ બેતરીતી મનસુખે બે વરસ ઉપર કાહાડી છે ત્યારથી તે આજલગીમાં કોઇ એ ચોપડીઉપરથી બેત કરતાં શખ્યો હોય એવું જણાતું નથી. ને પોતે બેતરીતી બતાવી છે તોપણ બેતના કાયદા મુજબ પોતે બેત કરી હોય એમ લાગતું નથી. કદાપી બેતનો કાયદો જાણી બેત રચી હશે તોપણ જોડાક્ષર વાપરેલા નથી તેથી બેતનો કાયદો તેનાથી સચવાઇ શકાયો નથી. જોડાક્ષર વગર કેમ ચાલે—ફારસીમાં પણ જોડાક્ષર બોલાય છે. તારે જેવું બોલાય તેવું લખવું જોઇએ;' નહીં તો અક્ષરનું માપ કેમ રેહે? હમે

બેત કરવાની એક સેહેલી સાધારણ રીત આ ઠેકાણે બતાવીએછ કે તે મુજબ હરકોઇ હોંસીલો જુવાન બેત કરી શકે.

ફારસીજ કાયદો લેવો.

**ફઊલન્ફઊલન્ફઊલન્ફઊલ્.**

અથવા પીંગળમાંનો ભુજંગી છંદ લેવો ને છેલ્લો અક્ષર અડધો બોલવો.

**કકાકા કકાકા કકાકા કકાક્**

એ રીતે એકેકા મીસરામાં ૧ લો ૪ થો ૭ મો ને ૧૦ મો એ અક્ષરો કાનો માત્રા વગરના લાવવા અને ૨ જો ૩ જો ૫ મો ૬ ઠો ૮ મો ૯ મો ને ૧૧ મો, એ અક્ષરો કાનો માત્રાવાળા લાવવા અને બારમો અડધો (વ્યંજન) લાવવો. એમ અઘરું પડતું હોય તો તાલનો નીમ રાખવો. જે ઠેકાણે અવાજ ઠોકાય તે ઠેકાણે લાંબો દસકત જોઇએ. શાએરો ગાઇને કવીતા કરતા નથી તેઓ તો પોતાનાં દસકતના માપને ઠોકી ઠોકીને કવિતા કરે છે.

ત્રીજો ભાગ સ્ત્રી કેળવણી વીશે, પાંચમો અફીમના વેપાર વીશે અને ૮ મો સર જમશેદજી વીશે છે. એ વીષયો ઉપર આગળ ખુબ લખાયલું છે. એમ કવેસરની કલમ કવેશરી દાખલ વપરાઇ નથી; વીચારો અને તકરાર ઉઠાવી ચલાવવાની રીત સારી નથી. તેમ પેહેલી બે બાબત કવેશરી કરવા જેવી પણ નથી.

ભાગ ૪ થો રુસતમશેરાબ વીશેનો છે તે ખરેખર વખાણવા જોગ છે. એમાં બાપદીકરાની પેહેલવાની અને શેરાબના મોત પછી બાપમાનું રુદન દીલમાં સારીપેઠે અસર કરે છે.

ભાગ ૬ ઠો વીધવાઈ ફરીયાદ અને ભાગ ૧૦ મામાં પરીનસ આલબરટનામાં આશકમાશુકની જુદાઇ વીશેનો બાબ એ સરસ છે. એમાં પ્યારની વાતનો મનસુખે ચીતાર આપ્યો છે.

ભાગ ૭ મો ખોદાઇ મોહબત અને ૯ મો પરચુરણ બાબદનો. એ બે, માંહેની બાબતો પ્રમાણે ઠીક છે.

ચોપડી વાંચતાં જોકે હમને સાદી ઇબારત જેવું લાગતું તોપણ મનસુખ શાએર છે ખરો એમ વારે વારે કેહેતા હતા. પારસીઓમાં બીજા શાએરો હશે તોપણ ઘણું અને સારું લખેલું એવો તો એક મનસુખજ હાલ હમારી નજરમાં આવેછે.

---

## ૫. તત્વશોધક સભાની હકીકત.

(તા૦ ૭ મી જુલાઇ ૧૮૬૦ થી તે ૭ મી જુલાઇ ૧૮૬૪ સુધીની.)

દેશી ભાઇયો,

બુદ્ધિવર્ધક સભાના કાયદામાં એમ હતું કે ચાલતા રાજ્યની નિંદાસંબંધી અને કોઇના પણ ધર્મસંબંધી ભાષણ કરવાં નહીં. પણ સને ૧૮૬૦ ની શરુઆતમાં

મેં એવી દરખાસ્ત કીધી કે, 'હિંદુઓની કોઈ પણ વાતમાં ધરમ ભેળાયલો નથી એવી વાત કોઈ જ નથી-બધે જ ધરમ પેસી ગયો છે;—માટે ધરમસંબંધી ભાષણ ન કરવાં એ તો મોટી ખોડ ગણાય; તેમ સંસારી વિષયો વિષે ઘણાંએક ભાષણો અપાઈ ચુકયાં છે માટે ભાષણના વિષયો વધારવાને સારુપણ ધરમસંબંધી ભાષણો થવાં જોઇએ; વળી જહાંસુધી ધરમસંબંધી ભાષણો નથી તાંહાંસુધી ધરમ એટલે શું એ વાતનું અને ધરમ તથા ધરમમાં ખપતી રુઢી એ બેને એક બીજા સાથે ખરેખરો કંઈ જ સંબંધ નથી એ વાતનું અને ધરમને નામે બ્હેમોએ કેટલું પોતાનું લાકડું પેસાડ્યું છે એ વાતનું ચોખ્ખું ભાન લોકને કોઈ કાળે થવાનું નહીં; અને વળી જે ખરેખરો સુધારો કરવાનો છે તે ધરમ સંબંધી ભાષણોથી જ થશે માટે ધરમસંબંધી ભાષણો થવાની જરૂર છે અને સભાએ તે બાબત સહુને છુટ આપવી જોઇએ.' એ ઉપર ઘણી ઘણી તકરારો ચાલી ને આખરે છુટ* ન આપવાનો ઠરાવ થયો-મેં સભામાં જવું બંધ કીધું અને નવી સભા ઉભી કરવાનો વિચાર કીધો.

એ વિચારને અમલમાં લાવવાને મેં મારા મિત્રોને નીચે પ્રમાણે ચિઠ્ઠી લખી.

તા૦ ૭ મી જુલાઈ ૧૮૬૦

'વહાલા મિત્રો,

એક જરૂરનું નવું કામ ઉભું કરવામાં તમારા વિચાર લેવાના છે, માટે કૃપા કરીને આજ રાતે સાડે સાત વાગતે મારા મકાનમાં (રામવાડીની સામે) જરૂર આવવું.'

નર્મદાશંકર લાલશંકર.

એ ઉપરથી કેટલાક મિત્રો મારે ઘેર આવી મળ્યા, અને મંડળી બેઠા પછી મેં તેઓને બોલાવ્યાનું કારણ નીચે પ્રમાણે કહી સંભળાવ્યું:—

૧. 'દેશી ભાઈયોમાં વિદ્યાજ્ઞાનનો પ્રસાર કરવાને બુદ્ધિવર્ધક, જ્ઞાનપ્રસારક આદિ લઈ સભાઓ છે; પરંતુ બ્હેમરૂપી અગાસુર બકાસુરના મ્હોડાંમાં અજ્ઞાન અને ભોળા થઈ ગયલા દેશીઓ પડેલા છે તેઓને તેમાંથી જીવતા કહાડી ઠેકાણાંસર આણનાર કોઈ ધર્મસભારૂપી કૃષ્ણ (આકર્ષણ કરનારી) શક્તિ જોવામાં આવતી નથી માટે એ શક્તિને શોધવી-એક ધર્મસભા ઉભી કરવી.—ને તેનો

---

* તત્વશોધક સભા સ્થપાયા પછી બુદ્ધિવર્ધકવાળાઓએ મને વિનંતિ કીધી કે તમે સભામાં ભાષણ કેમ નથી કરતા? કરો- મેં કહ્યું કે, હું તો ધરમસંબંધી બાબત ઉપર કરું-પછી તે વાત કેટલાક મિત્રોના મનમાં ઉતરી ને પછી મેં સાકારવિશે એટલે ઈશ્વર ખરેખરો સાકાર નથી-મૂર્તિરૂપે નથી-ઇશ્વરે અવતાર લીધા નથી-એવિષે અને પુનર્વિવાહ કરવાવિષે, જાતિબંધ તોડીનાખવાવિષે બુદ્ધિવર્ધક સભામાં ભાષણો કરયાં. હવે એવાં ભાષણો થવાની છુટ થઇ છે પણ મારાવના બીજું કોઇ કરતું નથી, હાલમાં થોડુંક થયું મિ૦ કરસનદાસ મુળજીએ વિલાત જઇ આવ્યા પછી જાતિબંધ વિષે બોલવા માંડ્યું છે.

ઉદ્દેશ એવો હોવો કે ધર્મરૂપી ગોળીમાં આજ કાલ ઘર ઘરનું જમાવેલું વાસી દહીં એકઠું થયલું છે તેને વિવેકબુદ્ધિરૂપી રવૈએ એકસંપી ઉદ્યોગરૂપી નેત્રું બાંધી ખૂબ વલોવવું અને શુદ્ધ માખણ કાહાડવું.—અથવા ધર્મનીતિસંબંધી પ્રકરણમાં જે કંઇ સાર હોય તે યથાશક્તિ શોધવો.—અને તેથી લોકોને જાણિતા કરવા.—આપણા લોકો સેહેજ વાતમાં પણ ધર્મ આણી મુકે છે; ધર્મ તે શું, નીતિ તો શું, એ બેનો અંતર ને સંબંધ કેટલો તે સહુ શોધવું.—વ્હેમરૂપી તોફાની વાદળી હિંદુનાં મનરૂપી આકાશમાં ચ્હડી આવેથી શુદ્ધ તત્વરૂપી જે સૂર્ય ઢંકાઈ ગયો છે તેનાં દર્શન કરવાનો અને લોકને કરાવવાનો યત્ન કરવો.—સારાંશ કે, એક ધર્મસભા* સ્થાપવી.'

૨. 'એ સભાને લગતો સારો પુસ્તકસંગ્રહ કરવો. આ દેશી પુસ્તકોના સંગ્રહની, મુંબઇમાં કેટલી જરૂર છે તે તમે સહુ જાણોજ છો.'

૩. 'એ સભાની મારફતે પ્રગટ થતું એક ન્યુસપેપર અથવા ચોપાનિયું કાઢવું કે જેણે કરીને સભાના વિચારથી ને સભાની મેહેનતથી લોકો જાણીતા થાય ને રુડાં ફળ ચાખે. વળી લોકોપયોગી નાહાનાં મોટાં પુસ્તકો પણ છાપી પ્રગટ કરવાં.'

એ દરખાસ્તો સાંભળ્યા પછી સભાસદો પોતપોતાના વિચાર આપવા લાગ્યા, તેમાં આખરે એવું ઠર્યું કે, એ કામ મહાભારત છે એમાં મોટાં દ્રવ્યની, મોટી વિદ્યાની, મોટા સંપની ને મોટી મેહેનતની જરૂર છે. આપણે ઉપર કહેલી બધી વાતે હાલ સભાને જોઇએ તેવી સ્થિતિમાં લાવવાને શક્તિમાન નથી તોપણ પ્રથમથકીજ કોઈ પણ કામ જોઇયે તેવી ઊંચી સ્થિતિમાં આવતું નથી;—આરંભ સર્વદા સર્વત્ર નાહાનો જ હોય.—સભા તો ઉભી કરવી. ૨ પુસ્તકસંગ્રહની જરૂર છે તે પણ કરવો પણ એ પુસ્તકસંગ્રહમાં ઘણું કરીને ધર્મનીતિસંબંધી પુસ્તકોનો સંગ્રહ રાખવાને નાણું ખરચવું. ૩ જી દરખાસ્તમાં ન્યુસપેપર, ચોપાનિયાંસંબંધી જે વાત છે તે હાલ મુકી દેવી. પણ ધર્મસંબંધી લોકોપયોગી નાનાં મોટાં પુસ્તકો બને તેટલાં છાપી પ્રગટ કરવાં.—એ પ્રમાણે ઠર્યું.

સભાનું નામ સર્વાનુમતે તત્વશોધકસભા રાખવામાં આવ્યું અને સભાના કારભારીયો મુકરર થયા. અને પછી સભાસદો પોતપોતાના લવાજમ તથા બક્ષીશ ભરીને સાડે નવ વાગતે સભા વિસર્જન કરી ઉઠ્યા.

સભાએ પોતાની સ્થાપના થયા પછી ઘણાક સારા સારા વિચારો કર્યા છે પણ તેમાંનું કાંઈ પણ હજીલગી બાહાર પાડવાનું દુરસ્ત ધાર્યું નથી. તોપણ બ્રાહ્મધર્મ સંસ્કૃતમાં ને બ્રાહ્મધર્મ ગુજરાતીમાં એ નામનાં બે પુસ્તકો બાહાર પાડ્યાં છે તે વિષે થોડુંક લખુંછું:—

---

* બુદ્ધિવર્ધક ગ્રંથના ૪ થા પુસ્તકમાં ૭૦૩ જે પાને 'મુંબઇમાં ધર્મસભાના જરૂરયાત' વિષે અને ૨૨૫ મે પાને 'પ્રેસિડેન્સિ વર્નાક્યુલર લાયબ્રેરી.' વિષે મારા લખેલા વિષયો છે તે વાંચવા.

કલકત્તામાં રામમોહનરાય નામના એક વિદ્વાને સને ૧૮૨૮ ના વરસમાં બ્રહ્મસમાજ નામની ધર્મસભા સ્થાપી, તેનો ઉદ્દેશ એવો કે એક નિરાકાર ઈશ્વિરના ગુણાનુવાદ ગાવા, નીતીથી રેહેવું, જાતિભેદ ન રાખવો અને દેશીયોનું ધર્મ રાજ્યસંબંધી ઐક્ય કરવું—એ ઉદ્દેશ પાર પાડવાનેમાટે સમાજે ઘણાં પુસ્તકો છપાવ્યાં અને એક મંદિર સ્થાપ્યું. એ મંદિરમાં દર બુધવારે હજીપણ વેદવેદાંતને અનુસરીને સાજસાથે પ્રાર્થના કરવામાં આવે છે અને ધર્મનીતિસંબંધી ભાષણો પણ કરવામાં આવે છે. (બ્રહ્મસમાજ સંબંધી થોડીક હકીકત રામમોહનરાયના જન્મચરિત્ર ઉપરથી માલમ પડશે પણ તે સમાજનો પૂરેપૂરો ઇતિહાસ આ ઇલાકાના લોકને આપવાસારુ તત્વશોધક સભાનો વિચાર છે તે જોગવાઈ મળેથી પાર પડશે એટલે આણીપાસના દેશી ભાઇયોને વધારે જાણ થશે એવી આશા છે).

બ્રહ્મસમાજે વેદ વેદાંતનું મંથન કરી બ્રાહ્મધર્મ નામનું પુસ્તક સંસ્કૃત ભાષામાં પણ બંગાલી લીપીમાં છાપી પ્રગટ કર્યું ને પછી એના અંગ્રેજી હિદુસ્તાની અને બંગાલી ભાષામાં ભાષાંતરો કરી બોહોળા લોકોમાં પોતાના વિચાર ફેલાવ્યા. એ પુસ્તકની અંગ્રેજી નકલ અને બંગાલી લીપીમાં છપાયલી સંસ્કૃત નકલ સન ૧૮૬૦ માં એક મારા પરમપ્રિય મિત્ર જેને એવી વાતોનો શોધ કરવાનો ઘણો શોખ હતો અને છે અને જેણે રામમોહનરાયનું ગુજરાતી જન્મચરિત્ર રચ્યું છે તેને તાંહાં મેં જોઇ—બંગાલી લીપીવાળું મને કંઈ જ કામ લાગ્યું નહીં પણ અંગ્રેજી નકલ વાંચતાં માહારો આત્મા સારીપેઠે ઠર્યો અને પછી તે ગ્રંથનું ભાષાંતર કરી લોકના આત્મા ઠારવાનો મેં વિચાર કીધો. પણ પાછું આમ વિચાર્યું કે ધર્મસંબંધી વિષયમાં અંગ્રેજી ઉપરથી કરેલાં ગુજરાતી ભાષાંતરમાં ઘણી કસર રહી જવાની માટે સંસ્કૃત ઉપરથી જ ભાષાંતર થાય તો સારું. પણ આ ઇલાકામાં બંગાલી લીપી જાણનારા કોઈ જ નહીં તેથી બંગાલી લીપીમાં છપાયલી સંસ્કૃત ગ્રંથની નકલ નિરૂપયોગી પડી રહી.

બનાવ એવો બન્યો કે એક જુવાન બંગાલી જાતનો બ્રાહ્મણ જે સાધુનો વેશ લેઈ મુંબઈમાં ફરતો હતો તેની સાથે મારે ને એક મારા સુરતના પડોસી સ્નેહીને પ્રથમ તો સહજ જુદી જુદી રીતે પણ પછી એકઠો સમાગમ થયો. મારે પ્રથમ આ રીતે.

એ સમે પુનર્વિવાહ વિષે મારાં પુસ્તકો ઉપરથી ગુજરાતી ભાઇયોમાં ઘણી ચરચા ચાલી રહી હતી તેથી તે બંગાલી જુવાન મારું નામ જાણતો હતો—એક વખત અત્ર વચલા ભોઇવાડાની સામે તપખીરવાળાની દુકાન આગળ હું બે મિત્રોસાથે પુનર્વિવાહસંબંધી વાતો કરતો હતો એટલે એકાએક તે સાધુવેષ જુવાન મને અંગ્રેજીમાં કેહેવા લાગ્યો કે Are you the author of vaidhayiachitra? Are you Narmadashankar?' વૈધવ્યચિત્રના કર્ત્તા તમે છો અને તમે નર્મદાશંકર? હું તો સાધુવેષ જુવાનને અંગ્રેજી બોલતાં જોઈને ઘણો

વિસ્મય પામ્યો ને પછી તેની સાથે દુર જઇને થોડીક વાત કરી–પછી હું ને ઉપર કહેલો મારો પડોસી સ્નેહી જેણે સ્ત્રીયોને ઉપયોગી પડે તેવા કેટલાક વૈદક સંબંધી ગ્રંથો રચ્યા છે તે અને પેલો બંગાલી જુવાન રોજ સાથે મળતા. એ બંગાલી જુવાન ૨૫–૨૭ વરસનો હશે પણ તેને ચોખ્ખું બંગાલી, વાત કરે ને વાંચી સમજે તેટલું સંસ્કૃત તથા અંગ્રેજી આવડતું. રાગ સારીપઠે સમજતો, શાસ્ત્રીય રીતે ગાતો અને મૃદંગ પણ સારી રીતે વગાડતો. અર્થાત્ ઘણો બુદ્ધિમાન હતો–એણે પોતાનો ઉતારો નાનાશંકરશેઠની વાડીની ધરમશાળામાં બીજા સાધુઓ સાથે કર્યો હતો. પુરો સુધારાવાળો હોવાથી બીજા સાધુઓ સાથે બનતું નહીં તોપણ દેવની આરતી કરતી વખત સારું ગાતો ને વગાડતો તેથી સહુ એનાપર ખુશ હતા. એ વાણીઆ મુલતાની વગેરેને ત્હાંહાં જમતો હતો ને આખા મુંબઇમાં રખડ રખડ કરીને શેહેરની ચરચા જોતો. એની સાથે વાતચીત કરતાં મને માલમ પડ્યું કે એ કોઈ ઘરકંકાસથી અકળાઇને ઘરબાર છોડીં મુસાફરી કર્યાં કરે છે. એને મે પુછ્યું કે તમારે શાસારુ કલકત્તા છોડવું પડ્યું તારે પેહેલી વખત તો કહ્યું કે મને એવી ઇચ્છા થઈ કે ઉપાસના તપશ્ચર્યાં વગેરેથી ફળ થાય છે કે નહીં એનો શોધ કરવો ને પછી મેં ઘણાક પુરુષચરણો કીધાં પણ કંઈ સાર દીઠો નહીં–પણ ઘણો પ્રસંગ પડ્યા પછી મેં કહ્યું કે હવે તમે ગુજરાતમાં મારી સાથે ફરવા આવો તારે એકાએક આંખમાં ઝળઝળીયાં આણી બોલ્યો કે હવે તો મારે કલકત્તે જઈ કુટુંબને મળવાનો વિચાર છે માટે હવે હું ઉજ્જન-તરફ થઇને કલકત્તે જઇશ. એ ઉપરથી મેં ધાર્યું કે એ ઘરનો દુઃખી છે અને દુઃખના જોશમાં બાહાર પડી ગયલો છે. એ જુવાન વિશે આટલું લખવાની મતલબ એટલી જ કે બંગાલાના જુવાનો નાહાનપણમાં કેટલો અભ્યાસ કરે છે, મુસાફરી કરવાને કેહેવા બાહાર પડે છે અને કેવા નિર્ભયપણે પોતાના વિચાર લોકોને જણાવે છે. મેં પુછ્યું કે સાધુનો વેષ કેમ ધારણ કર્યો? તારે કેહે કે 'ખરે બ્રાહ્મણને રૂપે રહીને મુસાફરી કરતાં ખાવાપીવાસંબંધી ઘણી જાતની હરકતો છે ને સાધુને તો સહુ પ્રસાદી આપે જ; વળી પાસે દ્રવ્ય નહીં'. એ બાવાને હું એક દાહાડો આપણા કવિ દયારામનું કાવ્ય સંભળાવવાને અત્ર આવેલા તેના શિષ્ય રણછોડને તાંહાં લઈ ગયો હતો. તાંહાં દયારામની હિંદુસ્તાની ને બીજ ભાષાની કવિતા સાંભળીને તે બોલ્યો કે 'એ કંઈ હિંદુસ્તાની ને બીજ ભાષા ન કેહેવાય ને રણછોડનું ગાણું સારું નથી.' ગુજરાતી વિષે તો એની સમજવાની શક્તિ નોહોતી. એ બાવાનો કોઈ સગો કલકત્તાની હિંદુકાલેજમાં અધિકાર ધરાવતો હતો.

હમે એ જુવાનની વિનંતી કીધી કે બ્રાહ્મધર્મ જે બંગાળી લીપીમાં છે તે તમે અમારી આગળ વાંચો એટલે હમે દેવનગરી લીપીમાં લખી લઇએ. તેણે હા કહી ને પછી હમે એક શાસ્ત્રી તેને સોંપ્યો જેણે બ્રાહ્મધર્મ પુસ્તક બંગાલી લીપીમાંથી દેવનગરી લીપીમાં ઊતારી લીધું ને પછી પેલા રામમોહનરાયનાં જન્મ-

ચરિત્રનો કર્ત્તા જે હમારો મિત્ર તેને ખરચે તે સંસ્કૃત પુસ્તક છપાવીને વિદ્વાનોને મફત આપ્યાં કે તેઓના જાણવામાં આવે. એ સંસ્કૃત પુસ્તક વિષે સર્વ શાસ્ત્રીઓનો સારો વિચાર છે ને કેહે છે કે જેણે કર્યું છે તેણે ઉપનિષદાદિક ગ્રંથોનો સારો શોધ કરીને રચ્યું છે. સુરતના નામાંકિત શાસ્ત્રી દિનમણિશંકરે કહ્યું કે 'એ ગ્રંથ સારો છે પણ જે જે ગ્રંથોમાંથી લીધું છે તેનાં નામ નથી લખ્યાં એટલી કસર છે અને એ કસર ગ્રંથ રચનારાએ પોતાની મતલબને માટે જાણી જોઇને રાખી છે.' એ પ્રમાણે સને ૧૮૬૧ ના વરસમાં સંસ્કૃતભાષાવાળો બ્રાહ્મધર્મ દેવનગરી લીપીમાં પ્રથમ આ ઇલાકાના વિદ્વાન મંડળોમાં પ્રવર્તાવવામાં આવ્યો.

પણ એ સંસ્કૃત પુસ્તક એટલે ઘણા લોકનાં વાંચવામાં ન આવ્યું, માટે એનું ભાષાંતર કરવાની જરૂર રહી અને તે કરાવવાનેસારુ આજ કાલ ગુજરાતમાં જેના સરખા એક બેજ બીજા હશે એવા વેદશાસ્ત્રસંપન્ન યજ્ઞેશ્વર શાસ્ત્રીને મેં વિનતિ કીધી ને કહ્યું કે તમારાથી ગુજરાતી ભાષાંતર યથાર્થ થશે માટે તમેજ કરો ને શ્રમનો બદલો હમે સારી રીતે વાળીશું. તેઓએ હા કહી અને થોડુંક કર્યું પણ હશે. પણ પછી તેઓને વખત ન મળવાથી તેઓએ મને ના કહી ને હું નિરાસ થયો. પછી એક બીજા શાસ્ત્રી પાસે મરેઠીમાં કરાવ્યું પણ તેણે યથાપ્રત ન કરતાં પોતાની તરફનું ઘણુંક વધાર્યું તે ઉપરથી તે રદ જેવું થયું. એ ભાષાંતર એક મારા દક્ષણી મિત્રને ઘેર પડેલું છે. પછી વિચાર કીધો કે પુને જઇને કોઈ શાસ્ત્રી, પાસે મરેઠીમાં કરાવું અને પછી તે ઉપરથી હું ગુજરાતી કરી લોકોને આપું, પણ કામ ધંધો છોડી પુને જવું મારાથી ન બન્યું. એટલામાં, ઈશ્વરની કૃપાથી આ વરસના માર્ચ મહિનામાં બ્રહ્મસમાજ સભાના સેક્રેટરી બાબુ કેશબચંદરનું એક પોતાના મિત્ર સાથે ઉપદેશને જ માટે અત્ર આવવું થયું. તેઓ બ્રાહ્મધર્મ પ્રસાર કરવાને કેટલો પરિશ્રમ કરે છે તે વિશે મુંબઇના ન્યુસપેપરોમાં સારી પેઠે લખાયલું છે. હું બાબુ કેશબચંદરને મળ્યો. ને તાંહાંની સુધારાવાળાની સ્થિતિ સંબંધી પુછપાછ કરીને આખરે મેં કહ્યું કે તમારા જેવી અત્ર પણ એક મંડળી છે અને હમે તમારો બ્રાહ્મધર્મ છપાવ્યો છે પણ તે ઉપરથી પ્રાકૃત કરનાર કોઈ મળતું નથી માટે તમારી પાસ જો હિંદુસ્તાની ભાષા ને દેવનગરી લીપી એમાં જો બ્રાહ્મધર્મ હોય તો તે આપો કે તે ઉપરથી હું ગુજરાતી કરીને લોકોમાં ફેલાવું. તેઓએ હા કહી અને મને એક પ્રત આપી. એ પ્રત આવી એટલે મેં તરત તરજુમો કરવા માંડ્યો ને થોડોક કીધો એટલામાં બીજું જરૂરનું કામ આવી પડ્યું. પછી મેં હિંદુસ્તાની ભાષા જાણનાર કવિ હિરાચંદ કાનજી પાસે તેનો તરજુમો કરાવ્યો.—જેની હાલ ૫૦૦ નકલો છપાવી પ્રસિદ્ધ કરી છે.

હવે બંગાલાની બ્રહ્મસમાજ સભાના ઇતિહાસનું પુસ્તક અને પ્રાર્થના પુસ્તક એ બે છપાવવાનો તત્વશોધક સભાનો વિચાર છે તે અનુકુળ પડેથી વેહેલું મોડું છપાવવામાં આવશે.

## ૬. સુરતની ભાષા.

ગુજરાતી ભાષા કિયા જીલ્લાની સરસ એ ઉપર તકરાર છે. એ વિષે અમદાવાદવાળા તો કોઈ બોલતા નથી, પણ મૂળ વઢવાણ ગામડાંના પણ હાલ અમદાવાદના થઈ પડેલા કવિ દલપતરામ કેહે છે કે અમદાવાદની ભાષા સુરતના કર્તાં વધારે સરસ ને તેનાં કારણો નિચે પ્રમાણે આપે છે.

૧ લું. "ગુજરાતનું મુખ્ય શેહેર અમદાવાદ છે માટે ત્હાંની ભાષા તે શુદ્ધ ગુજરાતી."

૨ જું. "સામળ, વલ્લભ, વગેરે મોટા ને સારા કવિઓ અમદાવાદ પ્રગણામાં થઈ ગયા છે ને તેઓની ભાષા હાલના અમદાવાદીયો બોલે તેવી છે."

૩ જું. "સુરત ગુજરાતમાં નથી."

૪ થું. "સુરત ગુજરાતમાં છે એવું હું જાણતો ન હોતો કેમકે તે ઠેકાણાંના કોઈ કવિયે ગુજરાતી ભાષામાં બનાવેલું પુસ્તક માહારા સાંભળ્યામાં આવ્યું નથી. અને જ્યારે હું સુરત ગયો ત્યારે મને એવું જણાતું હતું કે હું પરદેશમાં આવ્યો છું." (સપટેમ્બર સને ૧૮૫૮ બુ૦ પ્ર૦).

૫ મું. "ગુજરાતી ભાષા જેવી સુધરેલી ભાષા હિંદુસ્થાનના બીજા કોઈ ભાગની ભાષા હમારા જાણવામાં નથી અને મધ્ય ગુજરાતમાં જે ભાષા ચાલે છે તે શુદ્ધ છે."

૬ ઠું. "ઇંગ્લન્ડની ભાષા તે ઈંલન્ડમાંજ શુદ્ધ હોય; હિંદુસ્તાનના લોકોમાં તેવી શુદ્ધ ન હોય તેમ ગુજરાતી ભાષા ગુજરાતમાંજ શુદ્ધ હોય—મુંબઈ વગેરે પરદેશમાં તથા સ્વદેશના સીમાડાનાં ગામોમાં શુદ્ધ ન હોય—સુરત ગુજરાતના સીમાડા ઉપર છે માટે ત્યાંની ભાષા શુદ્ધ નથી." (અકટોબર ૧૮૫૮ બુ૦ પ્ર૦).

૭ મું. "કવિયો સારા સારા થયા તે કાઠિયાવાડ તથા મધ્ય ગુજરાત પ્રાંતના રેહેનારા હતા, પણ તેઓની ભાષા ઉપરથી નિશ્ચય થઈ શકતો નથી કે તે ફલાણા ગાંમના ને ફલાણી ન્યાતના હતા કેમકે તેઓની ભાષામાં ફેરફાર જણાતો નથી." (અકટોબર ૧૮૫૮ બુ૦ પ્ર૦ ભાઈ મહિપતરામનાં ભાષણને અંતે).

૮ મું. "ગુજરાતી ઉપરથી સંસ્કૃત થઈ છે."(જાનેવારી સને ૧૮૫૯ બુ૦ પ્ર૦).

૯ મું. "ગુજરાતી ભાષા ૫૦૦ વરસ થયાં સુધરેલી છે. માટે તેને સુધારવાનું જે નામ લે છે તેની ગુજરાતી ભાષાના પંડિતો મશ્કરી કરે છે." (ફેબ્રુઆરી સને ૧૮૫૯ બુ૦ પ્ર૦).

એ ઉપલી નવ કલમો વિષે મારો વિચાર આ છે—

૧. અમદાવાદ, મુખ્ય શેહેર હમણાં છે પણ અસલ હતું નહીં. અસલ મુખ્ય શેહેર તો વડનગર ને પાટણ. એ અસલ શેહેરોના ઘણાક લોક જ્યાંહાં જઈ વસ્યા હોય ને જ્યાંહાં પોતાની બોલી ઘણુંકરીને રાખી રહ્યા હોય ત્યાંહાંની

ભાષા શુદ્ધ ગુજરાતી. અમદાવાદ નવું વસેલું છે ને તે વળી ઘણુંકતો મારવાડના લોકથી. એની ભાષા તે ક્યમ શુદ્ધ ગુજરાતી કેહેવાય?

૨. પ્રેમાનંદ, દયારામ વગેરે મોટા ને સારા કવિયો અમદાવાદ જિલ્લામાં થયા નથી ને પ્રેમાનંદ તો સામળના કરતાં વધારે ઉંચા દરજ્જાનો કવિ છે તેમ દયારામ વલ્લભથી ચઢતો છે. એક જિલ્લાનાં બે ત્રણ ગામમાં બે ત્રણ સારા કવિયો થયા તો તે ઉપરથી તે આખા જિલ્લાના લોકની ભાષા શુદ્ધ થઈ એમ કેહેવાય નહીં. ને કવિ દલપતરામનો વાદ સ્વીકારિયે તો પ્રેમાનંદ જે જિલ્લાનો હોય તે જિલ્લાની ભાષા તે ખરી ગુજરાતી કેહેવી પડે. વળી સામળની ભાષા હાલ જેમ અમદાવાદીયો બોલે છે તેવી નથી જ ને પ્રેમાનંદની ભાષા હાલ જેમ વડોદરિયાઓ બોલે છે તેવી ઘણી નથી જ—પ્રેમાનંદ ને સામળ એ બેની ભાષા ઘણી ખરી તો સુરતના લોક બોલે છે તેવી જણાય છે.

૩. એ તકરાર નજીવી છે—સરકારે જિલ્લાઓ બાંધી ઠરાવ કર્યા છે તે ઉપરથી સમજીલેવું કે સુરતને ગુજરાતમાં ગણવું કે નહીં.

૪. સુરતમાં શિવાનંદ ને ત્રિવિક્રમાનંદ નામના આખા શેહેરમાં પ્રસિદ્ધ એવા બે કવિયો થઈ ગયા છે એમ છતાં સુરતમાં કવિ નથી થયા એમ કેહેવું એ કેવળ અજ્ઞાન છે. ( કવિ દલપતરામ સરખા ગૃહસ્થે મોટી પૃચ્છક બુદ્ધી ધરાવ્યાનું ડોળ ઘાલ્યા છતાં, આટલાં આટલાં વરસ સુરતમાં રહ્યા છતાં, ઉપલા બે કવિયોનાં નામ પણ ન જાણવાં એ કેવું આશ્ચર્યકારક છે? વાત ખરી છે કે—સુરતની આસપાસના ગામડાંના લોકસુરતમાં આવે છે તેઓ પણ વેળાએ સુરત શેહેરની ભાષા સમજતા નથી એવી સુરત શેહેરની સુધરેલી ભાષા છે, તો કાઠિયાવાડ પ્રાંતનાં દુર ગામડાંના લોકથી સુરતની વિદ્વજ્જનથી સંસ્કાર પામેલી એવી મર્મવાળી ભાષા ન સમજાય તેમાં કંઇ નવાઈ નહીં; કેમકે બાહારનો ઘણો ભણ્યો પણ સુરતના થોડા ભણ્યા આગળ મુકાબલો મેળવી શકતો નથી.

૫. એ તકરાર નજીવી છે—હિંદુસ્તાની, મરેઠી ને બંગાલી ભાષા, ગુજરાતી ભાષા કર્તાં વધારે સારી છે એમ સર્વ વિદ્વાનને મતે સિદ્ધ થઈ ચુકયું છે. એટલું છતાં ગુજરાતી ભાષા જેવી કોઇ બીજી ભાષા ( હિંદુસ્તાનના કોઈ પણ ભાગમાં) નથી એમ કેહેવું તદન ખોટું છે. લોકને આડું આડું સમજાવી ગુજરાતી ભાષાને ચડાવવામાં કવિ દલપતરામનો શો હેતુ છે તે કંઇ મારાથી સમજાતું નથી. કવિ દલપતરામ ગુજરાતી ભાષાનું અભિમાન ધરાવે છે પણ ગુજરાતી ભાષાના માર્મિક શબ્દ (idioms) જાણતા હોય એમ મને લાગતું નથી. એ ભાઇનાં લખાણમાં idioms થોડાંકજ મળવાનાં. કેહેવતો ઘણી છે ખરી.

૬. ઈંગ્લંડ દેશની સાથે હિંદુસ્તાનના લોકનો મુકાબલો બતાવવો એ વાદમાં દોષ કેહેવાય—એમ કહ્યું હત કે ઈંગ્લંડની ભાષા ઈંગ્લીશ લોકમાંજ શુદ્ધ હોય

હિંદુસ્તાનના ઇંગ્લીશ લોકમાં તેવી શુદ્ધ ન હોય તો વાદ ઠીક છે એમ કેહેવાત. ભાષાની શુદ્ધતા દેશ ઉપર આધાર નથી રાખતી, લોક ઉપર રાખે છે. ઇંગ્લીશ ભાષા, સાકસન, ડેનિશ, લાટીન, ગ્રીક વગેરે ભાષાઓના ભેળથી થયલી છે; ઇંગ્લંડમાં બધા પ્રાંતની ભાષા શુદ્ધ નથી; ઇંગ્લંડના લંડન શેહેરમાં પણ અમીરઉમરાવ ને ભણેલા લોકની ભાષા શુદ્ધ ઇંગ્લીશ છે, બીજાઓની નથી. વળી આયર્લંડ, સ્કાટલંડ, હિંદુસ્તાન વગેરે જ્યાંહા જ્યાંહા ભણેલા ઇંગ્લીશ લોક છે, અને કલકત્તાના કેટલાએક બાબુઓ જેઓ પણ સારા ભણેલા છે તેઓની ઇંગ્લીશ ભાષા ને લંડનના વિદ્વાનોની ભાષા એક સરખીજ સારી જોવામાં આવે છે. ગુજરાતી ભાષા શુદ્ધ ગુજરાતની નથી પણ ગુજરાતી વિદ્વાનોની છે. પછી તે લોક ગુજરાતનાં ગામડાંમાં હોય, મુંબઈમાં હોય, રે ઇંગ્લંડમાં હોય. હાલ જે લોકો અમદાવાદ ને મધ્ય ગુજરાતમાં રેહે છે તેઓ મુળ ગુજરાતી લોક નથી; અસલ ગુજરાતીઓ તો વડનગર, પાટણ ભાગ્યા પછી વેરાતા જઈ વસ્યા છે—ઘણાક સુરતમાં પણ છે ને એઓ અસલની કાયમ રાખી રહ્યા છે—અમદાવાદમાં વસેલા અસલ ગુજરાતીયો તો થોડા છે ને જેઓ છે તેઓએ જનના સહવાસથી પોતાની અસલ ગુજરાતી બગાડી છે. મૂળ નડિયાદનો પણ હાલ સુરત જિલ્લામાં રેહેતો નઙુલાલ નામનો કવિ જે હાલ ઘરડો છે ને જેણે ગુજરાતી ઘણું વાંચ્યું છે ને લખ્યું છે તે કેહે છે કે અમદાવાદમાં કણબી, રજપુત, શ્રાવક વગેરે લોકો ઘણા છે તેથી અમદાવાદની ગુજરાતી ભાષા અશુદ્ધ છે. સુરત સીમાડો છે કે મુખ્યસ્થાનક્ષેત્ર છે તે તો લોકોએજ સમજી લેવું. જગા ઉપર આધાર નથી પણ ભણેલા લોકના ઉપર ભાષાની શુદ્ધતાનો આધાર છે, શેહેરના કર્તાં ગામડાંની ભાષા સારી, ને ભણેલાના કર્તાં મુરખની ભાષા સારી એમ હોય તો અને અમદાવાદ, સુરતના કર્તાં વિદ્યામાં-આચાર વિચારમાં-બુદ્ધિમાં વધારે સારું એમ હોય તો વળી અમદાવાદની ભાષા વખતે સુરતના કર્તાં વધારે સારી એવો શક પણ આણી શકાય—પણ એમ નથી જ.

૭. અમદાવાદી સામળ, વલ્લભની અને કાઠિયાવાડી કાળીદાસની ભાષા મળતી નથી. સામળની થોડી ઘણી પ્રેમાનંદ સાથે મળે છે. નરસંહીમેહેતાની સાથે સામળ વલ્લભની ભાષા કાંહાં મળેછ? સારા કવિની ભાષા—વિદ્વાનની ભાષા ઘણુંકરીને સરખીજ હોય અને તેજ ગુજરાતી ખરી. સહુથી સરસ કવિ જે વડોદરાનો પ્રેમાનંદ તેની ભાષા તો અમદાવાદના લોકને મળતી નથી. વળી પ્રેમાનંદ વડોદરામાં નાગરવાડામાં રેહેતો—નાગરના સહવાસમાં હતો માટે એની ભાષા તો શુદ્ધ ખરી.

૮. આ તો કેવળ ઉલટી—જુઠ્ઠી—ઉદ્ધત વાત છે. ઇંગ્લંડ, ફ્રાન્સ ને જર્મનીના મોહોટા વિદ્વાનોએ નક્કી કર્યું છે કે આખી પૃથ્વીના લોકની ભાષાઓ મુળ સાત ભાષામાંથી નિકળી છે. ને તે સાતમાંની એક 'એરિયન' નામની છે. સંસ્કૃત એરિયન કેહેવાય છે ને હિંદુસ્તાનની સર્વ પ્રાકૃત ભાષાઓ સંસ્કૃતમાંથી

નિકળી છે. ભણેલામાં ખપનારો કવિ આવી ઘેલાઈ કાહાડે છે તે જોઇને કોને હસવું ન આવે? (કરસનદાસ મૂળજીએ એ વિષે પોતાના પત્રમાં ઘટતા ઠોક માર્યા હતા ને તે ઉપરથી દલપતરામે માફી પણ માગી હતી.)

૮. ગુજરાતી ભાષા ૫૦૦ વરસ થયાં સુધરેલી નથી. ભાષાના નિયમ રહિત એવી ગાંડી ઘેલી કવિતાઓ લખાઈ તે ઉપરથી ભાષા સુધરેલી હતી એમ કેહેવાય નહીં. વ્યાકરણ, કોશ, રસાલંકારશાસ્ત્રના નિયમ રાખનારાં પદ્યો, અને વ્યાકરણ નિયમથી લખાયલાં મર્મ ભરેલાં અને અસર કરે તેવાં ગદ્યો જાંહાંસુધી જોવામાં ન આવે તાંહાંસુધી ભાષા સુધરેલી કેહેવાય નહીં. વિલાતમાં ૪૦૦ વરસ ઉપર ચાસરે ઘણી સારી કવિતા કરી છે, પણ તે ભાષા હમણાના કર્તાં સુધરેલી હતી એમ કોઈ હાલ કેહેતું નથી. હું એમ કહુંછ કે ગુજરાતી ભાષા સુધરતી આવી છે ને હાલના ઉદ્યોગથી સુધરશે. દલપતરામ કવિ કેહે છે કે ગુજરાતી ભાષા સુધરવી જોઇયે એમ જે કેહે છે તેની ગુજરાતી ભાષાના પંડિતો મસ્કરી કરે છે. પણ હવે ઉપરના ખુલાસાથી તો હું કેહેતાં શરમાઉંછ કે કોઈ પણ ભાષાના મૂરખાઓ પણ ઉપર પ્રમાણેનો વિચાર જોઇને કવિ દલપતરામને જ હસી કાહાડશે. નાગરની ભાષા સહુથી જુની ને સરસ ગુજરાતી છે. તેનાં કારણો નર્મવ્યાકરણમાં કહ્યાં છે. પણ નાગરના પણ ચાર સમવાય છે;—જુનાગઢ આદિ બાર ગામ સોરઠ; અમદાવાદ આદિ બારગામ ગુજરાત; ઈડર, વાંસવડા આદિ છ પોળ અને સુરત, બરાનપોર ને કાશી એ ત્રણ. એ ચારમાંથી સહુથી સરસ ભાષા કોની? એમ પ્રશ્ન થતે ઉત્તર આજ નિકળવાનો કે સુરતની. જુનાગઢવાળા જંગલી દેશમાં જઈ રહ્યા તાંહાં તેઓએ તાંહાંના વતનીઓની ભાષાના કેટલાક શબ્દ પોતાનામાં નવા દાખલ કરેલા ને આજકાલ એણીતરફના લોક (રાજદ્વારી ગૃહસ્થો શિવાય) તને ને મને ઘણું જાઝા રાખે છે. તેમ, અમદાવાદમાં શ્રાવક ને મુસલમાનના સહવાસથી ભાષા બગડેલી. વારુ, કેહેશો કે સુરતના લોકને દક્ષણીઓનો સહવાસ તેથી તેમાં દક્ષણી શબ્દ આવેલા—પણ અનુભવથી કેહેવામાં આવે છે કે સુરતના નાગરની ભાષામાં દક્ષણી શબ્દ નથીજ—સુરતના લોકને મુસલમાનનો સંસર્ગ નહીં—કેમકે તેઓને સુરતમાં આવ્યાને હજી સો વરસ થયાં નથી. તેઓ અશ્વનીકુમાર કુલપાડા ગામ જે પેશવાને હસ્તકનું હતું ત્યાંહાં, ચાંપાનેર ભાંગ્યા પછી આવીને રહ્યા હતા, તે ખરેખરા જેવી રીતે વડનગરમાં રેહેતા તેવીજ રીતે ત્યાંહાંથી નિકળ્યા પછી પણ રેહેતા—વાત ખરી છે કે, આચારવિચારમાં, સ્વચ્છતામાં, વેદશાસ્ત્રના અભ્યાસમાં, ભણવે લખવે સુરત બિજાં કર્તાં વધારે ચઢિયાતું છે એમાં તો કોઇથી ના નહીંજ કેહેવાય. સંસ્કૃતના મૂળાક્ષરોના ઉચ્ચાર સુરતના લોકજ મૂળ પ્રમાણે કરે છે—જુનાગઢના ને ગુજરાતના કરી શકતા નથી.

ભાષા સંસ્કારવાળી ને સરસ કઈ? તો કે, જેમાં બાહારના વ્યવહારસંબંધી અને મનના વ્યવહારસંબંધી શબ્દ ઘણા છે, જે શબ્દ કાનને મધુરા લાગે છે,

જે શબ્દથી તેમાં રહેલા અર્થો સમજાય છે અને જબરી અસર કરે છે; ને વળી જે ભાષા બોલાય છે તે પ્રમાણે લખાય છે—જે નિયમસર શુદ્ધ અને અસર કરતી લખાય છે તે. સંસ્કૃત ભાષાને વિષે તો કોઈને વાંધો નથી જ. સંસ્કૃત ભાષા ઉપરજ સઘળી પ્રાકૃત ભાષાઓ આધાર રાખે છે. જાંહાંની ગુજરાતી ભાષા સંસ્કૃત તરફ વધારે વલણ કરતી હોય તાંહાંની ભાષા, જાંહાંની ભાષા સંસ્કૃતથી ઘણી આઘી રેહેતી હોય તેના કર્તાં વધારે સારી. આ ઉપરથી વિચારવું કે અમદાવાદની ગુજરાતી વધારે સારી કે જુનાગઢની ગુજરાતી વધારે સારી કે સુરતની ગુજરાતી વધારે સારી.

---

## ૭. પ્રાર્થના.*

આ સુંદર સૃષ્ટી જોઈને એના કરનાર વિશે કોણ નહિ વિચાર કરે? તારી ધારણા જાણવાને હું ઘણું ઘણું મથુંછ, પણ ઓ પ્રભુ, વારે વારે થાકી હારી જાઉંછ અને બાવરો બનીને બાવલાંની પેઠે થઈ રહું છું. તેં જે નાના પ્રકારની સમૃદ્ધીઓ ઉપજાવી છે, તેમાં સ્ત્રીફુલ પણ અલૌકિક કર્યું છે. તે ફુલ પોતાના અંદરના અને બાહારના ગુણે એવું તો બેહેક બેહેક કરતું ખીલી રહ્યું છે કે તેની તરફ માણસની ઇંદ્રિયો ગયા વગર રેહેતી જ નથી. બહુ બહુ વિદ્વાનોએ તે ફુલની તપાસ કીધી છે અને તે ઉપરથી તારાં અપાર ડાહાપણ અને તારી અગાધ શક્તિ જાણવામાં આવ્યાં છે. ખરેખર સ્ત્રીફુલની બલીહારી છે. પણ ગુજરાત દેશમાં હાલના સમોમાં અજ્ઞાનરૂપી દવની હુંની આંચ લાગી છે તેથી તે ફુલ નિસ્તેજ થઈ ગયું છે. પણ પાછું તે જ્ઞાનની મધુરી થંડી લેહેરથી ખીલી નિકળે તેવા ઉપાયો બતાવવાને હું જે આજ નિબંધદ્વારે કામ આરંભું છું તે નાવદ્દને અને જોઇએ તેવીરીતે પાર પડે તેને સારુ ઓ હરી, તું અંતર પ્રેરણા કર.

---

## ૮. પરચુરણ ફેકરા.

એકજણ સંધ્યા કરવાને દેવની સામાં પાટલા ઉપર બેઠો હતો. તેને તેના સ્નેહીએ કહ્યું કે, ચલ ઉઠ, મને બેસવા દે—સંધ્યા કરવી છે. પેહેલો બોલ્યો, પાટલાવના સંધ્યા નહી થતી હોય? તારે બીજો બોલ્યો, ભાઈ સાચી સંધ્યા કરવી હોય તેને પાટલો ન જોઇયે, પણ નામની કરી દેખાડવી હોય તેને તો સઘળો ઠાઠ જોઇયે ખરો.

---

* હિંદુસ્ત્રીયો વિશે મેં એક મોટો ગ્રંથ કરવા માંડયો હતો ને જેનાં મેં ૫૦ સેક પાનાં લખ્યાં પણ હતાં, પણ તે ડાબે હાથે કહીં મુકાયલાં તે પાછાં ઘણે દાહાડે છેકજ ફાટી તુટી હાલતમાં દેખાયાથી નકામાં થઇ પડયાં છે, તે ગ્રંથને આરંભે ઉપલી પ્રાર્થના કરી હતી.

એક દીકરાએ બાપની માના સમચરીને દાહાડે જમતી વેળા પુછ્યું કે, બાપા! શું તમારી મા આજ ખરેખર જંબા આવશે? બાપ બોલ્યો, બેટા! એ બાને વારુ આપણે તો સારું સારું ખાવાનું મળે છે, પછી ગમે તે હોની.

---

તા૰ ૪ થી સપટેંબર ૧૮૫૯ એ શેઠ મંગળદાસ નથુભાઇની છોકરીઓની નિશાળમાં રા૰ વિનાયકરાવનું ભાષણ થઈ રહ્યું અને સભા બરખાસ્ત થઈ તે પ્રસંગે ભાઉદાજીની અને મારા પિતાની ભેટ થઇ, તે પ્રસંગે ભાઉદાજી બોલ્યા કે, "આજ કાલ તમારા છોકરા કવન ઉપર ઠીક ચઢ્યા છે." ત્યારે તે એમ સમજ્યા કે પવન પર ચઢ્યા છે ને એમ સમજી તે મતલબનું બોલવા જતા હતા એટલામાં મેં તરત મારા પિતાને કહ્યું કે, ભાઈ, તમે ગભરાશો નહીં; પવનપર ચઢયો હોઇશ તો પણ ડાકતર પાસે છે એટલે તમારે મારી ફીકર કરવા જેવું નથી.



# કાવ્યચરિત્ર.*

## નરસંહીમેહેતો.†

જેમ સંસ્કૃતમાં વાલ્મિક, અંગ્રેજીમાં ચાસર તેમ ગુજરાતીમાં નરસંહી મેહેતો આદિકવિ કેહેવાય છે. એની ચોખ્ખી ભાષા ઉપરથી માલમ પડે છે કે એણે

---

* મેં કવિતા શરુ કરચા પછી જુના કવિયોમાંથી કેટલીક કવિતાઓ ચુંટી કાહાડી તેનો એક ગ્રંથ બનાવવાનું અને તેને આરંભે કવિયોનું જન્મચરિત્ર મુકવાનું ધાર્યું હતું પણ એ કામ ગુજરાતમાં રહ્યા વના પાર પડે તેવું નહીં, માટે મેં ઢીલ રાખી હતી. તો પણ, જેટલી બનતી તેટલી તજવીજે ગ્રંથો એકઠા કરતો. સને ૧૮૬૧ માં 'કવિ અને કવિતા' કાહાડી મેં એમ દેખાડ્યું હતું કે મારે જુના કવિયો સંબંધી લખવાનો વિચાર છે; પણ આસરો ન મળેથી ચોથો અંક બાહાર ન પડયો. મિ૰ હાવર્ડની ઇચ્છા ઉપરથી એક વખત હું ભાઈ મહિપતરામ સાથે તેઓને મળવા ગયો હતો, તેઓએ મને જુની કવિતાનો સંગ્રહ કરવાનું કહ્યું હતું—હું તે વિચારમાં જ હતો, પણ પછી મારા સાંભળ્યામાં આવ્યું કે મિ૰ હોપની ભલામણ ઉપરથી મિ૰ હાવર્ડે દલપતરામને કામ સોંપ્યું, ત્યારે મેં વાબડતોબનો ઉદ્યોગ બંધ પાડ્યા. હાલ માહારી પાસે કેટલોક સંગ્રહ છે, જેનું મેં 'કાવ્યોત્તમાંશ' નામ રાખ્યું છે—નાણાંની જોગવાઈ થયેથી તે બાહાર કાહાડવામાં આવશે. વળી સઘળા કવિયોનાં સંપૂર્ણ કાવ્ય છપાવવાને મેં અને ભાઇ ઝવેરીલાલે રૂ. ૨૫૦૦૦ ની રકમ ભરાવવાને પ્રાસપેકટસ છપાવ્યો હતો; પણ શેરબજારની પડતીને લીધે તે લીસ્ટ પણ હાલ ખુણામાં પડી રહ્યું છે. પણ જન્મચરિત્ર સંબંધી જે મેં કેટલુંક એકઠું કર્યું છે તે કાગળિયાં ખોવાઈ ન જાય માટે અહીં તે છાપી રાખુંછું—સઘળા ગ્રંથો છપાઈ પ્રગટ થયાવિના કવિ અને કવિતા વિષે વિચાર આપવામાં ચુક થાય માટે હાલ જન્મચરિત્ર જેવાં જોઇયે તેવાં લખાવાનાં નહીં, તોપણ જે કંઈ સાંભળ્યુંછ, જે કંઈ વાંચ્યુંછ, ને એ ઉપરથી જે કંઈ સુઝ્યુંછ તેટલું જ માત્ર નોટના આકારમાં હું અહીં છાપી રાખું છઉં—આગળ થઈ રેહેશે.

† કવિ પ્રેમાનંદનાં પુસ્તક, લોકવાર્તા, નરસંહીની કવિતા અને મારા વિચાર એ ઉપરથી.

પોતાની અગાઊ થઈ ગયલાં ભજન કીર્તનો સારીપઠે વાંચ્યાં હશે. ને એથી અને પાછો પોતે પણ નાગર પડ્યો તેથી, અને પાછો જોસ્સાવાળો ઘણો તેથી, અને વળી એજ ઉદ્યોગમાં રહ્યો તેથી, એણે સારી કવિતા કરી. એનાં જેટલું ને એનાં જેવું કોઈ આગળનાએ કીધું નહીં તેથી એની આગળ થઈ ગયલામાંના કોઈનું નામ પ્રસિદ્ધિમાં આવ્યું જણાતું નથી. પણ એ વાતનો શોધ થયો જોઇયે–કે, નરસહી મેહેતાએ કોનાં કોનાં ભજનો વાંચ્યાં અને કોના કોના નમુના પ્રમાણે ઢાળો લખ્યા. નરસંહી મેહેતો પોતે સારો ગવૈયો નોતો. ત્યારે એણે રાગના જુદા જુદા ઢાળો શીરીતે કહાડ્યા. નવા ઢાળ ઉપજાવવાની ખટપટમાં રહ્યો હત તો આટલી ને આવી સારી કવિતા તે કરી શકયો નહત. એ કિયા વરસમાં જન્મ્યો ને કિયા વરસમાં મુઓ તે જાણ્યામાં નથી, પણ આટલું તો નક્કી કેહેવાય છે કે તે સંવત ૧૫૦૦ માં હૈયાત હતો.–એટલે ચાસરના મરણ પછી ૫૦ સેક વરસ ઉપર. પ્રેમાનંદ, હારમાળામાં ૧૫૧૨ નું વરસ આપે છે. નરસંહી મેહેતાની વખતમાં મંડલીક નામનો જુનાગઢનો રાજા હતો; ને એ રાજ ગુજરાતના બાદશાહ મહમંદ બેગડાએ સંવત ૧૫૨૦ સેકમાં પોતાના તાબામાં લીધું હતું. દંતકથા એવી છે કે એક વખત કબીરને અને નરસંહી મેહેતાને પરસ્પર મળવાની ઇચ્છા થયેથી તેઓ એકમેકને મળવાને નિકળ્યા હતા. રસ્તે એક વડ નીચે બંને આવી બેઠા. તાંહાં કબીરે નિર્વાણ ગાયું ને તેથી વડનાં પાનડાં ખરી પડ્યાં (મતલબ કે ઈશ્વર નિરાકાર ને જગત મિથ્યા છે). નરસંહી મેહેતાએ સગુણ ગાયો એટલે પેલો વડ પાછો નવપલ્લવ થઈ રહ્યો ને પછી બંને હરિભકતોએ એકમેકને ઓળખ્યા ને તેઓ એકમેકને ભેટ્યા. એ ઉપરથી જણાય છે કે નરસંહી મેહેતો ને કબીર એક જ વખતે હતા. ને કબીરનાં મરણનું સાલ કબીરપંથીઓ સંવત ૧૫૦૫ ના માઘ સુદ ૧૧ કેહે છે. અંગ્રેજ ગ્રંથકારો કબીરને દિલ્હીના સીકંદર લોદીના વખતમાં મુકે છે. અર્થાત્ વાત મળતી આવે છે કે કબીર ને નરસંહી મેહેતો ઘણું કરીને એક જ વખતે હતા અને નરસંહી મેહેતો સંવત ૧૫૦૦ માં હૈયાત હતો.

નરસંહી મેહેતો જુનાગઢનો વડનગરો ગૃહસ્થ બ્રાહ્મણ હતો. નાગર બ્રાહ્મણમાં બે તડાં છે તે ગૃહસ્થ–મેહેતાનાગર અને ભિક્ષુક–બ્રાહ્મણ કેહેવાય છે; ને એ બે યજમાન ગોરની પઠે રેહે છે. પરસ્પર જંબાખાવાનો વેહેવાર રાખે છે, પણ કન્યા આપતા લેતા નથી. દક્ષણીઓમાં દક્ષણા લેતા બંધ થાય એટલે ગૃહસ્થમાં ખપે છે, પણ નાગરી ન્યાતમાં તેમ નથી–અસલ તો એક જ, પણ હાલમાં ગૃહસ્થ ભિક્ષુક વંશપરંપરાના છે. ગૃહસ્થો રાજદરબારી ઉદ્યોગ કરે છે તે ઉપરથી તેઓ મેહેતા કેહેવાય છે. નરસંહી મેહેતો ગરીબ ઘરનો હતો એ તેની ભોજાઈ દળણાં દળતી તે ઉપરથી માલમ પડે છે. એના બાપનું નામ કોઈ વચ્છ મેહેતો ને કોઈ દામોદર મેહેતો કેહે છે. જુનાગઢમાં તે વખત દામોદરનું મંદિર હતું એવું હારમાળામાં લખે છે, એ ઉપરથી કોઇયે દામોદર મેહેતો એવું પણ ઠોકયું હોય. વંશપરંપરાના કથા વાંચનાર

બ્રાહ્મણો જેઓએ નરસંહી મેહેતાનું અને નરસંહી મેહેતાસંબંધી ઘણું વાંચેલું ને સાંભળેલું તેઓ નરસંહી મેહેતાના બાપનું નામ વચ્છ મેહેતો હતું એવું કેહે છે. એના મોટા ભાઈનું નામ બંશીધર મેહેતો, ભાઇની વહુનું નામ ઝવેર મેહેતી ને એની પોતાની વહુનું નામ માણેક મેહેતી, છોકરીનું નામ કુંવરબાઈ ને છોકરાનું નામ સામળદાસ. નરસંહી મેહેતાસંબંધી જેટલું જાણીયેછ તેને માટે કવિ પ્રેમાનંદનો મોટો ઉપકાર માનવો ઘટે છે—જે કોઈ પ્રેમાનંદનાં હુંડી, મોસાળું, શ્રાધ, હારમાળા વાંચશે તેને નરસંહી મેહેતાસંબંધી ઘણી ખરી જાણ થશે ખરી. 'નરસંહી મેહેતાના પુત્રનો વિવાહ' એ નામનું એક જુનું પુસ્તક અધુરું મારી પાસે છે, તેમાં નાગરસંબંધી ઘણી ઘણી વાતો છે, તેમાં પણ નરસંહી મેહેતાની કેટલીક વાતો હશેજ.—નરસંહી મેહેતો હતો જુનાગઢનો, માટે ત્યાંહાંના નાગરોએ સારીપઠે ખોળ કરવી જરૂરની છે. પ્રેમાનંદની ચોપડીયોની મતલબ અહીં લખી ચરિત્ર મોટું કરવું દુરસ્ત ધારતો નથી—મારી મતલબ એટલી છે કે એ વિષે અહીં હું કંઈ લખું કે જે ઉપરથી લોકને, નરસંહી મેહેતાસંબંધી હકીકત, પ્રેમાનંદ, વલ્લભ (ગરબા બનાવનારો ભટ મેવાડો વલ્લભ નહીં) આદીકોના ગ્રંથોમાંથી જાણી લેવાની રુચી થાય અને તેઓ નરસંહી મેહેતાની કવિતા જરૂર વાંચે.

નરસંહી મેહેતાનાં માબાપ, એને પરણાવીને થોડેક વર્ષે ગુજરી ગયાં હતાં ને એ પોતાના મોટા ભાઈની સાથે રેહેતો હતો. એ કંઈ ઝાઝું ભણી લખી જાણતો નોહોતો તેથી તે કોઈ ઉદ્યોગે લાગ્યો નોહોતો. આહા 'પુત્રનાં લક્ષણ પારણાંમાંથી જણાય' એ કેહેવત અહીં તદન જુઠી પડી જાય છે. ઘણુંખરું એમજ જોવામાં આવે છે, તોપણ કેટલાક અસાધારણ માણસોને એ લાગુ પડતી નથી. ઘણીવાર બુદ્ધિ ઢકાઈ રેહે છે, પણ એકાદા પ્રસંગ ઉપરથી જોસ્સો થઈ આવે છે ને તેને મદદ કરનારી જોગવાઈ મળી કે તરત તે મનમાનતી રીતે પોતાનું ધાર્યું પાર પાડે છે. જેટલા સારા કવિયો થયાછ તેટલા દુઃખના માર્યા થયા છે—

એક વખત એવું બન્યું કે નરસંહી મોડો ઉઠેલો ને એટલે દાતણ કરતો હતો. એવામાં ભોજાઈ બાહારથી પાણી ભરીને આવી, તે તેનાપર ઘણી ગુસ્સે થઈ ગઈ ને બોલી કે તારો દાહાડો કેમ વળશે—આ દળવાનું અધુરું છે તે પુરું કર—આખી ઉમરસુધી રળીને તને કોણ ખવડાવશે. એ મેહેણું નરસંહીને વજ્ર જેવું લાગ્યું ને પછી તે શેહેરથી થોડે દુર ગોપનાથના દેહેરામાં જઈને પુજન કરી શિવશિવ કરતો બેઠો ને તેણે સાત દાહાડા લાંઘણ કરી. શિવ પ્રસન્ન થયા ને પછી તપસીની ઇચ્છા ઉપરથી શિવે કૃષ્ણનાં દર્શન કરાવ્યાં; ને એમ તે કૃષ્ણમહિમા ગાતો થયો. સાત લાંઘણની વાત સંભવે છે, ને તેની બુદ્ધિ દેહેરામાં પડેલા અથવા દેહેરાની પાસની ઝુપડીમાં પડેલા કોઈ વેરાગી વૈષ્ણવ સાધુના ઉપદેશથી ઉઘડેલી ને તે કવિતા કરવાની લતમાં પડેલો એ પણ વાત સંભવે છે.

'તાલવાતા ને હરિગુણ ગાતા, આવ્યા જુનાગઢમાંહે.' ઘેરઆવી ભાભીનો ઉપકાર માન્યો. પણ પછી તે ભાઈથી જુદો બાપના એક જુના ઘરમાં રહ્યો;

જ્યાંહાં તેણે વાડામાં તુળસી ક્યારાઓ રોપ્યા ને ભજન ગાવાનો અખાડો બનાવ્યો. પોતે વૈષ્ણવ વેરાગી સાધુને વેશે રેહેતો—ગળે તુળસીની માળા, કપાળે ગોપીચંદનનું ઉભું ટીલું ને ભુજે છાપા. તે, શાલીગ્રામની ને કૃષ્ણની મૂર્તીની પૂજા કરતો ને ટોળુંકરી ભજનો ગાતો. સાધુ વેરાગી એને તાંહાં પડ્યા ને પાથર્યા રેહેતા ને તાલ પખવાજ કુટાર્યા કરતાં. નરસંહી, વલ્લભી વૈષ્ણવ નોહોતો, પણ વિષ્ણુ સ્વામીના મતનો હતો. તે, શિવાદિ બિજા દેવોને નિંદતો નહીં, પણ ગાતો કૃષ્ણને અને ઇશ્વર મહિમાને. નાગરી ન્યાતમાં પેહેલો વૈષ્ણવ તે એજ, એની પેહેલાં સઘળાજ શિવમાર્ગી. હાલ પણ નાગરમાત્ર સ્માર્ત જ છે—કોઈ વળી નહીં હોય; પણ થોડાંક વર્ષ થયાં ગુજરાતની કેટલીક નાગરીયો વલ્લભી વૈષ્ણવ ધર્મ પાળે છે.

ઘરને સાધુનો અખાડો બનાવી રહ્યો એટલામાં તેની વહુ મોટી થયલી તેને સગાંએ સમજાવી કે તું જઈને વળગ એટલે તે ગાંડો પાછો ઠેકાણે આવશે. કોઈએ કહ્યું કે તું એની પાસ જઈશ મા, પણ પેલી બોલી કે જાંહાં મારો ધણી તાંહાં હું ને એમ કહીને વર પાસે ગઈ. તે બોલ્યો કે આવ, અહીં તો આ છે—મારી સાથે રેહેવું હોય તો મારા જેવી થઈ રહે. ને પછી તે પણ તેની સાથે રહી. સેવકોની મદદથી પેલી નાહાનો સરખો ઘરસંસાર માંડી રહી ને મેહેતો પણ સમજુક તે તેમાં સામેલ થયો; પણ ચિત્ત સઘલું ભજન બનાવવામાં ને ગાવામાં. એ ડાહાપણ કંઈ થોડું નહીં. એમ કરતાં એક છોકરો ને એક છોકરી થયાં. એક પાસથી સંસારની રીતભાત કરાવવાને સગાંઓ બુમ પાડે, મેહેણાં મારે ને કેહે કે પરમેશ્વર મળ્યાછ, તારે હવે એને શું ખોટ છે. પણ સગાંના મેહેણાંથી ને ન્યાતના જુલમથી જ્ઞાની નરસંહી કંઇજ ગભરાતો નહીં—પોતે પોતાના ભજનબળ ઉપરજ આધાર રાખતો. એના સેવકોએ એને પ્રસંગે પ્રસંગે સાહ્યતા કરેલી ને સંસાર ખટલાનાં કામ પાર પાડી આપેલાં તેને કવિઓએ શ્રીકૃષ્ણે પાર પાડ્યાં એવી રીતે વર્ણવ્યાં હોય એવું સંભવે છે.

અકેકા કવિની સંપૂર્ણ કવિતા છપાય અને તેના અકેકા ગ્રંથ ઉપર યથાસ્થિત વિવેચન થાય, તારે તો તે તે કવિના ચરિત્ર વિષે અને તેની કવિતા વિષે સારી પઠે જાણ થાય, માટે ગ્રંથકારોએ અને શ્રીમંતોએ તે કામ ઉઠાવી લેવું જોઇયે.

નરસંહી મેહેતો ભક્તકવિ હતો. એ, વિદ્વાન નહીં ને કાવ્યશાસ્ત્ર ભણેલો નહીં, તેથી એક્કો મોહોટું પુસ્તક કરી શક્યો નથી. એની કવિતા ઇશ્વર સંબંધીજ છુટક છુટક પદોમાં છે. પ્રથમ એણે પૂર્વવયમાં કૃષ્ણની બાળલીલા ને રાસલીલાનાં પદો બનાવ્યાં ને પછી ઉત્તરવયમાં જ્ઞાનમાર્ગનાં—ઇશ્વરમહિમાનાં ને ઉપદેશનાં. એને સંસાર સંબંધી સારો અનુભવ હતો, તેથી એણે પોતાનાં પદમાં રસ સારો મુક્યો છે. એની કવિતામાં વત્સરસ, શૃંગારરસ અને શાંતરસ જોવામાં આવે છે. એની શૃંગારરસ કવિતા કર્તાં એનાં જ્ઞાનમાર્ગ સંબંધી જે પદો છે, તે ખરેખરાં વખાણવા જોગ છે-આહા શૃંગારપરથી કેવો તે વેદાંતપર ચઢી રહ્યો ! એ ઉપરથી તે વિદ્વાનમાં ગણુ-

નીય થાય છે. એની કવિતાની ભાષા પૂર્વવયની ને ઉત્તરવયની જુદી પડે છે. શૃંગારની છે તે પ્રેમાનંદ અથવા દયારામના જેવી નથી, પણ કંઈકિ બાયલી છે; પણ ઉત્તરવયની તો ખરી મરદાની છે. અલબત, શાંતરસની છે એટલે તે વીરરસના જેવી બાહાર કાંથી ખુલી નિકળે? પરભાતિયાં તે નરસંહી મેહેતાનાંજ. જેમ ચાસરનાં સાંજ સવારનાં વર્ણન વખણાય છે, તેમ કેટલાંક નરસંહીનાં પ્રભાતવર્ણનમાં સૃષ્ટિસૌંદર્યનું ઘણું સારું ચિત્ર આપેલું જણાય છે.

એનું ભક્ત દાખલ માન ઘણું છે. કોઈ પણ ગુજરાતી, કોઈ પણ રીતે દક્ષણી લોકમાં ઓળખાયલો એવો એક નરસંહી મેહેતો જ છે, જેનું નામ મરેઠી લોકની ભક્તમાળમાં જોવામાં આવે છે.

ખરેખર મને મોહોટો સંતોષ છે કે ગુજરાતીઓનો પેહેલો કવિ નીતિમાન, ભક્તિમાન, અને કવિતા પણ નિર્મળી ભાષામાં સારી કરનારો નરસંહી મેહેતો માહારી ન્યાતનો થઇ ગયો છે.

---

## મીરાંબાઈ.*

ગુજરાતીમાં પેહેલી સારી અને પ્રસિદ્ધિ પામેલી સ્ત્રી–કવિ એક મીરાંજ. કાવ્યદોહનમાં કોઈ પુરીબાઇનું નામ જોવામાં આવે છે—કેટલીએક સ્ત્રીઓએ છુટક છુટક કવિતા કરેલી હશે ને તેમાં નાગરની ન્યાતમાં કેટલીક સ્ત્રીઓએ કવિતા કરેલી છે, પણ તે એટલી ને એહેવી નહીં કે તે કવિમાં ખપે. માહારી ઘણીજ ઉમેદ છે કે હાલના વખતમાં કેટલીક સ્ત્રીયો કવિતા કરતી થાય ને તે ઘરસુઘરાવટસંબંધી કવિતા કરે.

મીરાંબાઈ, દિલ્હિના અકબરના અને માળવાના સુલતાન મહમુદના વખતમાં એટલે નરસંહી મેહેતાની પછી સો સવાસો વરસ ઉપર થઈ ગઈ છે. એમ કહેવાય છે કે એની કીર્તિ એટલી બધી પસરી હતી કે અકબર પણ પોતાના તાનસેનાં ગવૈયાને સાથે લઇને તેને મળવા ગયો હતો—અને પછી તે બંને જણા બોલ્યા હતા કે મીરાં જે આટલી નામાંકિત ગણાય છે તે કંઈ ખોટું નથી.

એ મીરાં, મીડતા ગામના જેમલ રાઠોડની દીકરી હતી ને તે ઉદેપુરના રાણાના દીકરા સાથે પરણી હતી. પરણીને સાસરે જતાં વધામણું દેવાને મીરાંને દેવીને મંદીર જવું પડયું. ત્યાંહાં રાણો તો પગે લાગ્યો. ને સાસુએ ઘણું ઘણું કહ્યું તોપણ–'મીરાં કેહે મસ્તક મહારું નહીં નમે કોને, વીના એક શ્રીગિરિધરરાય.' સાસુને ક્રોધ ચઢ્યો ને બોલી કે એ વહુનું મારે કામ નથી ને દીકરાને કહ્યું કે એને એક જુદું મકાન આપી જુદી રાખ. એટલા ઉપરથી તે જુદી પડી ને સાધુસંતનો સમાગમ કરતી રહી.

---

* એચ. એચ. વિલાસનના હિંદુધર્મ સંબંધી નિબંધો, રાસમાળા, દયારામકૃત મીરાંચરિત્ર, મરેઠી કવિચરિત્ર, મીરાંની કવિતા અને મારા વિચાર એ પાંચ ઉપરથી.

પછી મીરાંએ તો સાધુ વૈરાગીઓના સમૂહમાં ભજન કીર્તન કરવા માંડ્યાં. એવામાં એક દાહાડો નણંદ સમજાવવા ગઈ, તેને તેણે જવાબ દીધો કે તમે શું કરવા સાસરે જાઓ છો, 'મનગમતા મોહન વર સાથે તમો, સર્વ તજીને કરો સ્નેહ.' નણંદે આવી માને ને ભાઈને કહ્યું–રાણો રીસે ભરાયો ને ખબર કહડાવી કે તે શા રંગમાં છે—તેઓ ખબર લાવ્યા કે તે એક પુરુષ સાથે એકલી બેઠી છે–'ઘરમાં થઈ રહી છે થૈકાર.' રાણો રાતો થઈને ખડ્ગ લઈ ધાયો ને આમ કરીને મારવા જાય છે એટલામાં તેણે મીરાંનાં બે રૂપ દીઠાં, પછી ચાર દીઠાં ને પછી તે આશ્ચર્ય પામી પાછો પોતાને ઘેર આવ્યો ને ઝેરનું પ્યાલું મોકલ્યું તે મીરાંએ પીધું, પણ મરી ન ગઈ. પછી તાંથી તે નીકળીને વૃંદાવન ગઈ ને તાંથી પાછી મેવાડ આવી ને છેલ્લે દ્વારિકાં જઈને રહી. રાણો પસ્તાયો ને પછી ઉપરાઉપરી તેડાં મોકલ્યાં, તારે મીરાં રણછોડજી પાસે વિદાય માગવા ગઈ એટલે રણછોડજીએ હસીને છાતીસરસી ચાંપી ને એ રીતે કૃષ્ણસ્વરૂપમાં મીરાંબાઈ સમાઈ ગયાં.

ભક્તિવિજય નામના મરેઠી ગ્રંથમાં મીરાંબાઇની વાત વિસ્તારથી લખેલી છે–તેમાં લખ્યું છે કે મીરાં પુટડી ને માબાપને લાડકી હતી–ઘરમાં કૃષ્ણની એક સુંદર મૂર્તિ હતી, તેની જારે બાપ મોટા સમારંભથી પૂજા કરતો, તારે મીરાંને પોતાની પાસે નીત બેસાડતો. થોડા દાહાડા પછી એમ થયું કે મીરાંબાઇને કૃષ્ણની ભક્તિ વિના બીજું કંઈજ ગમે નહીં. મોટી થઈ ત્યારે માબાપે લગનની વાત કાહાડી, ત્યારે મીરાંએ કહ્યું કે કૃષ્ણની ભક્તિ સિવાયે મારી આગળ બીજી વાત કાહાડશો નહીં અને પછી તે ન જ પરણી. પછી જુવાનીમાં સંત સાધુના મંડળમાં બેધડક બેસતી હતી, તે લોકોને ખરાબ લાગ્યું તે ઉપરથી તેના ઉપર ખોટું તોહોમત મુકીને રાજાને કાને વાત લઈ ગયા–છેલ્લે તેના માબાપે તેને ઝેર આપ્યું–તે મીરાંબાઇએ નૈવેદ્ય ધરાવીને લીધું. પણ તે ઝેર તેને અમૃત સરખુંજ લાગ્યું, પણ એ થકી કૃષ્ણની મૂર્તિનો રંગ લીલો થઈ ગયો, પણ પછી તેણે પ્રાર્થના કીધી તેથી મૂર્તિનો રંગ આગળના જેવો થયો. પણ એક નિશાણીને માટે મૂર્તિને કંઠે તે રંગ રહેલો છે. તે મૂર્તિ હજી ઉદેપુરમાં છે. ભકતોનું માન વધારવાને ભોળા ભાવિક લોક જે ન કેહે તે થોડું.

દયારામની 'મીરાં મન મોહનસું માન્યું' એ કવિતામાં જે વાત કહી છે તે જો ખરી હોય તો તેમાં મીરાંનો જ વાંક છે. 'નંદકુંવરજીસું નેહ' હતો, તારે તે પરણી જ શું કરવા ને માબાપની આજ્ઞા ન લોપવાસારુ અથવા તેઓને ધાકે પરણી તો પતિસાસુની આજ્ઞા અને તેઓનો ધાક માનવામાં તેણે શું અઘટિત વિચાર્યું ? પરણ્યા પછી પીઉની આજ્ઞા ન માનીને ગૃહસ્થાશ્રમ ન માંડ્યો એ એનો મ્હોટો દોષ કેહેવાય. વળી નણંદને શિખામણ દીધી તેપણ ખોટી હતી. સ્ત્રીનો ધર્મ છે કે પતિસેવા પ્રથમ ને પછી ઇશ્વરભક્તિ.

'આટલી વાત ખરી સંભવે છે કે એ બાળપણમાં ભણેલી હશે ને રજ-વાડાની રીત પ્રમાણે મોહોટેપણે પરણી હશે. પણ પછી કોઈ કારણે—પછી પોતાની તરફનાં કે વરની તરફનાં—મીરાંને રાણો ગમ્યો નહી તેથી અથવા મીરાંનામાં રાણાએ વ્યભિચાર અથવા કોઇપણ રીતનો આગ્રહ જોયલો તેથી (પછી ખરેખરો કે ખોટો—રાજાઓને કાન ને મમત હોય છે, સાન ને ખામોશ હોતી નથી.). મીરાંએ જુદાં રહી, અને લોકમાં જાહેર પડ્યા પછી મમતમાં, મેં કૃષ્ણ સાથેજ યારી બાંધી છે એ વાત મોખરે મુકેલી ને તે અર્થે પ્રેમભક્તિનાં પદો બનાવેલાં. કેટલાંએક જોસ્સાવાળાં માણસોનાં સાહસકર્મ પ્રથમ તો અમર્યાદ ગણાય છે, પણ તેજ કર્મો પછવાડેથી લોકનું કલ્યાણ કરી નિત્ય સ્તુતિપાત્ર થઈ રેહે છે.

મીરાંબાઈ, કબીર નાનકની પેઠે કોઇ પંથ ચલાવનારી નથી. એનાં મતના કેટલાએક લોક છે તેઓ માત્ર ભક્ત કેહેવાય છે અને તેઓ મીરાંબાઇનો ઇષ્ટ રણછોડ તેને ગાય છે. મીરાંબાઇનું નામ ભક્તમાળમાં જોવામાં આવે છે તે ઉપરથી સાબીત થાય છે કે તે આખા હિંદુસ્તાનમાં પ્રસિદ્ધ છે. એની કવિતા હિંદુસ્તાની ને ગુજરાતીમાં જોવામાં આવે છે ને મારવાડી ભાષામાં પણ હશે ખરી. હિંદુ-સ્તાની પદો, કબીરનાં પદ પ્રમાણે સાધુઓ ગાય છે ને ગુજરાતી પદો ગુજરાતનાં બઇરાંઓ ભક્તમંડળમાં અને નવરાતરના ગરબાઓમાં ગાય છે. મીરાંની સઘળી કવિતા એક ગ્રંથમાં તાકિદે છપાય તો સારું. કેટલાંક હિંદુસ્તાની પદ તો કબીર અને નાનકનાં પદોના સંગ્રહમાંથી મળી આવશે.

એની કવિતા છુટક પદોમાં અને શૃંગારરસનીજ છે. કવિતામાં વિદ્વત્તા નથી, પણ પ્રેમભક્તિનો જોસ્સો કુમળી કુમળી ભાષામાં સારીપેઠે ઠરેલો જોવામાં આવે છે. કેટલોક વૈરાગ્ય પણ જોવામાં આવે છે, પણ તે પેલા જોસ્સાને પુષ્ટી આપવાને. કેટલાંક પદોમાંથી માલમ પડે છે કે તેણે શૃંગારરસ જાતે અનુભવેલો ખરો. મીરાંબાઇનો વર કુંભો રાણો પણ કવિતા કરતો એવું રાસમાળામાં લખ્યું છે.

---

## અખો.*

એ શ્રીમાળી સોની સંવત ૧૭૦૫ માં હતો ને અમદાવાદમાં ખાડિયામાં દેશાઈની પોળમાં રેહેતો હતો. એના વંશમાં હાલ કોઈ નથી. એને કવિતા લખ-વાનું કેમ સુઝયું તેનાં કારણો લોકમાં આ પ્રમાણે કેહેવાય છેઃ—

અખો ઘણો પૈસાદાર હતો અને તેને ત્યાંહાં એક બાઇયે ત્રણસેંક રૂપીયા અનામત મુકયા હતા. એક વખત તે બાઇયે કહ્યું કે, મને એની કંઠી ઘડી

---

* જનવાર્તા, એની કવિતા, ને મારા વિચાર એ ત્રણ ઉપરથી.

આપો, ત્યારે અખાએ પોતાની તરફથી સો રૂપીયા ઉમેરીને ચારસેંની કંઠી કરી આપીને તે પ્રમાણે પેલી બાઈ જેના ઉપર તે બ્હેનના જેવું વહાલ રાખતો હતો તેને કહી દીધું. પણ તે બાઇને એવું સુજ્યું કે અખાભાઈ જાતના સોની છે, તેથી તેણે કંઈ ગરબડ કીધી હશે તે ઉપરથી તે બાઇયે બીજા સોનીને તે કંઠી કિમ્મત કરાવવાને આપી. તેણે કકડો કાપીને ગાળી જોઈ ચારસેંનો માલ છે એમ કહ્યું. બાઈ ખસીયાણી પડી ગઈ ને અખાને કહ્યું કે ભાઈ, આ સમી કરી આપો—અખો કંઠી તુટવાનું કારણ પુછી લીધા પછી ઘણો ખિન્ન થયો ને બોલ્યો કે, સંસાર સાચાનો નથી.

બીજી વાત એવી ચાલે છે કે તે ટંકશાળનો ઊપરી હતો ને એક વખત કોઇયે સરકારમાં રાવ ખાધી કે અખો શિક્કાઓમાં હીણી ધાતુ ભેળે છે તે ઉપરથી તપાસ થઈ, પણ તે રાવ સાચી ઠરી નહીં. એ ઉપરથી તેનું દીલ સંસાર ઉપરથી ઉઠી ગયું.

એવાં એવાં કારણોથી અખાને સોનીના ધંધા ઉપર ધિક્કાર આવ્યો ને તેણે પોતાનાં હથિયારો કુવામાં નાખી દીધાં ને પછી સંસારમાં સાચું શું છે તેની ખંતે ખોળ કરવા લાગ્યો. જે જે પંથો ચાલતા હતા તે તેના મ્હોટેરાઓ પાસે જઇને તેઓની સાચવટ જોતો, પણ તેમાં બધે ઠગબાજી તેણે જોઈ—એક વખત તે પોતાનાં નામ વેશ બદલીને કોઈ ગોસાંઇજીના મંદિરમાં ગયો હતો તાંહાંથી તેહેને ધક્કો મારી કાહાડી મુકવામાં આવ્યો હતો ને તે ઊપરથી તેણે ગોસાંઇજીને કહ્યું કે, તમે સઘળા પૈસાના સાથી છો, માણુસ અને ગરીબાઈના સાથી નથી—ને પછી સાખી લખી કેઃ—

‘ગુરુ કીધા મેં ગોકુળનાથ, ઘરડા બળદને ઘાલી નાથ;’
‘ધન હરે ધોકો નવ હરે, એવો ગુરુ કલ્યાણ શું કરે ?’

સાચું શું છે ને સાચો કોણ છે એની ખોળમાં તે ગામોગામ ફર્યો, પણ તેનાં મનનું સમાધાન થયું નહીં. આખરે, કાશીમાં તેણે એક રાતે સંન્યાસીના એક મઠમાં જઈ, ત્યાંહાં કોઈ બ્રહ્માનંદ નામનો સંન્યાસી, એક બીજા સંન્યાસીની આગળ વેદાંતની કથા કરતો હતો તે, સંધાસ આગળ ઉભાં રહીને સાંભળી—તે તેને પસંદ પડી. પછી તે રોજ તાંહાં જાય ને છાનોછાનો કથા સાંભળ્યાં કરે ને દિવસે તે ઘણીઘણી રીતે તે સંન્યાસીને કનક કામિનીની વાતો કરીને લલચાવે, પણ તે લલચાય નહીં, તારે અખાએ જાણ્યું કે આ કોઇ મહાપુરુષ છે ખરો. કથા સાંભળતાં વરસ થયું—તેવામાં એક રાતે સાંભળનાર સંન્યાસીથી નિદ્રાને લીધે હોકારો દેવાયો નહીં, તારે અખાએ હોકારો દીધો પણ બ્રહ્માનંદને શક પડ્યા ને તેથી તેણે દીવો લઇને જોયું તો અખાને દીઠો ને પછી અખાએ કહ્યું કે, મ્હારો અનુગ્રહ કરો. તે દિવસથી અખાએ બ્રહ્માનંદની કથા સાંભળવા માંડી ને ઘર આગળ વેદાંતના ગ્રંથો લખવા માંડ્યા.

અખાને સંસારનો અનુભવ સારો હતો ને તેમાં ઘણું કરીને તેની નજર ખુબી કરતાં ખોડ જોવા તરફ, ને પછી તેને હસી નાખવા તરફ વધારે જતી હતી. દુનિયાંની ઠગબાજી અને ઈશ્વર સત્ય ને જગત મિથ્યા છે એ વાત તે સારીપેઠે જાણતો તે તેણે લખી બતાવીને લોકને શિક્ષા આપી છે.

એના ગ્રંથના બે ભાગ થઈ શકે છે—દુનિયાંની ઠગબાજીના છપ્પા, ને વેદાંતનાં પુસ્તકો. છપ્પામાં મર્દાની રીતે લોકમાં ચાલતા દાખલાઓથી ઠગબાજીને હસી નાખી—કોરડા મારી લોકને શિખામણ દીધી છે. એણે જે દાખલાઓ મુક્યા છે તે ખરેખરા અસર કરે તેવા છે. અને જો કે એમ લાગે, કે એક વાતના બોધને માટે જુદાં જુદાં ઠેકાણાંના પ્રસંગોને પ્રમાણરૂપ સાથે મુકવામાં તેને ઘણી મેહેનત પડી હશે, તોપણ તેની લખવાની છટા ઉપરથી સાફ જણાય છે કે તેણે બહુ જોયલું, બહુ સાંભળેલું, અને બહુ વેઠેલું, તેથી તે તેનાથી સહજ લખાયા છે ને એજ તેની કવિદાખલ ખુબી છે. એના છપ્પા પિંગળ રીતના નથી, પણ છ ચરણની ચોપાઈઓ છે. કોરડા મારી શિખામણ આપવામાં અને વેદાંત સંબંધી લખવામાં અખા જેવો હજીસુધી કોઈ થયો નથી.

એનાં લખાણ ઉપરથી સાફ માલમ પડેછે કે એ પ્રેમી નહોતો, ઘડાઈ ઘડાઇને શઠ થયો હતો. જેમ બીજા વેદાંતીઓનાં પુસ્તકોમાં ભક્તિયુક્ત કોમળ જ્ઞાન જોવામાં આવે છે તેવું એનામાં નથી. એનાં વેદાંતનાં પુસ્તકો જ્ઞાન ઘણું આપે છે પણ તેથી વાંચનારનું કોમળપણું વધતું નથી—સચ્ચિત થવાય છે, પણ સચ્ચિદાનંદ થવાતું નથી. એનાં પુસ્તકોમાંથી બ્રહ્મજ્ઞાન થાય છે, પણ બ્રહ્માનંદનો અનુભવ થતો નથી. અખાએ જે વેદાંત લખ્યોછે તે વેદાંત કવિને લખવાના વિષયને યોગ્ય નથી. તેમાં શુદ્ધ કવિતા થોડીક છે ને અખો પોતે પણ કેહેછે કે 'જ્ઞાનીને કવિમાં ન ગણીશ, કિરણ સૂર્યનાં કેમ વરણીશ.' એ પુસ્તકો કરતાં છપ્પામાં કવિતા વિશેષ જણાય છે. અખાને જ્ઞાની દાખલ ઘણું માન છે, પણ કવિદાખલ તો એ બીજા વર્ગમાં આવે છે. એની કવિતામાં હાસ્યરસ શિવાય બીજો રસજ નથી—તેમ ભક્તિ નથી, પણ થોડોક વૈરાગ ને મનમાનતું જ્ઞાન છે બ્રહ્મનિરૂપણ સારીપેઠે કીધું છે. કેટલાક લોક અખાને ભક્ત કેહે છે, પણ તે ખોટું છે. એનામાં ભક્તિ નથી જ; એને જ્ઞાની કેહેવો ઠીક છે.

અખાએ જાતે અભ્યાસ કર્યો નહોતો, પણ તે બહુશ્રુત હતો. એના વિચાર સાધારણ નથી, પણ પ્રૌઢ છે—પંડિતમાન્ય કરે તેવા છે. એણે કવિતા ઉપર કે ઢાળ ઉપર નજર રાખી નથી, પણ અર્થને દૃષ્ટાંતોથી ભભકમાં બતાવવા ઉપર સારીપેઠે નજર રાખી છે. એના બનાવેલાં વેદાંતનાં પુસ્તકોમાં પેહેલું બનાવેલું પુસ્તક અક્ષયગીતા—અખેગીતા છે. એ ગીતાની શેવટે સન ૧૭૦૫ ને ચૈત્ર સુદ ૯ ને સોમવારની તિથિ આપે છે. એણે કેટલીએક સાખીયો પણ કરી છે.

જો કે અખો સોની હતો તોપણ તેણે મેહેનત કરીને વેદાંત સરખા અઘરા વિષયનું જ્ઞાન સંપાદન કીધું, ને પછી મેહેનત લઈ લખી લોકને આપ્યું એ ખરેખર સ્તુતિપાત્ર છે.

---

## શિવાનંદ.*

સંસ્કૃતમાં ત્રણ પુરુષ મળીને ૧૦૦ વરસ ગણાય છે ને અંગ્રેજીમાં ૩૦ વરસનું એક જેનરેશન—પુરુષ ગણાય છે. એ હિસાબે શિવાનંદથી તે મણીનંદ (જેની ઉમર ૫૦ સેકની છે) સુધી પાંચ પુરુષ થાય છે ને એ પાંચ પુરુષોનો કાળ ૧૫૦–૧૬૦ વરસ અને શિવાનંદ ૮૫ વરસની ઉમરનો થઇને મરી ગયો, ને તેણે ૨૫ વરસ પછી કવિતા કરવા માંડી, એ ગણતરી લેતાં જણાય છે કે એ કવિ સંવત સત્તરસેં–સત્તરસેં દસેક સુધી હયાત હતો.

ગોત્ર ભૈજવા પાસ, શાખા શાંખ્યાયની (ઋગ્વેદ), પ્રવર–આત્રેય, ગવિષ્ટિ, પૂર્વા તિથિ શર્મ–દાશ. એઓની અટક પંડ્યાની છે–પંડ્યા એ પંડાનો અપભ્રંશ છે. જેઓ પોતાનાં કુળમાં વંશપરંપરા શાસ્ત્રનો (વેદનો નહિ) અભ્યાસ કરતા આવ્યા હોય તેઓ પંડ્યા એ ઉપનામથી ઓળખાય છે.

વાત તો ખરી છે કે એ કવિના પૂર્વજો ને વંશજોમાં કોઈ વેદિયો નહીં; સઘળા જ શાસ્ત્રી. એ કવિના પૂર્વજોમાં એનો કાકો સદાશિવ પંડ્યા, ને એ કાકાનો દાદો હરિહર પંડ્યા, એ બે મ્હોટા વિદ્વાન થઈ ગયા છે. હરિહરે વેદાંતના નવેક ગ્રંથ કર્યા છે, અને સદાશિવે પણ કવિમાન્ય કેટલાક ગ્રંથો કર્યા છે. એ બેના ગ્રંથો સંસ્કૃતમાં છે, અને તે વિષે શાસ્ત્રી દિનમણીશંકર ઘણું ઉંચું મત ધરાવે છે.

એમ કહેવાય છે કે સદાશિવ પંડ્યાને ૩૫ વરસ સુધી તો કંઈ આવડતું નહીં ને પછી ઘરનાંનાં મેહેણાથી તેણે સુરતથી બે ગાઉ ઉપર રામનાથનું દેહેરું છે ત્યાંહાં જઇને લાંઘણ કરવા માંડી હતી. એવામાં એક દિવસ ત્યાંહાં દુર્વાસા ઋષિ પોતાનું ક્ષેત્ર જે કુંભસ (દુર્વાસાક્ષેત્ર) તાંહાંથી ફરતા ફરતા આવી પોંહોંચ્યા ને સદાશિવની તપશ્ચર્યાથી પ્રસન્ન થઈ વર આપ્યો અને તેથી સારદા જીભ્હાગ્રે આવી રહી અને એથી જોકે તે કંઇજ નહોતો ભણ્યો, તોપણ તેને સર્વ શાસ્ત્રનું જ્ઞાન થઈ ગયું ને તે એટલું કે તેણે ગ્રંથો પણ કર્યા. એ વાત સદાશિવે પોતાનાજ એક ગ્રંથમાં લખી છે, જેને વિષે પંડ્યા દિનમણીશંકર કેહે છે કે ખરેખરો તે પ્રસાદગ્રંથ છે.

કેહેવાય છે કે સદાશિવ મંત્રશાસ્ત્ર જાણતો—તેની પાસે કંઈ સિદ્ધિ હતી. એ જ્યારે મરવા પડ્યો, ત્યારે પોતાના બે છોકરાને અને શિવાનંદ કવિ જે તેનો

---

* એના વંશજોનું કહેલું, એની કવિતા, અને મારા વિચાર એ ઉપરથી. શિવાનંદ, શંકરાનંદ, દુર્ગાનંદ, હરાનંદ, ગૌરીનંદ એ રીતે પેહેડીનો ક્રમ છે. છેલ્લો જે ગૌરીનંદ તેના ત્રણ છોકરા, તેમાં વચલો ત્રિપુરાનંદ–મારો સસરો, અને મ્હોટો મણીનંદ તથા ન્હાનો લલિતાનંદ–મારા કાકાસસરા થાય છે.

ભતરીજો થાય (શિવાનંદનો બાપ વામદેવ તો શિવાનંદને ૧૨ વરસનો મુકીને મરી ગયો હતો) તેને બોલાવીને પુછ્યું કે કોહો ભાઈ, કોને લક્ષ્મી જોઇયેછ ને કોને સરસ્વતી જોઇયેછ. ત્યારે છોકરાઓ બોલ્યા કે, હમને તો હમારે લક્ષ્મી આપો ને શિવાનંદે કહ્યું કે જે તમારી ઇચ્છામાં આવે તે આપો. પછી શિવાનંદને સદાશિવ પંડ્યાએ શિવના પંચાક્ષરી મંત્રનો ઉપદેશ કીધો ને કહ્યું કે, જા તારી પ્રસિદ્ધિ થશે—ભક્તિમાર્ગની પ્રશસ્તિ, અને આપણા રામનાથ ઇષ્ટનું પુજન કરતો રેહેજે; અને સેવકમંડળોમાં ભાગવતની કથા સંભળાવતો રેહેજે.

શિવાનંદના વખતમાં સુરતમાં વલ્લભી ગોસાઈજી નહોતા ને સ્વામીનારાયણ પણ નહોતા. ગોસાઈજીનું પેહેલું આવવું થયું દુર્ગાનંદ પંડ્યાના વખતમાં. વૈષ્ણવમાર્ગ ને શિવમાર્ગ બે ચાલતા, તેમાં શિવમાર્ગ પંડ્યાજી ચલાવતા, અને એ વેળા શિવમાર્ગના આચાર્યો પંડ્યાજીઓજ મનાતા. દેહેરાંઓમાં ને લોકોનાં ઘરોમાં જાંહાં જાંહાં શિવપૂજન થતાં તાંહાં તાંહાં તેઓની પધારામણી થતી. વળી, તે વેળા સુરતની ચડતીને લીધે લોકો પાસે દ્રવ્ય ઘણું હતું તેથી પંડ્યાજીના સેવકો, પોરવાડ વાણીઆ, દીકું વાણીઆ, ત્રાગડસોની, કંસારા વગેરે ઘણા હતા—એ જોકે જન્મથી વૈષ્ણવ, તોપણ તેઓને શિવપૂજન ઉપર ભાવ હતો—હમણાંના હરડતા વલ્લભી વૈષ્ણવો જે ભાટિયાઓ, તેના જેવા નહોતા. હજી પણ સુરત ને મુંબઈમાં તો વાણીઆઓ શિવને નિંદતા નથી ને સુરતમાં તો ઘણાક વૈષ્ણવો મંદિરે પણ જાય છે ને શિવને પણ પૂજે છે. શિવ ને કૃષ્ણ જુદા નથી એવા બોધે વાણીઆઓનાં મનરંજનને માટે પંડ્યાજીઓ ભાગવતની કથાઓ કરતા—એ સેવકોની તરફથી પંડ્યાજીઓને ઘણો આસરો મળતો—લોકો સપ્તાહ કરાવતા. નગરશેઠવાળા, આતમારામ ભુખણવાળા, દુલાચંદવાળા, ત્રવાડી વગેરે વરસે વરસે કેટલુંક અન્ન મોકલ્યાં કરતા, ફુરજાના મારફતિયાઓ કરિયાણાં મોકલતા, ટંકશાળવાળાઓ ૧૦૦ તોલા સોનું ગળાવતા ત્યારે આનો પંડ્યાજીનો એ રીતે આપતા.

ધર્મશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, (મંત્રશાસ્ત્ર ભણવાની તો સદાશિવ પંડ્યા મના કરી ગયા હતા) પુરાણો અને શ્રૌતકર્મ પંડ્યાજીને ઘેર ઝળઝળ કરી રહ્યાં હતાં. એટલી વિદ્યાને લીધે વિદ્યાર્થીઓ પણ પડ્યા ને પાથર્યા રેહેતા. તેમ, સેવકોની તરફથી ચાળીસ વિદ્યાર્થીઓને નિત્ય અન્ન મળ્યાં કરતું. સાહેબીમાં ઘેર ગાડી, મસાલ, બે ભેંસ, બે ગાય, ચાકરો વગેરે હતાં. ગૌરીનંદ ભરુચની અદાલતમાં શાસ્ત્રી હતો, ને રાગદારી કરીને કથા વાંચતો—એના જેવો કથા કરનારો કોઈ સુરતમાં થયોજ નથી. મણીનંદ પુનાની અદાલતના શાસ્ત્રી હતા ને લલિતાનંદ નગરની અદાલતના શાસ્ત્રી હતા. પણ સરકારે શાસ્ત્રીઓની જગા કહાડી નાખી તેથી એકને પેનશન છે ને બીજો મુનસફની પરિક્ષા આપવાને માટે કાયદાનો અભ્યાસ કરે છે.

શિવાનંદ વિદ્વાન શાસ્ત્રી હતો. તેની સાથે તેણે સદાશિવ પંડ્યાની આજ્ઞાથી શિવપૂજન મહિમા વધારવાને મહાપૂજનની કવિતા કરી છે ને એજ એનો ગ્રંથ

છે—એ મોહોટો છે. એણે બીજી કવિતા કંઈ છુટક કરી નથી. એ ગ્રંથનો ઘણોક ભાગ ગુજરાતીમાં છે; અને થોડોક સંસ્કૃતમાં, હિંદુસ્તાની ને મરાઠી પદોથી ભરેલો છે. એણે પોતાની તરફનું નવું ઝાઝું લખ્યું નથી, સંસ્કૃત ગ્રંથોના આધારે લખ્યું છે, પણ જે લખ્યું છે તેમાં કેટલુંક પુરાણની રીતનું સાદું ને કેટલુંક અર્થ-રસાલંકારની ચમત્કૃતીવાળું પણ છે. એનાં કેટલાંક વસંતરાગનાં પદોમાં ખરી કવિતા જોવામાં આવે છે—એની કવિતા જુદા જુદા રાગોમાં છે; ને તે સુરતમાં ગંધ્રપો, શેહેરમાં ઠેકાણે ઠેકાણે શિવાલયોમાં હજીપણ ગાયાં જ કરે છે. સુરતમાં શિવાનંદનાં કીર્તનવિષે બાળક પણ અજાણ્યું નથી. બસોં વરસ થયાં એની પ્રસિદ્ધિ છે. એ કવિ, બીજા વર્ગની બીજી ટુકડીમાં આવે છે.

---

## પ્રેમાનંદ.*

એ કવિએ મોસાળાંમાં ૧૭૧૭નું વરસ આપ્યું છે અને મોસાળાં શિવાય લોકમાં જણાયલા એવા એના બિજા કોઈ પણ ગ્રંથમાં એની પેહેલાંનું વરસ જોવામાં આવતું નથી, અને નળાખ્યાનમાં ૧૭૭૬ નું વરસ આપે છે, અને સુંદર નામનો એનો શિષ્ય દસમસ્કંધને છેડે ૧૭૯૬ નું વરસ આપે છે—એ દસમ-સ્કંધના ૯૦ અધ્યાયમાંથી ૫૨ અધ્યાય પ્રેમાનંદના પોતાના કરેલા છે, ને વ્યાસજી ભટો કેહે છે કે પ્રેમાનંદને દસમસ્કંધ પૂરો કરવાનું ઘણું કોડ હતું ને મરતી વેળા શિષ્યને કહી ગયો કે જેમ બને તેમ તાકીદથી એ ગ્રંથ પૂરો કરજે—એ ઉપરથી જણાય છે કે એના મુઆ પછી ૩૮ અધ્યાય પુરા કરતાં સુંદરને ઘણાંમાં ઘણાં ૪ વરસ લાગ્યાં હશે ને એ ઉપરથી જણાય છે કે પ્રેમાનંદે ૧૭૯૨ માં દેહ છોડેલી—ને જ્યારે ૧૭૯૨ માં દેહ છોડેલી, ને ૧૭૧૭ માં મોસાળું કરેલું અને જાણે એ કર્યાની અગાઉ એએક વરસ ઉપર તેણે કવિતા કરવી શરુ કરેલી, તો એ ઉપરથી જણાય છે કે તેને સહુ મળીને કવિતા કરતાં ૭૭ વરસ થયલાં;

---

* એના વંશમાં હાલ મનસુખરામ કરીને છે તેનું કેહેવું, જનવાર્તા, તેની કવિતા, અને મ્હારા વિચાર એ ત્રણ ઉપરથી એ ચરિત્ર લખ્યું છે. હું, સન ૧૮૫૯–સંવત ૧૯૧૫ ના ચૈતરમાં વડોદરે ગયો હતો, ત્યારે ત્યાં ફરવા નિકળ્યો હતો, ને તે વળી રસ્તે એમ પુછતો પુછતો કે ઓખાહરણ બનાવનાર પ્રેમાનંદભટના વંશમાં કોઈ છે?—ઘણું અથડાયા પછી એક બુઢો બ્રાહ્મણ, જે લાકડી ટેકીને ચાલતો હતો તેને પુછ્યું તો તેણે સામું પુછ્યું કે 'ચોવીસો?' મેં કહ્યું 'હા.' પછી તેણે એક જણનું નામ દીધું. તેની પાસે હું ગયો. તે પ્રેમા-નંદના ભાણેજનો કોઈ વંશજ હતો. તેણે પછી મનસુખરામનું નામ દીધું ને પછી હું બીજી સવારે તેનાં ઘરની ખોળ કાહાડી તેને ઘેર ગયો. ઘરમાંથી તેણે પુછ્યું કે 'કોણ છે?' મેં બુમ પાડીને કહ્યું કે 'કોઈ પરદેશી મળવાને ઈચ્છે છે.' પછી તેણે બારણું ઉઘાડીને મ્હારો સત્કાર કરી બે ઘડી બેસી સઘળી વાત કરી. એ મનસુખરામ, પ્રેમાનંદથકી સાતમો છે. પ્રેમાનંદનો રઘુરામ, તેનો ઈચ્છારામ, તેનો મંછારામ, તેનો ઉત્તમરામ, તેનો દાજીભાઈ, ને તેનો મનસુખરામ.

ને જનવાર્તા પણ એવી છે કે પ્રેમાનંદ મ્હોટપણે કવિતા કરતો થયો હતો, અને એ ઉપરથી એમ માનીએ કે તેણે વીસેક વરસે કવિતા કરવા માંડેલી; ને એ પ્રમાણે જોતાં નક્કી થાય છે કે તે આસરે સંવત ૧૬૯૫ માં જન્મેલો; એ ૯૭ વરસનો થઇને મુઓ. અને એણે સાઠ વરસ કવિતા કીધી એ વાત કદાપી ન મનાય તેવી ભાસે ખરી, પણ ૧૭૧૭ ને ૧૭૭૬ એ સંવત તો ખોટા નહીંજ, અને એનું અંતર ૫૯ વરસ કવિતાનાં એ પણ ખોટાં નહીંજ, વીસ વરસ પેહેલાં કવિતા કરી નથી એ પણ વાત વંશજો અને વ્યાસજીઓના કેહેવાથી ખરી છે, ત્યારે ૫૯ ને ૨૦, ૭૯ તો થયાંજ, હવે રહ્યાં ૧૮ વરસ ને એમાંથી વધારાનાં જાણી ૮ કાહાડી નાખીએ તોપણ ૮૯ આવે છે. અર્થાત્ એ નેવું-એક વરસની ઉમરે મરી ગયલો ને તેણે ૬૫-૭૦ વરસ કવિતા કરેલી. એ, મિલ્ટન, ડ્રાઇડન ને પોપના વખતમાં હતો. તેમ અહીં શિવાજી ને શાહુના વખતમાં. એ વેળા વડોદરામાં પિલાજી ગાયકવાડ મૂળપુરુષ અને દામાજી ગાયકવાડ હતા.

મૂળ પુરુષ જયદેવ ને એ જયદેવનેચાર છોકરા. તેમાં મોટાનું નામ કૃષ્ણારામ ને કૃષ્ણારામનો છોકરો પ્રેમાનંદ. એ, ચોવીસો બ્રાહ્મણ હતો—વેદ ઋગ્વેદ, શાખા માર્ધ્યંદિની, ઓચ્છવસ ગોત્ર, કાત્યાયની માતૃ, પ્રવરપાંચ-(વચ્છસ, ચવન ઊર્વ, આપ્રવાન અને જમદગ્નિ), અને અટક ઉપાધ્યાની.

મનસુખરામના કેહેવા પ્રમાણે ઘરડાઓની દંતકથા આવી છે કે—પ્રેમાનંદ માસીને ઘેર રેહેતો. ૧૪-૧૫ વરસ સુધી કેવળ મૂર્ખ ને જડભરત હતો. કામનાથ અને બહુચરાજીનું દેહેરું છે તે બેની વચ્ચે એક મકાનમાં કોઈ સિદ્ધ આવી રહ્યો હતો, તેને ત્યાં રોજ તે જતો, સેવા કરતો, ને ગામમાં રખડ્યા કરતો. એક પ્રસંગે તે સિદ્ધ બહાર જવા નિકળ્યો ત્યારે તેણે તો કહ્યું કે કાલે સવારે મળસકામાં આવજે, પણ ઓલિયા ભાઈ મોડા ગયા ને જોય છે તો મકાનમાં સિદ્ધ મળે નહીં, પણ દોડતો ને લોકને પુછતો પુછતો થોડેક દુર ગયો તો તાંહાં સિદ્ધ મળ્યો.—ગળગળી ગયલા જેવો પગે પડ્યો ને પછી સિદ્ધે કહ્યું કે, જા તું પ્રાકૃતમાં કાવ્ય કરવાને ઘણો સમર્થ થઈશ—વેહેલો આવ્યો હત તો સંસ્કૃતમાં કરવાને સમર્થ થાત—એ રીતે પ્રસાદ લઇને ઘેર આવ્યો ને એ પ્રસંગ પછી તેણે કવિતા કરવા માંડી.

વડોદરાના તેમજ કેટલાએક સુરતના લોકોનો પણ એવો વિચાર છે કે, પ્રેમાનંદ પોતાની માસીને ઘેર રેહેતો હતો અને ભિક્ષાવૃત્તિ કરી ગુજારો કરતો. એક પ્રસંગે કોઈ સિદ્ધ બારણે આવ્યો ને ટેહેલ નાખી કહ્યું કે, 'મેં દો દિવસકા અપબાસીહું,' તે ઉપરથી પ્રેમાનંદે તેને ઘરમાં તેડી, તેની ઉત્તમ પ્રકારે સેવા કરી. પેલા સિદ્ધે કહ્યું કે 'બચ્ચા, મેરેકું કલ જાનેકી બખત યાદ લાના, પછી જ્યારે પેલો સિદ્ધ જવા નિકળ્યો ત્યારે પ્રેમાનંદે તેને કહ્યું, ત્યારે સિદ્ધે તેની જીભ ઉપર કંઈ લખ્યું તે વખતથી તેનામાં કાવ્યશક્તિ આવી.

એટલું તો ખરું કે, પ્રેમાનંદે પ્રથમ વિદ્યાભ્યાસ કરેલો નહીં, પણ સારી સંગતીને લીધે પછવાડેથી તેની બુદ્ધિ સારીપેઠે ઉઘડી ગયલી. એવું ઘણી વાર બને છે કે કોઈ એકાદા પ્રસંગ ઉપરથી આગળ જે સ્થિતિ હોય છે તેના કરતાં ઉલટીજ, સેહેજ સમજ્યામાં ન આવે તેવીજ થઈ જાય છે. એણે કિયા વરસમાં કિયા પ્રસંગ ઉપરથી કઈ કવિતા પેહેલી કીધી એ સમજ્યામાં આવતું નથી. અટકળ થાય છે કે વીસ કે પચ્ચીસેક વરસની મોટી ઉમરે (કવિતા) કરવી શરૂ કીધેલી; ને એ કાવ્ય કરવાની જોડે સંસ્કૃત અભ્યાસ પણ જારી રાખેલો. કેટલાક કેહે છે કે મોટો શાસ્ત્રી હતો, પણ એણે કિયાં અમુક શાસ્ત્રનો અભ્યાસ કરેલો તે જણાયું નથી. હું તો ધારુંછ કે થોડું ઘણું વ્યાકરણ શિખીને પોતાની વૃત્તિને માટે પુરાણો વાંચતાં શિખેલો—અર્થાત્ પ્રેમાનંદ પ્રાકૃતમાં કવિ અને સંસ્કૃતમાં પુરાણી એ નામે ઓળખાતો.

કેટલાએક કહે છે કે એને એક પ્રસંગે પુરાણીઓ સાથે સામો પક્ષ બંધાયો, ને તેથી તેઓ એવી તજવીજ કરતા, કે પ્રેમાનંદ પાસે કોઈ પુરાણ વંચાવે નહીં. તે ઉપરથી પ્રેમાનંદ બોલ્યો, કે તમે એટલા શેના ફુલાઈ જાઓછો—હું ભાગવતનું ભાષાંતર કવિતારૂપે કરુંછ, કે જેથી તમારો કોઈ ભાવ પુછવાનું નહીં. એ આગ્રહના જોસ્સામાં તેણે પ્રથમ તો રસિક જે દસમસ્કંધ તેનું પ્રાકૃત કરવા માંડ્યું.

તેમ નાગર લોકો, જેઓ એની કવિતા વિશે સારું મત ન્હોતા ધરાવતા, ને કેહેતા કે સંસ્કૃતની વાત પ્રાકૃતમાં ભાખી તેમાં તે નવું શું કીધું—તે ઉપરથી, અને નાગરો, જેઓ વિદ્વાન, વિચક્ષણ અને રાજદ્વારી, તેથી તેઓના માનિતા થઈ પોતાની પ્રતિષ્ઠા વધે તેને માટે તેણે નરસંઈ મેહેતાનાં કાવ્ય કરવા માંડ્યાં. મનસુખરામ કેહે છે, કે એણે નાગર સંબંધી પેહેલું તો મોસાળું કર્યું. ( ને એમાં ૧૭૧૭ નો સંવત છે તેથી એ વાત ખરી પણ લાગે છે ) એક પ્રસંગે નાગરની ન્યાત જમવા બેઠેલી, તે જમી રહ્યા પછી તેણે મોસાળું ગાઈ સંભળાવ્યું—તેથી નાગરો એટલા તો ખુશ ખુશ થઈ ગયા, કે તેઓએ પોતાના ચંબુઓ તેને આપી દીધા.

પ્રેમાનંદ પ્રથમ સ્માર્ત હતો, પણ પછી પુરાણી એટલે તેણે વૈષ્ણવપણાંની કંઠી બાંધેલી ખરી—એણે કંઈ મરજાદ અથવા પુષ્ટીપંથ સ્વિકાર્યો નહોતો. ને વૈષ્ણવની કંઠી બાંધતો તોપણ શિવને નિંદતો નહોતો—એણે ઘણાં ખરાં પુસ્તકો સુરત ને ખાનદેશ—નંદરબારમાં કીધેલાં છે—અને ત્યાંહાંના ઠાકોર રાજાના આશ્રય હેઠળ એણે ઘણું દ્રવ્ય મેળવેલું હતું એ વાત ખરી છે. જોકે પ્રેમાનંદ પ્રથમ ઘણીજ ગરીબી હાલતમાં હતો, તોપણ તેણે પછવાડેથી પચ્ચીસ તીસ હજાર રૂપિયા મેળવેલા જણાય છે. એનાં બંધાવેલાં ઘરો રૂપિયા ૧૦૦૦૦ નાં હાલ એના વંશજો વાપરે છે.

ગુજરાતી કવિપંક્તિના પેહેલા વર્ગના કવિમાં શ્રીમંત કવિ તે પ્રેમાનંદ, અને સામળ; પ્રેમાનંદને આશ્રય નંદરબારના ઠાકોર રાજાનો, અને સામળને રખીદાસનો—પ્રેમાનંદ ઘડપણમાં સુખી હતો—એણે સંસ્કૃતમાં કોઈ કાવ્ય કીધું નથી. મનસુખરામ કેહે છે કે સંસ્કૃતમાં ભણ્યાજ નહોતા, પણ હું ધારું છું કે પંચકાવ્ય ને પુરાણ તો ભણ્યો જ હશે—તેમ રસાલંકારનો એકાદ ગ્રંથ પણ ઉપર ઉપરથી જોઈ લીધેલો ખરો, એ વાત એનાં ઓખાહરણ અને નળાખ્યાન ઉપરથી માલમ પડે છે. વળી, પિંગળ પણ જોઈ લીધેલું. પણ તેના નિયમો તેણે પોતાના ગ્રંથોમાં માત્ર ઉપયોગમાં આણ્યા નથી—લોકને રાગડા ઘણા ગમે, તેથી એણે જુદા જુદા ઢાળોમાં આખ્યાનો બનાવ્યાં ગુજરાતીમાં દેશીઓ કયારથી અને કોનાથી નિકળી એ જાણવાની મને ઘણી ખંત ભરાઈ છે.

લોકો કહે છે કે એ સંસ્કૃત ભણ્યો હતો; ને માહાભારત વાંચ્યું ત્યારે રૂપિયા પચ્ચીસેક તેને મળ્યા, પણ પછી પ્રાકૃતમાં માહાભારત કરીને વાંચ્યું ત્યારે તે ઘણુંજ કમાયો—એણે માહાભારત વાંચ્યું હશે, પણ એનું ગુજરાતી માહાભારત મ્હારા જોવામાં આવ્યું નથી—ત્રણ ચાર આખ્યાનો તેમાંનાં છે ખરાં.

પ્રેમાનંદનો સ્વભાવ સુધો—કોઈ વાતનાં અપલક્ષણમાં નહિ, એમ મનસુખરામે જે કહ્યું છે તે વાસ્તવિક છે એમ એના ગ્રંથો ઉપરથી જ માલમ પડે છે. એને બેઠી બાંધણીની પ્રૌઢ રીતે મશ્કરી કરતાં સારી આવડતી હશે. એણે પોતાના નાયક બે રાખ્યા છે—એક શ્રી કૃષ્ણ, ને બીજો નરસંહી મેહેતો. એના બનાવેલા ગ્રંથો આટલા તો જાણવામાં આવ્યા છે—નરસંહી મેહેતા સંબંધી—મોસાળું, હુંડી, શ્રાદ્ધ, હારમાળા અને બીજા—રણયજ્ઞ, અભિમન્યુઆખ્યાન, સુદામચરિત્ર, સુધન્વાઆખ્યાન, ઓખાહરણ, નળાખ્યાન, દસમસ્કંધ, વિવેક વણજારો વગેરે. મનસુખરામ તો કેહેતો હતો કે કેટલાંક ધોળ, ગીત પણ એનાં બનાવેલાં છે, પણ મ્હારા જાણ્યામાં પ્રેમાનંદની કરેલી છુટક કવિતા કોઈ પણ આવી નથી.

નરસંહી મેહેતાસંબંધી એક હારમાળા ને મામેરું એ સિવાય જેટલું છે તેટલામાં સારી કવિતા નથી—નાગરની રીતભાતનું વર્ણન છે, પણ તે વર્ણન સાદી ઇબારતમાં લખ્યું હોય તેવું છે—ઢાળ ને છેલ્લા અનુપ્રાસો છે એટલાજ ઉપરથી એને કવિતા કહિયે, તો કહિયે બાકી ખરી કવિતા તો નથી. રીતભાતનું વર્ણન કવિતારૂપ ક્હારે શોભે કે જ્યારે તેમાં રસ અલંકાર અને પોતાની તરફના સારા વિચાર હોય ત્યારે; તોપણ મામેરામાં વર્ણન સારું છે, તેમ હારમાળામાંના કેટલાંક પદો લેખે પણ સારાં છે. એ ગ્રંથવિષે કેટલાક કેહે છે કે તે નરસંહી મેહેતાનો છે ને કવિ દલપતરામ તે ગ્રંથની ગણના નરસંહીના ગ્રંથોમાં કરે છે. મેં હારમાળાની ચાર પાંચ પ્રત ભેગી કરી વાંચી જોઇ છે તે ઉપરથી મને નરસંહી મેહેતાની તો નથી જ લાગતી.

૧. નરસંહી મેહેતો ગરીબ ભક્ત, જેના ઉપર નાતને ગામ ઉલટેલું તે શું સામાવાળા સમર્થ મંડલિક રાજા અને તેના પક્ષના સંન્યાસીઓને હારમાં લખેલા નઠારા તુચ્છકારના શબ્દ કેહ ને તે રાજા ને સંન્યાસીઓ સાંભળ્યાં કરે? રાજાને તુચ્છકારથી બોલવાની કોહોની હિંમત ચાલે? ને ભલો નરસંહી કેમ બોલે? માટે કોઈ ત્રિજા શખ્સે પદો લખેલાં-પણ છેલ્લે ભણે નરસંહીયો એમ આવે છે તેથી અને નરસંહી મેહેતાની વાત છે તેથી કેટલાક તેમ સમજે છે—પણ અર્થ આમ લેવો જોઈયે કે કોઈ કવિ કેહે છે કે એ પરમાણે 'નરસંહી ભણે' એટલે નરસંહી તે વખત ભણતો હતો અથવા નરસંહીયે ભણ્યું.

૨. ભક્તજન પોતાની બડાઈ પોતાને મ્હોડે ન કરે.

૩. તૃતિય પુરુષમાં વાત લખેલી છે. હવે નરસંહીની પોતાની વાત હોય તો તે પ્રથમ પુરુષમાં કાં ન કરે?

૪. ભાષા પણ નરસંહી મેહેતાના જેવી નથી.

પ્રેમાનંદનાં સુદામાચરિત્ર, ઓખાહરણ, નળાખ્યાન, દશમ એ પુસ્તકો ઘણાં જ સારાં છે. એમાં ખરી કવિતાનો જોસ્સો મનમાનતી રીતે બાહાર પડેલો જણાય છે—સંસારસંબંધી વિષયને કવિતારૂપ રસભરી લખવામાં પ્રેમ નંદ ઘણો જ સારો છે. ગુજરાતી કવિતામાં વિદ્યા, વિચાર અને વ્યંજના તો મળે જ નહીં—ને જાંહાંસુધી એ ન હોય તાંહાં સુધી તે ઉત્તમ કવિતા કેહેવાય નહીં. ગુજરાતી કવિતા સાધારણ લોકનેમાટે છે. વિદ્વાનને માન્ય—વિદ્વાન વાંચી પ્રસન્ન થાય તેવી નથી. તોપણ થઈ ગયલા કવિયોમાં પ્રેમાનંદ પેહેલે દરજ્જે છે એમાં તો શક નથી જ.

ઘણી ખરી ગુજરાતી કવિતામાં સાધારણ લોકને રસ લાગે છે તે તેમાંના શુદ્ધ કવિતાના વિચારથી નહીં, પણ ઇશ્વિરસંબંધી વાતને લીધે-રાધાકૃષ્ણની વાતને લીધે—લોકની રીત પ્રમાણે કરેલાં વર્ણનને લીધે-રાગડામાં અને અજ્ઞાની લોકને સેહેલથી સમજાય તેવી રીતે લખ્યાને લીધે. કિયો વિદ્વાન કિયો વિદ્યાર્થી પોતાના વિનોદને માટે અથવા પોતાની શિક્ષાને માટે-કવિતા ચાતુરી શિખવાને માટે ગુજરાતી કવિતા વાંચે છે—કોઈ જ નહીં. સહુ વાંચે છે ને સાંભળે છે, તે માંહેની મતલબથી ખુશ થવાને, પણ મતલબમાં કવિતારૂપ શું ચતુરાઈ રહેલી છે તે તે જાણવાને નહીં. ઓખાહરણમાંનાં બે ત્રણ કડવાં, નળાખ્યાનમાંનાં બે ત્રણ કડવાં અને દશમમાંના પર અધ્યાયમાંના બે ત્રણ અધ્યાય એમાં નવી કવિતા છે, તેવી બીજાઓની પણ હોત તો ગુજરાતી લોકો પોતાના કવિયો વિષે મોટું અભિમાન રાખી શકત—આ લખતી વેળા ઓખાહરણ ને નળાખ્યાન, દશમનો ૩૯ મો અધ્યાય મને સાંભરી આવે છે—એ વાંચતાં માહારી છાતી ભરાઈ આવી હતી.

પ્રેમાનંદની કવિતામાં ચાર રસ વિશેષ છેઃ કરુણા, શૃંગાર, હાસ્ય ને વીર એમ ઉતરતે અનુક્રમે જોવામાં આવે છે. કરુણામાં તો એક્કો છે. એનો શૃંગાર

દયારામના શૃંગાર કરતાં પ્રૌઢ છે, પણ તેટલો મસ્ત નથી તેમ ચિત્ર આપવામાં દયારામ કરતાં વધારે સારો છે, તો પણ જેવો કાળીદાસનો, શેકસપિયર—બૈરનનો હાફેઝનો અને સુરદાસનો દરદનો ભરેલો, ચિત્ર આપતો, દુનયાદારી સમજાવી નીતિ બતાવતો ને પંડિતાઈ ભરેલો છે તેવો પ્રેમાનંદનો નથી; હાસ્યરસ ને વીરરસ પણ સારા છે. એની કવિતારચના દયારામના જેવી સરળ નથી, પણ કેટલેક ઠેકાણે ચડકતી છે. એનામાં હિંદુસ્તાની કે ઉરદુ શબ્દ આવતા નથી; સામળે સારીપઠે લીધા છે, વલ્લભે થોડા અને પાછા દયારામે સારીપઠે લીધા છે. ખરેખર જો કોઈ બીજી ભાષા બોલનારા લોકને ગુજરાતી કવિતા વાંચવાને આપું તો નરસંહી, પ્રેમાનંદ અને દયારામ એ ત્રણને જ આપું. પ્રેમાનંદે જે પુસ્તકો રચ્યાં છે તેને આધાર તો સંસ્કૃત જ, પણ પછી વિસ્તાર પોતાની તરફનો એટલો કે તે પુસ્તકો ભાષાંતર ન કેહેવાય, દશમમાં જેટલું નવું છે તેના કરતાં નળમાં વધારે છે (નળના સંસ્કૃતમાં ઘણા ગ્રંથો છે તે જોયલા તોપણ) અને નળ કરતાં વધારે ઓખાહરણમાં છે.

---

## સામળભટ.*

સિંહાસન બત્રિસીમાંની છેલ્લી વાત વેતાળ—મડાપચ્ચીસીમાં લખ્યું છે કે એ સિંહાસનબત્રીસીનો મોટો ગ્રંથ સંવત ૧૭૭૭ માં કરવા માડ્યો ને ૧૭૮૫ માં પુરો કીધો; પદ્માવતીમાં લખ્યું છે કે તે વાત પાંચ દહાડામાં બનાવીને સંવત ૧૭૭૪ ની માહાસુદ બીજને મંગળવારે પુરી કરી; રણછોડજીના સલોકામાં ૧૭૮૧ નું વરસ આવે છે; સિંહાસનબત્રીસી પછી સુડાબોહોતેરી બનાવી છે. હવે જ્યારે સિંહાસનબત્રીસીને આઠ વરસ લાગ્યાં, તો સુડાબોહોતેરી જેવી ન્હાની ન્હાની વાતને ઓછામાં ઓછાં પાંચ વરસ લાગ્યાં એમ ધારિયે ને પછી જાણે તે ઓછામાં ઓછાં બીજાં ૧૫ વરસ જીવ્યો હોય તો એ રીતે સામળભટ સંવત ૧૮૧૦ સેક સુધી હૈયાત હતો એમ કેહેવાય ખરું; અને કેહેવાય છે કે એની ત્રીસ વરસની ઊમરે એને રખીદાસ મળ્યો, તો ૭૭ માંથી ૩૦ બાદ કરતાં ૪૭ આવે છે એટલે એ કવિ ૧૭૪૦ સેકમાં જન્મ્યો હશે.—સહુ મળીને એ ૭૦ વરસ જીવેલો, ને તેમાં ૨૦ વરસ પછી કવિતા કરવા માંડેલી એમ લેતાં એણે ૫૦ વરસ કવિતા કરેલી. ઘણું કરીને કવિતાશક્તિ ૨૦ પછી જ બ્હાર પડે છે.

એ કવિ શ્રીગોડમાળવી (પ્રથમ માળવેથી આવેલા માટે) સામવેદી, સ્માર્ત્ત બ્રાહ્મણ હતો, ને તે શ્રી નગરના (અમદાવાદનાં) વેગણપુર નામનાં પરાંમાં, જેને હાલ ગોમતીપુર કહે છે ત્યાંહાં રહેતો હતો. એના બાપનું નામ વીરેશ્વર, માનું નામ આનંદ બાઈ, અને ગુરુનું નામ નાનાભટ હતું. એને બે છોકરા હતા એટલી

---

* એની કવિતા ને મારા વિચાર એ બે ઊપરથી.

તો જાણ્યુ છે જ—તેમાં પુરુષોત્તમ ભણ્યો ગણ્યો લાયક હશે માટે તેના ઊપર કવિનો ઘણો ભાવ હતો, ને પોતાની સાથે કવિતા ગાવાને લઈ જતો હતો. એનો બીજો છોકરો ભ્હેરો ને બતરાડ હતો.

એ કવિની કીર્તિ સાંભળીને વાસણ વંશના લેઉઆ કણબી રખીદાસ પટેલ, જે માતર પ્રગણામાં સુંઝ નામના ગામમાં રહેતો હતો, તેણે સામળભટને પોતાના ગામમાં તેડાવીને મોટા સત્કારથી તેનાં ગુજરાનને માટે કેટલુંક પસાયતું કરી આપીને પોતાની પાસે રાખ્યો હતો. અહિં પછી સામળે રખીદાસને રીઝાવવાને સિંહાસનબત્રીસી કીધી, તેમ રખીદાસના છોકરા ઝવેરને રીઝવવાને શુકબોહોતેરી કીધી. એના રચેલા ગ્રંથો આટલા જાણ્યામાં આવ્યા છે. સિંહાસનબત્રીસી, શુકબોહોતેરી, નંદબત્રીસી, મદનમોહના, બરાસકસ્તુરી, પદ્માવતી, ઉદ્યમ કરમ, શનિશ્ચરાખ્યાન, બોડાણાનું આખ્યાન, ભક્તમાળ, અંગદવિષ્ટી, મંદોદરી સંવાદ, શિવપુરાણ, રેવાખંડ, રણછોડજીના સલોકા વગેરે.

સામળે વૃજભાષાનો સારીપઠે અને સંસ્કૃતનો કાવ્યોત્પત્તિ જેટલો અભ્યાસ કરેલો જણાય છે. કેટલાક કહે છે કે એને જ્યોતિષ પણ આવડતું હતું ને તે પુરાણ વાંચતો હતો. દોહરા, ચોપાઈ, છપ્પા, કવિત વગેરે વૃત્તો જે મૂળ સંસ્કૃતમાં નહિ, પ્રથમ વૃજભાષામાં જ નીકળેલાં તે સામળે ગુજરાતીમાં પેહેલવેલાંજ દાખલ કીધાં, ને તેમાં તે ફતેહ પામ્યો છે. એની કવિતાનો મોટો ભાગ વારતાનો છે. એ વારતાઓ લખવાનો ઉદ્દેશ વિદ્વત્તા અને કવિપણું દેખાડવાનો નથી પણ ગામડિયાઓને રીઝવવાનો છે, તોપણ એણે પોતાની વિદ્વત્તા અને કવિત્વશક્તિ પ્રસંગે સારીપઠે બતાવી છે. અજ્ઞાની લોકોની કવિતા તરફ રુચી કરાવ્યાનું અને તેમાં નીતિ બતાવ્યાનું માન સામળને છે; પણ એ વાતોનો વિષય એવો છે કે લોકો સાર ગ્રહણ કરવાને બદલે અસાર ગ્રહણ કરે છે. એની કવિતામાં કંઈ દરદ જણાતું નથી અને જ્યાંહાંસુધી જેની કવિતામાં દરદ માલમ પડતું નથી ત્યાંહાં સુધી તે કુદરતી કવિ કેહેવાય નહીં. પ્રાસાદિત અથવા કુદરતી કવિ થવામાં પ્રીતિસંબંધી અથવા ધર્મસંબંધી ન ડાબ્યોરેહે તેવો જોસ્સો જોઈયે, તે જોસ્સો સામળની કવિતામાં નથી; તોપણ એ બે જોસ્સાને મળતો પણ થોડો ઊતરતો કોઈપણ રીતે નામ મેળવવા સંબંધી જે જોસ્સો તે અને નાહાનપણથી જ કવિતાનો અભ્યાસ એ બેનું જોર એટલું માલમ પડે છે કે તેને બીજી પંક્તિનો કુદરતી કવિ કેહેવામાં હરકત લેવા જેવું નથી.

એને દુનિયાદારીનું જ્ઞાન તો ઘણું જ અને બહુશ્રુત પણ ખરો. ભોજપ્રબંધ આદિલઈ વિક્રમ ભોજ સંબંધી જેટલાં પુસ્તકો સંસ્કૃતમાંથી ને જૈનમાંથી જોઈ લેઇને તેમાં ફેરફાર કરી સારીપઠે વધારીને એણે વારતાઓ બનાવી છે; તેમ એણે સંસ્કૃત સાહિત્યના શ્લોક પણ સારીપેઠે જોયલા. પદ્માવતી ને બરાસકસ્તુરી વગેરે ૪–૫ વારતાઓ એની સ્વકલ્પનાથી બનાવેલી લાગે છે. સિંહાસન બત્રીસીમાં

૧૦ એક વાત સારી છે. અને સુડાબોહોતેરી વિશે મારો વિચાર એ છે કે એણે ન કીધી હત તો સારું થાત—વિષય બિભત્સ છે એટલુંજ નહીં પણ લખવાની ઢબ પણ એવી રાખી છે કે, વાંચનાર એ વાતો વાંચતાં કંટાલીને ચોપડી મુકી દે છે. સુડાબોહોતેરીની જાતની જાંહાંદારશાહની વાત છે અને જો કે જાંહાંદારશાહનો વિષય સુડાબોહોતેરીની વારતાના કરતાં ઘણોજ બિભત્સ છે, તોપણ આગલી ઊપર તેટલો કંટાળો આવતો નથી. સામળની વારતાની ભાષા સાદી છે, પણ શબ્દો તોડી નાખેલા અને કેટલાએક જૈન હિંદુસ્તાની વાપરેલા છે; અને તે સાધારણ વિષયને લાગુ પાડી છે તે જોતાં તે ઘણી જ જોસ્સાવાળી જણાય છે. એની અંગદવિષ્ટી ઘણી સારી છે, એમાં અંગદનો રૌદ્રરસ અને રાવણનો વીરરસ દરસાવ્યો છે. સામળના છપ્પાનો મોટો ભાગ નીતિનો છે, ને બીજા છપ્પા પ્રાર્થના, નગરનગર સુપનાં વર્ણન અને સમસ્યા ચતુરાઇના છે. એ નીતિના છપ્પામાં ખરી કવિતા નથી ને પુનરુક્તી દોષ પણ ઘણો જોવામાં આવે છે. એના કેટલાએક છપ્પા ને ચોપાઇમાં પોતાને કેહેવાના વિષયના પ્રમાણમાં દુનીયાદારીના દાખલા હારબંધ મુકેલા જોઇને વાંચનાર ખુશ થાય છે. સામળની પ્રસિદ્ધી જેટલી એની વારતાઓથી છે તેટલી બીજાથી નથી; માટે એ ઊપર આટલું લંબાણ કર્યું છે.

સામળભટના શિષ્ય ઘેલા વ્યાસની દીકરીનો દીકરો ઇચ્છાશંકર, જે હાલ અમદાવાદમાં છે, તેનાં ઘરમાં સામળભટનાં હાથનાં લખેલાં પુસ્તકો હજીએ છે. એમાંનું એકાદ નાહાનું સરખું સામળભટના અક્ષર લોકોને બતાવવાને મેં વેચાતું મંગાવ્યું હતું, પણ તે હજી આવ્યું નથી.

કવિતામાં બે ભાગ રસ ને એક ભાગ તર્ક જોઇયે. રસથી હૈયું ભેદાય છે ને તર્કથી લ્હેર આવે છે. સામળમાં હૈયું ભેદાય તેવું ઘણું નથી, પણ તર્કથી લ્હેર આવે તેવું ઘણું છે. પણ તે મધ્યમ વર્ગનું છે. એણે સાધારણ વાતને કવિતામાં સણગારી તેમાંથી નીતિ બતાવી છે તોપણ એણે ઘણું લખ્યું છે તેથી એની કવિતામાં કેટલેક ઠેકાણે ઘણો જ સારો રસ જોવામાં આવે છે.—માધવાનળ, નંદબત્રિશી, અંગદવિષ્ટી વગેરેમાં રસ વિશેષ છે; અને બરાસકસ્તુરી વગેરેમાં તર્ક વિશેષ છે. સામળનામાં વીરરસ થોડે ઠેકાણે છે, પણ તે ઘણો સારો છે. હાસ્યરસ તો ઘણોજ છે. શૃંગાર હલકી પ્રતિનો છે અને અદ્દભુત, ભયાનક પણ સારા છે. પ્રેમાનંદમાં તર્ક થોડો ને રસ ઘણો છે, ને એજ મુખ્ય કારણથી સામળ કવિપંક્તિમાં પ્રેમાનંદથીજ માત્ર ઊતરતો આવે છે. અલંકારો પણ પ્રસંગોપાત સારા સારા છે.

---

## વલ્લભભટ.*

કળિકાળના ગરબામાં સંવત ૧૭૮૮ માં પડેલા દુકાળનું વર્ણન છે, તે ઊપરથી જણાય છે કે પ્રેમાનંદ, સામળ, ને વલ્લભ એ ત્રણ થોડાં થોડાં વરસને

* જન વાર્તા, એની કવિતા ને મારા વિચાર એ ત્રણ ઊપરથી.

આંતરે થઈ ગયલા, બલકે એકની હૈયાતીમાં બીજો પણ થોડાં વરસ હૈયાત ખરો એમ સાફ જણાય છે.

સાઠોદરા ન્યાતીનો નભુલાલ કવિ જે ઘણો ઘરડો છે તેણે મને વલ્લભવિશે દંતકથા ઘણી કહી છે. તેની મતલબ એ છે કે તે પ્રથમ મુર્ખ હતો, પણ પછી અંબા બહુચરાના પ્રસાદથી તે કવિ થયો.

કેહવાય છે કે એ અમદાવાદનો ભટમેવાડો પ્રથમ વૈષ્ણવ હતો, ને જ્યારે તે શ્રીનાથજી ગયો ત્યારે ત્યાંહાં મંદિરમાં તેનાથી ખુણામાં સ્હેજ થુંકાઈ ગયું હતું. પણ તેથી ત્યાંહાના લોકોએ તેનો ફિટકાર કીધો, તે વખત વલ્લભ ધીરજથી બોલ્યો કે હું કંઈ જાણીજોઇને થુંક્યો નથી ને તે કરતાં હોય, માબાપના ખોળામાં છોકરાં થુંકેછ તો તેથી કંઈ તે રીસે ભરાતાં નથી. મંદિરવાળા બોલ્યા કે, મા સહન કરે, પણ બાપ સહન ન કરે; ને આ તો બાપનું ધામ છે. એ ઊપરથી વલ્લભે વિચાર્યું કે બાપના કરતાં માનું વ્હાલ વધારે છે, માટે આજથી હવે હું માનેજ ગાઇશ, ને પછી તે દેવીભક્ત થયો.

કેટલાએક કેહે છે કે તે પ્રથમ નઠારા છંદમાં પડેલો ને તેમાં તેને કોઇએ મદ્યપીતાં જોયલો તેથી તે ઠપકામાંથી બચી જવાને તેણે દેવીભક્ત કેહેવડાવવા માંડ્યું. એવા છંદી છોકરાઓને લાવણીઓ ગાવાની ટેવ હોય છે તેથી તેણે લોકમાં ફજેત થયાંને લીધે જે શરમ ને જોસ્સો લાગેલો તેથી તેણે દેવીની પ્રથમ લાવણી ને પછી ગરબાઓ બનાવવા માંડ્યા.

અંબાજીથી ચુંવાળ પ્રાંતમાં બહુચરાજી આવતો ત્યારે તેને તે સ્થાન ઘણું સારું લાગ્યું, અને તાંહાં રહીને તેણે બહુચરાજીનો મહિમા સારી પેઠે વધાર્યો.

વલ્લભભટનાં માબાપની કંઈ ખબર નથી. પણ એ, ધોળોભટ, હરીભટ, અને એક બીજો મળીને ચાર ભાઈ હતા. એમાં ધોળોભટ પણ કવિતા કરતો. માતાનાં દેહેરાંઓમાં આરતીને અંતે જે બોલાય છે તેમાં ભગત દાખલ "વલ્લભ ધોળાકી જે" એમં પણ બોલાય છે.

એની કવિતા ગરબા ગરબી લાવણીઓ અને થોડાંક રાગનાં પદોમાં જોવામાં આવે છે. એના મોટા ગરબામાં ધનુષ્યધારીનાં વર્ણનનો, આનંદનો, સણગારનો, કળિકાળનો, ચોસઠ જોગણીનો, બહુચરાજીનો એ મોટા પ્રખ્યાત છે. જેમ સામળ પોતાના દોહરા, ચોપાઈ છપ્પાથી પ્રસિદ્ધ છે, તેમ વલ્લભભટ પોતાનાં ગરબા, ગરબીથી આખા ગુજરાતમાં પ્રસિદ્ધ છે.

એની કવિતા ઉપરથી ખુલ્લું જણાઈ આવેછ કે તેનામાં કુદરતી જોસ્સો હતો. એની કવિતા જો કે દેવીને અર્થે છે અને બૈરાંને ગાવાના રાગડામાં છે તોપણ તેની ભાષા ઘણી મરદાની છે. ખરી ભકતીનો જોસ્સો એટલો તો ઉભરાઈ ગયલો માલમ પડેછ કે તેણે ઘણીજ ઝડપથી કવિતા લખી કહાડી હશે. એની

ભાષામાં ઝડ ઝમક બહુજ છે; પણ કેટલાએક શબ્દો એવી રીતે વાપર્યા છે કે હાલ લોકો વાકયનો અર્થ સેહેલથી સમજી શકતા નથી. એ કવિતાઓ રસાલંકારથી ભરેલી છે, રસમાં બે મુખ્ય દેખાય છેઃ વીર ને બીભત્સ. પણ એ બન્નેમાં ભક્તી ભરપૂર છે. એના જેવી જોસ્સાવાળી ભાષા તો કોઈજ કવિની નહિ એમ કહિયે તો ચાલે, પણ ભક્તીનો વિષય અને છુટક કવિતામાં તેથી કવિત્વશક્તી વિશે ઊંચું મત ધરાવી શકાય નહીં. એ કવિતા ઉપરથી માલમ પડેછે કે તેની કેટલીક કવિતામાં અર્થપ્રૌઢી ઘણી છે; અને એ તેની સંસ્કૃત વિદ્વત્તાનું કારણ કાં ન હોય? એ કવિ બીજા વર્ગની પેહેલી ટુકડીમાં મુકવાજોગ છે.

---

## કાળિદાસ.*

નરસહીં મેહેતા પછી કાઠિયાવાડમાં પ્રસિદ્ધી પામેલો વડનગરો નાગર, ગૃહસ્થ વસાવડનો કાળિદાસ છે. તેણે પ્રહ્લાદ આખ્યાન, ધ્રુવાખ્યાન, સીતાસ્વયંવર, ઇશ્વિર વિવાહ, ચંડિકાના ત્રિભંગીછંદો વગેરે કર્યાં છે. પ્રહ્લાદ આખ્યાનમાં "સંવત "સંખ્યા પુરાણે, શૃંગાર ઉપર એક" એટલે ૧૮૧૭ લખ્યો છે. એ ઉપરથી એની હૈયાતીનો વખત માલમ પડે છે. પ્રહ્લાદ આખ્યાનમાં રૌદ્ર ને ભયાનક રસ, ધ્રુવાખ્યાનમાં કરુણા, અને ઇશ્વિરવિવાહમાં શૃંગારરસ, વિશેષે જોવામાં આવે છે ભાષા સાદી ને સરસ છે, જો કે એની કવિતામાં ઘણાજ થોડા અલંકાર આવે છે, તોપણ તે સારા છે. એ કવિ બીજા વર્ગની પેહેલી ટુકડીમાં મુકવા લાયક છે.

---

## પ્રીતમદાસ.†

વેદાંતમાં અખાનું જ્ઞાન ધરાવતો, અને શૃંગારમાં દયારામને મળતો એવો ચરોતરના સંધેસર ગામનો પ્રીતમદાસ ભાટ છે. એ ૧૮૪૦–૫૦ માં હૈયાત હતો. તેના મ્હોટા ગ્રંથમાં એક ગીતા છે, બાકી બીજી છુટક કવિતા પદ, ગરબી, ધોળ વગેરેમાં છે. ખરેખર પ્રીતમદાસની કવિતા રસભરેલી છે, તેથી તે જેમ સાધારણ માણસનું મન રંજન કરે છે, તેમ વિદ્વાનનું પણ કરે છે. એની ભાષા શુદ્ધ, સરળ, અને અલંકારયુક્ત છે. એ કવિ બીજા વર્ગની પેહેલી ટુકડીમાં મુકવા લાયક છે.

---

## ત્રિવિક્રમાનંદ‡

ત્રિવિક્રમાનંદ ઓદિચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ જંબુસરમાં જન્મ્યો હતો. તે રાઘવાનંદજીનો અખાડો, જે કે હાલ જંબુસરમાં છે ત્યાંહાં જયાં કરતો; અને ત્યાંહાંથી

---

* એનાં પુસ્તક ને મારા વિચાર ઉપરથી. † એની કવિતા ને મારા વિચાર ઉપરથી.

‡ એનો શિષ્ય જે વિજયાનંદ, તેનો શિષ્ય જે ભગી ભગવાનદાસ છે અને એ ભગી જે સાધુ છે અને જે ત્રિવિક્રમાનંદનાંજ પદો રાગદારીથી ગાય છે; અને જેની ઉમર હાલ ૬૮ એક વરસની છે તેને મ્હોડેથી સાંભળીને અને કવિતા જોઇને આ ચરિત્ર ઉપજાવ્યું છે.

તે કંઇ જ્ઞાનમાર્ગ સમજેલો. ૧૫ વરસની ઉમરે માબાપે લગન કીધાં ત્યારે સાવધાન થતી વખત તેણે ગોરને પુછ્યું કે સાવધાન તે શું ? ગોરે કહ્યું કે લગન ઘડી સાચવવાને માટે સાવધાન કેહવાય છે, પણ તેથી તેનાં મનનું સમાધાન થયું નહીં. પણ પોતે મનમાં એમ લઈ લીધું કે આ જીવ તું આ સંસારની જાળમાં ન પડ ને પછી તેણે ઝાડે ફરવાનું મ્હાનું ક્હાડ્યું. તેનાં માબાપ ઘણા પૈસાદાર હતાં, ને એનો બાપ અને બીજા ત્રણ કાકા એ ચાર વચ્ચે તે એકનો એકજ લાડકવાયો છોકરો હતો, તેથી જોશીને પુછ્યું કે બીજું કોઈ મુહુરત આવે છે કે નહીં ? જોશીએ ઉત્તર દીધો કે, હા બે દહાડા પછી આવે છે. સહુએ કહ્યું કે સાસરાંનાં ઘરમાં ઝાડે ફરવા જાઓ, પણ એણે ના પાડી, અને ઘેર જઇને માને બોલાવીને કહ્યું કે સહુએ સાવધાન કહ્યું તેથી હું તો સાવધ થયો, હવે આ તારાં કલ્લાં સાંકળાં લઈ લે, પછી પોતેજ ઉતારી આપ્યાં. માએ અને બીજાંએ ઘણો આગ્રહ કર્યો, તોપણ સહુનો ત્યાગ કરીને તે ત્યાંહાંથી નાઠો, ન્હાસીને રાઘવાનંદને અખાડે ગયો અને ત્યાંહાં તે ગુરુને સર્વ વર્તમાન વિદિત કીધું. ગુરુને કહ્યું કે મને તમારી પાસે રાખો, પણ ગુરુએ ના કહી ને બોલ્યો કે તારાં માબાપ શ્રીમંત છે તે મને હેરાન કરે; બીજું તેં માહારી આજ્ઞાવના સાધુ–દિક્ષા કેમ લીધી. જ્યારે ગુરુએ ન સ્વીકાર્યો ત્યારે તે કાશી તરફ જતો રહ્યો, ત્યાંહાં ચારેક વરસ રહ્યો, અને ત્યાંહાંથી પછી પોતાની ૨૦ એક વરસની ઊમરે સુરતમાં આવ્યો. સુરતમાં લાલ દરવાજે રુદ્રાજી બાપુજીની વજરાઆઈની વાડીમાં ઊતર્યો, જ્યાંહાં હાલેતા ભગત નામના સાધુ રોજ કથા કરતા ત્યાંહાં. તે કથા સાંભળવા રોજ બેસતો. પોતે સાધુ, પણ માથે પાઘડી ખરી. ત્યાંહાં લેઉઆ કળમી રામભાઈ પટેલનો, ભાણાભાઈ કિમિયાગરનો અને ત્રિવિક્રમાનંદનો સમાગમ થયો. એ રામભાઈ પટેલ પાલેસાપીર અટકે મોમનાનો ધરમ માનતો હતો. કથા પ્રસંગે રામભાઈ વગેરેની શંકા ત્રિવિક્રમાનંદ ભાગતો, તેથી તેઓએ તેને પુરો જ્ઞાની અને તેજસ્વી દીઠો. એ સમાગમથી ત્રિવિક્રમાનંદે ભાણાભાઇને ત્યાંહાં રેહેવા માંડ્યું, પછી થોડા દહાડા એક મકન નામના દરજીને ત્યાંહાં રેહેવાનું રાખ્યું, પણ જંમાને રામભાઇને ત્યાંહાં જતો. ત્યાંહાં ઠીક ન પડ્યું ત્યારે હરિપુરામાં અવલસન મિડઘાનાં ઘરમાં ત્રણ વરસ રહ્યો ને પછી પાછો રામભાઇને ત્યાંહાં રહ્યો. એ વરસોમાં એ આનંદરામ શાસ્ત્રીને ઘેર જઇને કૌમુદીનો અભ્યાસ કરતો, તે એક વરસ ભણ્યો, ઘર આગળ તો હિદુસ્તાનીમાં લખેલાં વેદાંતનાં પુસ્તકોની કથા વાંચતો. એણે પ્રથમ તો રામભાઈનાં ઘરનાંને કંઠી બાંધી ઉપદેશ કીધો, પછી તેણે કડુઆ કણબી ગોરધન અને લેઉઆ કણબી ત્રિકમને ત્યાંહાં રેહેવા માંડ્યું. ગોરધનના ઘરમાં ભાગવત વંચાતું. એ રામભાઈ જે ગળિયારાની ન્યાતમાં પટેલ હતો તેને કોઈ ન્યાતીલા ગળિયારાએ પોતાનાં મરણ વેળા પોતાની બૈરી છોકરા અને પૈસાની સોંપણ કીધી હતી, તેથી એ સહુ રામભાઈની સાથે ત્રિવિક્રમાનંદની કથા સાંભળતાં. થોડા દહાડા પછી ત્રિવિક્રમા-

નંદ કણપીઠમાં આવી રહ્યો, અને અહીં પેલા મરનારની ધણીયાણી પાર્વતી તેને, તેના છોકરા વીજલાલ અને તેના ચાકર હરજીવનને, એ સહુને ઉપદેશ કરી વેરાગી કીધાં. પારવતીને પુર્ણબાઈ, વીજલાલને વિજયાનંદ, અને હરજીવનને હ્રદયાનંદ એ પરમાણે નામ ત્રણેનાં ફેરવ્યાં. વિજયાનંદના બાપે ૧૦૦૦૦ રૂપિયા મુકયા હતા તે તેણે સાધુઓને ખવાડવામાં, કિર્તન ભજન કરાવવામાં, અને રાગરંગમાં ખરચી નાખ્યા. એ અવસરમાં વિજયાનંદ ગાતાં પણ સારું શીખ્યો હતો. ત્રિવિક્રમાનંદના અખાડામાં દેવીદાસ, વિષ્ણુદાસ, ખુમાનદાસ, ઘાસીરામ, લાલખાં, લાડુ, વેણુબા, કબીરખાં, બાપુજી કનસારો, શિવરામ, શિવાનંદ વગેરે ગાનારાઓનો પ્રસંગે પ્રસંગે મેલાવડો થતો હતો. એ સરવના સહવાસથી વિજયાનંદ ઘણું સારું ગાતાં શિખ્યો. ત્રિવિક્રમાનંદે ૩૫ સેક વરસની ઉમરે સ્વહસ્તે સંન્યસ્ત લીધું. તે પછી હરિપરાનું મકાન લીધા પછી ત્યાંહાં તેણે પંચદશી, ભાગવત, યોગવાસિષ્ટ આદિ ગ્રંથોનાં બબ્બે ચાર ચાર પારાયણો કીધાં. એણે પોતાની ૬૦ એક વરસની ઉમરે દેહ ગાળ્યો. તે યોગાભ્યાસ કરતો તેથી કંઈ શરીરમાં વિક્રિયા થઈ, ત્યારે તેણે બલાત્કારે વેહેલો વેહેલો અંત આણ્યો. સંવત ૧૮૭૬ માં.

ત્રિવિક્રમાનંદનો અખાડો ચલાવનાર પછી વિજયાનંદ થયો ને એ વિજયાનંદની વખતમાં દર રવિવારે ગાનારા સાંભળનારાઓની મોટી ઠઠ મળતી અને ત્રિવિક્રમાનંદનાં પદો વિજયાનંદ મ્હોટા ઉલ્હાસથી અને સરસ રાગદારીથી ગાઈ સંભળાવતો. એ વિજયાનંદ ૧૯૦૮ માં મુઓ છે.

ત્રિવિક્રમાનંદ ગોરો, પાતળો ને સાત્વિક સ્વભાવનો હતો. એણે ૧૫ એક જણને દિક્ષા આપી સાધુ બનાવ્યા હતા. ઉપદેશ વનાના શિષ્ય તો ૧૦૦ ઉપર હશે. એ કાવ્ય કરતો, અને રાગ સારીપઠે સમજતો હતો, પણ જાતે સારીપઠે ગાઈ શકતો નોહોતો, કોઈ કંઈ ગાતું તો તે સાંભલીને ઘડિએક વિચાર કરી તેવીજ તરેહનું, પણ વેદાંત મતલબનું નવું બનાવતો. એણે ગ્વાલી, ઉરદુ, દક્ષણી અને ગુજરાતીમાં વેદાંતવિષય સંબંધી કાવ્ય કર્યું છે, તેમાં કેટલાએક તો મોટામોટા ગ્રંથો છે. એનું ઘણું લખાણ હિંદુસ્તાનીમાં છે, ગુજરાતીમાં ઘણું જ થોડું છે, તો પણ જેટલું છે તેટલું ( દેશીયો નહી ) ઘણું જ સારું છે. ત્રિવિક્રમાનંદનું કાવ્ય જુદાજુદા રાગનાં પદોમાં અને સવૈયા, કવિત, ધોળ, પ્રબંધ વગેરેમાં છે.

એનાં કાવ્યમાં ભકતીપુર્વક વેદાંત છે, એનાં કેટલાંએક પદો એવાં તો પ્રેમાનંદમય છે કે અસર થયાવગર રેહેતીજ નથી. અખામાં દ્રષ્ટાંતોથી અસર થાય છે અને આનામાં કાવ્યરસના જોરથી અસર થાય છે. અખાયે કેટલુંક સ્પષ્ટીકરણ કર્યું છે એ વાત ખરી, પણ જેવો ત્રિવિક્રમાનંદનો ગ્રંથ વાંચવો લોકને પ્રિય છે તેવો અખાનો નથી. ભાષા પણ મધુરી છે. એનામાં વૈરાગ્ય નીતિ પણ છે. એનાં પદો વાંચવાથી યોગાનંદનું કાંઈ ભાન થાય છે.

એણે હિંદુસ્તાનીમાં ઘણું લખ્યું છે ને ગુજરાતીમાં થોડું લખ્યું છે તેટલા ઉપરથી એને, ગુજરાતી કવિઓના પેહેલા વર્ગની બીજી પંક્તિમાં મુકવો ઠીક નહીં, તો પણ ગુજરાતી હિંદુસ્તાનીને ઘણો સંબંધ છે તેથી, એની પ્રસિદ્ધી ઘણી છે તેથી, અને એની કવિતા (ગુજરાતી હિંદુસ્તાનીનો ભેદ ન રાખતાં) ઘણી સારી છે તેથી, હું એને બીજા વર્ગની પેહેલી ટુકડીમાં મુકું છઉં.

---

## ધીરો.

એ ભાટ વડોદરા જીલ્લામાં સાવલી ગામનો રેહેનાર ૧૮૮૦-૯૦ માં હતો, એમ કેહેવાય છે. એણે ઘણુંકરીને કાફી રાગમાં જ વૈરાગ્ય અને જ્ઞાનસંબંધી છુટક પદો ઘણાં કર્યાં છે. એની ભાષા શુદ્ધ અને જોસ્સાવાળી છે. એની કવિતામાં રૂપકો ઘણાં જોવામાં આવે છે. એ કવિ બીજા વર્ગમાં મુકવા લાયક છે.

---

## મનોહરસ્વામી.*

મનોહરસ્વામી જાતનો વડનગરો નાગરગૃહસ્થ સંવત ૧૮૪૪ ના વરસમાં જુનાગઢમાં જન્મ્યો હતો, અને ત્યાંથી પછી વસાવડ ને ત્યાંથી પછી મહુઆમાં આવ્યો હતો. પ્રહ્લાદ આખ્યાનનો બનાવનાર કાળિદાસ તે મનોહરનો મામો થાય. મનોહરનું બાળચરિત્ર જાણ્યામાં નથી. પણ ગૃહસ્થાશ્રમસંબંધી સત્રળેથી એવું જાણવામાં આવ્યું છે કે એણે પોતાની સ્ત્રીનામાં કોઇ દોષ જોયલો તેથી તેણે તેનો ત્યાગ કીધો હતો. ઘણાં વરસ બન્ને જુદાં હતાં ને અક્કેકની મળવાની મરજી અંદરખાનેઃ ખરી, તોપણુ પેલાના મનમાં એવું કે પ્રથમ પેલી બોલાવે અને પેલીના મનમાં એવું કે પ્રથમ પેલો બોલાવે, એમ પછી કોઈ કોઇનો મેલાપ થયો જ નોહોતો. સ્ત્રી પોતાનાં સગાંવાહાલામાં ગુજરો કરતી. મનોહરને બે દીકરી હતી, પણ તે વેહેલી મરી ગઈ હતી.

મનોહર પોતાની પાંતરીસેક વરસની ઉમરે ગોધે આવ્યો અને ત્યાંહાં કલ્યાણજી નામનો નાગરગૃહસ્થ જે અમીન હતો તેને ઘેર તે રહ્યો. અહિં એણે મુખત્યારી વાકલાતનું કામ કરવા માંડ્યું.

એના બાપ નાનકડાએ એને માટે ૨૦ એક હજારની પુંજી મુકી હતી, પણ તે તેણે ઊંધાઊંધા વેપાર કરીને તમામ ખોઈ નાખી હતી. હું ધારુંછ કે એ ધક્કો અને સ્ત્રીના ત્યાગ એ બે કારણ મનોહરનામાં વિરાગ ઉપજાવવાને એકઠાં મળ્યાં હશે.

મહુઆમાં એને કોઈ બંગાલા, તરફનો સંન્યાસી મળ્યો હતો, તેની પાસથી તેણે વેદાંતમાર્ગનો થોડો બોધ લીધો હતો.

---

* હું સન ૧૮૫૯ના વરસમાં ભાવનગર ગયો હતો, ત્યાંહાં માહારી ન્યાતના લોકને મોહોડેથી સાંભળ્યા ઉપરથી આ ચરિત્ર ઉપજાવ્યું છે.

એ એટલો તો મેલો રેહેતો કે એની પાસે તો શું પણ એનાથી ચાર ડગલાં દુર ઊભા હોઇયે તોપણ તેનાં શરીરમાંથી દુર્ગંધી આવ્યાવના રેહેતી નહીં. જેવો તે મેલો હતો તેવો તે લુચ્ચાઈ દોંગાઇમાં, અને સંન્યાસ લીધા પછી શિષ્યણીઓનો વધારે સહવાસ રાખવામાં બહુ હોશિયાર હતો.

એ સ્નાન સંધ્યા વગેરે કાંઇજ કરતો નહીં. એક વખત ગગાહોજાના ભાઈ વેણીલાલે કોઈ શુક્લ જોડે એને કેહેવડાવ્યું હતું કે તમે બ્રાહ્મણ થઇને નાહાતા ધોતા નથી તથા બ્રહ્મકર્મ કરતા નથી એ સારું નહીં. તેના ઉત્તરમાં તેણે લખી: મોકલ્યું કે તમે બ્રાહ્મણ થઇને મને પુછાવોછ એ ઊપરથી જણાય છે કે તમેજ મોટા ખાડામાં પડેલાછો.

એક કામમાં તેણે બક્ષીના હાથના જેવા દસ્તાવેજ લખીને રાજાના જેવી મોહોર મારી હતી ને પકડાયો નોહોતો. એ કામમાં તેને રૂપિયા બેક હજાર મળવાના હશે ખરા. એ કામ અમદાવાદમાં બન્યું, પણ પછી જેની પાસથી ૨૦૦૦ મળવાના તે ન મળ્યાથી તેને કૃતકર્મનો પશ્ચાત્તાપ થયો ને પછી સંવત ૧૮૯૧ માં એટલે ઈ૦ સ૦ ૧૮૩૨ ના વરસમાં સુરતના સેસન જડજ જોન્સની હજુરમાં જઇને કબુલ કીધું કે મેં આવું આવું કામ કીધું છે. માટે મને શિક્ષા કરો. જડજે માન્યું નહીં. પણ ખરું ખોટું જાણવાને તેણે તેને ફરમાવ્યું કે મને કરી બતાવ, તે ઊપરથી મનોહરે નવો દસ્તાવેજ કરી નવી માણેકતી નવી મોહોર મારી જુનો કરી નાખ્યો, એવો કે તે નવો છે એમ જણાયજ નહીં. જડજે કહ્યું તું એ કામ કરી શકે છે ખરો, પણ પેલાં કામમાં તુંજ હતો એવી કાંઈ સાબીતી મળી આવતી નથી, એમ કહીને છોડી મુકયો.

એક કલ્યાણભટ નામનો ઘોઘાનો શ્રીમાળી બ્રાહ્મણ તેની સાથે ત્રણ વરસ સુધી બેસતો હતો, તેણે મને કહ્યું છે કે મનોહરને પિશાબવાટે ધાત જતી હતી ને તે રોગ એટલો હતો કે લગાર લગાર વારમાં પિશાબ થઈ જતો ને તેને સારુ અફીણનું બંધારણ રાખવું પડતું હતું. તે મહિને રૂપિયા ચારનું અફીણ ખાતો.

એણે ફારસી અભ્યાસ સારો કીધો હતો, અને અકબરની વખતમાં સંસ્કૃત ઉપનિષદના ફારસી તરજુમા થયા હતા તે તેણે વાંચ્યા હતા, તેથી એના વિચારને સારી પુષ્ટી મળી હતી. તેણે ગણદેવીના ભગવાનશાસ્ત્રીપાસ જઇને વ્યાકરણ શીખવા માંડ્યું હતું, ને સુરતના દિનમણિશંકર પણ કેહે છે કે એણે બે વૃત્ત કૌમુદી જોઇ હતી.

એણે સંવત ૧૮૯૪ ના શ્રાવણ મહિનામાં સંન્યસ્ત લીધું, ને પછી ભાવનગર જઇને નીલકંઠ મહાદેવનાં દેહરામાં રહ્યો; ત્યાંહાં કેટલેક દાહાડે ગગાઓઝાએ તેની પાસથી મંત્રોપદેશ લીધો. અહિં પછી એ કવિને ખાવા પિવાનું યથાસ્થિત મળવા લાગ્યાથી તે શરીરે હૃષ્ટપુષ્ટ થવા લાગ્યો.

એણે સંસ્કૃત, હિંદુસ્તાનીને ગુજરાતીમાં ગ્રંથ કર્યા છે. જેટલા મારા જાણવામાં આવ્યા છે તેનાં નામ* આ પ્રમાણે છે. ભગવદ્ગીતાની ગુજરાતીમાં પદબોધની

* એના ગ્રંથોસંબંધી હકીકત મને ગગાઓઝાએ પોતે કહી છે.

ટીકા, રામગીતા ઉપર ટીકા, પાંચસેં શ્લોકનો એક વલ્લભમતખંડન સંસ્કૃત ગ્રંથ, સનતસુજાતાખ્યાન, પુરાતન કથા (વલ્લભી મહારાજને સંબંધી), નિત્યકર્મ અને ગુજરાતી વ્યાકરણ.

એણે સંન્યસ્ત લીધાપછી જે કવિતા કરી છે તેમાં મનહર નામ બદલી સચ્ચિદાનંદ એવી નિશાની રાખી છે.

એની કવિતા, મુર્તિપૂજાદિક કર્મ ઉપાસનાનું, અને વૈષ્ણવ સ્વામીનારાયણના મતોનું ખંડન કરનારી અને અદ્વૈતમત સ્થાપી બ્રહ્મનિરૂપણ કરનારી છે. એનામાં સાંભળેલા ઢાળ પ્રમાણે કવિતા જોડવાની શક્તી હતી, પણ પોતે ગાઈ જાણતો નહીં. દિનમણિશંકર કેહે છે કે એણે સંસ્કૃત શ્લોક જોડ્યા છે પણ તે અશુદ્ધ છે.

એ સચ્ચિદાનંદ સ્વામી સંવત ૧૯૦૧ ના વૈશાખ સુદ ચૌદસે કૈવલ્યમાં સમાયા.

એ કવિ બીજા વર્ગમાં મુકવા લાયક છે.

---

## દયારામ.*

સંવત ૧૫૦૦ થી તે સંવત ૧૯૦૦ લગીમાં અથવા ૪૦૦ વરસનાં દરમ્યાનમાં જે જે કવિયો થઈ ગયાછ તેમાં છેલ્લો અને વળી સારો પેહેલા વર્ગમાં મુકવાજેવો શૃંગારકવિતાથી પ્રસિદ્ધી પામેલો એવો દયારામ અથવા દયાશંકર હતો.

* એનો સાગરીદ જોશી રણછોડ, એનો ને મારો મિત્ર ચિમનલાલ નંદલાલ જે હાલ જમસેદજી જીજીભાઈની તમામ ગુજરાતી શાળાનો ઊપરી છે તે, એની પ્યારી રતન સુનારણ જે ડભોઈમાં છે તે, અને સુરત, ભરુચ, નડિયાદ, પેટલાદ, ચાણોદ, કન્યાળી, વડોદરુ વગેરેના મારા પ્રસંગમાં આવેલા ઘણાએક લોકો, એની કવિતા, અને મારા વિચાર એટલા ઊપરથી ઉપલું ચરિત્ર લખવામાં આવ્યું છે. ડભોઈ જઈ એનાં પુસ્તકો આણવાને હું સને ૧૮૫૯ સંવત ૧૯૧૫ ના ચૈત્રમાં વડોદરે ગયો હતો, પણ એનો શિષ્ય રણછોડ તે વખત વડોદરે હતો માટે હું તાંહાં જ રહ્યો ને પછી તેને મળવા ગયો. તે મને ઓળખતો નોહોતો તેથી મને ઘણો લાભ થયો કે મેં પુરા ભાવિક થઈ જઇને થોડુંક દ્રવ્ય આપી બે ત્રણ દાહાડા લગી રણછોડને મોંડે દયારામની તમામ હકીકત સાંભળી લીધી. આતમારામ ભુખણની માણેકચંદ જગજીવનદાસની દુકાને—પેહેડીના મુનીમ મારી માના માસાને તાંહાં ઊતરેલો તાંહાં પુછવાના સવાલો તૈયાર કરતો ને પછી તે યાદ રાખી રણછોડને પુછતો ને એ રીતે સઘળી વાત કહડાવી લીધી, મેં પણ કહ્યું હતું કે હું પણ થોડી થોડી કવિતા કરુંછ. પછી તેજ વરસમાં રણછોડ મુંબઈ આવ્યો હતો. તાંહાં પણ મેં એને સારે સારે ઠેકાણે લઈ જઇને એને દ્રવ્યની સારી મદદ કરાવી આપી હતી. મેં એને ગ્વાલિયા તલાવપર ધનજીભાઈ નસરવાનજી કામાનાં બંગલાંમાં કોચ ઉપર બેસીને કહ્યું હતું કે, રણછોડભાઈ, તમે દયારામનાં તમામ પુસ્તકો છપાવો ને સરકારમાં હક્ક લો કે બીજા કોઇથી છપાવાય નહીં ને તેથી તમને ઘણો નફો થશે—તમને જાગીર જેવું થશે—તમે કેહેશો કે પછી મને લોક ગાવા નહીં બોલાવે, પણ પુસ્તકો લોકના હાથમાં ગયેથી તેઓને

એ, ન્યાતે સાઠોદરો નાગર ગૃહસ્થ, ઋગ્વેદી શાંખાયની શાખાનો, વડોદરેથી બાર ગાઉપર ડભોઈ કસબો છે ને ત્યાંથી સાત ગાઉપર નર્મદાતીરે ચાણોદ (ચંડિપુર) કરીને ગામ છે, ત્યાં સંવત ૧૮૩૩ અથવા ઈ૦ સ૦ ૧૭૭૭ માં જન્મ્યો હતો. એની માનું નામ રતનબાઈ, અને બાપનું નામ પરભુરામ હતું. એ પરભુરામ કારકુની કરતા. બાપે, દિકરાને બાળપણમાં કંઈ અભ્યાસ કરાવ્યો નહોતો, પણ તેને જોતરું પહેરાવવાની તજવીજ કરી હતી, એટલે સાત વર્ષની ઉમ્મરે તેનો વિવાહ કર્યો હતો. બાપે આઠમે વર્ષે દિકરાને જનોઈ દીધા પછી પાંચ છ વર્ષ જીવીને અને માએ પણ પછી એક બે વર્ષ વૈધવ્ય પાળીને કવિની ૧૫–૧૬ વર્ષની ઉમ્મરે દેહ છોડેલી એવું કહેવાય છે—કોઈ કેહે છે કે જનોઈ દીધા પછી એને સૈયડ આવ્યા હતા. માબાપનાં મરણ પછી દયારામ ચાણોદમાં પોતાની માસીને ઘેર પળ્યો જતો એ વખતે એ કુસંગથી ફક્કડ, ઉડાઊ હોઈને કુછંદમાં સારીપેઠે રમતો હતો—એક પ્રસંગે માસીસાથે બોલવું થયું ને તેમાં માસીએ કંઈ કડવું વચન કહેલું તે તેનાથી ન સંખાયું અને તેથી તે ક્રોધમાંને ક્રોધમાં ઘરગામ છોડી ચાલતો કાશી તરફ ગયો હતો. એ વેળા એની ઉમ્મર સોળ સત્તરની

---

કંઈ ગાતાં આવડી જવાનું નથી ને એમ કરતાં થોડુંક નુકસાન થયું તોપણ પુસ્તકનાં વેચાણમાંથી તમને ઘણો જ નફો થવાનો. ઘણું ઘણું કહ્યું તોપણ તેણે તે વાત ઊડાવી દીધી. એણે મને એક પદ લખી આપ્યું નહીં. એની સાથે વાતો કરીને મેં દયારામની હકીકત તો સારીપઠે કહાડી લીધી ખરી. એ ઠેકાણે ઠેકાણે ગાય, તાંહાં મારા શિષ્યો ખુણામાં બેસીને છાનાં છાનાં લખ્યાં કરે, એવી રીતે અને ભરૂચના મુનશી પરમાનંદદાસ ભોળાભાઇ અને સુરતના કાએચ હીરાલાલ મંછારામની કૃપાથી હું "દયારામ કૃત કાવ્ય સંગ્રહ"નું મોટું પુસ્તક છપાવી પ્રગટ કરી શકયો છઊં. જો કે દયારામને અંમર કરવામાં હું તને, મને, ધને, ઘણો ઘસાયોછ ને મેં જેટલો કાળ કાહાડ્યો છે તેટલો કાળ મારાં પુસ્તકો લખવામાં કાહડ્યો હત તો મને વધારે માન હતું એ વાતનો વિચાર પણ જોકે નથી કર્યો, તોપણ લોકને એક મોટા રસિક કવિનું પુસ્તક આપ્યુંછ એથી હું ઘણો સંતોષ માનું છઊં—રે હું જાતે ચાણોદ કન્યાળી ને ડભોઇ ગયો હતો. એણે, મારા શિષ્યો એની પાસે જઇ મને ઓળખતા નથી એમ બતાવવાથી બે ચાર પદ લખી આપ્યાંછ ખરાં—ને મેં એક કાગળ લખ્યો હતો તેના જવાબમાં એણે દયારામના કેટલાક ગ્રંથોની ટીપ આપી છે—એ હું તેનો મોટો ઉપકાર માનુંછ—એ ટીપ ચરિત્રની પછવાડે ટાંકેલી છે કે જેઓના વાંચવામાં આવે તેઓ તે ગ્રંથોને મેળવવાને તજવીજ કરે.

માહારા શિષ્યોએ ડભોઇમાં એની પ્યારીને ત્યાંહાં દયારામનું ચિત્ર જોયું તે તેઓએ માગ્યું; પણ તે બોલી કે 'તમારે ગમે તો કોઈ ચિતારાને બોલાવી એ ઊપરથી બીજું ઉતરાવી લો પણ એ તો હું નહીં આપું, કેમકે મ્હારે સવારના પોહોરમાં એનાં દરસણ કીધા વગર, અને જમતાં પેહેલાં એની સેવા કીધા વગર, આ દેહ છે તાંહાંસુધી કદી ચાલે નહીં. એ વાત મ્હારા શિષ્યોએ મુંબઈ આવી મને કહી. પછી મેં તેઓને પાછા વડોદરે મોકલ્યા. પછી તેઓ, ત્યાંહાં મ્હારી ન્યાતના પ્રસિદ્ધ સર્પશાસ્ત્રી ઓચ્છવરામના છોકરા ધનસુખરામ, જે ચિત્રવિદ્યામાં કુશળ છે તેને મળ્યા ને પછી તેને લઇને ડભોઈ ગયા; સહુ

હશે. કોઈ કેહે છે કે સ્ત્રીઓના છંદથી તેની અપ્રતિષ્ટા થઈ હતી તેથી ન્હાસી ગયો હતો. માસીનું કડવું વચન શિક્ષાનું પણ હોય. કાશી જઇને ત્યાં કાશી વિશ્વેશ્વરની લાવણી જોડીને ગાઈ હતી. એ લાવણી દયારામનું પેહેલુંજ કાવ્ય કેહેવાય છે. મને એ વાત ખોટી લાગે છે, કારણ કે મુર્ખ છોકરો પોતાની સોળ સત્તરની ઉમ્મરે આટલા આટલા અઘરા શબ્દોની ભરણીવાળી અને સારાં વર્ણનવાળી લાવણી કરી શકે નહીં. છેલ્લી કડીમાં કૃષ્ણચરન અભિલાખ એવું લખ્યું છે તે ઉપરથી જણાય છે કે પોતે સ્માર્ત છતે, કાશીવિશ્વેશ્વરની લાવણી કરતે છતે, એવું લખે નહીં. કોઈ બીજાએ એમ લખ્યું હશે, અથવા પોતે મોટપણે વૈષ્ણવ ધર્મ સ્વિકાર્યા પછી એવું લખ્યું હશે. એ લાવણીમાં કંઈજ રસ અથવા કોઈ પણ વાતનું દરદ નથી, તે ઉપરથી એમ કહિયે તો ચાલે કે તે પોતાનાં મરી ગયલાં માબાપસંબંધી અથવા માસી તથા ઘરના વિયોગ સંબંધી પ્રેમપીડીત નહોતો.

સોળ સત્તર વરસના મુર્ખ છોકરાએ સ્હેજસાજ વિચારની લાવણી બનાવવી એ કાંઈ નવાઈ જેવું નથી. સહુને જાણીતું છે કે અભણેલ બૈરાંઓ અભ્યાસથી ગરબીઓ જોડે છે. નાગરનાં બૈરાંઓ લગન કારજોમાં ઘણીવાર વખાણવા જેવાં ને તરતનાં તરત બોલો જોડી શોભ આદી ગીતો ગાય છે. અને બાર તેર વર-

---

ધર્મશાળામાં ઉતર્યા, ને પછી ત્યાંહાં તેઓએ સુનારણ પાસની તસબીર આણી. તે જોતાં ધનસુખરામ બોલ્યા કે એ છબી તો ખોટી છે, તેમ રણછોડે પણ કહ્યું કે એ છબી બરાબર નથી. પછી ધનસુખરામે બે ચાર છબીઓ મનકલ્પિત ચિતરી દેખડાવી, તેમાંથી એક રણછોડે પસંદ કરી અને કહ્યું કે એમાં રંગબંગ પુર્યાથી આવી રેહેશે. પછી તે સ્કેચ ઉપરથી તેણે વડોદરે આવી તસબીર ચિતરીને ત્યાંહાંના બે ત્રણ જણું જેણે દયારામને જોયલા તેની પાસ પસાર કરાવી, તે મ્હારા શિષ્યો મુંબઇ લાવ્યા, તે જોતાં જ મેં કહ્યું કે આમાં તો રણછોડની છાયા આવે છે. પછી મેં ચિમનલાલને બતાવી તેણે પણ એમ જ કહ્યું કે આ તો રણછોડને મળતી આવે છે. ને બીજાઓએ પણ એમ જ કહ્યું. પછી મેં સુરતમાં ને ભરૂચમાં બતાવી તાંહાં પણ એવું ઠર્યું કે દયારામની નહોય. ધનસુખરામે પોતે દયારામને જોયા નહોતા. પછી ભરૂચના રેહેનાર બાપુભાઇ ભગવીદાસ—વલસાડના ફોજદાર, જેણે દયારામની સાથે ઘણો એક કાળ ગુજરેલો, તેણે કહ્યું કે દયારામની છબી મ્હારા હૃદયમાં છે તે પ્રમાણે કોઇ ચિતારા પાસે ચિતરાવી આપીશ. કેટલાક દાહાડા પછી મેં મ્હારા શિષ્ય વિજીયાશંકરને વલસાડ મોકલ્યો, ત્યારે બાપુભાઇએ તેને કહ્યું કે, હજી લગી તે છબીને માટે મ્હારાથી કંઇ બન્યું નથી; પણ વિજીયાશંકરે કહ્યું કે હું થોડું ઘણું કંઇ ચિતરી જાણુંછું. પછી બાપુભાઇએ દયારામનો ચેહેરો વગેરે સહુ કેવું હતું તેનું વર્ણન કર્યું તે ઉપરથી તેણે બેત્રણ સ્કેચ કીધા, તેમાંનો એક બાપુભાઈએ પસંદ કાધો, ને શેરો મારી આપ્યો કે 'બરાબર એજ પ્રમાણે.' તે સ્કેચ મેં ભાઈ ચિમનલાલને બતાવ્યો, તેણે કહ્યું કે બરોબર છે. પછી મેં ચિતરાવી ને પાછી સુરત ને ભરુચ જઇને લોકને તે તસબીર બતાવી તો ખરી ઠરી છે. તે એ તસબીર સોનારણ પાસ જે તસબીર છે તેને ઘણુંકરીને મળતી આવે છે. હજી વડોદરે જઈને મ્હારે ખાતરી કરવી છે, ને એમ નક્કી કર્યા પછી એને વિલાયતથી એનગ્રેવ કરાવી મંગાવવાનો મ્હારો વિચાર છે. એ તસબીર એક ચશ્મી છે.

સની ઉમ્મરના નીચ વરણના મુરખ છોકરાઓ પણ લાવણી જોડે છે. ગમે તેમ છે, તોપણ આટલું તો ખરું કે દયારામ જન્મથી વિચક્ષણ, તેથી તેને પોતાના કુછંદી સાથીઓના સહવાસથી કવિતા જોડવાની શક્તિ આવેલી. કાશીવિશ્વેશ્વરની લાવણી બનાવ્યા પેહેલાં તેણે કેટલીએક આશકી લાવણીઓ બનાવેલી ખરી, તોપણ કાશીવિશ્વેશ્વરની લાવણી, એ, દયારામની ધર્મસંબંધી કવિતામાં સત્તર વરસની ઉમરે પેહેલીજ કરેલી હશે. દયારામે જોશી રણછોડને અથવા જોશી રણછોડે ( દયારામને નામે ) મારે મ્હોડે એમ કથા કહી છે કે, 'કાશી જ્યારે વીશેક ગાઉ દુર રહ્યું, ત્યારે ગંગામાં નાહાવાની મ્હારી ઉત્કંઠા ઘણી થઈ ને પછી દોડી દોડીને ત્યાં પહોંચ્યો તો ઘાટના દરવાજા બંધ દીઠા; દરવાને પુછ્યું કે કેમ અહીં પધ્યોછ, ત્યારે મેં કહ્યું કે મ્હારે સ્નાન કરવું છે. થોડીવારમાં એકાએક મેં કોઈ પુરુષને બોલતાં સાંભળ્યો કે 'ઊઠ દરવાજા ખુલ્લા છે!' તેવો જ હું ઉઠ્યો ને મેં ગંગામાં સ્નાન કીધું, ને બીજે દિવસે કાશીવિશ્વેશ્વરમાં જઇને લાવણી ગાઈ.' જોશી રણછોડ કહે છે કે 'એજ એનું પેહેલું કાવ્ય, કાશીવિશ્વેશ્વરના અનુગ્રહથી થયું, ને કાશીવિશ્વેશ્વરે જ એને કાવ્યશક્તિ આપી. મૂર્ખના ચતુર ને ખળના સાધુ બનાવી દીધા.'

કાશીથી આવીને અથવા કાશીથી સેતુબંધ જઇ આવીને દયારામ પાછો ચાણોદ આવ્યો. અહીં એની માસી મરી ગએલી તેનું એણે શ્રાદ્ધ કીધું. કાશી જવાથી જોકે એનો વિવાહ ફોક થયો હતો, તોપણ જ્યારે પાછો ઘેર આવ્યો ત્યારે ડભોઇના એક ગૃહસ્થે એને કન્યા દેવાની ઇચ્છા દેખાડી હતી, ને જો કે નાગરમાં ૧૧૦૦–૧૨૦૦ નાં પલ્લાં ભરવાની રીત છે તે પ્રમાણે પલ્લું ભરવાનું દયારામનું ગજું ન્હોતું, તોપણ પેલો ગૃહસ્થ એની હોંશીઆરીથી લલચાઇને વગર પલ્લે પોતાની દીકરી પરણાવતો હતો—ને એમ હતું, તોપણ ફાંકડા કવિએ કહ્યું કે 'મ્હારે તો પરણવું જ નથી, મેં તો કૃષ્ણ સાથે કિ દાહાડાનું લગન કરી મુકયું છે.

૨. જન્મથકી તે વીસ વરસ લગીની હકીકત ઉપર પ્રમાણે છે, પણ બીજાં વીસ વર્ષની એટલે કવિની ૪૦ વર્ષની ઉમર લગીની હકીકતમાં ઘણુંજ થોડું લખવાનું મળ્યું છે; કારણ કે એ વર્ષો કવિએ પ્રવાસમાં જ કાહાડ્યાં છે. અલબત તે વચમાં વચમાં ચાણોદ—ડભોઇમાં વરસ છ મહિના રહી જતો ખરો. એણે, જોશી રણછોડના કેહેવા પ્રમાણે ત્રણ વાર પૃથ્વિપ્રદક્ષણા કરી છે એટલે આપણાં જે ઉત્તર, પૂરવ, દક્ષણ, પશ્ચિમ,—બદ્રિકેદાર, જગન્નાથ, સેતુબંધરામેશ્વર ને દ્વારિકાં—એ ચાર ધામ તેની ત્રણવાર જાત્રા કરી છે. એની રતનબાઈ નામની પ્રિયા જે હાલ જીવે છે ને જેની ઉમ્મર સાઠેક વરસની છે તેના કેહેવા પ્રમાણે એણે સાત-દસવાર શ્રીનાથજીનું દરશણ તથા ચારવાર જમુનાપાન કીધું હતું, અને એકવાર પૃથ્વિપ્રદક્ષણા કરી હતી, અને એ પ્રદક્ષણા એવી રીતે કે કાશીથી ગંગાનાં પાણીની કાવડ લઇને પગે ચાલીને સેતુબંધરામેશ્વરને ચ્હડાવી હતી. એ કવિ પગે ચાલીને જ

પ્રવાસ કરતો–કવિની રામેશ્વર ઉપર આટલી ભક્તિ જોતાં માલમ પડે છે કે એ પ્રવાસની પ્હેલીવારનો જ હશે અને શ્રીનાથજી અને ગોકુળ મથુરાં તરફનાં પ્રવાસો વલ્લભી વૈષ્ણવ થયા પછીના હશે.

૩૫–૪૦ વરસની ઉમ્મરે સમર્પણ લીધું હતું. એણે પોતાના ભગવદ્‌ગીતા મહાત્મની પછવાડે લખ્યું છે કે–

'શક અષ્ટદશ અધ્યાય શ્રી મધ્યે, સુભગ શ્રાવણ માસ;
જન્માષ્ટમી ભૃગુવાર ગાથા, પૂર્ણ થઈ ઇતિહાસ.'

શક એટલે શાલીવાહન શક ૧૯૦૦ તો ખરોજ, પણ તે ઉપર અષ્ટદશ તે અઢાર અને શ્રી તે ૧૦ ( દશવિધિ લક્ષ્મિ કેહવાય છે) એટલે ૧૭૨૮ એટલે સંવત ૧૮૬૩ માં એટલે ૩૦ વરસની ઉમરે ઉપલી કવિતા જોડી છે. તેમાં શિવ અને કૃષ્ણ બન્નેનાં નામ છે. તે ઊપરથી જણાય છે કે તેણે તે વેળા પુષ્ટીપંથ સ્વીકાર્યો ન્હોતો ને તે તો ત્હેની રતનબાઇના કેહેવા પ્રમાણે ૩૫-૪૦ વરસની ઉમ્મરે શ્રીનાથજી જઇને સ્વીકારેલો. પ્રથમ પોતાનો ઇષ્ટદેવ જે શિવ તેની કવિતા કરેલી, પણ તેમાં–જોગી દેવની કવિતામાં તેને પછવાડેથી રસ ના લાગેલો તેથી અને જોગી શિવનાં કરતાં ભોગી કૃષ્ણની કવિતામાં પોતાના પ્રીતિસંબંધી ઉભરા ઘણા નિકળે છે અને કૃષ્ણની કવિતાના કદરદાન પણ ઘણા વૈષ્ણવો મળી આવે છે એમ જોઈ એણે કૃષ્ણની કરવા માંડેલી; તો પણ શિવની નિંદાની નહીં; પણ જ્યારથી તેણે પુષ્ટીપંથ સ્વિકારેલો ત્યારથી તો કૃષ્ણની જ અને વલ્લભકુળ મહાત્મની જ કરેલી એમ સાફ જણાય છે. એણે ભક્તિપોષણ ગ્રંથ કીધો તે ચાળીસ વરસ પછીનો હશે.

માસીનાં મરણ પછી દયારામે ઘણુંખરું ડભોઇમાં, જ્યાંહાં એહનાં સગાં વ્હાલાં ઘણાં છે ત્યાં રહેવા માંડ્યું—અને રહેવાનું કેટલું? વરસ ૭ મહિના. એ વીસ વરસના દરમ્યાનમાં જાણવાજોગ મુખ્ય ત્રણ વાત છે. એક તો તેણે મોટો પ્રવાસ કીધો, બીજું એ કે તેણે પુષ્ટીપંથ સ્વીકાર્યો, અને ત્રીજું એ કે તેણે સ્હોડ ન મુકે એવી પ્યારી કીધી. ઘણી સ્ત્રીઓ સાથે પ્યાર કરેલા એ વાત તો ખરી, પણ તેમાં એકજ તેની થઈ રહી જણાય છે. એ એક તે હાલ જીવતી રતનબાઈ નામની મોટુંમસ્તાન જાતની સોનારણ છે. એ સોનીયોને વેદોક્ત કર્મ કરવાનો અધિકાર છે. એનાં માબાપ આંધળાં હતાં, અને એ બાપડી સાત વરસથી બાળરાંડ થઈ હતી. અને પોતાની ૧૮ વરસની ઉમરે ૩૨ વરસના કવિસાથે પ્હેલી મુલાકાત થઈ તે આ રીતે કે—કવિયે બે વૈષ્ણવોને સોનારણપાસે મોકલીને પુછાવ્યું કે તું મ્હારે ઘેર પાણી ભરવા રેહશે ? ત્યારે તેણે જવાબ દીધો કે 'મ્હારાથી પાણી તે કેમ ભરાય.' પછી તેને જેમ તેમ સમઝાવીને પાતાને ઘેર રાખી તે પછી તેનાં મરણલગી તેની પાસેજ રહી. એક રીતે જોતાં આ પ્રીતમાં વ્યભિચાર થયો કેહેવાય જ નહીં. બાઇને વર ન્હોતો ને ભાઇને વહુ ન્હોતી. એ સોનારણ પ્રવાસમાં પણ કવિની સાથે રેહતી.

એમ પણ કેહવાય છે કે એનો મામો રઘુનાથરામ ભરુચના ફુરજામાં આઠ દસ રૂપિયાની કારકુની કરતો, તેને ત્યાં તે ઘણું ખરું રેહેતો, વખતે મરજાદી ભજીયાપારેખવાળા હરિવલ્લભકુબેરને તાંહાં પણ ઉતરતો. એક સમે કોઈ સ્ત્રીનો શિકાર કરતાં ફજેત થયો તેથી તેને ભરુચથી સીનોર નાસી જવું પડ્યું હતું. દયારામ, એકવાર સુરત ને એકવાર અમદાવાદ પણ જઈ આવ્યો હતો.

૩—ચાળીસ વરસ પછી દયારામે ડભોઈમાં સ્થાયી મુકામ કીધો. એક બે વાર ડાકોર જઈ આવેલો તે શિવાય ૫૦ વરસની ઉમ્મર પછી તે કેથે મરતાં લગી બ્હાર ગયો જ નથી. જોશી રણછોડના કહ્યા પ્રમાણે, "ડાકોરના ઇચ્છારામજી મહારાજ, જે એક અવતારી પુરુષ થઈ ગયા કેહેવાય છે—જેઓ ભૂત, વર્તમાન અને ભવિષ્ય જાણતા—જેઓનો મહિમા ઘણો ચાલતો—જેઓ મંદિર માંડી બેઠા હતા, તેઓને કંઈ ખબર પડી કે દયારામ સારું કાવ્ય કરે છે. તે ઉપરથી તેને તેડાવી ગવડાવ્યું તો દયારામે પોતાનાં પદ ગાયાં તેથી ઈચ્છારામભટે પ્રસન્ન થઇને માથે હાથ મુકયો ને એ પ્રસંગ પછી ૪૯ સેક વરસની ઉમરે કવિની વિખ્યાતી ગુજરાતીમાં પ્રસરવા માંડી—ઇચ્છારામભટજી કેહેતા કે "દયારામ તો નરસંઇમેહેતાનો અવતાર છે." દયારામ ૩૫ વરસ ડભોઈમાં રહ્યો, પણ તેણે કોઇની ચાકરી કરી નથી. કવિ–ગાનાર–ગુણીજન–બ્રાહ્મણ ને ભક્તજન એટલે કોઈ દસ, કોઈ પાંચ એમ લોકો ભેટ આપતા—તે એ પ્રમાણે વરસ દહાડે બસેંએક રૂપિયાની એ કવિને પેદાસ હતી તેમાંથી તે પોતાનો ગુજારો કરતો. જેટલા મળતા તેટલા ઉડાવી દેતો. એ, પોતાની પછવાડે પુસ્તક શિવાય, કંઇ ઘર રોકડ વગેરે પુંજી મુકી ગયો નથી. એ, રૂપિયા અડીસેંક પોતાની રતનને આપી ગયો હતો, જેમાંથી પોણોસોએક તો, રતન કેહે છે કે, 'એના (દયારામના) પિત્રાઇઓ મારા રડ્યા મ્હારી પાસથી કાયદાની ધમકી દઇને લઈ ગયા.'

મ્હોટા મોટા રાજા, ઠાકોર, સાહુકાર ને ગોંસાઇજીના લાલો તેડવાને પાલખી, ઘોડા, મોકલે તોપણ પોતે ના પાડતો—કોઈ ઠેકાણે જતો નહીં. જેને મળવું હોય તે અહિં આવે એમ કેહેતો.

મરવાની અગાઉ સાત–આઠ વરસ કવિને આંખનું કાચું થયું હતું, ને બેત્રણ વરસ તો છેકજ તે અંધ હતો. મરતાં પેહેલાં છ–સાત દાહાડા અવાચક રહ્યો હતો. એને પાંચ આજાર હતા—ગાંડિ ત્રણ ભગંદર, તાવ, પરમિયો, સારણગાંઠ ને અંડવૃદ્ધિ.

મરવાની અગાઉ ૧૫–૨૦ દાહાડાપર કવિએ જોશી રણછોડને કહ્યું કે, "અલ્યા છોકરા, મેં તો આખા હિંદુસ્તાનમાં ડંકો કીધો છે; હવે મ્હારે ફરી અવતાર લેવો નથી. ત્હારે, મ્હારાં પદો ગાવાં, બીજો કંઈ ધંધો કરવો નહીં; અને ગાઇને લોકોને કૃષ્ણઉપર પ્રીતિ કરાવવી. મ્હારાં પુસ્તકો અમુલ્ય છે–અને જો કે જે તેની કદર બુઝતો નથી, ઇયા જેને તે ઉપયોગનાં નથી તેનાં મનને કોડીનાં છે, તોપણ

જે એ પુસ્તકોની ખરી કદર બુઝે છે તેને તો તે બેશક લાખ રૂપિયાનાં છે. એ પુસ્તકો હું તને વારસામાં આપું છું. હવે છેલ્લું એજ કહૂંછું કે મેં તને જે ધંધો કરવાને કહ્યું છે તે વગર બીજો ન કરીશ." જોશી રણછોડે કહ્યું કે, 'તમારી આજ્ઞા મ્હારે શિર છે; આપ જો આજ્ઞા આપો તો હમે આપની પાદુકા પુજિયે.' ત્યારે કવિએ કહ્યું કે, "હું તે શી ગણતીમાં; એ વાત તાહારે કરવીજ નહિ." એ કવિ પોતાની માંદગીમાં પોતાનાં પદો સેવકો પાસે ગવડાવતો, ને નવાં બનાવતો તે તેઓ પાસે લખાવતો.

એ કવિ સંવત ૧૯૦૮ ના માઘ વદ ૫ વાર સોમે, ઈ૦ સ૦ ૧૮૫૨ ના ફેબરવારીની ૯ મી તારીખે ૭૫ વરસની ઉમરે ગોલોકવાસી થયો.

દયારામ કવિ, મ્હારા મિત્ર ચિમનલાલ નંદલાલના કેહેવા પ્રમાણે પાતળો પણ એવડાં હાડનો–મ્હારાથી દોહોડાં હાડનો, અને મ્હારાથી મૂઠએક ઊંચો હતો. મ્હોડું ગોળ નહિ, પણ લાંબું મ્હારા જેવું જ. નાક પણ મ્હારા જેવું જ સીધું પણ છેડેથી અણીયાળું. આંખ માંજરી પણ ઘણી ચંચળ. કપાળ લમણાંથી ઉંચું થતું જઇને જરાક બહાર પડતું. મુછ ભરાવ ને ઊંચેથી વાંકડી, પણ થોભિયા નહીં. રંગે ઘઉંવરણાથી જરા વધારે ગોરો. નાજુકાઈ ઘણી હતી.

એ કવિને લુગડાં લત્તાં પેહેરવા ઉપર ઘણો શોખ હતો. સાઠોદરાની રીત જ એવી હોય છે—'સાઠોદરા કયમ જાણિયે? વાંકી પાઘડીએ, ઘોડે બેસી ચાકરી જાય ને જમે દાથડિયે.' એ, નડિયાદથી પાંચ પાંચ રૂપિયાનો રંગ નખાવી પાઘડી રંગાવી મંગાવતો, દશબાર રૂપીઆનાં રેશમી કોરનાં ધોતીયાં ને મલમલનાં અંગરખાં પેહેરતો, ને સફેત દુપટો ખભે નાખતો, રસ્તામાં કછોટો મારીને ફરતો, વખતે ટોપી ઘાલતો ને વખતે ફેંટો બાંધતો. એને માથે તાલ પડી હતી. એની પાઘડીની શાન, ડભોઇના સાઠોદરાઓ ઘાલે છે તેવી જ, પણ ઘાટ ઘણો નાહાનો. રોજ ૩૦–૩૨ પાનની બીડીઓ ખાતો. ને હોઠને લાલચોળ રાખતો. ઘણો ઘરડો થઇને મુઓ તોપણ રાતોચોળ જેવો હતો; અને ઘણો વ્યાધિગ્રસ્ત હતો, તોપણ બહુ સાવધ રેહેતો. એને, અફીણ, કસુંબા વગેરે કોઈ વાતનું વ્યસન નોહોતું, પણ એ ભાંગનું બસેર પાણી પીતો ખરો. એનાં બોલવાં ચાલવામાં ગુજરાતીયોની ચાલ પ્રમાણે થોડોક સખીભાવ હતો.

એ કવિનો સ્વભાવ, જોશી રણછોડના કેહેવા પ્રમાણે મળતાવડો, પણ પ્રસંગોપાત ઘણો જ ચીડિયો હતો–એટલો તો ચીડિયો કે વખતે જે પડયું હોય તે લઇને મારવાને ચુકે નહીં. આકળો ઘણો હતો; કોઈ એને વિષે ખોટું બોલતું કે તરત એ ચીડાઈ જતો ને મીઠું બોલતું તો ખુશ થતો. જોશી રણછોડે એના હાથનો ઘણો માર ખાધેલો છે. ચિમનલાલ કેહે છે કે કોટાબુંદિના દ્વારકેશના મંદિરના દ્વારકાનાથજીની સાંતના પુરુષોત્તમજી મહારાજ એના ગુરુ, ડભોઈ આવેલા, તેને લોકોએ સમજાવ્યું કે દયારામ તો ઘણો મિજાજી છે. ત્યારે તેણે કહ્યું કે

આપણે એને દરશણ નહીં કરાવિયે. એ વાત સાંભળી દયારામે તે મહારાજની નિંદાનું એક પદ બનાવી મોકલ્યું, જે પદ, મહારાજની પાસે બેસનારા કેટલાએક સેવકોએ વાંચ્યું; તેમાં કવિની ફક્કડાઈ જોઇને મહારાજ પોતે દયારામને ઘેર ગયા. દયારામે મહારાજને આવતા જોઇને બારણાં બંધ કીધાં, પણ પછી લોકોનો આગ્રહ જોઇને ઉઘાડ્યાં. ઘરમાં મહારાજ પધાર્યા પછી કવિએ કહ્યું કે, આ લો તમારી કંઠી, એમ કરીને કંઠી તોડી નાખી. થોડી વાર પછી મહારાજને નરમ પડેલા જોઇને વ્હારના વિવેકમાં બોલ્યો, કે મ્હારી પાસે ભેટ આપવાને બીજું કંઈ નથી; આ બે પુસ્તકો છે તે લો. પછી પાછી મહારાજે કંઠી બંધાવી, એવો તે ક્રોધી હતો. વળી એક પ્રસંગે પોતે પોતાની પ્યારી ઉપર એટલો તો ધુસ્સે થયો હતો, કે જેથી પેલી પણ રીસાઇને ઘરમાંથી બીજે ઠેકાણે જઈ રહી હતી. પણ પછી તે એટલો તો પસ્તાયો હતો કે તેણે ચાર દિવસ અપવાસ કીધા;-કે 'આવે તોજ ખાઉં.' એ પ્રસંગે ચિમનલાલ ત્યાં હતા, તેણે પેલીને સમજાવીને ઘરમાં આણી બન્યોને સલાહ કરાવી આપી હતી. એ પ્રસંગ સંવત ૧૮૮૪ માં અથવા ઇ. સ. ૧૮૨૮ માં બન્યો હતો. એ વેળા કવિની ઉમર ૫૧ ની, અને રતનબાઇની ૨૫ સેકની હતી. સંવત ૧૯૦૫ માં સને ૧૮૪૮ માં ચિમનલાલ ડભોઈ ગયા હતા તે વખત દયારામ ખાટલે પડ્યો હતો તે બોલ્યો કે, 'તારી શી મરજી છે? તું કહે તે હું તને સંભળાવું-ત્હારો ઉપકાર મ્હારા ઉપર ઘણો થયો છે—તેં મને ફરીથી લગ્ન કરાવ્યાં છે.'

એ કવિ અભિમાની પણ ઘણો હતો. કોઈ પણ માણસ કવિ જાણી એની મુલાકાતને વાસ્તે આવતું, તો એ તેને પુછતો કે કંઈ ગાતાં કરતાં આવડે છે? પછી તે જો હાં કેહે તો તેની પાસે ગવડાવી, પોતાની કવિતા તેને સંભળાવતો. વળી એનો સ્વભાવ એવો પણ હતો કે જો કોઈ એને શાસ્ત્ર, અથવા કવિતા સંબંધી પ્રશ્ન પુછે, તો તેમાં પુછનાર શખ્સ જાણતાં છતાં પુછે છે એમ એને ખાતરી થાય, તો એ તેને ધમકાવી તેનું અપમાન કર્યા વગર પણ રેહેતો નહીં— એક વખત પેટલાદનો એક શિવભક્ત વડનગરો બ્રાહ્મણ એને મળવા ગયો હતો. તેની સાથે પરસાળમાં વાતચિત કરતાં પેલાને કૃષ્ણને નિંદતો જોઈ દયારામ ઘરમાં જતો રહ્યો તે ફરી બ્હાર આવ્યોજ નહીં.

નાગરનો પેશો કલમ, કડછી કે બડછી; તેમાં બડછી તો નહીં, પણ કલમની સાથે કડછીમાં પણ એ કવિ હોશિયાર હતો. તેમાં પાછો મરજાદી એટલે ઘણું-ખરું પોતાને હાથેજ રસોઈ કરી જમતો હતો. જોશી રણછોડ કેહે છે કે એને, વેલણ વનાં માત્ર હાથેવતીજ પાતળી ને ઘણી સારી ર્‌હેડમી બનાવતાં આવડતી. કેટલાએક કેહે છે કે ડભોઇમાં સ્થાયી મુકામે કર્યા પછી કવિએ પોતાની ન્યાતની એક બાઇને સમર્પણ આપ્યું હતું અને તેની પાસે રંધાવતો.

એણે ગુજરાતી, હિંદુસ્તાની, પંજાબી, મરેઠી, સંસ્કૃત અને ફારસીમાં કવિતા કીધી છે એમ કેહેવાય છે. પણ દેવનાગરી લીપી શિવાય એને બીજી લીપી લખતાં આવડતી નહીં. જોશી રણછોડ કેહે છે કે એણે સંસ્કૃતમાં કાંઈ કાવ્ય કર્યું નથી, ને કદાપી કીધાં હશે તો ન્હાનાં ન્હાનાં સ્તોત્ર. એક વખતે કોઈ પંડિતે એની મશ્કરી કરીને કહ્યું કે તમે કંઈ સંસ્કૃતમાં તો કાવ્ય કીધુંજ નથી, પ્રાકૃતમાં કીધું તેમાં શું? ત્યારે દયારામે એક કવિતામાં ચૌદ પ્રશ્ન પુછ્યા તેના ઉત્તરો પેલા પંડિતથી અપાઈ શકાયા નહીં—દયારામે પ્રશ્ન પુછ્યા અને પંડિતથી તેના ઉત્તર ન અપાયા એમાં કંઈ દયારામની વિદ્વત્તા વધારે ન કેહેવાય—કેટલાએક સાધારણ લાવણી જોડનારાઓ પણ શાસ્ત્રીયોથી જવાબ ન દેવાય એવા સવાલોવાળી લાવણી બનાવે છે; ને પંડિતે પ્રાકૃત કવિતા કરનારને ધિક્કાર્યો એમાં તો તેણે પોતાનીજ મૂર્ખાઈ અને અજ્ઞાન બતાવ્યાં. શું સંસ્કૃતમાં કવિતા કરનારાઓ પ્રાકૃતમાં કરી શકશે? કવિતા કંઈ ભાષા ઉપર આધાર નથી રાખતી. કવિની મ્હોટાઈ, તેના વિચાર ઉપર આધાર રાખે છે.—ભાષા ઉપર નહીં.

એની કવિતા ગુજરાતીમાં ને હિંદુસ્તાનીમાં ઘણી છે. જોશી રણછોડના કેહેવા પ્રમાણે એના બનાવેલા ન્હાના મ્હોટા મળીને ૧૩૫ ગ્રંથ છે–જેમાંના પોણોસોની ટીપ મને આપી છે તે આ ચરિત્રની પછવાડે મુકી છે, અને તે એવી મતલબથી કે જેઓને હાથ તે ગ્રંથો આવે તેઓએ તેને જવા દેવા નહીં—એ ગ્રંથો ઉપરાંત એની કવિતા છુટક છુટક પદો, ગરબીયો, લાવણીયો વગેરેમાં ઘણી છે. પ્રાકૃત કવિતા ત્રણ પ્રકારની છે. તેમાં એણે, માત્રાવૃત્ત કવિતા–દોહરા, ચોપાઈ, કુંડળિયા, છપ્પા આદિલઇને હિંદુસ્તાનીમાં, અને ગાયન કવિતા—રાગ, સુર તાલના ધોરણ પ્રમાણે ગુજરાતી તથા હિંદુસ્તાની બંનેમાં કરી છે–અક્ષર વૃત્તની કવિતા પણ એણે કેટલીક કરી હશે. એણે એક પિંગળસાર નામે ગ્રંથ હિંદુસ્તાનીમાં બનાવ્યો છે.

રતનબાઈ કેહે છે કે જ્યારે એને જોસ્સો આવતો ત્યારેજ કવિતા બનાવતા. કોઈ વખતે રસોઇ કરતાં કરતાં ઉઠીને પણ કવિતા જોડવા મંડીજતા—એનામાં શીઘ્રકવિતા કરવાની શક્તિ હતી. એ વિશે આમ છે કે કોઈ એક ગવૈયો એ કવિની મુલાકાતને સારુ આવ્યો, પછે થોડી વાર વાતચિત થયા પછી ગવૈયાએ આ નીચે લખેલો દાદરો ગાયો—

(દાદરો.)

'મેરા બંગાલી લાલ બંગાલે ચલા. મે૦–ટેક.
ખાના ન ભાવે મોસેં પીના ન ભાવે,
નિંદ ન આવે જિય જાવે જલા.'–મેરા૦ ૧

તેને સાંભળ્યા પછી દયારામે તરતજ નવો જોડી કાહાડી એજ રાગનો દાદરો સંભળાવ્યો, તે નીચે પ્રમાણે—

( દાદરો. )

'મેરે મન મોહનલાલ મધુપુરીમેં બસે, કહ્યો જાય નહીંવે, રહ્યો જાય નહીંવે. મે૦
ખાન પાન ભાન સ્હેન નહીં મેરે ચિત્તમેં, કંસકીંકરીકે ફંદ લાલ ફસે—મેરે મન૦ ૧
દયાકે પ્રીતમજીસોં કોન કહે વાહવા, ભલી કીની બ્રિજકે સબ લોક હસે.'—મે૦ ૨

શીઘ્રકવિતા વિશે મ્હારો વિચાર આમ છે કે રોજના અભ્યાસને લીધે અક્ષર જલદીથી મેળવી જાણ્યા અથવા સૂરમાં ગાયા ને માંહ્ય ચમત્કૃતિ ન આણી તો તે શીઘ્રકવિતા કેહેવાય નહીં. ચમત્કૃતિવાળી શીઘ્રકવિતા કવચિતજ નિકળે છે. ભુંડણ ઝટ ઝટ ઘણાં જણે છે અને હાથણી ઘણી વારે એક જણે છે; માટે ઘણે પ્રસંગે ચમત્કૃતિવનાંની શીઘ્રકવિતાઓ કીધી તો શું? આપણા દલપતરામે મંગળદાસની છોકરીઓની સ્કુલમાં શીઘ્રકવિતું કેવું માન મેળવ્યું હતું? !!! કે—

'સામે બેઠા છે ગોકળદાસ, વળિ ભગવાનદાસ તે પાસ;
કોની પાઘડી તો શેર પાંચ, જેની લાંબી ઘણી છે ચાંચ.'

વાહવા! એનું નામ તે શીઘ્રકવિતા.

દયારામ, પોતાની કવિતા—વિદ્યાની સાથે ગાયન-કળામાં પણ સારું જ્ઞાન ધરાવતો હતો-જોકે પોતે ગવૈયાની પેઠે સારું ગાઈ જાણતો નોહોતો, તોપણ રાગ, સૂર, તાલની સમજ સારી ધરાવતો. એ પોતે પણ તંબુરો લઇને ગાતો. એનું ગાવું સુધી રીતનું હતું. આપણા આણી તરફના હરદાસો જેવું તો નહીં, પણ સારા ભજનિયા ગુજરાતમાં ગાય છે તેવું-તો પણ પોતાનું બનાવેલું રાગની સમજ સાથે ગાતો તેથી સાંભળનારને અસર ઘણી થતી. જોશી રણછોડ કેહે છે કે મ્હારા જેવુંજ ગાતા—પણ રણછોડનું ગાણું કંઈ ગવૈયાની રીતનું નથી. રણછોડનું ગાણું મુંબઈમાં કેટલાએક ગવૈયાઓએ સાંભળેલું છે તેઓ કેહે છે કે ગાવામાં રણછોડ કંઈ નથી. વળી બંગાળાનો એક બાબુ નામે માધવદાસ, જે સારું ગાતો ને ઘણુંજ સારું સમજતો, તેણે પણ કહ્યું કે રણછોડનું ગાણું સારું નથી. ગમે તેમ હો, પણ દયારામ પોતાની કવિતાને એવી અસર કરતી રીતે ગાતો હશે કે જેવી અસર ગવૈયાઓથી ન થાય. આ ઠેકાણે આમ સમજવાનું છે કે કવિ પોતાની કવિતાની મતલબની સારી અસર કરતો, જે અલબત ગવૈયાથી નાજ થાય. ગવૈયાઓ તો સૂરતાલથી રાગસ્વરૂપનું જ ચિત્ર, સમજનારનાં મન ઉપર પાડી શકે. પેટલાદના, એક વડનગરાની સ્ત્રી, જેને ઘણું સારું ગાતાં આવડે છે, જે સાજ સાથે ગાય છે, તે એક વાર ડાકોરમાં દયારામની પાસે ગાતી હતી તેને દયારામે કહ્યું હતું, કે 'તારો કંઠ મને આપ, હું તો માત્ર જોડી જાણું છું.'

દયારામને મશ્કરી ઘણી સારી કરતાં આવડતી. તેમ એની સ્મરણશક્તિ પણ ઘણી હતી. કેટલાએક કેહે છે કે એને રોજ પદો કરવાનો નીમ હતો; પણ જોશી રણછોડ કેહે છે કે એ વાત ખોટી છે, જોસ્સો આવતો ત્યારેજ કંઇયા લખાવતો-પ્રાસને સારુ બહુ વિચાર કરતો નહીં. સને ૧૮૫૦

દલપતરામ અને જોશી રણછોડ મુંબઈ આવ્યા હતા, તેવામાં જ્યારે વિજયલક્ષ્મી ઉપર દલપતરામે ભાષણ કર્યું હતું, ત્યારે તે સાંભળવાને જોશી રણછોડ પણ મ્હારી સાથે આવ્યો હતો. ત્યાંહાં દલપતરામ નિરર્થક પ્રાસને ચાંપી ચાંપીને વાંચતા હતા તે જોઇને જોશી રણછોડ બોલ્યો હતો કે, એમાં કાંઈ દમ નથી. હમારા દયારામ ભાઈ તો કોઈ દાહાડો આવી ખટપટ કરતા નોહોતા. મ્હારે, જોશી રણછોડ અને કવિ દલપતરામ સાથે પડેલા પ્રસંગ ઊપરથી મ્હારો બંધાયલો વિચાર આ છે કે કવિતા રસ ઝીલી સમજવામાં કવિ દલપતરામ કર્તાં રણછોડ હજાર દરજજે વધારે પાત્ર છે. અલબત, દયારામ સરખા કવિની ઘણાં વરસસુધી તાલીમ લીધેલી તે નર અરસિક નજ હોય.

એના શિષ્ય ઘણા હતા, પણ ચાર મુખ્ય હતા જે મ્હોટા કારભાર ઉપર છતે ત્યાગી થઈ ગયા છે એમ જોશી રણછોડ કેહે છે. બે શિષ્યનાં નામ તો આ છે—અમૃતરામ પંડયો, ને ડાહ્યાભાઈ સાઠોદરો નાગર. જોશી રણછોડ તો છેલ્લો શિષ્ય. એ રણછોડ જોશીને અને દયારામને પેહેલી મુલાકાત થઈ તે આ રીતે—રણછોડ ચૌદ વરસસુધી તો બદફેલીમાં ફરતો હતો;—ઇશકબાજી કરવી, ગાવાં બજાવવાં, ફક્કડની પઠે ફરવાં, અને બાવાઓના અખાડામાં જઈ માથાપાણી લેવાં—એવાં કામ કરતો હતો. એક દહાડે ડભોઇમાંના એક અખાડાવાળા વેરાગીએ (જેનીપાસ ઘણું ખરું તે જતો) પુછ્યું કે કેમ દયારામભાઈ કને આવે છે? ત્યારે રણછોડે હા કહી—પછી તે બે જણા દયારામની પાસ ગયા. ત્યાં સાધુએ પછી દયારામને કહ્યું કે 'એ લડકા કુછ ગાતા હૈ'—પછે દયારામે કહ્યું કે કંઈ ગા.—પછી દયારામનીજ બનાવેલીમાંથી બે ત્રણ ઠુમરીઓ રણછોડે ગાઈ સંભળાવી. તેથી કવિ ખુશ થઈ ગયો અને બોલ્યો કે એ તો મ્હારા અસલના પડોશીનો* છોકરો છે. પછે બીજે દિવસે રણછોડ ત્યાં ગયો, ને દયારામે એક પદ આપીને કહ્યું કે એને બેસાડીને સાંજે ગાઈ બતાવજે, પણ અલ્યા તાલીમ લીધી નથી તે કેમ આવડશે? રણછોડે કહ્યું કે તમારી કૃપાથી સહુ આવડશે. પછી એમ રોજ તે પરમાણે પદ બેસાડે ને ગાય. રણછોડનું ગાણું પોતાના જેવું થવા માંડયું તેમ તેમ દયારામની રણછોડ ઉપર પ્રીતિ વધારે બેઠી, અને બીજા શિષ્યોમાં એને માનીતો કીધો. બાપનાં મરણ પછી લોકોએ દેવાને સારુ રણછોડને તકાજો કરવા

* દયારામનું ઘર ડભોઇમાં પ્રથમ મનાપુરના ચકલામાં હતું, જે કે રણછોડની પાસે મેં જોયું છે, પણ ત્યાંહાં તેને તેના પિત્રાઈ સાથે ટંટો થયેથી, ઝારોળા ચકલામાં રેહેનાર એક વૈષ્ણવ ભક્તે દયારામને પોતાના ઘરમાં રાખ્યો હતો, જાંહાં તે મરી ગયો છે. એ ઘર પણ મેં જોયું છે, જાંહાં પ્રથમ રેહેતો તે ઘર ન્હાનું સરખું છે, જેમાં હાલ તેના પિત્રાઈ રેહે છે. અને બીજું ઘર તો વાણિયાનું જ છે. અર્થાત્, દયારામ બચારો, ઘર, ગરથ, સગાં વનાંનો હતો. જાંહાં જઈ મુકામ કરતો તે તેનું ઘર, કવિતા તેનો ગરથ અને સ્નેહી, શિષ્ય અને શિષ્યણિઓ તેનાં સગાં હતાં.

માંડ્યો, તેથી તે અહિં તહિં નાહાસતો ફરતો હતો, પણ પછી દયારામે લેહેણદારને સમજાવી ધીરા પાડ્યા, અને રણછોડને કહ્યું કે તારે ને ગિરજાએ મારાં પદો ગાવાનોજ ધંધો કરવો, ને એમાંથી જે મળે તેમાંથી થોડું થોડું લેહેણદારને આપવું. દયારામ સાઠ વરસની ઉમરનો હતો ત્યારે રણછોડની ઉમર પંદર વરસની હતી. એ રણછોડ દયારામની આજ્ઞા પ્રમાણે એનાં પદો ગાવાનો જ ધંધો કરે છે. એ ઔદિચ્ય ટોળકીયો બ્રાહ્મણ છે.

દયારામને ઘણા શિષ્યો હતા, તેમાં ખાસ અને હાલ જીવતો જોશી રણછોડ છે. અને દયારામને ઘણી ઘણી પ્યારીઓ હતી, તેમાં ઘરની અને હાલ જીવતી રતનબાઈ છે. લખવાને મોટી દલગીરી થાય છે કે રણછોડ ખાવે પીવે સુખી છતાં, દયારામના ઉપર બાપ અને ગુરુ જેવો ભાવ છતાં, રતનબાઈ જે બિચારી ખાવે પીવે હેરાન છે તેને પોતાનું મ્હોડું પણ દેખાડતો નથી. સોનારણ કોઈ કુળવંતી પ્યારી એમાં કંઈ શક નહીં—બિચારીએ કવિની ચાકરી મરતાંસુધી તનમનથી કીધી છે. તે, તેનાં ગૂમૂતર લોહી પરુ વગેરે ધોતી ને ગભરામણમાં દિલાસો આપતી. એવી સ્ત્રીઓ શેવટસુધી અને મુઆપછી પણ વફાદાર રેહેતી થોડી જ મળી આવે છે. દયારામની બીજી શિષ્યણીઓ પણ હજી દયારામનાં નામપર વારી જાય છે.

દયારામના સઘળા ગ્રંથોનું અવલોકન કર્યાવના તેની કવિતા વિશે અને કવિતા ઉપરથી કવિવિશે વિચાર આપવામાં ઘણી ઘણી ભુલ થાય. માટે, દયારામની કવિતા વિશે યથાસ્થિત મત બાંધવાનું હાલ બની શકતું નથી. તોપણ જેટલું ગુજરાતી કવન મારા વાંચવા તથા સાંભળવામાં આવ્યું છે તે ઉપરથી હાલ જે માહારા વિચાર બંધાયા છે તે આ પરમાણે છે. એના ગ્રંથોમાંના કેટલાએકમાં ઘણી વાતનાં જ્ઞાનસાથે વિદ્વત્તા જણાય છે, અને કેટલાએકમાં સાધારણ વાત જ દીસે છે. પણ એની ગ્રંથરૂપ ગુજરાતી કવિતામાં ઊંચી પ્રતિની કવિત્વશક્તિ દેખાતી નથી. એની હિંદુસ્તાનીમાં સતસૈ છે તે એનો ઊંચી પ્રતિનો ગ્રંથ છે ખરો. એની છુટક છુટક કવિતા પદ ગરબીઓ વગેરે જે છે, પછી શૃંગારસંબંધી અથવા નીતિ વૈરાગ્યસંબંધી, તેમાંની અડધોઅડધ ઘણી સારી છે ને એ છુટક છુટક કવિતાનો સંગ્રહ કરી તેને દયારત્નમાળ એવું નામ આપિયે તો તે ખોટું ન કહેવાય. દયારામનાં કવનમાં વિશેષે ત્રણ રસ જોવામાં આવે છે. શૃંગાર, શાંત અને હાસ્ય. કવિની વિદ્વત્તા એ જુદી વાત છે અને કવિની કવિત્વશક્તિ એ જુદી વાત છે. કવિ ગમે તેટલો વિદ્વાન હોય અને ગમે તેટલી સરળતા રાખી પ્રાસાદિત શક્તિથી પોતાની કવિતાને સણગારતો હોય, પણ જો તેહેમાં રસ નથી, જોસ્સો નથી, અને ચિત્ર પાડવાની શક્તિ નથી, તો તે કવિ જો કે અજ્ઞાની લોકોમાં મ્હોટો કહેવાય છે, તોપણ તે કવિપંક્તિમાં છેલ્લો બેસે છે. સર્વ વિષય ઉપર અને સર્વ રસમાં ખૂબ છટાથી લખ્યું હોય, એવી રીતે કે હૃદય ભેદાઈ જાય, તે કવિ સહુથી શ્રેષ્ઠ જાણવો. ગુજરાતી કવિઓમાં હાલના માહારા વિચાર

પ્રમાણે દયારામ ત્રીજે નંબરે આવે છે. પેહેલો પ્રેમાનંદ, બીજો સામળ, અને ત્રીજો દયારામ. દયારામનાં કાવ્યની પ્રસિદ્ધી માત્ર તેનાં છુટક કવન અને તેમાં વિશેષે કરીને શૃંગારસંબંધી કવનથી જ છે. દયારામની કવિતા લોકને પસંદ છે તેનાં મુખ્ય કારણ આ છે. એક તો તેનું અનુભવી શૃંગારી કવન એટલે સ્ત્રી પુરુષની પ્રીતિસંબંધી અને તે વળી લોકોને તરત સમજ પડે એવા ખુલ્લા શબ્દોમાં અને રાધાકૃષ્ણને નામે એટલે એક પંથ દો કાજ જેવું,–અહિં ને તહિં કલ્યાણ થાય એવું છે; તેમાં વળી ગાયનમાં ગવાય એટલે પુછવુંજ શું? એ કારણોથી અવિદ્વાન ભોળા ભાવિક અને મોજીલા લોકોમાં વધારે દયારામનું કાવ્ય પસરતું ગયું. દયારામનું શૃંગારકાવ્ય જો કે ઘણું સારું છે, તોપણ ઘણી ઉંચી પંક્તિનું નથી. એ કાવ્યથી ચિત્ર પડતાં નથી. એનાં શૃંગારી કાવ્યમાંનો ત્રીજો ભાગ દરદનો ભરેલો છે, ને બાકીનું ઉપર ઉપરના ઠાઠનું તાલમેલિયું છે.–જેને અનુભવી રસિકજન તો તુચ્છ ગણે છે. શૃંગારરસનીજ વાત કરિયે–જેમાં દયારામ શ્રેષ્ઠ કહેવાય છે તેમાં પણ તે કવિ પ્રેમાનંદ કરતાં નીચો બેસે છે. એતો કવિતાના રસની વાત થઈ, હવે અલંકારસંબંધી આ કે તે તો ઘણા છે, પણ એમાંના ઘણાએક પાછળથી ચાલતા આવેલા તે છે અને થોડાએક પોતે પણ અનુભવી પક્કા એટલે નવા પણ યોજેલા છે. પણ કવિતા રચનાની સરળતા વિશે મારું મત ઘણુંજ સારું છે. કોઈ કવિ એના જેવો થયોજ નથી; તેમ શૃંગારસંબંધી પ્રીતમપ્યારીનાં પરસ્પર ભાષણસંબંધી વ્યવહારિક મધુરા કહેવતવાળા શબ્દોની ચતુરાઈ પણ સહુથી શ્રેષ્ઠ છે. એનામાં કેટલાએક શબ્દ તેના તેજ વારેવારે જોવામાં આવે છે. 'કાળજ કોરયું,' 'તાલાવેલી તંનમાં,' 'નેન નચાવે,' 'ધિકિયે ઢાંકયાં,' 'ચિતની ચેતવણી,' 'ચિતચોરતું' વગેરે. એ દોષ સામળમાં ઘણો જોવામાં આવે છે તેમ પ્રેમાનંદમાં પણ થોડોક છે. આવી રચનાની કવિતા ગાયનમાં ગવાય ત્યારે તેની અસર કંઈ થોડી નહીં. પણ લોકો રાગડા ઉપરથીજ કવિતાની પરીક્ષા કરે છે તે કેવળ ખોટું છે. રાગડાને ને કવિતાને કંઈજ સંબંધ નથી. જેમ બીજા સાધારણ લોકો દયારામને મોટો કવિ સમજે છે તેમ હું પણ સમજતો, પણ જેમ જેમ તેનું કવન હું વાંચતો જાઉં છું અને રાગડા અને શબ્દરચનાનો વિચાર દુર રાખી ફકત રસાલંકારયુક્ત કવિત્વશક્તિનોજ વિચાર કરું છું અને બીજા કવિઓની કવિત્વશક્તિ સાથે સરખાવું છું, તેમ તેમ મારા વિચારમાં તેનું શ્રેષ્ઠપણું ઓછું થતું જાય છે. અજબ છે કે ઇંદ્રિયગુણવિચારના લખનારાએ, ખરેખર પોતાને કવિતામાં કંઈ જ સમજ ન છતાં, દયારામની બેહદ તારીફ કરી છે; અને કહ્યું છે કે એવો કવિ થનારજ નથી અને એવો વિચાર નર્મદાશંકર આપશે, પણ મારો વિચાર તો ઉપર પ્રમાણે છે. દયારામ કરતાં ઘણા સારા કવિઓ પ્રેમાનંદ અને સામળ થઈ ગયા છે અને હવે થશે પણ ખરા.

દયારામની કવિતા આખા ગુજરાતમાં વંચાતી નથી, જેમ સામળ પ્રેમાનંદની વંચાય છે તેમ. દયારામની કવિતા ડભોઈ, વડોદરું, ઉમરેઠ, નડિયાદ, અને સુરત

સરુચમાં ધણી વંચાય છે. દયારામની કવિતા પુરુષ કરતાં સ્ત્રીઓને વધારે પ્રિય લાગે છે. એક વાત લખતાં દલગીરી થાય છે કે દયારામના શૃંગારે, ચાણોદ, કન્યાળી, ડભોઇ, વડોદરું, અને ઊમરેઠ વગેરે ઠેકાણે થતાં વ્યભિચારમાં વધારો કર્યો છે.

આ ચરિત્ર સમાપ્ત કરતાં મને દલગીરી થયા વગર રેહેતી નથી કે મારાથી દયારામ સરખા ગુણીજનના મરણપછી તેના દોષ જાહેરમાં આણવા પડ્યા છે. વાસ્તવિક વિચાર કરતાં ગુણદોષ વિશે બોલવું મુવેલાંને સરખું છે. પણ કવિનું જન્મચરિત્ર એ તેનું સ્વભાવ વર્ણન છે, તેથી લોકને શિક્ષા મળે છે, માટે કવિચરિત્ર યથાસ્થિત હોવું જ જોઇએ. જોકે કેટલીક વાત દયારામના ભાવિક સેવકોને દુઃખદાયક થઈ પડશે, પણ ગ્રંથકારે પોતાનો ધર્મ, ગુણદોષ બતાવવાનો પૂરેપૂરો બજાવવો જોઇયે. હું દયારામના ધર્મસંબંધી વિચારને બિલકુલ પસંદ નથી કરતો, અને મોટા વિદ્વાન દાખલ માન નથી આપતો, હું એના ક્રોધી તથા અભિમાની સ્વભાવની દયા ખાઉંછ, તોપણ એની દરદી કવિતા ઉપર અને તમામ કવિતાની ભાષા ઊપર ખરેખર મોટો આસક્ત છઊં. હિંદુસ્તાની રાગોને ગુજરાતીમાં દાખલ કર્યાનું માન તે એનેજ આપું છઊં. તેમ એના સુઘડ વિચારો ઊપરથી એને સુઘડજન જાણી હું એને માહારા એકાંતના મિત્રવર્ગમાંનો એક માનુંછું. મારો ગમે તેવો વિચાર છે ને લોકોનો વિચાર તો બે ગોળીના ચડવા જેવો અને સમે સમે બદલાતો હોય છે, તોપણ દયારામની ગુજરાતી કવિતા સમજાય તેવી સારી રચનામાં હોયાથી તે ગુજરાતમાં જાણીતી ને માનીતી છે તે જોઇને હું ઘણો સંતોષ પામુંછું. ખરેખર દયારામ ગુજરાતનું મ્હોરું હતું. અને એની વાણી આપણી ગુજરાતી ભાષાનું ભૂષણરૂપ અંગ છે, ને તે હંમેશ તેમજ રેહેશે.



કવિ દયારામના કેટલાએક ગ્રંથોની ટીપ, જોશી રણછોડે મને મોકલેલી તે આઃ—

**(ગુંજરાતી ગ્રંથોનાં નામ.)**

૧. રસિકવલ્લભ.
૨. વકત્રાસુરનું આખ્યાન.
૩. અજામેલનું આખ્યાન.
૪. ગીતામહાત્મ.
૫. પ્રેમરસગીતા.
૬. પ્રબોધબાવની.
૭. કાલજ્ઞાનસારાંશ.
૮. પ્રશ્નોત્તરમાલિકા.
૯. પરીક્ષાપ્રદીપ.
૧૦. ભક્તિપોષણ.
૧૧. ભક્તિદઢત્વ.
૧૨. સ્તવનમાધુરી.
૧૩. સત્યભામાવિવાહ.
૧૪. રુકમીણીવિવાહ.
૧૫. દશમલીલા.
૧૬. પંચાધ્યાઈ.
૧૭. ઋતુવર્ણન.

૧૮. બાર માસ.
૧૯. ભક્તવેલ.
૨૦. ચોરાશીનું ધવળ.
૨૧. ભક્ત બ્રાહ્મણ સંવાદ.
૨૨. બાંનાધારીઅંતરનિષ્ટ સંવાદ.
૨૩. શ્રી કૃષ્ણનામમહાત્મમંજરી.
૨૪. શ્રી કૃષ્ણનામમહાત્મમાધુરી.
૨૫. શ્રી કૃષ્ણનામ ચંદ્રિકા.
૨૬. હરિદાસ ચંદ્રિકા.
૨૭. હરિભક્તરત્નમાળા.
૨૮. હરિનામવેલી.
૨૯. શ્રીગુરુપ્રતાપ ચંદ્રિકા.
૩૦. પ્રેમપ્રશંસા.
૩૧. ભ્રાંતિભંજન.
૩૨. અન્યાયમર્દન.
૩૩. મોહમર્દન.
૩૪. ઇશ્વરતાલક્ષણ.
૩૫. પુષ્ટીપથસારમણીદામ.
૩૬. નામામૃતધારા.
૩૭. ચિંતાચૂર્ણિકા.
૩૮. લઘુસ્વાંતઃકરણસમાધાન.

---

### (હિંદુસ્તાની ગ્રંથોનાં નામ.)

૧. સતસઈયા.
૨. રસિકરંજન ગ્રંથ.
૩. વસ્તુવૃંદનામદીપિકા.
૪. બૃજબિલાસામૃત.
૫. પુષ્ટભક્તરૂપમાલિકા.
૬. હરિદાસમણિમાલા.
૭. કલેશકોંઠાર.
૮. વિજ્ઞપ્તિવિલાસ.
૯. સિદ્ધાંતસાર.
૧૦ પુષ્ટીપથરહસ્ય.
૧૧. સ્વાંતઃકરણસમાધાન.
૧૨. પ્રમેયપચાવ.
૧૩. પ્રસ્તાવપિયૂશ.
૧૪. સ્પલ્પાપારપ્રભાવ.
૧૫. શ્રી કૃષ્ણનામમહાત્મમાર્તંડ.
૧૬. શ્રી કૃષ્ણનામ ચંદ્રિકા.
૧૭. વિશ્વાસામૃત.
૧૮. વૃંદાવનવિલાસ.
૧૯. કૌતકરત્નાવળી.
૨૦. શ્રી ભાગવત અનુક્રમણિકા.
૨૧. અકલચરિત્ર ચંદ્રિકા.
૨૨. અનન્ય ચંદ્રિકા.
૨૩. પ્રસ્તાવ ચંદ્રિકા.
૨૪. પિંગળસાર.
૨૫. શ્રી કૃષ્ણસ્તવનામૃત.
૨૬. સ્તવનપિયૂશ.
૨૭. ચાતુર ચિત્તવિલાસ.
૨૮. શ્રી હરીસ્વમસલતા.
૨૯. અનુભવમંજરી.
૩૦. ગુરુપૂર્વાર્ધે બહુ શિષ્યા ઉત્તરાર્ધે.
૩૧. માયામતખંડન.
૩૨. ભગવતભક્તોત્કર્ષતા.
૩૩. ઇશ્વરતા પ્રતિપાદિક.
૩૪. ભગવતઇચ્છોત્કર્ષતા.
૩૫. મૂર્ખલક્ષણ.
૩૬. શ્રી કૃષ્ણનામમહાત્મ સંશયછેદક.
૩૭. શુધાદ્વૈતપ્રતિપાદન.

---

# પરિશિષ્ટ.

## જ્યુરીસડીક્શન બીલ.

સને ૧૮૫૮ માં રાણીનું રાજ થયું ત્યારે આ દેશની પ્રજાએ ઘણી ઘણી આશા રાખી હતી, પણ તેમાંની જુજ કોઈ જૂદી રીતે ફલીભૂત થઈ હોય ત્યારથી તે આજ લગીમાં સરકારની નીતિ જે જોવામાં આવી છે તે ઉપરથી કહેવાય કે સત્તાએ સમયના ધારાની આણ મનાવી પ્રજાને પોતાના કામમાં ગુંચવી છે, હકને વાસ્તે વાહી છે ને દેશને નિર્ધન કીધો છે. એવી સ્થિતિમાં પણ રાજપ્રકરણથી અલગી રહેનારી પ્રજામાં થોડાક જણ પ્રજાના દુઃખ જણાવવે હક્ક માગવે ઉદ્યમી હતા. પાછલથી તેમાંના પણ કેટલાક તે બોલતા લખતા બંધ પડ્યા હતા. એવામાં લોર્ડ રીપનનું આવવું થયું ને એના આરંભેલા કામથી દેશીઓ વળી પાછી આશા રાખવામાં ઉમંગ ધરતા થયા છે.

લાર્ડ રીપનની યોજનાએ ઈંડિયા ને ઈંગ્લંડ બંનેની પ્રજાને વિસ્મય પમાડ્યો છે ને અમે તો એમજ માનીયે છીએ કે પાછલાં વર્ષની સર્વે ખાતાંની અવ્યવસ્થા સુધારવી અને દેશીઓને એઓની કેટલીક માગણી આપવી; અર્થાત્ **રાજનીતિનું રીવીઝન** કરી નવી વ્યવસ્થા કરવી એ હેતુ વૈસરાયનો છે. અને વળી માનીએ કે એ મોટું સાહસ કામ લાર્ડ રીપને કેવળ આત્મબુદ્ધિયે નહિ, પણ બ્રિટિશ પ્રધાન મંડળની ગુપ્ત અનુમતિ લેઇને જ આરંભ્યું છે. ઈંગ્લંડના લોકોની તથા અહીંના અમલદારોની અને દેશીઓની વૃત્તિ જાણી લેઈ ઉપરાઉપરી ધારા કરવાની જવાબદારી પોતાના ઉપર તે રાખે નહિ—પોતાથી ન ફવાય તો પોતાના જ લોકમાં હમેશની નિંદા થાય તેનો વિચાર તેને હોય જ, તેથી પોતાને માટે મી૦ ગ્લાડસ્ટનની કોઈ ગૂઢનીતિ સંભવે છે.

બ્રિટિશ રાજનીતિ આ દેશના સંબંધમાં પછી કોઈપણ ધોરણની નક્કી થવાની જરૂર છે કે જેથી સત્તાધારીવર્ગ તથા પ્રજાવર્ગ બંને પોતપોતાની મર્યાદામાં વર્ત્તે અને આ દેશનું રાજ્ય ખરેખરું સબલ થઈ બ્રિટનના રાજ્યને પ્રસંગે પ્રસંગે સાહાય્ય કરે. બ્રિટિશ રાજનીતિ બ્રિટનમાં ને ઈંડિયામાં જૂદી જૂદી છે, પણ ઈંડિયામાં કેટલી કેવી જૂદી તેનાં તત્વ નક્કી કરવા વિષે છેક હમણા લગી કોઇએ ખંતે વિચાર કીધેલા જણાયા નથી. લાર્ડ રીપનના પ્રયોગ એ વિષયમાં કાંઈ પણ દેખાડશે જ.

કેટલાક દેશીનું મત્ત છે કે બ્રિટનની પ્રજા જે રાજનીતિનું સુખ ભોગવે છે તેજ આપણને મલવું જોઇએ. આપણે દેશીઓ પરસ્પર જાત ધર્મે જુદા છીએ, પણ મહારાણીની પ્રજારૂપે એકસરખા ધારાની આણમાં છીએ ને સરખું સુખ દુઃખ ભોગવીએ છીએ ત્યારે આપણે ને ઈંગલંડના લોક જૂદી જૂદી સ્થિતિમાં શા માટે? કેટલાકનું મત છે કે ઇંગલંડના લોકના હક કોઈ કાલે આપણને મલનાર

નથી; પણ સંસ્થાની રાજ્યની પ્રજાના તો મળવા જોઇએ—શા માટે આપણામાંના યોગ્ય તે પારલામેંટમાં ન બેસે ને ઉંચે દરજ્જે ન ચઢે? અહીંના અંગ્રેજો પૂર્વજના જયીપણાંને બહાને દેશીઓથી વધારે હક્ક માગે છે તો અમે પણ ભૂમિપુત્ર રૂપે અમારો હક્ક આગળ પાડી આ દેશ-રાજ્યની સમૃદ્ધિ અહીં જ રાખીએ છીએ; બહાર લેઈ જઈ ખાનગી કુટુંબોના વૈભવમાં તફરેક કરતા નથી માટે, અમારો હક્ક ઓછો નથી. કેટલાક કહે છે કે બ્રિટિશ રાજ્ય પોતાની ઉંચી ધારા નીતિને માટે મગરૂબ છે, પણ અહીં તો ધારાએ કામ કાઢી લેવાની જુક્તીઓ છે, બાકી અમલદારોની સ્વેચ્છાનીતિજ ચાલે છે. કોઈ દહાડો ગોરો કાળાને હળવું નથી; એકીની આશા રાખવી ફોકટ છે, પછી જોયાં કરો કે માગ્યાં કરો.

રાજ્યની આબાદાનીને વાસ્તે મહારાણીની સરકાર આ વખતે જે યોજના બહાર પાડે છે તે ત્રણ મોટા વિષયને લગતી છે—દેશને પાછો સધન કરવો, પ્રજાના હકની વ્યવસ્થા કરવી અને વખણાતો ન્યાય જે વગોવાય છે તેને પાછો વખણાતો કરવો. બહાર પડેલી તથા પડવાની યોજના કેવા ધારાંના રૂપમાં આવશે તે હવે પછી જણાશે, પણ યોજનાને જોતાં તે રાજ્યને સબલ કરનારી જણાય છે ખરી.

એ યોજનાઓમાં એક આ છે કે યૂરોપીઅન અપરાધીનો પણ ન્યાય દેશી અધિકારી કરે. એ બીલ બહાર પડેથી કલકત્તાના ઘણાક યૂરોપીઅનોએ તપી જઈ ત્રણેક હજારની સંખ્યામાં ભેલા થઈ તા૦ ૨૮ મી ફેબરવારીએ બીલની વિરુદ્ધ ઠરાવો કીધા છે ને તે કરતાં તેઓએ સરકારની સામાં ઉતરી પડવામાં ને દેશીઓને ભાંડવામાં અને અંગ્રેજોના હક ફુલાઈ ફુલાઇને છટાથી દેખાડવામાં લગાર પણ ઓછ રાખી નથી. પણ એથી સરકાર આ વેળા ડબાઈ જઈ ધારો કરવો મુલતબી રાખે એમ અમને તો ભાસતું નથી. નિંદકો નિંદાય છે ને તેમાંના બહુબોલાએ દેશીને માઠું લગાડવાની દલગીરી બતાવી છે.

પણ વળી જે ઉસકેરાયલી હાલતમાં કેટલાક યૂરોપીઅનો આજકાલ મંથન કરે છે તેમાં જો તે ફાવ્યા તો દેશીઓએ નક્કી કરવાનું છે કે વિદેશી દેશીનો, ગોરા કાળાનો, જયી જિતનો ભેદ બ્રિટિશ રાજ્યમાંથી સમૂળો જનાર નથી ને ગોરા કાળાનું વાકયુદ્ધ વહેલું મોડું પણ શસ્ત્રયુદ્ધમાં ઉતરવાનું અને તે દોષ સરકારના જાતભાઇઓને શિર ઠરવાનો. બ્રિટિશ રાજ્ય કદી પણ નિર્બલ થશે તો તે દેશી પ્રજાના આચરણથી નહિ, પણ યુરોપીયનનાં જ આચરણથી. જો વૈસરાય પોતાના સંકલ્પ પાર પાડવામાં પાછો હઠશે તો ઉપર કહેલું પરિણામ હવે નિપજ્યા વગર રહેનાર નથી—કેમકે જેમ યુરોપીયનની ડબાઈ રહેલી લાગણી બહાર પડી તેમ દેશીઓની મોડેથી પણ પડવી જોઇએ.

સ્થાનિક રાજ્યના વિષયમાં મુંબઈ સરકાર સામી પડી હતી અને આ બીલની સામા વકીલ વેપારી વગેરે અંગ્રેજ પ્રજા છે. આ તો હજી આરંભ છે, પણ મોટા હક્ક સંબંધી યોજના બહાર પડશે ત્યારે અંગ્રેજો કેટલાં વધારે પગલાં ભરશે? પણ

વૈસરાયની સભાને અમારી વિજ્ઞપ્તિ આટલીજ છે કે હવે ગોરી કાલી પ્રજાની સમય સમયની લાગણીનીજ ઉપર દ્દષ્ટી ન રાખતાં, તેમાંથી સાર લેઈ રાજનીતિ જાથુને માટે સારી સ્થપાય તેવા ઉપાયના વિચાર દ્દઢતાએ કરવા.

કલકત્તામાં યુરોપિયન મીટીંગના ઠરાવ જણાવતાં મી૦ કેઝવિકે કહેલું કે, "ન્યાયના કોઈ અર્થ સરે તેને વાસ્તે તે (બીલ) જરૂરનું નથી"—અમે કહીશું કે યુરોપીઅન ને દેશી એક સરખા ધારાની આણમાં આવેથી બ્રિટિશ ન્યાય આ દેશમાં પક્ષપાતવાળો છે તે શુદ્ધ થશે ને એમ એક મોટો અર્થ ન્યાયનો સરશે ને એને વાસ્તે બીલ પાસ થવાની જરૂર છે. તેણે કહેલું કે "બ્રિટિશ પ્રજાનો એક ઘણો કિમતી લાંબી મુદતથી મનાતો આવેલો હક છીનવી લેવાશે ને દેશીઓને ફાયદો થાય તેમ નથી"—અમે કહીશું કે બ્રિટિશ પ્રજાના હક પુરેપુરા બ્રિટનમાં હોય; તેના હક ઇંડિયામાં દેશી પ્રજાથી વધારે નજ હોવા જોઇયે; કેમકે ઇંડિયાના ધારા બ્રિટનના ધારાથી જુદા છે ને કદાપિ વધારે હોવા જોઇએ તો તે કેટલા તે હજી નક્કી થયું નથી અને જીતનારા દાખલ હકની તકરાર અગર રાખીએ તો તે ફક્ત બ્રિટિશ અમલદારોને વાસતે થાય, બીજી બધી બ્રિટિશ પ્રજાને વાસ્તે નહિ, અને મુદતની તકરાર હવે લુલી છે, કેમકે રાજધાનીઓમાં દેશીઓને હક આપવામાં આવ્યો છેજ; વળી દેશીઓને મોટો લાભ કે લાયકની કદર થશે ને સરખે હકે તે રાજી થશે. તેણે કહેલું કે "બ્રિટિશ પ્રજાની સ્વતંત્રતાને ધોકો પહોંચશે ને દેશીઓના રક્ષણમાં વધારો થનાર નથી"—અમે કહીશું કે ખરી સ્વતંત્રતા તે ઉન્મતાઈ સાથે નથી પણ જવાબદારી સાથે છે ને એવી રુડી જો બ્રિટિશ પ્રજાની સ્વતંત્રતા છે તો તેને ધોકો છેજ નહિ અને ઉન્મત્ત યૂરોપીઓએ દેશીઓને જ્યારે ત્યારે હેરાન કીધાના દાખલા માલમ પડ્યા છે તો તેવાઓ હવે પછી દેશીઓને દુઃખ દેવે સાવધ રહેશે તેથી દેશીઓનું વધારે રક્ષણ થશે જ. તેણે કહેલું કે "સલામતીની ધાસ્તીમાં બ્રિટનના લોક પોતાની પુંજીનો વાવર આ દેશમાં નહિ કરે ને બ્રિટિશ પ્રજા—સ્ત્રી છોકરાના જાન જોખમમાં રહેશે"—અમે કહીશું કે સત્તાની—ધારાની—અમલદારીની નબલાઈ નથી ત્યાં સુધી ગોરી કે કાળી પ્રજાને કોઈ પણ વાતે ધાસ્તી નથી જ તો પછી તેનું બીજું કહેવું ખરું કેમ? અને વળી ભુંડા હંગામના વખતોમાં પણ બ્રિટિશ પુંજી અહીં આવેલી છેજ. તેણે કહેલું કે "રાજ કારભારની તેવી કોઈ મુશકેલી નો'તી આવી કે બીલની જરુર પડી"—અમે કહીશું કે દેશી પ્રજાના સંબંધનો હમેશનો વાંધો દૂર કરવાને પહેલી જોગવાઇએ બીલ બહાર પાડવાની જરુર છે. તેણે કહેલું કે 'સબળ તત્વના પાયા ઉપર તે રચાયું નથી; તેને અનુભવનો આધાર નથી"—અમે કહીશું કે ગોરી કાળી પ્રજાનો ન્યાય પ્રકરણમાં સરખો હક એજ રાજ્યના રક્ષણને માટે સબળ તત્વ છે અને ગોરી પ્રજાને વધારે હક આપી દેશીઓને નારાજ કરવા તેના કરતાં એકના માની લીધેલા હક ઓછા કરી, બીજાનાં વધારી, એની મોટી સંખ્યાની રાજભક્તિ વધારવી એજ ખરો અનુભવ છે. તેણે છેલ્લે કહ્યું કે 'એ બીલે બંને બાજુમાં જાતિવિરોધ

તથા ઈર્ષાની લાગણી એટલી તો ઉસકેરી દીધી છે કે જેવી ૧૮૫૭ ના બંડ પછી કોઈ વેળા ઉસકેરાઈ ન હોતી"—અમે કહીશું કે દેશી બાજુમાં જાતિ વિરોદ્ધની લાગણી આટલું આટલું થયાં છતે હજી પણ ઉસકેરાઈ નથી ને ઈર્ષાની લાગણી થોડીક ઉસકેરાઈ છે તે સામી બાજુનો દ્વેષ તથા ઈર્ષા જોઇને જ; બંડની વખતમાં સરકારના પોતાના સીપાઈ તથા જુજ રાજકુળનો દ્વેષ હતો, પણ તે દેશીઓનો કેહેવાય જ નહિ ને દેશીઓની તો ઉલટી સાહાય હતી કે જેથી સમાધાની વહેલી આવી હતી.

મિ૦ કેઝવિક, મિ૦ બરાન્સન ને બીજા એઓએ, ઇંડિયા સરકારની નીતિ કેટલાંક વરષ થયાં યુરોપીયનના હક તોડી એઓને હલકા પાડવા ને દેશીઓને વધારવા તરફ થઈ છે તે ગેરવાજબી રાજ્યને નુકસાન કરનારી થઇ છે ને આ બીલથી તો બ્રિટિશ પ્રજાના હકનું તલીઆઝાટક થઈ જવાનુંજ એવું એવું કહ્યું હતું. વળી "વગર વિચારે આ ટંટો ઉભો કીધો છે," "આપણે આથીનીઅનની પેઠે પોકાર કરી કરીને તેને સમજાવવી જોઇએ," "તેને મોટો ઠપકો આપ્યા વિના ચાલતું નથી." "વૈસરાય તથા તેને સલાહ આપનારા આપણી લાગણીની હાલત જાણતા નથી," "બિલની તરફેણના બેવફાદાર મતોની હીમાયત કરનારાઓએ બંધ પડવું જોઇએ" વગેરે વગેરે. મિ૦ બરાન્સને દેશી સામાં ઉતરી પડતાં બકવાદ કીધો છે કે "સેંકડો વરસ પરાધીન સ્થિતિમાં કાહાડેલી એવા તે સ્વતંત્ર જાતી લોકની સ્થિતિ શું જાણે?" "સત્ય પ્રમાણિકપણું ને ખરો ધર્મ એમાં દેશીઓને હજુ કેળવાવું જોઇયે છે ને ત્યારેજ તેનો ઉદે થશે." "તેઓ પોતાના જીતનારાઓને ધિક્કારતા આવ્યા છે;" "હિંદુને પોતાના તાબે કરનારાઓ ઉપર ઘણો દ્વેષ છે;" "તેઓ કાવાદાવાવાળા છે, સાપના જેવા છે, જ્યાં આપણાથી આપણા સુધા ટેકથી જવાય નહિ ત્યાં તે ખુશામતિયાઓ જઈ કાન ભેરવી શકે છે, "તેઓ જુઠાં જુગતાં તુત બનાવી સાક્ષી દાખલ ઉભા રહેવે ચતુર છે." વગેરે વગેરે. એ બધાંનું વિવેચન કરવું નીરથક સમજી છોડી દેઇ મી૦ બરાન્સનના એક વાક્ય ઉપર થોડુંક લખાવી આજનું પત્ર પુરું કરીશું.

તેણે કહ્યું છે કે "સ્વતંત્ર સ્થિતિમાં જન્મેલી–ઉછેરેલી પ્રજા પોતાની સ્વતંત્રાને ચાહે છે ને તે લાગણીનો વિચાર પરાધીનપણાનાં ડબાણે રહેલી પ્રજાને હોય નહિ તો હિંદુ જેવી પ્રજાને અંગ્રેજો પોતાની સ્વતંત્રતા સોંપી દેવાની બાબતમાં સામાં થાય તેમાં નવાઈ જેવું શું છે?" નીચો તે ઊંચાની ને પરાધીન તે જયીની લાગણી જાણે નહી એ તેનું બોલવું છે, પણ તેણે સમજવું કે હિંદુ નીચા નથી. તે રાજકીય પરાધીનતામાં છતે સ્વતંત્ર છે. અને ગ્લાની વગરના ઉંચાનીચા સરવેનો ન્યાય કરવે તેઓની બુદ્ધિ અભિમાનના મળ વગરની છે. બ્રિટનની પ્રજા સરવાનુમતે પસાર થતા પોતાના રાજકીય ધારાને માનનારી દાખલ સ્વતંત્ર ને એમ પોતાને ઉંચી સમજે છે; તેમ હિંદુ પ્રજા પોતાની પરંપરાની નીતિનું સંરક્ષણ કરવામાંજ પોતાનું ઉંચપણું પાળે છે ને તે એટલે લગી કે દેશી વિદેશી કોઈપણ રાજનીતિને

આન આપવું; પણ રાજ્ય વહેવારની ખટપટમાં સરવેજણે નજ પડવું ને એમ ઉપાધિ રહીત રહી પોતપોતાના કુળના ઉદ્યોગમાં રહેવું એમાંજ ખરી સ્વતંત્રતા માને છે ને એમ ધર્મતત્વ વિવેકને હજારો વરસના અનુભવે ખરું સમજે છે;— પછી બ્રાન્સનના મત્તવાળા પોતાની સ્વતંત્રતાના અભિમાનનો આકાશદીવો જોઇએ તેટલો ઉંચે ચઢાવ્યા કરે. વિદેશી જનના ધારાને તાબે નજ થવું ને તેટલા માટે સામું લડવું જ એ નીતિ દેશી પ્રજાના અગ્રેસરોએ હંમેશ રાખી છે, પણ હાર પામ્યા પછી નવા ધારાને તાબે રહેવું ને કરડા પણ હોય તેને પણ ખમવા એ નીતિ રાખી છે; પછી અતિ ઉપર વાત આવે ત્યારે તો કેસરિયાં છેજ. હાર પામ્યા પછી પણ નિરંતર સત્તાની સામે થયાં કરવાની અનીતિ હિંદુઓ આચરતા નથી અને એવા માટે શું તેઓ ડબાઈ ગયલા છે? આયરલંડના લોકની પેઠે આ દેશના લોકનું મથક નથી એવી રૂડી ઉંચી પ્રજાને નીચી ડબાઈ ગયલી છે એમ અભિમાની સ્વાર્થી અંગ્રેજો કહે. પરાધીન પણ વલવલાટ ન કરતી હિંદુપ્રજા સુજન દુરજન સત્તાધારીને વહેલા જ સારી રીતે ઓળખી શકે છે. વળી જયી લોકની લાગણી જીત લોકની લાગણીથી જુદી હોય: પહેલામાં કેટલાક દુરજન ને બીજામાં કેટલાક સુજન પણ હોય: સ્થિતિ ભેદ બંનેમાં હોય, પણ શું તેટલા માટે બ્રિટિશ પ્રજા ઇંડિયા સરકારના સામાન્ય ન્યાયની આણમાંથી છટકી જવાનું કરે એ તેની ઉંચી માનેલી સ્વતંત્રતા તથા ન્યાય બુદ્ધિને ઘટે છે? એક રાજ્યમાં જ્યાં સુધી જયી જીતને માટે જુદા ધારા છે ને જુદો ન્યાય છે ત્યાં સુધી તે રાજ્ય સબળ નહિજ, ને એ વાત ઇંગ્લંડની પ્રજા ક્યાં નથી જાણતી.—નોરમન ફ્રેન્ચની પરાધીન, આંગ્લો સાકસન પ્રજારૂપે ને પછી કાથલિક સત્તાધારીની પ્રોટેસ્ટંટ પ્રજારૂપે? વળી સરકાર જે દેશીને લાયક સમજી આધકારી ઠેરવે તે પણ, અપરાધના આરોપવાળો એવા કોઈ અંગ્રેજનો પણ ન્યાય ન કરે—અંગ્રેજ છે માટે એમ બોલનારા અંગ્રેજો પોતાની જાતિ અભિમાનની લાગણીની નીચી તાબેદારી કરે છે એ નવાઈ જેવું જ છે. દેશી ન્યાયાધીશ પોતાની શાંત પ્રકૃતિથી અંગ્રેજનો ન્યાય કરવાનો પ્રસંગ હોવાથી બારીકીથી તપાસ કરી (પોતાનું કીધેલું અપીલમાં ન ફરે વાસ્તે) ખરો ચુકાદો આપશે એવો રૂડો વિચાર ન કરતા દેશી અંગ્રેજની લાગણી સ્થિતિને સમજશેજ નહિ, તેને છુંદી નાખશે એમ નીતિ વરોધનો ભુંડો વિચાર કેટલાક ગોરાએ જણાવ્યો છે તે દેશીઓ ઉપર દ્વેષની લાગણીથી નિકળેલો છે એમા કંઈ શક નહિ. રાજધાનીમાં દેશી ન્યાયાધિશોએ કીઆ ન્યાય ખોટા કીધા છે? ને જીલ્લાઓનાં કરશે જ એમ આગલથી કહેવાની જરૂર શું હતી? જે વાણીપ્રહાર તેઓએ પોતાના જાતવાન જાતભાઈ, સમજતી સરકાર ને ડાહ્યા દેશીઓ ઉપર ચલાવ્યો છે તે ખરેખર કુડો ને ભુંડો છે અને દેશીઓનું પરાધીનપણું વગોવતા પોતે અધીરપણું ને ભીરુપણું છતું પાડી પોતાના જયીપણાને નબલું દાખવ્યું છે.

---

# ब्रह्मतृषा.

'तपसा ब्रह्म विजिज्ञासस्व । ब्रह्मविदाप्नोति परम् ॥'

(એટલે)

એકાગ્રચિત્ત થઇને બ્રહ્મને જાણવાની ઇચ્છા રાખો;
બ્રહ્મના જાણનારાઓ બ્રહ્મને પ્રાપ્ત થાય છે.

---

જેમ સાબરનો જીવ પાણીને માટે તલપે છે:
તેમ તમારો જીવ બ્રહ્મને માટે તલપો.

---

ભાઇઓ, ઘણી શોકકારક વાત છે કે તમારી પાસે ઇશ્વરની છાયા છતાં તમે તડકામાં રખડો-ભટકો છો. શા માટે તમે ભટકો છો? જેમાંથી તમને મોટો આનંદ મળે એવો જે બ્રહ્મ તેને મુકીને તમે આડા શા માટે જાઓ છો? શા માટે ઇશ્વરને નારાજ કરી અંધકારમાં અથડાવવું જોઇએ? ઇશ્વરનો અખૂટ ખજાનો મોં આગળ છતાં શા માટે દરિદ્રી રહેવું જોઇએ? મિષ્ટાન્ન ભોજન ભાણામાં હોવા છતાં શા માટે ભૂખ્યા રહેવું જોઇએ? જ્યાં લગી ઇશ્વર ઉપર સ્નેહથી તમારું મન ચોંટયું નથી, ત્યાં લગી પેલી દુનિયાના સુખની મોટી મોટી આશા પાયા-વગરની જાણવી. તોપણ હું જાણું છું કે પ્રસંગે કોઈ કોઇવાર તમને બ્રહ્મમેળાપની તૃષા લાગે છે. ઓ પ્રભુ, તારા મેળાપના મારા આ સઘળા ભાઇઓ તરસ્યા થાઓ. ભાઇઓ, આ હું તમને કંઈ શાપ દેતી નથી; પણ તમે તરસ્યા થાઓ એમ કહી તમને આશીર્વાદ દઉં છું કે છેલ્લી વારે તરસ મટાડી તમારો જીવ ટાહાડો કરો. આ પ્રમાણે તમારામાં સારા અને નરસાનો ભેગ થયો છે. જેમ દૂધમાં પાણી મેળવ્યું હોય, રૂપામાં સીસું મેળવ્યું હોય તેમ તમારા સદ્ગુણની જોડે કેટલાક દુર્ગુણનો મેળાપ થયો છે માટે સદા ઇશ્વર પાસે માગો કે તમારા સદ્ગુણો સબળ રહે, અને દુર્ગુણો નાશ પામે. ઇશ્વરને માટે તમારાં ધન માલ મીલકત સઘળું જવાનો વખત આવે તોપણ ડરવું નહીં, ઉલટો મોટો આનંદ લેવો. તમને ક્યાં અજાણ્યું છે, કે જેણે ઇશ્વરની ખાતર પોતાના રાજપાટની પણ કંઈ દરકાર રાખી નથી તે ભર્તૃહરીનું જ જુવોની, કે જ્યારે તેણે રાજત્યાગ કીધો, ત્યારે શું તે જરા પણ દિલગીર હતો? 'હાય રે! મારું રાજ્ય ક્યાં ગયું! મારા મહેલો ક્યાં છે! ક્યાં છે મારા ખજાના' વગેરે શબ્દો તેના મુખમાંથી કદી પણ નિકળ્યા છે? અરે, પણ શેના નિકળે? મહેલમાં જુઓ તો તેનો બ્રહ્મ, ખજાનામાં જુઓ તો તેનો બ્રહ્મ, સઘળામાંજ બ્રહ્મ. હવે તેને બીજા શેની અપેક્ષા રહી? ખરો રાજા છતાં પણ તે પોતાના રાજ્યને માટે કંઈ પણ બોલ્યો છે કે, 'ફલાણા રાજાનો પરાજય થાઓ અને તેનું સઘળું રાજ્ય મારી પાસે આવો?' વગેરે. પણ એ અને એના

જેવા બીજા ઈશ્વરપુત્રો, (અને તેઓજ ઈશ્વરના ખરા પુત્રો છે) તેઓ તો પ્રતિદિવસ કરગરી એમ માગતા અને માગે છે કે, 'ઓ પ્રભુ! હું તારા ચરણારવિંદ આગળ ક્યારે આવીને ઉભો રહીશ? ક્યારે હું તારા ભક્તમંડળમાં બેસીને તારા કીર્તનમાં જ દાહાડા કહાડીશ? ઓ ઈશ્વર! ઓ ઈશ્વર! તારા શિવાય મારાથી જીવાતું નથી.' આ પ્રમાણે જેમ વખુટું પડેલું ઘેટીનું બચ્ચું પોતાની માને માટે બરાડે છે, તેમ તેઓ ઈશ્વરને માટે કરે છે અને કરતા. મને કહો કે આ પ્રમાણે તમે ઈશ્વરને માટે તરસો છો? કદાચ તમારામાંથી કોઈ કહેશે કે હા, રોજ અમે યજ્ઞ હોમ આદિ વિધિઓ કરીએ છીએ, દરરોજ ભભકાથી દેવની પૂજા કરીએ છીએ, દરરોજ દેહેરે જઈએ છીએ. પણ એ બહારના ઠાઠમાઠમાં તમારું મન ગુંથાવું ન જોઈએ. કોઈ દાહાડો તમારાથી યજ્ઞ કે હોમ વિધિસર ન થાય તો તમે શું કહેશો? 'આજ મારાથી હોમ બરોબર થયો નહિ,' 'આજ મારાથી સંધ્યા પૂજા ઠીક ના થઈ,' વિગેરે. પરંતુ જેટલું આને માટે દિલગીર થાઓ તેટલા ખરા ઈશ્વરને માટે થાઓ તો કેટલું સારું? આ પ્રસંગે એ કર્માદિ કરવાથી ગેરફાયદો છે એમ હું કહેતો નથી, પણ જે લોકો બહારથી એવો ઠાઠમાઠ કરે છે અને પોતાના મનમાં ઈશ્વરને માટે કંઈ જ લાવતા નથી તેમને જ હું કહું છું કે એ બહારના ભભકામાં કંઈ જ લાભ નથી, તે લાભનો ભંડાર તો તમારી ખરી લાગણીમાં જ રહ્યો છે. નાળીયેરની પેઠે ઉપલું કાચલું કહાડી નાંખી અંદર જે કોપરું છે તેને જ મેળવવાની ઇચ્છા રાખો. તમે નક્કી ધારજો કે આખી સૃષ્ટિ તમારાં અંતરમાં જ છે. એ કંઈ ખાવાનું નથી કે પીવાનું નથી; ઈશ્વર કંઈ બહારની પૂજાથી રાજી થતો નથી; જે કંઈ તમે અમથું ઉપલક ઉપલક મ્હોયે બોલો છો તેથી રાજી થતો નથી; એ ઈશ્વર કંઈ માનતાથી કે બલિદાનથી રાજી થતો નથી; પણ એ તો તમારા અંતઃકરણમાંથી નિકળતા એને વિશે ખરા ઉભરાથી રાજી થાય છે, અને સદા તમે તેની સાનિધ્યમાં આવી રહો તેથી રાજી થાય છે.

આ પ્રમાણે આપણા સઘળાનો ધર્મ છે કે ઈશ્વરને કોઈ પ્રકારે કરીને પણ પ્રસન્ન રાખવો. વારુ, એ તો આપણે સઘળા જાણીએ છીએ કે તેને રાજી રાખવો, પણ તેને રાજી રાખવાને ઉપાય શો? આપણે જે હેતુથી નિયમ પ્રમાણે આજ અત્રે એકઠા મળ્યા છીએ તે એક ઈશ્વરના વહાલા થવાનું સાધન છે. તમે કદાચ કહેશો કે આપણે એકઠા મળવાની શી જરૂર છે? એ હેતુ શું ઘેર પાર નથી પડતો? પણ એમ ના ધારતા. સમસ્ત થતું કંઈ પણ કામ માણસના મન ઉપર ઘણી જ અસર કરે છે, અને સમાન ભાવનાથી આપણા ભાઈઓની જોડે બ્રહ્મને ભજવામાં આપણા ભાવને ટેકો મળે છે. તે વધારે મુસ્તકીન પાયાપર આવે છે. વળી ઈશ્વરભજનમાં સમસ્તે એકત્ર થવું એ એક સ્વાભાવિક પ્રેરણા જેવું છે. એજ મૂળ હેતુથી, અસલના અજ્ઞાન કાળથી તે હવડાં સુધી સઘળા દેશોમાં દેવસ્થાન, દેહેરાં, મસિતો અને દેવલો છે. જે ઠેકાણે ખરા ભાવથી ઈશ્વરભજનની ધૂની લાગી રહી હોય છે,

અને તેના સૂરો ચોગરદમ આનંદમય અસરે છે, ત્યારે કોને તે ધૂનિનો સ્વર કાને પડતાવારને તેમાં સામેલ થવાની ઉત્કંઠા થતી નથી? મિત્રો! આપણે સર્વ આવે ઠેકાણે એકઠા મળીએ, આપણા દયાળુ બ્રહ્મનાં કીર્તનો ગાઇએ, આપણે સઘળા ઇશ્વરપ્રતિ સાથે મળી વંદન કરીએ, અને ઇશ્વરને દૃઢતાથી પકડી રહીએ, એ સઘળું શું થોડું આનંદદકારક છે? ધર્મોપદેશનું શ્રવણ કરી તેમાંથી સારાસાર ગ્રહણ કરી ઘેર જવું, અને ઇશ્વરના વિચારમાં જ સૂવું, એ શું થોડું સુખાકારી છે? શું તમે મને ખોટો માનો છો? જો તમને એમ લાગતું હોય કે અસલ અમે ઇશ્વરસેવામાં મગ્ન રહેતા; પણ હાલ તે ઉપરથી અમારું દીલ ઉડી ગયું છે, તો હું તમારી વતી ઇશ્વર પાસે નમતાઇથી માગી લઉં છું કે, તે તમને સારી મતિ આપી તેની ઉપર તમારી પ્રીતિ દૃઢ રખાવે! પણ જો તમે એટલાથી જ સંતોષ માની બેસી રહેતા હો કે અમે આ સ્થળે અઠવાડિયે અઠવાડિયે મળીયે છે તો ખરા, પછી વળી બીજું શું કરીએ? તો હું તમને સાષ્ટાંગ પ્રણામ કરી વિનંતી કરું છું કે, અહીં મળવાથી જ તમારું મન સંતોષ પામો નહિ, પણ સાબરનું મન, તૃષાથી પાણીના નાળાને માટે તલપે છે, તેમ તમારો આત્મા સદા તલપતો રહે. હું ઠોકી ઠોકીને કહું છું કે, તમારો આત્મા એ સ્થિતિમાં સદા રહે. એ કંઈ આજના દાહાડાને માટે કે કાલને માટે નથી પણ રોજ એવી સ્થિતિ રહેવી જોઇએ. મને સારી પેઠે માલમ છે કે તમારામાંના જ ઘણા, થોડાકાળ ઉપર ઘણા ભાવિક હતા; ધર્મના કામમાં ઘણા આતુર રહેતા. પણ હાલ તેઓ મંદ થઈ ગયા છે; અને તેને માટે તેઓ દિલગીર પણ હશે. અને તેઓ દિલગીર છે માટે હું પ્રભુને વિનવું છું કે, ઓ ઇશ્વરા! તારા સંબંધી બેફીકરીના નાશકારક ઝપાટાથી, તેઓના મનરૂપી વહાણ, દુઃખ દર્યામાં નિકળી ગયાં છે તે તારી કૃપાએ પશ્ચાત્તાપરૂપી અનુકુળ વાયુથી તારી શ્રદ્ધાના બારામાં ખુશીથી આવી અટકે; અને તરસ્યાં સાબરનો જીવ જેમ પાણીને માટે તરસે છે, તેમ તેમનો જીવ પણ તરસો. શેને માટે? એમ પૂછવાની જરૂર નથી. તે તેમના ચિહ્ન ઉપરથી જ જણાવવું જોઇએ, કે શેને માટે તરસે છે. તે સાબરના નાકમાંથી નીકળતા ફુંફાડાઓ, ઉંચી રહી ગયેલી ડોક, ધબકતું કાળજું, બાહાવરી આંખ, બહાર નીકળતી જીભ, વગેરે ઉપરથી, હરેક જણને માલમ પડવું જોઇએ કે તે પાણીને માટે જ—કોઈ થંડા ઝરાને માટે જ—તલપે છે. તેમજ તમે મ્હોંયે કહો કે અમે ઇશ્વરને માટે તરસીએ છીએ એટલું જ બસ નથી; પણ તમે કહો નહીં ને બીજાં કોઈ તમારાં ચિહ્ન ઉપરથી જ જાણે કે 'આ' ખરેખરો તલપે છે, ત્યારે ખરું. મને કહો કે તમારો આત્મા, આ પ્રમાણે તમારા બ્રહ્મને માટે તરસે છે–તલ્પે છે? જો હોય તો તો ઠીક જ, પણ જો ના હોય તો તો તમે પોતાને ઠપકો દો કે, અમે ઘણું ખોટું કરીએ છીએ. સિધો માર્ગ મુકીને અમે મોટો ચકરાવો ફરીએ છીએ. તમારા અંતઃકરણમાં ભેદાયલા ખરા બોલોને તમારા આત્મા પાસે ખુલ્લી રીતે કહડાવો કે ઓ

પ્રભુ! મારે કંઈ જોઈએ છે,—તે તુંજ, જે વસ્તુમાં મારા બીજા ભાઈઓનાં મન મોહ પામી ગયાં છે, તે મારે નથી જોઈતું; માન મેળવવાને બીજા લોકો જે માગે છે તે મારે નથી જોઈતું; પણ ઓ બ્રહ્મ! ઓ સનાતન બ્રહ્મ! મારે તો તારી ચાકરી જ જોઈએ છે. તથા સત્સંગનું અખંડ સુખ ભોગવું એ જોઈએ છે. ઓ બ્રહ્મ! તેં મારો કેમ ત્યાગ કીધો છે? પાછું તારું દર્શન દે! મુક્તિ મળવાની આશા તો મેં છોડી દીધીછ, માટે તે મળવાની આશાથી થતાં સુખનો મને ભોગી કર! ઓ પ્રભુ! મારા આત્માની પતિજ કરી આપ કે તુંજ મોક્ષરૂપ છે; અને મારો સદા મિત્ર થઈ રહે.

બીજું—સાધુ પુરુષો બ્રહ્મ-તૃષાથી પીડિત હોય છે. તે કેવા કે ક્યાં તો તૃષા હોલવવી, કે પ્રાણ ત્યાગ કરવો. બીજું, ગમે તે સુખ તેની આગળ મુકો, પણ તે નિષ્ફળ. સાબર, તરેહ તરેહની ઈચ્છા કરે છે. કોઈ વખત ખુશીથી લીલો ચારો ચરે છે, કોઈ વખત ઝાડની શીતળ છાયાતળે પડે છે; પણ જ્યારે કુતરા પાછળ લાગ્યા હોય છે, શ્રમિત થયું હોય છે, શ્વાસ ભરાઈ ગયો હોય છે, ત્યારે ક્યાં તો પાણી પી પોતાની તરસ મટાડે છે કે ક્યાં તો મરણ પામે છે. તેનો જીવ તો એકજ વસ્તુને જોઈ રહ્યો છે. તે શી વસ્તુ? એક થંડો ઝરો-પાણીનો થંડો મીઠો ઝરો. બીજું કંઈજ નહિ. તેમજ તમે ઈશ્વરને માટે તરસો. તે મળ્યો કે સઘળું મળી ચુક્યું. જો તમારી શ્રીમંતાઈ સઘળી જતી રહેતી હોય, ને દરિદ્રતા વેઠવી પડતી હોય; જો મંદવાડે પીડાવવાનો વખત આવે, અથવા તમારી પ્રાણપ્રિય વસ્તુનો ત્યાગ કરવો પડતો હોય, એટલું સઘળું થતાં જો બ્રહ્મનો સત્સંગ થતો હોય, તો એક ક્ષણ પણ વિલંબ લગાડશો નહિ. તેમ, તે વેળા તમને મોહની જાળ નાખવાને ગમે તે આવે, તોપણ તમારે તેમાં ફસાવવું નહિ. તમે કોઈ દિવસ રસ્તે ભુલું પડેલું છોકરું 'ઓ મા! ઓ મા!' કરતું રડતું નથી જોયું? તે છોકરાંને ગમે તે આપીને તમે સમજાવોની તેથી શું તે 'મા! મા!' કરતું રહેશે? તેણે તો તેની મા ખોઈ છે, અને તેથી તે કશાથી પણ સંતોષ પામશે નહિ. તેને તમારે ઘેર તેડી જાઓ, રમકડાં બતાવો, ખાઉ મ્હોં આગળ મુકો, પણ તે તેને છેડશે નહિ. તેને તો પોતાની મા જુવે તોજ કળ વળે. હવે એ છોકરાંને એની મા બતાવો. તેની પાસે ઉમળકાથી દોડી જવા દો. પછી તેને શું બીજું જોઈએ છે? કંઈજ નહિ. તેમજ તમારો જીવ ઈશ્વરને માટે થવો જોઈએ; ઈશ્વર વિના તમને જંપ વળવો ન જોઈએ. પાંજરામાં રાખેલા પોપટને કોઈ વેળા છુટો મુકો, પછી તેને ગમે તેટલા દાણા નાખી લલચાવવા જાઓ, ગમે તેટલું બોલાવો, માટે શું તે આવશે? તેનો જીવ તો તેના જાતિભાઈને જોવામાંજ છે. પેલા સાબરનો જીવ જેમ પાણીમાં છે, તેમ તમારો જીવ બ્રહ્મમાં રહો. સદા તમને બ્રહ્મની તૃષા લાગો. તૃષા શબ્દનું મહત્વ જુવો. તરસ કેમ ને ભુખ કેમ નહિ? પણ તમે સહુ જાણોછો કે ભુખ તો બે ત્રણ દિવસ પણ

વેઠાય. લશ્કરના સિપાઇઓ ઘણીઓવાર ભૂખનું દુઃખ તો ભોગવી છૂટ્યા હશે; પણ તરસ વેઠાય નહિ. ઇતિહાસમાં ઘણી મોટી મોટી ફોજોનો તરસથી ઘાણ વળી ગયેલો તમે વાંચ્યો છે.

વળી ઇશ્વરનિષ્ટામાં તરસ્યા સાબરનું રૂપક લીધું છે તે એ મતલબથી કે સાબર પશુ ઘણું નરમ, અને મુંગું છે. જ્યારે ઘણુંજ તરસ્યું થાય છે, ત્યારે ઘણાજ કષ્ટથી કારી ચીસ પાડે છે. તેમ ઇશ્વરનો જે ભગત છે તેના મ્હોંમાંથી હૃદય ફોરીને કેટલાક લાગણીના શબ્દો નીકળવા જોઇએ. જો તે શબ્દ વ્યાકરણના દોષથી અશુદ્ધ નીકળે, અડધા નીકળે અને કેટલીવાર તો બોલવો માંડ્યો હોય ને બોલાયજ નહિ, તો પણ કંઈ ચિંતા નહિ. ગમે તેમ કરી બ્રહ્મપાનથી જીવાત્માની તૃષા મટાડવી. એ બ્રહ્મપાનની કંઈ જરૂર છે કે નહિ તે વિચારો. તમે વિચારો તો ખરા કે જ્યારે તમે ઇશ્વરથી વેગળા હો છો, ત્યારે તમને કેટલાં જોખમ આવી નડે છે? પાપમાં ફસાવવાને કેટલા વિકારાદિ ફાંસિયા નડે છે? એવું જાણવા છતાં પણ તે બ્રહ્મની ઇચ્છા ન રાખવી? હવે આપણે વિચારો કે એ બ્રહ્મપાનની ઇચ્છા થવાનાં કારણ શાં છે? એ કારણો બે તરેહનાં છે. અંતર્ય (internal) અને બાહ્ય (external). અંતર્ય કારણ એ કે માણસ જાત પાસ કંઈ તે સિવાય બીજો ઇલાજ રહ્યો નથી. મોટા અરણ્યમાં ઊંટ કદી પાણીને માટે તરસતું નથી; કેમકે એને જળની ઝાઝી ગરજ નથી—પોતાના પેટમાં થોડા દાહાડા લગીનું રાખી મુકે છે. સાબરને તેમ નથી. તેમજ આપણે પણ નથી. માટે એ કારણને માટે આપણને ઇશ્વરના નાળાની જરૂર છે. આપણે કંઈ ઝાઝાં પુણ્ય નથી કરતા કે જેના બળે આપણને ઇશ્વર કૃપાની ગરજ ન હોય. આપણે તો આપણી પાસ પુણ્ય ખુટવા આવ્યું કે પાધરી બ્રહ્મામૃત પાનની જરૂર છે. અર્થાત્ આપણો દરેક વાર પુનર્જન્મ થતો હોય એમ લાગે છે; અને તે પુનર્જન્મ પૂરેપૂરો બ્રહ્મના ઉપર આધાર રાખે છે. અને તેટલા માટેજ આપણે ઇશ્વર માટે તરસીએ છીએ.

ઓ બ્રહ્મોપાસક મિત્રો! જો તમારી પાસે કંઈ એટલી તાકાત હોય કે જેની મદદથી તમારે ઇશ્વરની મદદની જરૂર ન પડે, તોતો વળી જુદીજ વાત. પણ જ્યારે ખુલ્લી રીતે નિરાધાર અને તેની મદદના ગરજાઉ છો, ત્યારે તો તમારી ફરજ છે કે બ્રહ્મના ઠંડા ફુવારામાંથી જળ પીને તમારા ભ્રમ ધોઈ નાખો.

ભાંજો ભ્રમ ભક્ત બ્રહ્મોપાસનાથી.

બીજું બ્રહ્મપાનની ઇચ્છાનું બાહ્ય કારણ આ છે. પેલું સાબર તરસથી પીડાય છે તેનું બાહ્ય કારણ શું? બપોરી રણનો તડકો, લાંબો પંથ કાપવો પડેલો તેનો થાક, અને કુતરાં તેની પાછળ લાગેલાં છે તેનો ગભરાટ; તેમ જ માણસ ત્રિવિધ તાપથી બળુંબળું થયો હોય છે, આ દુનિયાનો વિકટ માર્ગ, અને કામક્રોધાદિ કુતરાથી ગભરાયલો વગેરે કારણો ઉપરથી, તેને બ્રહ્મના પાનની જરૂર છેજ, એની

જરૂરનાં બીજાં કારણો ભૂત, ભવિષ્ય ને વર્તમાન કાળના વિચારો છે. સાબર પાણીના નાળાને માટે તલપે છે, તેનું કારણ એ કે તેણે તે નાળાનો અગાઉ અનુભવ મેળવેલો અને તેથી કેટલી ઠંડક વળે છે તે તે જાણે છે, તેમ બ્રહ્મોપાસનાથી અગાઉ કેવી સુખાકારી સ્થિતિ હતી તેનું માણસને ભાન છે. તે જાણે છે કે તેમાં કેટલું સુખ રહેલું છે. તમે ઈશ્વર લીલામાં લીન થયા હતા, ઈશ્વરની જોડે પ્રીતિમાં પડ્યા હતા, અને ઈશ્વરનેજ દેખી રહ્યા હતા; તમે જાણોછો કે તે દાહાડા ઘણાજ સારા ગયા. ત્યારે તે ગયા દાહાડા સંભારી કંઈ હાલ ઈશ્વરની તૃષા રાખો. વર્તમાન કાળમાં તમે દુઃખથી પીડિત છો. વળી બ્રહ્મઈચ્છાનું ત્રીજું કારણ ભવિષ્યની આશા છે. આપણે જાણીએ છીએ કે આપણે બ્રહ્મના નાળામાંથી અમૃતપાન કરીશું, તો આપણને સુખ થશે. કોઈ માણસને કહો કે ભાઈ, આવો સારો દાહાડો સૂર્યથી શોભાયમાન દેખાય છે, તોપણ કાલથી સૂરજ ઉગવાનો નથી. એથી પેલો માણસ કેટલો નિરાશ થશે? પણ તેને કહો કે ભાઈ, આતો શું, પણ આગળ એવી ઋતુ આવશે કે આખી સૃષ્ટિ સૂર્યથી રંગીત થઈ રહેશે અને સૂર્ય આજની પેઠે રોજ ઉગશે; ત્યારે તેને કેટલી ખુશી ને હિંમત આવશે. તેમજ કોઈ વખત આપણા એવા દાહાડાઓ આવશે કે, જે સમયે ઈશ્વર આપણને આનંદમય કરશે, અને આપણા ઉપર કૃપાવૃષ્ટિ વરસાવશે. નિરાશ ન થાઓ, જુવો તો ખરા કે ઈશ્વર પોતાના છોકરાને કેમ રઝળાવશે! કોઈ માતા, પોતાનાં ધાવતાં છોકરાંને રડતું મુકી ચાલતી થશે? કદાચ જો તે એમ કરે તો પણ ઈશ્વર કદી તમને એમ છોડી જશે નહિ. જે ઈશ્વર આખી સૃષ્ટિમાં ઝીણામાં ઝીણી વસ્તુની ફીકર રાખવી ચુકતો નથી તે આપણે જે એની વાહળી બનાવટ તેને જ છોડી દેશે? નહિ.

આપણે આ ભવસાગરમાં બુડવાની તૈયારીમાં છીએ. તેમાંથી બચવાને ઈશ્વર શિવાય કોઈનીજ સહાય નથી, કે જે આપણને ઉછળતા ઉત્પાતના મોજામાંથી અને વિકારોના વમળોમાંથી બચાવે. પ્રભુ તમને ભૂખ્યા રાખો, કેમ કે આગળ પકવાન્નનું મિષ્ટ ભોજન આવવાનું છે અને બ્રહ્મ તમને તરસ્યા રાખો, કેમકે આગળ અમૃતપાન તમારી આગળ આવવાનું છે. તમે આટલો તો દીલાસો લઈને બેસો કે, જે તમારા મનમાં ઈશ્વરે આવી તૃષા ઉત્પન કીધી. તે તમારી તૃષા મીટાડશે નહિ શું? તે તમને ટટળાવશે? કેટલાક આપણા મૂળથી કુવિચારને લીધે, આપણને દોહેલું લાગે છે કે ઈશ્વર આપણને ક્ષમા નહિ કરે? બાકી એ બ્રહ્મ તો સદા તમારું રક્ષણ કરવાને તત્પરજ છે. તે આપણને એવી આજ્ઞા કરે છે કે ઓ મનુષ્યો! કોઈ માણસ તમને હજારો ગાળો ને મેંણા દે, તોપણ તમારે મૌન્ય ધારણ કરી તે સઘળાં ક્ષમા કરવાં. ત્યારે ઈશ્વર જે એ આજ્ઞાનો આપનાર તેજ આપણને ક્ષમા નહિ કરે? એણે કંઈ થોડીવાર તમને ક્ષમા કીધી નથી. એ તો તમને ક્ષમા કરેજ છે અને કરશે જ. જે જંજાળની બેડીમાં તમે પડ્યા

છો, તેમાંથી તે તમને મુક્ત કરશે. આશ્ચર્ય ન પામો. ઇશ્વરને કંઈ વાર નથી. ઇશ્વરની ઇચ્છા થઈ કે આમ થવું જોઇએ કે પાધરું થયુંજ છે. ઓ મારા ભાઇઓ, જેઓ એમ ધારે છે કે ઇશ્વર તમને ભૂલી ગયો છે, તેઓને બ્રહ્મ સદા અનુકૂળ થાઓ, અને જેમ સાબરનો જીવ પાણીને માટે તલપે છે, તેમ તમારો જીવ બ્રહ્મને માટે તલપો. તથાસ્તુ !



## સને ૧૮૫૦ થી તે ૧ લી સપટેંબર ૧૮૬૫ સુધીમાં છપાવેલા ગ્રંથો.

| | |
|---|---|
| નર્મગદ્ય પુસ્તક ૧ લું ... ... ... ... કિમત. રૂ. | ૬) |
| નર્મકવિતા પુસ્તક ૧ લું ... ... ... ... ... | ૪॥ |
| નર્મકવિતા પુસ્તક ૨ જું ... ... ... ... ... | ૩) |
| નર્મકવિતા પુસ્તક ૩ જું ... ... ... ... ... | ૨॥ |
| નર્મવ્યાકરણ ભાગ ૧ લો ... ... ... ... ... | ૦॥ |
| નર્મકોશ ભાગ ૧ લો ... ... ... ... ... | ૧૨) |
| નર્મકોશ જે થી–ણ સુધી... | |

---

| | |
|---|---|
| કવિ અને કવિતા—અંક ૧,૨,૩. ... ... ... ... | ૧॥ |
| ગીતાવળી અંક ૧ લો ... ... ... ... ... | ૦। |
| મનહર પદ ... ... ... ... ... ... | ૧) |
| દયારામ કૃત કાવ્યસંગ્રહ. ... ... ... ... ... | ૧૦) |

અંગ્રેજી ને ગુજરાતી લઘુકોશ જે ભાઈ અરદેશર, નાનાભાઈ અને મેં છપાવ્યો છે તેમાં મેં ૧–૮૮, ૨૩૯–૩૩૨, ૩૭૬–૪૦૦,–૪૪૪–૪૫૨,૪૭૪–૫૦૬ એમ સહુ મળીને ૨૪૯ પૃષ્ઠ મારી ૭ મહિનાની મેહેનતનાં છે.



સને ૧૮૫૦ થી તે સપ્ટેંબર સને ૧૮૬૫ સુધી જાહેર સભાઓમાં કરેલાં મ્હોડેનાં ભાષણો, વાંચેલા નિબંધો અને વાંચેલી કવિતાઓ.

૧ જુવાન પુરુષોની અન્યોઅન્ય બુદ્ધિવર્ધક સભામાં*

૧ મંડળી મળવાથી થતા લાભ... ... ... ... (નિબંધ)

૨૩ બુદ્ધિવર્ધક હિંદુસભામાં.

૧ હિંદુઓની સ્વાભાવિક પ્રકૃતિ... ... ... ... (નિબંધ)

૨ રંડીબાજી વગેરે ન કરવાવિશે ... ... ... ... (,,)

૩ સ્વદેશાભિમાન ... ... ... ... ... (,,)

૪ નિરાશ્રિત પ્રતિ શ્રીમંતના ધર્મ ... ... ... ... (,,)

૫ સંપવિશે ... ... ... ... ... ... (,,)

૬ રડવા કુટવાની ઘેલાઈ ન કરવાવિશે ... ... ... (,,)

૭ મંડળી મળવાથી થતા લાભ ... ... ... ... (ભાષણ)

૮ રૂપકાલંકાર—સજીવારોપણ ... ... ... ... (,,)

૯ ઈતિહાસની સ્તુતિ ... ... ... ... ... (કવિતા)

૧૦ કેફ ન કરવાવિષે ... ... ... ... ... (,,)

૧૧ લલિતા—બાપ દિકરીનું હેત ... ... ... ... (,,)

૧૨ સાહસ ન કરવાવિષે... ... ... ... ... (,,)

૧૩ સ્વતંત્રતા ... ... ... ... ... (,,)

૧૪ વનવર્ણન અને પરસ્ફુરણ ... ... ... ... (,,)

૧૫ પ્રવાસવર્ણન ... ... ... ... ... (,,)

૧૬ વેહેમનો કોટ પાડવાવિશે ... ... ... ... (,,

૧૭ શૂરવીરનાં લક્ષણો ... ... ... ... ... (,,)

૧૮ દેશમેં આનંદ ભયો જે જે વિક્ટોરિયા ... ... ... (,,)

---

* એ સભાનો હું પ્રમુખ હતો. એ સભાનો હેતુ એવો કે એક મહિનામાં બે વાર ખાનગી સભા ભરી પોતપોતાનો સુધારો કરવો. એ સભાની તરફથી જાહેર ભાષણો પ્રથમ હટિશ્વર મહાદેવનાં દેહેરાંની પાસેના ઘરમાં ૧૦૦ થી વધારે શ્રોતાઓની હજુરમાં બે થયાં;—એક ઉપલું મારું અને એક જાદુ ઉપર નારણદાસ કલ્યાણદાસનું. પછી સભાએ પાંજરાપોળમાં મળવા માંડ્યું ને અહીં માણેકલાલ ગોપાળદાસે સ્ત્રીઓને વિદ્યાભ્યાસ કરાવવાવિશે નિબંધ તૈયાર કરીને કારોબારી મંડળીને આપ્યો. પણ વાંચવાને સારુ દાહાડો મુકરર કરતા હતા એટલામાં મારે સુરત જવું ઠર્યું. ને મારા ગયા પછી ૧૦-૧૫ દાહાડે ભાઈ પ્રાણલાલ, મોહનલાલ, ગંગાદાસ વગેરેનું સભાની મંડળીમાં સ્હેજ આવવું થયું ને ત્યાંહાં પછી અન્યોઅન્ય બુદ્ધિવર્ધકવાળાઓએ તેઓને વિનંતી કીધી. તે તેઓનાં દિલમાં ઉતરી ને પછી તેઓએ આગેવાન થઈને સભાનું નામ બદલી બુદ્ધિવર્ધક હિંદુસભા રાખ્યું ને પછી માણેકલાલપાસે તેનો સ્ત્રીઓને વિદ્યાભ્યાસ કરાવવાસંબંધી નિબંધ વંચાવ્યો.

૧૯ પિંગળ પ્રવેશમાંની સમજણ... ... .. ...(ગદ્ય પદ્યમાં)
૨૦ અલંકાર રસમાંની સમજણ ... ... ... ... (,,)
૨૧ પુનર્વિવાહવિષે ... ... ... ... ... (,,)
૨૨ દેશાટન અને શૂરવીરનાં લક્ષણો ... ... ... (કવિતા)
૨૩ રણમાંથી પાછું ન ફરવું ... ... ... ... (નિબંધ)
૫ મારા મકાનમાં.
૨ ભક્તિવિષે ... ... ... ... ... (ભાષણ)
૨ સાકારવિષે ... ... ... ... ... (,,)
૧ પ્રાર્થના ... ... ... ... ... ... (કવિતા)
૨ ખેતવાડીની વ્યવહાર ઉપયોગી જ્ઞાનવર્ધક સભામાં.
૧ સ્ત્રીઓને વિદ્યાભ્યાસ કરાવવાવિષે ... ... ... (કવિતા)
૨ વેહેમનો કોટ પાડવાવિષે અને પરચૂરણ... ... ... (,,)
૧ હિંદુ છોકરીઓની નિશાળમાં.
૧ એ નિશાળને ઉત્તેજન મળે તે અર્થે ડા. ભાઉએ વાંચેલા નિબંધને
ટેકો આપતાંમાં જે કરેલી તે... ... ... ... (,,)
૧ બળવા સંબંધી ઈશ્વિર પ્રાર્થના કરવાસારુ મામાદેવીમાં મળેલી સભામાં. (,,)
૧ બળવા સંબંધી ઈશ્વિર પ્રાર્થના કરવાસારુ ડા. ભાઉના મકાનમાં
મળેલી સભામાં ... ... ... ... ... (,,)
૧ રાવસાહેબ ભોગીલાલસારુ વરલીમાં મળેલી પાર્ટીમાં... ... (,,)
૨ સુરતની સ્વદેશહિતેચ્છુ મંડળીમાં.
૧ મંડળી મળવાથી થતા લાભ... ... ... ... (નિબંધ)
૨ સ્ત્રીઓના વેહેમ અને અજ્ઞાનવિષે ... ... ... (,,)
૪ સુરતની એંડ્રુસ લૈબ્રેરીમાં.
૧ સ્વતંત્રતાવિષે ... ... ... ... ... (કવિતા)
૨ વેહેમનો કોટ, જાતિભેદ વગેરે... ... ... ... (,,)
૩ શિકારી ને હરણની વાત, વનવર્ણન વગેરે ... ... (,,)
૪ હિંદુઓની પડતી ... ... ... ... ... (,,)
૧ અમદાવાદની હેમાભાઈ ઇનસ્ટીટ્યુટમાં.
૧ વેહેમનો કોટ, શૂરવીરનાં લક્ષણ, પુન... (કવિતા)
૧ ભરુચની જ્ઞાનબોધક સભામાં.
૧ વેહેમનો કોટ, હિંદુઓની પડતી વગેરે... (કવિતા)

---

१९ પિંગળ પ્રવેશમાંની સમજણ... ... ... ...(ગદ્ય પદ્યમાં)
२० અલંકાર રસમાંની સમજણ ... ... ... ... (,,)
२१ પુનર્વિવાહવિષે ... ... ... ... ... (,,)
२२ દેશાટન અને શૂરવીરનાં લક્ષણો ... ... ... (કવિતા)
२३ રણમાંથી પાછું ન ફરવું ... ... ... ... (નિબંધ)
५ મારા મકાનમાં.
२ ભક્તિવિષે ... ... ... ... ... (ભાષણ)
२ સાકારવિષે ... ... ... ... ... (,,)
१ પ્રાર્થના ... ... ... ... ... ... (કવિતા)
२ ખેતવાડીની વ્યવહાર ઉપયોગી જ્ઞાનવર્ધક સભામાં.
१ સ્ત્રીઓને વિદ્યાભ્યાસ કરાવવાવિષે ... ... ... (કવિતા)
२ વેહેમનો કોટ પાડવાવિષે અને પરચૂરણ... ... ... (,,)
१ હિંદુ છોકરીઓની નિશાળમાં.
१ એ નિશાળને ઉત્તેજન મળે તે અર્થે ડા. ભાઉએ વાંચેલા નિબંધને ટેકો આપતામાં જે કરેલી તે... ... ... ... (,,)
१ બળવા સંબંધી ઇશ્વિર પ્રાર્થના કરવાસારુ મામાદેવીમાં મળેલી સભામાં. (,,)
१ બળવા સંબંધી ઇશ્વિર પ્રાર્થના કરવાસારુ ડા. ભાઉના મકાનમાં મળેલી સભામાં ... ... ... ... ... (,,)
१ રાવસાહેબ ભોગીલાલસારુ વરલીમાં મળેલી પાર્ટીમાં... ... (,,)
२ સુરતની સ્વદેશહિતેચ્છુ મંડળીમાં.
१ મંડળી મળવાથી થતા લાભ... ... ... ... (નિબંધ)
२ સ્ત્રીઓના વેહેમ અને અજ્ઞાનવિષે ... ... ... (,,)
४ સુરતની એંડ્રુસ લૈબ્રેરીમાં.
१ સ્વતંત્રતાવિષે ... ... ... ... ... (કવિતા)
२ વેહેમનો કોટ, જાતિભેદ વગેરે.... ... ... ... (,,)
३ શિકારી ને હરણની વાત, વનવર્ણન વગેરે ... ... (,,)
४ હિંદુઓની પડતી ... ... ... ... ... (,,)
१ અમદાવાદની હેમાભાઈ ઇનસ્ટીટ્યુટમાં.
१ વેહેમનો કોટ, શૂરવીરનાં લક્ષણ, પુનર્વિવાહ વગેરે ... (કવિતા)
१ ભરુચની જ્ઞાનબોધક સભામાં.
१ વેહેમનો કોટ, હિંદુઓની પડતી વગેરે... ... ... (કવિતા)

